# આ લેખકના ગ્રંથો નીચેનાં સ્થળોએ મળશે.



મુંબઇ—એન. એમ. ત્રિપાઠી એન્ડ કું. બુકસેલર્સ ઠે. કાલબાદેવી રોડ.
„ પંડિત જેષ્ઠારામ મુકુંદજી. બુકસેલર. „ „
„ પંડિત નારાયણ મૂળજી. બુકસેલર. „ „
અમદાવાદ—કર્ત્તા પાસે. ઠે. રાયપુર—ભાઉની પોળ.
„ બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ઠે. ત્રણ દરવાજા.
„ „ જીવણલાલ અમરશી મહેતા. ઠે. પીરમશા રોડ.
„ બુકસેલર રણછોડલાલ મોતીલાલ.
ઠે. રીચીરોડ—લક્ષ્મીવિલાસ હોટેલ સામે.
„ „ નારણલાલ મોતીલાલ. „ „
„ „ લક્ષ્મણલાલ મોતીલાલ ઠે. રીચીરોડ—પુલ ઉપર.
„ „ ઝવેરભાઇ ઉમેદભાઇ. ઠે. રીચીરોડ—ગેટ પાસે.
„ „ સાકરલાલ બુલાખીરામ.
ઠે. રીચીરોડ—બાલા હનુમાન પાસે.
સુરત—કરશનદાસ નારણદાસ. બુકસેલર. ઠે. બજારમાં.
„ લલ્લુભાઈ નારણદાસ „ ઠે. લીમડાચોક.
વડોદરા—બુકસેલર શા. મોહનલાલ મનસુખરામ. ઠે. લેહેરીપુરા.
રાજકોટ—બુકસેલર. એચરદાસ મેઘજી. ઠે. પરામાં.
„ „ વશરામ દેવચંદ ઠે. બજારમાં.
ભાવનગર—બુકસેલર—કુંવરજી ભીખાભાઈ. ઠે. બજારમાં.
„ „ વોરા અબદુલ હુશેન આદમજી. ઠે. બજારમાં.
જામનગર—બુકસેલર હેમરાજ જાદવજી. ઠે. બજારમાં—મસીદ નીચે.
વઢવાણ શહેર „ પુંજાલાલ ભગવાનદાસ ઠે. બજારમાં.
„ „ જટાશંકર હરીશંકર ઠે. બજારમાં.

આ સિવાય દેશાવરના પ્રસિદ્ધ બુકસેલરોને ત્યાંથી મળશે.



નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ સ્કૂલોમાં ઇનામ
તથા લાઇબ્રેરી માટે મંજુર કરેલ છે.

---

મહાપુરૂષોના મહાન ગુણોની હૃદયમાં છાપ પાડવા
ઉપયોગી ચરિત્રોથી ભરપૂર.

# चरित्रचंद्रिका.

( સ્વર્ગ-મોક્ષ માર્ગદર્શક મહાપુરૂષોનાં ચરિત્રો સાથે. )

## ભાગ ૧ લો.



આવૃત્તિ ૪ થી.



લેખક.

કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.

" સતીમંડળ ભા. ૧-૨, સ્ત્રીનું કર્ત્તવ્ય," વગેરે ગ્રંથોના કર્ત્તા—

અમદાવાદ.



" જનની જણતો ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહિ તો રે'જે વાંઝિણી, રખે ગમાવે નૂર."



સોલ એજંટ—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
બુકસેલર એન્ડ પબ્લીશર
ત્રણ દરવાજા—અમદાવાદ.

સંવત. ૧૯૭૫. પ્રત-૧૦૦૦. ઇ. સ. ૧૯૧૯.

---

કિંમત રૂ. ૨-૧૨-૦

# પ્રસ્તાવના.



## ( આવૃત્તિ—ચોથીની. )



જગતમાં મનુષ્યની ઉન્નતિનું મૂળ કારણ અને જીવન સુધારવાનું સાધન જીવન ચરિત્રો છે. ઉત્તમ મનુષ્યના જીવન ચરિત્રો મનુષ્ય માત્રને ઉત્તમ માર્ગ તરફ દોરી જાય છે; અને ઉચ્ચ કર્મ કરાવી આલોકને વિષે પરમ સુખ અને પરલોકને વિષે અલૌકિક પરમ મુક્તિ સુખ આપે છે; કેમકે ઉત્તમ દૃષ્ટાંત એ મનુષ્યને ઉત્તમ થવાને જાગૃત કરે છે. કલ્પિત વાતો કરતાં ખરી બનેલી વાતો મનુષ્યના હૃદયમાં સચોટ અસર કરે છે. વળી જીવન ચરિત્રો એક પ્રકારની પ્રતિમા છે; એટલુંજ નહિ પરંતુ તેમાં વળી દર્પણના ગુણ રહેલા છે, તે એવી રીતે કે જીવન ચરિત્રો વાંચતાં તેમાંના કેટલાક પ્રસંગ અને વર્ણન દર્પણની પેઠે આપણને આપણાજ સ્વભાવ, શક્તિ, અને સ્થિતિ આદિનું ભાન કરાવે છે. એટલે આપણામાં રહેલા ગુણ દોષો કે જેનું ભાન આપણને ક્વચિતજ હોય છે, અથવા બિલકુલ હોતું નથી, તેનું દર્શન ચરિત્રરૂપી દર્પણ બહુ સારી રીતે કરાવે છે. એ રીતે આપણા ભૂષણ કે દૂષણ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ, ત્યારે તેની વૃદ્ધિ કે ક્ષય કરવાનું કામ આપણને ઘણુંજ ઉપયોગી અને અનુકુળતાવાળું થઈ પડે છે. સમજુ અને વિદ્વાન જનો તેમાંથી બહુજ લાભ મેળવી શકે છે.

જીવન ચરિત્રો મનુષ્યના મનમાં વિરોધ ઉત્પન્ન કર્યા વગર પ્રત્યક્ષ બોધ આપી શકે છે. એવા બોધથી તેને પક્ષપાત, વિરોધ કે લજ્જા ઉત્પન્ન થતી નથી. જાણે પોતેજ પોતાની મેળે સુધરતો હોયની એમ લાગે છે. હરકોઇ મનુષ્ય જ્યારે મહાપુરૂષોનાં ચરિત્ર વાંચે છે, ત્યારે તેના જેવા ગુણ ગ્રહણ કરવાનું તેને મન થાય છે. વળી પોતાના ગુણ સાથે મુકાબલો કરી, તેમાંથી સારૂં નરસું તે ઝટ પારખી શકે છે. ખરેખર જીવન ચરિત્રો આ લોક અને પરલોક સંબંધી જ્ઞાન આપનાર એક ઉત્તમ શિક્ષકની ગરજ સારે છે. વિદ્વાનોએ અનુભવથી સિદ્ધ કરેલું છે કે, મનુષ્ય એ અનુકરણ કરનારૂં એટલે નકલ કરનારૂં પ્રાણી છે. તેના મનનું સ્વાભાવિક વલણ હમેશાં બી-જાનું જોઇને તેવું કરવા તરફ વધારે રહે છે. દેખાદેખી કરવાનો સ્વભાવ

સર્વ પ્રાણીમાત્રમાં જણાય છે, અને આપણે જે સારૂં લાગે તેને અનુસરીએ છીએ. આ પ્રમાણે હોવાથી આપણી દૃષ્ટિ આગળ જેમ સારી પ્રતિમા, છબી કે સારા જીવન ચરિત્રો હોય તેમ વધારે સારૂં. તેટલા માટેજ અગાઉ થયેલા કે હયાત મહાત્મા જનોનાં જીવન ચરિત્ર વાંચક વૃંદ આગળ મૂકવાની ઘણીજ અગત્ય છે. મહાત્માજનોના ચરિત્રોનું અનુશીલન કર્યાથી મનુષ્યનું હૃદય મહાનપણામાં પૂર્ણ થાય છે અને મહત્તાનો દૈવીભાવ હૃદયમાં પ્રકટ થાય છે.

મહાન્ પુરૂષોનાં જીવન ચરિત્રો વાંચવાથી અને શ્રવણ મનનથી મનુષ્યનું બુદ્ધિબળ અને વિચારશક્તિ ખીલે છે. મન સંતોષમાં રહે છે. ગમે તેવી વિપત્તિ આવી પડયા છતાં મનુષ્ય હિંમત હારતો નથી. પરંતુ એવી વખતે ધૈર્યતા રાખી પ્રભુ ઉપર પૂર્ણ વિશ્વાસ ધરી વિપત્તિ દૂર કરવા પ્રયાસ કરે છે. વળી તે સંપત્તિ સુખથી છલકાઈ જતો નથી, પણ મહાન્ ગુણો ધારણ કરી સદુધાગમાં મચ્યો રહે છે. સંસારનાં અનેક પ્રકારનાં વ્યવહારિક કાર્યોમાં જ્યારે મન ગુંચવડમાં આવી પડે છે, ત્યારે વાંચેલા મહાપુરૂષોનાં ચરિત્રોમાંના શિક્ષણીય દષ્ટાંતોથી મનનું જેવું ઝટ સમાધાન થાય છે, તેવું બીજા કોઇ ઉપાયથી થઈ શકતું નથી. વળી એ મહાન્ પુરૂષો જે કાળમાં થયા હોય છે, તે કાળનો ઇતિહાસ પણ જાણવામાં આવે છે. તેમજ બુદ્ધિશાળી પુરૂષોના ભિન્ન ભિન્ન વિચારો અને તર્ક શક્તિ ઈત્યાદિનું વાંચનારના મનમાં પૃથક્કરણ થવાથી તેના હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ પડે છે. એવા જ્ઞાન બળવડે મનુષ્ય અનુકુળ પ્રસંગ મળતાં આગળ પડે છે, અને મહાન્ પુરૂષોમાં પોતાની ગણના કરાવે છે. ઇત્યાદિ લાભો હોવાથી આજે યુરોપાદિ સુધરેલા દેશોમાં મહાપુરૂષોનાં જીવન--ચરિત્રો વાંચવાનો ઘણો શોખ છે, અને તે દેશમાં તેવાં પુસ્તકો પણ ઘણાં પ્રકટ થયેલાં હોય છે. પરંતુ આપણા દેશમાં તેવાં પુસ્તકોની ઘણી ખામી છે.

ભારત વર્ષમાં ઘણા મહાપુરૂષો થઇ ગયા છે, જેમણે તત્ત્વજ્ઞાન, સંગીત, ગણિત, ખગોળ, શાસ્ત્રવિદ્યા, હુન્નરકળા, શિલ્પકળા, યંત્રકળા, વિમાન, યોગવિદ્યા, ધર્મ, નીતિ, યુદ્ધકળા, આદિ વિવિધ વિદ્યાકળામાં અને સત્યધર્મ પ્રકટ કરીને આખી દુનિયાને આભારી બનાવી છે. એવું અર્વાચીન સત્ય શોધકોએ સિદ્ધ કરેલું છે. તે આર્ય મહાજનોએ વિદ્યા, કળા આદિમાં એવી તો અલૌકિક શક્તિ દર્શાવી છે કે, જેની કીર્તિનાં કિરણો આજે પૃથ્વીમાં ચોપાસ પ્રસરી રહ્યાં છે. એજ આર્યોના પુત્રો આજે કાળના વિચિત્ર ફેરફારથી પોતાના પ્રાચીન પૂર્વજોની અપૂર્વ વિદ્યા, કળા-

કૌશલ્ય અને આર્યાભિમાન આદિથી વિમૂખ થયા છે અને પોતાના પૂર્વજોની મહત્તા ભૂલી ગયા છે. તેવા મનુષ્યોના હૃદયમાં પ્રાચીન અર્વાચીન મહાન્ પુરૂષોની મહત્તાની ઉંડી છાપ પાડવાની ઘણી અગત્ય છે; પરંતુ તેવા મહાન્ પુરૂષોનાં જીવન ચરિત્રો એક જ ઠેકાણે મળી શકે તેવા ગ્રંથની ઘણી જ ખોટ છે. તેની ખોટ કેટલેક અંશે પૂરી પાડવાના હેતુથી આ પુસ્તક ઘણા શ્રમે રચીને સંવત ૧૯૫૧ ની સાલમાં પ્રકટ કરવામાં આવ્યું હતું. તે લોકપ્રિય થઇ પડવાથી તેની **બીજી અને ત્રીજી આવૃત્તિ** પણ ખલાસ થઇ જતાં, આ તેની સુધારા વધારા સાથે **ચોથી આવૃત્તિ** બહાર પાડવામાં આવી છે.

આ પુસ્તકની ઉપયોગીતા અને ઉત્તમતાની ખાત્રી થવાથી નામદાર **ગાયકવાડ સરકારના** કેળવણી ખાતાએ સ્કૂલોમાં ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર કરેલ છે. **ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી,** કચ્છ રાજ્ય, અને **જુનાગઢ** વગેરે સ્ટેટો તરફથી સારો આશ્રય મળ્યો છે. **ગુજરાત સાક્ષર મંડળે** ઉત્તમ સો પુસ્તકોમાં તેની ગણના કરી છે. તેમજ આ પુસ્તકના ફેલાવાથી અને તેની અસરથી મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ સ્કૂલો માટે નવી ટેક્ષ બુકો તૈયાર કરાવી, તેમાં આવાં ચરિત્રો દાખલ કર્યાં છે. વગેરેથી આ પુસ્તકની ઉત્તમતા અને ઉપયોગીતાની ખાત્રી થશે.

યુરોપના મહાભારત યુદ્ધને લઇ–કાગળો વગેરે સાહિત્યના ભાવ ચાર–પાંચ ગણા વધી જવાથી આ પુસ્તક છપાવતાં ઘણું ખર્ચ થઇ ગયું છે, છતાં આ પુસ્તકની મૂળ કીંમતમાં માત્ર ચાર આનાનો વધારો નહિ ચાલતાં કરવો પડયો છે.

આ પુસ્તક દુનિયાના દરેક ધર્મના મનુષ્યોને ઉપયોગી થઇ પડે એવું કરવામાં આવ્યું છે, આ પુસ્તક દરેક કુટુંબનાં સ્ત્રી, પુરૂષો અને બાળકો વાંચી, સાંભળી તેમાંથી ઉપયોગી જ્ઞાન ગ્રહણ કરે અને પોતાનું જીવન–ચરિત્ર સુધારી મહત્તાને પ્રાપ્ત કરે એવી મારી પ્રભુ પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

**ઇ. સ. ૧૯૧૯.**
**જાનેવારી**
**સંવત. ૧૯૭૫.**
**પોષ શુદ ૨.**

**કર્ત્તા.**
**કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.**

# અર્પણ પત્રિકા.

---

સર્વ શક્તિમાન્ પરમ દયાળુ પ્રભુ !

આપની કૃપાદષ્ટિથી પ્રેરાઈ હું, આ મનુષ્ય-હૃદયને જાગૃત
કરનાર મહાત્માઓનો ચરિત્ર-ગ્રંથ તૈયાર કરવા
સમર્થ થયો છું. અને તે આભારને લઇ આ
ગ્રંથ આપના પવિત્ર ચરણકમળમાં
ભક્તિપૂર્વક સમર્પણ
કરૂં છું.

લી.

આપનો દાસ.

કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.

---

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૮ મું.



## પ્રકરણ ૯ મું.



## પ્રકરણ ૧૦ મું.



## પ્રકરણ ૧૧ મું.



## પ્રકરણ ૧૨ મું.



## પ્રકરણ ૧૩ મું.



## પ્રકરણ ૧૪ મું.



## પ્રકરણ ૧૫ મું.



## પ્રકરણ ૧૬ મું.



## પ્રકરણ ૧૭ મું.



## પ્રકરણ ૧૮ મું.

## પ્રકરણ ૧૯ મું.

### મહાન્ કવિઓ.



## પ્રકરણ ૨૦ મું.

### મહાન્ ભકતો.



## પ્રકરણ ૨૧ મું.

### ભારતવર્ષનું ત્રિકાલિક દર્શન.



### જાહેર ખબર.





# "ચરિત્રચંદ્રિકા."



આ પુસ્તક ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઈનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કર્યું છે. તેમજ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ, જુનાગઢ સરકારે, કચ્છના નામદાર મહારાજાશ્રી, વગેરેએ તેમની ઉત્તમતાની ખાત્રી કરી સારો આશ્રય આપ્યો છે. આ પુસ્તકની ઉત્તમતા વિષે ઘણા સારા અભિપ્રાયો પડ્યા છે, તેમાંથી થોડા આ નીચે દાખલ કર્યા છે. તે ઉપરથી તેમજ હિંદી, મરાઠી વગેરે ભાષામાં છપાવી બહાર પાડવાની માગણી થયેલી છે, વગેરેથી આ પુસ્તકની ઉત્તમતાની ખાત્રી થશે.

## સર્ટીફીકેટો.

રા. સા. ગણપતરામ અનુપરામ–કાઠિયાવાડ ટ્રેનિંગકૉલેજના પ્રિન્સિપાલ અને "જાતમહેનત" વગેરે ગ્રંથના કર્તા;—"તમારા તરફથી ચરિત્ર ચંદ્રિકા આવ્યું તે માટે ઉપકાર માનું છું. આ જંજાળવાળી જીંદગી અને પ્રવાસનો વ્યવસાય છતાં આપનું પુસ્તક મેં વાંચ્યું છે. એ સંગ્રહ પાડવાડે તમે ઘણો શ્રમ તથા કાળ ખર્ચ્યો હોવો જોઈએ; તે ખાતે વંચક વર્ગે તમારો ઉપકાર માનવો ઘટે છે. એ પુસ્તક રસિક, ધર્મ નીતિથી ભરપૂર અને પ્રાચીન અર્વાચીન પુરૂષોની ધર્મનીતિ જાણવાને તથા દરેક ધર્મોનાં તત્વો જાણવાને ઉપયોગી છે.

એ પુસ્તકની ભાષા શૈલી પણ તમારા બીજા ગ્રંથોની પેઠે સાદી અને સરળ છે; એટલે જનસમૂહને માટે એ પુસ્તક વિશેષ પાત્ર છે."

पंडित रामलाल शर्मा जोधपुर (मारवाड).–" महाशय! आपकेरचित "चरित्र चंद्रिका" को देखकर मेरादिल अत्यंत प्रसन्न हुआ, निःसन्देह आपका परिश्रम सराहनीयहै–यदि इसीतरह आप ओर ओर पुस्तकें प्रकाशित करेंगे तो आशाहेकि भारतनिवासीयोंको बहुतकुछ लाभ होगा–आप कभी ओर कोई पुस्तक प्रकट करेंतो मुजे सूचना भेजें इति." आपका कृपाकांक्षि.

पंडित रामलाल शर्मा, जोधपुर.

**રા. બા. લાધાભાઇ હરજી. કાઠિયાવાડ ઇલાકાના પોલિટિકલ એજંટ સાહેબના દફતરદાર**–"મારે કહેવું જોઇએ કે આપે રચેલું ચરિત્ર ચંદ્રિકા નામે પુસ્તક બહુ જ સારૂં અને ઉપયોગી છે. ગુજરાતી ભાષામાં આવા પુસ્તકની ખરેખર ખોટ હતી તે તમોએ પૂરી પાડી છે. એ માટે તમોને ઘણી શાબાશી ને માન ઘટે છે.

**કવિ દલપતરામ ડાહ્યાભાઈ સી. આઇ. ઇ. અમદાવાદ;**–"તમારૂં રચેલું ચરિત્ર ચંદ્રિકા વાંચી ઘણોજ આનંદ થયો છે. હાલની ઉછરતી પ્રજાને વાંચવાને આવા પુસ્તકની ખરેખર ખોટ હતી તે તમોએ પૂરી પાડી છે. આ પુસ્તક આદિથી અંત સુધી ધર્મનીતિ અને તત્વજ્ઞાનથી ભરપૂર છે. શિવ, વિષ્ણુ, રામાનુજાચાર્ય, માધવાચાર્ય, સ્વામીનારાયણ, પ્રણામી પંથ, જૈન, બૌદ્ધ, નાનક, કબીર, ચાર્વાક, મુસલમાન, પારસી, ઇસુખ્રિસ્ત, યાહુદી, વગેરે પ્રખ્યાત ધર્મોના પ્રવર્ત્તકોના ચરિત્રો આપી લોકોને સારાસાર જાણવાને ઉપયોગી થઈ પડે એમ કર્યું છે; એટલુંજ નહિ પણ પ્રાચીન ઋષિ મુનિઓ, સિદ્ધ મહાત્માઓ, મહારાજાઓ વગેરેના ચરિત્રોનો સંગ્રહ આપી લોકોને અનેક પ્રકારનું શિક્ષણ લેવાને ઉપયોગી થઇ પડે એમ કર્યું છે. આ તમારો શ્રમ ઘણો સ્તુતિપાત્ર છે. આ પુસ્તક અમે દરેક સ્ત્રી પુરૂષને વાંચવાની ભલામણ કરીએ છીએ."

**પ્રૉફેસર મણિલાલ નભુભાઈ;**–તમારૂં "ચરિત્ર ચંદ્રિકા" પુસ્તક વાંચી પ્રસન્ન થયો છું. ઋષિ મુનિઓ, મહાત્માઓ, અને ધર્મ પ્રવર્ત્તકો વગેરે અનેક મહાન પુરૂષોનાં ચરિત્રોનો સંગ્રહ ઘણો શ્રમ લઇ દાખલ કર્યો છે, તે ઘણોજ ઉપયોગી અને સ્તુતિ પાત્ર છે. આ પુસ્તક ધર્મ, નીતિ અને પવિત્ર જ્ઞાનથી ભરપૂર છે. અર્વાચીન પ્રસિદ્ધ થતાં નાટક ચેટકો અને વાર્તાના પુસ્તકો વાંચવા કરતાં આવાં પુસ્તકો ઉછરતી પ્રજાએ બેધડકપણે વાંચવાં જોઇએ. આ પુસ્તક અમે દરેક કુટુંબમાં સ્ત્રી, પુત્ર, પુત્રીઓને ધર્મ નીતિનું શિક્ષણ આપવા માટે રાખવાની ભલામણ કરીએ છીએ."

**રા. બા. ગીરધરલાલ ઉત્તમરામ, અમદાવાદ;**—'તમારૂં ચરિત્ર ચંદ્રિકા વાંચી ઘણો ખુશી થયો છું, આવા ધર્મનીતિ અને પવિત્રજ્ઞાનથી ભરપૂર પુસ્તકની ખરેખરી ખોટ હતી, તે આપે શ્રમ લઇ પૂર્ણ કરી છે. મનુષ્યનું મન ચંચળ છે; તે જેવા દાખલા અને દૃષ્ટાંત્ મેળવે છે તે તરફ વળે છે, આ પુસ્તકમાં જે મહાન્ પુરૂષોનાં ચરિત્રો દાખલ કર્યાં છે, તે ખરેખર વાંચનારના મનને પવિત્ર, પ્રેમી અને જ્ઞાની બનાવી દે તેવાં છે, એટલુંજ નહિ પણ પોતાની જીંદગીનું સાફલ્ય શું કર્યાથી છે તે જણાઇ આવે

છે. આ પુસ્તક દરેક ગૃહસ્થે પોતાના ઘરમાં સંગ્રહ કરી વાંચવાની ભલા-મણ કરીએ છીએ. આ પુસ્તકની બે નકલ મને મોકલાવશો."

**રા. રા. ત્રીભોવનદાસ મોતીરામ ડેપ્યુટી સ્ટેશનમાસ્તર બી. બી. એન્ડ સી. આઇ. ઇ. રેલવે. દુવા**—"લખવાને ઘણોજ ઉત્સાહ ઉપજે છે કે આપના તરફથી **ચરિત્ર ચંદ્રિકા** નામે જે ગ્રંથ પ્રગટ થયો છે તે ઘણોજ ઉત્તમ છે, તે વાંચવાથી મારી ખાત્રી થઈ છે. ગુજરાતી ભાષામાં એની બરોબરી કરી શકે એવો કોઇ ગ્રંથ હજુ સુધી બહાર પડયો નથી. વિશેષ લખવાનું કે સદરહુ ગ્રંથની એક નકલ મને તરત મોકલાવશો."

**રા. રા. ગોપાલજી બુધારામ, રેલવે સીટીસ્ટેશન કરાંચી**—"માનવંતા સાહેબ! આપે માનવહિતાર્થે જે **ચરિત્ર ચંદ્રિકા** પુસ્તક પ્રકટ કર્યું, તે વાંચી પરમ આનંદ થયો છે. તે પુસ્તક રહસ્યાદિથી ભરપૂર છે. ગુજ-રાતી ભાષામાં તેવા પુસ્તકની ખોટ હતી તે આપે ઘણોજ શ્રમ લઇ પૂરી પાડી છે. તેથી આપનો મોટો આભાર માનું છું. એ પુસ્તક મેં પહેલેથી તે છેવટ સુધી છ સાત વખત વાંચ્યું; તોપણ તે એવું તો રસિક તથા બોધક છે કે, તે ફરી ફરીને વાંચવાનું મન થાય છે. ખરેખર એમાં આપે જે શ્રમ લીધો છે તે સ્તુતિ પાત્ર છે. હું હમેશાં ઈશ્વર પાસે યાચના કરૂં છું કે, ગુર્જર પ્રજામાં આવા ગ્રંથકારો હમેશાં થાઓ. હું સર્વ ગૃહસ્થોને નમ્ર વિનંતી કરૂં છું કે આ પુસ્તકરૂપ અમૂલ્ય હીરાને ખરીદી વાંચવા ચૂકવું નહિ. પુસ્તકનું કદ વગેરે જોતાં તેની કીંમત કાંઇ લેખામાં નથી."

**રા. રા. વ્રજલાલ પુરૂષોતમ બક્ષી, વડોદરા**—"ચરિત્ર ચંદ્રિકા" વાંચીને ઘણોજ હર્ષ થયો છે. એ પુસ્તક માટે આપે જે શ્રમ કર્યો છે તે ઘણોજ સ્તુતિ પાત્ર છે. હાલમાં સંખ્યાબંધ હેંડબીલો બહાર પડે છે અને તેમાં ઘણી અતિશયોક્તિ વપરાય છે; તે દોષથી કેવળ આપનું હેંડ-બીલ મુક્ત છે. આપે હેંડબીલમાં પ્રથમ જે જણાવેલું છે તેથી પણ વિશેષ એ પુસ્તકમાં સમાવી સુશોભિત કર્યું છે. એક ઘડામાં સમુદ્ર ભર્યો હોય તેની પેઠે એ પુસ્તકમાં આર્ય અને અનાર્ય વગેરે મહાન્ પુરૂષોનાં ઐતિહાસિક સંક્ષેપ ચરિત્રો દાખલ કર્યાં છે; તે ધર્મ, નીતિ અને તત્ત્વજ્ઞાનથી ભરપૂર છે. આ પુસ્તક પ્રગટ કરી આપે દેશબંધુઓના ઉપર મોટો ઉપકાર કર્યો છે. એટલુંજ નહિ પણ આલોક અને પરલોક સુધારવાનું સાધન કરી આપી આપનું નામ અમર કર્યું છે. એ પુસ્તકનું કદ અને મહેનત વગેરે જોતાં તેની કીંમત કંઇજ વધારે નથી. જીંદગીનું સાફલ્ય કરવા ઇચ્છનારે આ

પુસ્તક લક્ષપૂર્વક વાંચી મનન કરવું જોઇએ. દરેક ગૃહસ્થે આ પુસ્તક પોતાના ઘરમાં અવશ્ય વાંચવા રાખવું જોઇએ."

**અલાઉદ્દીન પીરભાઇ બી. એ. હાજીગંજ**—"સાહેબ! આપનું ચરિત્રચંદ્રિકા નામે પુસ્તક અતિછટા અને બોધથી ભરપૂર છે. જે વાંચી ખુશ થયો છું. વળી આશા રાખવામાં આવે છે કે એવાજ બીજાં પુસ્તકો બહાર પાડી પ્રજાના મનને અજ્ઞાનથી મુક્ત કરવા તસ્દી લેશો. તેનો બદલો ઇશ્વર તમને પૂરતો આપશે એવી પ્રાર્થના કરૂંછું. **સતીમંડળ** અને **સ્ત્રી પુરૂષના ધર્મ** નામે પુસ્તકની એક નકલ વી. પી. થી તરત મોકલાવશો."

**રા. રા. કૃષ્ણજી નારાયણ કાપડોસકર આબકારી ઇન્સ્પેકટર ભરૂચ**—"આપનો **ચરિત્ર ચંદ્રિકા** નામે ગ્રંથ આદિથી અંત સુધી પાંચ વખત ધ્યાન દઇને વાંચતાં બહુજ નીતિથી ભરેલો જણાયો છે, અને દરેક કુટું-બમાં અવશ્ય રાખવા યોગ્ય છે. દક્ષિણી ભાષામાં પણ ભાષાંતર કરી વેચવાની તજવીજ થશે તો રાખવા લાયક છે. હું દક્ષિણી બ્રાહ્મણ છું. તેથી ભલામણ કરૂં છું અને અનુભથી લખું છું કે દક્ષિણીઓ બહુ પ્રીતિથી એનું દક્ષિણી ભાષાંતર વાંચશે. આપનો **સતીમંડળ** ગ્રંથ હું મેળવી શકયો નથી, માટે મહેરબાની કરી વેલ્યુપેબલથી એક નકલ મોકલાવશો."

**રા. રા. પિતાંબર હરીરામ જોષી. મુંબઈ**—"આપે રચેલો ચરિત્રચંદ્રિકા ગ્રંથ વાંચતાં મનુષ્યનું હૃદય પ્રફુલ્લિત થઈ સન્માર્ગે પ્રવર્ત્તે એવા દાખલા અને દૃષ્ટાંતો આપેલાં છે. આપે રાત દિવસ ઘણો શ્રમ લઈ શોધ કરી આ ગ્રંથ તૈયાર કર્યો છે, એ માટે પ્રજા આપની આભારીછે. આપનો આ સ્તુતિપાત્ર શ્રમ જોઇ અમે ઘણો ધન્યવાદ આપી ઉપકાર માનીએ છીએ. આપ જેવા નર–રત્નો ભારતભૂમિમાં જ્યારે ઘણા થશે, ત્યારે જ દેશનો ઉદ્ધાર થશે. આપ જે શ્રમ લઇ અમૂલ્ય પુસ્તક–રત્ન પ્રજાને માટે તૈયાર કરી આપ્યું છે, એ માટે ઇશ્વર પાસે માગીએ છીએ કે તે આપને સદા આરોગ્ય રાખે.

આ ગ્રંથ પ્રાચીન અર્વાચીન મહાન્ પુરૂષોના જન્મચરિત્રથી ભર-પૂર છે. તેમજ અનેક પ્રકારનો બોધ લેવા લાયક છે. માટે હું સર્વ સ્ત્રી પુરૂષોને વિનંતિ કરૂં છું કે, આ પુસ્તકને ઘરમાં અવશ્ય સંગ્રહ કરી વાંચવા ચૂકવું નહિં."

---

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

મોટા જેહ થયા જનો જગતમાં, એ અંતરે આણુવા,
પામ્યા નાશ નથી સદા સુજન તે, જે જીવતા જાણુવા;
જાગી રોજ પ્રભાતમાં સમરિયે, તો સદ્ગુણો પામિએ,
સારાં કામ કરી કર્યો સ્વર્ગમાં, વાસો રૂડા નામિએ,

કવિ દલપતરામ ડાહ્યાભાઈ.

## ઉપજાતિ છંદ.

આ ચંદ્રિકા ચારૂ ચરિત્ર કેરી, વાંચો વિવેકે સુજનો ભલેરી;
મહાન્ પુર્વે પુરૂષો થયા છે, તેના ગુણો શ્રેષ્ટજ વર્ણવ્યા છે. ૧
પરાક્રમો જે નરદેહ ધારી, પવિત્ર કીધાં અતિશે અધારી;
તે વાંચવાં પ્રેમ વિશેષ આણી, સુબુદ્ધિદાતા સુખકારી જાણી. ૨
સુનીતિથી છે ભરપૂર ગ્રંથ, પવિત્ર તેને પળજોજી પંથ;
કુટુંબમાં પાઠ કદી કરાય, વૃદ્ધિ સદાચાર તણી જણાય. ૩
કુસંપનો થાય સદૈવ નાશ, સુસંપનો થાય અતિ પ્રકાશ;
પ્રભુ પદે પૂરણ પ્રીત વાધે, આ લોક સાથે પરલોક સાધે. ૪
જે **વિશ્વનાથાત્મજ** બુદ્ધિધામ, જેનું વદે **કેશવજી** સુનામ;
સ્વદેશ પ્રેમી સુગૂણી ઘણેરા, કર્ત્તા **સતીમંડળ** ગ્રંથ કેરા. ૫
જ્ઞાતિ **શ્રીમાળી** શુભ વિપ્ર હેય, જે પ્રીતથી **ધ્રોળ** વિષે વસેય;
પ્રયાસથી સંગ્રહ શુભ કીધો, અમૂલ્ય તો લાભ અલભ્ય દીધો. ૬
આભાર ભારી ગણી એજ લેવો, તેને ઘટે આશ્રય આજ દેવો;
જરૂર વાંચો સઉ બાઇ ભાઇ, છે શાંતિ દાતા વળી સૌખ્યદાઇ. ૭
ઉમંગ જેથી ઉરમાં વધેય, સુગ્રંથ બીજા બહુ તે રચેય;
છોટુ કહે છોકરવાદ છોડો, વાંચી પ્રભુમાં નિજ ચિત્ત જોડો. ૮

છોટાલાલ દલપતરામ ડાહ્યાભાઇ કવિ.

આ સિવાય કાઠિયાવાડ ટાઇમ્સ, હિંદુસ્થાન, ગુજરાતમિત્ર, ગુજરાતી આદિ વર્ત્તમાન પત્રો અને વિદ્વાનોના ઉત્તમ અભિપ્રાયો પડયા છે. છે, પણ જગ્યાની સંકોચને લીધે દાખલ કર્યા નથી.

# સતીમંડળ અને સ્ત્રીપુરૂષના ધર્મ.

આ પુસ્તક મુંબઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ અને ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ સ્કૂલોમાં ઈનામ તથા લાઈબ્રેરી માટે મંજુર કર્યું છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ, જુનાગઢ સરકારે, કચ્છના મહારાજાશ્રી વગેરેએ તેની ઉત્તમતાની ખાત્ર કરી સારો આશ્રય આપ્યો છે, તેમજ ગુજરાત સાક્ષર મંડળે ઉત્તમ સો પુસ્તકોમાં ગણના કરી છે. તેમજ હિંદી, સિંધી અને મરેઠી ભાષામાં છપાવી બહાર પાડવાની માગણી થયેલી છે, વગેરેથી તેમજ નીચેનાં સર્ટિફીકેટો વાંચવાથી 'આ ગ્રંથની ઉત્તમતા વિષેની ખાત્રી થશે.

## સર્ટિફીકેટો.

રાવસાહેબ ગણપતરામ અનુપરામ, કાઠીઆવાડ ટ્રેનિંગકૉલેજના મા. પ્રિન્સિપાલ સાહેબ અને "જાતમહેનત" વગેરે ગ્રંથોના કર્ત્તા—"તમારૂં સતીમંડળ પુસ્તક આવ્યું, તે સ્ત્રીઓને ઘણું ઉપયોગી છે. તેથી મેં મારી સ્ત્રીને આપ્યું, તેણે વાંચી એ વિષે મને ઘણો સંતોષ બતાવ્યો. મેં પણ એ પુસ્તક વાંચ્યું. તમારા પુસ્તકનો ઉદ્દેશ ઘણો ઉચ્ચ છે. દેશાભિમાન અને પરમાર્થ બુદ્ધિયુક્ત છે. તમે આર્ય ગૃહસંસારને પવિત્ર અને પ્રેમી કરવાનો વિષય હાથમાં લીધો છે અને તેથી આર્ય જનમંડળ ઉપર તે ખરેખરો ઉપકાર કર્યો છે.

આપણી ગુર્જર ભાષામાં મૂળ પુસ્તક ભંડારજ બીજી ભાષાઓને મુકાબલે થોડો છે. તેમાં સ્ત્રી ઉપયોગી ગ્રંથો તો બહુજ થોડા છે; એવા સમયમાં તમે તમારો ગ્રંથ પ્રગટ કરીને ગુર્જર ભાષાની એક સારી સેવા બજાવી છે અને આપણા સ્ત્રી વર્ગના હાથમાં એક અમૂલ્ય રત્ન આપ્યું છે.

તમે તમારા ગ્રંથમાં આદિથી અંત સુધી એવી સાદી અને સરલ અસરકારક ભાષાશૈલી રાખી છે કે, જેમને માટે તમે તમારૂં પુસ્તક આર્યું છે, તેઓ તેમનો મન માનતો લાભ લેશે એમાં શક નથી.

તમે તમારૂં પુસ્તક અમદાવાદની બુક કમિટીને જરૂર મોકલજો. મને આશા છે કે, તે ઇનામને માટે મંજુર થશે; એટલુંજ નહિ પણ કન્યાશાળામાં એક વાંચન પુસ્તક તરીકે દાખલ થશે એમ મને આશા છે.

પેલી આવૃત્તિ તરત ખપી ગઇ છે. તે જાણી મને સંતોષ થયો છે, પણ નવાઈ લાગી નથી. કારણ કે એ પુસ્તક ઝટ ઉપડી જાય એવી બાબતોથી ભરપૂર છે. બીજી આવૃત્તિની હું ફતેહ ઇચ્છું છું. પુસ્તકને અંતે ગ્રાહકોની ટીપ જોતાં એ ગ્રંથની ખપત અને ફેલાવો જેમ બહોળે હાથે ઘટે તેમજ થયેલ છે. "ચરિત્ર ચંદ્રિકા" ના ગ્રાહકમાં મારૂં નામ દાખલ કરશો."

**રાવબહાદુર ગોપાલજી સુરભાઇ દેશાઇ, બૉમ્બે યુનિવરસિટીના ફેલો અને કાઠિયાવાડ ઇલાકાના મા. આ. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ**—"સતીમંડળ અને સ્ત્રી પુરૂષના ધર્મ એ પુસ્તકને જે નામ આપ્યું છે તે યથાર્થ છે, એ પુસ્તક બાળ, વૃદ્ધ, સ્ત્રી અને પુરૂષ એ સર્વેને વાંચવા યોગ્ય છે. એ વાંચવાથી તેમના મન ઉપર ઉમદી અસર થશે અને તે પોતાના સંસાર વ્યવહારના કામમાં ઘણીજ ઉપયોગી થઈ પડશે એમાં કશો શક નથી. એવા પુસ્તકોની ખરેખરી જરૂર છે. એ પુસ્તકમાં પ્રાચીન કાળની ખરેખરી દૈવી સતીઓની સાથે અર્વાચીનકાળની પણ કેટલીક સતીઓનાં ચરિત્રો આપ્યાં છે. વળી તેમાં સ્ત્રી પુરૂષના પરસ્પરના ધર્મનું સારૂં વર્ણન કરેલું છે અને બીજા વ્યવહારમાં કામ આવે તેવા સારા ઉપયોગી વિષયો સમાવેલા છે. એ બધું જોતાં એ પુસ્તક ખરેખરૂં કીંમતી બન્યું છે. કર્તાએ સારો શ્રમ લીધેલો જણાય છે. એવાં પુસ્તક દરેક કુટુંબમાં રાખવાં જોઇએ. એની જે કીંમત રાખી છે. તે એ ગ્રંથનું કદ વગેરે જોતાં વધારે નથી."

**કવિ દલપતરામ ડાહ્યાભાઈ સી. આઇ. ઇ.**—"સતી મંડળ અને સ્ત્રી પુરૂષના ધર્મ—એ પુસ્તક વાંચતાં અત્યંત આનંદ થયો છે. આપે એ કામમાં ઘણોજ શ્રમ લીધેલો જણાય છે. સદ્‌ગૃહસ્થોને ઘરમાં રાખવા લાયક તે પુસ્તક છે. સતીઓનાં ચરિત્ર અને સ્ત્રીઓના ધર્મ તેમાં સારી રીતે લખેલા છે. માટે સ્ત્રીઓને જરૂર વાંચવા જેવું એ પુસ્તક છે. કન્યાશાળાઓમાં ઈનામ આપવા લાયક છે. ગુજરાતી ભાષામાં આવાં પુસ્તકોની ખોટ હતી, તે આપે પૂરી કરી છે."

**કાઠિયાવાડ ટાઇમ્સ**—"સતી મંડળ અને સ્ત્રી પુરૂષના ધર્મ—એમાં પ્રાચીનકાળની ભારતભૂમિની સદ્‌ગુણી સ્ત્રીઓનાં જીવન ચરિત્રો છે—તથા ગૃહ-

સંસારોપયોગી વિષયોનો અપૂર્વ સંગ્રહ છે. અર્વાચીન કાળના ઘણા લેખકો ભિન્ન ભિન્ન વિષયો સાથ બહાર પડે છે; તથાપિ તેઓમાંના થોડાજ લોકોપયોગી વિષયો મેળવવા નશીબવાન થતા હશે. એવા વિષયોની પસંદગી કરવામાંજ તેઓની શક્તિની પૂર્ણ સાબિતી મળી આવે છે; જ્યારે ચાલતા સમયમાં સ્ત્રી કેળવણીએ સારો પ્રસાર કરેલો છે, ત્યારે સ્ત્રીઓના હાથમાં તેમની નીતિ સ્થિતિને સારા પાયા ઉપર લાવી મૂકે એવાં સહેલાઇથી મૂકવા જેવાં થોડાંજ પુસ્તકો મળી આવે છે. તેવાં પુસ્તકોમાં કર્ત્તાનો આ સંગ્રહ સારી પંક્તિ ધરાવશે એમ સ્વાભાવિક રીતે ધારી શકાય છે. સદ્‌ગુણી સ્ત્રી થવા માટે જરૂરીઆતનાં તત્વોનો આ પુસ્તકમાં દૃષ્ટાંતદ્વારાએ સારો સમાવેશ કરેલો છે. વિદ્યા, સ્ત્રી ધર્મ—નીતિ, આત્મજ્ઞાન, પતિ અને કુટુંબ પ્રત્યે કર્ત્તવ્યકર્મ, એ વગેરે પ્રાચીન કાળની સર્વોત્તમ ગણાએલી સતીઓના આભૂષણો અર્વાચીન કાળની સુશીલ બાળાઓ અને સ્ત્રીઓને વાસ્તવિક રીતે બોધ કર્ત્તા થઇ પડશે. કર્ત્તાએ દરેક જીવન ચરિત્ર બનતી રીતે ટુંકામાં અને મુદ્દેસર રીતે દાખલ કરેલું છે. તેથી કરી વાંચક વર્ગને ઘણીજ આતુરતામાં લાંબા વખત સુધી રાહ જોવી પડતી નથી. ભાષા પણ સરળ અને શુદ્ધ છે. આ પુસ્તક અમે દરેક કુટુંબમાં વાંચવાની ભલામણ કરીએ છીએ. ”

ગુજરાત મિત્ર—“ સતીમંડળ અને સ્ત્રી પુરૂષના ધર્મ એ નામના ગ્રંથમાં પ્રાચીન અર્વાચીન ઘણી સતી સ્ત્રીઓના પરાક્રમોનું વર્ણન કર્યું છે. તે બહુજ ઉપયોગી છે. આ ગ્રંથમાં કર્ત્તાએ હિંદુ સતીઓનું નહિ પણ સાથે મુસલમાન અને ખ્રિસ્તિ સતીઓનું પણ વર્ણન કરી એ ગ્રંથ સઘળી કોમના લોકોને ઉપયોગમાં આવે એવો કર્યો છે. પાછલા ભાગમાં સ્ત્રી પુરૂષના ધર્મો લખ્યા છે તે પણ ગૃહસંસારમાં બહુજ ઉપયોગના છે. કવિ શામળભટ્ટની બનાવેલી બત્રીશ પુતળીઓ વગેરેની કલ્પિત વાતોના ગપોડા વાંચવા કરતાં આવા ગ્રંથો વાંચવાથી સ્ત્રી પુરૂષો સારો લાભ થઈ શકે એમાં જરા પણ શક નથી. એ ગ્રંથ દરેક કોમને વાંચવાની અમે ભલામણ કરીએ છીએ. ”

હિંદુસ્તાન પત્ર—“ સતીમંડળ અને સ્ત્રી પુરૂષના ધર્મ એ ગ્રંથ સ્ત્રીઓને શિક્ષણ લેવા યોગ્ય છે. એ ગ્રંથ નિર્ભયપણે સ્ત્રીઓના હાથમાં મુકવા જેવો છે; એટલુંજ નહિ પણ ભણેલી તમામ સ્ત્રીઓએ એકવાર વાંચવાની અને વગર ભણેલી સ્ત્રીઓને સાંભળવાની અમે ભલામણ કરીએ છીએ. આવા ગ્રંથની ગુજરાતી ભાષામાં ખોટ હતી તે મી. કેશવજીએ પૂરી કરી છે.

આ ગ્રંથ ઘણોજ ઉપયોગી થયેલો જોઇ અમે ખુશી થયા છીએ. આ ગ્રંથ છપાઈ બહાર પડતાંજ તરત ઉપડી ગયો છે અને તેની બીજી આવૃત્તિની તૈયારી ચાલે છે એ તેના ઉપયોગીપણાનો વિશેષ પ્રત્યક્ષ પુરાવો છે. એ ગ્રંથનું મોટું કદ, સુશોભિત પુઠું, વગેરે જોતાં તેની કીંમત વધારે નથી. સર્વ વર્ગનાં સ્ત્રી પુરૂષોએ આ ગ્રંથનો લાભ લેવા ચુકવું નહિ, એવી અમારી ભલામણ છે."

કવિ ભવાનીશંકર નરસિંહરામ—"સતીમંડળ અને સ્ત્રી પુરૂષના ધર્મ એ નામનો ગ્રંથ વાંચી ઘણોજ પરમાનંદ થયો; આવા ગ્રંથની આપણી ગુજરાતી ભાષામાં આવશ્યકતા હતી. તે આવશ્યકતા આ ગ્રંથે પૂર્ણ કરી છે. સતીમંડળ એ પતિભક્તિ દર્શાવનારી પ્રસિદ્ધ સ્ત્રીઓનું આપણને દર્શન કરાવે છે. આ ગ્રંથ આપણી સ્ત્રીઓને નીતિમાર્ગભણી દોરવીને પોતાના પતિની ભક્તિ કરવાનું શિક્ષણ આપે છે; તે સાથે સ્ત્રીઓને કેટલુંક વ્યવહારિક જ્ઞાન મળે તેવા વિષયો દાખલ કરી એ પુસ્તકની ખુબીમાં વધારો કર્યો છે. ગૃહ વ્યવહારનું આવું જ્ઞાન આપણી સ્ત્રીઓને ઘણું ઉપયોગી થઇ પડે એવું છે. હાલમાં આપણી કન્યાશાળાઓમાં જે વાંચવાનાં પુસ્તકો ચાલે છે, તેમાંનાં ઘણાંખરાં તેમને ઉપયોગી વિષયોથી ભરપૂર નથી. તેથી જો આવાં પુસ્તકો આપણી કન્યાશાળાઓમાં ચાલે તો તેમને વ્યવહારમાં ઘણાં ઉપયોગી થયા વિના રહે નહિ. કર્ત્તાએ આમાં ઘણો શ્રમ લીધેલો છે. તેમને એક સારા લેખક તરીકે યશ પામતા જોઇ હું ઘણોજ ખુશી થાઉં છું. આ ગ્રંથનો સર્વ કુટુંબોને લાભ લેવાની હું ભલામણ કરૂં છું."

કાળિદાસ દેવચંદ બગસરા માસ્તર—"સતીમંડળ એ દરેક સ્ત્રીના હાથમાં આપવા લાયક ઉત્તમ ગ્રંથ છે. ભાષા ઘણી શુદ્ધ, સરળ અને મધુર છે. વાક્ય રચના સાદી અને નાના મોટા સર્વને સમજાય એવી છે. આર્ય સન્નારીઓને એ પુસ્તક વાંચતાં અને શ્રવણ કરતાં તલ્લીન કરી તેણીઓમાંથી પૂર્વનું ગયેલુ સતીત્વ પુનઃ પ્રાપ્ત કરી દે તેવાં સતીઓનાં ચરિત્રોના સદ્દબોધથી અભિરૂપતા પ્રાપ્ત થાય તેવું એ પુસ્તક છે. આ પુસ્તક કન્યાશાળામાં અઠવાડીઆમાં એકાદ બે કલાક દાખલ થાય તોજ મગ્ન થવા જેવું છે. અને તેમ થાય તોજ પુસ્તકનો હેતુ બર આવે. આ ગ્રંથ અહીંના દીવાન સાહેબ ગીરધરલાલભાઇને જરૂર મોકલશો. તેણે મને સૂચના કરી છે."

હરિવલ્લવ કૃષ્ણવલ્લવ ઓવરસીઅર હું. ધી. યુનીયન મિ. લી. મુંબઇ—"સતીમંડળ મેં આમોદમાં મારા એક મિત્ર પાસે વાંચ્યું-

તેમાં સમાએલી બાબત નીતિથી ભરપુર છે. આ ગ્રંથ ખાસ સ્ત્રી પુરૂષોને વાંચવા જેવો છે. આપનો શ્રમ સ્તુતિપાત્ર છે, આવા ઉપયોગી પુસ્તકની ખોટ તમોએ પૂરી પાડી છે. સંસારમાં દરેક દંપતિને આ પુસ્તક ઉપયોગી છે. પુસ્તક સર્વ બાબતે પૂર્ણ છે.

આવા ધર્મ નીતિથી ભરપૂર ગ્રંથને વાંચવા વાંચકવૃંદ અધિરા કેમ ન બને ! હું આશા રાખું છું કે મને એની બે પ્રત તરત મોકલી આપી વાંચનારની જીજ્ઞાસા સંપૂર્ણ કરશો. ”

**હરિલાલ વિ. ભવાનીદાસ અંકલેશ્વર**—આપના તરફથી આર્ય-મહિલાઓના ધર્મ, નીતિ શિક્ષણાર્થે થોડુંક થયાં “ સતીમંડળ ” નામનો અપૂર્વ ગ્રંથ બહાર પાડેલ છે. એ ગ્રંથની પ્રથમાવૃત્તિ ટુંક વખતમાં સઘળી ખપી જવાથી એ ગ્રંથની લોકપ્રિયતા સાબિત થઈ ચૂકી છે. આ ગ્રંથ આર્યાવર્ત્તની મહિલા તથા બાળાઓને ધર્મ, નીતિનું શિક્ષણ આપી તેમને નીતિમાર્ગે દોરવાને આપનો અત્યુત્તમ શ્રમ ઘણે અંશે પાર પડેલો છે અને આગળ જતાં પડશે એમ કહેવું નિર્વિવાદ છે. આપના એ ગ્રંથની પ્રથમાવૃત્તિની એકાદ નકલના ગ્રાહક થવાની મેં તક ગુમાવી દેવાથી અતિશય પસ્તાવો થતો હતો, પરંતુ તેની બીજી આવૃતિ બહાર પડવાની ખબર વર્તમાન પત્રોથી મળતાં એ તક સાધી એક પ્રત મોકલવા વિનંતિ કરૂં છું, તે સ્વીકારી પ્રગટ થયે મોકલાવશોજી. ”

**ચુનીલાલ છગનલાલ નગરશેઠ બોટાદ**—“ સતીમંડળ વાંચી હું ઘણોજ ખુશી થયો છું. જે પુસ્તકની ખોટ હતી તે આપે ઘણો શ્રમ લઈ પુરી પાડી છે, તેથી આપનો મોટો ઉપકાર માનું છું. પહેલેથી છેવટ સુધી ત્રણ ચાર વખત વાંચ્યું તોપણ તે એવું રસીક તથા બોધકારક છે કે ફરી ફરીને વાંચવાનું મન થાય છે. આ પુસ્તક દરેક માણસે ઘરમાં શણગારરૂપ રાખવા મ્હારી ભલામણ છે. આપના તરફથી **“ચરિત્ર ચંદ્રિકા”** છપાઇ બહાર પડવાનું છે તે મને તૈયાર થયે મોકલાવી આપશો. ”

**આણંદજી વિ.પરમાનંદ શેઠ મેંદરડા**—“ આપનું સતીમંડળ વાંચી અમારા આનંદનો તો પાર રહ્યો નથી; તેમજ સ્ત્રીઓનો આનંદ કેવો વધ્યો છે કે કાંઈ મણા નહિ. આપે આ પુસ્તક રચવાથી આપને સ્ત્રીઓ તરફથી ઘણીજ શાબાશી મળે છે કે ધન્ય છે આ પુસ્તક રચનારને ! આ પુસ્તક વાંચવાથી દુષ્ટ સ્ત્રીઓ હશે તે પણ સુધરશે તેમાં કાંઈ શક નથી. આ પુસ્તક ઉપર આપે ઘણોજ શ્રમ લીધેલો છે. તેના પ્રમાણમાં કીંમત પણ ઘણીજ ઓછી છે. તમારૂં રચેલું **“ કન્યાવિક્રય ”** મને તરત મોકલાવશો. ”

**રા. રા. દેશાઇ ગુલાબભાઈ ભગવાનજી અમ્રામકર રંગુન**—

" સતીમંડળ નામનું પુસ્તક મારા વાંચવામાં આવ્યું છે. આપણા સર્વોત્કૃષ્ટ આર્ય ધર્મને ઉદ્દેશીને સ્ત્રી પુરૂષને પોતાના પરસ્પરના ધર્મ જાણવાને જે દર્પણ હાથમાં મુક્યું છે તે અનુપમ છે. તેમજ વળી હાલમાં શાળાઓમાં અપાતી કેળવણી તેમાં મુખ્યત્વે કરીને કન્યાશાળામાં બાળકીઓને જે શિક્ષણ આપવામાં આવે છે, તેમાં મૂળ હેતુનું વિસર્જન કરી કેટલીક નિરૂપયોગી બાબતો ઉપર વધારે ધ્યાન અપાય છે. તેથી તેઓનાં કુમળાં મન ઉપર જે અસર થવી જોઇએ તે આધુનિક કાળની કેળવણીની પદ્ધતિથી થતી હોય એમ સંભવતું નથી અને તેટલા માટે " સતીમંડળ " જેવા ગ્રંથની ન્યુનતા હતી તે પૂર્ણ થઇ છે.

જો કે એ વિષય ઉપર કેટલાંક પુસ્તક પૂર્વે લખાયાં છે, તેમાં કેટલાકમાં ભાષાની પ્રૌઢતાને લીધે, કેટલાકમાં મૂળ વસ્તુ યથાર્થ ન વર્ણવેલ હોવાથી અબળાઓને જેવી રીતે જોઇએ તેવી રીતે ઉપયોગી થઈ પડયાં નથી. પરંતુ સર્વ પ્રકારે ઉપયોગી થઇ પડે તેવી તમામ બાબતો આ પુસ્તકમાં જોવામાં આવે છે. તે તમારા શ્રમને માટે તમોને ધન્યવાદ ઘટે છે. તે ગ્રંથની બીજી આવૃત્તિ છપાઇ પ્રગટ થયાથી એક નકલ મારા ઉપર વેલ્યુપેએબલથી મોકલી આપશો."

**મહેરબાન મુળશંકરભાઈ જેઠાભાઇ, નવસારી નાયબ સુબા સાહેબ**—" સતીમંડળ અને સ્ત્રીપુરૂષના ધર્મ, આ નામનું પુસ્તક વાંચી જોતાં તે ઘર સંસાર સુધારવાને દરેક કુટુંબમાં ઘણુંજ ઉપયોગી થઇ પડે એવું થયું છે, તે જોઈ મને ઘણોજ સંતોષ થયો છે. વધુ, સ્ત્રીઓ અને માતાઓને બોધ લેવા લાયક તેમાં મોટો ભંડાર છે, અને આપણો ધર્મ તથા વ્યવહાર ઉપયુક્ત હાલના સુધારા વધારા સાથે શી રીતે સચવાય તે આ પુસ્તક ઉપરથી દેખાય છે."

**રા. રા. ગંગાધર જગજીવન માસ્તર બોઇદર**—"આપના લોકપ્રિય **સતી મંડળ ભાગ ૧ લો** તથા **ચરિત્રચંદ્રિકા** વગેરે પુસ્તકોની હકીકત વાંચી ધન્યવાદ આપું છું કે, આપે સતીઓ અને મહા પુરૂષોનાં જન્મચરિત્ર અંધકારમાં પડી રહેલાં તેને આપે પ્રકાશમાં મૂકી દીધા એ ઘણુંજ લોકોપયોગી કામ થયું છે. તેની સાથે ગુર્જર પ્રજાને ઘણીજ ઉપકૃત કરી છે. આ પુસ્તકોનું સંશોધન કરતાં આપને અપૂર્વ મહેનત તથા ખર્ચ થયો હશે એમાં કાંઇ શક નથી. આ પુસ્તકોની હકીકત જોતાં એની જે કીમત રાખી છે તે કાંઇજ વિસાતમાં નથી. આવાં ઉત્તમ પુસ્તકો પ્રગટ કર્યાં, એ માટે આપના માતા પિતાને ધન્ય છે! અને ધન્ય છે આપની વિદ્વતાને!! આપ કૃપા કરી તે દરેક પુસ્તકની એક એક નકલ મોકલશો."

રા. રા. અંબાલાલ હુરજીવન-રતલામ—“સતીમંડળનું” પુસ્તક વાંચી અત્યંત આનંદ થયો છે, એ પુસ્તકનાં જેટલાં વખાણ કરૂં તેટલાં થોડાં છે. હું આ પુસ્તક રતલામ લઈ ગયો હતો, ત્યાં કેટલાક સમક્ષ વાંચતાં, તે સાંભળનારના મનમાં બહુજ રસ રહી ગયો છે, માટે તે પુસ્તકની એક નકલ તરત મોકલાવો.”

રા. રા. જેઠાલાલ વીશરામજી રંગુન—“સતીમંડળનું પુસ્તક બહુજ ઉત્તમ, રસિક અને મનને ગમતું બહાર પડયું છે. તે વાંચી અત્યંત ખુશી થયો છું. પુસ્તકના પ્રમાણમાં તેની કીંમત કંઇ પણ નથી. આપે એ કામમાં ઘણોજ શ્રમ લીધેલો જણાય છે. આ પુસ્તક સ્ત્રી પુરૂષને જીંદગી સુધારવાનું સાધન તેમજ સુમાર્ગે ચલાવવા માટે આવાં પુસ્તકોની દુનિઆમાં ખોટ હતી તે આપે પૂરી પાડી છે. પહેલેથી છેલ્લે સુધી સાત આઠ વાર વાંચ્યું, તોપણ તે એવું રસિક તથા બોધક છે કે ફરી ફરીને વાંચવાનું મન થાય છે. સર્વે વર્ગનાં સ્ત્રી પુરૂષોએ આ પુસ્તકનો લાભ લેવા ચૂકવું નહિ એવી અમારી ભલામણ છે.”

રા. રા. પુરૂષોતમ વ્રજલાલ બક્ષી વડોદરા—“આપના તરફથી આવેલું સતીમંડળ પુસ્તક વાંચી જોયું છે. એમાં આપે જે શ્રમ લીધો છે તે ઘણોજ સ્તુતિ પાત્ર છે. હાલમાં સંખ્યાબંધ હેંડબીલો બહાર પાડવામાં આવે છે અને તેમાં જે અતિશયોક્તી વપરાય છે તે દોષથી કેવળ આપનું હેન્ડબીલ મુક્ત છે, આપે જે જાહેર ખબર પ્રથમ આપેલી છે, તેથી પણ વિશેષ એ પુસ્તકમાં વિષયો સમાવી શોભાવ્યું છે. જેમ એક ઘડામાં સમુદ્ર ભર્યો હોય, તેમ એ પુસ્તકમાં આર્ય તથા અનાર્ય સ્ત્રીઓનાં એકંદર ઐતિહાસિક ધર્મ, નીતિ, અને પવિત્ર જ્ઞાનથી ભરપૂર સંક્ષેપ ચરિત્રો દાખલ કરી આર્ય ભગનીઓ તથા આર્ય બંધુઓના ઉપર ઉપકાર કર્યો છે; એટલુંજ નહિ પણ આ લોક તથા પરલોકનું સાધન કરી આપી આપના નામને અમર કર્યું છે. ગૃહસ્થોએ આ પુસ્તક પોતાના ઘરમાં એક અમૂલ્ય રત્નની પેઠે સંગ્રહ કરી રાખી વખતો વખત ઘરમાં સ્ત્રી, પુત્ર, પુત્રીને શિક્ષણ આપવા ઉપયોગ કરવો જોઇએ. એ પુસ્તક વાંચી મનન કરવાથી ખરેખર જીંદગી સફળ થશે. જો આ પુસ્તક કેળવણી ખાતામાં ફરજીઆત તરીકે શિક્ષણ આપવામાં વપરાય તો આ દેશનું ભાગ્ય સમજું છું” ઇત્યાદિ ઈત્યાદિ.

આ સિવાય ઘણાજ ઉત્તમ અભિપ્રાયો આવ્યા છે પણ જગ્યાના સંકોચને લીધે દાખલ કર્યા નથી.

મુ. ધ્રોળ—કાઠિયાવાડ. } કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.
"સતીમંડળ" વગેરે ગ્રંથના કર્ત્તા.



# चरित्रचंद्रिका.

## ભાગ ૧ લો.

## પ્રકરણ-૧ લું.

## ઇશ્વરાવતાર.

### ધર્મ, નીતિ અને મર્યાદા સ્થાપક.

### શ્રી રામચંદ્ર.



આ સૂર્યવંશી રઘુકુળદીપક દૈવી પુરૂષનાં અદ્ભુત પરાક્રમથી કોણ અજાણ્યું છે? જેનું એકજ બાણ-રામબાણ, રાજ્ય તો રામરાજ્ય, જેઓ એક વચનમાં, નીતિમાં અને એક પત્નીવ્રતમાં પ્રસિદ્ધ છે. જેના ચરણ રજસ્પર્શથી ઘણાઓનો ઉદ્ધાર થયો છે. જેનું નામ સ્મરણ મુક્તિદાયક ગણાય છે. જેના નામનો મંત્રપ્રયોગ રોગ નિવાર્ણાર્થે અને કાર્યસિદ્ધિ માટે કરવામાં આવે છે. એવા સાક્ષાત્ વિષ્ણુરૂપ લીલાવતારી રામે વાલ્મીકિ મુનિ વગેરે મહાત્માઓના ભવિષ્યકથન પ્રમાણે રાવણાદિ પાપી પુરૂષોને સંહારવા અને સાધુજનોને સુખી કરવા તથા ધર્મ, નીતિની સ્થાપનાર્થે અયોધ્યામાં દશરથ મહારાજાને ત્યાં પુત્રરૂપે જન્મ લીધો. એનો જન્મ ત્રેતાયુગમાં થયો. એની માતાનું નામ કૌશલ્યા. તેને પોતાનું ચતુર્ભૂજ સ્વરૂપ દેખાડયું હતું. પછી માયાનું આવરણ નાંખી બાળરૂપે થયા હતા. એ રીતે તેનો જન્મ અયોનિસંભવ છે. એ માતાના હાથ નીચે બાલ્યકાળમાં ઉછર્યા હતા. વશિષ્ઠ ગુરૂ પાસે વેદ, ઉપવેદ, ધર્મશાસ્ત્ર, ન્યાય, નીતિ, તત્વજ્ઞાન, ધનુર્વિદ્યા વગેરે, વિદ્યાનું અધ્યયન કર્યું હતું. એની આકૃતિ

ભવ્ય હતી, હાથ હાથીની સુંઢ જેવા, અને આજાનુ બાહુ હતા. મુખ ચંદ્ર સરિખું સ્વચ્છ તેજસ્વી, નેત્ર મોટાં ને લાલ હતાં. અંગકાન્તિ ગૌરવર્ણમાં કૃષ્ણવર્ણની છટા હતી. તેમનું ચિત્ત લોકોના હિતમાં અને માતાપિતાની સેવામાં લાગેલું હતું. તેઓ ધીર, વીર, નમ્ર, ન્યાય, નીતિજ્ઞ, અને ઉત્તમ વિચારોથી ભરપૂર હતા. જેઓ સીતા સિવાય બીજી સ્ત્રીઓને માતા સમાન ગણતા હતા. તેના શરીરમાં અલૌકિકસામર્થ્ય હતું. તેઓ વાલ્મીકિના ભવિષ્ય કથન બહાર કદી પણ ચાલ્યા નથી, એ સામાન્ય પુરૂષ પ્રમાણે દીસતા, પરંતુ મર્યાદા અવતાર પુરૂષ હતા. ભાષણ કરવામાં અતિ પ્રૌઢ હતા. ધર્મના નિત્ય નિમિત કર્મ ધ્યાન અને જપ કરવામાં ઘણું કષ્ટ ભોગવતા હતા. શૈવી દીક્ષા—આનંદરૂપ પરત્માના ઉપાસનાની દીક્ષા, તેણે અગસ્ત્ય ઋષિ પાસે લીધી હતી. હાથી, ઘોડા, રથ વગેરે વાહનોપર બેસવાની કળામાં કુશળ હતા; વગેરે સદ્ગુણોથી તેઓ નિર્મળ ચંદ્રની પેઠે રાજા દશરથ અને પ્રજાને અતિ પ્યારા થઇ પડયા હતા.

**શિક્ષણ અને સહવાસ**—રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન એ ચાર દશરથ પુત્રોમાં રામ સર્વથી મોટા અને સર્વ ગુણસંપન્ન હતા. શુક્લપક્ષના ચંદ્રની પેઠે તેઓ પ્રતિદિન ગુણ, શૌર્ય, ઔદાર્ય, અને રૂપમાં અધિક ખીલવા લાગ્યા હતા. સર્વ ભાઇઓમાં પરસ્પર ઘણો સ્નેહ હતો. રામ લક્ષ્મણ એક બીજાને પ્રાણ સમાન ચાહતા હતા. રામ કદી પણ લક્ષ્મણ વિના રહેતા નહિ, સુખે નિંદ્રા કરતા નહિ, કે મિષ્ટાન જમતા નહિ. રામ ઘોડેસ્વાર થઇ શિકારે પધારતા, તો લક્ષ્મણ ધનુષ્ય ધારણ કરી ઘોડાંની લગામ પકડી આગળ થતા. એવો બન્ને વચ્ચે ગાઢ સ્નેહ હતો. ખરેખર કહીએ તો તેઓ એકજ રૂપ હતા. ફક્ત દેખવામાં દેહ જુદા હતા. ભરત, શત્રુઘ્ન પણ મોટા ભાઇ રામની આજ્ઞાને આધિન રહેતા. મમતા અને માયા રાખતા. કદી પણ રામથી વિમુખ રહેતા નહિ. તેમ રામ પણ પોતાના લઘુ બાંધવો પ્રત્યે પોતાનો ધર્મ બજાવવો ચુકતા નહિ. ભાઇઓમાં આવો સ્નેહ અને ધર્મ શાથી? વશિષ્ઠ જેવા મહાત્મા ગુરૂના હાથ નીચે રહી બધા ભાઇઓએ ઉત્તમ કેળવણી લીધી હતી. મહાત્મા અને વિદ્વાન પુરૂષોની સોબતમાં રહ્યા હતા. ઘણું જોયું અને જાણ્યું હતું એવી ઉત્તમ કેળવણી અને એવી ઉત્તમ સત્સંગતિનોજ એ પ્રતાપ હતો.

**અવતારનો હેતુ**—રામ પૂર્ણ જ્ઞાની અને તેજસ્વી હતા, જેમાં ઇશ્વરી તેજ વ્યાપક હોય છે, તે ગમે તો બાળક હોય, તોપણ શું થયું ! "પુત્રનાં લક્ષણ પારણામાં વર્તાય." રામના અદ્‌ભૂત પરાક્રમો બાળપણથીજ પ્રકાશિ નીકળ્યાં હતાં, તેના બાળવયના બળથી સર્વ ચકિત થતા હતા. સર્વ ઋષિ, મુનીઓ અને રાજાઓમાં તેની પ્રસંશા થવા લાગી હતી. મહાત્માઓએ આત્મિકજ્ઞાનથી તેને ઇશ્વરાવતાર જાણી લીધા હતા. તેમની અગાધ શક્તિ અને કળાની પૂર્ણ ખાત્રી કરી લીધી હતી. સર્વ પ્રજા તેમની તેજસ્વી મુખમુદ્રા જોઇ હર્ષિત થતી હતી. દુષ્ટજનો દેખી દબાઇ જતા હતા. અને સજ્જનો જોઇ પ્રફુલ્લિત થતા હતા. પિતા દશરથ, માતા કૌશલ્યા અને સકળ પ્રજાને પ્રાણ સમાન પ્યારા થઇ પડયા હતા. તેમના જન્મથી આખી અયોધ્યાનગરી સ્વર્ગ સમાન દિસતી હતી. જયાં સાક્ષાત્ ઇશ્વરી તેજ પ્રકાશમાન હોય, ત્યાં શાની ન્યૂનતા રહે ! જયારે પૃથ્વીપર ધર્મનો નાશ થાય છે, દુષ્ટો સજ્જનોને દુઃખ દે છે. પ્રજા દુઃખથી બહુ પીડાય છે, ચારે તરફ ત્રાહે ! ત્રાહે ! થઇ રહે છે, ત્યારે સાક્ષાત્ કરૂણાજનક મંગળમય પ્રભુ દુષ્ટોને સંહારવા, સુજ્ઞોને સુખી કરવા અને ધર્મનું સ્થાપન કરવા અવતાર ધારણ કરે છે. એવાં અનેક શાસ્ત્રોનાં પ્રમાણ મળી આવે છે. ગીતામાં શ્રી ભગવાને કહ્યું છે કે:—"મનુષ્ય પ્રાણીના કલ્યાણના હેતુનેજ અર્થે અગત્યને સમયે હું જન્મ ધારણ કરૂં છું." એ સત્ય છે. શ્રીપ્રભુ તે સમયે પોતાનું કેવળ શુદ્ધ ચૈતન્ય બીજા અમૂક મનુષ્યના જીવાત્માની સાથે ઐક્ય કરે છે અને તેથીજ ઘણા અવતારને સમયે બીજા જીવાત્માની પેઠે મનુષ્ય ચરિત્ર કર્યા, છતાં શુદ્ધ ચૈતન્યના પ્રભાવથી સત્ય ધર્મનું સ્થાપન કરેલું છે. રામાવતાર પૂર્ણ કહેવાય છે; કેમકે તેમણે શુદ્ધ ચૈતન્યની ઉત્તમ પ્રબળતા જણાવી સાધુજન અને ધાર્મિજનોની રક્ષા કરી છે. દુષ્ટ અધર્મિઓનો સંહાર કર્યો અને સત્ય ધર્મનું સ્થાપન કરેલું છે. આ અવતારોની ગુપ્તતા અતિ પ્રાચીન અદ્‌ભૂત યોગ વિદ્યામાં રહેલી છે. તે યથાર્થ રીતે જેને ગુપ્ત જ્ઞાનની સત્યતા જણાઇ છે, તેજ જાણી શકે છે.

રામ અને મહાયોગેશ્વરો ઉપર મહા વિષ્ણુ અથવા શુદ્ધ ચૈતન્યનાં પ્રતિબિંબ પડવાથી અવતાર ગણાયેલા છે. એવું નિષ્પક્ષપાત સત્યશોધક વિદ્વાન પુરૂષોને યથાર્થ પરીક્ષા કર્યાથી જણાશે. વિશ્વા-

મિત્ર, વશિષ્ઠાદિ ઋષિ, મુનિઓએ યોગવિદ્યાના બળથી જાણી લીધું હતું કે, રામ સાક્ષાત્ ઇશ્વરાવતાર છે. તેઓની અદ્દભૂત શક્તિની તે- મને ખાત્રી હતી. તેથી જ વિશ્વામિત્ર ઋષિએ રામ પંદર વર્ષની નાની વયના હતા છતાં, મારીચ, સુબાહુ વગેરે રાક્ષસોને મારી યજ્ઞનું સંપૂર્ણ રક્ષણ કરે એવા શક્તિવાન છે; એવું જોઇનેજ રાજા દશરથ પાસે આવી સભાસમક્ષ માગણી કરી હતી કે;–હું દિક્ષા લ- ઇને જે જે યજ્ઞ કરવા માંડું છું, તે યજ્ઞ સમાપ્ત થવા આવે છે, તે સમયમાં મારિચ અને સુબાહુ નામના રાક્ષસો રૂધિર અને પરૂ વગેરે અપવિત્ર પદાર્થોની વૃષ્ટિ કરી, મારા યજ્ઞની વેદીને દુષિત કરે છે. તેથી મારે નિરૂત્સાહ થઇ; તે પ્રદેશમાંથી નીકળી જવું પડે છે. હું મારા શાપથીજ તેઓને બાળી ભસ્મ કરવા સમર્થ છું, પરંતુ યજ્ઞના પ્રસંગમાં કાઇને શાપ દેવાય નહિ એવી શાસ્ત્ર મર્યાદા છે; તેથી નિરૂપાય છું. માટે એ કામ વાસ્તે આપના મોટા કુંવર રા- મને મારા હાથમાં સોંપો. રામ પોતાના તેજના અને મારા અનુગ્ર- હના પ્રભાવથી સઘળા રાક્ષસોને મારવા સમર્થ થશે. હું ખાત્રીથી કહુંછું કે એ રાક્ષસો રામને કદીપણ પહોંચી શકશે નહિ. જેમ હું રામના પ્રભાવને જાણુંછું, તેમ વશિષ્ઠ પણ જાણે છે."

**વિશ્વામિત્રના યજ્ઞનું રક્ષણ**—આ સાંભળી દશરથ રાજા બોલ્યા;–"કમળ જેવા નેત્રવાળા મારા પુત્ર રામની ઉમર હજુ પં- દર વર્ષની પણ પૂરી થઇ નથી. હું રામનો વિયોગ થાય તો જરા વાર પણ જીવી શકું નહિ. વળી રામ બાળક છે, તે યુદ્ધવિદ્યામાં શું જાણે ? રાક્ષસો કપટથી યુદ્ધ કરનારા છે. પુલસ્ત્ય મુનિના પુત્ર વિશ્રવાનો દીકરો રાવણ નામનો રાક્ષસ બ્રહ્માના વરદાનથી મત્ત થઇને ત્રૈલોકયને દુઃખ દે છે, એ મહા બળવાન છે, કુબેરજીનો સા- વકો ભાઇ છે અને જગતમાં પ્રખ્યાત છે. એ રાવણના રક્ષણ તળે સર્વ રાક્ષસો રહેલા છે. રાવણ યજ્ઞનો ભંગ કરવા વાસ્તે મારીચ અને સુબાહુ વગેરે રાક્ષસોને મોકલે છે. મેં સાંભળ્યું છે કે રાવણની સામે જેઓ લડે છે, તેઓનું સામર્થ્યજ નષ્ટ થઇ જાય છે." વગેરે વચનો કહી રામને તેઓ સાથે મોકલવાની ના પાડી; પરંતુ વશિ- ષ્ઠાદિ ઋષિઓએ સમજાવ્યાથી રાજાએ રામને વિશ્વામિત્ર સાથે મોકલ્યા. સાથે લક્ષ્મણ પણ ગયા, વિશ્વામિત્રે તેમને ભૂખ, તરસ ન લાગે, લાંબો પંથ કરતાં પરિશ્રમ ન પડે, શરીરના વર્ણમાં કશો

ફેરફાર થાય નહિ, પરાક્રમ, બુદ્ધિ, શક્તિ, વગેરે સર્વથી અધિક થાય, સૂર્ય જેવા તેજસ્વી જણાય, અને રાક્ષસો, પીશાચ વગેરે કોઇ પણ દુષ્ટ પરાભવ કરી શકે નહિ. એવી અદ્ભૂત ચમત્કારવાળી બળા, અતિબળા નામની વિદ્યાનો મંત્રોપદેશ કર્યો હતો. રામ રાજકુમાર છતાં વિશ્વામિત્રના ભારે લાડ અને પ્રેમ ભરેલાં વચનોથી ખુંચે તેવી તૃણ શય્યાપર પણ આનંદથી સારી નિંદ્રા લેતા. તેઓ હમેશાં નિત્યકર્મ કરી વિશ્વામિત્રના ચરણમાં પ્રણામ કરતા. રસ્તામાં જે જે પ્રદેશો અને આશ્રમો આવતા, તેનું વૃત્તાંત વિશ્વામિત્ર વિસ્તારથી કહી બતાવતા. મલદ તથા કુરૂષ નામે મોટા સમૃદ્ધિવાળા દેશને મારીચની મા તાટિકાએ ઉજડ કર્યા હતા. તે પ્રદેશમાં વિશ્વામિત્રની આજ્ઞાથી તાટિકાને મારવા ધનુષ્યનો ટંકાર કર્યો. તેથી સઘળી દિશાઓ ગાજી રહી. પશુ, પક્ષીઓ ત્રાસ પામી દોડાદોડ કરવા લાગ્યા, ધનુષ્યના ધ્વનીથી ગભરાયેલી તાટિકા ક્રોધથી રામ સામે દોડી આવી. જેને જોવાથી કાયર પુરૂષોનું કાળજું ફાટિ પડે, એ માયાના બળવાળી રાક્ષસી જોરપર આવી લડવા લાગી. રામે એક બાણ માર્યું કે, ચીસ પાડી પ્રાણ રહિત થઇ પડી. રામનું વીરપણું જોઇ વિશ્વામિત્ર અને દેવો ઘણા પ્રસન્ન થયા. આ સ્થળે વિશ્વામિત્રે રામને કેટલાંક શસ્ત્રઅસ્ત્રોની અપૂર્વ વિદ્યા શિખવી. ત્યાંથી તેઓ સિદ્ધાશ્રમમાં આવ્યા અને યજ્ઞનો આરંભ કર્યો. સુબાહુ વગેરે રાક્ષસોને મારી યજ્ઞ નિર્વિઘ્ને પૂર્ણ કર્યો.

**મિથિલાપુર જવું**—વિશ્વામિત્ર યજ્ઞ પૂરો કરી રામ, લક્ષ્મણને સાથે લઇ મિથિલાપૂરી જવા નીકળ્યા. રસ્તામાં રામચરણ રજપ્રતાપથી અહલ્યાનો ઉદ્ધાર થયો. મિથિલાપૂરીમાં જનક રાજા યજ્ઞ તથા સીતાનો સ્વયંવર કરતા હતા. ત્યાં ઘણા રાજા, રાણીઓ, રાજકુમારો, ઋષિ મુનિઓ વગેરે આવ્યા હતા. જનક રાજાએ "પણ" લીધું હતું કે, આ પ્રખ્યાત શીવ ધનુષ્યમાં જે દોરી ચડાવે. તેને સીતાજી પરણાવવાં. આ ઉત્સવ જોવા તથા પોતાનું પરાક્રમ બતાવી સીતા જેવી સુંદરી પરણવાને આખી પૃથ્વીનું રાજ્યમંડળ મળ્યું હતું. એ અપાર બળવાળા પ્રખ્યાત્ ધનુષ્યમાં દોરી ચડાવવા દેવતાઓ કે રાક્ષસો કોઇ પણ સમર્થ નહોતા, તો મનુષ્યનું તો શું ગજું ! હજારો રાજાઓ અને રાજકુમારો ઉત્સાહથી ત્યાં આવ્યા હતા. પણ એ ધનુષ્યમાં દોરી ચડાવી નહિ શકવાથી નિરાશ થતા ચાલ્યા જતા હતા.

વિશ્વામિત્ર રામ લક્ષ્મણને તેડી જનકપૂર આવ્યા. જનક રાજાએ તેમનું ઘણું આતિથ્ય કર્યું. રામની સુશોભિત મધુરી મૂર્તિ જોઇ જનક વગેરે લોકોને હર્ષનાં અશ્રુ આવ્યાં. જનકના પૂછવાથી વિશ્વામિત્રે તેમની ઓળખાણ આપવાથી જનક બહુ હર્ષ પામ્યા.

**સીતા સાથે લગ્ન**—સ્વયંવરનો ઠાઠ અદ્ભૂત હતો. મંડપમાં સભાચિકાર ભરાઇ બેઠી હતી. એકબાજુ મોટા કદનું ઘણા બળવાળું ઘણા માણસોથી ઉપડી શકે એવું સદાશિવનું પિનાક નામનું ધનુષ્ય વીર લોકોની પરીક્ષા કરવા માટે લાવી મૂકયું હતું. જનકના મંત્રીએ સભામાં જાહેર કર્યું કે; વીરપુરૂષો ! જે કોઇ વીર આ ધનુષ્યમાં દોરી ચડાવશે તેને સીતાકુંવરી પરણશે. આ સાંભળી રાવણ વગેરે હજારો અનુક્રમે ઉઠયા, પણ જેમ કામી પુરૂષોના વચનથી સ્ત્રીનું મન ચલાયમાન થાય નહિ, તેમ કોઇથી એ ધનુષ્ય ચલાયમાન થયું નહિ. તેથી જેમ વૈરાગ્ય વિના સન્યાસીઓ ઉપહાસને પાત્ર થાય, તેમ સર્વ વીર ઉપહાસને પાત્ર થઇ નિસ્તેજ થઇ ગયા. વીર લોકોની આ સ્થિતિ જોઇ જનક રાજા ક્રોધથી બોલ્યા,—" ધનુષ્યમાં દોરી ચડાવવી તો રહી પણ તેને ભૂમી ઉપરથી ઉપાડી લેવું એ પણ કોઇથી બની શકયું નહિ; માટે હું ધારૂં છું કે પૃથ્વી નિર્વીર્ય થઇ ગઇ છે ! મારી કુંવરી કુંવારીજ રહેવાની છે. કોઇને વીરની પદ્વી દેવાની દૈવની ઇચ્છાજ નથી. હવે સૌ આશા છોડી દઇ, પોતપોતાને ઘેર જાઓ. "

જનકનાં આવાં હૃદયવેધક તિરસ્કારનાં વચનો લક્ષ્મણને છાતીમાં બાણ જેવાં લાગ્યાં. તેમનાં નેત્રો લાલચોળ થઇ ગયાં; એ રામને પ્રણામ કરી બોલ્યા કે;—" જે સભામાં રઘુવંશીઓ માંહેનો કોઇ પણ હોય, તે સભામાં એમ કેમ બને ? જયાં રામ બેઠા હોય, ત્યાં જનક આવું બોલે કે ? આ શિવ ધનુષ કોણ માત્ર છે? એને તો ચોમાસામાં થતા બિલાડીના ટોપની પેઠે ઉડાવી, સભાને રઘુવંશીના બળની ખાત્રી કરાવું. " વગેરે વીર વચનો કહ્યાં. રામ વિશ્વામિત્રને પ્રણામ કરી તેમની આજ્ઞા લઇ સભામાં ઉભા થયા. પંદર વર્ષની નાની વયના રૂપસુંદરસુકુમાર બાળકને ઉભા થયેલા જોઇ, રાજારાણીઓ આશ્ચર્ય પામીડરવા લાગ્યા. સૂર્યોદયથી જેમ કમળો પ્રફુલ્લિત થાય, તેમ સજ્જનોનાં નેત્રો પ્રફુલ્લિત થયાં. જેમ નક્ષત્રો નિસ્તેજ થાય, તેમ ક્ષત્રિઓ નિસ્તેજ થયા. તેમની આશા નષ્ટ થઇ ગઇ. અભિમાનીઓ ગુમ થઇ ગયા. દેવ અને મુનિઓ આનંદ પામવા લાગ્યા. રામે ધનુષ

તરફ ચાલવા માંડયું. કેટલાંક સ્ત્રી પુરૂષો ચિંતા કરવા લાગ્યા કે, આ શ્યામ સુંદર સુકોમળ બાળક ધનુષ કેમ ઉઠાવી શકશે ! રામે ધનુષ પાસે જઇ, જેમ ગરૂડ સર્પને ઉપાડે, તેમ તેને ઉપાડી લીધું. ચાલાકીથી દોરી ચડાવી, જોરથી ખેચ્યું કે, ધનુષના બે કકડા થઇ પૃથ્વીપર પડયા. આ જોઇ સર્વે ચકિત થઇ ગયા. દેવતાઓએ પુષ્પ વૃષ્ટી કરી, જય જયકારનો ધ્વની કર્યો. સ્ત્રીઓ મંગળ ગીતો ગાવા લાગી. વાજિંત્રોના ઘોરથી અને તોપોની ગર્જનાથી દિશાઓ ગાજી રહી. **સીતાજીએ** પ્રેમથી રામના કંઠમાં જયમાળા પહેરાવી. સૌ રામના પરાક્રમનાં વખાણ કરવા લાગ્યાં. આ શુભ સમાચાર અયોધ્યા જતા દશરથ વગેરે આવ્યા. રામ સાથે **સીતાને ધામધૂમથી** પરણાવ્યાં.

**શ્રીપરશુરામનો મેલાપ**—રામચંદ્રજી સીતાને વરી અયોધ્યા તરફ ચાલ્યા. રસ્તામાં પૃથ્વીને એકવીશવાર નિઃક્ષત્રિય—વીર વિનાની કરનાર મહાત્મા **પરશુરામ** મળ્યા. એને જોઇ દશરથ ભય પામ્યા. પરશુરામ રામા અવતાર થયો જાણી તેને ભેટયા. રામે તેનું તેજ હરી લીધું, સર્વ અયોધ્યામાં આવ્યા. રામે વશિષ્ટ પાસે ધનુર્વિદ્યાનો વિશેષ અભ્યાસ કર્યો. રામ પિતાની આજ્ઞા પ્રમાણે રાજ્યનાં સઘળાં કામો કરવા લાગ્યા. કામ કરવાની તેની પદ્ધતિ અને સદાચરણ જોઇ, સર્વ પ્રજા અને મંત્રિ મંડળ ઘણા પ્રસન્ન થયા. પ્રજાની રામપર પ્રીતિ દિવસે દિવસે વધવા લાગી. તેની કીર્ત્તિનાં કિર્ણો પૃથ્વીમાં પ્રસરી રહ્યાં. રામ સીતાનો પરસ્પર પ્રેમ અત્યંત હતો. તેઓ પરસ્પરના અભિપ્રાય પ્રમાણે ચાલતાં. રામે એક પત્નીવ્રત પાળ્યું હતું. તેથી તેની કીર્તિમાં વિશેષ વધારો થયો હતો.

**એક પત્નીવ્રત**—એક પત્નીવ્રતનો મહિમા મોટો છે. એક પત્નીવ્રતરૂપ ચિંતામણી વિના, જપ, તપ, ધ્યાન, દાન, શ્રવણ, મનન, સ્વાધ્યાય, ઇશ્વરભક્તિ વગેરે કોઇ કલ્યાણ કરી શકતું નથી. વેદ, શાસ્ત્ર, પુરાણ, ઇતિહાસાદિકમાં એક પત્નીવ્રતને વખાણેલું છે. એ વ્રતની ઉપાસનાનું ફળ પણ સર્વ લોકોના અનુભવની બહાર નથી. એ વ્રતનું સેવન કરવામાં મનુષ્ય જેટલું આળસ્ય રાખે છે, તેનું પરિણામ માઠું આવે છે. એ કોઇનું અજાણ્યું નથી. એક પત્નીવ્રતરૂપ કલ્પવૃક્ષની ઉપેક્ષાથી કેટલાક રાજા રાજ્ય ભ્રષ્ટ થયા છે. કેટલાક પ્રતાપ વગરના થયા છે. કેટલાક લક્ષ્મી વિનાના થયા છે.

તથા કેટલાક રાંક અને પામર લોકો પણ હસવા લાયક દશાને પામ્યા છે. એક પત્નીવ્રત એ સર્વોત્તમ સુખનું સાધન છે. વિજયનું મૂળ છે, ઉન્નતિનું કારણ છે અને પવિત્ર યશરૂપ અમૃતને આપનારૂં છે, એ મહાવ્રતને અખંડ રાખવાથી નળરાજા અપ્રતિમ આપત્તિને ઓળંગી જઈ, સ્વરાજ્યને પામ્યો હતો. એ વ્રત અખંડ રાખવાને સદાશિવે સતીના દેહ ત્યાગ પછી બાર વર્ષ તીર્થાટન કર્યું હતું. એ વ્રતનું સંરક્ષણ કરવાથી મહારાજા પુરૂરવા ઉર્વશી અંતર્ધાન થયા પછી વિન્હળ થયા હતા. તેમજ મહારાજા ચિંતામણી, રૂતુધ્વજ વગેરે એ મહાવ્રતમાં પ્રીતિને લીધેજ સંસાર સુખનો ત્યાગ કરી ચાલી નિકળ્યા હતા. સૃષ્ટિના આરંભથી તે આજસુધી પૂર્ણ રીતે ઇતિહાસો સાંભળીશું, તો એમજ સિદ્ધ થશે કે, જે જે મહાત્મા ગણાઇ ગયા છે. જે જે પુણ્યશ્લોકોની પંક્તિમાં ગણાઇ ગયા છે, જે જે વીર અને ધીરની ગણનામાં ગણાઇ ગયા છે અને જેઓ રાજા, મહારાજાઓ ગણાઇ ગયા છે, તેઓને તે સ્થિતિએ પહોંચાડનારૂં એક પત્નીવ્રતજ છે. એ વિના અખુટ ખજાનાઓ આબાદ છતાં, પ્રવિણ પ્રધાનોની પ્રબળતા છતાં અને શૌર્યશક્તિ નિઃસીમ છતાં, મોટા રાજાઓ પાયમાલ થઈ ગયા છે, રાજાઓ રાંક થઇ ગયા છે, અને દેશ ઉજડ થઇ ગયા છે. તેનું મૂળ તપાસતાં જણાશે કે તે એક પત્નીવ્રતની ખામીને લીધેજછે. સર્વમાં શ્રેષ્ટ તો એક પત્નીવ્રતજ છે. એ શ્રીરામ જેવા પરમ પવિત્ર પુરૂષે એક પતિવ્રત પાળી જગતને બતાવી આપ્યું છે.

**સદ્વર્ત્તન**—રામે પરણ્યા પછી બાર વર્ષ સંસાર સુખ સારી રીતે ભોગવ્યું. તેઓ હમેશાં શાન્ત રહેતા, કોમળતાથી બોલતા, કોઇ સ્વજન કાંઇ કઠોર વચનો કહે, તોપણ તેને કડવું વચન કહેતા નહિ. એક પણ ઉપકાર કરે તેનાપર પ્રસન્ન રહેતા. કોઇએ સેંકડો અપકાર કર્યા હોય, તોપણ તે ધીરતા રાખી મનમાં લાવતા નહિ. રાજ્યકાર્ય અને શસ્ત્રનો અભ્યાસ કરતાં અવકાશ મળે, ત્યારે વિદ્વાન અને સુશીળ લોકોની સાથેજ વાતચીત કરતા હતા, પાસે આવનારને પ્રથમ બોલાવી વિવેકથી આવકાર આપતા. મહાન્ પરાક્રમી છતાં, પરાક્રમનો ગર્વ રાખતા નહિ. કદી પણ જૂઠું બોલતા નહિ. વૃદ્ધ અને બ્રાહ્મણોને બહુ સન્માન આપતા. ક્ષત્રિ ધર્મ ઉપર બહુ પ્રીતિ રાખતા, નિષેધ કર્મોથી દૂર રહેતા. દુઃખી લોકો-

પર બહુ દયા રાખતા, જીતેંદ્રિય રહેતા, ધર્મ વિરૂધ વાતોમાં રૂચિ રાખતા નહિ. યુક્તિપૂર્વક ભાષણ કરી પોતાની વાતને સિદ્ધ કરતા મનુષ્યની પરીક્ષા કરવામાં નિપુણ હતા, સ્મરણ તથા સમયને નહિ ચૂકતા. આળસ્ય નહિ કરતાં રાજક્રિય કાર્યોમાં યોગ્ય સહાયકારોને નીમતા. ક્રોધ તથા પ્રેમને કદી પણ વિરૂપ થવા દેતા નહિ. ન્યાય કરવામાં ઘણાજ કુશળ હતા. પ્રજા કોઇ પ્રકારે કચવાય નહિ. એવી રીતે તે પાસેથી ધન લેવામાં ચાતુર્ય વાપરતા. આવકના ચોથા ભાગ કરતાં અને ઘણી અગત્ય પડે, તો અરધા ભાગ કરતાં કદી પણ વધારે ખરચ કરતા નહિ. સઘળી ચાલતી ભાષાઓ શીખ્યા હતા. ધર્મ, અર્થને હરકત ન આવે એવી રીતે સુખ ભોગવતા હતા. કહ્યા વિના તેનો અભિપ્રાય કોઇ પણ જાણી શકતુંજ નહિ. ચોસઠ કળાઓમાં પ્રવિણ હતા. હાથી, ઘોડા વગેરે વાહનોને કેળવવામાં કુશળ હતા. ધર્મ, યશ, ધન, સુખ અને સજ્જનોની પ્રીતિ સંપાદન કરતા હતા. સેનાના વ્યૂહો ગોઠવવામાં ચતુર હતા. કોઇથી પણ જીતી શકાય નહિ, એવા બાણાવળી અને વીર પુરૂષ હતા. પરાયા ગુણોમાં દોષનો આરોપ કરતા નહિ. પરાઇ સંપત્તિનો દ્વેષ કરતા નહિ. રૂપમાં કામદેવ જેવા, બુદ્ધિમાં બૃહસ્પતિ જેવા અને પરાક્રમમાં ઇંદ્રથી પણ અધિક હતા. વગેરે ગુણો રામમાં શ્રેષ્ટ હતા. એથી "રામ રાજા" થાય તો બહુ સારૂં એવી પ્રજાને ઉત્કંઠા ઉત્પન્ન થઇ અને રાજા દશરથને પણ તેવીજ ઇચ્છા થઇ. તેથી રાજા દશરથે પ્રજાની એક મહાન્ સભા બોલાવી જાહેર કર્યું કે;--

**યૌવરાજ પદ**—" મારા પૂર્વજોએ આ રાજ્યની પ્રજાને, પુત્ર સમાન ગણીને પાળી છે અને મેં પણ મારા પૂર્વજોના નિયમોને અનુસરી યથાશક્તિ પ્રજાને પાળવામાં અને સઘળા લોકોનું હિત કરવામાં આ શરીરને જીર્ણ કરી નાંખ્યું છે. એ સઘળું આપણા જાણવામાં છે. હું હવે રાજ્યસંબંધી પ્રજાના મોટા બોજા ઘણા વખતથી ઉપાડીને થાકી ગયો છું—તેથી રામચંદ્રજને યૌવરાજ આપી, આ જીર્ણ થયેલા શરીરને વિશ્રાંતિ આપવા ઇચ્છું છું." રાજાનાં આવાં વચનો સાંભળી સભાજનો હર્ષનાદ પૂર્વક બોલ્યા કે,—મહારાજ ! આપ અને આપના સઘળા પૂર્વજોથી પણ રામ અધિક ગુણવાન છે. રામ આજ દિવસ સુધી કોઇ પણ યુદ્ધમાં વિજય મેળવ્યા વગર પાછા આવ્યાજ નથી. બહાર ગામથી

અયોધ્યામાં પધારતાં જેમ પિતા પુત્રોને કુશળ પૂછે છે, તેમ રામ અમોને કુશળ પૂછે છે. કોઇ પણ દુર્વ્યસન રામમાં જોવામાં આવ્યું નથી. પુરૂષો તો શું પણ વૃદ્ધ અને જુવાન સ્ત્રીઓ પણ રામના યૌવરાજયને વારતે દેવતાઓની માનતાઓ કરે છે. રામ સત્યવાદી, જીતેંદ્રિય, નીતિ અને ન્યાય પ્રમાણે વર્ત્તનારા, સર્વદા વિદ્વાનોનીજ સોબત રાખનારા છે; વગેરે અનેક ગુણોને લીધે, અમો રામને યુવ-રાજની પદવી મળેલી જોવાને ઇચ્છીએ છીએ " અહો ! આવા રાજાને પ્રજા કેમ ન ચાહે ?

**પિતાનો બોધ**—રામને આવતી કાલે યૌવરાજ મળશે. એ વાત આખા શહેરમાં પ્રસરી ગઇ. પ્રજા હર્ષ પામવા લાગી, અભિ-ષેકની તૈયારી ધામધૂમથી થવા લાગી. રાજાએ રામને બોલાવી જણાવ્યું કે;-પુત્ર તમે મારા જયેષ્ઠ પુત્ર છો, અને સર્વ ગુણ સંપન્ન છો. સઘળી પ્રજા તમારા સદ્ગુણોને લીધે, તમારાપર બહુ પ્રેમ રાખે છે. માટે હું તમને આવતી કાલે યુવરાજ્યની પદ્વિ આપીશ. પુત્ર તમો સ્વભાવિક રીતે ગુણવાન હોવાથી, તમોને કાંઇ શિખામણ કે ભલામણ દેવાની જરૂર નથી; તોપણ સ્નેહની ખાતરજ તમને ભલામણ કરૂંછું કે જેટલી નીતિ રાખો છો. તેથી પણ વધારે નીતિ રાખીને સર્વદા જીતેંદ્રિય રહેજો. જુગાર, સ્ત્રીઓનો પ્રસંગ, મૃગયા, મદ્યપાન, ગાળો દેવાની ટેવ, માર મારવાની ટેવ, તથા ધર્મની ખરાબી કરવાની ટેવ, એ સર્વદા છોડી દેજો. સઘળી પ્રજાને રાજી રાખજો. જે રાજાને પ્રજા ઉપર પ્રીતિ હોય તથા પ્રજાની જે રાજા ઉપર પ્રીતિ હોય, તે રાજા નિર્વિઘ્ને લાંબી મુદત સુધી રાજ્ય કરી શકે છે. " વગેરે ધર્મ નીતિનાં વચનો દશરથ રાજાએ કહ્યાં.

**રામની સ્વાભાવિક રાજનીતિ**—પ્રજાનું ઉત્તમ પ્રકારે રક્ષણ અને પાલણ કરે એવા અને પોતાના સદાચરણથી તેમને સદાચારી રાખવા પ્રય-ત્ન કરે એવા હતા. ગૌબ્રાહ્મણની પ્રતિપાલના કરવા ખંતિલા રહેતા, પ્રજાના આચારની વ્યવસ્થા રાખતા. તેઓનું મન દુભાવતા નહિ, " પ્રજાની આંતરડી કકળે કે રાજા પડે, " એવું તેઓ સમજતા હતા. **यथा राजा तथा प्रजा** જેવો રાજા તેવીજ પ્રજા થાય છે; કેમકે પ્રજાનો ઘણો આધાર રાજાપર રહેલો છે. જો રાજા નીતિવાન હોય તો પ્રજા પણ પોતાની મેળેજ નીતિવાળી થઇ જાય છે. રાજાને અનીતિ એજ મોટા છિદ્રરૂપ છે, નિરંતર ભય ઉપજાવે છે, શત્રુ-

ઓને વધારે છે, અને બળનો ક્ષય કરનાર છે. જે રાજા નીતિને છોડી દઇ, પોતાની ઇચ્છા પ્રમાણે વર્ત્તે છે, તે પરિણામે દુઃખી થાય છે. તેવા સ્વતંત્ર રાજાની સેવા કરવી, તે તરવારની ધારને પોતાની જીભથી ચાટવા જેવું છે, નીતિમાર્ગે ચાલનારા રાજાની સેવા સુખે કરી શકાય છે અને અનીતિવાન રાજાની સેવા દુઃખે કરી બની શકે છે. જે રાજા નીતિને માર્ગે ચાલતો હોય અને બળવાન હોય, તેને લક્ષ્મી ચારે તરફથી આવી મળે છે. જે રીતે સઘળો દેશ પ્રેરણા ન કર્યા છતાં, રાજાનું હિત કરનાર થાય, તેવી રાજાએ પોતાના હિત સારૂ નીતિ ધારણ કરવી જોઇએ. જે રાજા નિરંતર અનીતિ કરે છે અને પ્રજાને કચવાવે છે, તેના દેશનાં મનુષ્યો બીજા દેશાંતરમાં જઇ વસે છે, તેનું સૈન્ય પણ વિખરાઇ જાય છે અને કારભારી વગેરે રાજ્યકીય મંડળ પણ તેનાથી જુદાઇ રાખવા લાગે છે. મતલબ કે તેવી જાતનો રાજા થોડા વખતમાં રાજ્યથી ભ્રષ્ટ થાય છે. જે રાજા પોતાની પ્રજાનું સંપૂર્ણ રીતે લાલન પાલન અને પોષણ કરે છે, તેને સર્વ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. સર્વ સિદ્ધિઓ રાજાને પ્રજા રંજન કરવામાંજ રહી છે. પ્રાચીન વિદ્વાનોનો એવો મત છે કે, પૃથ્વી છે તે કામદુધા ગાય છે. માટે તેની પાસેથી જો પોતાનો મનવાંછિતદૂધ મેળવવું હોય, તો પ્રથમથી પ્રજારૂપ વાછડાંને તૃપ્ત કરવાં જોઇએ, પ્રજાના દુઃખથી દુઃખ પામવું, પ્રજાના સુખોથી સુખ પામવું અને રાતદિવસ પ્રજાનુંજ પ્રિય અને હિત થાય, તેવું વિચારવું એજ રાજાઓનું કર્ત્તવ્ય છે; વગેરે રીતે જોતા રામની રાજનીતિ સર્વોત્તમ ગણાયેલી છે.

**આનંદ વ્યાપવો**—રાજાએ નીતિએ ચાલવાની શિખામણ આપી, તે સાંભળી પિતાને પ્રણામ કરી રામ પોતાના દરબારમાં આવ્યા. માતા **કૌશલ્યા** રેશમી વસ્ત્રો પહેરી મૌન ધરી રામનું કાર્ય નિર્વિઘ્ને થવા માટે દેવમંદિરમાં પૂજન કરતાં હતાં. **સીતા** પાસે બેઠાં હતાં. **સુમિત્રા** તથા **લક્ષ્મણ** પણ વધામણી સાંભળી પ્રથમથીજ આવ્યા હતાં. રામે દેવમંદિરમાંજ **કૌશલ્યાને** પ્રણામ કરી અભિષેક વિષે વાત કહી બતાવી. પાસે બેઠેલા પોતાના પ્રિય-બાંધવ લક્ષ્મણ સામે જોઇ કહ્યું કે;—" હું મારે વાસ્તે નહિ પણ તમારે વાસ્તેજ જીવિત તથા રાજ્યને ઇચ્છું છું. માટે તમો મારી સાથે રાજ્યના શુભ ફળોને ભોગવજો. તમો મારા બહારના પ્રાણરૂપ

છો." વગેરે હિતનાં વચનો કહ્યાં. ધન્ય છે આવા જેષ્ઠ બંધુને ! બંધુઓ તો આવાજ જોઇએ. રામના અભિષેકના શુભ સમાચારથી રાજવર્ગ, અંતઃપુરની સ્ત્રીઓ તથા પ્રજા સર્વે આનંદ પામ્યા. કૈકેયી અપરમાતા છતાં પણ હર્ષઘેલી થઇ ગઇ, એ શુભ સમાચાર તેણે મંથરાથી જાણ્યા. મંથરાં દાસીને એ આનંદની વધામણીમાં પોતાના પગનું સોનાનું હીરા જડીત નેપૂર આપી દીધું. મંથરાં દાસી તેને અનર્થરુપે સમજાવવા માંડી; ત્યારે તે તેને ઇષ્ટાર્થરૂપ સમજી બોલી કે:--દાસી મંથરાં ! આતો તેં મને અમૃત જેવી પ્રિય વાત કહી. તેથી તું કહે તેવી આથી પણ વધારે બક્ષીસ આપું. હું રામ અને ભરતમાં કોઇ જાતનો અંતર ગણુતી નથી. રામના અભિષેકની વાત સાંભળી હું બહુ રાજી થાઉં છું. રામ સર્વગુણ સંપન્ન છે, ભાઈઓનું, સેવકોનું, અને પ્રજાનું પિતાની પેઠે પાલન કરે એવા છે. વળી તે મહારાજાના જ્યેષ્ટ કુંવર છે. તેથી યૌવરાજ્યને તો એજ લાયક છે. મંથરાં ! રામના અભિષેકની વાત સાંભળી તને શા માટે બળતરા ઉઠી છે ? આતો એક જાતનો અભ્યુદય પ્રાપ્ત થયો છે. ભવિષ્યમાં તેથી ભલું થવાનું છે. રામ ભાઇઓને પોતાના જેવા ગણે છે. રામને જે રાજ્ય મળશે, તે ભરતનુંજ છે, અને ભરતથી રામ મારે વધારે માન્ય છે વગેરે વચનો કહ્યાં.

**આનંદમાં ભંગ**--માણસનું મન ચંચળ છે, તે નીચ લોકોની નિરંતર સોબત અને શિખામણથી બગડયા વગર રહેતું નથી. મંથરાં દાસી દુષ્ટસ્વભાવની હતી. તેની ઉલટી શિખામણુના વારંવારના ઘસારાથી કૈકેયીની બુદ્ધિ બગડી. તેણે દશરથ રાજાને અસુરો સામે લડતાં પોતાનાં બુદ્ધિબળ, પરાક્રમ અને તપોબળથી સંરક્ષણ કર્યું હતું. તે વખતે રાજાએ પ્રત્યુપકારમાં બે વચનો માગી લેવા કહ્યું હતું, પણ કૈકેયીએ તે શુભ સમયે માગવાનું બાકી રાખેલું હતું; તેણે એ હિતકર વરદાનનો મંથરાંના કહેવાથી અવળો ઉપયોગ કર્યો. તેણે રામને ચૌદ વર્ષ વનવાસ અને બીજું ભરતને રાજ્યભિષેક કરવાનું માગ્યું. આ વચનો રાજા પાસે કબુલ કરાવવાનો કૈકેયીએ હઠાગ્રહ લીધો. આ સાંભળી રાજા એકદમ મૂર્છિત થઇ ગયા. સંજ્ઞા આવતાં બહુ કલ્પાંત કરવા લાગ્યા; "રામ !" એટલું બોલી નિસાસો મૂકી કપાઇ ગયેલી કેળની પેઠે પડી ગયા અને ઉઠી બોલ્યા;-કૈકેયી ! " આ અનર્થની વાત તને કોણે શીખ-

ચી ? તું બોલતાં કેમ લજાતી નથી ? તારો આવો નીચ સ્વભાવ આજેજ જોવામાં આવ્યો. તારે જો ભરત અને જગત્‌નું પ્રિય કરવું હોય, તો આ નીચ માગણી છોડી દે. ભરત ધર્માત્મા છે. તેથી રામ સિવાય એ કદી પણ રાજ્ય કરશે નહિ. હાય ! હાય ! જેમ બાળક કાળોતરા નાગની સાથે રમતાં ચેતે નહિ, તેમ હું તારાથી ચેત્યો નહિ. રામે આજ સુધી અધ્યયન, બ્રહ્મચર્ય, ગુરૂસેવા વગેરે કાર્યો કરવામાં કષ્ટજ વેઠયાં છે. તે હવે ભોગના કાળમાં પણ કષ્ટ નાંખવું એ શી રીતે બને ? મારાં વચનો તરત કબૂલ કરી લેવાની રામની ટેવ છે. તેથી હું કહીશ કે તરત વનવાસ જશે. અહો ! આ કેવો વિપરીત બનાવ ? અતિ ક્રુર અને સ્વાર્થમાંજ તત્પર કૈકેયી ! તને ધિક્કાર છે. આવી દુષ્ટ વાત કરતાં તારા બત્રીશ દાંત કેમ પડી નથી જતા ? તું અગ્નિમાં બળીમર, ઝેર પી, અથવા જીવતાંજ ધરતીમાં સમાઈ જા, તોપણ હું તારૂં એ કહ્યું માનવાનો નથી. હું હવે તને જીવતી જોવા રાજી નથી. કૈકેયી હવે એ દુરાગ્રહ છોડી દે. વગેરે તિક્ષણ વચનો કહ્યાં; પણ કૈકેયી એક ટળી બીજી થઇ નહિ. રાજાને આખી રાત દુઃખમાં ગઇ. સવાર થતાં અભિષેકની સઘળી ધામધૂમ મચી રહી હતી. મંત્રીઓ, સેનાપતિ વગેરે સકળ રાજ્ય મંડળ અને પ્રજાજનો સભામાં રાજાની વાટ જોતા બેઠા હતા, પરંતુ અતઃપુરમાં રાજાની શી વલે છે ? એ કોઇના જાણવામાં નહોતું.

નિત્યના નિયમ પ્રમાણે સુમંત્ર અંતઃહપુરમાં ગયો, રાજાને સભામાં પધારવાની સ્તુતિ કરી. આ સાંભળી રાજા વધારે શોકાતુર થયા. તેથી કશું બોલી શકયા નહિ, પણ તેને કૈકેયીએ રામને બોલાવી લાવવાનું કહ્યું. સુમંત્ર રાજાની આજ્ઞા વિના અટકી રહ્યો. રાજા શોકસાગરમાં ડુબી ગયા હતા, મુખ ઉપરથી નૂર જતું રહ્યું હતું. તે ગભરાયેલે મુખે બોલ્યા;--સુમંત્ર ! રામને જોવાની મારી ઇચ્છાછે, માટે તેડી લાવો." રાજાની આ આજ્ઞા પ્રિય પરિણામવાળી હશે, એમ સમજી સુમંત્રે રામને ખબર આપ્યા. રામ સુમંત્ર સાથે ચાલી નીકળ્યા. સીતા શુભ-મંગળનું સ્મરણ કરતાં દ્વાર સુધી વળાવવા આવ્યાં, રામ બહાર આવી લક્ષ્મણને મળ્યા. તેમને સાથે લઇ પિતા પાસે આવવા રથમાં બેઠા. લક્ષ્મણ ચમર લઈ પછવાડે ઉભા. રથની આજુબાજુ આયુધબંધ ઘોડેસ્વારો, ચાલવા લાગ્યા. વીરપુરૂષો સિંહનાદ કરવા લાગ્યા. વાજાંઓનો નાદ શરૂ થયો, ભાટચારણો સ્તુતિ કરવા લાગ્યા. અગાસીઓ ઉપર ઉભેલી શહેરની સ્ત્રીઓ પુષ્પવૃષ્ટિ કરવા લાગી. લોકો ચર્ચા કરવા લાગ્યા. "રામનું રાજ્ય થવા-

**સી** કોઈપણ દુઃખી રહેશે નહિ. આપણી સઘળી ઇચ્છા પરિપૂર્ણ થશે. ” રાજ્યમાર્ગને રસ્તે થઇ જતાં. લોકોના આશિર્વાદોને સાંભળતાં, રામ લોકો પર દયા દેખાડતા, અને દેવસ્થાનોને પ્રણામ કરતા પિતાના દરબારમાં આવ્યા; ત્યાં કૈકેયી સાથે બેઠેલા પિતાને શોકાતુર અને લેવાઇ ગયેલા મુખે જોયા; પરંતુ નહિ ગભરાતાં પગે લાગ્યાં. રાજા રામને જોઇ ગભરાઇ ગયા. નેત્રમાંથી આંસુઓના ઓઘ પડવા લાગ્યા. “રામ” એ શબ્દ સિવાય વધારે બોલી શકયા નહિ કે, તેના સામું જોઇ શકયા નહિ. શોક સંતાપથી નિર્બળ થયેલા અને ઊંડા નિસાસા મૂકતા પિતાને જોઇ, રામે કૈકેયીને પૂછ્યું;–“ મારા પિતાજી શા માટે શોકમાં છે ? હું અજ્ઞાનતાથી કાંઇ ભુલમાં તો નથી આવ્યો ? રાજા મારાપર કંઇ ગુસ્સે હોય તો જણાવો. હું તેમને ઇષ્ટદેવ સમાન ગણું છું, હું તેમને કંઇ ગુસ્સે કે નારાજ કરીને કે તેમનું વચન ભંગ કરીને જીવવા પણ ઇચ્છતો નથી. જન્મ આપનાર પિતા પ્રત્યક્ષ દેવછે. તેમનાથી પ્રતિકૂળશામાટે વર્ત્તવું જોઇએ. ? ”

**રામપ્રત્યે કૈકેયીનાં વચન**--આ સાંભળી કૈકેયી બોલી--“ રાજા રીસાયા નથી, તમો તેને અત્યંત પ્યારા છો, એને તમને કંઇ કહેવું છે પણ કહેતા નથી. રાજાએ પ્રસન્નતાથી મને વચન આપ્યાં છે, તેથી હવે પામરની પેઠે પસ્તાય છે. સત્ય સઘળા ધર્મનું મૂળ છે. તેને રાજા તમારે વાસ્તે ન છોડે એમ થવું જોઇએ. રાજા કદી બોલશે નહિ. ” રામે કહ્યું તમો ખુશીથી કહો હું પિતાની ઇચ્છા પ્રમાણે કરવા તૈયાર છું. એકવાર બોલી હું તેથી વિરૂદ્ધ બોલીશજ નહિ. આ પરથી કૈકેયીએ જણાવ્યું કે“ ભરતને રાજ્યાભિષેક કરવાનું અને બીજું તમારે આજેજ દંડકારણ્યમાં ચૌદ વર્ષ રહેવા જવાનું માગ્યું છે.” દુષ્ટ કૈકેયીનાં આ વચન બીજાને તો મરણતુલ્ય લાગે, પણ તેથી રામને તો જરા પણ શોક કે ગભરાટ થયો નહિ, પણ રાજાને એથી અપાર પરિતાપ થયો.

**કૈકેયી પ્રત્યે રામનાં વચન**--રામે જણાવ્યું કે હું તમારા કહેવાથી પણ ભરતને સઘળું આપી દઉં, તો પિતાના કહેવાથી આપી દઉં એમાં શું નવાઇ ? હું પિતાની આજ્ઞા શા માટે ન માનું ? હું કોઇ પણ પ્રકારની લાલચમાં લપટાઇ અયોધ્યામાં રોકાવાનો નથી, પિતાનું વચન પાળવું એજ મોટામાં મોટો ધર્મ છે. પિતાને રાજી રાખવા હું મારા પ્રાણનો પણ ત્યાગ કરૂં. તમારા કહેવાથી પણ હું વનવાસ જાઉં. તમારી પણ મારાપર માલેકી છે. હું મારી માની રજા લઉં અને સીતાને સમજાવું,

એટલી મુદત માગું છું. ભરત પ્રજાનું પાલન કરે તથા રાજાની સંભાળ રાખી સેવા કરે, એ તમારે કરવું, રામનાં આવાં વચનથી રાજા ઉંચે સ્વરે રૂદન કરતો, મુર્છિત થઇ પડયો. રામ પ્રણામ કરી અંતઃપુરમાંથી નીકળ્યા.

**રામનો માતાને દિલાસો**—તેમની મુખમુદ્રા રાજ્યભંગથી જરા પણ ભ્રષ્ટ થઇ નહોતી. રાજ્ય મળવાનું હતું, તે સમયે જેવી મુખની શોભા હતી, તેવીજ આ વખતે પણ હતી. તેઓ જરા પણ દુઃખ ન લગાડતાં, મધુર વચનોથી સર્વે લોકોને માન. આપતા, માતા કૈશલ્યા પાસે આવ્યા. માતા આ વાત સાંભળી કુવાડાથી કપાએલી કેળની પેઠે ધરતીપર ઢળી પડયાં, અપાર રૂદન કરવા લાગ્યાં. રામે તેને કહ્યું કેઃ—જે માણસ ધર્મથી વિરૂદ્ધ રીતે અર્થ કે કામનું સંપાદન કરે, તે વિદ્વાનોના ધિક્કારને પાત્ર થાય છે. પિતા ક્રોધથી, પ્રીતિથી કે કામીપણાથી જે કાંઇ આજ્ઞા કરે, તે પુત્રે પાળવીજ જોઇએ. હું રાજ્યને વાસ્તે યશનો ત્યાગ કરવા ઇચ્છતો નથી. અલ્પાયુમાં યશનો ત્યાગ કરી, તુચ્છ રાજ્યની લાલચ હું રાખતો નથી, તમો શોક તથા રોષને છોડી દઇ મનમાંથી અપમાન કહાડી નાંખો. મનમાં ધીરજ રાખો. હું જટા તથા મૃગચર્મ ધારણ કરી વનમાં જઇશ, તેમાં કૈકેયીનો કશો દોષ નથી. દૈવે ધાર્યું હોય છે, તેજ થાય છે. દૈવના કર્તવ્ય સિવાય બીજું કશું કારણ નથી. સુખ, દુઃખ ભય, ક્રોધ, લોભ કે હાની જે કાંઇ થાય છે. તે સઘળું દૈવથીજ થાય છે; બ્રહ્માદિક પણ દૈવની ગતિ આગળ નિર્બળ છે. ઘણા યત્નોથી કરવામાં ડેલું કામ અટકી પડે અને જેમાં ઓચિંતું કાંઇ બીજું ઉત્પન્ન થાય, એ દૈવનુંજ કર્તવ્ય સમજવું. જે કળશો મારા અભિષેકને વાસ્તે તીર્થોના જળથી ભરવામાં આવ્યા છે, તેજ કળશોથી હું તપસ્વીપણાની દીક્ષા લઇશ; વગેરે વચનોથી માતાને સમજાવી તેમની આજ્ઞા લઇ, સીતા પાસે આવ્યા. સીતાને કહ્યું કે;—પ્રિયે ! હું વનમાં જાઉં છું. ભરતભાઇ રાજ્ય કરશે. તારે મારી માતાની માન્યપૂર્વક સેવા કરવી. મારા ભાઇ **ભરત શત્રુઘ્નને** તારા પોતાના ભાઇઓ જેવા જાણવા.

**પતિનાં વચન સાંભળી રામ પ્રત્યે સીતાનાં વચન**—સીતા બોલ્યાં;—પ્રાણનાથ ! આપ આ શું કહોછો ? મા, બાપ, ભાઇ, પુત્ર અને બીજા સંબંધીઓ પોતપોતાના ભાગ્યને ભોગવે છે, પણ સ્ત્રી તો પતિના ભાગ્યનેજ ભોગવે છે. સ્ત્રી તો પતિના સુખ, દુઃખની ભાગિએણ છે. માટે તમારી સાથે મને પણ વનવાસનો હુકમ થયો સમજવો. તમો આજ વનવાસમાં જવાના છો, તો મારે તમારી અગાઉ જઇ માર્ગમાંથી કાંટા

અસેડી નાંખવા જોઇએ. પતિ ગમે ત્યાં હોય, તોપણ સ્ત્રીએ તેના ચરણના ઓળામાં રહેવું જોઇએ. માબાપ, પુત્ર, પોતાનું શરીર, કે સખીઓ કોઇપણ આ લોક કે પરલોકમાં સ્ત્રીના શરણરૂપ નથી. સ્ત્રીનું શરણ તો એક પતિજ છે, હું ત્રૈલોકયના ઐશ્વર્યને પણ નહિ ગણકારતાં, કેવળ તમારૂંજ ચિંતન કરી તમારી સેવા કરીશ. મને છોડી જશો તો હું મારો પ્રાણત્યાગ કરીશ. એક તમારા વિયોગ વિના મારાથી બધું સહન થશે. ઓ રામ ! મને સાથે રાખો, એમ કહી પગે પડી, રૂદન કરતાં રામને ગળે વળગી પડયાં. એ રીતે સીતાનો દઢ નિશ્ચય જોઇ, રામે તેને સાથે આવવા હા પાડી. એ પછી લક્ષ્મણ મળ્યા, તેનો પણ એજ નિશ્ચય અને આગ્રહ જોઇ તેને પણ સાથે આવવા હા પાડી. પછી ત્રણે પિતાનાં દર્શન કરવા ત્યાંથી નીકળ્યા. રામના દર્શન કરવાને આખી નગરીની પ્રજા તલપી રહી હતી. તમામ પ્રજા ઉદાસ થઇ ગઇ હતી. આવા વિપરીત બનાવથી શોકે ઘેરાએલી પ્રજા જેમ જળ વિના માંછલી તરફડે, તેમ સઘળી પ્રજા પીડાઇ રૂદન કરતી તરફડવા લાગી. ઘરબાર, ગરાશ અને માલ મિલકત છોડી દઇ કુટુંબ સાથે લક્ષ્મણની પેઠે રામ સાથે વનમાં જવાને તૈયાર થઇ, રામને વખાણવા અને કૈકેયીને ધિક્કારવા લાગી. પ્રજાના પ્યારભરેલા વચનો સાંભળતાં છતાં, પણ રામના મનમાં કશો વિકાર થયો નહિ. સર્વ લોકોને ખિન્ન થયેલાં જોતાં છતાં, પણ પોતે હસતા હોય એવા દેખાતા પિતાના દરબારમાં આવ્યા.

**રાજ મંદીરમાં હાહાકાર !**—રામે પિતાને પ્રણામ કરી રજા માગી. રાજાએ વનવાસ નહિ જવાને ઘણું વિનવ્યું, પણ તેણે ચૌદ વર્ષ પૂરાં થયે આવીશ એવું જણાવ્યું. પિતા પુત્ર વચ્ચેના ભાષણથી કૈકેયી સિવાય સઘળાનાં હૃદય પીગળી ગયાં. દશરથ રાજા રામને આલિંગન કરતાં બેભાન થઇ પડયા. સઘળી રાણીઓ અને સુમંત્ર મૂર્છિત થયાં. દરબારમાં સઘળે હાહાકાર થઇ રહ્યો. શુદ્ધિમાં આવતાં સઘળી રાણીઓ મહા રૂદન કરવા લાગી.

**કૈકેયી પ્રત્યે ધિક્કાર**—કૈકેયીએ રામ, લક્ષ્મણ અને સીતાને વલ્કલ પહેરવાને આપ્યાં. આ ત્રાસદાયક દેખાવ જોઇ આંસુથી ઘેરાયેલા વશિષ્ઠ મુનિ બોલ્યા કે, કૈકેયી ! કુળને અભડાવનારી ! રામને વલ્કલ આપે છે, પણ સીતાને શા માટે આપે છે ? સીતા જો રામ સાથે વનમાં જશે, તો સઘળા લોકો, શત્રુઘ્ન અને ભરત પણ રામની સેવા કરવાને જશે. પછી ઉજડ ગામમાં એરંડાની પેઠે તું એકલી આ અયોધ્યામાં માહાલજે;

જ્યાં રામ રાજા નહિ હોય, તે દેશ પણ જંગલ થઇ જશે અને જ્યાં રામ નિવાસ કરશે, તે જંગલ પણ દેશ થઇ જશે. તારો ભરત કદી પણ આ રાજ્યને સ્વીકારશે નહિ અને તારી પાસે પણ પુત્રના જેવા ધર્મથી રહેશે નહિ. તેં તો પુત્રનું ભલું કરવા જતાં, ભૂંડું કર્યું છે. રામને ન અનુસરે એવું તારા સિવાય કોઇ પૃથ્વીમાં નથી. રામ અહીંથી જશે કે તે વખતેજ સર્વ પ્રાણી તેની સાથેજ જતાં, તારા જોવામાં આવશે. વગેરે કઠણ વચન કહ્યાં; પણ કૈકેયીએ પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ. તેથી સૌ તેને ધિક્કારવા લાગ્યાં.

**રામ વનવાસ**—રામ, લક્ષ્મણ ધનુષ ધારણ કરી સીતા સાથે રથમાં બેઠા. પ્રજા કે કોઇ પાછળ ન આવે માટે રથના ઘોડા દોડાવી મૂકર્યા, તોપણ પ્રજા પાછળ દોડી. તેથી રામ, લક્ષ્મણ રથમાંથી ઉતરી પ્રજા સાથે પગે પાળા ચાલવા લાગ્યા. સુમંત્રે સાંજ પડતા રામની આજ્ઞાથી **તમસા** નદીને કાંઠે ઉતારો કર્યો. રામ લક્ષ્મણે સંધ્યાવંદન કર્યું. રાત્રે રામે પ્રજા સાથે પ્રસંગાનુસાર વાતચીત કરી સૌ નિંદ્રાવશ થયાં. પરો-ઢીઉં થતાં રામ પ્રજાને નિદ્રાવશ મુકી ખબર ન પડે તેમ ચાલી નીકળ્યા; કેમકે પ્રજાનો રામ સાથે જવાનો નિશ્ચય હતો. સવારે પ્રજાએ ઉઠી જોયું તો રામ, લક્ષ્મણ કે કોઇ ન મળે. તેથી તેઓ ઘણા નિરાશ થયા અને શોકથી રૂદન કરવા લાગ્યાં. અંતે ઉપાય નહિ ચાલવાથી ઉદાશ થતાં અયોધ્યામાં આવ્યાં. રામ **કૌશલ** દેશમાં થઇ **ગુહ** રાજાની રાજધાનીમાં આવ્યા. ત્યાં **સુમંત્રને** સમજાવી રથ સાથે અયોધ્યે વિદાય કર્યો. રામ હોડીમાં બેસી ગંગાપાર ઉતર્યા. આગળ લક્ષ્મણ, વચમાં સીતા અને પાછળ રામ એ રીતે વનમાં ચાલવા માંડયું. ચાલતાં એક તળાવ નજરે પડયું. તેને તીરે હંસ, બતક, બગલાં, વગેરે પક્ષીઓ ચારો કરતાં હતાં. ત્યાં તૃણ શય્યાપર રાતવાસો કર્યો. પ્રાતઃકાળે સ્નાન, સંધ્યા અને નિત્ય કર્મ કરી ગંગા યમુના નદીના સંગમ આગળ **પ્રયાગમાં ભારદ્વાજ** ઋષિને આશ્રમે આવ્યા. ભારદ્વાજે તેનો ઘણો સત્કાર કર્યો. ત્યાંથી તેઓ સપાટ પ્રદેશવાળા રમણિય વૃક્ષોથી ઘેરાએલા **ચિત્રકુટ** પર્વતમાં આવ્યા; ત્યાં પર્ણકૂટી બાંધી નિવાસ કર્યો. અહિં સર્વ પ્રકારની સગવડ જોઇ, રામ સીતા અને લક્ષ્મણ આનંદ પામ્યા.

**દશરથ મરણ**—સુમંત્ર ઉદાસ થતો અયોધ્યામાં આવ્યો. દશરથને પ્રણામ કરી રામનો નીતિયુક્ત સંદેશો કહ્યો; એ સાંભળી રાજા મૂર્છિત થયો. શુદ્ધિમાં આવતાં સનેપાત થયો, મધ્યરાતે દેહ છોડયો, એ સમયે

**સુમિત્રા** અને **કૌશલ્યા** પાસે હતાં. તેઓ પણ આ બનાવથી બેભાન થઇ પડયાં. સવારે શુદ્ધિમાં આવતા રડાપીડ થઇ પડી. ભરત, શત્રુઘ્ન મોસાળમાં હતા, તેમને દોડતા સ્વાર મૂકી તેડાવ્યા, તેઓએ આવી જોયું તો આખી નગરી શૂન્યકાર દીઠી, મંદિરમાં મહારાજ કે રામ ન દીઠા. દરબારનું દિવ્ય તેજ હરાઇ ગયેલું જણાયું. તેથી ભરત, શત્રુઘ્ન સંકલ્પ વીકલ્પ કરતા અને ભય પામતા કૈકેયીને દ્વાર આવ્યા. કૈકેયીએ રામને વનવાસ તેથી રાજાનો સ્વર્ગવાસ થયો અને તમને રાજ્યાભિષેક એ સઘળી વાત જણાવી. ભરતને માતાના આ શબ્દો બાણ જેવા લાગ્યાં. તેથી પછડાઇ પૃથ્વીપર પડયા. રૂદન કરતાં ક્રોધ, શોકયુક્ત થઇ બોલ્યા કે;—ઓ દૈવ! આ એકાએક શું થઇ ગયું ? અરે ! મારાથી પિતાનું મરણ સમયે મુખ જોવાયું નહિ. અરે ! તેં આ ઘોર કર્મ શું કર્યું ? રામ તને માતા પ્રમાણે ગણતા, કોઇ દિવસ અપમાન કરતા નહિ. કુળની રીત છે કે જે મોટો હોય તેજ ગાદીએ બેસે. રાજ્યતો રામનુંજ છે, હું તો તેનો દાસ થઈ રહીશ વગેરે કહી રામ પ્રત્યે પોતાનો ભક્તિભાવ દેખાડયો. શત્રુઘ્ન મંથરાંને મારવા દોડયો. ઘણાં કઠણ વચનો કૈકેયીને કહ્યાં. એટલામાં **વશિષ્ઠ** ગુરૂએ આવી શાંત કર્યા. રાજાની ઉત્તર ક્રિયા કરાવી શોક ઉતાર્યો ભરતને ગાદીએ બેસવાનું કહેતાં, તેણે જણાવ્યું કે એ રાજ્ય મોટાભાઇ રામનું છે, હું તેને તેડી લાવવા વનમાં જઇશ.

**રાજકુટુંબનો વનમાં મેળાપ**—ભરતે વનમાં રામ પાસે જવાની તૈયારી કરી. સાથે શત્રુઘ્ન, કૌશલ્યા, સુમિત્રા, કૈકેયી, વશિષ્ઠમુનિ, સુમંત્ર અને કેટલીક પ્રજા સર્વે ચિત્રકૂટમાં આવ્યા. રામ વૈભવથી રહિત થઇ, તપસ્વી વેશે બેઠેલા હતા. એ જોઇ સઘળાએ ઉંચા સ્વરે રૂદન કરવા માંડયું. ભરત દીનતાથી રામના ચરણમાં પડયા. રામ તેને ઉઠાડી ભેટયા પિતાના કુશળ સમાચાર પૂછતાં ભરતે તેના સ્વર્ગવાસના ખબર આપ્યા. એથી રામ ઘણા શોકાતુર થયા. થોડીવારે સૌ શાન્ત થઈ બેઠા. ભરતે રામને અયોધ્યામાં પધારવાની વિનંતી કરી. એ વખતે રામે કહ્યું કે;--'પુરૂષ પોતાની ઇચ્છાથી કંઇપણ પ્રવૃત્તિ કરવા સ્વતંત્ર નથી. દૈવ જેમ કરે છે, તેમજ થાય છે, મારા વનવાસમાં પિતાનો કે તમારી માતાનો કશો દોષ નથી. ભરત ! તમે શોકને છોડી દઇ સ્વસ્થ થાઓ અને પિતાની આજ્ઞા પ્રમાણે અયોધ્યામાં જઇ રાજ્ય કરો. હું પણ પિતાની આજ્ઞા પ્રમાણે ચાલીશ. આ સાંભળી ભરતે રામના ચરણમાં શીશ મૂકી ઘણી ઘણી પ્રકારે પ્રાર્થના કરી. **જાબાલી** પંડિતે અને **વશિષ્ઠ** ગુરૂએ પણ સમ-

જાવ્યા, પણ તેણે તો પિતાની આજ્ઞા પાળવાનોજ દૃઢ નિશ્ચય જણાવ્યો. છેવટ એટલું કબુલ કર્યું કે, ચૌદ વર્ષ પૂરાં થશે કે હું તરત આવી રાજ્ય કરીશ. પછી ભરત નિરાશ થઇ સર્વ કુટુંબ અને પ્રજા સાથે અયોધ્યામાં આવ્યા. રામની પાવડીઓનો અભિષેક કર્યો. નગરમાં તેની આણ ફેરવી. શત્રુધ્ન તથા પ્રધાનોને રાજ્ય સારી રીતે ચલાવવાની ભલામણ કરી, ભરતે જટા તથા વલ્કલ વસ્ત્ર ધારણ કર્યાં. યોગી વેશે રામને ચૌદ વર્ષ પૂરાં થયાની વાટ જોતા નગરબહાર **નંદીગ્રામમાં** રહ્યા.

**રામને ઋષીઓનો મેળાપ.**—અયોધ્યાથી ચિત્રકૂટપર રામ પાસે વારંવાર અપાર મનુષ્યો આવવા જવા લાગ્યાં. તેથી ઋષિઓને ઉપદ્રવ થાય એવા હેતુથી રામ ચિત્રકૂટ છોડી દક્ષિણ દિશા તરફ **અત્રિઋષિને** આશ્રમે આવ્યા. અહિં ઋષિ તથા **અનસુયાજી**એ ઘણો સત્કાર કર્યો. સીતાજીને શરીરે ચોળવા એક સુગંધી પદાર્થ અને ઉત્તમ વસ્ત્રો આપ્યાં. અહિંથી તેઓ **દંડકારણ્ય**માં આવ્યા. ત્યાં **વિરાધ** નામે રાક્ષસ સીતાને ઉપાડી નાઠો. તેને રામે ઘણો માર માર્યો, પણ મરતો નહોતો. તેને જીવતાં જમીનમાં દાટયો, એટલે મરણ પામતાંજ એ ખાડમાંથી એક સ્વરૂપવાન પુરૂષરૂપે આકાશમાં જતાં બોલ્યો કે; " હું ગંધર્વ છું, મને શાપ થયો હતો. પણ આજ તમારે હાથે મરણ પામવાથી હું પાછો સ્વર્ગમાં જાઉં છું. તમારો સર્વ સ્થળે જય થાઓ." આ પ્રમાણે બોલી ચાલ્યો ગયો. રામ ત્યાંથી **શરભંગ** ઋષિને આશ્રમે આવ્યા, આ ઋષિ રામના દર્શન કરી સ્વર્ગમાં ગયા. ત્યાંથી તેઓ **સુતીક્ષ્ણ** ઋષિને આશ્રમે આવ્યા. અહિં કેટલાક ઋષિઓએ આવી રામને સ્તુતિ કરી જણાવ્યું કે, રાક્ષસો અમને બહુ ઉપદ્રવ કરે છે. તેણે ઘણા ઋષિઓને મારી નાંખ્યા છે. એના હાડકાનો આ મોટો ગંજ પડયો છે. એ જોઇ રામે એ પાપીઓને મારી નાંખી ઋષિઓને સુખી કરવાની પ્રતિજ્ઞા લીધી. આ આશ્રમમાં **સીતાજી**એ રામને શસ્ત્ર ધારણ કરવાના ધર્મ, અધર્મ વિષે પ્રશ્ન કર્યો. તેનો રામે ઉત્તર આપ્યો કે;–" બ્રાહ્મણના સંરક્ષણાર્થે ક્ષત્રિઓએ શસ્ત્ર ધારણ કરવાં એ અધર્મ નથી. અમે શસ્ત્ર ન ધરીએ તો બ્રાહ્મણ પોતાનું સંરક્ષણ કરવામાં સમર્થ નથી એમ ન સમજશો, તેઓ શાપથી રાક્ષસોને બાળી ભસ્મ કરવાને સમર્થ છે, પરંતુ સંપાદન કરેલું સુકૃત્યનું ફળ તેઓ આવી રીતે વ્યર્થ વ્યય કરતા નથી. માટે તેઓનું મારે સંરક્ષણ કરવું જોઇએ." રામ ત્યાંથી ચાલી **પંપા** સરોવર પાસે આવ્યા. અહિં તેઓ મધુર ગાયનને ધ્વની સાંભળી આશ્ચર્ય થયા. આ સરોવરમાં એક બંગલો ધ્યાનસ્થ થઇ

ઉભો હતો, તેને જોઇ રામે લક્ષ્મણને કહ્યું કે;—

पश्यलक्ष्मणपंपायांबकोपरमधार्मिकः ।
शनैःशनैःपदंधत्तेमत्स्त्याहंसनशंकया ॥
पथिकानैवजानन्तिजानन्तिसहवासिन ।
अनेनधृतवृत्तेनमत्कुलंनिष्कुलीकृतः ॥

ભાવાર્થ-" લક્ષ્મણ તું જો ? પંપાસરોવરમાં પેલો બગલો મહાધર્મ-વાળો જણાય છે. રખેને માછલાં મરે ! એવી શંકાથી તે ધીમે ધીમે ડગલાં ભરે છે. આ સાંભળી સરોવરમાંથી એક માછલો બોલ્યો કે, ભાઇશ્રીના ગુણને તમો વટેમાર્ગુ શું જાણો ! એના ગુણ તો જેઓને તેનો સહવાસ હોય તેજ જાણે; કારણ કે એજ ધર્મધ્વજે મારા કુળનો સત્યાનાશ વાળ્યો છે " આપરથી એ સમજવાનું છે કે જ્યાં સુધી કોઇ મનુષ્યના ગુણો આપણા જાણવામાં ન હોય, ત્યાંસુધી તો ઉપરની સાધુતા ભાળી મોહીત થવા જેવું થાય છે, પણ જ્યારે દીર્ઘ પરિચયથી ખરૂં સ્વરૂપ જાણવામાં આવે છે, ત્યારે આપણને પ્રથમ બાંધેલા અભિપ્રાયમાં રૂપાંતર કરવું પડેછે, અહિંથી તેઓ વિંધ્યાચળ પર્વતમાં અગસ્ત્યમુનિને આશ્રમે આવ્યા. ઋષિએ તેમને કેટલાક શસ્ત્ર અસ્ત્રો આપી સત્કાર કર્યો. રામે ઋષિ પાસે શૈવી દીક્ષા લીધી. ત્યાંથી તેઓ પંચવટી (નાશિક આગળ)માં આવ્યા. અહિં તેઓ પર્ણકુટી બાંધી રહ્યા, ત્યાં તેઓ શરદઋતુની સૌંદર્યતા જોઇ, આનંદથી દિવસો નિર્ગમન કરવા લાગ્યા.

**રાક્ષસોનો નાશ.**—એક વખતે રાવણની બેન સુર્પનખા સુંદર રૂપ ધારણ કરી ફરતી ફરતી ત્યાં આવી. એ રામનું તેજસ્વી મુખ જોઇ મોહિત થઇ. તેણે રામને પોતાની સાથે લગ્ન કરવાનું કહ્યું, પણ રામે પોતાને સીતા સ્ત્રીછે તેજ છે. બીજીની મારે જરૂર નથી. એવું સાંભળી રાક્ષસી ક્રોધ કરી સીતાને ખાઇ જવા દોડી. રામે લક્ષ્મણને ઇસારો કર્યો કે, તેણે તેના નાક, કાન કાપી લીધા, સૂર્પનખા ચીસ પાડી વનમાં નાશી ગઇ. તેણે જઇ પોતાના ભાઇ ખર, દુષણને સઘળી વાત કહી. એ બંને ભાઇઓ રાક્ષસોનું ઘણું સૈન્ય લઇ આવ્યા. તેમને રામ લક્ષ્મણે સપાટામાં મારી નાંખ્યાં, એક પણ રાક્ષસ જીવતો પામ્યો નહિ. તેથી સૂર્પનખા નાશીને લંકામાં આવી. તેણે ખર, દુષણના મરણની વાત કહી બતાવી. રાવણ એથી ઘણો ગુસ્સે થયો. તેણે રામ લક્ષ્મણને મારી નાંખવાની હિંમત ધરી, પણ બીજા રાક્ષસોએ જણાવ્યું કે એ બંને ભાઇઓ જીતાય એવા

નથી. તેની સ્ત્રી ઘણી સ્વરૂપવાન છે. તેનું હરણ કરવાથી, એ બંને અરણ્યમાં અકળાઇ મરણ પામશે. રાવણે **મારીચ**ની સલાહ લીધી. તેણે કહ્યું કે, એ વાત છોડી દો. એ મહા પરાક્રમી પુરૂષ છે. સૂતેલા સિંહને જગાડવામાં હાનિ છે. વગેરે હિત વચનો કહેવાથી રાવણે એ વાત પડતી મૂકી, પણ સૂર્પનખાએ રાવણને ઘણાં મેણાં માર્યાં અને સીતાના સ્વરૂપનાં ઘણાં વખાણ કર્યાં. તેથી રાવણે મારીચને પોતાની સાથે આવી સુવર્ણમૃગ થઇ સીતાને લોભાવવાનું કહ્યું. મારીચ પ્રતાપીરામનાસામર્થ્યનેજાણતો હતો.

**રાવણ પ્રત્યે મારીચનાં વચન.**—હે લંકેશ્વર ! હમેશાં મધુર વચનો બોલનારા પુરૂષો જોઇએ તેટલા મળે છે, પણ પરિણામમાં હિતકરે એવાં કડવાં વચનો બોલનારા દુર્લભ છે અને તેવાં વચનોનું ગ્રહણ કરનાર પણ દુર્લભ છે. મારૂં કહેવું હમણાં તો તમને અપ્રિય લાગશે, પણ પરિણામમાં હિતકારી છે. સઘળા રાક્ષસોનું કલ્યાણ થાય તો ઠીક. રખેને રામના ક્રોધથી જગતમાં રાક્ષસોનું બીજ પણ ન રહે ! રખેને તારા પ્રાણ લેવાને વાસ્તેજ સીતાનો જન્મ થયો હોય ! તારા જેવો નીચ સ્વભાવનો અને દુષ્ટ વિચારનો રાજા પોતાનો, સજ્જનોનો અને દેશનો પણ વિનાશ કરે છે. રામ અવિદ્વાન, અજિતેંદ્રિય કે તીક્ષ્ણ સ્વભાવનો નથી, કે પિતાએ તેને કહાડી મૂકેલો પણ નથી, પણ એ પોતેજ પિતાની પ્રતિજ્ઞા પાળવા માટે દંડકારણ્યમાં આવેલા છે. રામના પ્રભાવથી તથા પોતાના પતિવ્રતથી સીતાનું રક્ષણ અખંડ થયા કરે છે. તેનું હરણ કરવાની ઇચ્છા તને કેમ ઉત્પન્ન થઇ ? તારે રામરૂપી પ્રબળ અગ્નિમાં સહસા પ્રવેશ કરવો યોગ્ય નથી. રામરૂપી કાળના મોઢામાં પડવાની તને ઉત્કંઠા કેમ થઇ છે ? રામ પોતે ધર્માત્મા છે. તેની સ્ત્રી પતિવ્રતા છે. રામનું તેજ અપ્રમેય છે. સીતાને રામના ધનુષ્યનો આશ્રય છે. તેનું હરણ કરવાનો વ્યર્થ ઉદ્યોગ તારે નહિ કરવો જોઇએ. તું રામની નજરે પડયો કે તે વખતેજ તારા જીવિતનો છેડો છે. તું તારા જીવિત સુખ, તથા રાજ્યને બચાવવાને વાસ્તે **વિભીષણાદિ** ધર્માત્મા મંત્રીઓની સાથે વિચાર કર. ગુણ દોષના બળાબળનો નિર્ણય કર. તારા તથા રામના બળને ખરી રીતે જાણી લે. પછી પોતાના હિતનો નિશ્ચય કરી, તારે એ કામમાં પ્રવૃત્તિ કરવી જોઇએ. હું તો તને કહુંછું કે, રામની સામે વિરોધ કરવાથી તારૂં કોઇ પ્રકારે હિત થવાનું નથી. મને યાદ છે કે હું આગળ **સુબાહુ** આદિ હજારો રાક્ષસોની સાથે **વિશ્વામિત્ર**ના યજ્ઞનો ભંગ કરવા ગયો હતો. એ વખતે મારા પ્રાણ લેવાની તેણે ઉપેક્ષાજ કરી હશે. તેથી

હું જીવતો રહ્યો. મારા સુબાહુ વગેરે સઘળા સહાયકારોને તો તેણે તેજ વખતે મારી નાંખ્યા હતા. આ તારી મોટી સમૃદ્ધિવાળી લંકા નગરી સીતાને વાસ્તે પાયમાલ થઇ જશે. હાય ! હાય ! પાપીના આશ્રયમાં રહેનારા લોકો પાપ નહિ કરતા છતાં અને પવિત્ર રહેતા છતાં, પણ પરાયા દોષથી ખરાબ થઇ જાય છે. પરસ્ત્રીના સ્પર્શ જેવું બીજું કોઇ પણ મોટું પાપ નથી: જો અભ્યુદય, માન, રાજય, જીવિત, સ્ત્રીઓ અને મિત્ર વર્ગને લાંબા કાળ સુધી ભોગવવા ઇચ્છતો હોય, તો રામનું વિપ્રીય કરવાનો ઉદ્યોગ છોડી દે. તું પોતાની સ્ત્રીઓમાંજ સંતોષ રાખ. તારા અંતઃપુરમાં હજારો સ્ત્રીઓ જેવી જોઇએ તેવી છે, માટે સીતાને લાવવાનો દુરાગ્રહ છોડી દે. હું તો રામથી એવો બીઉં છું કે, જેઓના આરંભમાં 'ર' આવે છે. એવા શબ્દો પણ મને ત્રાસ આપેછે. જ્યાં રામ ન હોય, ત્યાં પણ હું રામને દેખું છું અને સ્વપ્નમાં પણ રામને જોઇ વિહ્વળ થઇ જાઉં છું. હવે જોઇએ તો ક્ષમા કર અને જોઇએ તો રામની સાથે વિગ્રહ કર. જીવતો રહેવાને ઇચ્છતો હો, તો મારી પાસે તારે રામની વાત પણ કરવી નહિ. રાજા અવળે માર્ગે ચડે, ત્યારે તેને મંત્રીઓએ જરૂર કેદ કરવો જોઇએ. તું કેદ થવાને લાયક છતાં મંત્રીઓ તને કેમ કેદ કરતા નથી ! એ તેઓનોજ અપરાધ છે. હું મારા મરણનો શોક કરતો નથી. પણ એ કૃત્યથી તારા કુટુંબનો અને તારા સઘળા સૈન્યનો નાશ થશે, તેનો શોક કરૂં છું. રાજ્યદંડથી મરવા કરતાં શત્રુના હાથથી મરવું સારૂં છે. તેથી મને તો રામના હાથથી મરવામાં લાભ છે. રામનું દર્શન થતાંજ મને મુવોજ સમજજે અને સીતાનું હરણ થતાંજ તારા સહિત તારા પરિવારને મુવોજ સમજજે." વગેરે મારીચે ઘણો ઉપદેશ આપ્યો, પણ મરવા પડેલો માણસ જેમ ઔષધોનો સ્વીકાર કરતો નથી. તેમ મારીચનાં યોગ્ય વચનોને રાવણે સ્વીકાર કર્યો નહિ. તેથી મારીચ ઘણો નિરાશ થયો. નહિ ચાલતાં શોકાતુર થતો રાવણની સાથે દંડકારણ્યમાં ગયો.

**સીતાહરણ**--રાવણ સંન્યાસી થયો. મારીચ સુવર્ણ મૃગ થયો. એ સુવર્ણમૃગ સીતાની દૃષ્ટિએ પડયો. તે મેળવવા સીતાએ રામને આગ્રહ કર્યો. રામનેતો સઘળી લીલા કરવી હતી, તેથી મૃગ પાછળ ગયા અને તેને માર્યો. મરતાંએ મારીચ રાક્ષસે કપટથી રામના જેવા સાદે "ધાય લક્ષ્મણ" એવો પોકાર કર્યો. આપરથી સીતાએ આગ્રહથી લક્ષ્મણને પણ પાછળ મોકલ્યા. એ રીતે એ બંને ભાઇઓની ગેરહાજરીનો લાભ લઇ રાવણ કપટ કરી સીતાને ઉપાડી ગયો. રામ લક્ષ્મણ મૃગ મારી આવ્યા, તો સીતાને આ-

શ્રમમાં ન દીઠાં. એ ઉપરથી તેણે ધાર્યું કે સીતાને કોઇ રાક્ષસ ઉપાડી ગયો હશે. એવું ધારી રામ વનમાં સ્ત્રીઓના સંગીઓની આવી દશા થાય છે; એમ લોકોને જણાવવા સારૂ દીનની પેઠે વનમાં ફર્યા.

**સીતાનો શોધ**—ઇશ્વરાવતાર શ્રીરામચંદ્ર સીતાના શોધાર્થે અરણ્યમાં ફરતા હતા. તે ભક્તના ઉદ્ધારણાર્થે તથા જેટલી સૃષ્ટિરૂપે કરી પંચ ભૂતાત્મા પ્રકૃતિ છે, તેજ પ્રકૃતિ સીતા છે. તથા હું તે ભૂગોળાદિક અનંત ગોળરૂપી સીતામય સૃષ્ટિરૂપ પ્રકૃતિને અંતર્યામિત્વે કરી એક આકર્ષણ શક્તિએ આકર્ષણ કરી ધરનારો પુરૂષ તથા સમષ્ટિરૂપ ઇશ્વર છું. તે અમો ઉભયતાએ એક રૂપ છતાં, અવતાર શરીરો જગત્ કાર્યાર્થ, ઇચ્છા માત્રે કરી ધારણ કર્યા છે. એ ભાવના પ્રગટ દેખાડવા સારૂં રામચંદ્ર સીતાનો શોક કરતા ફરતા હતા. તે વખતે **પાર્વતીજીએ** પ્રગટ થઇ, રામની પરીક્ષા કરી હતી. તેમાં તેઓ પૂર્ણ જ્ઞાની છે તથા રામને મોહ નથી, એવું સર્વના મનમાં ઉતારી આપ્યું અને શ્રી રામ જગદુદ્ધરાર્થ સીતાના શોધ નિમિતે લોકોને દેખાડી ફરે છે, પણ શ્રી રામે કામ, ક્રોધ લોભ, મોહ, મદ, અને મત્સર એવા શત્રૂત્વ ભાવ એટલે રિપુ ભાવને છોડી એ સર્વને મિત્ર કર્યા છે, એ પણ લોકોને દેખાડયું. તથા અમાનિત્વ તથા અદંભિત્વ ઇત્યાદિ જ્ઞાનીઓના લક્ષણો શ્રી રામમાં પૂર્ણ છતાં બાહ્યાત્કારે, કિંચિત્કાલ, અજ્ઞાનીઓના માનિત્વાદિક લક્ષણોનું અવલંબન કરી, રામ લોકોમાં ફરે છે અને તે ફરવામાં લોકોને સુમાર્ગ દેખાડે છે એવા પ્રકારનો રામનો મહિમા જગતમાં પાર્વતીજીએ બાહ્યાત્કારે અજ્ઞાનપણાનો વેષ લઇ પ્રગટ કર્યો છે. રામ ફરતા ફરતા જ્યાં **જટાયુ** મરણની અણીપર પડયો હતો ત્યાં આવ્યા. એ જટાયુએ રાવણ પાસેથી સીતાને મૂકાવવા યુદ્ધ કર્યું હતું. તેમાં તે ઘણો જખમી થયો હતો. જ્યારે તેને રામનો મેળાપ થયો, ત્યારે તેણે સીતાને રાવણ હરી ગયો એવા ખબર આપ્યા. સઘળી વાત કહી " રામ " એટલા શબ્દો બોલી મરણ પામ્યો. રામે તેનો પ્રેમથી અગ્નિ સંસ્કાર કર્યો, ત્યાંથી દક્ષિણ દિશામાં ચાલ્યા. રસ્તામાં **કબંધ** નામના રાક્ષસનો તથા **શબરી** નામની ભક્ત સ્ત્રીનો ઉદ્ધાર કર્યો. રાવણના મોકલેલા કેટલાક રાક્ષસોને માર્યા. ત્યાંથી **ઋષિમુખ** પર્વતપર આવ્યા. અહિં **હનુમાનજી** પ્રેમથી મળ્યા. **સુગ્રીવ** જે **કિષ્કીંધાનો** રાજા તેને તેના ભાઇ **વાળીએ** મારી કહાડી મૂકયો હતો તે તથા તેના પ્રધાનો **નળ, નીળ** અને **જાંબુવાન** વગેરે સૌ તેને મળ્યા, તેઓ રામના ભક્ત થઇ રહ્યા. સીતાજીએ પોતાના વસ્ત્રો તથા અલંકાર નિશાની દાખલ નીચે

ફેંકી દીધેલા હતાં. તે રામને આપ્યાં અને સીતાનો શોધ કરી લાવવાનું તેઓએ માથે લીધું. રામે એક બાણથી સાત તાડ વીંધી નાંખ્યા તથા એક બાણથી વાળીને માર્યો અને સુગ્રીવને કિષ્કિંધાનું રાજ્ય પાછું અપાવ્યું. એ રીતે રામે તેને પોતાના અદ્ભૂત પરાક્રમનો પ્રતાપ દેખાડયો.

**રામરાવણનું યુદ્ધ**—રામે ઋષિમુખ પર્વતપર ચોમાસુ ગાળ્યું. પછી હનુમાન, અંગદ, નીલ, નળ, જાંબુવાન વગેરે યોદ્ધાઓ સીતાના શોધ માટે નીકળ્યા. તેઓ સમુદ્ર કિનારે આવ્યા. ત્યાં જટાયુનો ભાઇ સંપાતિક ગિરિની ગુફામાં રહેતો હતો તે મળ્યો. તેણે સીતા લંકાના અશોકવનમાં બેઠી રૂદન કરે છે એવા ખબર આપ્યા. એ સંદેશાથી હનુમાન હિંમતથી સમુદ્ર ઓળંગી લંકામાં ગયા અને સીતાને મળ્યા. હનુમાને લંકા સળગાવી કેટલીક ઉથલપાથલ કરી રાવણનું અપમાન કર્યું. લંકાની તેઓએ કેટલીક બાતમી મેળવી લીધી અને સીતાનો સંદેશો લઇ, જ્યાં જાંબુવાન, અંગદ, નળ, નીલ, વગેરે સમુદ્ર કિનારે હતા, ત્યાં સમુદ્ર ઓળંગી આવ્યા. સીતાના શોધથી સર્વ આનંદ થતા રામ પાસે આવ્યા. હનુમાને લંકાની હકીકત અને સીતાનો સંદેશો કહ્યો. આ સર્વ વર્તમાન જાણી રામની આજ્ઞાથી સુગ્રીવે સૈન્ય એકઠું કર્યું. રામ, લક્ષ્મણ સુગ્રીવ એ ત્રણે હનુમાન, અંગદ, નળ, નીલ, જાંબુવાન વગેરે યોદ્ધાના હાથ નીચે અસંખ્ય સૈન્ય લઇ સમુદ્રકિનારે આવ્યા. સમુદ્રપર લંકા સુધી પાજ (પુલ) બાંધી. સર્વ સૈન્યને પેલેપાર ઉતાર્યું. લંકામાં સુવેળાચળ પર્વતની તળેટીમાં પડાવ નાંખ્યો. વિભીષણે રાવણને ઘણું સમજાવ્યો કે સીતા પાછી સોંપ, પણ તેણે તેનું માન્યું નહિ. ઉલટો તેનો તિરસ્કાર કર્યો. વિભીષણ ધર્માત્મા અને નીતિવાન હતો. તે પોતાના પાપી ભાઈના આ કૃત્યથી નારાજ થયો. તેથી તે રામને શરણે આવી નમ્યો. રામે તેનો પ્રેમપૂર્વક સત્કાર કર્યો. રામે અંગદને રાવણ સાથે પ્રથમ "વિષ્ટિ" કરવાને મોકલ્યો, પણ રાવણે માન્યું નહિ. તેથી રામના સૈન્યે લંકા નગરીપર ધસારો કર્યો. રાવણના રાક્ષસો પણ સામે જોસથી લડવા લાગ્યા. સામસામેના યોદ્ધાઓ એક બીજાપર તુટી પડયા. રામના સૈન્યે ઘણા રાક્ષસોને ચીરી નાંખ્યા, એ જોઈ રાવણ રૂથારૂઢ થઇ અસંખ્ય સૈન્ય સાથે રણ સંગ્રામમાં આવ્યો. રામ, રાવણ વચ્ચે ભયંકર યુદ્ધ થયું. બાણોનો વરસાદ વરસવા લાગ્યો. રાવણે પોતાના બળચાતુર્યથી લક્ષ્મણ વગેરે ઘણા સૈન્યને મૂર્છિત પમાડયા.

**રામનો બંધુ પ્રેમ**—લક્ષ્મણ મૂર્છિત થવાથી રામ સોહદરસમા બીજાઇ રહી રણસંગ્રામ ભૂમિમાં શોકાતુર થઇ બોલ્યા કેઃ—

देशेदेशेकलत्राणिमित्राणिच पुरे पुरे ।
तंदेशंनैव पश्यामियत्र भ्राता सहोदरः ॥

સ્ત્રીઓ જોઇએ તો જે જે દેશમાં જોઇએ, ત્યાં ત્યાં મળી શકે, મિત્રો જોઇએ તો જે જે નગરમાં જઇએ, ત્યાં ત્યાં મળી શકે, પણ તે દેશ હું ક્યાંય દેખતો નથી કે જ્યાં સહોદર ભાઇ મળી શકે. અહો! રામનો નાના ભાઇ લક્ષ્મણ પ્રત્યે કેવો પ્રેમ! ખરેખાત આ જગત્માં પ્રિય ભાઇના સ્નેહની બરોબર બીજો સ્નેહ વિધાતાએ રચેલજ નથી. અનેક પ્રકારના સ્નેહીઓના સ્નેહો શું સહોદર ભાઇના સ્નેહના હજારમા અંશની પણ બરોબરી કરી શકે? કદી નહિ. જેઓ પોતાના ભાઇઓ ઉપર સ્નેહથી ભીંજાયેલા છે. તેઓજ ધન્ય પુરૂષોમાં પણ ધન્ય છે. બંધુઓના આશ્રયથી અનેક પ્રકારની આપત્તિઓ પણ સહેજમાં ઓળંગી જવાય છે, બંધુઓના આશ્રયથ લક્ષ્મી અને ચિંતામણી પણ દુર્લભ નથી. બંધુઓના અપ્રતિમ પ્રેમને કોની ઉપમા આપીયે! કેમકે જે પ્રેમનો એક કણ પણ પવિત્ર પત્નિમાં કે સન્મિત્રોમાં પણ નથી. જેઓ સહોદરપણાના સ્નેહને સાધારણ કારણને લીધે ભૂલી જઇને એક બીજામાં દ્વેષ કરવા મંડી પડે છે. તેને 'નર' નહિ પણ 'વાનર' કહેવા જોઇએ. રામનો લઘુ બાંધવ લક્ષ્મણ પ્રત્યે સ્નેહ અપાર હતો. તેથી તેણે આ વખતે જે શોક બતાવ્યો છે, તે યોગ્યજ હતો. પછી રામે લક્ષ્મણની તરત મૂર્છા ઉતારી હનુમાને રાવણના યોદ્ધાઓપર વજ્ર મુષ્ટી ચલાવી ઘણાને મરણ પથારીએ સુવાર્યા. નળે બ્રહ્મદત્ત મંત્રથી કોટિ નળ કર્યા. રાવણે બ્રહ્માશાસ્ત્ર મૂકયું. રામે તેને અટકાવી એક બાણથી રાવણનાં છત્ર છેદ્યાં અને તેનો મુગટ પડયો. આ અપમાનથી રાવણ રણમાંથી નાશી ગયો. કુંભકરણને અઘોર નિંદ્રામાંથી જાગૃત કરી યુદ્ધમાં લડવા મોકલ્યો. તેને રામે એક બાણ મારી રણમાં રોળ્યો. લક્ષ્મણે રાવણના પુત્ર અતિકાયને માર્યો. ઇંદ્રજિતે રામના સૈન્યનો પરાજય કર્યો. તથા કૃત્રિમ સીતાનો શીરછેદ કર્યો, પણ રામ એનાથી છેતરાય એવા નહોતા, ઇંદ્રજિતે અક્ષય રથ પ્રાપ્ત કરવા હવન આદર્યો, તે હવનને લક્ષ્મણે ભ્રષ્ટ કર્યો. એથી ઇંદ્રજિત નિરાશ થતો, ચાતુર્યથી લડવા લાગ્યો, પણ તેને લક્ષ્મણે માર્યો. ઇંદ્રજિત જેવા પુત્રના મરણથી આખી લંકામાં હાહાકાર થઇ રહ્યો, રાણીઓ રડાપીટ કરવા લાગી, આખી નગરી શોકાતુર થઇ, રાવણના આ કર્મને ધિક્કારવા લાગી, અને રાવણ પણ પુત્ર મરણથી રૂદન કરવા લાગ્યો. આટલું થયા છતાં પણ તે હારી હેઠો બેસે એવો નહોતો. એ ઘણો માથાનો ફરેલો હતો. તેથી તેણે રાક્ષસીમાયા આદરી,

રામ લક્ષ્મણને રાવણના મામા **અહિરાવણ, મહિરાવણ** પાતાળમાં ઉપાડી ગયા, ત્યાં હનુમાન વીર હીંમતથી જઇ પહોંચ્યા. તેણે રામ, લક્ષ્મણને સહાય કરી, અહિરાવણને માર્યો. રામે મહિરાવણને માર્યો. રામ, લક્ષ્મણ તેના ઉપાડ્યા જાય એવા નહોતા. પણ તેણે ત્યાં જઇ પોતાનો પ્રતાપ બતાવવાજ એમ થવા દીધું હતું. પાતાળમાં એ બંને રાક્ષસોને મારી એ ત્રણે લંકામાં આવ્યા. આવી રાવણના ઘણા સૈન્યનો નાશ કર્યો. તેથી રાવણ ક્રોધાંત થઇ રણમાં આવ્યો.

**રાવણનો નાશ**—રામ રાવણ વચ્ચે જબરૂં યુદ્ધ મચ્યું. દેવતાઓ વિમાનમાં બેસી જોયા કરતા હતા. જેવો રાવણ રામ સામે આવ્યો કે, રામ ભ્રગુટી ચડાવી બોલ્યા કે—"હે નીચ રાક્ષસ ! તું ઘણો દુષ્ટ છે. તું કૂતરાની પેઠે લાજ મૂકીને મારી ગેરહાજરીમાં સીતાને હરી લાવ્યો છું, તો કાળ જેમ દુષ્ટ કર્મ કરનારને ફળ આપે છે; તેમ હું મારા અમોઘ પરાક્રમથી તને કર્મનું ફળ આપું છું. તારા પુત્રો અને ભાઇઓનો નાશ થયો, તોપણ તને સમજણ પડી નહિ. હે દુષ્ટ ! જોઇ લે મારા બાણને ? એમ તેનો તિરસ્કાર કરતાંજ કે, એક વજ્ર જેવા બાણથી તેનું હૃદય વીંધી નાંખ્યું. એથી રાવણ મૂખમાંથી લોહી નાંખતો, પુણ્યવાન જેમ પુણ્ય ખુટી જતાં સ્વર્ગમાંથી પૃથ્વી પર પડે, તેમ એ પોતાના રથમાંથી ભૂમિપર પડયો. તેનું શીશ ધુળમાં રગદોળાયું. લોકોમાં હાહાકાર થઇ રહ્યો. **મંદોદરી** અને હજારો રાક્ષસીઓ પોતાના પતિ અને સગા સંબંધીઓ રણમાં પડયાં હતા, તેમને માટે મહા કલ્પાંત કરતી હતી. સર્વે રાવણના અવિચારપણાને વખોડતી પોતાના સંબંધીઓના શબને બાથમાં લઇ ઉંચા સ્વરથી મહા રૂદન કરવા લાગી. મંદોદરી વિલાપ કરતી હતી કે;—હે નાથ ! હે જગતને રોવરાવનાર રાવણ ! હાય ! હાય ! અમે ખરાબ થઇ, તમે કામદેવને વશ થઇને સીતાના તેજનો પ્રભાવ જાણ્યો નહિ, કે જેણે તમને આ દશા આપી. લંકાને અને અમને વિધવા કરી. તમે તમારૂં શરીર ગૃધ્ર પક્ષીઓને ભક્ષ્યરૂપે આપ્યું અને આત્માને નરકમાં નાંખ્યો. વગેરે રીતે તેણે ઘણો કલ્પાંત કર્યો. રામે તેને આત્મજ્ઞાનનો ઉપદેશ કરી શાંત પાડી, વિભીષણે રામની સંમતિ લઇ પોતાના સંબંધીઓનું શાસ્ત્ર રીતિએ પારલૌકિક કાર્ય કર્યું.

**સીતાનો મેલાપ**—સીતાજી આસોપાલવની વાડીમાં શીશમના ઝાડ નીચે રહીને પોતાના વિરહના વ્યાધીથી દુબળાં થઇ ગયાં હતાં. તેમને વિભીષણ સૈન્ય સાથે ધામધૂમથી પાલખીમાં બેસાડી રામ પાસે તેડી લાવ્યા. સીતાજી હર્ષથી સજળનેત્રે રામને પગે પડયાં. સતી સાક્ષાત્ શક્તિસ્વરૂપ

હતાં. રામ પણ જાણતા હતા કે સીતા ખરેખર શુદ્ધ સતી છે, પણ તેણે લોકાપવાદથી ડરી તેને ગ્રહણ કરવા ના પાડી. તેથી સીતાએ અગ્નિ પ્રવેશ કર્યો. તેમાં તેને જરા પણ આંચ આવી નહિ. તેથી તેમજ દેવતાએએ આકાશવાણીથી સાક્ષી આપી કે સીતા શુદ્ધ સતી છે. એવી રીતે લોકો સમક્ષ રામે સીતાની પરીક્ષા કરી, પોતાને અત્યંત પ્યારી જે રાંક ભાર્યા સીતા જેનું મુખારવિંદ પોતાના દર્શનના આનંદથી પ્રફુલ્લિત થયું હતું. તેને રામ દયાથી પ્રેમ સહિત ભેટી આનંદ પામ્યા.

**વિભીષણને લંકાની ગાદી**—લંકાનો દુષ્ટ રાજા રાવણ તથા તેના કુટુંબી રાક્ષસો સજ્જનોને તથા પ્રજાને પીડા કરતા હતા, તેને નીતિએ વર્ત્તવા રામે અંગદ સાથે પ્રથમ કહાવ્યું હતું, પણ તેણે માન્યું નહિ. તેથી એ સર્વે રાક્ષસ કુળનો રામે નાશ કર્યો. પ્રજાને દુઃખમાંથી મોકળી કરી. રાવણનો બંધુ જે વિભીષણ નીતિવાન હતો, તેને લંકાની ગાદીએ બેસાડી સર્વ પ્રજાને સુખી કરી. લંકામાં સર્વ પ્રકારની સમૃદ્ધિ હતી, તે વિભીષણ આગ્રહ કરીને આપતો હતો, છતાં પણ રામે તેમાંથી કાંઈજ લીધું નહિ, તથા કોઇને પણ તેમાંથી લેવા દીધું નહિ; એવી રામની નીતિ હતી. તેથી તેની જગતમાં સર્વકાળ સ્તુતિ થતી હતી, અને હજુ પણ તેના ગુણનું ગાન સદાકાળ થયા કરે છે. આ ઉપરથી સમજવાનું છે કે સુજ્ઞ મહારાજાઓએ પ્રજાને પીડા કરનાર રાજાઓને પ્રથમ ઉપદેશ આપવો કે, આજથી તમો નીતિએ ચાલશો, તો તમારો થયેલો અપરાધ માફ છે. એ રીતે કહેતાં છતાં જો ન માને તોજ યુદ્ધ કરવું. યુદ્ધ કર્યા પછી શરણે આવી નીતિએ ચાલવવાનું કબુલ કરે, તો તેઓને પ્રજાની પેઠે સુખી કરી રાખવા, અને દેશપર તેજ દેશ માંહેલો પ્રજા પ્યારો બીજો નીતિમાન રાજા સ્થાપન કરી આપવો; પણ એ દેશમાંથી પોતે કાંઇ બીજો અભિલાષ રાખવો નહિ. તેથી તે દેશની સર્વ પ્રજા સુખી થાય છે. અને એ દેશ પણ કદી દારિદ્ર સ્થિતિમાં આવતો નથી, એવું કરનારા રાજાની સદાકાળ સ્તુતિ થાય છે.

**રામનું અયોધ્યામાં આવવું**—રામે લંકાની પ્રજા સુખી થાય, એવી રાજ્ય વ્યવસ્થા કરી. વનવાસની અવધી પૂરી થવા આવવાથી, લક્ષ્મણ, સુગ્રીવ, સીતા, હનુમાન વગેરે સૌ **પુષ્પકવિમાનમાં** બેસી અયોધ્યા તરફ ચાલ્યાં. માર્ગમાં લોકપાળો પુષ્પવૃષ્ટિ કરી વધાવી લેતા હતા. બ્રાહ્મણો આનંદથી રામ ચરિત્રનું ગાન કરતા હતા. અરણ્યમાં પોતે જે જે આશ્રમોમાં રહ્યા હતા, અડચણો પડી હતી, તે તે સ્થળો રામ સીતાને બ-

તાવતા હતા. વિમાન નીચે ઉતારી કેટલાક ઋષિઓની ભેટ લેતા લેતા ચૌદમું વર્ષ પૂરૂ થવાને દિવસે **ભરદ્વાજ** ઋષિને આશ્રમે આવ્યા. તેમણે રામને ઘણો સત્કાર કર્યો. અયોધ્યાની વ્યવસ્થાના ખબર આપ્યા કે ભરત યોગી વેશે **નંદિગ્રામમાં** રહી તમારી રાહ જોયા કરે છે. મુદતસર દર્શન નહિ આપો, તો એ અગ્નિમાં પ્રવેશ કરશે. એ સર્વે સમાચાર સાંભળી ભરતને ખબર આપવા હનુમાનને અગાઉથી વિદાય કર્યા. હનુમાને સર્વ વર્ત્તમાન ભરતને જઇ કહ્યા. એથી ભરતને અપાર આનંદ થયો. અહો ! આજ મારા નાથ પધારે છે. જીવતા માણસને સો વર્ષે પણ આનંદની પ્રાપ્તી થાય છે, એ કહેવું ખોટું નથી. આ વધામણીમાં તેણે હનુમાનને ઘણી બક્ષીશ આપી. શત્રુઘ્નને મોકલી સઘળાં દેવાલયોમાં મહાપૂજા ભરાવી, શહેરને શણગારવાની સૂચના કરી. રસ્તાઓપર સુગંધી જળો છંટાવ્યાં. ધ્વજા પતાકાઓ ખડી કરાવી, લોકોએ ઘેર ઘેર તોરણો બાંધ્યાં, સ્ત્રીઓ શણગાર સજી મંગળ ગીતો ગાવા લાગી, આખા શહેરમાં વાજીંત્રાના નાદો થવા લાગ્યા. બાળ, યુવાન અને વૃદ્ધ પુરૂષો હાથમાં સોનેરી ધ્વજા પતાકાઓ લઇ, રામનાં દર્શન માટે સામૈયામાં જવા તૈયાર થયાં. સામૈયાની ધામધૂમથી તૈયારી થઇ રહી. વાજતે ગાજતે સકળ મંત્રીઓ સેના સાથે શહેર બહાર નીકળ્યા. કૌશલ્યાને અગ્રેસર કરી માતાઓની પાલખીઓ નીકળી, મૃદંગો, ભેરીઓ અને શંખોના માંગલિક નાદો થવા લાગ્યા.ભરતે રામની પાદુકાઓને શીરપર ધરી, મંત્રીઓ સાથે પગેપાળા ચાલવા લાગ્યા, ગાયન અને વાજીંત્રાના મધુર રાગો આનંદમાં વધારો કરતા હતા. યોદ્ધાઓએ સોનાનાં બખતરો પહેર્યાં હતાં. સોનાના સાજ અને સાંકળાંવાળાં હાથી, ઘોડાઓ જાણે આજ રામ પધારવાથી આનંદ પામતા હોય, તેમ થનથનાટ કરતા હતા. ચિત્ર વિચિત્ર ધ્વજવાળા સુવર્ણ રથો, રાજાને યોગ્ય છત્ર—ચામરાદિક અને નાના મોટા બીજા પણ કેટલાક પદાર્થો લઇને ગયેલા માણસો રામનું વિમાન જોઇને હર્ષ ગર્જના કરવા લાગ્યા. વાજાંઓમાં હર્ષના મધુર રાગો થવા લાગ્યા. રામ વિમાનમાંથી નીચે ઉતર્યા.

**ભરત ભેટ**—પ્રિય બંધુ રામના દર્શનથી જેનું હૃદય અને નેત્ર પ્રેમથી પલળી ગયાં હતાં,એવા ભરતજી રામના ચરણમાં પડયા.અને સજળ નેત્રે પાદુકા તેમના ચરણમાં ધરાવીને બોલ્યા કેઃ—મારી પાસે થાપણ રૂપે રહેલું આપનું સઘળું રાજ સંભાળો. આજ મારો જન્મ અને મનોરથ સફળ થયો. આપના પ્રતાપી બળને લીધે સૈન્ય અને ખજાના વગેરે દશગણા કરી રાખ્યા છે, એ સઘળું સંભાળી લ્યો. રામ, સીતા અને લક્ષ્મણે ભરતને

પ્રેમથી ઉભા કરી આલિંગન કર્યું. બ્રાહ્મણ વગેરે બીજા યોગ્ય પુરૂષોને પગે લાગ્યા. પ્રજાએ રામને પ્રણામ કર્યાં. ઘણે વર્ષે આવેલા પોતાના સ્વામીને જોઇ ઉત્તરીય વસ્ત્રોને હલાવતી અને ફુલોથી વધાવતી ઉત્તર કોશલ દેશની પ્રજા આનંદથી નાચવા લાગી. ભરતે પાદુકા ઉપાડી, વિભીષણ અને સુગ્રીવે ચમર લીધાં. હનુમાને ધોળું છત્ર લીધું. શત્રુઘ્ને ધનુષ અને ભાથાં ઉપાડયાં, સીતાજીએ તીર્થનાં જળથી ભરેલું કમંડળ ઉપાડયું, અંગદે તલવાર અને જાંબુવાને ઢાલ લીધી. બંદીજનો સ્તુતિ કરવા લાગ્યા, રામ ગ્રહોની સાથે ઉદય પામેલા ચંદ્રમાની પેઠે શોભતા ઉત્સવની ધામધૂમવાળી અયોધ્યા નગરીમાં પધાર્યાં. માતાઓ, ગુરૂ, મિત્ર અને પોતાથી નાનાઓ વગેરેનો રામે યોગ્ય સત્કાર કર્યો. પછી વશિષ્ઠે રામની જટા ઉતરાવી તીર્થોદકથી સ્નાન કરાવ્યું. વિધિ સહિત રાજ્યાભિષેક કર્યો. રામ પોતાની સ્વધર્મમાં પ્રિતીવાળી પ્રજાનું સંરક્ષણ કરવા લાગ્યા. થોડા વખતમાં સીતાજીને સીમન્ત આવ્યું તે શાસ્ત્ર વિધિએ કર્યું.

**લોકમર્યાદા જાળવવા સીતાનો ત્યાગ**--રામે લોક ચર્ચા જાણવાને વિશ્વાસુ અનુચરો રાખ્યા હતા અને પોતે પણ પ્રસંગે વેશ બદલી રાત્રે ગુપ્તપણે નગરચર્ચા જાણવાને નીકળતા હતા. એક વખતે એક મદ્યપી પાપી ધોબીએ પોતાની સ્ત્રીપર પતિવ્રત ભંગ કર્યાનો આરોપ મૂકી, તેને પીયર કહાડી મૂકી હતી. એ સ્ત્રીને તેનો પિતા પાછો મૂકવા આવ્યો. ત્યારે ધોબીએ કહ્યું કેઃ--સીતાને રાવણ હરી ગયો, તેને રામે પાછી લાવી રાખી, તેમ હું શું કરવાનો છું ? એમ કહી સ્ત્રીને કહાડી મૂકી. આવા મેણાના મારથી રામને ઘણું માઠું લાગ્યું. પોતે જાણતા હતા કે સીતા સતી છે, પણ લોક મર્યાદા તૂટે નહિ. એવા વિચારથી લક્ષ્મણને બોલાવી સઘળી વાત જણાવી કહ્યું કે; હું જાણુંછું કે સીતા સતી છે; તોપણ લોકાપવાદ આવ્યો. માટે તમો સીતાને ગંગાપાર વનમાં મૂકી આવો. સીતાને ઋષિઓનું પૂજન કરી વસ્ત્રો આપવાની કાલે ઇચ્છા થઇછે. માટે એ બહાને તેને તેડી જઇ મૂકી આવો. લક્ષ્મણે તેમને એમ ન કરવાને ઘણા કાલાવાલા કરી કહ્યું કે--"સીતા મારે માતા તુલ્ય છે. તેને વનમાં એકલાં મૂકી મારાથી કેમ અવાય ! " વગેરે ઘણું કહ્યું, પણ રામે માન્યું નહિ. ત્યારે લક્ષ્મણે લાચારીથી સીતાને તેડી જઇ ગંગા કિનારે બેસાડયાં; અને રામની સઘળી વાત કહી બતાવી. લક્ષ્મણ સીતાને ધીરજ આપી દીલગીર થતા અયોધ્યે આવ્યા. સીતાએ ઉંચે સ્વરે રૂદન કરવા માંડયું. વાલ્મિકી ઋષિ ગંગામાં સ્નાન કરવા આવ્યા હતા. તેઓ રૂદનનો શબ્દ સાંભળી

સીતાજી પાસે આવ્યા, અને ધીરજ આપી પોતાને આશ્રમે તેડી ગયા. ઋષિપત્નીએ તેનો ઘણો સત્કાર કર્યો.

**લવ–કુશનો જન્મ અને સીતાનો સત્કાર**—કેટલેક વખતે સીતાજીને **લવ, કુશ** એ નામના મહા તેજસ્વી અને પરાક્રમી પુત્રો અવતર્યા. ઋષિએ તેમને ઉછેરી મોટા કરી સર્વ વિદ્યામાં કુશળ કર્યા. રામે સીતાજીનો ત્યાગ કર્યો, પણ તેઓ એથી ઘણા ઉદાસ રહેવા લાગ્યા. તેમનું ચિત્ત અશાન્ત રહેતું હતું. એ વગેરે કારણથી ઋષિઓની ભલામણ પ્રમાણે તેમણે **અશ્વમેધ** યજ્ઞનો આરંભ કર્યો. યજ્ઞનો ઘોડો દેશમાં ફરતો અને દિગ્વિજય કરતો છેવટે વાલ્મિક ઋષિને આશ્રમે આવ્યો. સુકોમળ બાળક **લવ કુશે** એ ઘોડાને બાંધ્યો. તેથી ઘોડાના સંરક્ષણાર્થે જે સૈન્ય શત્રુઘ્ન, હનુમાન, વગેરે યોદ્ધાની સરદારી નીચે હતું. તેણે યુદ્ધ કર્યું, તેમાં એ સર્વને લવ, કુશે હરાવી મૂર્ચ્છા પમાડયા. આ સમાચાર અયોધ્યે પહોચ્યા. ત્યાંથી રામ અસંખ્ય સૈન્ય લઇ આવ્યા. પિતા, પુત્રો વચ્ચે યુદ્ધની તૈયારી થઇ, આ બંનેમાં કોઇ કોઇને ઓળખતું નહોતું, પણ દૈવ ઇચ્છાથી રામના હૃદયમાં વાત્સલ્ય પ્રેમ ઉત્પન્ન થયો. એ ઉપરથી રામે તેમને કેટલાક પ્રશ્નો પૂછ્યા. ત્યાં વાલ્મિક ઋષિ પણ આવ્યા. તેમણે રામને સીતા અને પુત્રોનો મેળાપ કરાવ્યો. રામ પોતાને આવા સુપુત્રો છે એ જોઇ તથા સીતાને મળી ઘણો આનંદ પામ્યા. પછી રામ સીતા તથા પુત્રોને ધામધૂમથી અયોધ્યામાં તેડી લાવ્યા. યજ્ઞ પૂર્ણ કર્યો. રામે દશ અશ્વમેધ યજ્ઞ અને પૌંઢરીકાદિક અનેક યજ્ઞો કર્યા.

**રામના નિત્ય નિયમ**—પ્રતિ દીવસ અરૂણોદય પૂર્વે બંદિજનો મંગળ ગાયન ગાઇ તેમને જાગૃત કરતા. જાગૃત થયા કે ઉઠી બહિર્દિશા ગમન, હસ્ત, પાદ, મુખ એ સર્વે પ્રક્ષાલન કરી સ્નાન કરતા. પછી સંધ્યોપાસના, અગ્નિહોત્ર કર્મ કરી વશિષ્ઠ ગુરૂ અને બ્રાહ્મણોનું પૂજન કરતા. મધ્યાન કાળે પુનઃસંધ્યા, બ્રહ્મ યજ્ઞ, તર્પણ કરી, અતિથ જમાડી ભોજન કરતા અને પછી સભામાં આવતા. સભામાં આવવાની વેળા—લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન અને કેટલાક માંડલિક રાજાઓ સામે આવી ઉભા રહેતા. રામ આવે કે તે સમાગમે સૌ રાજ સભામાં આવતા અને રામ સિંહાસનપર બેઠા પછી પોત પોતાની યોગ્યતા પ્રમાણે નિત્ય નિયમિત સ્થળે બેસતા. પ્રથમ રાજ્ય કાર્ય અને પ્રજા કાર્ય કરતા. એ પૂર્ણ કર્યા પછી ઇતિહાસિક વાતો સાંભળતા. દેશોની હકીકતથી વાકેફ થતા, સાયંકાળ થતાં, સંધ્યોપાસનાદિક કૃત્ય કરી, અંતઃપુરમાં પ્રવેશ કરતા.

**રામની સત્તા**—રામની સત્તા આખા ભરતખંડપર પૂર્ણ હતી, તેમજ તેની બહારના દેશો લંકા, ભરતખંડની આજુબાજુના મુલકો. બેટો વગેરે ઘણા દેશોપર હતી. જ્યારે રામને રાજ્યભિષેક થયો, ત્યારે ત્રણસો મંડલિક રાજાઓ આવ્યા હતા. એ વખતે રામની પૂર્ણ સત્તા ચારે તરફ પ્રસરી રહી હતી. તેમણે રાજ્ય ઉત્તમપણે ચલાવ્યું. પ્રત્યેક દિવશે લક્ષ્મણ સભા મધ્યે આવી, જાહેર કરતા કે આજ રાજદ્વારમાં કોઇ વાદી પ્રતિવાદી નથી. એના રાજ્યમાં **માર્કંડેય, મૌદ્દગલ્ય, વામદેવ,—વસિષ્ઠ, કાશ્યપ, જાબાલિ, ગૌત્તમ,** અને **નારદાદિ,** નવ ધર્મ શાસ્ત્રવેત્તા મંત્રીઓ.

**રામનીતિ**—રામના રાજ્યમાં ન્યાય તથા નીતિ ઉત્તમ પ્રકારનાં હતાં. એની સર્વ પ્રજા નીતિમાન હતી. અનીતિમાન કોઇ નહોતું. તેથી અપરાધો ઉત્પન્ન થતા નહિ. તે વખત ફુલોને બંધન, સોકઠાંને માર, છત્રને દંડ એ વિના બંધન, માર કે દંડ એની કોઇને ખબર નહોતી. સર્વને ધર્મ ઉપર પ્રીતિ હતી. લોકોનું આયુષ્ય ઘણા કાળ સુધી ટકી રહેતુ. વૃક્ષમાં જોઇએ તેવાં ફળ, ફુલો થતાં. વરસાદ લોકોની ઇચ્છા પ્રમાણે વરસતો. પવન સુખદાયી વાતો, મનનાં દુઃખો, રોગ, જરા, ગ્લાનિ, શરીરનાં દુઃખો, શોક, ભય, કે થાક કોઇને થતાં નહિ. ઇચ્છા વિના કોઇને મૃત્યુ પણ આવતું નહિ. સઘળી પ્રજામાં સંતોષ ફેલાઇ રહ્યો હતો. સઘળે આનંદ મંગળ હતું. પોતે ગૃહસ્થાશ્રમનો ધર્મ લોકોને શિખવવા સારૂ પાળતા હતા. મહાત્મા અને આચાર્યોની સંમતિ લઇ, ઉત્તમ યજ્ઞો કરીને સર્વ દેવ અને પ્રકાશમય પોતાના સ્વરૂપનુંજ પોતે યજન કર્યું હતું. સર્વ પ્રજા રામને પિતા સમાન માનતી હતી. ત્રેતાયુગ છતાં પણ સત્યયુગના જેવો સમય પ્રવર્તતો હતો. રાજ્ય એવી નીતિથી ચલાવ્યું કે કોઇનું અકાળ મૃત્યુ થતું નહિ. સ્ત્રીઓને વૈધવ્ય પ્રાપ્ત થતું નહિ. ચોર, અગ્નિ, સર્પ, ઇત્યાદિની બીતિ કોઇને નહોતી. તેણે પ્રજાને વિદ્યા હુન્નરમાં વધારી હતી, રાજ્યખર્ચ નીકળે અને 'તેજુરી' જરાતર રહે એટલોજ જુજ વેરો--કર પ્રજાને ખુશી કરીને લેતા. પોતાના રાજ્યકુળને પણ તેવુંજ માન આપી સંતોષ્યું હતું. તેણે પ્રજા પ્રેમ બાળપણથીજ મેળવ્યો હતો, તે ગાદીપતિ થતાં પૂર્ણરૂપે પ્રકાશિ નીકળ્યો હતો. પ્રજા પણ પૂર્ણ રાજ્યભક્ત હતી અને સાક્ષાત્ ઇશ્વરરૂપ ગણી પૂજતી હતી અને અદ્યાપિ પર્યંત એજ રીતે પૂજ્ય, માન્ય અને મુક્તિદાયક ગણે છે. તેના નામનું સ્મરણ અને ભજન કરે છે. એજ તેના ઇશ્વરાવતારનું અવર્ણ્ય ચિન્હ અને દિગંત ઉદાર કીર્ત્તિ છે.

રામના રાજ્યમાં પ્રાણી માત્ર સુખી હતું. જો કે તેના નીતિમાન રાજ્યમાં

કોઇને અકાળ મૃત્યુ થતું નહિ, પરંતુ એક પ્રસંગે એક બ્રાહ્મણનો પુત્ર અકાળ મરણ પામ્યો. તેથી તે બ્રાહ્મણ ગુસ્સે થઇ રામ પાસે પુત્રના શબને લઇ આવ્યો અને બોલ્યો કે, આ મારા પુત્રને સજીવન કરો; નહિં તો હું પ્રાણ ત્યાગ કરીશ. આ જોઇ રામ વિચારમાં પડયા કે શું મારા રાજ્યમાં કાંઇ અધર્મ થયો ! આ પરથી વિદ્વાનોની સભા મેળવી તેનું કારણ પુછ્યું. તેમાં એવું માલમ પડયું કે કોઇ દુષ્ટ શુદ્ર ગુપ્તપણે તપશ્ચર્યા કરતો હોવો જોઇએ. આ ઉપરથી રામે કુબેરનું પુષ્પકવિમાન મંગાવ્યું. તેમાં બેસી પોતાના રાજ્યની ચોકસી કરવા અંત્રિક્ષ માર્ગે નીકળ્યા. બધે ફરીને છેલ્લો વારે તપસ્વીઓનાં વનમાં આવ્યા. અહિં તપાસ કરતાં, એક ગુફામાં કોઇ માછી તપ કરતાં જોયો. રામે તેને કહ્યું કે;--તને તપનો અધિકાર નથી. માટે દેહ કષ્ટ કરવું મૂકી વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે તારે ધંધે લાગ. માછીએ માન્યું નહિ. તેથી રામે તેનો વધ કર્યો. તેથી એ બ્રાહ્મણ પુત્ર તરત સજીવન થયો. એક વખતે ફરિયાદીને ઉભવાની દેવડીએ લક્ષ્મણ નિત્ય નિયમ પ્રમાણે આવ્યા, તો કોઇ મનુષ્ય તો ફરિયાદી ન દીઠું, પણ એક શ્વાન ઉચું અને રાંકડું મુખ કરી ઉભેલો જોયો. આ વાત લક્ષ્મણે રામને કહી તે પરથી એ શ્વાનને કચેરીમાં લાવ્યા. તેમાં તપાસ કરતાં એવું માલમ પડયું કે, તેને એક સન્યાસીએ ત્રણ દંડ વગર કારણે મારેલા તેનો તપાસ કરાવી બંનેનો ન્યાય કર્યો. તેમજ એક વખતે બે પક્ષીઓ લડતાં જોયાં તેનો પણ ન્યાય કર્યો હતો. એ રીતે રામે નીતિ, ન્યાયથી રાજ્ય કર્યું પ્રજાને વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે ચાલનારી અને મર્યાદાવાળી કરી. કુશને ગાદીએ બેસાડયો. ભાઇઓને જુદાં જુદાં રાજ્યો સોંપ્યાં.

એ રીતે રામે રાજ્યની વ્યવસ્થા કરી અખંડિત બ્રહ્મચર્ય પાળ્યું અને અગ્નિહોત્ર હોમ્યું. દંડકારણ્યના કાંટાઓથી વિંધાએલું પોતાનું ચરણા-વિંદ ભક્ત જનોના હૃદયમાં રાખી સ્વધામમાં પધાર્યા. જેમણે તેમનો સ્પર્શ, કર્યો હતો, દર્શન કર્યા હતાં. જેઓ સાથે બેઠા હતા, અને જેઓ તેમની પાછળ ચાલ્યાં હતાં. તે કોશલદેશનાં સઘળાં મનુષ્યો જે સ્થાનને યોગીયો પામે છે, તે સ્થાનકને પામ્યાં હતાં. રામે દેવતાઓની પ્રાર્થના પરથી લીલા વતાર ધર્યો હતો. તેમના પ્રભાવની બરોબર અથવા અધિક કોઇનો પ્રભાવ નથી. તેમણે અસ્ત્રોના સમુહથી રાક્ષસોને માર્યા, સમુદ્રમાં પાજ બાંધી એ કાંઈ મોટી વાત નથી, શત્રુઓને મારવામાં વાંદરા-જંગલીઓએ સહાયતા આપી, એ પણ તેમની લીલાજ હતી. તેમના નિર્મળ યશને ઋષિ, મુનિઓ, રાજાઓ અને સકળ પ્રજાજનો અદ્યાપિ પર્યંત ગાય છે. પ્રાચીનકાળના

મહાશયો, મહર્ષીઓ અને પૂજ્યપાદ પુરૂષોએ, જીવિતનો ઉપયોગ વ્યવસાય કાર્યમાં કે પ્રપંચ વૃત્તિમાં " પરમ " માન્યો નથી, પણ તેઓએ પરકાર્ય, લોકહિત અને પરલોકના સુખમાં જીવિતનો હેતુ " પરમ " માન્યો છે અને તેને અનુસરવા વ્યવહારમાં સદ્વર્ત્તને વર્ત્તવા નિયમો બાંધ્યા છે. સૌથી મોટો ભાર રાજાપર મૂકયો છે. રાજા એ મનુષ્ય જીવતિનો આધાર ભૂત છે, ને પ્રજાનું શ્રેય કે અશ્રેય એ સર્વે રાજાપર આધાર રાખે છે.

રામે પણ આવાજ વિચારથી સતી સીતાનો ત્યાગ કર્યો હતો, કે રખેને મારા વર્ત્તનનું અનુકરણ પ્રજા કરતાં શિખે. રાજા જો ધર્મવિદ્ અને નીતિમાન હશે, તો પ્રજા પણ તેનું અનુકરણ કરી તેવી થશે. રાજા જો વ્યસની અને દુરાચારી હશે, તો પ્રજા પણ યથેચ્છ તેવીજ થશે. રાજા નીતિનો પોશકને પ્રવર્ત્તક છે અને હોવો જોઇએજ. તે જો શુદ્ધ નીતિ પાળનારો નહિ હોય, તો પ્રજા હિતને ભારે હાનિ પહોંચશે. આવા સુદઢ વિચારને અનુસરનારા રાજાઓએ પ્રજાનો વ્યવહાર સરળ, સ્વચ્છ અને સુઘડ થાય, એવી રીતે વર્ત્તવું જોઇએ. રાજા જે પ્રમાણે વર્ત્તતો હોય, તે પ્રમાણે પ્રજા વર્ત્તે એવો પ્રકાર છે. રાજ્યશાસન કરતાં જીવિતનું વર્ત્તન એ વિષેશ બોધક છે. માટે રાજાએ, મંત્રિ મંડળે, સામતવર્ગે, અને કુમારોએ એવા વર્તને વર્ત્તવાનું પ્રાચીન મહર્ષીઓ કહી ગયા છે, તે એવા કારણથી કે સામ્પ્રત અને ભવિષ્યની પ્રજા આડે માર્ગે વહે નહિ. રાજા એ પ્રજાના સુખ, દુઃખના પર્વત ભાર સાથેજ જન્મેલો છે. તેમજ મહાત્માઓએ રાજાને પ્રજાના સુખ, દુઃખનો અગ્રેસર ગણ્યો છે અને તેજ પ્રમાણે પ્રાચીન આર્ય પ્રજાએ પણ માન્યો છે. જો રાજા એ પ્રમાણે નથી વર્ત્તતો તો તે અધોગતિને પામે છે. રામની નીતિ સર્વોત્તમ હતી. તે પોતાનો પ્રજા પ્રત્યેનો ધર્મ સમજતા હતા અને તે પ્રમાણે વર્ત્તતા હતા. તેણે પ્રજાનો વ્યવહાર સરળ, સ્વચ્છ અને સુઘડ કર્યો હતો. તેથી રાજ તો રામનુંજ—"રામરાજ " પ્રજાને સુખકર પ્રસિદ્ધ થઇ ગયું છે. એ રીતે રામ નીતિશાસ્ત્રને રક્ષી, મર્યાદા પુરૂષ ગણાયા છે. અહો ! રામતે રામજ જયશ્રી રામ ! ! ધન્ય શ્રીરામ ! ! !

---

## પૃથ્વી નક્ષત્રિ કરનાર.

# શ્રીપરશૂરામ.



મમહર્ષિ ભૃગુ ઋષિના વંશમાં પ્રખ્યાત્ **રૂચીક** ઋષિ થયા. તેના પુત્ર **જમદગ્નિ** એ સપ્ત ઋષિમાં એક પ્રસિદ્ધ ઋષિ થઇ ગયાછે. તેને ત્યાં જગત્ પ્રસિદ્ધ વિષ્ણુના છઠ્ઠાવતાર પરશૂરામ ત્રેતાયુગને પ્રારંભે જન્મ્યા. એ મહાત્મા ચોવીશ અવતાર માંહે ઓગણીશમાં અવતાર ગણાય છે. વશુ, પરશુ વગેરે ચાર ભાઇઓ હતા. તેમાં પરશુરામ સર્વથી શ્રેષ્ટ હતા. એ મહા તેજસ્વી, વિદ્વાન, નીતિજ્ઞ, ન્યાય, તત્વજ્ઞ, પરાક્રમી, ઉત્સાહી, હિંમતવાન; બળવાન, તામસી અને ક્ષત્રિત્વ ગુણમાં શ્રેષ્ટ હતા. એના આયુધનું નામ **ફરસી.** એ રામબાણની પેઠે તાત્કાળીક હતી. **શિવ** તેમના ગુરૂ હતા. સર્વ વિદ્યા તેમની પાસેથી સંપાદન કરી હતી. તે **કૈલાસ**માં વિદ્યાભ્યાસ માટે ઘણો વખત રહ્યા હતા. બાળપણમાં **રેણુકા** માતાના હાથ નીચે ઉછરી શિક્ષણ લીધું હતું. ઉત્તમ માતાના બાળકો ઉત્તમ થાય એ આપરથી સિદ્ધ થાય છે. **ભીષ્મ, દ્રોણાચાર્યે** તેમની પાસેથી ધનુર્વિદ્યા વગેરેનું શિક્ષણ લીધું હતું. તેથી એ તેમના ગુરૂ થતા હતા. ઉત્તમ ગુરૂના હાથ નીચે શિક્ષણ પામેલા શિષ્યો ઉત્તમ થાય, તેનો આ ઉત્તમ દૃષ્ટાંત્ છે. પરશુરામના શિષ્યો શ્રેષ્ટ હતા. એ તેમના ઉત્તમ શિક્ષણ બળનો પ્રતાપ હતો. ત્રેતાયુગને પ્રારંભે ક્ષત્રિવર્ગ–રાજકુળો–અને રાજ્યો–બ્રાહ્મણ વર્ગને લેખતા નહિ. ઋષિ મુનિઓને ત્રાસ આપતા હતા. દેશમાં અધર્મ ઘણો વધી ગયો હતો. પ્રજા પીડાતી હતી. આ જોઇ જમદગ્નિ મહર્ષિના મનમાં ઘણો ખેદ થતો હતો, તેમના નાશાર્થે વિષ્ણુંએ પોતાનું તેજ તેનામાં મૂક્યું હતું. તેથી પરશૂરામ અંશાવતાર કહેવાય છે. **રામ, કૃષ્ણ**એ વિષ્ણુના સાક્ષાત્ અવતાર ગણાય છે. **શિવે** પરશૂરામને પોતાનું ત્ર્યંબક નામે ધનુષ આપી કહ્યું હતું કે, જ્યારે એ ધનુષ ભાંગશે, ત્યારે તારૂં તેજ જશે. એ ભવિષ્ય વાણી ત્રેતાયુગને અંતે ખરી પડી હતી. પરશૂરામ **વિશ્વામિત્ર**ની એનના પૌત્ર થતા હતા.

પરશૂરામનો આશ્રમ ગંગા કિનારે હતો. એ સમે ભારત ભૂમિમાં સૂર્યવંશી **સહસ્રાર્જુન** ચક્રવર્તિ રાજા હતો. તેની રાજધાની **અનુપ** દેશમાં **માહિષ્મતિ** નગરીમાં હતી. સતી રેણુકાની બેન એ સાથે પરણાવી હતી.

સહસ્ત્રાર્જુન અને તેના પુત્રો ઉન્મત્ત, જુલમી, અને પ્રજા પીડક હતા. એક વખતે સહસ્ત્રાર્જુન સૈન્ય સાથે મૃગયા રમવા નીકળ્યો હતો. સાથે રેણુકાની બેન પણ હતી. તેઓ ફરતાં ફરતાં મહર્ષિ જમદગ્નિના આશ્રમ પાસે આવ્યા, રેણુકા પોતાની બેનને ઘણાં વર્ષ થયાં મળ્યાં નહોતાં; તેથી બંને બેનો મળી આનંદ પામી. મહર્ષિએ રાજાનો ઘણી પ્રકારે સત્કાર કર્યો. ઇંદ્રની આપેલી કામધેનુથી મેળવેલા પદાર્થવડે સર્વને ભોજન કરાવી પ્રસન્ન કર્યા. આ જોઇ રાજા આશ્ચર્ય પામ્યો. રાજાએ કામધેનુ માગી, પણ ઋષિએ પારકી વસ્તુ આપવાની સાફ ના પાડી, પણ સહસ્ત્રાર્જુન બળાત્કારથી લઇ ગયો. આ વખતે પરશુરામ યાત્રાર્થે ગયા હતા. તેઓ ફરી આશ્રમમાં આવ્યા. મહર્ષિએ સર્વ વર્તમાન કહ્યા. પરશુરામને અંગોઅંગ ક્રોધ વ્યાપી ગયો. તરતજ સહસ્ત્રાર્જુનની માહિષ્મતી નગરીમાં આવ્યા. રાજાને કહ્યું કેઃ- સત્વર મારા પિતાની ગાય પાછી આપ. નહિતો યુદ્ધ કરવા તૈયાર થા. રાજા ક્રોધ કરી યુદ્ધ કરવા આવ્યો. પરસ્પર ભયંકર યુદ્ધ થયું. પરશુરામે તેના નવસો પુત્રોને મારી નાંખ્યા. સૈન્યનો ઘાણ કાઢી નાંખ્યો. તેના સો પુત્રોતો ભય પામી નાશી ગયા. સહસ્ત્રાર્જુનના હજાર હાથ કાપીને તેને ઠેર માર્યો. રાજ્યની વ્યવસ્થા કરી, કામધેનુ લઇ આશ્રમમાં આવ્યા. પિતાની આજ્ઞાથી ચક્રવર્તી રાજાની હત્યાનો દોષ નિવારણ કરવા તીર્થયાત્રા કરવા ગયા.

સતી રેણુકા ગંગા કિનારે જળ ભરવા જતાં, ગંધર્વરાજા ચિત્રકેતુના વૈભવથી ભ્રમિત થયાં. તેથી ઋષિને ક્રોધ ચડયો. તેણે પરશુરામ જે તપ કરવા ગંગા કિનારે ગયા હતા, ત્યાંથી બોલાવી તેની પરીક્ષા કરવા આજ્ઞા કરી કેઃ— "આ તારી માતાને મારી નાંખ." પરશુરામ મહાજ્ઞાની અને વિચારશિળ હતા. તેમણે વિચાર્યું કે જો તેમને મારીશ નહિ, તો પિતા શાપ દેશે અને મારીશ તો તેનામાં સજીવન કરવાની શક્તિ છે. માટે પિતાની આજ્ઞા માનવી એ સર્વોત્તમ છે. એમ વિચારી પિતાની આજ્ઞા પ્રમાણેજ કરી હાથ જોડી ઉભા રહ્યા. આ જોઇ ઋષિ ઘણા પ્રસન્ન થયા. તેમને ધન્યવાદ આપ્યો. પોતાને આવો આજ્ઞાપાળક પવિત્ર મનનો પુત્ર છે. એ જોઇ તેમને વરદાન માગવા જણાવ્યું. પરશુરામે પોતાની માતાને મેં માર્યા છે એમ તેઓ ન જાણે એવી રીતે તેમને સજીવન કરવાનું માગ્યું. એ પરથી તેમણે પોતાના યોગબળથી સંજીવન કર્યાં. પછી પરશુરામે માતાના ચરણમાં શીશ નમાવી ક્ષમા માગી. માતા રેણુકાએ કહ્યુંઃ—પુત્ર ! એમાં તારો કશો અપરાધ નથી. દૈવે જે ધાર્યું હોય છે તેજ થાય છે. એમાં

કોઇનું ડાહાપણ ચાલતું નથી. પુત્ર ! તેં તારા પિતાની આજ્ઞા માની એઘણું સારૂં કર્યું. માતપિતાની આજ્ઞા માનવી એ સુપુત્રનો ધર્મ છે. મારે તારા જેવો આજ્ઞાપાળક પુત્ર છે. એ જોઇ હું ઘણી ખુશી થાઉં છું અને મારાં ધન્ય ભાગ્ય સમજું છું. જે પુત્રો માબાપની આજ્ઞા માનતા નથી કે તેમની સેવા કરતા નથી, તે કુપુત્ર ગણાઇને પાપ ફળ ભોગવે છે. માબાપની આજ્ઞા માનવી અને તેમની સેવા કરવી એ સુપુત્રનો ધર્મ છે; વગેરે વચનો કહ્યાં. પછી પરશુરામ માતાની આજ્ઞા લઇ એ હત્યાનો દોષ નિવારણ કરવા તીર્થયાત્રા કરવા ગયા. પરશુરામની ગેહેરહાજરીનો લાભ લઇ સહસ્રાર્જુનના સો પુત્રો જે ભયથી નાશી ગયા હતા. તે પોતાના પિતાનું વેર લેવા જમદગ્નિ ઋષિના આશ્રમમાં આવ્યા. આ વખતે મહર્ષી હોમ કરતા હતા. તેમને મારી નાંખી નાશી ગયા. સતી રેણુકા પતિના મરણ શોકથી વિલાપ કરવા લાગ્યાં. વિલાપ કરતાં કરતાં શોકથી તેણે પોતાની છાતી એકવીશવાર કુટી પરશુરામને યાદ કર્યા. યાદ કરતાંજ પરશુરામે પોતાના યોગબળ જાણી લીધું. જાણતાંજ અતિ ક્રોધ ચડયો. જુલમી ક્ષત્રિઓને નિર્મૂળ કરી પ્રજાને સુખી કરવા ધાર્યું એ કોપથી તેણે તેજ વખતે પ્રતિજ્ઞા કરી કે;—"મારી માતાએ ક્ષત્રિઓના ત્રાસથી એકવીશવાર છાતી કુટી. માટે હું એકવીશવાર બધા જુલમી ક્ષત્રિઓને મારી નાંખી, મારા પિતાનું વેર લઇશ અને ઋચિકાદિ પિતરોને તેના રક્તથી તર્પણ કરી તૃપ્ત કરીશ." એવી પ્રતિજ્ઞા લઇ તત્કાળ આશ્રમમાં આવ્યા. માતાનો શોક શાન્ત કરવા પોતાના પિતાને સજીવન કર્યા. પછી લાગલાજ દુષ્ટોને સંહારવા તૈયાર થયા. પોતાના જેવા યોદ્ધાઓનું સૈન્ય ઉભું કર્યું. ધર્મપક્ષ, પ્રજાપક્ષ અને મુખ્યત્વે વિદ્વાન પંડિતોને પક્ષમાં લીધા. હજારો જુલમીઓને કેદ કર્યા. સ્થળે સ્થળે યુદ્ધ મચાવી મૂકયું. પ્રજાપીડકોને સત્તાથી નિર્મૂળ કર્યા. સહસ્રાર્જુનના સો પુત્રોને ઠાર કર્યા. એકવીશવાર જુદા જુદા રાજ્યોપર જુદી જુદી વખતે ચડાઇ કરી, ઉદ્ધત બનેલા ક્ષત્રિઓને ઠાર કર્યા. તેના જુલમથી પ્રજાને મોકળી કરી. જે ક્ષત્રિઓ ભયથી નાશી આવી રેણુકા માતાને ચરણે જઇ નમ્યા હતા, અને જીવિતદાન માગ્યું હતું તેને, બ્રહ્મનિષ્ઠ **જનક** વિદેહીને તથા **દશરથ** જે અપુત્ર હતાં તેને, માતા રેણુકાજીની સ્તુતિથી બચાવ્યા હતા; સિવાય સર્વને ઠાર કર્યા. તેના રક્તથી પાંચ ડોહ ભર્યા. એ ડોહ **રામહ્રદ** એવા નામથી પ્રસિદ્ધ થએલા છે.

**પરશુરામ**—ઘણા ન્યાયી હતા. પોતે મેળવેલી રાજસત્તા પોતે નહિ

ભોગવતાં, જે રાજા નમી ગયા હતા, તેમને રાજ્ય પાછાં સોંપી દીધાં. બાકીની ભૂમિ કશ્યપ ઋષિને દાનમાં આપી દીધી. પછી પોતે સ્વસ્થ થઇ તપ કરવા ચાલી નીકળ્યા. તોપણ અમુક સ્થળે કોઇ ઉન્મત્ત ક્ષત્રિ જણાતો, કે લાગલાજ ત્યાં જઇ તેને મારી નાંખતા અને રાજ્યની વ્યવસ્થા કરી યોગ્ય પુરૂષને તેપર નીમતા. કેટલેક કાળે મહાત્મા કશ્યપ ઋષિએ તેમને કહ્યું કે;—"મને દાન કરેલી ભૂમિમાં તમારે આવાગમન કરવું યોગ્ય નથી. તેમજ આ ભૂમિમાં તમારે રહેવું પણ ઉચિત નથી." એપરથી પરશુરામ ભારત ભૂમિ બહાર સમુદ્રતીરે કેટલીક જમીન મેળવી ત્યાં રહ્યા. એ દેશનું નામ તેણે શૂર્પારક દેશ પાડયું. એજ શૂર્પારક દેશ હાલ કોંકણ નામથી પ્રસિદ્ધ છે. એ સમુદ્રતીરે આવેલો છે. શ્રી પરશુરામજી એકવીશવાર પૃથ્વી નક્ષત્રી કર્યા પછી શાન્ત થઇ એક વખતે મિથિલાપુરીમાં આવ્યા. બ્રહ્મનિષ્ઠ જનકે સામે જઇ તેડી લાવી સિંહાસનપર બેસાડયા. વિધિ પૂર્વક પૂજન કર્યું. શ્રી પશુરામ પોતાનાં ભાથાં, ફરસી અને ત્ર્યંબક નામનું મહાદેવનું આપેલું ધનુષ, એ સર્વે ચોકમાં મૂકી ભોજન કરવા ગયા. એવામાં સીતાએ રમતાં રમતાં આવી એ ધનુષનો ઘોડો કરી રમવા માંડયું. પરશુરામ અને જનક ભોજન કરી બહાર આવ્યા, તો સાત વર્ષની બાળક સીતાને ધનુષનો ઘોડો કરી રમતી જોઇ આશ્ચર્ય પામ્યા. આ જોઇ પરશુરામે જનકને કહ્યું કે;—"આ કન્યા કોઇ અદ્દ્ભુત લાગે છે. ખરે ! એ લક્ષ્મીનો અવતાર દિશે છે. આ ધનુષ ઘણા માણસોથી ઉપડી શકે એટલા વજનનું છે. એ તેણે સહેજમાં ઉચકયું. માટે પ્રતિજ્ઞા કરો કે;—એ ધનુષ જે ચડાવી શકે એવો પુરૂષ સ્વયંવરમાંથી મળી આવે, તેને એ પુત્રી પરણાવવી." જનકે એમ ના કહેવા પ્રમાણે પ્રતિજ્ઞા કરી. જનકે પરશુરામની આજ્ઞા પ્રમાણેજ સીતાને સ્વયંવર કરી રામ સાથે પરણાવ્યાં. રામે સ્વયંવરમાં ધનુષ ચડાવી ભાંગી નાંખ્યું. આ બનાવ ત્રેતાયુગને અંતે બન્યો. શિવ ધનુષ ભંગ થયાના ખબર પરશુરામે પોતાની જ્ઞાનદ્રષ્ટિથી જાણ્યું. રામ સીતાને પરણી અયોધ્યે જતા હતા. ત્યાં પરશુરામે આવી હાક મારી કે-શિવધનુષ ભાંગનાર કયાં છે ! આ સાંભળી સૌ થરથર કંપવા લાગ્યા, પણ રામે નિર્ભય રહી કેટલાંક વિનય વચનો કહ્યાં. પરશુરામે પરીક્ષા કરી જાણી લીધું કે વિષ્ણુએ રામાવતાર ધર્યો. એવું જોઇ સ્નેહથી બંને ભેટયા. પરશુરામે ભારત-ભૂમિનું અગ્રેસરપણું રામને સોંપ્યું. પરશુરામની આજ્ઞાથી રામે તેના મૃત્યુ માર્ગમાં એક બાણ માર્યું. તેથી પરશુરામ અમર થયા. આ રાજર્ષિ બ્રાહ્મણ કુળ-માં મહાન્ પરાક્રમી, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, પ્રજા રક્ષક થયા. તે રામને ન-

મન કરી તપશ્ચર્યા કરવા ગયા. એ વિજયી નર પોતાના આત્મીક સ્વયં-બળવડે પ્રજામાં "શ્રી ભગવાન્" એવા મોટા ઉપપદને પામ્યા છે. એ અર્વાચીન બ્રાહ્મણ બુદ્ધિના મનુષ્યોએ લક્ષમાં લેવા જેવું છે. એ મહત્ રાજર્ષિ તપ કરતા હતા. તેને કાશીરાજ્યકન્યા અંબા હસ્તિનાપુર તેડી લાવી. તેણે ભીષ્મને તે સાથે પરણવા સમજાવ્યા, પણ ભીષ્મે માન્યું નહિ. તેથી ગુરૂ શિષ્ય વચ્ચે જબરૂં યુદ્ધ થયું હતું. તેઓ ચિરંજીવી છે. તે હજુ મન્દ્રાચળ ઉપર તપ કરે છે એવું અનેક ગ્રંથોમાં કહેલું છે. ધન્ય પરશુરામ ! ! તમારા જેવા વિજયીપુરૂષ પુનઃ આ દેશનો ઉદ્ધાર કરવા પ્રગટ થાઓ ! ! !

---

## સાંખ્ય યોગ પ્રણેતા.

# કપિલમુનિ.



આ ઈશ્વરાંશી તત્વજ્ઞ કોણ ? એ મહાત્મા કર્દમ ઋષિ જે પ્રજાપતિ હતા તેના પુત્ર. એ કપિલ મુનિ વિષ્ણુના ચોવીસ અવતારમાં પાંચમાં અવતાર ગણાય છે. એની માતાનું નામ દેવહૂતિ. જે સ્વાયંભુવ મનુનાં પુત્રી થાય. કપિલદેવનો જન્મ પુષ્કર પાસે થયો હતો. આ મહામુનિ સિદ્ધ નામથી દેવોની ગણનામાં ગણાય છે. એ મહા તેજસ્વી હતા. એનો અવતાર પરહિતને કારણે થયો હતો. મનુષ્યતારક સાંખ્યયોગ પ્રગટ કરી તેમણે અવનિમાં અનેક અધર્મોનો ઉદ્ધાર કર્યો. એ જરા પણ ભોગ-વિલાસમાં પડયા નહોતા. સંસારમાં મન લગાડયું નહોતું. મંગળમય ભગવત્ સ્વરૂપ એ મુનિએ પોતાની માતુશ્રી દેવહૂતિને મુક્તિ પમાડવા પુત્ર પ્રેમથી યોગેશ્વર જ્યાં ભક્તિથી સિદ્ધિને પામે, એવા સરસ્વતિક્ષેત્રમાં બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો. તેથી માતા દેવહૂતિ મુક્તિને પામ્યાં. ત્યાં કપિલદેવજીનો આશ્રમ છે. ત્યાંથી તેઓ ઉત્તરમાં ગંગાકિનારે ગયા; ત્યાં જઇને તેમણે મનુષ્યોનો ઉદ્ધાર કરવામાં ઘણો પ્રયત્ન કર્યો હતો. ગંગાસાગરમાં આવતાં સમુદ્રે તેની પૂજા કરી બેસવાને આસન આપ્યું હતું. અહીં બેસી તેમણે યોગાભ્યાસ કર્યો હતો; એવા હેતુથી કે કળીયુગવાસી લોકો મારૂં દર્શન કરે, તો તેઓ પાપથી મુક્ત થાય. અદ્યાપિ પણ ગંગાસાગર નામે કલકત્તાની પાસે એ મુનિનો આશ્રમ છે. તેની જાત્રા કરવાને હજારો લોકો જાય છે. સગર રાજાએ ૯૯ યજ્ઞો નિર્વિઘ્ને કર્યા હતા. છેલ્લા અશ્વ-

મેધ યજ્ઞની વખતે ઇંદ્રે યજ્ઞના અશ્વને પાતાળમાં જ્યાં કપિલ દેવ સમાધીમાં બેઠા હતા, તેની પાછળ બાંધી મૂકયો. એ અશ્વની રખેવાળી સગરના ૬૦ હજાર પુત્રો કરતા હતા. તેઓ અશ્વને શોધી શોધીને થાકી ગયા, પણ કશો પતો લાગ્યો નહિ. અંતે તેઓ નિરાશ થઇને સગર પાસે આવ્યા. સગરે તેમને પાતાળમાં મોકલ્યા. પાતાળમાં જતાં અશ્વને કપિલ દેવની પાછળ બાંધેલો દીઠો. તેવાજ તેઓ જોસમાં આવ્યા. આ અશ્વને લાવનાર એ બેઠેલો મુનિજ હશે. એવું સમજી બધા સાથે બૂમ પાડી ઉઠયા કે એ અશ્વ અમારો છે તેને છોડો? તેમજ તેમને ચોર જાણી મારવા લાગ્યા. તેથી કપિલદેવની સમાધી ઉતરી ગઇ. તેઓએ આંખ ઉઘાડી તેમની સામે જોયું, કે આંખની ક્રોધાગ્નિમાં સર્વ બળીને ભસ્મ થઇ ગયા. પાછળ એક પણ ખબર આપનાર રહ્યો નહિ. ઘણો કાળ વિતી ગયો, પણ કોઇ અશ્વની સંભાળ લઇ આવ્યું નહિ એ શું કહેવાય? એવો વિચાર કરી સગરે **અંશુમાન**ને મોકલ્યો. તેણે કપિલ મુનિની સ્તુતિ કરી અશ્વને મેળવ્યો. કપિલદેવે જણાવ્યું કે, આ તારા કાકા બળી ભસ્મ થયેલા છે, તે **ગંગાના** સ્પર્ષથી મુક્તિને પામશે. એ સાંભળી મુનિની રજા મેળવી ચાલતો થયો. કપિલદેવ પૃથ્વીપર ઘણે સ્થળે ફર્યા હતા. સાંખ્ય જ્ઞાનનો બોધ આપતા હતા. ઘણી સભાઓમાં તેમણે પોતાના વિચાર જણાવી વાદવિવાદ ચલાવ્યો હતા.

**સાંખ્યધર્મસિદ્ધાંત;**—બ્રહ્મવિદ્યા એ આત્મનિષ્ઠ યોગી પુરૂષના શ્રેયનું કારણ છે. તેનાથીજ સુખદુ:ખની નિવૃત્તિ થાય છે. ચિત્તજ જીવનું બંધન અને મુક્તિનું કારણ છે. ચિત્તજ વિષયમાં આસક્ત થવાથી જીવનું બંધન થાય છે. અને બ્રહ્મમાં સંલગ્ન થવાથી મુક્તિ મળે છે. શરીરમાંના આકાશ, અગ્નિ, જળ, વાયુ, અને પૃથ્વ્યાદિ તત્વોના સ્વરૂપોને જાણીને પ્રાણ અપાનની ગતિ રૂંધન કરવાથી અસંગ ચૈતન્યરૂપ આત્મા પોતાની સ્વયંવ પ્રકાશવાન જ્યોતિથી ભાસ્યમાન થાય છે. ત્યારે આ દેહરૂપ સર્વ ઇંદ્રિયોનો વ્યવહાર મિથ્યા છે એમ લાગે છે. સાંખ્ય જ્ઞાનમાં ચોવીસ તત્વના તત્વ જ્ઞાનથી મોક્ષ માન્યો છે. જ્ઞાનરૂપી આત્મા—પુરૂષ ચૈતન્ય છે. એ કેવળ અકર્ત્તા છે. સાક્ષિરૂપજ છે. સૃષ્ટિ કાર્ય, સુખ, દુ:ખાદિરૂપ બનાવનાર તો ત્રણ ગુણવાળી પ્રકૃતિ છે. પ્રકૃતિ જડ છે અને ભોક્તારૂપ આત્મા–પુરૂષ એ ચૈતન્ય છે, બંને સાથે રહે છે. પ્રકૃતિ રૂપાંતર પામે છે, તેમ પુરૂષ રૂપાંતર પામતો નથી. પ્રકૃતિ પુરૂષના સંબંધથીજ સ્વત: ગતિને પામે છે. પુરૂષ પ્રકૃતિનાં કર્માદિ પોતાનાં માની મોહે કરીને જીવરૂપે બં-

ધાએલો રહી દુઃખી થાય છે. શુભાશુભ કર્ત્તવ્ય કરતો રહેવાથી જન્મ જન્માંતરને પ્રાપ્ત થતો જાય છે. આ જન્મ મરણરૂપી રોગને દૂર કરવા સારૂ સૂક્ષ્મ ( લિંગ ) દેહનો સંબંધ છોડે તોજ મુક્તિ મળે છે. અનેક પ્રકારનાં સુખ દુઃખ પ્રકૃતિના ધર્મ છે. એમ સમજાય અને પોતે અકર્ત્તા છે, એમ આત્મા–પુરૂષને જણાય ત્યારેજ મોક્ષ મળે છે. આત્મા સંબંધીના સંપૂર્ણ જ્ઞાનથી પ્રકૃતિનો ક્ષય છે. એટલે પ્રકૃતિ બંધન ત્રુટી ગયે શુદ્ધ ચૈતન્ય જણાય છે, ત્યારેજ મોક્ષ થાય છે. ઇત્યાદિ.

કપિલ મુનિનો બોધ જ્ઞાનપ્રદ છે. એ સુજ્ઞજનોએ જાણવા પ્રયત્ન કરવો જોઇએ. આ મહાત્મા મુનિએ તપોબળથી નિરહંકાર અર્થાત્ દેહાદિમાં અહંબુદ્ધિ સુન્ય અખંડ ભક્તિદ્વારા બ્રહ્મ સ્વરૂપને પામી ગયા છે.

---

## ભૂભાર ઉતારી ધર્મનીતિ સ્થાપક.

## શ્રી કૃષ્ણ.



**આ** ઇશ્વરાંશી કોણ ? એ સાક્ષાત્ વિષ્ણુનો આઠમો અવતાર. જેનું ધ્યાન યોગી મુનિઓ નિરંતર કર્યા કરે છે, જેનું પૂજન, સ્મરણ અને ધ્યાન મોક્ષદાયક ગણાય છે, જેનું ચરિત્ર શ્રવણ કરવા આર્ય જનો સદા અભિલાષી રહે છે, જેનાં અદ્‌ભૂત પરાક્રમો, જેની અલૌકિક શક્તિ જગ જાહેર છે. એવા સાક્ષાત્ પ્રભુરૂપ ગણાયેલા લીલાવતારી શ્રી કૃષ્ણે કંસ, શિશુપાળાદિક દુષ્ટ જનોનો સંહાર કરી, ભૂભાર ઉતારવા તથા સાધુ જનોને સુખી કરી ધર્મ, નીતિની સ્થાપના કરવા અને પોતાની અદ્‌ભૂત લીલા દેખાડવાને દ્વાપરયુગમાં યદુવંશી દેવકી, વસુદેવને ત્યાં અવતર્યા. તેમને પોતાનું વિષ્ણુરૂપ તેજોમયી સુંદર ચતુર્ભુજ સ્વરૂપ દેખાડયું અને કહ્યું કે;–" તમોએ ત્રણ જન્મ સુધી તપ કર્યું છે; માટે હું તમારે ત્યાં જન્મ લઉં છું. તમે ગોકુળમાં નંદને ઘેર જસોદા પાસે મને મૂકી આવજો. ત્યાં થોડો કાળ બાળ લીલા કરી, અહીં આવી કંસ વગેરેને મારી ભૂભાર ઉતારીશ. " એટલું કહી વિષ્ણુએ અંતર્ધ્યાન થઇ બાળક રૂપ ધર્યું. દેવકીએ જાણ્યું કે મને બાળક અવતર્યો. દેવકી વસુદેવે વિષ્ણુના ચતુર્ભુજ સ્વરૂપની વાત સ્વપ્નવત જાણી. એ રીતે શ્રી કૃષ્ણનો અયોનિ સંભવ જન્મ થયો. દેવકીએ બાળકને ધવરાવવા માંડયો. કાળાગ્રહનાં કમાડ એકદમ ઉઘડી ગયાં. વસુદેવની બેડી તૂટી ગઇ. ચોકીદારો

નિંદ્રાવશ થઇ ગયા. વસુદેવ કૃષ્ણને છાબમાં સૂવાડી ગોકુળમાં જસોદા પાસે લઇ ચાલ્યા. માર્ગમાં કાંટા ન વાગે માટે શેશનાગ પ્રગથી રૂપ પડયો. વરસાદ ચડયો હતો, માટે માથે પોતાની ફેણે છાંયા કરી, જમનાજીમાં આવતાં, તેણે કૃષ્ણને સ્પર્શ કરવા પોતાનું પાણી ઉંચું વધાર્યું. એ જોઇ વસુદેવને આગળ ચાલવાની હિંમત રહી નહિ. એટલે બાળરૂપ કૃષ્ણે પોતાનો પગ લંબાવી જમનાજીને સ્પર્ષ કર્યો, કે યમુનાંજીએ તરત માર્ગ આપ્યો. વસુદેવ નંદને ઘેર ગયા; કે તરત તેના ઘરનાં બારણાં ઉઘડી ગયાં. નંદ જસોદાને નિંદ્રાનું ઘોરણ આવેલું હતું. વસુદેવે પોતાના બાળકને જસોદા પાસે સૂવાડી, તેની પાસે સૂતેલી પુત્રીને ઉપાડી ચાલવા માંડયું. ચાલી મથુરાંના કાળાગ્રહમાં આવ્યા, બારણાં હતાં તેમ બંધ થઇ ગયાં. પગે બેડી જડાઇ ગઇ. યોગમાયારૂપ કન્યાએ ચીસ પાડી જોસથી રોવા માંડયું. એ સાંભળી ચોકીદારો ચમકી ઉઠયા. તરત જઇ કંસને જાણ કરી. કંસે ઉતાવળાં આવી દેવકીના હાથમાંની કન્યા છીનવી લઇ, પથરપર પછાડવા તૈયાર થયો, કે તરત છટકી ઉડી ગઇ. ત્રિશૂળ, ખડ્ગ અને અષ્ટભૂજા ધરી દેવીરૂપે દર્શન આપી કહ્યું કે;—" મૂઢ મતે ! મને મારવાનું મિથ્યા પાપ શાને માટે લેવા તૈયાર થયો હતો ? તારો વેરી તો ગોકુળમાં પેદા થઇ ચૂકયો છે " એમ કહી યોગમાયા અંતરધ્યાન થઇ ગયાં. કંસ આ વાત સાંભળી વિસ્મય થયો, લજ્જા પામી પશ્ચાતાપ કર્યો. દેવકી વસુદેવને કાળાગ્રહથી મુક્ત કર્યાં. એ આકાશ વાણીની વાત સાંભળી ચિંતાતુર રહેવા લાગ્યો. તેણે રાજ્ય સભા બોલાવી સર્વને જણાવ્યું કે;– ' મારો વેરી ગોકુળમાં ઉત્પન્ન થઇ ચૂકયો છે. માટે એની શોધ કરો. જ્યાં જ્યાં નવાં બાળકો પેદા થયેલાં દેખો, ત્યાં ત્યાં જઇ તેમને મારી નાંખો. એમ કરતાં જો મારો શત્રુ બચ્ચે, તો બ્રાહ્મણ, વૈષ્ણવ, ગૌ અને ધર્મનો નાશ કરો. એમ કરવાથી નિશ્ચે એ તેમની વહારે ધાઇ છતો થશે. " એવી આજ્ઞાથી રાક્ષસો ચારે તરફ જુલમ કરવા લાગ્યા. બાળકોનો જ્યાં ત્યાં નાશ આદર્યો. બ્રાહ્મણોને પીડવા લાગ્યા. દેવકી વસુદેવને ફરી કાળાગ્રહમાં નાંખ્યાં. જાદવોને દુઃખ દેવા માંડયું. તેથી કેટલાક કાયર થઈ વિદેશમાં નાશી જઇ રહ્યા. જરાસંધ, નરકાસુર, પુંડરીક, શિશુપાળ, દંતવક્ર વગેરે પાપી રાજાઓએ પ્રજા પીડવા માંડી. ગૌ, બ્રાહ્મણ, સાધુ જનો અને ધર્મનો નાશ કરવા માંડયો. વર્ણાશ્રમ ધર્મ, વેદાધ્યન, અને વેદોક્ત ધર્મની ક્રિયાઓ બંધ કરી. તેથી સર્વ પ્રજા કંપિત થઇ કકળવા લાગી. " **જે રાજાની પ્રજા દુઃખથી કકળે છે, તે રાજાનો**

**સત્વર નાશ થાય છે.**" એવું મહાત્મા પુરૂષોનું વચન છે. એ પ્રમાણે કંસે પોતાનો નાશ પોતાને હાથે કરવાનું આદર્યું.

ગોકુળમાં નંદ ઘેર બાળક અવતર્યો. તેથી આખી નગરીમાં આનંદ ઓચ્છવ થઇ રહ્યો. **સદાશિવ** પણ યોગિ વેષે **બાળમુકુંદને** નિહાળવા આવ્યા. વસુદેવની બીજી રાણી **રોહિણી** જે ગોકુળમાં પોતાના મિત્ર નંદને ઘેર હતી. તેને પણ પુત્ર જન્મ્યો હતો. તેનું નામ પાડવાને વસુદેવે **ગર્ગ** ઋષિને મોકલ્યા. **ગર્ગ** ઋષિએ રોહિણી પુત્રનું નામ **બળરામ** અને દેવકી પુત્ર જે **જસોદાને** ત્યાં હતા, તેને વિષ્ણુરૂપ જાણી **શ્રીકૃષ્ણ** એવું નામ પાડયું. કૃષ્ણની આકૃતિ મધ્યમ પ્રકારની હતી, નેત્ર કમળ સરખાં, નાસિકા સરળ, અંગ કાન્તિ શ્યામ વર્ણ હતી. તેમને પીળાં વસ્ત્ર પહેરવાપર પ્રીતિ હતી. અધ્યાત્મ જ્ઞાનમાં પારંગત હતા. તેમનું શસ્ત્રઅસ્ત્ર મિથ્યા કદી થતું નહિ. સ્નાન, સંધ્યાદિક નિત્ય કર્મ કરવાની દિક્ષા તેણે **ઉપમન્યુ** ઋષિ પાસેથી લીધી હતી. એ દિક્ષા પ્રમાણે નિત્ય કર્મ અને ઉપાસનાદિ વેળાસર કરવામાં તત્પર રહેતા. એ શ્યામ સુંદર, કમળ નયન, રમણિય અવતાર મૂર્તિ સાક્ષાત્ વિષ્ણુએ જગદુદ્ધારાર્થે અવતાર દેહ ધારણ કર્યો છે, એવું વ્યાસ, વશિષ્ઠ, નારદ, સનકાદિક ઋષિ મુનિઓએ જાણી લીધું હતું. ઇશ્વર મનુષ્ય પ્રાણીના કલ્યાણાર્થે અગત્યને સમયે પોતાનું કેવળ શુદ્ધ ચૈતન્ય બીજા અમુક મનુષ્યના જીવાત્માની સાથે ઐક્ય કરે છે. એ બીજા જીવાત્માની પેઠે મનુષ્ય ચરિત્ર કર્યાં, છતાં શુદ્ધ ચૈતન્યના પ્રતાપથી સત્ય ધર્મનું સ્થાપન કરે છે. ધાર્મિ પુરૂષોની રક્ષા કરી, અધર્મિઓનો નાશ કરે છે. એ અવતારોની ગુપ્તતા અતિ પ્રાચીન અદ્ભૂત યોગ વિદ્યામાં રહેલી છે. તે યથાર્થ રીતે જેને ગુપ્ત જ્ઞાનની સત્યતા જણાઇ હોય છે, તેજ જાણી શકે છે. એ વિષે નિષ્પક્ષપાત સત્ય શોધક વિદ્વાન પુરૂષોને પરીક્ષા કર્યાથી યથાર્થ જણાશે. કૃષ્ણ પૂર્ણ સોળ કળા અવતારી પુરૂષ હતા. તેણે પોતાની યોગ માયાથી જન્મથી માંડીને અગિયારમે વર્ષે કંસને માર્યો, ત્યાં સુધી બાળ ચરિત્રો કર્યાં છે.

**બાળ લીલા**—કંસ પોતાનો શત્રુ પેદા થયો જાણી નિરાંતે જરા પણ બેસતો નહિ. દેશમાં અધર્મ પ્રવર્તાવી મૂકયો. કૃષ્ણને શોધી મારવાના અનેક ઉપાયો લીધા. માસી **પુતનાને** ગોકુળમાં મોકલી. એ ગોવાલણનું રૂપ ધરી જસોદા પાસે આવી. કૃષ્ણને તેણે મારવાનો વિચાર કરેલો, તે કૃષ્ણનું અકળ સ્વરૂપ જોઇ તેને રમાડવા લાગી. કાલું ઘેલું બોલી, છળકપટ કરી તેને પોતાનાં ઝેર ચોપડેલાં સ્તને ધવરાવવા લાગી. કૃષ્ણ મહા

દિવ્ય સ્વરૂપે હતા. તેણે એનું કપટ જાણી લઇ, એના સ્તન એવા તો ચૂશ્યાં કે—તેથી દૂધની સાથે માસીપુતનાના પ્રાણ પણ ખેંચાવા લાગ્યા. તેના ડોળા ઉંચા ચડી ગયા. એ બાળક સાથે આકાશમાં ઉડી, પણ તે થોડી વારે શબરૂપે થઇ પૃથ્વીપર પડી. પુતનાના વધથી કંસે જાણ્યું કે મારો વેરી તેજ છે. માટે એ હમણાં નહિ મરે તો પછી મરવાની શી આશા ? એમ વિચાર કરી તેણે તેને મારવા ઉપરા ઉપર મારાઓ મોકલવા માંડયા. એક રાક્ષસ બ્રાહ્મણ સ્વરૂપે નંદ ઘેર આવ્યો. આવી કહ્યું કે મારે બાળકનાં દર્શન કરવાં છે. જસોદાએ કહ્યું કે એ સુતો છે, તો હું યમુનાજીથી જળ ભરી આવું, પછી બતાવીશ. એટલું કહી જશોદાજી જળ ભરવા ગયાં. બ્રાહ્મણે એ લાગ સાંધી, પારણા પાસે જઇ બાળકને મારવાનું કર્યું, પણ એ બાળક કોઇનો માર્યો જાય એવો નહોતો. બાળકે તો એ બ્રાહ્મણરૂપ રાક્ષસની જીભ મરડી નાંખી તેના મોંમાં દહીં ભર્યું. ગોરસડાં ભાંગી નાંખ્યાં, એટલામાં જશોદા આવ્યાં, તેણે બ્રાહ્મણને પૂછયું કે, તેં આ શું કર્યું ! બ્રાહ્મણે આંગળીએ બાળકને બતાવ્યો, પણ જસોદાએ જાણ્યું કે આ કાર્ય બાળકથી ન બને, એ તો બ્રાહ્મણનાંજ કૃત્ય છે. આ ગોરસડાં તેણેજ ફોડયાં છે, એમ જાણી તેણે એ બ્રાહ્મણને ધમકાવી કાઢી મૂકયો. પછી કાગાસુર આવ્યો. આવતાંજ પારણા તરફ તે ગયો. એટલે બાળકે તેની ડોક મરડી ફેંકી દીધો, કે તે કંસની સામે આવી પડયો. પછી શકટાસુરે આવી નંદને આંગણે દહીં, દૂધનાં ગાડાં છુટયાં હતાં, તેમાંના એકમાં પ્રવેશ કર્યો. બાળકે તેને લાત એવી જોસથી મારી કે તે શબરૂપે કંસ આગળ આવી પડયો. જસોદા કૃષ્ણને લઇ પોતાના આંગણામાં બેઠાં હતાં. ત્યાં તૃણાવર્ત્ત આવ્યો, તેણે એ બાળક સાથે જસોદાને પણ લઇ ઉડી જવા ધાર્યું, કૃષ્ણે તે જાણી લઇ ભારે થયા. એટલે જસોદા તેથી અળગાં થયાં. તેટલામાં મોટી આંધી (વંટોળીયો) આવ્યો. ઝાડ અને ઝુંપડા ઉડવા લાગ્યાં. જસોદા બાળકને ઘરમાં તેડી જવા લાગ્યાં, પણ એ એટલા તો ભારે થયા, કે જસોદાથી ઉપડી શકયા નહિ. તેટલામાં એ પાપી તેમને ઉપાડી ગયો, પણ બાળકે તેનું ગળું દાબી નાંખ્યું કે એ પાપી આંગણામાં શબરૂપે પડયો. એક દિવસે જસોદા બાળકને ખોળામાં લઇ ઉમળકાથી ચૂંબન કરતાં હતાં. તેવામાં કૃષ્ણે હાસ્ય કર્યું. જસોદા તેના મુખમાં ત્રણ ભૂવન જોઇ વિસ્મય થયાં. કૃષ્ણપર ગોકુળનાં સર્વ સ્ત્રી પુરૂષોનો ભાવ વધતો ગયો. તેઓ તોફાન કરે, ગોરસડાં ફોડે, તોપણ સૌ પ્રેમ ભાવથી તેને તેડી રમાડે. એક વખતે

કૃષ્ણે માયા રચી, ગોકુળમાં ઘેર ઘેર કૃષ્ણરૂપ થઇ ગોરસડાં ફોડી, દહીં માખણ જે સ્ત્રીઓને લોભની વસ્તુઓ તેજ ખાવા લાગ્યા તેથી સ્ત્રીઓ કંટાળી તેમને તેડી જસોદા પાસે રાવ ખાવા આવી, જસોદાએ કહ્યું કે, મારો કૃષ્ણ તો આ પારણામાં રમે, એવી વાત કરે છે, ત્યાં બીજી આવી, ત્રીજી, ચોથી એમ સેંકડો સ્ત્રીઓ સેંકડો કૃષ્ણને લાવી ઉભી રહી. શેરીઓમાં પણ જાણે કૃષ્ણ ભાંખોડીઆભર ફરે છે એવું દીઠું. આ બધું કૃષ્ણની માયાનો પ્રભાવ હતો. એ માત્ર સ્ત્રીઓનો જેવો ભાવ હતો તેવીજ માયા દેખાડી આપી. કૃષ્ણનું પ્રભુત્વ જોઇ સ્ત્રી પુરૂષોનો પ્રેમ તેમનાપર અધિક વધ્યો.

એક દિવસે કૃષ્ણે ઘરમાં દહીં, દૂધનાં મટુંકાં ફોડી સર્વ ઢોળી નાખ્યું. પોતાના જેવડા મિત્રોને તેડી લાવી એ ખવરાવ્યું. તેથી જસોદા ચીડાઇ ગયાં. તેમને દામણાથી ઉખળે બાંધ્યા. તેથી કૃષ્ણ ગરીબડા જેવા થઇ ગયા. ગોકુળની સ્ત્રીઓએ મળી કહ્યું; કે અમને બાંધો પણ કૃષ્ણને છોડી મૂકો, પણ જસોદાએ માન્યું નહિ. તેથી કૃષ્ણ ઉખળાને ઘસડતા ઘસડાતા જ્યાં કુબેર ભંડારીના બે પુત્રો નળકુબેર અને મણીગ્રીવ નારદના શાપથી આમલીના વૃક્ષરૂપ થયા હતા, એ બે વૃક્ષ આગળ આવ્યા. તેમાં ઉખળું એવું તો જોરથી ભરાવી ખેંચ્યું. કે એ વૃક્ષ સમૂળાં ઉખડી ગયાં; તેમાંથી બે દિવ્ય પુરૂષ નીકળ્યા; તેઓ કૃષ્ણની સ્તુતિ કરી ચાલતા થયા. ગોકુળમાં નિત્ય ઉત્પાત થવા લાગ્યો. તેથી નંદ સર્વ ગોવાળ સાથે વૃંદાવનમાં આવી રહ્યા. પાંચ વર્ષની વયે કૃષ્ણ ગોવાળીઆઓ સાથે વાછડાં ચારવા લાગ્યા. ત્યાં કંસનો મોકલેલો વત્સાસુર વાછડારૂપ થઇ મારવા આવ્યો, પણ કૃષ્ણે તેના પાછલા પગ પકડી એવો તો પછાડયો કે તે તત્કાળ મરણ પામ્યો. પછી બકાસુર પોતાની ચાંચ પસારી આવી બેઠો, કૃષ્ણે તેના પેટમાં પેસી એવી તો જ્વાળા લગાડી કે, અસુરે તેને પાછા કાઢયા. પછી કૃષ્ણે તેની બે ચાંચ પકડી ચીરી નાખ્યો. અઘાસુર મોઢું વકાસી પડયો હતો; તેને ગુફા જાણી ગોવાળીઆઓ અંદર બેઠા. કૃષ્ણ પણ માંહે આવ્યા હશે, એવું સમજી તેણે શ્વાસ ખેંચ્યો, કે સર્વ પેટમાં ગયા, પણ કૃષ્ણે પોતાનું શરીર એવડું તો વધાર્યું કે એ અસુરના પ્રાણ જતા રહ્યા.

એક દિવસે સર્વ ગોવાળીઆ વાછડાં રેઢાં મૂકી ખાવા બેઠા, તે સાથે કૃષ્ણે પણ ખાધું, એપરથી દેવોને શંકા થઇ કે કૃષ્ણ પરમાત્મા થઇને આહીર સાથે ખાય છે? ત્યારે યજ્ઞાદિકમાં પવિત્રતાઇ શા માટે જોઇએ? એવો તેમને સંદેહ થયો. તેથી તેમણે વાછડાં હાંકી જઇને પર્વતની ખી-

ણુમાં સંતાડયાં. ભોજન કર્યા પછી જોયું તો વાછડાં ન મળે. તેથી ગોવાળીઆ ગભરાયા કે વાછડાં ઘેર નહિ જાય તો માબાપ વઢશે. એ વાત કૃષ્ણે જાણી માયાથી તેવાજ રંગનાં વાછડાંઓ બનાવ્યાં. તેથી ગોવાળીઆઓ હર્ષ પામતા ઘેર આવ્યા. એક વખતે ગોવાળીઆઓને દેવોનાં રૂપો આપી દેવતાની સભા બનાવી હતી. એ જોઈ બ્રહ્માએ કૃષ્ણની અલૌકિક માયાની સ્તુતિ કરી. ધેનુરાક્ષસ આવ્યો હતો, તેની સાથે રમતાં બળરામે તે રાક્ષસને માર્યો. એક વખતે ગાયો ચરતી ચરતી ક્યાંક જતી રહી, ગોવાળીઆઓ તેની શોધમાં કૃષ્ણથી જુદા પડી ગયા. ગોવાળો ગાયો શોધતા તરસ્યા થયા, તેમણે યમુનાનું પાણી પીધું. તેના ઝેરથી તેઓ અકળાવા લાગ્યા. કેટલાક અચેત થઇ પડયા. એટલામાં કૃષ્ણે આવી તેમના સામે અમૃત દ્રષ્ટિથી જોયું, કે તેઓ આનંદથી ઉભા થયા. એક વખતે નારદના સમજાવવાથી કંસે નંદને કદમનું ફુલ મોકલાવવા કહાવ્યું એ વૃક્ષ યમુનાના ઉંડા પાણીના ધ્રોમાં જ્યાં કાળીનાગ રહેતો હતો, ત્યાં હતું. તેથી નંદ શોકાતુર થયા, પણ કૃષ્ણે કહ્યું કે ફિકર ન કરો, હમણાં હું લઇ આવીશ. એમ કહી ગોવાળીઆઓ સાથે દડીએ રમવા લાગ્યાં. રમતાં રમતાં એ દડી કાળીનાગવાળા ધ્રોમાં પડી ગઇ. તેથી ગોવાળીઆએ પોતાની દડી લાવી આપવા તકરાર કરી; કૃષ્ણે તરતજ કદમ ઉપર ચડી યમુનાજીમાં ભૂસ્કો માર્યો અને જ્યાં કાળીનાગ સૂતો હતો, ત્યાં જઇ પહોંચ્યા નાગણો તેમનું દિવ્ય સ્વરૂપ જોઇ મોહિત થઇ બોલી કે:—ઓ સુકુમાર! બાળક! તું અહીંથી સત્વર નાશી જા. અમારો નાથ કાળીનાગ ઉઠશે તો તમને બાળી નાંખશે. કૃષ્ણે તેમનું બોલવું નહિ ગણકારતાં, નાગને તેની પૂછડી પકડી જાગૃત કર્યો. નાગે તેને ફુંફાડો મારી ચુડ ભેરવી. કૃષ્ણે પોતાનું શરીર વધાર્યું. તેથી નાગ આઘો ખસી ગયો. કૃષ્ણ તેની ફેંણ પગ તળે દાબી નાક વીંધીને દોરો પરોવી મોરલી વગાડતા ઉભા રહ્યા. નાગ મોંમાંથી લોહી ઓકવા લાગ્યો અને મરણ તુલ્ય થયો. જ્ઞાન થતાં નાગ નાગણીઓએ કૃષ્ણની સ્તુતિ કરી. કૃષ્ણે તેમને રણદ્વીપમાં જઇ રહેવાનું કહ્યું, પણ નાગે ગરૂડનો ભય બતાવ્યો, ત્યારે કૃષ્ણે ગરૂડને ભલામણ કરી કે તેમને ત્યાં દુઃખ ન દેવું. તેથી નાગ ત્યાં જવા કબુલ થયો. તેણે કૃષ્ણને ત્રણ ફુલ તથા બે રત્નો આપ્યાં, તે લઇ તેઓ પાછા ઉપર આવ્યા; ત્યારથી યમુનાજીનું વિષજળ અમૃતરૂપ થયું.

કંસે ધુંધક રાક્ષસને મોકલ્યો. તેણે વૃંદાવનમાં રાત્રે દવ લગાડયો. તેથી ચોમેર જવાળા પ્રગટી રહી. પશુ, પક્ષીઓ બળવા લાગ્યાં. એ જોઇ

સૌ ગભરાઈ ગર્યા. આ જોઇ કૃષ્ણે સર્વની આંખ મીંચાવી દઇને સઘળો અગ્નિ મુખમાં લઇ લીધો અને એ રાક્ષસને માર્યો. પ્રબંધ રાક્ષસ ગોવાઆને રૂપે આવી સૌ સાથે રમવા લાગ્યો. તેને ઉંડણુ પીપળીની રમતમાં બળરામ પાસે મરાવ્યો. ગોવાળ પ્રબંધની લોથ જોવામ રોકાયા, તેવામાં ગાયો સરૂના ખેતરમાં કયાંક પેસી ગઇ, ગોવાળો તેને શોધીને થાકી ગયા, એટલે કૃષ્ણે કદમના વૃક્ષપર ચડી મોરલી બજાવી; આ મોરલીના મધુર નાદથી ગોકુળની સ્ત્રીઓ કામ મૂકીને ઘેલી જેવી બનીને સાંભળવા લાગી. ગાયો કૃષ્ણુ સમીપ આવીને ઉભી રહી. વનમાં પશુ, પક્ષીએ ઝબકી ઉઠયાં. અને પોતાના માળામાંથી નીકળી સાંભળવા લાગ્યાં. મોર તો કદમના વૃક્ષપર ચડી ડોક ફેરવી એક ચિત્તે સાંભળવા લાગ્યા. એ રીતે તેણે મોરલીના મધુર નાદમાં સર્વેને મોહિત કર્યાં હતાં. સ્ત્રીઓ પાણી ભરવા જાય તેનાં બેડાં ફોડે, મહિયારીઓ પાસે દાણુ માગે. વાંસળી વગાડીને સર્વેને વિવ્હળ કરે એમ અનેક ચરિત્રો પોતાની માયાથી કરવા લાગ્યા.

એક દિવસે ગોકુળની સ્ત્રીઓ વ્રત કરતી હતી. તેઓ યમુનાજીમાં સ્નાન કરવા ગઇ હતી. વસ્ત્ર કિનારે મૂકી પાણીમાં નગ્ન સ્નાન કરવા લાગી. વસ્ત્ર રહિત પાણીમાં સ્નાન કરવું એ શાસ્ત્ર અને મર્યાદા વિરૂદ્ધ છે. તેથી કૃષ્ણે તેમને શિક્ષા કરવા પોતાની યોગ માયા પ્રગટી. તેમનાં વસ્ત્રો વૃક્ષપર લટકાવી દીધાં. સ્ત્રીઓએ સ્નાન થતાં જોયું તો વૃક્ષપર વસ્ત્રો લટકે છે અને માથે કૃષ્ણ બેઠા છે, એવું જોઇ સ્ત્રીઓ લજ્જા પામી મનમાં પશ્ચાતાપ કરવા લાગી કે હવેથી આવું કૃત્ય કદી કરીશું નહિ. આવો પસ્તાવો થતાંજ વસ્ત્રો હતાં ત્યાં નીચે પડેલાં જોઇ રાજી થતી કૃષ્ણના ગુણ ગાતી ચાલી નીકળી. તેઓ કૃષ્ણનાપર પ્રેમાતુર થઇ મનમાં તેનુંજ ચિંતવન કરવા લાગી, કે એ સાક્ષાત્ પ્રભુ રૂપ છે. એક વખતે ઋષિપત્નીઓનો ભાવ જોવા તેમની પાસે ગોવાળો મોકલી ભોજન મંગાવ્યું હતું. પણ તેમણે જેટલું રાંધેલું હતું તેટલું બધું મોકલી આપ્યું. કેટલીક તો કૃષ્ણને દેવાને માટે અને કેટલીક દર્શન કરવાને આવી. આવું જોઇ ઋષિઓ ગુસ્સે થયા, પણ કૃષ્ણે તેમના મનનું સમાધાન કર્યું; ત્યારે એ શાન્ત થયા અને કૃષ્ણની અલૌકિક માયા જાણી તેમની સ્તુતિ કરી. ઘણા કાળથી ગોવાળો ઇંદ્રની પૂજા કરતા હતા, તેમને કૃષ્ણે ગોવર્ધનપર્વતની પૂજા કરવાનું કહ્યું. તેથી ઇંદ્રે ગુસ્સે થઇ મૂશળધાર મેઘ વરસાવ્યો. તેથી સૌ દુઃખી થવા લાગ્યાં; એવું જોઇ કૃષ્ણે ગોવર્ધન પર્વતને પોતાની ટચલી આંગળીપર છત્રની પેઠે તોળી રાખ્યો અને નીચે સર્વને રાખી રક્ષણ કર્યું. એ જોઇ ઇંદ્રે ગર્વ મૂકી દઇ

કૃષ્ણની સ્તુતિ કરી. નંદ એક સમયે પ્રાતઃકાળે યમુનામાં સ્નાન કરી તેના જળમાં ઉભા જપ કરતા હતા. વરૂણના દૂતો તેમને તેમના સ્વામી પાસે પકડી લેડી ગયા. કૃષ્ણે વરૂણને દર્શન આપી નંદને બતાવ્યું કે સર્વ દેવો મારી આવી રીતે સ્તુતિ કરે છે. વરૂણે ભેટ આપી તે લઇ બંને પોતાને સ્થળે આવ્યા. કૃષ્ણ રાધાદિક સ્ત્રીઓને નાના પ્રકારના બાહ્ય વિલાસથી વશ કરીને અંતરધ્યાન થઇ ગયા. તેથી સર્વે તેમના વિયોગ દુઃખથી વિહ્વળ થઇ. ત્યારે કૃષ્ણે ફરી પ્રગટ થઇ દર્શન આપ્યું. આઠ વર્ષની બાળવયે જસોદા પાસે બેઠાં બેઠાં છ માસની રાત્રિ દિવસ કરી, મહા રાસક્રિડામાં સર્વ સ્ત્રીઓની પાસે એક એક કૃષ્ણ ઉભા છે, એવી પોતાની યોગમાયા પ્રગટી સર્વને શૃંગારનું પૂર્ણ સુખ આપ્યું અને સર્વને એવો ચમત્કાર બતાવી તારી હતી.

હંસપુરનો સુદર્શન વિદ્યાધર ધન, સૌંદર્યના મદને લીધે અંગિરાઋષિના શાપથી અજગર થઇ પડયો હતો. તેણે નંદનો અરધો પગ ગળ્યો હતો. કૃષ્ણે તેને પોતાનો ડાબો પગ અટકાડયો, કે એ નંદનો પગ મૂકી પૂર્વ સ્વરૂપને પામ્યો હતો. મથુરાંથી વૃષભાસુરે મોટા બળદને રૂપે આવી કૃષ્ણને શીંગડું માર્યું, તેને કૃષ્ણે પકડી હઠાવી યુદ્ધ કરી મારી નાંખ્યો. રાધાના કહેવાથી તેણે ગોવર્ધન પર્વતની પાસે બે તીર્થ કુંડ ખોદાવ્યા, એ કુંડ આજે રાધાકૃષ્ણના નામથી પ્રસિદ્ધ છે. કેશી તથા વ્યોમાસુર મારવાને મથુરાંથી આવ્યા. એ ઘોડાં તથા ગોવાળરૂપ રાક્ષસોએ ગોકુળમાં ઘણાં તોફાન કર્યા; પણ કૃષ્ણે તેમને મારી નાંખ્યા. તેથી કંસ ઘણો શોકાતુર થયો અને કલ્પાંત કરવા લાગ્યો. તેણે પ્રધાનોના કહેવાથી ધનુર્યાગનો આરંભ કર્યો. અક્રુર ને ગોકુળમાંથી કૃષ્ણ, બળરામને તે યજ્ઞ જોવા બોલાવી લાવવા મોકલ્યા. અક્રુરજી ગોકુળમાં આવ્યા. કૃષ્ણ કાકાને મળી આનંદ પામ્યા અને અક્રુરજી પણ કૃષ્ણના દર્શન કરી ખુશી થયા. અક્રુરજીએ જાણી લીધું કે કૃષ્ણ સાક્ષાત્ વિષ્ણુ અવતાર છે. એ જાણી તેણે કંસનો સંદેશો કહ્યો. એ સાંભળી કૃષ્ણ ઘણા રાજી થયા. ગોકુળનાં સ્ત્રી પુરૂષો આ સમાચાર જાણી ઘણાં રૂદન કરવા લાગ્યાં. તેઓ કૃષ્ણ વિના ઘડી પણ દૂર રહેવા ઇચ્છતાં નહોતાં, એવો તેમનો પ્રેમ હતો. તેમને શોકાતુર જોઇ કૃષ્ણે ઘણો ઉપદેશ આપી શાન્ત કર્યાં.

**કૃષ્ણનો મથુરામાં પ્રવેશ**—પછી કૃષ્ણ અક્રુરજીના કહેવા પ્રમાણે નંદાદિક ગોવાળો સાથે મથુરાં આવ્યા. અક્રુરજીએ પોતાને ત્યાં પરોણા તરીકે રહેવા ઘણું કહ્યું, પણ તેમણે કહ્યું કે;—મેં હજી કંસને માર્યો નથી અને

માતાપિતાને કેદથી મુક્ત કર્યાં નથી; ત્યાં સુધી હું તમારે ત્યાં પરોણા તરીકે જમું તો કંસ મામો દુભાય; માટે હું તમારે ત્યાં પછી એકવાર જમવા આવીશ. હાલ તમો જઇને મામા કંસને મારા આવ્યાના સમાચાર આપો અને કારાગૃહ તરફ જઇને મારા માબાપને પણ ઇશારે ખબર આપજો. એમ કહી અક્રુરજીને વિદાય કર્યા. કૃષ્ણ બળરામે નંદાદિ ગોવાળો સાથે એક વાડીમાં ઉતારો કર્યો. અક્રુરજીએ કંસને કૃષ્ણ આવ્યાના ખબર આપ્યા. એ ખબરથી કંસ ચિંતાતુર થયો. જ્યાં ત્યાં કૃષ્ણને દેખવા લાગ્યો. હોંસકોસ ઉડી ગયા; તોપણ પાપી હોય છે તે નિરાંત કરી બેસતો નથી, તેમણે તો કૃષ્ણને મારવાનો ઉપાય આદર્યો હતો. કૃષ્ણ બળરામે સવારમાં મથુરાં નગરીમાં પ્રવેશ કર્યો. ત્યાં તે વખતે વાટમાં કંસનો ધોબી મળ્યો તેણે વસ્ત્ર ન આપ્યાં. એટલે કૃષ્ણે તેની ગળચી દાબી વસ્ત્ર પરાણે લીધાં અને ગોવાળોને પહેરવા આપ્યાં. સામો દરજી મળ્યો તેણે તો કૃષ્ણની પૂજા કરી અને ધોબીનાં વસ્ત્ર ગોપને પહેરવા જેવાં બરાબર કરી આપ્યાં.

કંસની દાસી કુબ્જા સામી મળી, તેણે કૃષ્ણની ચંદનથી પૂજા કરી. તેથી કૃષ્ણે પોતાના પગનો અંગુઠો તેના પગપર મૂકી, હાથની બે આંગળીએ તેની દાઢી પકડી ઉચકી કે એ કુબડી મટીને દિવ્ય દેહે થઇ ગઇ. કૃષ્ણ મથુરા-નગરીમાં પધાર્યા સાંભળી સકળ પ્રજા પ્રેમાતુર થઇ ને કૃષ્ણનાં દર્શન કરવા દોડી. સ્ત્રી પુરૂષો કંસનો ભય રાખ્યા વિના કૃષ્ણને પુષ્પથી વધાવી લેવા લાગ્યાં. કૃષ્ણ આગળ વાંસળી વગાડતા હતા, પાછળ ગોવાળીઆઓ નાચતા, કૂદતા, ગાતા ને બજાવતા ચાલતા હતા. આ સાં-ભળીને તો પ્રજા કામ ધામ મૂકીને પણ પાછળ આવવા લાગી. કૃષ્ણની કૃપાથી અપંગો ચાલવા લાગ્યા, બધીરો સાંભળવા લાગ્યા. મુંગાઓને વાચા આવી, આંધળાઓને દેખતા કર્યા, બાળકોને હીંડવાનું બળ આપ્યું, વૃધ્ધો ચુવાન જેવા થયા, રોગીઓ નિરોગી થયા, અજ્ઞાનીઓ જ્ઞાની થયા અને વંધ્યાઓને ગર્ભ રહ્યા. એ રીતે રોગ, દોષ, અજ્ઞાન, શોક, ભય, ચિંતા, આળસ, અને અન્યાય એ વગેરે દુર્ગુણો શ્રીકૃષ્ણના મથુરામાં પધારવાથી નાશ પામ્યા. વિવેક, ધર્મ, કરૂણા, ભક્તિ, પ્રીતિ, આચાર, જપ, તપ, સત્ય, ક્ષમા અને ઉદ્યમ એ વગેરે સદ્ગુણોનો વધારો થયો. કંસે ચબુતરા ઉપર ઘણે ઉંચે ત્રણ તાડ લાંબું અને તેવુંજ ભારી લોઢાનું ધનુષ મૂકાવ્યું હતું. દશ હજાર શૂરવીરો તેનું રક્ષણ કરતા હતા. એ ધનુષ કંસ પ્રજા પાસે પૂ-જાવતો હતો. એ જોવાને કૃષ્ણ ત્યાં ગયા. રખેવાળોએ તેને અટકાવવા પ્ર-યત્ન કર્યો, પણ એ સઘળાને ખસેડી ત્યાં ગયા અને ધનુષના બે કટકા કર્યા.

એ કકડાઓથી રખેવાળોને મારી નાખ્યા; એ રીતે ધનુષ ભાગી અધર્મનો નાશ કર્યો.

આ સમાચાર સાંભળી કંસ ઘણો દીલગીર થયો. તેમને અનેક ખરાબ સ્વપ્ન આવવા લાગ્યાં. તેથી નિઃશ્વાસ મૂકતો અફસોસ કરવા લાગ્યો. શલ્લ, દુશલ, ચાણુર, મુષ્ટિક અને કુંટ એ પાંચ વિકાળ મલ્લ સાથે કૃષ્ણને મલ્લ યુદ્ધ કરાવી મારવાનો વિચાર કર્યો. મથુરામાં ચોકી રખાવી કે રખે કૃષ્ણ ગોકુળ નાશી જાય. એક સાંકડા રસ્તામાંથી આવવાનું હતું. ત્યાં ક્રુર અને તોફાની છકેલો કુવલયાપીડ હાથીને ઉભો રાખ્યો. હાથીને દારૂ પાઇ વધારે છકાવેલો હતો. તેથી આજુબાજુ તોફાન કરતો ઘુમતો હતો. કૃષ્ણને તેડી લાવવા સેવકો મોકલ્યા. આ કૃત્યથી પ્રજા કંસને વધારે ધિક્કારતી હતી. કેટલાંક તો મલ્લયુદ્ધ જોવાને મલ્લ અખાડે જઇ ઉભા રહ્યાં હતાં. કૃષ્ણ બળરામ નંદની રજા લઇ ગોવાળો સાથે રાજદ્વાર તરફ ચાલ્યા. રસ્તામાં પેલો છકેલો હાથી ઉભો હતો, તેને જોઇ ગોવાળો ચમકયા. એટલે કૃષ્ણે આગળ જઇ કુંતાર–માવતને કહ્યું કે, તારો હાથી દૂર ખસેડ પણ તેણે માન્યું નહિ, લોકો હાથીના તોફાનથી હોહા કરી રહ્યાં હતાં. તેના હોહાથી આખી નગરી ગાજી રહી હતી, કુંતારે હાથીને દૂર ન કર્યો. તેથી કૃષ્ણે ગેડી લઇ હાથીનું પૂંછડું પકડી પોતાના પ્રબળ બળવડે તેને ચક્રાકાર ફેરવ્યો. ફેરવતાં ફેરવતાં ઘણે દૂર લઇ ગયા. લોકો આ બાળ નંદપુત્રોને જોઇ ત્રાહે ! ત્રાહે ! કરતાં હતાં. કૃષ્ણે હાથીને પગમાં જોસથી ગેડી મારી કે તે વધારે ખીજાઓ, તેણે કૃષ્ણપર ચોટ કરી, પણ તેઓ ચૂકાવી દઇ તેના પગ વચ્ચે થઇ બીજી તરફ નીકળી ગયા. ફરી ગેડી મારી દૂર જઇ પડી ગયા જેવો ડોળ કરી આડા થઇ પડયા, એટલે કુંતારે તેનાપર હાથી મારી મૂકયો. હાથીએ તેનાપર દંતૂશળ ભરાવ્યાં, પણ કૃષ્ણ સૂક્ષ્મ શરીર કરી બાજુએ જઇ ઉભા. હાથી પોતાનાં દંતૂશળ પૃથ્વીમાં પેશી ગયાં હતાં, તે કાઢવાને પ્રયત્ન કરતો હતો, ત્યાં કૃષ્ણે જઇને જોસથી પગની લાત તેના કુંભસ્થળપર મારી તેની ડોક મરડી મારી નાખ્યો. કુતારનું પણ શીશ ઉડાવી દીધું. કૃષ્ણે હાથીનાં દંતૂશળ કાઢી લઇ ખભે લીધાં અને ગોવાળો નાચવા કૂદવા લાગ્યા. કૃષ્ણે વાંસળી વગાડવા માંડી, એ રીતે નાચતા, કૂદતા, તાળીઓ પાડતા, ગાતા બજાવતા સૌ મલ્લ અખાડે આવ્યા. કંસ ઉંચે મેડે ચડી જોવા બેઠો હતો, કુવલયા પીડ મરાણાથી ચિત્તમાં ચમક લાગી હતી. અનેક સંકલ્પ વિકલ્પ કરતો હતો. કૃષ્ણ ત્યાંથી નાશી ન જાય તેનો બંદોબસ્ત કર્યો.

પોતાની આસપાસ પોતાના આઠ ભાઈઓ અને બીજા રક્ષકોને ખુલ્લી તરવારોએ ચોકી કરવા ઉભા રાખ્યા. કંસની સ્ત્રીઓ મલ્લ યુદ્ધ જોવાને મહેલની બારીઓમાં બેઠી હતી, કંસની આજ્ઞાથી પ્રધાને કૃષ્ણ બળરામને જણાવ્યું કે;—"તમો કંસને નમીને દર્શન કરો અને આ મલ્લો સાથે મલયુદ્ધ કરો." લોકો કંસની આવી આજ્ઞાથી તેને ધિક્કારવા લાગ્યાં. આ અગિઆર વર્ષના સકુમાર બાળકને ક્રુર મલ્લો સાથે યુદ્ધમાં ઉભા રાખે છે. માટે નિશ્ચે આ પાપીનો કાળ નજીક આવ્યો છે, નહિ તો તેને આવું સુઝે નહિ. એવી પરસ્પર વાતો કરવા લાગ્યાં. બળરામ મલ્લ જોડે યુદ્ધ કરવા તૈયાર થયા. આ જોઇને સૌ સ્તબ્ધ થઇ ગયાં. કૃષ્ણ બળરામ યુદ્ધ કરવા લાગ્યા. તેણે ચાણુર, મુષ્ટિક નામના મલ્લોને માર્યા. એ જોઇ ત્રણ મલ્લો ખડ્ગ લઇ કૃષ્ણ બળરામ જોડે યુદ્ધ કરવા આવ્યા. તેમાં કૃષ્ણે શલ, તોશલને ડાબા પગની લાતે માર્યા. બળરામે કૂટને ડાબા હાથની મુઠ્ઠીથી માર્યો. એ જોઇ કંસે ક્રોધ કરી પોતાના શૂરવીર મલ્લોને કહ્યું કે;— એ છોકરાઓને મંડપ બહાર લઇ જઇ મારી નાંખો તથા સર્વે ગોવાળ, વસુદેવ, દેવકી અને ઉગ્રસેનને પણ મારી નાંખો. આવાં વચન સાંભળી કૃષ્ણે પોતાનું સ્વરૂપ વિક્રાળ કર્યું. તેથી કંસની આંખ મીંચાઇ ગઇ, તેનો મુગટ પડી ગયો, કૃષ્ણે તરતજ કૂદકો મારી તેના કેશ પકડી લીધા અને સિંહાસનપરથી ઢોળી પાડયો, તેનાપર ત્રિભૂનના ભાર જેટલો ભાર કરી તેની છાતીપર ચડી બેઠા, કે તરત કંસના પ્રાણ ઉડી ગયા. એ રીતે કૃષ્ણે અગિયાર વર્ષની વયે કંસ મામાને માર્યો. તેથી સર્વે સ્થળે જયજયકાર થયો. ઉગ્રસેન, દેવકી, વસુદેવને કાળાગ્રહમાંથી મુક્ત કર્યા. એ સર્વેને કૃષ્ણ પગે પડયા. ઉગ્રસેન જે કંસનો પિતા તેને ફરી રાજ્યાસનપર બેસાડયા. નંદને આનંદ આપી ગોકુળ વિદાય કર્યાં અને પોતે પોતાના પિતા વસુદેવને મંદિર રહ્યા.

**માતા પિતા પ્રત્યે કૃષ્ણનાં વચન;**—કૃષ્ણના માતા પિતાએ જાણ્યું કે આ મારા પુત્ર સાક્ષાત્ બ્રહ્મરૂપ છે. તેણે પોતાનાં પ્રબળ બળથી કંસને માર્યો. એ કાંઇ બાળકનું બળ ન હોય. એવા સાક્ષાત્ ઇશ્વરરૂપના અમે માબાપ કેમ હોઇ શકીએ ! અમારાથી તેના પર પુત્રભાવ કેમ બતાવાય ! કૃષ્ણે તેનો આવો વિચાર જાણી લઇ વસુદેવ દેવકીપર માયાનું આવરણ કર્યું, કે તેમનામાં પુત્રભાવના પ્રગટી આવી. તેઓ પોતાના પુત્રોને જોઇ મનમાં સંતાપ કરવા લાગ્યાં, કે પુત્રો પરઘેર પરાધિન રહ્યા, અગિયાર વર્ષ ગૌ ચરાવી દુઃખી થયા. આપણા ઘરમાં પૂરૂં અન્ન પણ રહ્યું નથી,

કે તેમને સારૂં સારૂં ભોજન કરાવી જમાડીએ, એવો માબાપનો શોચ કૃષ્ણ જાણી લઇ બોલ્યા કે;—અરે ! અમે તમારા ચોર છીએ કે આજ સુધી અમે તમારી ચાકરી કરી નથી. અમે તો નંદ, જસોદાનેજ માબાપ જાણતાં હતાં. તમે કાળાગૃહમાં અપાર દુઃખી થયાં. અમારા બળને ધિક્કાર છે કે, અમે તમને તરત છોડાવ્યાં નહિ ! આ સંસારમાં પુત્રને માબાપ સમાન બીજું કોઇ વહાલું સગું નથી. પુત્રને માતા એ દેવી રૂપ છે. પીતા ભગવાન રૂપ છે. માબાપના પગમાં સર્વ તીર્થ રહ્યાં છે. માબાપને છોડીને જે તીર્થ કરવા જાય, દાન, પુણ્ય કરે એ સર્વે વૃથા છે. એતો રાખમાં હોમ કરવા જેવું છે. માબાપની સો વર્ષ સેવા કરીએ અને તેમને સોનાભાર તોળી દાન કરીએ, તોપણ માબાપે જે શીતકાળમાં એક રાત્રિ પુત્રની સેવા કરી હોય છે તેની બરોબર થતું નથી. એવી અપાર ઉપકારવાળી માબાપની સેવા છે. જેણે માબાપને દુઃખ આપ્યું, તે પુત્ર દૈત્ય સમાન સમજવો, એ કૃતઘ્ની પુત્ર ઉપર ઇશ્વરની અવકૃપા થાય છે. તે દરિદ્રી થઇ પરઘેર રહી દુઃખી થઇ પેટ ભરે છે. જેણે માબાપની સેવા કરી નથી તે નીચની વેઠ કરે છે. જે માબાપનો તિરસ્કાર કરે છે, તે પશુનો અવતાર પામે છે અને તેના શરીરમાં કીડા પડી કાગડાઓ ચાંચનો પ્રહાર કરે છે. જે પુત્ર પોતાની સ્ત્રીને વશ થઇને મા-બાપને વૃદ્ધાવસ્થામાં પરહરે છે, તે ધનનો લોભી કૂતરાનો અવતાર પામે છે. જે પોતાના શરીરના પોષણનેજ ઇચ્છી બેન ભાણેજને તજી દે, તે કુકરનો અવતાર પામે છે. જે સાસરામાં રહીને પેટ ભરે, નીચ મિત્રોની સોબત કરી તેમનું કહ્યું માને, યોગીને કુર વચન કહે, તેની કેડમાંથી રોગ જતો નથી. ગુરૂને શિષ્યે અને મોટાભાઇને નાના ભાઇએ વિષ્ણુરૂપ માનવા લાયક છે. દાસને પોતાનો ધણી પુજનીક છે, સ્ત્રીને પોતાનો પતિ ઇશ્વરરૂપ છે. જેને જે માનવા લાયક છે, તેને તે દેવજેવાં સમજવાં. જે મનુષ્ય સેવવા યોગ્ય છે, તેની સેવા કરતાં નથી, તો તે આ ભવજળમાં બૂડયો સમજવો. અમે આજ સુધી તમારી સેવા કરી નથી, અમે વૃંદાવનમાં રમતા ફર્યા અને તમારા પગમાં બેડી રહી, એ અમારો અપરાધ તમે ક્ષમા કરશો. અમો તો તમારા પુત્રરૂપ કડવાં ફળ છીએ, ફરી ઘરસૂત્ર મંડાયે તમને આગળ ઘણાં સુખ આપીશું. અમે તમને મોટા થઇ સુખ આપીએ ત્યારેજ અમે રામકૃષ્ણ તમારા ખરા પુત્ર સમજશો. વગેરે મધુર વચનો કહી માબાપને આનંદ આપ્યો. અહો ! ખરેખર પુત્ર રત્ન આનુંજ નામ ! !

કૃષ્ણ બળરામને વસુદેવે જનોઇ દીધું. પછી ઉજ્જન પાસેના વનમાં

વસતા સંદીપન ઋષિને ત્યાં વિદ્યાભ્યાસ કરવા મોકલ્યા. તેઓએ ગુરૂની સેવા કરી થોડા દિવસમાં વેદ, ઉપવેદ, ન્યાય, તત્વજ્ઞાન, ધનુર્વિદ્યા અને નીતિશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કરી લીધો. ગુરૂને ગુરૂ દક્ષિણામાં તેનો પુત્ર જે સમુદ્રમાં ડુબી ગયો હતો; તેને પાછો લાવવા પાંચ જન્ય દૈત્યને માર્યો અને તેનું શંખ રૂપ તન પોતે લીધું હતુ. તે વગાડી તેણે યમને દર્શન આપી, ત્યાંથી ગુરૂ પુત્રને લઇ આવ્યા હતા. ઉદ્ધવ–ઓધવને મોકલી ગોકુળમાં સ્ત્રી પુરૂષોની પ્રેમ ભક્તિ કેવી છે એ દેખાડી, તેના જ્ઞાનનો ગર્વ મૂકાવ્યો હતો. અક્રુરને હસ્તિનાપૂર મોકલી પોતાની ફઇના પુત્રો પાંડવોની સ્થિતિ કેવી છે, તે હકીકત મેળવી હતી. પાંડવો કૌરવોથી ઘણું દુઃખ પામે છે. એ જાણી તેણે સંકલ્પ કર્યો, કે મોટું યુદ્ધ કરાવી દુર્યોધનાદિ દુષ્ટ રાજાઓનો સંહાર કરી ભૂભાર ઉતારવો. મગધનો રાજા જરાસંધ ઘણો જોરાવર અને દુષ્ટ હતો. એ કુંસનો સસરો થતો હતો. કંસ જમાઇ મરાણાથી એ ઘણો ગુસ્સે થયો હતો, તેણે હજાર મણની એક ગદા મથુરામાં પડે એવી રીતે ફેંકી; પણ કૃષ્ણે સામી ગદા ફેંકી તેથી એ ગદા મથુરા બહાર પડી. જરાસંધ ત્રેવીસ અક્ષોણી સૈન્ય લઇ લડવા આવ્યો. મથુરાને ઘેરી લીધું. કૃષ્ણ બળરામ ઉગ્રસેનની રજા લઇ એ સામે યુદ્ધ કરવા ગયા. કૃષ્ણે પોતાના પ્રબળ પરાક્રમથી શત્રુ સૈન્યનો સંહાર કર્યો. બળરામ જંરાસંધને ગળામાં હળ ભેરવી મારી નાંખતા હતા, પણ કૃષ્ણે જણાવ્યું કે હજુ તેના મૃત્યુને વાર છે, માટે છોડી મૂકો. જરાસંધ લજ્જિત થઇ સ્વદેશ ગયો અને ફરી યુદ્ધ કરવા આવ્યો, પણ હારી નાશી ગયો. એમ સતરવાર યુદ્ધ કરવા આવ્યો ને સતરવાર હારી નાશી જવું પડયું. તેથી લજ્જિત થઇને વનમાં તપ કરવા ચાલી નીકળ્યો. નારદે જઇ સમજાવી ફરી યુદ્ધ કરવા માટે મોકલ્યો. જરાસંધના તરફથી કાળયવન યુદ્ધ કરવા આવ્યો, યુદ્ધમાં નકામા ઘણાં પ્રાણીઓનો સંહાર થાય, માટે તે મુખ્યનેજ મારવાની કૃષ્ણે યુક્તિ રચી.

**કૃષ્ણનો દ્વારિકાંમાં વાસ**—કૃષ્ણે સમુદ્ર પાસેથી બાર યોજન જમીન મેળવી. તે બેટમાં વિશ્વકર્મા પાસે સર્વ યદુવંશીઓ સમાઇ રહે, એવી ઉત્કૃષ્ટ દ્વારિકા નગરી રચાવી. યોગ માયાને આજ્ઞા કરી, એક રાત્રિમાં સર્વ સંપત્તિ સહિત સર્વને ત્યાં દાખલ કરાવ્યાં. યાદવોએ સવારે ઉઠી જોયું, તો ચારે પાસ સમુદ્ર દીઠો. એ જોઇ પ્રથમ તો ગભરાટ ઉઠયો, પણ પછી જાણ્યું કે એ સર્વ કૃષ્ણની ઇચ્છાથી થયું હશે. એમ જાણી તેઓ કૃષ્ણનાં વખાણ કરવા લાગ્યા. કાળયવન ત્યાં યુદ્ધ કરવા આવ્યો. ને સામે કૃષ્ણ

એકલા યુદ્ધ કરવા ગયા. કાળયવન પણ પોતાના પરાક્રમના ગર્વમાં સૈન્યને મના કરી પોતે રથમાંથી નીચે ઉતરી સામે યુદ્ધ કરવા ઉભો. બંને વચ્ચે ભયંકર યુદ્ધ થયું. કૃષ્ણે યુક્તિથી નાશવાનો ડોળ કર્યો, તેની પાછળ કાળ-યવન પણ દોડયો. કૃષ્ણ ગંધમાદન (ગીરનાર) પર્વતની ગુફામાં જ્યાં મુચકુન્દ સૂતા હતા; ત્યાં આવી પોતાનું પીતાંબર ધીમેથી તેનાપર ઓઢાડી છુપાઇ ગયા. કાળયવન ત્યાં આવ્યો. તેણે જાણ્યું કે આ મારો વેરી કૃષ્ણ સૂતો છે. માટે તેને જગાડી મારૂં. એમ વિચારી તેને લાત મારી, તો મુચ-કુન્દના આંખના ક્રોધાગ્નિમાં બળી ભસ્મ થયો; કૃષ્ણે જઇ કાળયવનના સૈન્યમાં લૂટ ચલાવી. એ વખતે જરાસંધ અઢારમી વખતે યુદ્ધ કરવા આવ્યો. કૃષ્ણ યુદ્ધકળા વાપરી નાશવાનો ડોળ કરી એક પર્વતપર ચડી ગયા. જરાસધે પર્વતને આગ લગાડી જાણ્યું કે કૃષ્ણ બળી ગયા હશે. એવું સમજી તે જતો રહ્યો; પણ કૃષ્ણની કળા કૃષ્ણજ જાણે !

કૃષ્ણ ત્યાંથી દ્વારિકામાં આવ્યા. વૈદર્ભ દેશની રૂકિમણિનું હરણ કર્યું. રૂકિમણિને હરિ લાવતાં, રૂકમ, શિશુપાલ, અને જરાસંધ સાથે યુદ્ધ કરવું પડયું. તેમાં એ સઘળાને તેણે હરાવ્યા. સત્રાજિતનો મણિ ખોળવા જતાં, તેણે જાંબુવાન સાથે યુદ્ધ કરી તેને રામ સ્વરૂપે દર્શન આપ્યું. જાંબુવાન સાક્ષાત્ વિષ્ણુનું દર્શન પામી આનંદ થયો. તેણે આગ્રહથી પો-તાની કન્યા જાંબુવંતીને તે સાથે પરણાવી. સત્રાજીતને કૃષ્ણે મણિ લાવી આપ્યો. તેના ઉપકારના બદલામાં પોતાની પુત્રી સત્યભામાને તે સાથે પરણાવી. પ્રાગજ્યોતિષ્પુરનો નરકાસુર ઘણો અધર્મિ હતો. તે આજુ-બાજુના રાજા, અને પ્રજાપર જુલમ કરતો હતો. ઘણા રાજાઓની કન્યાઓને બળજોરીથી પકડી લાવી પોતાના નગરમાં પૂરી હતી. એ નરકાસુર તથા તેના મંત્રીને કૃષ્ણે મારી તેના પુત્ર ભગદંતને સિંહાસન ઉપર બેસાડયો. રાજાઓની સોળ હજાર એકસો કન્યાઓને છોડાવી મુક્ત કરી, તે સાથે પોતે લગ્ન કર્યું. એક પ્રસંગે સત્યભામાને કલ્પવૃક્ષની ઇચ્છા થઇ. તેથી તેણે ઇંદ્રની ઇચ્છા વિરૂદ્ધ તેના નંદન બાગમાંથી તે વૃક્ષ સત્યભામાને લાવી આપ્યું. બાણાસુર મહા બળીઓ હતો. તેની સાથે યુદ્ધ કરી તેના હજાર હાથમાંથી ચાર હાથ રાખી બાકીના કાપી નાખ્યા. એ રીતે એનો ગર્વ ઉતાર્યો. નૃગ રાજા શાપથી અંધારા કૂવામાં પડયો હતો, તેને ચરણ અટ-કાડી દિવ્ય દેહ કર્યો. બળરામને ગોકુળમાં રાસ રમવા મોકલ્યા. પુંડરીક—મિથ્યા વાસુદેવનું નામ ધારણ કરી જુલમ કરતો હતો. પ્રજા એના રાજ્ય-માં દુઃખી હતી. અધર્મ ઘણો વધી ગયો હતો, તેને પણ મારી પ્રજાને

સુખી કરી, નીતિ ધર્મનો વધારો કર્યો. દ્રૌપદીના સ્વયંવરમાં પાંડવોને પ્રથમ ગુપ્ત રીતે અને પછી પ્રગટ સહાય કરી, તેમને જય અપાવ્યો હતો. અર્જુન તીર્થ યાત્રા કરી દ્વારિકામાં આવ્યા. ત્યારે કૃષ્ણે વિચાર્યું કે સુભદ્રા સર્વ રીતે અર્જુનને યોગ્ય છે. એવો વિચાર કરી, બીજા પોતાના મતથી વિરૂદ્ધ પડે, માટે અર્જુન પાસે સુભદ્રાનું હરણ કરાવ્યું. એ જોઇ બળરામ તેની પાછળ ગયા, પણ કૃષ્ણે સમજાવી પાછા વાળ્યા અને અર્જુન સાથે સુભદ્રાનો વિવાહ કર્યો. કૃષ્ણ ઇંદ્રપ્રસ્થ ગયા હતા. ત્યારે તેઓ અર્જુનના સાર્થિ થઇ ખાંડવ વનમાં ગયા હતા. પાંડવોને રાજ્યસુયયજ્ઞ કરવાની ઇચ્છા થઇ. તેનો કૃષ્ણ સાથે મળી પ્રારંભ કર્યો. મગધ દેશનો જરાસંધ જબરો રાજા હતો. તેનું જોર તોડવાને કૃષ્ણે પ્રથમ વિચાર કર્યો. ભીમને લઇ પોતે એ સામે લડાઇ કરી. ભીમે તે સાથે છત્રીશ દિવસ યુદ્ધ કર્યું અંતે તેને ભીમને હાથે મરાવી નાંખ્યો. મગધની ગાદી જરાસંધના પુત્ર સહદેવને આપી. વીશ હજાર આઠસો રાજાઓ તેને ત્યાં કેદ હતા, એ સર્વેને મુક્ત કર્યા. તે સર્વ રાજાઓને ભેટ લઇને રાજ્યસુ યજ્ઞમાં આવવાની આજ્ઞા કરી ઇંદ્રપ્રસ્થ આવ્યા.

રાજ્યસુય યજ્ઞની ધામધૂમ ચાલી રહી, બ્રાહ્મણોનું એઠું કાઢવાનું કામ કૃષ્ણે પોતાને હાથે રાખ્યું હતું. એક બ્રાહ્મણના પ્રેતને કૃષ્ણે પોતાના બ્રહ્મચર્યવ્રતથી સંજીવન કર્યું હતું. હવે શિશુપાળનું નિકંદન કાઢવાનો વિચાર રાખ્યો હતો. તે ઘણો મદાંધ હતો. કૃષ્ણને હાથે ઘણીવાર હાર પામ્યો હતો. રાજ્યસૂય યજ્ઞ સમાપ્ત થયા પછી સર્વ રાજાઓને વિદાયગીરી આપતી વખતે તે કૃષ્ણનું શ્રેષ્ઠપણું જોઇ શકતો નહોતો. એ પોતાને સર્વથી શ્રેષ્ઠ ગણતો હતો. રાજાના રાજા કૃષ્ણને સર્વથી શ્રેષ્ઠ ગણી ધર્મ—યુધિષ્ટિરે તેમની પ્રથમ પૂજા કરી. તે શિશુપાળ સાંખી શકયો નહિ. તે કૃષ્ણને અદેખાઇથી ગાળો દેવા લાગ્યો. કૃષ્ણે નવાણું ગાળ સાંખી સોળમી ગાળ જ્યારે આપી, ત્યારે તેણે શિશુપાળનું શીશ સુદર્શન ચક્રથી ઉડાવી દીધું. તેથી સર્વ સ્થળે જયજયકાર થયો. એ રીતે શિશુપાળને મારી કૃષ્ણ દ્વારીકામાં આવ્યા. આવી શૈલ્ય સાથે યુદ્ધ કરી તેને માર્યો. દન્તવક્રને કૌમદકી ગદાથી અને વિદુરથને સુદર્શનથી મારી નાંખ્યા. સુદામો જે પોતાની સાથે સંદીપન ઋષિને ત્યાં શિક્ષણ લેવામાં હતો. તે ગુરૂ બંધુ પાછળથી દરિદ્રી સ્થિતિમાં આવ્યો હતો. તેથી એ એક વખતે પોતાની સ્ત્રીના આગ્રહથી કૃષ્ણ પાસે આવ્યો. કૃષ્ણ પોતાના ગુરૂ બંધુને જોઈ રાજી થયા. અનેક પ્રકારે પ્રેમ સહિત સત્કાર કર્યો. તેનુ દારિદ્ર ટાળી

સુખી કર્યો. પછી કૃષ્ણે પાંડવોની પીડા ટાળવાનો વિચાર કર્યો. દુર્યો-ધનાદિ કૌરવો પાંડવોને ઘણું દુઃખ દેતા હતા. સતી દ્રૌપદીનાં વસ્ત્રો દુઃશાસને ભર સભામાં ખેંચવાનો પ્રયત્ન કર્યો હતો. તે વખતે પણ કૃષ્ણે ગુપ્તપણે રહી સતીને વસ્ત્રો પૂરાં પાડી લાજ રાખી હતી.

કૃષ્ણે કૌરવોને અનેકવાર સમજાવ્યા કે તમો પાંડવોને રાજ્યનો થોડો પણ ભાગ આપો. તમો પાંડવોપર દ્વેષ રાખો નહિ, પણ તેણે માન્યું નહિ. જેનો નાશ થવાનો હોય છે, તે કોઈ સત્ પુરૂષોની શિખામણ માનતા નથી, ત્યારે તેનો સત્વર નાશ થાય છે. કૌરવોનો જુલમ ઘણો વધ્યો હતો. તેઓ પૃથ્વીપર માત્ર બોજારૂપ હતા. તેના દુઃખ જુલમથી પ્રજા પોકાર વધી ગયો હતો, તે ઇશ્વર કેમ સહન કરી શકે ! તેણે કૃષ્ણ કે કોઈની શિખામણ માની નહિ, ત્યારે અંતે યુદ્ધ કરવાનો ઠરાવ થયો. પાંડવ, કૌરવ બંને કૃષ્ણના સગા હતા, પણ અંતે " **ધર્મે જય અને પાપે ક્ષય** " ઇશ્વર પરોક્ષ રીતે સત્યનેજ ત્રાજવે બેસે છે. સત્ય-નોજ પક્ષ ખેંચે છે. કૃષ્ણે અધર્મિઓનો નાશ કરવાને ધાર્યું હતું. પાંડવ, કૌરવ યુદ્ધની તૈયારી કરવા લાગ્યા. અર્જુન અને દુર્યોધન બંને કૃષ્ણની સહાયતા માગવા આવ્યા. કૃષ્ણે પોતે યુદ્ધ કરવા ઉભા રહેવાની ના પાડી, પણ પોતાનું સૈન્ય મોકલવાની હા પાડી. દુર્યોધને સૈન્ય માગ્યું. તે પરથી કૃતવર્મા જાદવને એક અક્ષોહિણી સૈન્ય સાથે મોકલ્યો. અર્જુને કૃષ્ણને કહ્યું કે, તમે યુદ્ધ ન કરશો, પણ તમો અમારી સાથે રહેશો. તે પરથી કૃષ્ણે તે સાથે રહેવાની ખુશી બતાવી. ફરી યુદ્ધિષ્ઠિરે કૃષ્ણ સાથે દુર્યોધ-નને કહાવ્યું, કે યુદ્ધ ન કરતાં થોડું પણ રાજ્ય આપો, પણ તેણે ચોખી ના પાડી. તેથી કૃષ્ણને ક્રોધ ચડયો. તેઓ નિરાશ થઇ યુદ્ધિષ્ઠિર પાસે આવ્યા. યુદ્ધની તૈયારી થઈ.

**અર્જુનને ઉપદેશ;**—અર્જુને રાજ્યને માટે કુળનો નાશ થાય, એવા ભયથી મૂર્છા ખાધી હતી. તે વખતે કૃષ્ણે તેને આગળ કૌરવોનો નાશ થવાનો જ છે; એ સઘળું પોતાની માયાથી દશ્ય સ્થુળરૂપે દેખાડયું. એટલે "જે શુદ્ધચૈતન્ય પોતે કલ્પનામાં સર્વજ્ઞ છે. આ સૃષ્ટિમાં આગળ જે બનવાનું છે. તે સઘળું સ્થુળરૂપે કૃષ્ણની માયાવી કલ્પનાથી દેખાઇ આવ્યું. તેમાં કાર્ય કરતા પણ પોતે જણાયા. એ સઘળું પ્રથમ જે સુક્ષ્મ રીતે ઉત્પન્ન થયેલું હતું તે જણાઇ આવ્યું. ભીષ્મ, દ્રોણ, અને કર્ણ વગેરે જીવતા હતા; તે છતાં શુદ્ધ ચૈતન્યનો આભાસજ આગળ નાશ થવાનો છે એ સઘળું ભવિષ્ય જણાઇ આવ્યું હતું." આ સિવાય પણ કૃષ્ણે અર્જુનને

ઉપદેશ આપ્યો કે:—" આ દેહનો સ્વામી જીવાત્મા એક શરીરનો ત્યાગ કરી, બીજામાં પ્રવેશ કરે છે. ત્યારે તે પોતાની સાથે જેમ વાયુ પુષ્પનો સુગંધ લઇ જાય છે, તેમ મન અને બીજી ઈંદ્રિયોને પોતાની સાથે લઇ જાય છે. મનુષ્ય પ્રાણીના કર્મનું બંધન કરનાર માત્ર પ્રકૃતિ છે. સઘળાં કર્મો પ્રકૃતિથી થાય છે. કર્મનો આધાર જ્ઞાનવાળી સ્થિતિપર રહેલો છે. સઘળાં કર્મો ઉપાધિને યોગે થઇ શકે છે, અને તેનાજ યોગે સુખ દુઃખ પ્રાપ્ત થાય છે. ઉપાધિજ મનુષ્યને પુનર્જન્મ કરાવનારી છે. કૈવલ્ય મોક્ષને પામવાનું સાધન માત્ર એક કેવળ શુદ્ધ ચૈતન્યની ઉપાસના અને તેનીજ એકાગ્રતા કરી તેમાં લીન થવાથી થાય છે." ઇત્યાદિ બોધ ગીતામાં કહેલો છે, તે બુદ્ધિમાન પુરૂષોએ મનન કરવા યોગ્ય છે. ગીતાનો અભ્યાસ કરી તેનો નિશ્ચય જીવાત્મા સાથે કર્યાથી અદ્દભૂત લાભ થાય છે. અર્જુનને કૃષ્ણના સત્ય સિદ્ધાંતનો નિશ્ચય થયો; ત્યારે એ યુદ્ધ કરવા લાગ્યા. શત્રુદળનો સંહાર કર્યો. યુદ્ધમાં કૃષ્ણને શસ્ત્ર ધારણ ન કરવાનો નિયમ હતો, તોપણ જ્યારે અર્જુન ભીષ્મના બાણુથી મૂર્છિત થઇ પડયા હતા. ત્યારે કૃષ્ણે સુદર્શન ચક્ર હાથમાં લઇને સર્વને થરથરાવ્યા હતા. આ યુદ્ધમાં કૃષ્ણે પાંડવોને યુક્તિઓ બતાવી, દુર્યોધનાદિ કૌરવોનો નાશ કરાવ્યો અને પાંડનોને જય અપાવ્યો. યુદ્ધ પૂરૂં થયા પછી યુદ્ધિષ્ટિરને ધામધૂમથી પોતે શંખ વગાડી હસ્તિનાપુરના સિંહાસનપર બેસાડયા. એ રીતે પાંડવોને નિર્વિઘ્ને રાજ્ય કરવાનું સોંપી પોતે દ્વારિકામાં આવ્યા.

કૃષ્ણે દ્વારિકામાં રહી ઓધવાદિને તત્વજ્ઞાન સંભળાવ્યું હતું. એક સમયે ઉગ્રસેન અને વસુદેવ વિના સર્વ યાદવોને લઇને કૃષ્ણ પ્રભાસની યાત્રા કરવા ગયા. અહિં યાદવો સમુદ્ર કીનારે મદિરા પીને મસ્ત થયા. એ કેફની ધૂનમાં પરસ્પરનાં વખાણ કરવા લાગ્યા.તેમાં કજીઓ ઉઠયો.પરસ્પર શસ્ત્ર ખેંચાણાં, તેમાં સર્વ મરણ પામ્યા. આ સઘળું કૃષ્ણની ઇચ્છાથીજ થયું હતું. તેમની ઇચ્છાથીજ યાદવોને દુર્વાસા મુનિનો શાપ થયો હતો. આ સર્વ જાદવો કપાઇ મુઆ. તે વખતે કૃષ્ણ બળરામ દૂર જઇ બેઠા હતા. એ રીતે સર્વનો અગાઉથી નાશ કરી પોતે તથા બળરામે વૈકુંઠ જવાનો વિચાર કર્યો. બળરામે લંગોટી વાળી સમુદ્રકિનારે દેહ તજી દઇ વૈકુંઠવાસ કર્યો. પછી કૃષ્ણે જવાની ઇચ્છાથી ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કર્યું. પીપળાને થડે જમણો પગ ડાબા પગના ઘુંટણપર મૂકી એક ધ્યાનથી બેઠા હતા. ત્યાં તેમની ઇચ્છાથીજ બળી વાંદરાનો અવતાર જરા નામનો કોળી નિમિત કારણે ધનુષ લઇ આવ્યો. તેણે કૃષ્ણ પરમાત્માના ચળકતા પગને હરણની

આંખ જાણી બાણુ માર્યું. પછી પાસે આવી કૃષ્ણને જોઇને પસ્તાવો કરવા લાગ્યો. કૃષ્ણે તેને દિલાસો આપ્યો કે એ મારી ઇચ્છાથીજ થયું છે, તારે માટે વિમાન આવે છે, એમ કહેતાંજ વિમાન આવ્યું; કે તે વિમાનમાં બેસી વૈકુંઠ ગયો. એટલામાં કૃષ્ણનો સાર્થી દારૂક આવ્યો તેને કૃષ્ણે કહ્યું કે;—મારા સ્વધામ ગયાની અને યદુવંશીઓના મરણની વાત તું દ્વારિકામાં કરજે, અને કહેજે કે હવે દ્વારિકા સમુદ્રમાં ડુબી જશે. માટે તમો સર્વ સ્રી, બાળકો અને ધન માલ લઇ અર્જુન સાથે હસ્તિનાપુર જજો. વળી અર્જુનને કહેજે કે મારા જવાનો શોચ નહિ કરતાં ગીતામાં જે જ્ઞાન કહ્યું છે, તે સત્ય જાણી મારા ચરણમાં ચિત્ત રાખજે. દારૂક ! મારા ભજન, સ્મરણથી તું મુક્તિ પામશે. એટલું કહેતાં સર્વ દેવતાઓ વિમાનમાં બેસી કૃષ્ણને તેડવા આવ્યા, પણ કૃષ્ણ આંખો મીચી ધ્યાન ધરી વિજળીની પેઠે ચમત્કાર કરી પોતાના મૂળ સ્વરૂપમાં ભળી ગયા. એ રીતે કૃષ્ણે દુષ્ટ અધર્મિઓનો સંહાર કરી ભૂભાર ઉતાર્યો. કાળને અનુકુળ ધર્મ, નીતિ, ન્યાય, અને વિવેકની સ્થાપના કરી સ્વધામમાં ગયા. એ મોટા પરોપકારી ને નિર્લોભી હતા. તે રાજ્યવંશી છતાં ગોવાળીઆની સ્થિતિમાં ઉછર્યા હતા. એ ચંદ્રવંશી **યયાતી** રાજાના પુત્ર **યદુ**, તેના વંશના હતા. તેનું રાજ આખી પૃથ્વીના સર્વ દેશોમાં પ્રસરણ પામ્યું હતું. દ્વારિકા તેની રાજ્યધાની હતી. તેના મણિનું નામ **કૌસ્તુભ**, તેના સાર્થીનું નામ દારૂક. એ આકાશમાં રાક્ષસો સાથે યુદ્ધ કરતી વખતે **ગરૂડપર** બેસતા હતા. એના ખડ્ગનું નામ **નન્દક**, શંખનું નામ **પાંચજન્ય**, એના મુખ્ય શસ્રનું નામ **સુદર્શન** હતું. તેની ગદાનું નામ **કૌમોદીક** હતું. તેઓ શૃંગારમાં વિલાસી હતા. રણમાં તેની બરોબરી કરી શકે એવું કોઇ નહોતું. તેમની મુખમુદ્રા અવલોકન-કરનારાઓના મનમાં જુદા જુદા ભાવ પ્રગટ થતા હતા; વગેરે કૃષ્ણે પોતાની અલૌકિક માયા દેખાડી પોતાનું પ્રભુત્વ દર્શાવી આપ્યું છે. ધન્ય શ્રીકૃષ્ણ !! જય હો !!!



## જ્ઞાનયોગ પ્રણેતા.

# ગુરૂ-દત્તાત્રેય.

આ પરમબ્રહ્મનિષ્ઠ **અવધૂત** યોગી **અત્રિ** ઋષિનાં પુત્ર. તેની માતાનું નામ **અનસુયા**. આ પરમ પવિત્ર સતીને પેટે **દત્તાત્રેય, દુર્વાસા** અને **ચંદ્ર** એ ત્રણ પુત્રો અવતર્યા હતા. **બ્રહ્મા, વિષ્ણુ** અને **મહાદેવ** એ ત્રણ દેવોએ મળી દત્તાત્રેયનો અવતાર લીધો હતો. એ અવતાર વિષ્ણુનાં ચોવીશ અવતારમાં ગણાય છે. વેદનું જ્ઞાન અને જ્ઞાનકાંડ ઉપરથી ગુરૂજ્ઞાન આપવાને એ અવતાર ત્રેતાયુગમાં થયો હતો. તેઓ મહા વિદ્વાન, નિપુણ અને સુરૂપ હતા. છ શાસ્ત્રનું અધ્યયન કરી તેમના સિદ્ધાંતોનું સત્ય તપાસ્યું હતું. તેમાં વેદાન્ત શાસ્ત્રને તેમણે પ્રાધાન્યરૂપે ગણેલું છે. આ અવધૂત યોગી **ત્રિકાળદર્શી**, સમર્થજ્ઞાની, નિર્વિકારી, અને અમૃત જેવું બોલનારા હતા. વિષયભોગ અને સ્ત્રી પુત્રાદિકથી રહિત હતા. ઇચ્છા રહિત થઇ સર્વ આસક્તિથી મુક્ત થયા હતા. વિદ્વાન છતાં બાળોન્મત્ત, જડ અને પિશાચ પ્રમાણે બ્રહ્મધ્યાનમાં મગ્ન રહી ભૂમિપર ફરતા હતા. યોગ ક્રિયાઓમાં તેમણે અનેક શોધો કરી છે. તેમાં **સર્વદર્શી** કેમ થવું, **પરકાયા પ્રવેશ** શી રીતે કરવો ? ગજક્રિયા અને અનેક કાયાઓની રચના શી રીતે જાણવી ? ઇત્યાદિ જ્ઞાન સંબંધી શોધો કરી છે. એ મહાત્માએ પોતાની યોગ ક્રિયાથી અનેક ચમત્કારીક કૃતિઓ કરી હતી. તેમાં આંધળાઓને આંખ, પાંગળાઓને પગ, અને મરણ પામેલાઓને સજીવન કરી શકયા હતા. **અલર્ક, પ્રલ્હાદ, સહસ્રાર્જુન** અને **યદુ** ઇત્યાદિને તેમણે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો. માયાથી વિરક્ત થવાને સારૂ પ્રથમ તેમણે પોતાની બુદ્ધિથી સ્વીકારેલા ૨૪ ગુરૂ કરી તેમના ગુણો ગ્રહણ કર્યા હતા, અને દોષોનો ત્યાગ કર્યો હતો. એજ જ્ઞાન તેમણે યદુરાજાને ગોદાવરી તટે સમજાવ્યું હતું, તેનો સાર નીચે પ્રમાણેઃ—

**૧—પૃથ્વી**—ને પ્રાણીઓ દબાવે છે, તોપણ પૃથ્વી પોતાના નિયમથી ચળાયમાન થતી નથી, તેમ સાધુ પુરૂષને કોઇ દબાવે, પીડા કરે, તોપણ તેમણે પોતાના નિયમથી ચળાયમાન થવું નહિ. એ પૃથ્વી પાસેથી શિખ્યા હતા.

**પર્વત**--પણ પૃથ્વીરૂપ છે, તે અચળ છે. ઝાડ, ખંડ અને ઝરણાં આદિ ઉત્પન્ન કરવાની સઘળી ક્રિયાઓ નિરંતર પરોપકાર માટેજ તેમની છે. તેમ સાધુ પુરૂષે પણ અચળ રહી, પોતાની સઘળી ક્રિયા અને જન્મ પણ પરોપકારને માટેજ રાખવાં.

**વૃક્ષ**—પણ પૃથ્વીરૂપ છે. એ નિરંતર પરાધિન અને પર ઉપકાર માટે છે, એટલે બીજા લોકો તેનાં ફળ, ફુલ, પાંદડાં અને ડાળાંનો ઉપયોગ કરે છે, કાપી નાંખે, ઉખેડી લઇ જાય, તોપણ સ્વીકારે છે. તેમ સાધુ પુરૂષે પરાધિન રહી, લોકો પોતાના કાર્ય અર્થે મારે, ઉપાડી જાય તોપણ તે સ્વીકારવું.

૨—**વાયુ**—વનમાં હોય તો રાજી થતો નથી અને અગ્નિમાં હોયતો કચવાતો નથી, તેમ યોગીએ શીત, ઉષ્ણાદિક અનેક ધર્મવાળા વિષયોમાં અનુકૂલતા, પ્રતિકૂલતા હોય તોપણ રાજી કે કરાજી થવું નહિ. વળી વાયુ જેમ સુગંધ, દુર્ગંધાદિકવાળો જણાય છે, પણ તે વાસ્તવિક રીતે તેવો નથી, તેમ આત્મા પૃથ્વીની વિકારરૂપ દેહાદિકની સાથે રહેવાથી જન્મ મરણાદિકવાળો જણાય છે, પણ વાસ્તવિક રીતે તેવો નથી. એ બહારના વાયુથી શીખ્યા હતા.

**પ્રાણ**—પણ વાયુરૂપ છે. તે જેમ આહાર મળવાથી સંતુષ્ટ થાય છે. પણ રૂપ, રસાદિક ઈંદ્રિયોના વિષયોની અપેક્ષા રાખતો નથી; તેમ યોગીએ પણ આહાર મળવાથી સંતોષ રાખવો, પણ સારા નરસા આહારની અથવા બીજા વિષયોની ઇચ્છા રાખવી નહિ. માત્ર દેહના નિર્વાહને માટેજ જેવો આહાર મળે તેવો કરી લેવો, પણ તેમાં સારા આહારની કે બીજા વિષયોની ઇચ્છા રાખે તો વાણી અને મનમાં વિક્ષેપ ઉત્પન્ન થાય.

૩—**આકાશ**—જેમ સર્વમાં વ્યાપ્ત છે, છતાં તેને કોઇનો સંગ નથી, કે કોઇ પદાર્થથી તેનું માપ થઇ શકતું નથી. તેમ દેહની અંદર રહ્યા છતાં પણ યોગીએ એ બ્રહ્મ સ્વરૂપની ભાવનાથી પોતાના આત્માને સ્થાવર જંગમોમાં વ્યાપ્ત સમજીને, તે આત્માને કોઇ દેહાદિકનો સંગ નથી, કે કોઇ પદાર્થથી માપ થઇ શકતું નથી એમ વિચારવું. વળી આકાશને જેમ વાયુએ પ્રેરેલો અને જનાર આવનાર મેઘ કે રજ આદિ પદાર્થોનો સ્પર્શ નથી, તેમ કાળે સરજેલા પૃથ્વી, જળ અને તેજમય દેહાદિક પદાર્થો કે જેઓ જાય છે અને આવે છે, તેઓનો પોતાને સ્પર્શ નથી. એમ યોગીએ જાણવું એ આકાશ પાસેથી શિક્ષણ લીધું.

૪—જળ-સ્વચ્છ, મધુર, અને મનુષ્યોને પવિત્ર કરનાર છે, તેમ યોગીએ પણ સ્વચ્છ અને શુદ્ધ રહેવું, મધુર બોલવું અને બીજાને ઉપદેશ કરી શુદ્ધ કરવા. એ જળ પાસેથી શિક્ષણ લીધું.

૫—અગ્નિ-જેમ તેજસ્વી, પ્રતાપથી દીપ્ત, સર્વ વસ્તુ ખાતા છતાં દોષથી રહિત રહે છે. કોઇ ઠેકાણે છાનો, કોઇ ઠેકાણે સ્પષ્ટ અને કલ્યાણની ઇચ્છાવાળાએ ઉપાસના કરવા યોગ્ય છે તથા હવિ આપનારાઓનાં ભૂત-ભવિષ્યનાં પાપોને બાળી નાંખતાં, પરેચ્છાથી સર્વ સ્થળમાં ખાઇ લે છે, તેમ યોગીએ પણ કોઇ ઠેકાણે છાનું, કોઇ ઠેકાણે સ્પષ્ટ અને કલ્યાણની ઇચ્છાવાળાઓને ઉપાસના કરવા યોગ્ય રહેવું તથા અન્ન આપનારાઓનાં ભૂત-ભવિષ્ય પાપોને બાળી નાંખતાં, પરેચ્છાથી સર્વ સ્થળમાં ખાઇ લેવું. વળી અગ્નિ જેમ કાષ્ઠોમાં રહેવાથી તે તે કાષ્ટ સરખાં (લાંબાં ટુંકાં આદિ) રૂપવાળો જણાય છે, પણ વાસ્તવિક રીતે તેવા રૂપવાળો નથી, તેમ આત્મા પણ પોતાની અવિદ્યાએ સરજેલા આ ઊંચ, નીચ દેહોમાં રહેવાથી ઊંચ નીચપણાવાળો જણાયછે, પણ વાસ્તવિક રીતે ઉંચનીચ નથી. એ યો-ગીએ વિચારવું. વળી અગ્નિની જવાળાઓ જેમ ક્ષણે ક્ષણે નાશ પામે છે અને ક્ષણે ક્ષણે નવી ઉત્પન્ન થાય છે, પણ તે આપણા જાણુવામાં આવતું નથી; તેમ પ્રવાહની પેઠે અવિચ્છિન્ન વેગળવાળા કાળથી આત્માના શરીરો ક્ષણે ક્ષણે નાશ પામે છે અને ક્ષણે ક્ષણે નવા ઉત્પન્ન થાય છે, પણ તે આપણા જાણુવામાં આવતું નથી. માટે દેહોને ક્ષણભંગુર સમજીને યોગીએ વૈરાગ્ય રાખવો એ અગ્નિ પાસેથી શિક્ષણ લીધું.

૬—ચંદ્ર—ની પ્રકાશરૂપ કળા જેમ વધ ઘટ થયા કરે છે, પણ ચંદ્રમાને તેમાંનું કશું થતું નથી. તેમ જન્મથી મરણ સુધીના છ વિકારો પણ ગુપ્ત રીતે ચાલ્યા જતા કાળને લીધે દેહનેજ થાય છે, પણ આત્માને થતા નથી. એ ચંદ્રમા પાસેથી શિક્ષણ લીધું.

૭—સુર્ય-જેમ આઠ મહિનામાં પોતાના કિરણોથી જળને લઇ લેછે અને વર્ષાઋતુ આવે છે. ત્યારે પાછું કિરણોથી મૂકે છે, પણ તેમાં લીધાં મૂક્યાનો અભિનિવેશ કરતો નથી. તેમ યોગીએ ઇંદ્રિયોથી અપેક્ષિત પદા-ર્થોનું ગ્રહણ કરવું અને કોઇ માગવા આવે; ત્યારે તે પદાર્થોમાં લોભાઇ ન રહેતાં તે પાછું આપી દેવું, પણ તેમાં 'આ મળ્યું કે આ દીધું' એવો અભિનિવેશ કરવો નહિ. સૂર્ય એક છે પણ તેનાં બિંબ પાણીના કુંડા આદિ ઉપાધિઓમાં પડે છે. તે સ્થુળ બુદ્ધિનાને જુદો જુદો સૂર્ય લાગે છે પણ તેમ નથી. તેમ પરમાત્માનો પ્રકાશ સર્વમાં છતાં તે પોતે એકજ છે. એ સૂર્ય પાસેથી શિક્ષણ લીધું.

૮—હોલો–એ હોલી સાથે પ્રીતિમાં જોડાયો હતો. બચ્ચાં થયાં. એક વખતે બચ્ચાંને સારૂ બંને ચણુ લેવાને ગયા હતાં ત્યાં પાછળથી એક પારાધિએ આવી બચ્ચાંને જાળમાં પકડી લીધાં. હોલો હોલી આવી કલ્પાંત કરવા લાગ્યાં. બચ્ચાં ચિસો પાડતાં હતાં. તે જોઇ બહુજ દુઃખ પામેલી હોલી ચીસો નાંખતી નાંખતી તેઓની પાસે દોડી ગઇ. સ્નેહથી બંધાએલી અને ઇશ્વરની માયાથી વિગ્ર ચિત્તવાળી હોલી બચ્ચાંને બંધાએલાં જોતાં છતાં પણ સ્મૃતિ ભૂલી જઇને પોતે પણ જાળમાં બંધાઇ ગઇ. પ્રાણ કરતાં પણ વધારે પ્યારાં બચ્ચાં અને પોતાની સ્ત્રીને બંધાએલી જોઇને બહુજ દુઃખ પામેલો હોલો વિલાપ કરવા લાગ્યો. ઘર ભાંગી જવાથી દુઃખરૂપી જીગતર વાળો હોલો ઉજડ ઘરમાં રહેવાને નિરાશ થયો, જીવવાની આશા મૂકી દીધી. વિલાપ કરતો તે મૂર્ખ અને કંગાલ હોલો પોતાની સ્ત્રી અને બચ્ચાંને મૃત્યુના ગ્રાસરૂપ થયેલાં અને તરફડતાં જોતાં છતાં પણ પોતે જાળમાં પડયો. ક્રુર પારાધિ પોતાનું કામ પાર પડવાથી ઘેર ગયો અને તે સર્વેને મારી નાંખ્યાં. એ રીતે જે કુટુંબી માણસ અશાંત ચિત્તવાળો, સુખ, દુઃખાદિક જોટાના પદાર્થોમાં લાગી રહેલો, અને કુટુંબનું પોષણ કર્યા કરતો તે માણસ આ હોલાની પેઠે પોતાના પરિવાર સહિત દુઃખી થાય છે. ઘરની આસક્તિ પશુ—પક્ષીઓને પણ અનર્થ આપે છે. ત્યારે મનુષ્યને આપે તેમાં શું નવાઇ ? માટે મુક્તિના ખુલ્લા દ્વારરૂપ મનુષ્યાવતાર પામીને જે ધણી હોલાની પેઠે ઘરમાં આસક્ત થઈ રહે, તે ધણી ચડીને પડયો એમ વિદ્વાનો સમજે છે.

૯—અજગર–જેમ ઉદ્યમ રહિત રહીને સારૂં, નરસું. ઝાઝું, અથવા થોડું જે કાંઇ ઇશ્વર ઇચ્છાથી આવી મળે તેને ખાય છે; તેમ યોગીએ પણ ઉદ્યમ રહિત રહીને સારૂં, નરસું, ઝાઝું અથવા થોડું જે કાંઇ ખાવાનું મળે તે ખાઇને રહેવું. જેમ ઉદ્યમ કર્યા વગર પણ પ્રારબ્ધના અનુસારથી પોતાની મેળે દુઃખ પ્રાપ્ત થાય છે, તેમ સ્વર્ગ અને નર્કમાં જ્યાં હોઇએ ત્યાં ઈંદ્રિયો સંબંધી સુખ પણ પોતાની મેળેજ પ્રાપ્ત થાય છે. માટે ભિક્ષા માટે ભટકવું નહિ, પણ પરમેશ્વર જે મોકલે તે ખાઇને પ્રસન્ન રહેવું, એ અજગર પાસેથી શિક્ષણ લીધું.

૧૦—સમુદ્ર–જેમ બહારથી પ્રસન્ન, અંદરથી ગંભીર, અંત તથા પારથી રહીત અને ગબડાવી શકાય નહિ એવો છે. તેમ જ્ઞાનીએ પણ બહાર પ્રસન્ન, અંદર ગંભીર, અંત તથા પારથી રહિત અને રાગ દ્વેષાદિક છોડી દઇને નિર્વિકાર રહેવું જોઇએ. વળી સમુદ્ર જેમ વર્ષાઋતુમાં અનેક નદીઓ મળતાં પણ વધી જતો નથી અને ગ્રીષ્મ ઋતુમાં તેટલી નદીઓ

નહિ મળતાં પણ સૂકાઈ જતો નથી. તેમ જ્ઞાનીએ પણ નારાયણને પરાયણ રહીને વૈભવાદિક મળતાં રાજી થવું નહિ અને નહિ મળતાં કચવાવું નહિ. એટલે લાભ હાનીથી હર્ષ શોક માનવો નહિ.

**૧૧—પતંગીઓ**-જેમ દીવાનું રૂપ જોઇને લલચાઈ તેમાં પડે છે, તેમજ અજિતેંદ્રિય પુરૂષ પ્રભુની માયારૂપ સ્ત્રીનું રૂપ જોઇ તેના વિલાસોમાં લલચાઇને મહા મોહમાં પડે છે. સ્ત્રી, સુવર્ણ, આભરણ અને વસ્ત્રાદિ પદાર્થો કે જેઓ માયાએ રચેલા છે. તેમાં ઉપભોગ બુદ્ધિથી લલચાઇને તેથી આંધળો થયેલો મૂઢ પુરૂષ પતંગીઆની પેઠે નાશ પામે છે. માટે જ્ઞાનીએ સ્ત્રી, પુત્ર, ધનાદિના મોહમાં ફસાવું નહિ. એ શિક્ષણ પતંગીઆ પાસેથી લીધું.

**૧૨—ભ્રમર**-જેમ ઘણા સુગંધના લોભથી એકજ કમળમાં લુબ્ધ થાય છે, અને સૂર્યાસ્ત થતાં કમળ બીડાઇ જવાથી તેમાં બંધાઇ રહે છે. તેમ યોગીએ સારા પદાર્થો મળવાના લોભથી એકજ ઘરનો આશ્રય કરી રહે, તો તેમાં બંધાઇ જાય છે. માટે ગૃહસ્થોને નહિ સતાવતાં યોગીએ જેટલાથી દેહ રહે તેટલુંજ થોડું થોડું ખાવું જોઇએ, પણ ભ્રમરની પેઠે અંત લોભમાં પડવું નહિ જોઇએ. વળી ભ્રમર જેમ નાનાં મોટાં પુષ્પોમાંથી સાર લે છે, તેમ યોગીએ પણ નાનાં—મોટાં શાસ્ત્રમાંથી સાર લેવો જોઇએ.

**મધમાખી**—જેમ મધનો સંગ્રહ કરે છે, તો તેને મરવું પડે છે. તેમ યોગીએ જેટલું હાથમાં સમાય તેટલું લેવું અને અન્ન ભરવાના ઠામ રૂપે પોતાનું પેટજ રાખવું. પણ બીજું કાંઇ ઠામ રાખવું નહિ. સાંજને માટે કે આવતા દિવસને માટે અન્નાદિકનો સંગ્રહ કરવો નહિ. મધમાખીની પેઠે કરે તો અન્નાદિકની સાથે પોતાનો પણ વિનાશ થાય છે.

**૧૩—હાથી**-જેમ પકડનારાઓએ બનાવેલી કાગળની હાથણી જોઇ તેના મોહથી ખાડમાં પડી બંધાઇ જાય છે. તેમ પુરૂષ પણ સ્ત્રીના અંગનો સ્પર્શ કરવાની લાલચથી બંધાઇ જાય છે. માટે યોગીએ સાચી સ્ત્રીનો તો શું પણ લાકડાની પુત્તળીનો પણ સ્પર્શ કરવો નહિ. એ હાથી પાસેથી શિક્ષણ લીધું.

**૧૪—પારાધી**-જેમ મધમાખીએ ઘણા સંકટથી સંગ્રહ કરી રાખેલા મધને ભોગવે છે. અને લોભી માણસે ઘણા સંકટથી સંગ્રહ કરેલું ધન બીજો બળવાન પુરૂષ ભોગવે છે. ઝાડની કોતરાડ આદિ ગુપ્ત સ્થળમાં રહેલા મધને જેમ પારાધી જાણે છે, અને હરી લે છે. તેમ લોભી માણસે ગુપ્ત સ્થળમાં રાખેલું ધન બીજો પુરૂષ જાણે છે અને હરી લે છે. માટે યોગીએ

વસ્તુનો સંગ્રહ નહિજ કરવો જોઇએ. જેમ મધમાખીના મેળવેલા મધને પારાધી પ્રથમ ભોગવે છે, તેમ ગૃહસ્થે રાંધેલું અન્ન પોતે ખાધું ન હોય તે પહેલાં યોગી ખાઇ લે છે. ( ગૃહસ્થે સંન્યાસીને પ્રથમ જમાડયા પછી જમવું એવી શાસ્ત્ર મર્યાદા છે ) એટલે યોગીને ઉદ્યમ વિના પણ ભોગ પ્રાપ્ત થાય છે. એ પારાધી પાસેથી શિક્ષણ લીધું.

૧૫—હરિણ-જેમ પારાધીના ગાયનથી મોહ પામીને બંધાઇ જાય છે. તેમ વનમાં ફરનાર સંન્યાસી પણ ગાયન સાંભળે, તો તેમાં મોહ પામી-ને બંધાઇ જાય છે. માટે સંન્યાસીએ કદીપણ વિષય સંબંધી ગાયન સાં-ભળવું નહિ. મૃગલીના પુત્ર ઋષ્યશૃંગ ઋષિ, વેશ્યાઓના વિષય સંબંધી નાચ, વાજાં અને ગાયનને સેવવાથીજ તે વેશ્યાને રમકડાની પેઠે વશ્ય થઇ ગયા હતા. માટે યોગીએ વિષય સંબંધી ગાયન સાંભળવું નહિ. એ શિક્ષણ હરિણ પાસેથી લીધું.

૧૬—માછલું-જેમ જીભના રસની લાલચથી કુંઠિ (ગિલ)થી વીંધા-ઇને મરણ પામે છે. તેમ રસમાં મોહ પામેલો દેહાભિમાની મનુષ્ય બહુજ દુઃખ દેનારી જીભની લાલચથી મરણ પામે છે. વિદ્વાન પુરૂષો અહારનો ત્યાગ કરી દેવાથી બીજી ઇંદ્રિયોને તરત જીતી શકે છે. પણ તેઓથી જીભ જીતાતી નથી, કારણ કે અહારનો ત્યાગ કરવાથી ઉલટી જીભની લાલચ વધે છે. બીજી ઇંદ્રિયોને જીતી હોય, પણ જયાં રસના (જીભ) ઇંદ્રિયને જીતી ન હોય, ત્યાં સુધી પુરૂષ જિતેંદ્રિય કહેવાયજ નહિ અને રસના-જીભ જીતાય તો સઘળી ઇંદ્રિયોને જીતાએલીજ સમજવી. એટલા માટે રસની આસક્તિ છોડી દઇને યોગીઓએ ઔષધની પેઠે અન્ન ખાવું જોઇએ. એ માછલી પાસેથી શિક્ષણ લીધું.

૧૭—પિંગલા-નામની વેશ્યા પૂર્વે વિદેહ રાજાના નગરમાં રહેતી હતી. તે એક દિવસે પુરૂષને પોતાના રતિસ્થાનમાં લઇ જવા સારૂ ઉત્તમ શણગાર ધરીને સાંયકાળે ઘરના દ્વારમાં બેઠી હતી. આવેલો પુરૂષ ગયા પછી "હજી પણ ઝાઝું આપે એવો બીજો કોઇ ધનવાન મારી પાસે આવશે.' એવી દુષ્ટ આશાથી બેઠી હતી;ત્યાંથી ઉઠી ઘરમાં અને ઘરમાંથી દ્વારપર બેસતી. એવી રીતે આશામાંને આશામાં નિંદ્રા ન આવી. ધનની આશાથી મૂખ સુ-કાવું હતું, એમ કરતાં કરતાં રાત વીતી જવા આવી. ત્યારે નિરાશ બની "હવે આ ધંધાથી બસ છે." એવી સુબુદ્ધિ ઉત્પન્ન થઇ. નિરાશાથી વૈરાગ્ય ઉત્પન્ન થતાં દેહનું બંધન છોડી દેવાની ઇચ્છા કરી ગાવા લાગી કેઃ-અહો!

વિવેક નહિ હોવાથી મેં મન જીત્યું નથી. તેથી હું તુચ્છ પુરૂષ પાસેથી કામની ઇચ્છા રાખું છું!! આ પરોક્ષ અંતર્યામી ઇશ્વર કે જે નિરંતર પાસે રહેનાર, ધન અને આનંદ આપનાર છે, તેને છોડી દઇને, હું કામનાને નહિ આપનાર પણ દુઃખ ભયાદિક, શોક તથા મોહને આપનાર તુચ્છ પુરૂષને મૂર્ખપણાથી સેવું છું. અહો! હું કે જે સ્ત્રીઓમાં લંપટ, લોભી અને શોક કરવા યોગ્ય પુરૂષ પાસેથી મારા શરીરને વેહેંચીને ધન અને રતિની ઇચ્છા કરૂં છું; તેવા અતિ નીચ ધંધાથી મારા અંતઃકરણને વૃથા વૃથા પરિતાપ આપ્યો છે!!! પુરૂષના શરીરરૂપી ઘર તે હાડ માંસનું બનેલું છે, ચામડેથી મઢેલું છે અને મળ મૂત્રથી ભરેલું છે. એવી ગંદી કાયા તેને હું વિના બીજી કઇ સ્ત્રી કાંત સમજીને સેવે! આ મહા જ્ઞાની વિદેહ રાજાના પુરમાં હું એકજ મૂઢ બુદ્ધિવાળી અને દુષ્ટ છું; કેમકે સ્વરૂપને આપનારા આ અવિનાશી અંતર્યામી ઇશ્વરને છોડીને બીજા ભોગની ઇચ્છા કરૂંછું. ઇશ્વરજ પ્રાણીઓના મિત્ર અને પરમ પ્રિય આત્મારૂપ છે. આ લોક અને પરલોકમાં ઇશ્વર વિના બીજો કોઇ સેવવાને યોગ્ય નથી. કોઇ પ્રાચીન શુભ કર્મના યોગથી ઇશ્વર મને પ્રસન્ન થયા જણાય છે, કે જેથી મને આ નીચ આશામાંથી સુખ આપનાર વૈરાગ્ય ઉત્પન્ન કર્યો. તે માટે તેમનો ઉપકાર માનું છું. અને પામર લોકોને લાગુ પડતી દુષ્ટ આશાઓને છોડી દઇને હું તે ઇશ્વરનુંજ શરણ લઉં છું. સંતોષ અને આ વિષય ઉપર શ્રદ્ધા રાખતાં જે કાંઇ મળ્યું છે, તેટલાથી જીવીને હવે હું આ પ્રિય આત્માની સાથેજ વિહાર કરીશ. જીવ કે જે સંસારરૂપી કૂવામાં પડેલો, વિષયોએ આંધળો કરેલો અને કાલરૂપી સર્પથી પકડાએલો છે, તેને ઇશ્વર વિના બીજો કોણ બચાવી શકે! માટે હું કેવળ પ્રેમથીજ ઇશ્વરને ભજીશ. એ રીતે પિંગલા વેશ્યા નિશ્ચય કરી કાંતની તૃષ્ણાથી ઉત્પન્ન થયેલી દુષ્ટ આશાને કાપી નાંખતાં શાંતિ ધરીને શય્યામાં સૂતી. આપરથી શિક્ષણ લીધું કે;—આશા રાખવી એજ મોટું દુ.ખ છે અને આશાથી રહિત રહેવું એ મોટું સુખ છે; કેમકે પિંગલાએ પતિની આશા છોડી દીધી, ત્યારેજ તેને સુખથી નિંદ્રા આવી.

**૧૮—સમડી**-પોતાની ચાંચમાં માંસ લઇને જતી હતી, તેને બીજા બળવાન પક્ષીએ દેખી, તેની પાસેથી માંસ લઇ લેવા મારવા માંડી, જ્યારે એ સમડીએ માંસ મૂકી દીધું, ત્યારે સુખ પામી. એપરથી શિક્ષણ લીધું કે જે જે બહુ પ્યારી વસ્તુ હોય, તેનો પરિગ્રહ કરવો એજ દુઃખદાયી છે; એમ જાણીને જે પુરૂષ પરિગ્રહનો ત્યાગ કરે, તે અનંત સુખ પામે છે.

**૧૯—બાળક**-બાળકને જેમ માન કે અપમાન નથી અને ઘર તથા છો-

છોકરાં વાળાઓને જે ચિંતા થાય છે તે પણ નથી. કામાદિકને વશ ન રહેતાં એકલું વિરક્ત રહે છે અને પોતાની રમતમાં પ્રસન્ન રહે છે, તેમ તેની પેઠે યોગીએ રહેવું એ બાળક પાસેથી શિક્ષણ લીધું.

૨૦—કુમારી કન્યા-એ એક દિવસે ઘરમાં એકલી હતી; ત્યારે પરોણા આવ્યા. તેને સારૂ તે ન જાણે તેમ એક ઓરડીમાં ચોખા ખાંડવા બેઠી. ખાંડતાં ચુડીઓ ખડખડવા લાગી, ત્યારે તે એક પછી એક એમ કાઢતી ગઇ. જ્યારે દરેક હાથમાં એક એક રહ્યા, ત્યારે તે ખડ ખડી નહિ. તેમ યોગીએ એકલા રહી ઇશ્વર સ્મરણ કરવું. એ કન્યા પાસેથી શિક્ષણ લીધું.

૨૧—બાણ બનાવનારો-બાણ બનાવતાં એવો તો એમાં ધ્યાનથી લાગી રહ્યો હતો, કે ત્યાંથી વાજતે ગાજતે રાજાની સ્વારી ચાલી ગઇ, પણ તેનો તેને ખબર પડી નહિ. એવી રીતે યોગીએ સર્વ ઇંદ્રિયોને વશ રાખી એકાગ્રચિત્તે ઇશ્વરનુંજ ધ્યાન કરવું. પરમાનંદરૂપ ભગવાનમાં મનને એવી રીતે જોડી દેવું કે જેમાં સ્થિતિ મળતાં મન ધારે ધારે પોતેજ વિષયોની વાસનાઓને છોડી દે છે અને રજોગુણ તથા તમોગુણ કે જે વિક્ષેપ તથા લય થવાના મૂળરૂપ છે, તેઓને પણ વૃદ્ધિ પામેલા શમરૂપ સત્ત્વગુણથી ટાળી નાંખીને ગુણ તથા તેઓના કાર્યોથી રહિત થઇ જતાં વૃત્તિ રહિત થઇને માત્ર ધ્યેય સ્વરૂપથી સ્થિતિ પામે છે. વૃત્તિઓથી રહિત થયેલું મન બ્રહ્માકારપણાથી રહે એજ "અસંપ્રજ્ઞાત" નામની સમાધિ કહેવાય છે. આવી રીતે જેનું મન બ્રહ્માકાર થયું હોય એવા યોગીને દ્વૈતનું સ્ફુરણજ થતું નથી.

૨૨—સર્પ-જેમ એકલો ફરે છે, પોતાનું એક રહેઠાણ રાખતો નથી, સાવચેત રહે છે, એકાંતમાં વસે છે. ગતિ ઉપરથી ઝેરી કે ઝેર વગરનો જણાતો નથી, કોઇને પોતાની સાથે રાખતો નથી અને થોડુંજ બોલે છે. તેમ મુનિએ પણ એકલાં ફરવું, પોતાનું એક રહેઠાણ રાખવું નહિ, સાવચેત રહેવું, એકાંતમાં વસવું, કોઇ રીતે બીજાઓને પોતાની રીતભાત જાણવા દેવી નહિ, કોઇને પોતાની સાથે રાખવો નહિ, અને થોડુંજ બોલવું. વળી સર્પ જેમ પોતાને માટે રહેવા દર કરતો નથી, પણ કોઇએ કરેલા દરમાં પેસીને સુખે વસે છે, તેમ યોગીએ પણ પોતાને માટે ઘર નહિ કરતાં, બીજાએ કરેલા સ્થાનકમાં રહીને મોટું થવું; કેમકે ઘરનો આરંભ કરવો અત્યંત દુઃખદાયી છે અને દેહ અનિત્ય હોવાથી નિષ્ફળ છે.

૨૩—કરોળિઓ-જેમ હૃદયમાંથી નીકળેલી લાળને મોંઢામાંથી વિસ્તારી, તેની સાથે રમીને પાછો તે લાળને ગળી જાય છે, તેમાં બીજા કોઈ

સાધનની અપેક્ષા રહેતી નથી. તેમ ઇશ્વર પોતામાંથીજ જગતને સર્જી, તેથી વિહાર કરીને પાછા તે જગતને ગળી જાય છે (પોતામાં લય લે છે.) તેમાં બીજા કોઇ સાધનની અપેક્ષા રહેતી નથી. એ શિક્ષણ કરોળિઆ પાસેથી લીધું

**૨૪—ભમરીએ**-પકડીને દરમાં રોકી મૂકેલો કીડો ભયને લીધે ભમરીનુંજ ધ્યાન કરતાં જેમ પોતે ભમરીરૂપ બની જાય છે. તેમ પ્રાણ પણ સ્નેહથી, દ્વેષથી અથવા ભયથી જે જે વસ્તુમાં પોતાના મનને એકાગ્ર કરેછે, તે તે વસ્તુરૂપ પોતે થઇ જાય છે. કીડો જ્યારે પોતાના તેના તે શરીરથીજ ભમરીરૂપ બની જાયછે; ત્યારે ઇશ્વરનું ધ્યાન કરનાર પુરૂષ બીજા શરીરથી ઇશ્વરરૂપ થઇ જાય, એમાં તો આશ્ચર્યજ શું?

આ પ્રમાણે ગુરૂ દત્તાત્રેયે ચોવીશ ગુરૂ પાસેથી શિક્ષણ લીધું. તે સિવાય પોતાના દેહ પાસેથી પણ શિખામણ લીધી હતી. તે આ પ્રમાણેઃ—

**૨૫—દેહ**-જન્મ, મરણ અને પરિણામે નિરંતર દુઃખ ભોગરૂપ ફળને ધરી રહ્યો છે. તેથી વૈરાગ્ય થયો અને તત્ત્વોને યથાર્થ વિચાર કરવા રૂપી વિવેક પણ આ દેહથીજ થયો છે. આવી રીતે આ દેહ અત્યંત ઉપકારી છે. તોપણ તે ઉપર પ્રીતિ નહિ રાખતાં 'એ કૂતરા, કાગડાનુંજ ભક્ષ્ય છે.' એવો નિશ્ચય રાખીને સર્વ સંગ છોડી ફરવા લાગ્યા. ધ્યાનમાં માત્ર પ્રથમજ સુખ દેખવામાં આવે છે. તેનો સંચય કરનારો પુરૂષ જે દેહને રજી-રાખવાની ઇચ્છાથી સ્ત્રી, પુત્ર, ધન, પશુ, ઘર અને સંબંધીઓના વર્ગોનેવધારેછે અને તેઓનું પોષણ કરેછે, તે દેહ પણ બીજા દેહના બીજરૂપ કર્મને ઉત્પન્ન કરીને નાશ પામે છે. ઘણી શોકયો જેમ એક ઘર ધણીને સઘળી કોરથી તાણવા માંડે છે, તેમ-આ દેહને અથવા દેહાભિમાની પુરૂષને એક તરફ જીભ રસને માટે ખેંચે છે,-બીજી તરફથી તરસ પાણીને માટે ખેંચે છે,-ત્રીજી તરફથી શિશ્ન મૈથુનને માટે ખેંચે છે,-ચોથી તરફથી ચામડી સ્પર્શને માટે ખેંચેછે,-ઘ્રાણ સુગંધને માટે ખેંચે છે,-ચપલ ચક્ષુ રૂપને માટે ખેંચે છે, તે ઉપરાંત વળી કર્મેદ્રિયો પણ પોતપોતાના વિષયોને માટે ખેંચે છે. માટે દેહને દુઃખરૂપ જાણી વૈરાગ્ય ઉપજ્યો. પ્રભુએ પોતાની શક્તિરૂપ માયાથી વૃક્ષ, પશુ, પક્ષી, ડાંસ અને માછલાં આદિ અનેક પ્રકારનાં શરીરોને સર્જ્યાં છે; પણ "તેઓમાં કોઇની બુદ્ધિ પરમાત્માને અપરોક્ષ કરવામાં સમર્થ નથી." એમ ધારી હૃદયમાં સંતોષ નહિ પામતાં, છેલ્લીવારે મનુષ્ય દેહ કે જેની બુદ્ધિ પરમાત્માને અપરોક્ષ કરવામાં સમર્થ છે, તેને સર્જીને પ્રભુ રાજી થયા હતા. માટે મનુષ્ય દેહ કે જે અતિ દુર્લભ છે, તેને પામી ઇશ્વરમાં નિષ્ઠા રાખવી. ઘણા ઘણા જન્મને છેડે આ મનુષ્ય દેહ કે જે પોતાને મોત કરવાથી

અનિત્ય છે, છતાં પણ પુરૂષાર્થ આપનાર છે. તેને પામીને ધીર પુરૂષે તે દેહ મરણ પામે નહિ તે પહેલાંજ તરત કલ્યાણને માટે યત્ન કરવો જોઇએ. વિષયોનું સુખતો પશુ આદી અવતારોમાં પણ મળે છે. ઘણા કલ્યાણનું સાધન મનુષ્ય દેહથી થાય છે. માટે પ્રભુને પામવા યત્ન કરવો જોઇએ. વિષયોનું સુખતો પશુ આદી અવતારોમાં પણ મળે છે. ઘણા કલ્યણનું સાધન મનુષ્ય દેહથી થાય છે. મ ટે પ્રભુને પામવા યત્ન કરવો જોઇએ. આ પ્રમાણે ઘણા ગુરૂઓ પાસેથી શિખામણ મળવાથી મનમાં વૈરાગ્ય અને જ્ઞાનરૂપી દીવો મળતાં, દત્તાત્રેય સઘળી રીતે કામ કરવાને સમર્થ છતાં પણ સર્વ સંગ છોડી દઇને, અહંકાર રહિત થઇ, આ પૃથ્વીમાં અવધૂત યોગીરૂપે ફરવા લાગ્યા હતા, ને ઘણા લોકોને ઉપદેશ આપી તાર્યા હતા. દત્તાત્રેય અવતારી પુરૂષ હતા. તેને બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, અને શુદ્ર ચારે વર્ગનાં લોકો પ્રેમથી માને છે, સ્મરણ અને પૂજન કરે છે. દત્તાત્રેય નામનો ધર્મ ચારે વર્ગના લોકો પાળે છે.

**દત્તાત્રેયધર્મ**—બ્રાહ્મણ, ક્ષત્રિ, અને વૈશ્ય જ્ઞાતિના પુરૂષોને બ્રહ્મચર્ય, વાનપ્રસ્ત, સંન્યાસ,પર્મહંસ,યોગી,મુનિ અને સાધુ કરવાની આજ્ઞા આપી છે. એ લોકો પોતાના આત્માને ઇશ્વરરૂપ સર્વજ્ઞ માને છે. તેને મૂર્તિમાન સમજી અખંડ સમાધિમાં રહેવા સારૂ અષ્ટાંગ યોગની સર્વ ક્રિયાઓ કરે છે અને અહિંસક જીવ દયા પાળવી એ એનું મુખ્ય વલણ છે.તેઓ ગુરૂ આજ્ઞા, માને છે,અને સત્ય શાસ્ત્રનું અધ્યયન કરી મોક્ષ સાધનમાં કાળ ક્ષેપ કરેછે.
**દાત્તત્રેય ધર્મનાસિદ્ધાંત**—ઇશ્વર નિરાકાર છે. સર્વ સૃષ્ટિ આત્માની ભ્રાંતિથી કલ્પિત ભાવે રહી છે. પ્રકૃતિના સર્વત્ર ધર્મનો તિરસ્કાર કરવો, નિવૃત્તિરૂપ ગંગામાં નિમગ્ન થવું, અકૃત્ય અને અચિંત્ય ભાવ જ્ઞાનીને સ્વભાવ છે. સત્ય, તપ, અપરિગ્રહ, દયા, ક્ષમા, ધર્મ, અર્થ, મોક્ષ અને વૈરાગ્ય એ સર્વ સંપાદન કરવાં. માદક પદાર્થથી વિરક્ત રહેવું એવી આજ્ઞા છે, પણ હાલ પુરાણોક્ત જ્ઞાન સેળભેળ થવાથી અને યોગ જ્ઞાન ન સમજાયાથી મૂર્તિ પૂજા ચાલુ થઇ, અને મદ્ય માંસનો ઉપયોગ થવા લાગ્યો છે. આ આ ગડબડ જે પાછળથી પેઠી છે, એ ઘણું શોચનીં વાત છે. બાકી સર્વ મૂળતત્ત્વો ઉત્તમ છે.આ ધર્મની ઉત્પત્તિ-પાંચમા સૈકામાં થઇ એવું જાણવામાં આવે છે. એટલે તેને આજે આશરે ૧૪૦૦ વર્ષ થયા છે. અહા! મહાત્મા પુરૂષોનો અવતાર જગતના કલ્યાણ અર્થેજ હોય છે! ધન્ય હો! ભલે તેવા પુરૂષોના અવતાર થાઓ?!!

---

# પ્રકરણ ૨ જું.

## દેવાંશી મહાપુરૂષો.

### માનવકુળના આદિપુરૂષ.

### મનુ.



આ દૈવી પુરૂષ કોણ ? તે આપણા આર્યકુળના મૂળ પુરૂષ વૈવસ્વત-મનુ. સૂર્યના પુત્ર. તેઓ સત્ય યુગના પ્રારંભ કાળમાં થયા. આ જગત્ અંધકાર—પ્રલયરૂપ હતું. તે અંધકારનો જ્ઞાનમય પરમાત્માએ સ્વઇચ્છાથી પોતાનું તેજ પ્રગટ કરી નાશ કર્યો. પછી જળ ઉત્પન્ન કર્યું, તેમાં બીજ રોપ્યું, તેનું અંડ થયું, એ અંડ ફાડી તેમાંથી પરમાત્મા બ્રહ્મદેવરૂપે પ્રગટ થયા. અંડના બે ફાડચાનાં પૃથ્વીને સ્વર્ગ નિર્માણ કર્યાં. તેની વચ્ચમાં આકાશ રાખ્યું. જળને માટે સ્થળ નક્કી કર્યું. પછી પોતાના તેજરૂપ આત્મતત્વ તથા તેમાંથી અહંકાર, મન,-સત્વ, રજ, તમ એ ત્રણ ગુણ,-શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગંધ. એ વિષયની પાંચ જ્ઞાનેદ્રિય,-ને કર્મેદ્રિય તથા પંચ મહાભૂત પેદા કર્યા. પછી દક્ષિણ અંગ થકી પુરૂષ અને વામ અંગ થકી સ્રીરૂપ નિર્માણ કર્યાં. તેનાથી વિરાટ પુત્ર પેદા કર્યો. તેણે મનુને ઉત્પન્ન કર્યા. સૃષ્ટિની વૃદ્ધિ કરનારા અને મનુષ્યને ધર્મ શીખવનારા દરેક કલ્પમાં ચાદ મનુ ઉત્પન્ન થાય છે. દરેક મનુની વચ્ચમાંનો જે સમય તે મન્વંતર કહેવાય છે. આ કલ્પમાં **સ્વયંભૂ, સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત** અને **ચાક્ષુષ:** એ ૭ મનુ થઈ ગયા છે. પ્રત્યેક મનુ ચક્રવર્તી અથવા સાર્વભૌમ હતા. એમ વસ્તીની ઉત્પત્તિ ૭ વખત થઇ અને ૭ વખત નાશ પામી. હાલના મનુનું નામ **વૈવસ્વત-સૂર્ય** અથવા બીજો રૈવત અથવા **સત્યવ્રત** પણ કહે છે. તેની સ્રીનું નામ **શ્રદ્ધા. સત્યવ્રત** રાજગાદી છોડીને મહાપ્રલય જોવાની ઇચ્છાથી દશ હજાર વર્ષ થયાં તપ કરતા હતા. એક સમે તેઓ નદીપર તર્પણ કરતા હતા; ત્યાં નારાયણે મચ્છરૂપ ધારણ કરી કહ્યું કેઃ—" આજથી સાતમે દિવસે મોટો જળ પ્રલય થશે. તેથી આખું જગત નાશ થશે. એ મહાપ્રલયનું ચરિત્ર તું જોજે. તે વેળા તું મને જે જ્ઞાન પૂછશે તે હું તને સમજાવીશ, જેથી તારી મુક્તિ થશે. એ સાત દિવસમાં તું અગાઉથી જગ-

તની ઉત્પત્તિની થોડી થોડી વસ્તુઓ સાથે રાખજે." એવાં વચન કહ્યાં. મનુએ એક મોટું વહાણુ તૈયાર કર્યું. તેમાં જગતની વસ્તુઓનો સંગ્રહ એકઠો કર્યો. સપ્તઋષિ અને પોતાના કુટુંબને સાથે લીધાં. જળ પ્રલયનાં પાણી સઘળે ફરી વળ્યાં. નારાયણે મચ્છરૂપ ધારણ કરી જળ પ્રલયની લીલા દેખાડી. જ્ઞાનનો ઉપદેશ દર્યો. એ મહા પ્રલયના નાશથી ઉગરવામાં મનુ, તેનું કુટુંબ, સપ્તઋષિ, વેદ, ઉદ્‌ભિજ તથા સકળ પ્રાણીઓનાં બીજ એ હતાં. એ વહાણ જળ ઓસર્યા પછી **સુમેરૂ** પર્વત ઉપર થોભ્યું. એ સુમેરૂ પર્વત વિષે એવું અનુમાન શોધક પુરૂષોએ કરેલું છે કે એ પ્રદેશ તે **તાતારદેશમાં હિંદુકુશ** પર્વત ભણીનો પ્રદેશ હશે; ને તેજ ભૂમિ આર્યજનનું મૂળ સ્થાન હશે. ત્યાંથી બધા દેશોમાં આર્યજન પ્રસરેલા હશે.

આ ચાલતા મનવંતરમાં સાતમા મનુ વૈવસ્વત છે. તેનાથી વસ્તી ઉતરેલી છે. તેથી વસ્તી મનુના નામ ઉપરથી **માનવ** કહેવાય છે. મનુએ પોતાનું સુમેરૂ પર્વતના પ્રદેશનું રાજ્ય પોતાના **નૃગ, શર્યાતિ, દિષ્ટ, ધૃષ્ટ, કરૂષક, નરિષ્યંત, પૃષધ્ર, નભગ,** એ નવ પુત્રોને વહેંચી આપ્યું. ઇક્ષ્વાકુ જે મોટા હતા. તેણે **ભારત વર્ષમાં અયોધ્યામાં** સૂર્યવંશી ગાદી સ્થાપન કરી અને તેની બેન **ઇલાને** ચંદ્રમાના પુત્ર **બુધ** સાથે પરણાવી હતી. તેનાથી **પુરૂરવા** પુત્ર થયો. તેણે ચંદ્રવંશની ગાદી **પ્રયાગ**માં સ્થાપન કરી. આર્યોના આદિ પુરૂષ વૈવસ્વત—સત્યવત મનુ ચક્રવર્તી રાજા હતા. તેની પાસે **કશ્યપ, અત્રિ, વશિષ્ટ, વિશ્વામિત્ર, ગૌતમ, ભરદ્વાજ** અને **જમદગ્નિ** એ સપ્તર્ષિ હતા. સૃષ્ટિની વૃદ્ધિ થતી ગઇ. સૌને પોતપોતાના કર્મ સોંપી દીધાં. તે સર્વેને ધર્મોપદેશ આપવાનું કાર્ય સપ્તર્ષિઓ કરતા. **જ્ઞાનતત્વ**—ઇશ્વરી તેજ જે સર્વ વ્યાપક છે. તેની સાથે સર્વનો સંબંધ છે. જીવાત્મા પોતાનાં રૂડાં ભુંડા કર્મ પ્રમાણે રૂડી ભુંડી ગતિને પામે છે. તે કર્મ પ્રમાણે અનેક યોનિમાં જન્મ લે છે. દંડ પીડા ભોગવી નિર્દોષ થાય છે, ને પછી કાયિક, વાચિક, માનસિક કર્મને વશ રાખી પરમાત્માને વિષે જ્ઞાન પામી તેમાં મળી જાય છે. સદ્‌કર્મ, અને સદ્વિચારોથી ઉત્તરોત્તર ઉંચી સ્થિતિને પ્રાપ્ત થાય છે. સકામ કર્મથી **સ્વર્ગ** મળે છે અને નિષ્કામ કર્મથી **મોક્ષ** મળે છે. સત્યકર્મ અને સત્યજ્ઞાન, તે વેદાધ્યયન અને વેદાર્થ વિચારથી પ્રાપ્ત થાય છે. એવું મનુષ્યો સમજી વર્તવા પ્રયત્ન કરતા હતા. **ઇંદ્ર, વરૂણ,** અને **અગ્નિ**નાં સ્તવનો કરતા હતા. યજ્ઞ કરી દેવતાઓને પ્રસન્ન કરી કૃપા મેળવતા હતા. ઉત્તમ પુરૂષો તપશ્ચર્યા કરી પરમાત્માને પામવા પ્રયત્ન કરતા હતા. એ યુગમાં કોઇને અધર્મથી લાભ થતો નહિ. સૌ સત્ય બોલતા અને

સત્ય આચરતા. એ યુગમાં મનુષ્યો દીર્ઘાયુષી હતા. સૌ સંપસંપીને આનંદમાં રહેતા હતા. બ્રાહ્મણોની મહત્તા વિશેષ હતી. ધર્મનીતિ અને વિદ્યાનું જ્ઞાન આપનાર તેજ હતા. તેથી આર્યપ્રજા ધર્મનીતિ, વિદ્યા, કળા અને શોધક બુદ્ધિ અને સમૃદ્ધિમાં ભરપૂર હતી. આખી પૃથ્વીમાં તે શ્રેષ્ઠ પંક્તિએ પહોંચેલી હતી. મહર્ષિઓએ તત્વજ્ઞાન, ધનુર્વિદ્યા, ખગોળ, ભૂતળ, ભૂસ્તર, પદાર્થ વિજ્ઞાન, રસાયણ જ્ઞાન, કૃષિકર્મ, વૈદ્યક, વિમાન, અગ્નિરથ–આગગાડી, સજીવની વિદ્યા, પરકાયા પ્રવેશ, ગાયન, નૃત્ય, વચન સિદ્ધિ અને શસ્ત્રઅસ્ત્ર વગેરે વિદ્યાના શોધો કર્યા હતા.

મહાત્મા મનુ મહારાજની રાજસત્તા પૃથ્વીપર ચોતરફ પ્રસરી રહી હતી. તેનો શકધ્વજ તે વખતે સર્વત્ર ઉડતો હતો. સર્વ પ્રજા તેનાથી સંતુષ્ઠ હતી. લેશ પણ કોઇ પ્રજાને દુઃખ જેવું નહોતું. પ્રજાની રિતિ, વિદ્યા, સદ્‌ગુણ, ને સમૃદ્ધિવડે ધડાઇને સુશોભિત થઇ હતી. તેમના જાનમાલનું સદા રક્ષણ થતું હતું. પ્રજા રાજ્યસત્તાને આધીન રહી સ્વતંત્રતાનો લહાવો લેતી હતી. તેથી સર્વ પ્રકારે સુધરેલી હતી. ધર્મનીતિનું જ્ઞાન અને વિદ્યાજ્ઞાન આર્યોમાં સારી પેઠે પ્રસર્યું હતું. તેથી તેમની હાલત સારી હતી. અર્વાચીનકાળમાં આ બે પ્રકારના જ્ઞાનની ઘણી અછત છે. થોડું ઘણું જ્ઞાનછે એમ કહીએ, તોપણ તેમાં ઘણી ખામી છે. આપણી સ્થિતિ સુધારવાને એ બે વાતઉપર પૂર્ણ લક્ષ લગાડવાની જરૂર છે **ધર્મનીતિ** અને **વિદ્યાજ્ઞાન** એ બે ઉપર મનુષ્યો બીજાં પ્રાણીઓના સંબંધમાં પોતાની સ્થિતિ કેટલી ઉંચી છે, તે જાણે છે. પોતાના પેદા કરનારને ઓળખે છે. કલેસથી દૂર રહી સંપસંપી ને રહે છે. દુર્ગુણ, સદ્‌ગુણ અને પાપ, પુન્ય શું છે ? તે સમજેછે અનેક વસ્તુઓનો ઉપયોગ કરી જાણી, જીવતાં સંસાર સુખ ભોગવી, મરણ પછી મોક્ષની આશાના સુખમાં નિરંતર રહે છે. પ્રજાની આવી પ્રકારની ઉત્તમ સ્થિતિ થવાનો મુખ્ય આધાર રાજા અને ધર્મગુરૂઓપર રહેલો છે. તેમાં પણ પ્રથમ આધાર રાજાપર છે. રાજા જો પ્રજાને વિદ્વાન, સર્વગુણસંપન્ન અને લાયક ગુરૂ શોધી આપી, ધર્મનીતિ અને વિદ્યાજ્ઞાન આપવા રાખે છે. તોજ પ્રજા ઉત્તમ જ્ઞાનનો લાભ લઇ શકેછે. ધર્મનીતિ અને વિદ્યાથી પ્રજાનાં અંતઃકરણ નિર્મળ થયે તેઓ સમાધાનમાં રહે છે. સારા સારા ઉદ્યોગો કરી સમૃદ્ધિ એકઠી કરે છે. તેથી પરિણામે રાજાનેજ લાભ થાય છે. પ્રજાની ચડતીપરજ રાજાની ચડતીનો આધાર છે. પ્રજાની ગરીબી સ્થિતિથી રાજાની પણ ગરીબી સ્થિતિ થાય છે એ કોનું અજાણ્યું છે ?

આર્ય ! સ્મરણ કર. ધર્મે જય, પરધર્મે વિનાશ. સત્યનો આદર એજ

રાજ્યોત્કર્ષ. તે નીતિને ધોરણેજ મનુ મહારાજાએ પ્રજામાં ઉત્તમ તત્વજ્ઞાન, ઉત્તમ સંસાર વ્યવહાર નીતિ—મહાત્મા, ઔદાર્ય, ત્યાગ, તપ, ધૈર્ય, પરાક્રમ, ઉદ્યોગ, વગેરેની વૃદ્ધિ કરવામાંજ લક્ષ રાખ્યું હતું. પ્રજાના કલ્યાણમાંજ પોતાનું કલ્યાણ માન્યું હતું. પારલૌકિક ઉદ્દેશનેજ સાત્વિક બુદ્ધિએ નિષ્કામ કર્મ કરીને પરમ ધર્મ માન્યો હતો. આ સંસારી અર્થ કામનાં તુચ્છ ફળ આપનારી છે, તેની તેમણે ઇચ્છા કરી નહોતી. તેઓ અર્વાચીન કહેવાતા રાજાઓની પેઠે પ્રજા પીડી ભંડાર ભરવામાં, કે મિથ્યા એશઆરામ અને વૈભવમાં મોહ પામ્યા નહોતા. મારી પ્રજા શી રીતે સુખી થાય? મરણ પછી તેઓ પરમપદને શી રીતે પામે? તેનોજ વિચાર પોતાના સલાહકારોની સંમતિ લઇ કરતા હતા. ગજા વિનાની ગરીબ પ્રજાપર કશો કર નહોતો જે પ્રજા કર આપવાને શક્તિવાન જણાતી. તેની પાસેથી કર લેતા, ખેડુત પાસેથી છઠે ભાગે ભોગવટો લેતા, અને લઇને પ્રજાના સંરક્ષણમાંજ યોગ્ય પણે વાપરતા હતા. રાજ્ય અને પ્રજાના કાર્યમાંથી પરવાર્યા પછી નિવૃત્તિ વખતે મંત્રીઓ અને વિદ્વાન મંડળને એકઠું કરી પ્રજાને માટે સુખકર કાયદાના ગ્રંથ બાંધવામાં અને પ્રજાને સમજાવવામાં લક્ષ લગાડતા હતા. વગેરે તેમના સુખકર રાજ્યથી તેઓ પ્રજાને એટલાતો પ્રિય થઇ પડયા હતા, કે પ્રજાએ પ્રેમના ઉભળકામાં તેમને "ભગવાન" એવું માન ભરેલું ઉત્તમપદ આપેલું છે, જે હજુ "મનુભગવાન" એવે નામે અવિચળ રહ્યા છે. એ શું થોડા મહત્વની વાત છે! :

વાંચનાર! મનુ ભગવાન આદ્ય સ્મૃતિકાર હતા. તેણે રચેલી સ્મૃતિને મનુ સ્મૃતિ—માનવધર્મ શાસ્ત્ર કહે છે. એ તેમનો કાયદો એવો તો સર્વ કાર્યને અનુકૂળ છે, કે હાલના મહાન્ વિદ્વાનો તેની મહત્તા જોઇ આશ્ચર્ય પામે છે. હાલના રાજ્ય કાયદાઓ રચીને ઘડીએ ઘડીએ ફેરવવા પડે છે, પણ આ મનુ ભગવાનનો કાયદો એવો તો સિદ્ધ છે, કે તે અદ્યાપિ પર્યંત ફેરવવો પડયો નથી. હજુ પણ આર્ય રાજા, પ્રજા તેમની આજ્ઞાને માનની નજરે જુએછે. એ શું થોડા આનંદની વાત છે! તેમની આજ્ઞાઓ ઘણીજ ઉત્તમ નીતિથી ભરેલી છે. એ ઘણીજ વિચાર પૂર્વક ઘડાએલી છે. તેમાં શાસ્ત્ર, ચાર વર્ણ, ચાર આશ્રમ, રંક, રાય, શ્રીમંત, સર્વના ધર્મ. કર્મ, ક્રિયા, વ્યવહાર, નીતિ, સમજ, ન્યાય અને વર્તણુકની આજ્ઞા. અનીતિ, અન્યાય, વગેરેની શિક્ષા. રાજ્ય વ્યવહાર, રાજ્યનીતિ, રાજ્ય વ્યવસ્થા, ધર્મ વ્યવસ્થા, યુદ્ધ નિયમ, સંસાર સ્થિતિ, રીતભાત, કળા, વિદ્યા, ગૃહસ્થાશ્રમના ધર્મ, વગેરે મનુષ્ય જન્મે ત્યારથી તે મરણ કાળ સુધી વર્તવાની

તે ગ્રંથમાં આજ્ઞા કરેલી છે. એવી તેમની આજ્ઞાથીજ ધર્મ નીતિનું મહત્વ ટકી રહેલું હતું. તેમણે—**સ્ત્રી લક્ષ્મીરૂપ અને દૈવત-રૂપ કહી છે.** તેના આશીર્વાદથી આનંદ થાય છે. તેને દુઃખ દેવાથી ક્લેશ થાય છે, અને લક્ષ્મીનો નાશ થાય છે. સ્ત્રીએ પતિ સિવાય બીજા પુરૂષનું ચિંતવન કરવું એ વ્યભિચાર છે. પતિના ધર્મ કૃત્યની અર્દ્ધ ભાગિની થઇ સ્વર્ગ, મોક્ષાદિને પામે છે. **પરણેલી સ્ત્રીને ગૃહિણી—ગૃહની રાણી કહીછે.** આર્ય લોકોને વ્યભિચારનો બહુ અનાદર કર્યો છે. તજેલી સ્ત્રીને તેનોપતિ ભરણ પોષણ ન કરે, તો તે રાજાના દંડને પાત્ર થાય છે. સ્ત્રીએ સર્વ પ્રકારે પોતાના પતિની આજ્ઞાને આધિન રહી તેમને આનંદ આપવો કહ્યો છે. પતિને માઠું લાગે એવું કાંઇ પણ આચરણ કરવાનું કહ્યું નથી. પરાક્રમરૂપ વીર્ય અને શીળરૂપ રજ—સ્ત્રી પુરૂષ બંનેને સાચવવાની આજ્ઞા કરી છે. વ્યભિચારિણી સ્ત્રીને રાજાએ બજાર વચ્ચે શ્વાન પાસે ચુંથાવવી એવું સ્પષ્ટ મનુનું વચન છે. વગેરે આજ્ઞાઓ દર્શાવી છે. એ સર્વેને મનન કરવા યોગ્ય છે. તેમણે સમુદ્રમાં લાકડું તરતું જોઇ **નૌકા યંત્રનો** શોધ કરેલો છે, એવું કહેવાય છે. ઇત્યાદિ પ્રજા પ્રિય કાર્યો કર્યા છે.જગતને અજિત અને સર્વ ભ્રાંતિ સમાન જાણી સંસારથી વૈરાગ્ય પામ્યા. પુત્રોને સઘળો રાજ્ય કારભાર સોંપી પ્રજાને પાળવાની ભલામણ કરી વિરક્ત થયા. ઘણા વર્ષે વનમાં તપ કરી પરમપદને પામ્યા. એ રીતે તે મહાત્મા પોતાનું કર્તવ્ય કર્મ બજાવી અમર કીર્તી રાખી ગયા છે. ધન્ય મનુ મહારાજ ! રાજા તો તમારા જેવાજ જોઇએ ! ] !

---

## ઇન્દ્ર—નહૂષ.



આ દેવરાજ કોણ ? તે આયુ પુત્ર **નહુષ.** તે સત્ય યુગમાં થયો. તેણે ઘણા યજ્ઞો અને તપશ્ચર્યા કરી દેવોની કૃપા મેળવી હતી. તેઓ સ્વધા નામે પિતૃની માનસ કન્યા વિરજા સાથે પરણ્યો હતો.

જ્યારે સ્વર્ગાધિપતિ દેવરાજ ઇંદ્રે વત્રાસુરને માર્યો હતો; ત્યારે તે બ્રહ્મહત્યાના પાપથી મહા દુઃખ પામતો ક્યાંએ રહી શકતો નહોતો.તેથી દુઃખી થઇને જળકમળ વનમાં જઇ ભરાઇ રહ્યો હતો.તેથી ઇંદ્રાસન ખાલી પડ્યું હતું. તે ઉપર કોઇ મહાન્પુણ્યાત્મા પવિત્ર પુરૂષને પદાભિષેક કરવાને

ખોળી કાઢવા દેવો અને ઋષિઓની સભા મળી હતી. સર્વાનુમતે એ પદને યોગ્ય નહુસને ઠરાવ્યા અને પદાભિષેકની ક્રિયા કરી ઇંદ્રાસનપર બેસાડ્યો હતો. નહુસ ઈંદ્રની પદવી પામી સ્વર્ગનું રાજ્ય ઉત્તમ પ્રકારે ચલાવી, ઐશ્વર્ય ભોગવતો હતો. દૈવયોગે એવા વૈભવથી તેને ગર્વ થયો. પોતે જે સદ્‌ગુણોને પવિત્રતાઈથી ઇંદ્રાસન જેવા ઉત્કૃષ્ટ પદને પામ્યો હતો. તેને વિસારી મૂકી —પેલા ઇંદ્રની રાણી—ઇંદ્રાણી જે પરમ પવિત્ર અને સતી સ્ત્રી હતી. તેના-ઉપર કુદૃષ્ટિ કરી, તેને પોતાને સ્વાધીન થવા દેવદૂત સાથે કહાવી મોકલાવ્યું. આ સાંભળી સતી ઈંદ્રાણી બહુ ક્રોધાયમાન થઇ, પણ ધીરજ રાખી, દેવગુરૂ બૃહસ્પતિને બોલાવી તે વાત નિવેદન કરી બૃહસ્પતિએ સલાહ આપી કે હાલ તમારે તેને ત્યાં જઇ તુરત યુક્તિ વાપરી ચાલ્યા આવવું. ઇંદ્રાણી તેમના કહેવા પ્રમાણે યુક્તિ વાપરી પાછી ચાલી આવી.

બૃહસ્પતિ અને સર્વ દેવો પેલા ઇંદ્રની બ્રહ્મહત્યા દૂર કરવાનો વિચાર કર્યો. વિષ્ણુએ જણાવ્યું કે,—તમે ઇંદ્ર છે, ત્યાં જઇ અશ્વમેધ યજ્ઞ કરો. તેથી તેની બ્રહ્મહત્યા જશે અને શુદ્ધ થઇ સ્વસ્થાને આવશે. દેવોએ તેમ કર્યું. તેથી ઈંદ્રની બ્રહ્મહત્યા—વૃક્ષ, નદી, પર્વત, પૃથ્વી અને સ્ત્રી એ પાંચ ઠેકાણે વિભાગ થઇ ગઇ અને ઇંદ્ર શુદ્ધ થયા. એટલા વખતમાં ઇંદ્રાણીએ બૃહસ્પતિની સલાહ પ્રમાણે નહુષને કહાવી મૂકયું હતું કે;—તમે એવા કોઇ અપૂર્વ વાહનપર સ્વાર થઇ આવો કે, જેનાપર કોઇ સ્વાર થયું ન હોય, તો હું તમારે સ્વાધીન થઇશ. નહુષે અપૂર્વ વાહન માટે વિચાર કરતાં ઋષિઓને બોલાવ્યા ! તેમની ઉપર પાલખી મૂકી, તેમાં બેસી ઈંદ્રાણીને તરત મળવાની આતુરતામાં ચાલ્યા. માર્ગમાં જરા પાલખી ઉંચી નીચી થવા લાગી. એટલે ઐશ્વર્યના મદથી અને કામાંધપણાથી ઋષિના મસ્તકને પગનો સ્પર્શ કરી કહ્યું કે.—અરે આમ બેફિકરાઇથી કેમ ચાલો છો ? સર્પ સર્પ—ચાલો, ચાલો ? એવી વાણી સાંભળતાંજ અગસ્ત્ય ઋષિએ શ્રાપ આપ્યો—કે,–જા, તુંજ સર્પ રૂપ થઇ મૃત્યુ લોકમાં અવતર એ ઉપરથી નહુષ તરત પાલખીપરથી નીચે પડયો અને પોતાના અપરાધ માટે ક્ષમા માગવા લાગ્યો. તે જોઇ અગસ્ત્ય મુનિએ દયા કરી શ્રાપનાં અંત રૂપ વચનો કહ્યાં કે;—“ જ્યારે તું યુધિષ્ઠિર—ધર્મ રાજાને પ્રશ્નો પૂછશે અને તેનો તેઓ ઉત્તર આપશે. ત્યારે તું શ્રાપથી મુક્ત થશે. મારી કૃપાથી તને સ્મૃતિ રહેશે, સર્પના શરીરમાં પણ બળની ક્ષીણતા થશે નહિ અને ગમે તેવા બળવાનને પણ ગ્રહણ કરી વશ કરશે. ” આ પ્રમાણે સાંભળતાંજ નહુષ સર્પ રૂપ થઈ પૃથ્વીપર પડયો, અને પોતાની ભાવિષ્ય સ્થીતિ

ભોગવવા લાગ્યો. એટલામાં પેલા દેવરાજ ઇંદ્ર પોતાની બ્રહ્મહત્યાથી શુદ્ધ થઇ ઇંદ્રાસનપર બેઠો.

નહુષ રાજા હિમાલયના યામુનગિરિ શિખર પાસેના દ્વૈત વનમાં વિશાખયૂપ નામના સ્થળમાં પડયો હતો. પાંડવો વનવાસમાં ફરતા ત્યાં આવી ચઢયા. અજગરે ભીમનો ગ્રાસ કર્યો. ભીમે તેના મુખમાંથી છુટવાને ઘણો પ્રયત્ન કરવા માંડયો. તેમાં વિલંબ થતાં યુદ્ધિષ્ઠિર ભીમને શોધતાં ત્યાં આવી પહોંચ્યા. આવી અજગરને કેટલાંક વચનો કહ્યાં. તેપરથી તેણે મનુષ્ય વાણીએ કહ્યું કે;—હું જે પ્રશ્ન પૂછું. તેના તમો ઉત્તર આપશો, ત્યારે હું તમારા ભાઇ ભીમને મુક્ત કરીશ. યુદ્ધિષ્ઠરે કહ્યું કે;—તમારી ઇચ્છામાં આવે તેવા પ્રશ્ન પૂછો, હું મારી બુદ્ધિ અનુસાર ઉત્તર આપીશ.

નહુશ—હે નિષ્પાપ ! સર્વ દેવતા અને ઋષિઓ ધર્મ કોને કહે છે ?

યુધિષ્ઠિર—જે સત્ય, દમ, તપ, પવિત્રતા, સંતોષ, લાજ, ક્ષમા, કોમળતા, દયા અને ધ્યાન પાળે તે સનાતન ધર્મ કહેવાય છે.

ન૦—સત્ય, દમ, તપ, અને શૌચકોને કહે છે ?

યુ૦—પ્રાણી ઉપર દયા રાખવી તે સત્ય, મનને રોકવું તે દમ, સ્વધર્મ પાળવો તે તપ, વર્ણસંકરથી રહિત થવું તે શૌચ.

ન૦—સંતોષ, લાજ, ક્ષમા, અને કોમળતા કોને કહે છે ?

યુ૦—વિષયનો ત્યાગ તે સંતોષ, નરસાં કામથી નિવૃત થવું તે લાજ, સુખ દુઃખાદિ સહન કરવું તે ક્ષમા, અને બધે ઠેકાણે સમાન ચિત્ત રાખવું તેને કોમળતા કહે છે.

ન૦—જ્ઞાન, શમ, દયા અને ધ્યાન કોને કહે છે ?

યુ૦—આત્મતત્ત્વને જાણવું તે જ્ઞાન, ચિત્તની પ્રસન્નતા તે શમ, સર્વમાં સુખરૂપ દૃષ્ટિ રાખવી તે દયા, અને મનને વિષયથી રહિત કરવું તે ધ્યાન છે.

ન૦—દુર્જય શત્રુ, અનંત વ્યાધિ, સાધુ અને અસાધુ કોને કહે છે ?

યુ૦—ક્રોધ તે દુર્જય શત્રુ, લોભ તે અનંત વ્યાધિ, સર્વ પ્રાણીનું હિત ચાહનાર તે સાધુ, નિર્દય તે અસાધુ છે.

ન૦—મોહ, માન, અને શોક કોને કહે છે ?

યુ૦—ધર્મમાં મૂઢપણું તે મોહ, પોતામાં અભિમાન તે માન, અજ્ઞાનતા તે શોક.

ન૦—સ્થૈર્યતા, ધૈર્યતા, સ્નાન, અને દાન એટલે શું ?

યુ૦—સ્વધર્મમાં મુંઝાવું નહિ તે સ્થૈર્યતા, ઇંદ્રિઓનો નિગ્રહ તે ધૈર્યતા, મનના મળનો ત્યાગ તે સ્નાન, અને અભય વચન આપવું તે દાન કહેવાય છે.

ન૦-મૂર્ખ, પંડિત, સંસારનુ કારણુ અને હૃદયનો તાપ કોને કહે છે.

યુ૦—ધર્માત્મા તે પંડિત, નાસ્તિક તે મૂર્ખ, વાસના તે સંસારનું કારણુ, પારકું સારૂં ન દેખી શકવું તે હૃદયનો તાપ જાણુવો.

ન.—અક્ષય નર્ક અને અક્ષય સ્વર્ગ કોણુ પામે છે?

યુ૦—ખોટી સાક્ષી પુરનાર, અતિથિનો સત્કાર નહિ કરનાર, ક્ષત્રિયાદિક વર્ણુ બ્રાહ્મણુની સ્રીનું ગમન કરનાર; વેદ, દેવ, બ્રહ્મણુની નિંદા કરનાર, પોતાના પતિથી અવળી ચાલી વ્યભિચાર કરનાર સ્રી; ઇત્યાદિ દુષ્કર્મ કરનાર અક્ષય નર્કને પામે છે. તથા જે યજ્ઞ, હોમ, જપ, સ્નાન, દેવપૂજન અને દાનાદિ સુકૃત્ય કરનાર, પરોપકાર કરનાર, પારકાનો દોષ ત્યાગ કરી તેના ગુણુ ગ્રહણુ કરનાર, ધ્યાનપૂર્વક પ્રભુની ભક્તિ કરનાર, નિંદીત કર્મથી નિવૃત્ત રહેનાર, યૌવન, રૂપ, અને દ્રવ્ય છતાં ગર્વથી રહીત રહેનાર; ઇત્યાદિ સુકૃત્ય કરનાર સર્વે અક્ષય સ્વર્ગને પામે છે.

આ રીતે ઘણુા પ્રશ્નોત્તર ચાલ્યા પછી નહૂષરાજા શાપથી મુક્ત થઇ દિવ્ય સ્વરૂપને પામ્યો. પછી યુદ્ધિષ્ઠિરને કહ્યું કેઃ—રાજાઓ મદથી રાજ્યભ્રષ્ટ અને સ્વર્ગથી ભ્રષ્ટ પણુ થાય છે. જો રાજાઓ રાજ્યાસનપર બેસી સ્વધર્માચરણુ કરે તો સ્વર્ગને પામે છે. મદિરાપાનમાં મત્ત થયેલો પુરૂષ જેમ પાપને દેખતો નથી, તેમ ઐશ્વર્યના મદમાં આસક્ત થયેલો પુરૂષ સત્પુરૂષને દેખતો નથી અને તેને લીધે મારી પેઠે મહા દુઃખ પામે છે. હું ઐશ્વર્યરૂપી અંધારામાં અંધ થયેલો કોઇને દેખતો નહિ. હમણાં ઉત્કૃષ્ટ પદથી હેઠો પડયો, ત્યારે મારાં જ્ઞાન નેત્રો ખુલ્લાં થતાં જાગૃત થયોછું. આ લોક અને પરલોકમાં હિતની ઇચ્છાવાળાએ મદનો સર્વદા ત્યાગ કરવો. મેં મદથી થયેલા નુકસાનનો પ્રત્યક્ષ અનુભવ લીધો છે. ત્રણે લોકમાં પૂજવા યોગ્ય બ્રાહ્મણોનું અપમાન કરવું નહિ. જેણે અગ્નિને સર્વભક્ષી કર્યો, વિંધ્યાચળની જેણે વૃદ્ધિ મટાડી, સમુદ્રનું પાન કર્યું, ચંદ્રને ક્ષયરોગી કર્યો, અને પૃથ્વીને એકવીસવાર નક્ષત્રી કરી; આદિ કૃત્યો જેણે કર્યાં છે એ સિવાય જગતમાં પૂજવાને યોગ્ય બીજા કોણુ છે? મારી પાસે વિષ્ણુએ કહેલ છે કેઃ-"મને અને રૂકિમણીને રથની સાથે જોડીને ચલાવ્યા." એવા બ્રાહ્મણુના અપરાધથી કોણુ જીવી શકે? વળી બળભદ્રે કૃષ્ણુ ભગવાન પાસે કહેલું છે કે;—કોઇ બ્રાહ્મણુ શાપદીએ અથવા કઠોર વચન બોલે, તોપણુ તેમને નમસ્કાર કરવા. જે તે પ્રમાણે કરતા નથી, તે પાપ કરનાર મનુષ્ય, બ્રાહ્મણુના વચનરૂપ અગ્નિથી દગ્ધ થઇ યમના દંડ ભોગવે છે. બ્રાહ્મણુના પૂજન અને સત્કારથી હું પ્રસન્ન થાઉં છું." ઇત્યાદિ વચનો

સંભળાવી નહૂષરાજા સ્વર્ગમાં ગયા. યુદ્ધિષ્ઠિર અને ભીમસેન પોતાના આશ્રમમાં આવ્યા.

આ નહૂષ રાજનના ચારિત્રપરથી શિક્ષણ લેવાનું છે કે;—જે મનુષ્ય ઘણા ઉંચા પદને પામ્યો હોય, તેણે સઘળાને માન આપવું. કોઇનું અપમાન કરવું નહિ. નહૂષ રાજા ઇંદ્ર પદ્દીને પામ્યો, તોપણ અગસ્ત્યનું અપમાન કરવાથી ઇંદ્ર પદથી ભ્રષ્ટ થયો હતો. મોટું પદ, મોટું માન, કે પુષ્કળ દ્રવ્ય મળે તોપણ નમ્રતા રાખવી, તેના ગર્વથી અંધ બનવું નહિ. વિનય, નમ્રતા, આદિ ઉત્તમ ગુણો રાખવા. નહૂષ રાજાની પેઠે પરસ્રીમાં મોહિત થઇ, સત્પુરૂષનું અપમાન કરવું કે, તેને કષ્ટ દેવું નહિ. ઇત્યાદિ આ ચરિત્રપરથી શિક્ષણ લેવાનું છે.

## બૃહદ્રથ—જનક.



બંગાલા ઇલાકામાં આવેલા બહાર પ્રાંતના ઉત્તર ભાગને તીરહુત કહેછે. તે અસલ મિથિલા નામથી ઓળખાતો હતો. તેનો વિસ્તાર નેપાળની ઉત્તર સીમા સુધી છે, તે ભાગ ઘણો ફળદ્રુપ અને રમણિય છે. તેમાં જનકપુર કરીને હાલ ગામ છે, તે અસલ રાજનગર હતું. તેમાં જનક—વિદેહ વંશીય રાજાઓ રાજ કરતા હતા. જનકપુરમાં ઘણા જનક રાજાઓ થઇ ગયા. તેમાં આ બૃહદ્રથ નામે જનક ઘણો ધર્મશીલ, દયાળુ, જ્ઞાની, નીતિજ્ઞ અને નિત્ય એક ઇશ્વરપર શ્રદ્ધા રાખી દાનધર્મ કરતો હતો. તેના પુત્રનું નામ મહાવીર્ય હતું. જનક રાજાઓ પુર્ણ તત્ત્વજ્ઞાનીઓ થતા આવ્યા છે, તેમાં આ શ્રેષ્ઠ હતો. તેમના રાજયમાં વિદ્વાનોને ઘણોજ આશ્રય મળતો હતો, ઘણી વખતે ત્યાં મહા સભાઓ ભરાતી હતી. તેમાં બ્રાહ્મણો નાના પ્રકારની વિદ્યા વિષે વાદવિવાદ ચલાવતા હતા. કેટલાક મુમુક્ષુજનો જનક રાજન્ પાસે તત્વોપદેશ લેવાને આવતા હતા, એવા એ તત્વજ્ઞાનમાં પ્રવિણ ગણાતા હતા. શુકદેવજી જેવા મહાત્માએ પણ તે પાસેથી તત્વોપદેશ લીધો હતો. (જુઓ શુકદેવજી ચરિત્ર.) નવ યોગેશ્વરોને જનક રાજા સાથે બ્રહ્મજ્ઞાન સંબંધી મોટો સંવાદ ચાલ્યો હતો. આ બ્રહદ્રથ જનકના પિતાનું નામ દેવરાત જનક હતું. તેપરથી એ દૈવરાતિ પણ કહેવાય છે. સીતાજી પણ આ જનક કુળમાં થયાં અને રામચંદ્રજી પણ ત્યાંજ પરણ્યા હતા. પરશુરામ જેવા મહાત્મા અને પરાક્રમી પુરૂષે જ્યારે પૃથ્વી એકવીસવાર નક્ષત્રિ કરી. ત્યારે તેમણે આ જનક કુળનો નાશ કર્યો નહોતો.

કેમકે એ કુળ પૂર્ણ બ્રહ્મનિષ્ઠ, નીતિજ્ઞ, ધર્માત્મા અને પ્રજા પ્રેમી હતું. દૈવરાત્રિ-બ્રહદ્રથ-જનક મુમુક્ષુ હતા. જે પૂર્ણ બ્રહ્મનિષ્ઠ હોય તેને ઓળખી તેમને શરણે જવાની તેમની ઇચ્છા હતી. તેથી યજ્ઞ નિમિત્તે તેમણે પોતાને ત્યાં યાજ્ઞવલ્કય, આશ્વલાયન ઋષિ, જરત્કારૂ પુત્ર આર્તભાગ ઋષિ, ભુજ્યુ-ઋષિ જેને લાહ્યાયનિ પણ કહે છે. ચાકાયણ સંજ્ઞક મહાન્ કહોડ ઋષી, આરૂણિ સંજ્ઞક ઉદ્દાલક ઋષિ, વાચ-કવી સંજ્ઞક મહાન્ બ્રહ્મનિષ્ઠ ગાર્ગી નામની એક પરમહંસિની સ્રી અને વિદગ્ધાખ્ય સંજ્ઞક શાકલ્યઋષિ, ઇત્યાદિ અનેક ઋષિઓને બોલાવ્યા હતા. બૃહદ્રથ-જનકે સુવર્ણના શીંગડાં ઇત્યાદિ યુક્ત ગાય તૈયાર કરી સર્વ ઋષિઓને કહ્યું કે, તમારા મધ્યે જે શ્રેષ્ઠ બ્રહ્માનિષ્ઠ હોય, તેઓ આ ગાય લ્યો. સર્વ ઋષિઓ બ્રહ્મનિષ્ઠ હતા. તેઓ પોતપોતાના મનમાં કહેવા લાગ્યા કે જો આ પ્રસંગે આપણે ગાય લઇએ તો આપણે શ્રેષ્ઠ બ્રહ્મનિષ્ઠ અને બીજા નહિ એવું ઠરે. તેથી બીજાનું અપમાન થાય. એવા વિચારથી ગાય લેવાની હિંમત કોઇએ કરી નહિ તે જોઇ યાજ્ઞવલ્કયે પોતાના પ્રોકતકારી નામના શિષ્યને મોકલી ગાય લીધી. તેથી સભામાં મોટી ગડબડ થઇ, યાજ્ઞવલ્કયે પ્રત્યેક ઋષિ સાથે તત્વજ્ઞાન સંબંધી નિર નિરાળો વાદ વિવાદ ચલાવ્યો, તેમાં ગાર્ગી સાથે બહુ સંવાદ ચાલ્યો હતો તે બ્રહદારણ્ય ઉપનિષદ્‌માં છે. એ જાણુવા લાયક છે. તે વિવાદમાં યાજ્ઞવલ્કયે સર્વને પરાજિત કર્યા હતા. ( જુઓ. યાજ્ઞ વલ્કય ચારિત્ર. ) યાજ્ઞવલ્કયને શ્રેષ્ઠ બ્રહ્મનિષ્ઠ જોઈ બૃહદ્રથ જનકે તેમને પોતાના ગુરૂ માની તે પાસેથી બ્રહ્મવિદ્યા સંપાદન કરી હતી. એક વખતે જનકે તેમને પ્રશ્ન કર્યો હતો કેઃ—મહારાજ ! ગુરૂ દેવ ! આપે ઘણીક વખતે કહ્યું છે કે, વૈરાગ્ય વગર પ્રાણીને મુક્તિ નથી, તો એ વૈરાગ્ય કોને કહેતા હશે ? એ સાંભળી રાજગુરૂ યાજ્ઞવલ્કયે વિચાર કરી તેને તાદશ્ય વૈરાગ્યનું સ્વરૂપ બતાવી સમજણ પાડી હતી. ( જુઓ. યાજ્ઞ-વલ્કય ચારિત્ર ) તેમજ યાજ્ઞવલ્કય અને શ્વેતકેતુ વગેરે બ્રાહ્મણો સાથે રાજર્ષી જનકને જે વાતચિત થયેલી છે, તે શતપથ બ્રાહ્મણ નામના ગ્રંથમાં જણાવેલી છે. તેમાં એક પ્રશ્ન એવો છે કેઃ—' યજ્ઞ કર્યાથી પરિણામે શું લાભ થાય છે ? ! ' આ સાંભળી શ્વેતકેતુએ જણાવ્યું છે કે;—"આવા યજ્ઞ કર્યાથી હમેશનું સુખ અને યશ મળે છે તથા દેવતાઓની સાથે એકઠું રહી શકાય છે—સાયુજય મુક્તિ મેળવાય છે. " ઇત્યાદિ વાત છે.

આ સૃષ્ટિમાં પરમેશ્વરે જે કાંઇ વસ્તુ નિર્માણ કરી છે, તે સઘળી પોતાના સારા નરસા ફળ માટે તેનો ઉપયોગ કરનાર મનુષ્યની સારૂં નરતું

સમજવાની વિવેક બુદ્ધિ ઉપર આધાર રાખે છે. સાર અને અસાર તેને પૂર્ણ રીતે જાણવું તે શુદ્ધ બુદ્ધિવાળા મનુષ્યનું કર્ત્તવ્ય છે. એવા વિલક્ષણ જ્ઞાતા પુરૂષો ગમે તેવી વસ્તુ પોતાના જોવામાં આવે, તેને બરાબર ઓળખી તેમાંથી સાર સાર ગ્રહણ કરી અસારને તજી દે છે. આ મનુષ્ય પ્રાણી પણ દેખાઇતી વસ્તુ છે. તેમાંથી જ્ઞાતા પુરૂષો સાર રૂપ પરમ તત્વ પરમાત્માને જાણી બાકી રહેલા અસાર રૂપ દેહને તેનાથી જૂદો અને અનિત્ય માને છે. સારરૂપ ઉપર વિશેષ પ્રીતિ રાખે છે અને અસાર ઉપર પ્રીતિએ નહિ, તેમ અપ્રીતિએ નહિ એવી રીતે વર્ત્તે છે. તેની પેઠેજ આ જગત્ અને તેમાં વ્યાપી રહેલું પરબ્રહ્મરૂપ જ્યારે ઓળખવામાં ખરે ખરૂં આવે છે કે, તેને આપો આપજ જગત્પરની પ્રીતિ નહિ જેવી થઇને, ખરી પ્રીતિ બ્રહ્મરૂપપર થાય છે. આ વિષે સારાસાર વિચાર કરનાર જનક રાજાને એક વખતે કોઇ ચમત્કારીક રીતે પ્રશ્ન ઉઠયો હતો. તેનું સમાધાન એક આઠ વર્ષના ઋષિકુમાર અષ્ટાવક્રે કર્યું હતું. તે સર્વ વાત જાણવા લાય છે. એમ ધારી નીચે લખી છે;—

જનકરાજા એક વખતે રંગમેહેલના દિવાનખાનાની મધ્યમાં એક અતિશય સુશોભિત સુવર્ણ પલંગ પર કંઇ જાગતા અને કંઇ ઉંઘતા એમ સુતેલા હતા. તે વખતે એક વિલક્ષણ સ્વપ્ન આવ્યું કેઃ—'રાજ્યપર જાણે કોઇ પરદેશી રાજા ચઢી આવ્યો, તેના સૈન્યે પોતાના નગરને ચોમેરથી ઘેરી લીધું, તેની સાથે અત્યંત યુદ્ધ કરતાં પોતાનું સર્વ સૈન્ય નાશ પામ્યું. શત્રુએ રાજસિંહાસન સ્વાધિન કરી લીધું. એ રીતે સ્વપ્નમાં રાજ ખોયું, રાજ્ય છોડી નાશી જવું પડયું, વનમાં ભટકવું પડયું, અથડાતા કૂટાતા એક નગરીમાં આવ્યો, અત્યંત ક્ષુધા વેઠી બજારે બજાર ફરી ભિક્ષા માગી. જેમ તેમ કરી મહા સંકટ વેઠી માટીનું ઠીબડું તથા ખીચડી મેળવી.કોરી ખીચડી કેમ ખવાશે એવા વિચારથી ઘી આપનારાને ઘણા કાલાવાલા કર્યાં, ત્યારે તેણે ઘી નાંખ્યું, ભૂખ ઘણી લાગી હતી,તેથી બજારમાંજ એક દુકાનના ઓટલા નીચે સારી ચોખ્ખી જગ્યા જોઇ નીચે બેઠો.ધીરેધીરે ધ્રુજતે હાથે પેલું ઠીબડું ઝાલી ખીચડી ભેળવતાં વિચાર ઉઠયો કેઃ—અરેરે ! હું કોણ હતો, ને શું થઇ ગયો ! પ્રભુ ! તારી અકળ કળા અકળિતજ છે, તારી લીલા તુંજ જાણે ! તું ઘડીકમાં રાજાને રંક ને રંકને રાજા બનાવી દે છે ! ઇત્યાદિ કલ્પના કરતાં ખીચડીમાં ઘી ભેળવી લીધું. હવે ભગવાનનું નામ લઇ જેવો પહેલો ગ્રાસ ભરવા જાય છે, તેવામાં બે મસ્ત સાંઢ લઢતા અને મારા મારી કરતા ત્યાં આવ્યા, તેની અડફેટમાં તૈયાર કરેલી ખીચડીનું ઠીબડું ફુટીને કયાંય ઉડી ગયું અને ખીચડીએ કયાંય ધુળમાં

મળી ગઇ! 'અહા! ધન્ય પ્રારબ્ધ! ધન્ય, ધન્ય, મારૂં ભાગ્ય! અરે! પણ હવે મારી શી ગતિ!' આવો શબ્દ બોલતાંજ મહારાજા જનક પુષ્પ શય્યાપરથી ચમકી ઉઠયા. ઉપરની સર્વ લીલા અદૃશ્ય થઈ ગઇ!

જનક રાજાને પલંગપર જાગેલા જોઇ, મહારાજાધિરાજને ઘણી ખમા! એમ છડીદારો બોલવા લાગ્યા, વારંવાર પંખાઓ અને ચમરો થવા લાગ્યા, પણ રાજાને તે કશું રૂચતું નહોતું. માત્ર સ્વપ્નાની વાતજ તેની આગળ ખડી થઇ રહી હતી. તે પોતાના મનમાં અતિ વિસ્મયતા સાથે વિચાર કરવા લાગ્યો કે, 'મેં આ શું જોયું? અરે! મારી કેવી વિપરીત ગતિ થયેલી મેં સ્વપ્નમાં જોઇ? અરે! એતે સ્વપ્ન કે સાચુ? કેમકે જે જે અવસ્થા મારી થઇ અને તેથી જે જે દુઃખ મને લાગ્યું, તે તે સર્વ જાણે મેં પ્રત્યક્ષ જોયું હોય તેવું હતું. જેવી આ મારી સ્થિતિ છે અને હું જેવા સર્વોત્તમ રાજસી ભોગનો અનુભવ કરૂં છું. તેનાથી ઉલટું સર્વથી છેલ્લી પંક્તિનું દુઃખ મેં ખરે ખરો કંગાલ થઇને હાલજ ભોગવ્યું; ત્યારે આ શું આશ્ચર્ય? શું હું હમણાં ઘડી પહેલાં હતો, તેવો કંગાલ પુરૂષ છું, કે આ મિથિલ દેશનો રાજા છું? એમાંથી હું કોણ છું? જો રાજા નથીને કંગાલછું એમ માનું તો આ હજારો દાસ દાસીઓને સુબા સરદારો મારી સેવામાં તત્પર છે. તેથી પ્રત્યક્ષ રાજપણું સિદ્ધ કરી આપે છે અને કંગાલ નથી. રાજાછું એમ માનું, તો હમણાંજ પરમ ક્ષુધિત અવસ્થામાં મારા હાથમાંનું અન્ન ધુળમાં મળી ગયું. એ મેં પ્રત્યક્ષ જોયું છે, ને હજુ સુધી મને તે અવસ્થાના લાગેલા ભયથી મારી છાતી ધડકે છે; ત્યારે એ બેમાંથી શું ખરૂં! આ સત્ય કે તે સત્ય? આ માટે મારા મનનું સમાધાન કોણ કરશે? આ વાત હું કોને કહું? શું હું રાજા છતાં મેં હમણાં વેઠેલી ગરીબાઈ હું કોઇની આગળ પ્રકાશ કરી શકું એમ છે? નહિજ. કદી મારાથી આ વાત કોઈની આગળ કહેવાય તેમ નથી; ત્યારે હવે આનું સમાધાન કોણ કરશે? ઈત્યાદિ વિચારોમાં તેમનું મન લીન થઇ ગયું જેથી કોઇ પણ જાતના ભોગ ભોગવવાપરથી તેની આસક્તિ ઉઠી ગઇ. માત્ર આ સાચું કે તે સાચું એટલીજ વાતપર મન લાગી રહ્યું હતું.

આ પછી તેણે પોતાના મનનું સમાધાન કરવા એક પછી એક મોટા ઋષિઓ, મુનિઓ, અને તપસ્વીઓને નિમંત્રણ કરી બોલાવવા માંડયા અને **"આ સાચું કે તે સાચું"** એટલો પ્રશ્ન પોતાના સમાધાન માટે તેઓને પુછવા માંડયો. પ્રશ્નનું કંઇ મો કે માથું હોય તો તેને પ્રત્યુત્તર દેનાર કોઇ પણ સમર્થ પુરૂષ મળી આવે, પણ બાધે ભરમે "આ સાચું

કે તે સાચું." તેનો ઉત્તર ગમે તેવા વિદ્વાન અને જ્ઞાનીથી પણ કેમ આપી શકાય ? જે મહા પુરૂષને બોલાવે તેમને સભા મધ્યે સિંહાસનપર બેસાડી પૂજનાદીક સત્કાર કરી પ્રશ્ન પૂછે કે, મહારાજ ! સેવકની એટલીજ જિજ્ઞાસા છે કે, "આ સાચું કે તે સાચું." આ પ્રશ્નનું સમાધાન કરો. જ્યારે મહાત્માઓથી તેનો ઉત્તર અપાય નહિ, ત્યારે તે તેમને એમજ કહે કે, 'હે દ્વિજવરો ! આ પ્રશ્નનો ઉત્તર મળ્યા વિના મને વધારે તો શું, પણ અન્નપાનાદિ શુદ્ધાં રૂચતું નથી. માટે મને આવી સ્થિતિમાં મૂકીને આપથી કેમ જવાય ? આપ સર્વ પ્રજાના માતાપિતા છો, અમો રાજા તથા પ્રજા આદિ સર્વ તમારી સંતતિ સમાન છીએ, કારણ અમને સૌને ધર્મશાસ્ત્રોનો ઉપદેશ કરી સદ્ ધર્મ માર્ગે ચલાવનાર આપજ છો. આપને નિત્ય કૃત્ય, અગ્નિહોત્ર, દેવાર્ચન, ઇત્યાદિ માટે જોઇતા સર્વ સાહિત્યો યથેચ્છપણે આ સેવક પાસેથી પૂરાં પાડવામાં આવશે અને આપની આજ્ઞાનુસાર સર્વ વાતે સેવામાં હું તત્પરજ છું, હવે આપ અહીંજ નિવાસ કરો, આ રાજ્ય તથા સંપત્તિ સહુ આપનાંજ છે. આપ જો ચાલ્યા જશો, તો પછી મારે કોને શરણે જવું ? માટે જ્યાં સુધી મારા પ્રશ્નનો યથાર્થ ઉત્તર મને મળે નહિ, ત્યાં સુધી કૃપા કરી અહીં રહીને મારી સેવાનો અંગીકાર કરો.' રાજાનું ન્યાયપૂર્વક બોલવું સાંભળી કોઇથી તે અમાન્ય કરી શકાય તેમ નહોતું. તેથી આવનાર સર્વ ઋષિ, મુનિઓ જનકપુરમાં નિવાસ કરી રહેતા હતા. રાજા તેમને સર્વ સામગ્રી પૂરી પાડતા હતા. આમ કરતાં વર્ષોનાં વર્ષો વિતી ગયાં, પણ પ્રશ્નનો ઉત્તર મળ્યો નહિ. બ્રાહ્મણો પણ પોતાના ઘર કુટુંબનો વિયોગ ભોગવી ત્યાં રહ્યા હતા. તેમનાથી પણ ત્યાંથી નીકળી શકાતું નહોતું.

જનકરાજન્ એક વખતે કંઇ કારણથી પાલખીમાં બેસી, કેટલાક અધિકારીઓ સાથે છડી સ્વારીથી શહેરમાં થઇ જતા હતા. માર્ગ સાંકડો હતો, એક વિચિક્ષણ પ્રધાન મોખરે ચાલતો હતો. આગળ જતાં સ્વારી અટકી ઉભી રહી. માર્ગની વચ્ચોવચ એક આઠેક વર્ષનો અને કુરૂપો બ્રાહ્મણનો પુત્ર બેઠેલો હતો. તેના શરીરનાં અંગો બહુ વિલક્ષણ પ્રકારે વાંકાં હતાં. તેથી તેને ચાલતાં બહુ અડચણ પડતી હોય એમ લાગતું હતું. મોખરે ચાલતો પ્રધાન ઘોડાને દોડાવતો ત્યાં આવ્યો અને બાળકને કહેવા લાગ્યોઃ—'કોણછેરે માર્ગમાં ? ચાલ કોરે ખસી માર્ગ આપ; મહારાજા જનકની સ્વારી આવે છે.' આ સાંભળી બાળક ક્રોધથી બોલ્યો;—'રે અંધ ! રે સનેત્રાંધ ! શું તું તારે નેત્રે જોઈ શકતો નથી કે મને પૂછે છે

જે કોણછેરે માર્ગમાં ?' મૂઢ ! કોરે ખસી માર્ગ આપવાનો કોને અધિકાર છે તે તું નથી જાણતો ! તું તો શું, પણ જેને અર્થે માર્ગ આપવાનો હુકમ કરે છે, એ તારો રાજા જનક પણ આ ઉપરથી મને કેવળ મૂઢ લાગે છે. જા, હું માર્ગમાંથી ઉઠતો નથી; અને તારી આજ્ઞા મારે માન્ય નથી. જો અહીં થઇનેજ જવું હોય, તો તારા જનકને કહે કે માર્ગ બંધ છે, માટે બીજે માર્ગે થઇને જા.' પ્રધાન આ નાની ઉમરના બાળકના ન્યાયથી રહેલા નિર્ભય વચનો સાંભળી ઘણું આશ્ચર્ય પામ્યો. ફરી તે સામે એક શબ્દ પણ બોલી શકયો નહિ. તરત તેણે રાજા પાસે જઇ સર્વ વાત કહી બતાવી. આ સાંભળી રાજાએ તરત પોતાની પાલખી અટકાવી પોતે જ્ઞાતા હતો. પ્રધાનદ્વારા દ્વિજ પુત્રનાં વચનો સાંભળી આશ્ચર્ય પામી બોલ્યો કેઃ—પ્રધાન ! તું કહેછે તે પ્રમાણે એ બ્રાહ્મણ પુત્રનું બોલવું યથાર્થ છે. તેના શરીરના તેજ તથા યજ્ઞોપવિતાદિ ચિન્હોપરથી તેં જાણ્યું હતુંજ કે તે બ્રાહ્મણનો બાળક છે; છતાં તેં 'કોણછેરે માર્ગમાં ? એમ જે પૂછ્યું, તે ખરેખર ન પૂછવા જેવું હતું, ને તેથીજ તેણે તને બેધડક સનેત્રાંધ કહ્યો.' વળી 'ચાલ કોરે ખસી માર્ગ આપ.' એ તારો હુકમ પણ બહુ અઘટિત હતો. કેમકે પ્રથમ તો તે બ્રાહ્મણ પુત્ર છે, માટે આપણે ક્ષત્રિએ જરૂર તેને વંદન કરવું જોઇએ અને તેને માર્ગ આપવો જોઇએ. તે ઉપરાંત વળી તે શરીરે ચાલવાને બહુ અશક્ત છે, તો તેવા અશક્ત મનુષ્યને રાજા તથા પ્રજા સૌએ માર્ગ આપવો જોઇએ; કેમકે ગમે તેટલી ઉતાવળથી આપણે તેને નિર્દયપણે કોરે ખસવા કહીએ, પણ તે કેમ કરી ખસી શકે ? માટે આપણે તેને બાજુએ ખસેડવાનો અધિકાર નથી. તેથીજ તેણે તને મૂઢ કહ્યો વળી સેવકે કરેલા અપરાધનો દોષ ધણીને લાગે છે, અર્થાત્ સેવકે અન્યાય કર્યો, તો તેનો ધણીપણ અન્યાયી હોવોજ જોઇએ, એમ અનુમાન થાય છે. તેથી કરીને તેણે તે વાતે મને પણ મૂઢ કહ્યો. આ ઉપરથી જણાય છે કે તે બાળક બહુ વિચિક્ષણ અને ચમત્કારીક ભાસે છે. માટે જાઓ તેને મારી પાસે તેડી લાવો.' પ્રધાન તે બાળક પાસે આવી બોલ્યો;—'બ્રહ્મપુત્ર ! હુ આપને વંદન કરૂંછું. મારો અપરાધ ક્ષમા કરો, અને મહારાજા જનક આપને બોલાવે છે, માટે કૃપા કરી તેમની પાસે પધારો. તે આપની વાટ જોઈ માર્ગમાંજ ઉભા છે.' બાળકે કહ્યું:—'કેટલું બધું આશ્ચર્ય ! અરે ! કેટલો બધો પ્રમાદ ! હજારો અને લાખો મનુષ્યોપર પોતાનો અંકુશ રાખનારા અને તેઓને ન્યાયથી વર્ત્તવા માટે પોતાના આજ્ઞા બંધનથી બાંધનારા ભૂપતિમાં પોતામાંજ જ્યારે ન્યાયથી વર્ત્તવાનું જ્ઞાન નથી, ત્યારે તે બીજાઓને

શું ન્યાયથી ચલાવી શકે ? હું ચાલી શકું એમ નથી, તે રાજાએ જાણ્યું છે, તેમ તે કંઇ હમણાં ન્યાયાસનપર વિરાજેલા નથી, કે જેથી તેનાથી ઉઠી અહીં આવી શકાય નહિ. તે હમણાં માર્ગમાંજ ઉભો છે અને મેં તેને અટકાવ્યો ન હોત તો અહીં પણ કયારનો આવ્યો હતજ, તો પછી હમણાં તેણે ત્યાં ઉભા રહી મને અશક્તને ત્યાં બોલાવવો એ ન્યાય કેમ કહેવાય ? પણ એ તેતો મહજ છે. રાજસેવક ! તું જા, તારા રાજાને ઇચ્છા હશે, તો મારી પાસે આવશે; હું કાંઇ તેની આગળ આવતો નથી. ' આ સાંભળી પ્રધાને રાજા પાસે જઇ સર્વ વાત કહી બતાવી, રાજા બહુ આશ્ચર્ય પામી કહેવા લાગ્યો કે;—" અહો ! ખરેખર એ કાઇ ચમત્કારીક પુરૂષ દેખાય છે. માટે ચાલો હું પોતેજ તેની પાસે આવું છું. " એટલું બોલી પાલખીમાંથી નીચે ઉતર્યો, પગે ચાલી માર્ગમાં બેઠેલા દ્વિજ પુત્ર પાસે આવ્યો. તે બાળકનું રૂપ જોઇ હસવું આવે તેવું હતું, પણ શાપના ભયથી રાજાએ હાસ્ય દબાવી રાખી તરત તેને નમસ્કાર કર્યા અને સ્તુતિ કરી કહ્યું કેઃ—" બ્રહ્મદેવ ! આપ ભલે પધાર્યા આપે મારા નગરને આજે પાવન કર્યું. તેથી મને બહુ હર્ષ થાય છે. એવીજ રીતે આપ મારા ગૃહને પણ પાવન કરશો. આપ કોના પુત્ર અને કયે પવિત્ર સ્થળે નિવાસ કરનારા છો ? આપનું નામ શું છે ? અને આપ શા પ્રસંગે અત્રે પધાર્યા છો ? "

આ સાંભળી બાળકે કહ્યુંઃ—" હે રાજન્ ! હું કહોડ ઋષિનો પુત્ર છું, અમારો નિવાસ **સરસ્વતીને** તીરે છે,પરંતુ મારા પિતા કહોડ ઋષિ ઘણા કાળથી ઘેર ન હોવાને લીધે મારી માતુશ્રી સાથે હું મારા મોસાળમાં રહું છું, મારૂં નામ **અષ્ટાવક્ર** છે, તે હું આઠે અંગે વાંકો છું. તેથીજ આ નામ પડયું છે, મેં સાંભળ્યું છે કે જનક નામના રાજર્ષિ પોતાના કોઇ પ્રશ્નનું સમાધાન કરવા માટે ઘણા ઋષિઓને બહુ વર્ષથી પોતાને ત્યાં રોકી તેમના કુટુંબથી વિયોગી કર્યા છે, પણ હજુ સુધી તેઓથી તેનું સમાધાન થયું નથી. માટે રાજાને કદાચ એમ લાગવાનો સંભવ છે કે જગત્માં બ્રાહ્મણ બીજ નાશ પામ્યું હશે, તો તે પ્રસંગ જોવાને અર્થે અહીં આવ્યો છું; ત્યારે શું એ 'જનક તે તુંજ કે ? એવો તે તારો શો પ્રશ્ન છે કે તેનું સમાધાન હજુ સુધી થયું નથી ? રાજાએ કહ્યુ,—"મહારાજ ! એ જનક તે હુંજ અને મારા પ્રશ્નનું હજુ સમાધાન થયું નથી, પણ આપ કૃપા કરી એક વખત મારા ભૂવનને વિષે પધારી મને પાવન કરો. હું પછી આપને મારો પ્રશ્ન વિદિત કરીશ. " રાજાના આગ્રહથી અષ્ટાવક્ર ઋષિએ રાજ ભૂવનમાં આવવાની હા કહી. પાલખીમાં રાજા તેને

તથા તેના મામાને સાથે બેસાડી તરત રાજગ્રહમાં તેડી લાવ્યો ઋષિપુત્રને મહેલમાં લઇ જઇ પૂજન, ભોજનાદિથી આદરસત્કાર કર્યો. પછી એક ભવ્ય સુંદર ગૃહમાં ઉતારો આપ્યો. બીજે દિવસે રાજમહેલમાં મોટી સભા ભરાણી. તેમાં સર્વ પ્રધાનો, સંભાવિત ગૃહસ્થો, અને ત્યાં રહેલા ઋષિઓ આવી બેઠા હતા. ઉતારેથી અષ્ટાવક્ર ઋષિને બોલાવવાને પ્રતિહારને મોકલ્યો. "અષ્ટાવક્ર" નું નામ સાંભળી સૌજન આશ્ચર્ય પામ્યા કે; જોઇએ તો ખરા કે એ વળી કોણ છે અને કેવા છે ! ક્ષણવારમાં તે લાકડીને ટેકે ટેકે સભાના દ્વાર આગળ આવ્યા કે, સર્વ સભાસદો તેમના સન્માર્થે ઉભા થયા, પણ આ વિલક્ષણ મૂર્તિ જોઇ કોઇની પણ ધીરજ હાથ રહી નહિ; સર્વ ખડખડાટ હસવા લાગ્યા; કેમકે એક પગલું ભરતાં આઠે અંગ વાંકાં વાળવાં પડતાં હતાં, વળી એક અધુરામાં પૂરૂં સભાનો ઉંબરો વચમાં આવવાથી લાકડીની આંટી આવી. તેથી અમળાઇને પડી ગયા. આ જોઇને તો રાજા પણ ધીરજ રાખી શકયો નહિ, મુખે વસ્ત્ર આડું ધરી હસવા લાગ્યા. પછી તેના મામાએ જાળવીને ઉભા કર્યા, સર્વ સભાને હસતી જોઇ અષ્ટાવક્ર ઋષિ પણ આડું જોઇ હસવા લાગ્યા. આ જોઇ રાજાને આશ્ચર્ય થયું કે, માન ભંગ થવું જોઇએ, તેના બદલામાં આ બાળક ઉલટો હસે છે કેમ ? એવો વિચાર કરી, સિંહાસનપર વિરાજિત કર્યા. પછી દ્વિકર જોડી પૂછ્યું કેઃ-"મહારાજ ! આપ શા કારણથી હસ્યા ?" અષ્ટાવક્રે કહ્યુંઃ-" આ તારી મૂર્ખ સભા જોઇને, પણ તું શાટે હસ્યા તે તો કહે ? " રાજા બોલ્યોઃ-" મહારાજ ! હું સત્યજ કહીશ; પણ આપ ક્રોધ કરશો નહિ. મારા મનમાં આપની સ્થિતિ જોઇને એવો વિચાર આવ્યો કે, આ મારે ત્યાં રહેલા સર્વ ઋષિઓ કે જેઓ અતિ તેજસ્વી છે, વખતે સૂર્યને પણ પોતાના પરાક્રમથી સ્તંભિત કરવા સમર્થ છે. તેઓથી જ્યારે મારા પ્રશ્નનું સમાધાન થયું નથી, ત્યારે આપથી કેમ કરીને થઇ શકશે ? "

આ સાંભળી અષ્ટાવક્રે ક્રોધથી કહ્યુંઃ—તું મૂઢ છે, આટલા માટેજ મને હસવું આવ્યું, કેમકે જેઓમાં ગુણ દોષની પરીક્ષા કે ખરૂં ખોટું સમજવા માટે સારાસાર વિચાર કરવાની શક્તિ નથી, તેવા પુરૂષોથી ભરેલી સભાની મધ્યે બેસી તું પ્રજાનું શું હિત કરી શકતો હોઇશ; અને તે પુરૂષો તને શી ઉત્તમ સલાહ આપી શકતા હશે ? આશ્ચર્ય છે કે, રાજ સભામાં જ્યાં સર્વ ગુણ સંપન્ન અને સત્યાસત્ય જાણવાના વિવેકવાળા તથા પ્રૌઢ વિચારના પુરૂષો જોઇએ, ત્યાં આગળ

આજે કેવળ નર પશુ જેવા વિચાર રહીત પુરૂષો માત્ર જોવામાં આવે છે." આ બાળકને આવાં વચનો બેધડકપણે બોલતાં સાંભળી સકળ સભા દિગ્મૂઢ થઇ રહી. ત્યારે તે બાળક બોલ્યોઃ—"અરે રાજા! તું વિચાર કર કે તૃષાતુર મનુષ્યને ગંગાના પ્રવાહમાં વહેતા જળની જરૂર છે કે તેના વાંકા ચુંકા અને કાદવથી ભરેલા કિનારાઓની જરૂર છે! કિનારાઓ સારા હશે, ને પ્રવાહ સ્થળે જળ હશે નહિ, તો શું કિનારા કરડીને મનુષ્ય પોતાની તૃષા મટાડી શકશે? ક્ષુધાતુર મનુષ્યને ભોજન સમયે પીરસેલા અન્નની જરૂર છે કે તે અન્નનાં સોના રૂપા કે બીજી ધાતુના કે માટીનાં અને વાંકા ચૂકાં કૂબડાં પાત્રોની જરૂર છે? પાત્રો સોનાનાં કે રૂપાનાં હોય ને અંદર ભુસ્સાના લાડુ કરી પીરસેલા હોય, તો તેથી શું ક્ષુધાતુરની ક્ષુધા જવાની હતી! વાસણો ચાટીને કે કરડીને પછી ભલે આનંદ માને! તેવી રીતે હું શરીરે કુરૂપ અને કૂબડો છું અને મારાં હસ્ત પદાદિ સઘળાં અંગ વક્ર છે, પણ તે સાથે તારે શુ કામ છે? તું મને જે પ્રશ્ન પૂછીશ, તેનો પ્રત્યુતર શું મારા હાથ, પગ, માથું, પેટ મોઢું, નાક, કાન, કે ચક્ષુ ઇત્યાદિમાથી કોઇ પણ આપવાનું હતું? તારો ઉત્તરતો માત્ર મારી વાણીજ આપશે અને તે કંઇ કાળી કે કૂબડી નથી. માટે ચાલ ત્વરા કર તારો પ્રશ્ન શો છે તે બોલ." આ સાંભળી સકળ સભા સહિત રાજા અતિશય આશ્ચર્ય પામ્યા. આ આઠ વર્ષના બાળકની આવી બુદ્ધિ જોઈ તેને નિશ્ચય થયો કે, આમાં કંઈ મોટું દૈવત જણાય છે. પછી રાજાએ સિંહાસનપરથી ઉતરી તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને અનેક પ્રકારે અપરાધની ક્ષમા માગી. કરજોડી જનક તેમની સામે ઉભા રહ્યા, ઋષિ, મુનિ આદિ સભાજનો રાજાના ગુહ્ય પ્રશ્નનો ઉત્તર સાંભળવાને ઘણા આતુર થઇ રહ્યા. સર્વનો અભિપ્રાય જાણી લઇ ઋષિ પુત્રે કહ્યું, "બોલ! તારો શો પ્રશ્ન છે?" રાજાએ કહ્યું, "મહારાજ! આ સત્ય કે તે સત્ય?" ઋષિ પુત્રે કહ્યું:—"અહો! માત્ર એટલાજ માટે તેં બધા ઋષિઓને રોકી મૂકયા છે? બીજું કંઇ નહિ, પણ માત્ર તારી લજ્જાએ તને આટલો બધો દુઃખી કર્યો છે. લજ્જા ન રાખતાં તેં સ્પષ્ટ પણે પ્રશ્ન પૂછ્યો હોત, તો તેનો ઉત્તર તને ક્યારનો મળી ચૂકયો હોત, પણ તે તારોજ વાંક છે. હશે, પણ તું તેનો મોંઘમ પણેજ ઉત્તર માગતો હોય તો તારી મેળેજ સમજ કે;–'જેવું તે તેવુંજ આ. એમાને આમાં કંઇ પણ ફરક નથી, જેવું તે હતું—દેખાતું હતું. તે નથી; તેવુંજ આ પણ છે–દેખાય છે પણ નથી. આ સાંભળતાંજ રાજા દંડની પેઠે ઋષિ પુત્રના ચરણમાં પડયો.

અને સદ્ગુરૂ ! સદ્ગુરૂ ! એમ પોકારવા લાગ્યો; કેમકે તેનું પુરેપુરૂં સમાધાન થયું હતું, પણ તે જોઇ સર્વ સભાજનો તેમજ ઋષિઓને તો ઉલટી વધારે ઉત્કંઠા થઇ અને તેમનાં મન વધારે શંકાશીલ થયાં. તેથી તેમણે ઋષિ પુત્રને વિનંતી કરી કે;–" હે બ્રહ્મ પુત્ર ! આ પ્રમાણે ગુહ્યાર્થજ કહેવાથી અમોને શો લાભ ? એથી તો માત્ર એકલા રાજાનુંજ સમાધાન થયું, પણ અમે તેમાંનું કંઇ સમજી શકયા નથી. માટે કૃપા કરી અમો સર્વની શંકા દૂર થાય, તેમ તેનું વિવેચન કરશો."

અષ્ટાવક્રે કહ્યું કે;—" રાજા ! સભાસદોનું કહેવું યોગ્ય છે. માટે હું પ્રકાસિતપણે કહું છું. સ્વપ્નમાં જોયેલો પ્રકાર સઘળો ખોટો છે, તેવુંજ આ સંસારિક દર્શન પણ ખોટુંજ છે. જેવું સ્વપ્ન તેવોજ સંસાર. એટલા માટે મહાત્મા જ્ઞાનીઓએ વારંવાર સંસારને સ્વપ્નવત્ કહેલો છે. જેવું તેં સ્વપ્નમાં રાજ્ય ખોયું, ક્ષુધા વેઠી, બજારે બજાર ફરી ભિક્ષા માગી, જેમ તેમ કરી મહા સંકટે ઠીબડું તથા ખીચડી મેળવી ખાવા માટે અતિશય પ્રયાસ અને ઉત્કંઠાથી તું મથ્યો, છતાં આખરે વૃષભે તે ખીચડી સહિત ઠીબડું ફોડી ધૂળ મેળવી નાંખ્યું—અર્થાત્ આશામાંને આશામાં એવો મિથ્યા પ્રયત્ન કર્યો, પણ છેલ્લે તેથી તને કિંચિત્ પણ સુખ થયું નહિ. તારા હાથમાં કશું એ ન રહેતાં, તું જેવોંને તેવોજ [ નિરાશ દુઃખી ] રહ્યો. તેવું જ આ તારૂં રાજ્ય તથા જે દિને તને સ્વપ્ન થયું તે દિવસનો તારો અનુપમ વૈભવ એ સર્વ જાણવું. તેનો પ્રત્યક્ષ અનુભવ લેવો હોય તો વિચાર કરી જો, કે જે દિવસે તને તે સ્વપ્ન આવ્યું હતું, તે દિવસના સ્વપ્નમાં ભોગવેલું દુઃખ અને જાગૃત અવસ્થામાં અનુભવેલું સુખ, એ બેમાંથી આ વખતે તારી પાસે શું છે ? તે સમયના ત્રાસથી આ વખતે તને જરાએ સંકટ થાય છે ? યા તે સમયના વૈભવથી આ વખતે તને કિંચિત્ પણ આનંદ કે સુખ થાય છે ? કંઇજ નહિ. જો સ્વપ્ન માત્ર જૂઠું અને આ સાચું હોય તો આ નિરંતર જેવું ને તેવુંજ રહેવું જોઇએ, પણ તેમાં કંઇ નથી. સ્વપ્નની પેઠેજ આ (સંસાર) નો પણ નાશ થતો જાય છે. ફરક માત્ર એટલોજ કે નિદ્રાવસ્થામાં દર્શીત થનારૂં એ નાનું સ્વપ્ન અને જાગૃત અવસ્થામાં દેખાતું આ મોટું સ્વપ્ન, શેર અન્ન એકજ દિવસ ખાવા ચાલે, અને મણ અન્ન ચાળીશ દિવસ પહોંચે. પણ એ શેર ખાઇ રહ્યા પછી કંઇ નહિ, તેમજ મણનું સમજવું. હે રાજા ! પરમાત્માએ જ્ઞાની જનોને સમજવાને, અર્થાત્ જેવું રાત્રિ સ્વપ્ન છે, તેવુંજ સંસાર સ્વપ્ન બનાવ્યું છે. એમ જ્ઞાન થવાને અર્થે ઉદાહરણ

રૂપેજ એ સ્વપ્ન નિર્માણ કર્યું છે. એટલે જેમ અમુક દેશ અથવા નગરનું ચિત્ર (નમુનો) યા બનાવેલો ઘાટ જોયાથી, તે દેશ કે નગરનું યથાર્થ ભાન થાય છે, તેમ સ્વપ્ન જોયા માત્રથી સંસાર પણ અનિત્ય છે, એવો ખરેખરો નિશ્ચય થાય છે. માટે ફરીથી પણ કહુંછું કે:—'જેવું તે તેવુંજ આ. એમાંને આમાં કંઇ પણ ભેદ નથી.' પણ હે નરપતિ! માત્ર સારાસાર વિચાર કરવાથીજ આવી સત્ય વસ્તુની પ્રાપ્તી થાય છે. તને જ્યારે સ્વપ્ન અને સંસાર એ બેમાંથી સારૂં કયું, એમ જાણવાની ખરી જિજ્ઞાસા થઇ; ત્યારેજ તને આજે માલમ પડયું કે બેમાંથી એકે સારૂં નથી. માટે સારાસાર વિચાર કરનાર પુરૂષજ કાળે કરીને કલ્યાણને પામે છે," આ પ્રશ્નનું સમાધાન સાંભળી સકળ સભા આનંદાશ્ચર્ય પામી. ઋષિમંડળ આ દ્વિજ પુત્રને આશિર્વાદ દેવા અને વખાણવા લાગ્યું. રાજાએ બાળકના ચરણે નમન કરી કહ્યું કે;—હે સદ્દગુરૂ! બ્રહ્મપુત્ર! આપના સમાધાનથી મને એક નવી શંકા ઉત્પન્ન થઇ છે. તે એ કે;—

**સંસાર અને સ્વપ્ન—એ બંને અસાર છે, ત્યારે તેમાં સાર શું?** ઋષિપુત્રે કહ્યું—"આ પ્રમાણે સૂક્ષ્મ પ્રશ્ન કરવો એજ ખરેખરા મુમુક્ષુનું લક્ષણ છે. સાર વસ્તુ જાણવી તો દૂર રહી પણ તે જાણવાની જિજ્ઞાસા ધરાવનાર પુરૂષ પણ મોટો ભાગ્યશાળી કહેવાય. માટે સાંભળ;–સ્વપ્ન અને સંસાર બંને મિથ્યા છે, યા અસાર છે: પણ તેઓનો અનુભવ થતી વખતનો જે સાક્ષી જે તે બંને અવસ્થાઓ [ જાગ્રત અને સ્વપ્ન ] થાય છે, અને જે તે બંને અવસ્થાઓને જાણે છે તેજ માત્ર સારભૂત છે. એ સાક્ષી તે, **સ્વયંપરમાત્માજ** કે જે સચરાચર વ્યાપી રહ્યો છે. માટે **વિષ્ણુ** કહેવાય છે. તું, હું, આ ઋષિઓ, પ્રધાનો, સર્વ સભા અને છેવટે ભૂત પ્રાણી માત્રમાં તે એકલોજ સાક્ષીરૂપે વસી રહેલો છે, તેજ નિત્ય છે, સાર છે, અને વેદે વર્ણવેલો પુરાણ પુરૂષોત્તમ છે. તેની પ્રાપ્તી અર્થે ભક્ત—જ્ઞાનીજનો જ્ઞાનથી જાણી તેની ભક્તિ કરે છે, તેનુંજ યોગીઓ ધ્યાન કરે છે, તેજ પોતાની ઇચ્છા માત્રે ઉત્પન્ન કરેલા આ જગત્‌નું રક્ષણ કરે છે. તેજ પોષણ કરે છે અને તેજ તેનો પ્રલય કરે છે. યુગે યુગે અવતાર ધારણ કરી તેજ પ્રભુ ધર્મનું સંસ્થાપન કરે છે, ને જ્ઞાની—ભક્તજનોનું પરમવાત્સલ્યથી સંરક્ષણ કરે છે, તેજ ત્રિગુણાત્મરૂપે બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વર—શંકર થયેલો છે અને તેજ ઇંદ્રાદિ સર્વ દેવતાઓ તથા સર્વ ભૂત પ્રાણીમાત્ર રૂપે વિરાજી રહ્યો છે, તેજ જડ અને ચૈતન્યરૂપે છે, તેજ ઝીણામાં ઝીણો અને તેજ મોટામાં મોટો છે, તેજ નિર્ગુણ અને તેજ

સગુણ છે. તેજ નિરાકાર અને તેજ સાકાર છે; તેજ અમૂર્ત્તિ અને તેજ મૂર્ત્તિમાન છે તથા જે કહીએ તે, તેમજ જ્યાં જોઈએ ત્યાં તે, તે, અને તેજ છે. માટે સર્વમાં તેનેજ સારભૂત જાણ." આ બાળકનું આવું અપ્રતિમ ભાષણ સાંભળી આખી સભા ચિત્ર સમાન થઇ રહી અને રાજા આનંદસાગરમાં તરવા લાગ્યો. તથા મનમાં વિચાર કર્યો કે;–"મને પામરને આજે સદ્‌ગુરૂની પ્રાપ્તી થઇ છે. સાક્ષાત્ પરમાત્માએજ મારાપર કૃપા કરી, મારે ત્યાં આપોઆપ જ્ઞાનમૂર્ત્તિને મોકલી છે. માટે આવો સમય હું કેમ મિથ્યા ગુમાવું? મારે જરૂર તેમનો સદુપદેશ ગ્રહણ કરવો જોઇએ." એમ વિચારી જનકરાજન્ બોલ્યા કે;—"હે સદ્‌ગુરૂ! કૃપાળ! મારા કોઈ જન્મના સંચિતથી આપ મને પાવન કરવાને અત્રે પધાર્યા છો, તો હવે કૃપા કરી મને દાસને અનુગ્રહ કરી, તે સારભૂત **પરમાત્મા કેવો છે અને તેનું સ્વરૂપ કેવું છે**, તે જણાવો—મને બ્રહ્મોપદેશ કરો.

**પરમાત્માનું સ્વરૂપ કેવું છે?**—તે વિષે અષ્ટાવક્ર બોલ્યા,—"હે નરેશ્વર! ઉપદેશની વાત તો પછી પણ તારા પ્રશ્નોનું સમાધાન થયું,તેની દક્ષિણા તો મને આપ? ત્યારે રાજાએ પોતાના પ્રધાનને આજ્ઞા કરી કોશરક્ષક પાસેથી મોટા બે સોનાના થાળ અતિ ઉત્તમ રત્નો તથા હીરાઓથી ભરીને મંગાવ્યા.તે ઋષિને અર્પણ કરવા માંડયા.તે જોઇ અષ્ટાવક્રે હસીને કહ્યું કે;— "હું આને શું કરીશ? તેં તો આવા રત્નના બે થાળ આણ્યા છે,પણ એવા અનેક રત્ન ભરીત ભંડારો ક્ષણમાં નીપજાવી શકે, એવી સર્વ સિદ્ધિઓ અમારી [ મારા જેવા જ્ઞાનીઓ ] આગળ દાસીઓ થઇ ઉભેલી છે! તો પછી આ થાળથી મને શું સંતોષ થાય? હું કંઇ ભરી સભામાં દ્રવ્યની ઇચ્છાથી આવ્યો નથી. કે મને માન પણ જોઇતું નથી, પણ બ્રહ્મ બીજ નાશ પામ્યું હશે કે શું? એવી તારી શંકાને દૂર કરવા અને ઘણા દિવસથી રોકાઇ રહેલા ઋષિવરોને તેમના કુટુંબ ભેળા કરવારૂપ તેમની **પરમાર્થ સેવા** કરવાને અર્થેજ હું અહીં આવ્યો છું. માટે મારે જે જોઇએ છીએ તે તું મને આપ." રાજાએ કહ્યું,–"ગુરૂદેવ! જે આપની આજ્ઞા હોય તે વસ્તુ લાવી હું આપને ભેટ કરીશ. માટે આપ આજ્ઞા કરો." ત્યારે ઋષિ પુત્રે કહ્યું.—"હા! એમ છે, ત્યારે તારૂં તન [શરીર] મન, અને ધન એ ત્રણ વસ્તુજ મને અર્પણ કર. એટલે થયું." રાજાએ તરત સંકલ્પ કરીને અતિ હર્ષ પૂર્વક એ ત્રણે વસ્તુઓ તેને અર્પણ કરી તે પછી હાથ જોડી ઉપદેશની વાટ જોતો ઉભો રહ્યો. હવે ઋષિપુત્ર શો ઉપદેશ કરે છે, તે જોવાને સર્વ સભા આતુર થઇ બેઠેલી છે અને રાજા

પણ જિજ્ઞાસુ થઇ ઉભો છે. એવામાં સભાદ્વાર આગળ પોકાર કરતો એક બ્રાહ્મણ આવ્યો. "હે જનકરાય ! હે જનકરાય ! હું દુઃખી બ્રાહ્મણ છું, મારૂં રક્ષણ કરો, મને દુઃખથી મુક્ત કરો." એમ બોલતો છેક નજીક આવ્યો; ત્યારે ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મહારાજાધિરાજ જનકરાયે તેનાં દીન વચનો સાંભળી દયાથી તેના સામું જોવા ઇચ્છયું, અને "તારે શું દુઃખ છે. મારા રાજ્યમાં તને બ્રાહ્મણને કયો દુષ્ટ પીડા કરે છે ?" એમ પૂછવા ધાર્યું, પણ તરત વિચાર આવ્યો કે, "અરે ! મેં તન તો મારા ગુરૂને અર્પણ કર્યું છે, તે મારૂં નથી, તો પછી હું તેના સામું કેમ કરીને જોઉં ? અથવા તેને કેમ કરીને પૂછું ? કેમકે વાણી તનમાંજ આવી ગઇ !" આવો વિચાર કરી તે બ્રાહ્મણના સામું પણ રાજાએ જોયું નહિ, ને તેને કશું કહી પણ શકયો નહિ. ત્યારે તે બ્રાહ્મણ વધારે વિલાપ કરવા લાગ્યો અને બોલ્યો કે--"હું ઋણી છું; મારા માથાપર બહુ મોટું ઋણ ( દેવું ) છે. તેથી લેણદાર લોકોએ મારી સંપત્તિ હરણ કરી લીધી છે, છતાં તેથી હું છુટો થઇ શકયો નથી. મારા પુત્ર, કલત્ર, અન્ન વસ્ત્ર વિના બહુ દુઃખી છે, અને મને કોઇનો આશ્રય ન હોવાથી હું તમારે શરણે આવ્યો છું. એક લજ્જા, બીજી ક્ષુધા, અને ત્રીજો લેણદારનો ત્રાસ એ સઘળાથી વ્યાકુળ થઇ હું અહીં આવ્યો છું, માટે રાજાધિરાજે મારૂં દુઃખ અવશ્ય નિવારણ કરવું જોઇએ."

આ સાંભળી રાજા બ્રાહ્મણનું દુઃખ દૂર કરવા માટે બહુજ આતુર થયો, તેણે વિચાર્યું કે;--"આ બ્રાહ્મણને અમુક ધન દેવાથી તેનું દુઃખ દૂર થાય એમ છે તથા ગુરૂને અર્થે આણેલી એ રત્ન તબક પણ અહીંજ પડેલી છે, તો તેમાંથી એકાદું રત્ન આપું તો તેનું દરિદ્ર દૂર થઇ જાય, પણ અરે ! ધનતો મેં સર્વ ગુરૂને અર્પણ કરી દીધું છે. માટે એ ગુરૂનું થયું, તેથી હું કેમ આપી શકું ?" આવા વિચારથી તે મનમાં યત્કિંચિત વિચાર્યા વગર બોલ્યો નહિ. પણ ગુરૂ સામું જોઇ ઉભો રહ્યો ! હવે ગૌબ્રાહ્મણ પ્રતિપાળ કહેવાતો જનકરાય પોતે આટલા આટલાં વલખાં માર્યા છતાં પણ કશો પ્રત્યુતર આપતો નથી. તે જોઇ બ્રાહ્મણને ઘણો ક્રોધ ચઢયો; તેથી તે રાજાનો તિરસ્કાર કરી બોલ્યો;--"અરે ! સમય કેવો વિપરીત છે ! અહો ! આ કૃતયુગ--સત્યયુગની અંદર પણ કળિયુગ પ્રવર્તતો હું જોઉંછું. ધિક્કાર હજો મને, કે હું આવા ધન લોભી, કૃપણ અને મિથ્યા ગૌબ્રાહ્મણ પ્રતિપાળ કહેવાતા પણ દાંભિક નામ ધરી બેઠેલા રાજા પાસે યાચવા આવ્યો. આ કરતાં તો હું કોઇ ઉંડા જળના કૂવામાં

પડી ભુંડી મર્યો હોત, તો આવાષઢ રાજાનું મુખ મારે જોવું ન પડત. અરે! ધિક્કાર છે એવા રાજાને કે જેને ત્યાંથી અતિથિ વા શરણાગત નિરાસ જાય છે! ધિક્કાર છે તે લોકોને કે જેઓ દૂર દેશાંતરોમાં રહી આ કૃપણ રાજાની, ભ્રષ્ટ મતિ નહિ જાણતાં તેની ખોટી ખોટી પ્રશંસા કરે છે! અરે રાજા! મારાં આટલાં આટલાં દીન વચનો સાંભળવા છતાં મને ધન આપવું તો રહ્યું, પણ માત્ર પ્રત્યુત્તર આપવો એ તને ભારી થઇ પડયો? હર, હર, કેટલું અઘટીત છે!" આ સાંભળી રાજા મનમાં વિચારવા લાગ્યો;--"અરે! મારૂં બિરદ જઇ નામને હીણપત લાગે છે, શું મારે દ્વારથી અતિથિ નિરાશ જાય?" એમ વિચાર કરતા, વળી સુઝી આવ્યું કે;—"અહો! હું શો વિચાર કરૂંછું? આ મનમાં વિચાર કરવાનો અધિકાર મને કયારે છે: કારણ તન તથા ધનની સાથે મન પણ ગુરૂને અર્પણ કરેલું છે. માટે આમાં મારૂં શું છે? તન મારૂં હોય તો બ્રાહ્મણને બોલાવું, આસનાવાસના કરૂં, ધન મારૂં હોય તો તેને આપું, ને મન પણ મારૂં હોય તોજ તેનાં બોલેલાં નિષ્ઠુર વચનોથી મને હીણપત લાગે. માટે મને કંઈ લાગતું વળગતું નથી; તેમ મને તેમનો કશો વ્યાપાર કરવાનો અધિકાર નથી. આવા સમાધાનથી રાજા તો આટલું બધું છતાં કેવળ જડ અને સ્તબ્ધ થઇ ગુરૂ સામે હાથ જોડી ઉભોજ રહ્યો. તેનાથી હાલી, ચાલી કે બોલી શકાયું નહિ!" આવી સ્થિતિ જોઈ અષ્ટાવક્રજીએ રાજાને કહ્યું;—'कोभवान्—તું કોણ છે?' ત્યારે जनकोस्मि—હું જનક છું. એમ તેણે પ્રત્યુત્તર આપ્યો. એટલે ઋષિપુત્રે કહ્યું;--"રે! આમાં તું જનક કોને કહે છે? તારા શરીરની અંદર જનક કયાં છે, તે મને બતાવીશ? તું તારા માથાને, મોંને, હૃદયને, હાથને, ઉદરને, પગને, બુદ્ધિને, કે પ્રાણને કે એ સઘળામાંથી કોને જનક કહે છે?" રાજા શું બતાવે? માટે ફરી તદ્રુપ થઇ રહ્યો! કેમકે ઘણોએ વિચાર કર્યો, પણ કોઈ સ્થળે જનક નથીજ; તો પછી શો ઉત્તર દેવાય! ઘણીવાર સુધી તે અડગ—સ્થિર અને એક દ્રષ્ટિએ ઉભો રહ્યો! આ જોઈ ઋષિ પુત્રે કહ્યું;—"રાજા! બસ; એજ તને બ્રહ્મોપદેશ, ને તેજ તારૂં સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપ!"

આ સાંભળી જનકરાયે કહ્યું—"ત્યારે ગુરૂદેવ હવે તો હું વનમાં જઈ વશીશ" ત્યારે ગુરૂ કહે,-"કેમ કરીને? મારા વચનમાં કે વચનથી બહાર? તારૂં તન, મન, અને ધન (રાજ્ય, સમૃદ્ધિ આદિ.) સઘળું મને અર્પણ કરેલું છે, તો હવે તારા પાસે શું છે? અને

હવે તું પણ ક્યાં છે ? વિચાર કર." આ સાંભળી વળી રાજા સ્તબ્ધ થઇ ઉભો; ત્યારે તે બોલ્યા.—રાજા જેમ કોઇ મનુષ્ય પોતાનું દ્રવ્ય, ગૃહ વગેરે બીજાને સાચવવા આપે. તેમ આ રાજ્ય (તન, મન, તથા ધન વગેરે) મારૂં છે તે હું તને સાચવવા આપું છું. માટે મારા સેવક તરીકે તું તેનું નીતિથી પાલન કર; એટલે તું દેહ છતાં **વિદેહ**—દેહ વગરનો થયો. પુર્વે કોઇ વિદેહ થયું નથી, પણ તારી આવી સ્થિતિ થયાથી તું તો વિદેહી કહેવાઇશજ."એ રીતે કહી જનકને રાજ્યાસનપર સ્થાપિત કર્યો અને પહેલા દેવાદાર બ્રાહ્મણને અનેક રત્નો આપી રાજી કરી વિદાશ કર્યો; ત્યાં રહેલા સર્વ ઋષિઓએ બાળક ઋષિને સપ્રેમથી વંદન કરી આશિર્વાદ આપ્યો, તેમનાં ઘણાં વખાણ કર્યાં. રાજાએ સર્વ ઋષિને રૂડી રીતે સંતોષી વિદાય કર્યા. અષ્ટાવક્રને અહીં તેના પિતા કહોડ ઋષિનો મેળાપ થયો. પિતાએ અષ્ટાવક્રને **મધુવિતા** નામની નદીમાં વિધિપુર્વક સ્નાન કરાવ્યું. તેથી તેના સર્વ અંગોના વાંક મટી જઇ સરખાં તથા સુરેખ થયાં. તેથી તે નદીનું નામ ત્યારથી **સમંગા** સરખાં અંગ કરનારી) પડયું; ત્યાંથી અષ્ટાવક્ર પિતા તથા મામા સાથે પોતાના આશ્રમમાં ગયા. એ રીતે સારાસાર વિચાર કરનાર જનક રાજર્ષિએ અષ્ટાવક્ર પાસેથી સદુપદેશ ગ્રહણ કર્યો હતો. પણ તે ઉપદેશ મળવાનું મૂળ કારણ માત્ર સારાસાર વિચારજ હતું. સારાસાર વિચાર કરનાર મનુષ્ય એવી રીતે નિશ્ચે ઇશ્વરને પામે છે. અને તેજ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે. જનકને સ્વપ્ન અને સંસાર એ બેમાંથી સાર શું એ જાણવાની ખરી જિજ્ઞાસા થઇ, ત્યારેજ તેને સારભૂત વસ્તુ—**પરમાત્મ** સ્વરૂપની પ્રાપ્તી થઇ હતી. એ રીતે તેઓ પોતાના જીવનનું સાર્થક કરી અમર કીર્ત્તિ રાખી ગયા છે. ધન્ય છે તેમને ! ! !

## ભ્રાતૃપ્રેમી મહાવીર—લક્ષ્મણ.



આ પૃથ્વી પ્રસિદ્ધ **શેષ** અવતારી **મહાવીર** પુરૂષના અદ્દભૂત પરાક્રમથી કોણ અજાણ્યું છે ? જેણે ચૌદવર્ષ આહાર નિદ્રા તજી, મન ઇંદ્રિયો વશ રાખી અખંડ બ્રહ્મચર્ય પાળ્યું; જે વડીલ ભ્રાતા રામચંદ્ર પ્રત્યે અખંડ પ્રેમ રાખી આજ્ઞાધિન રહ્યાં; જેણે કદી પણ વડીલ બંધુનું વચન ઉલ્લંઘન કર્યું નહિ કે, તેમનો સમાગમ તજ્યો નહિ; જેણે વડીલ ભ્રાતાની ભાર્યા **સીતાને** માતા સમાન પૂજ્ય બુદ્ધિ વડે મર્યાદાથી વર્ત્તિ માન આપ્યું; જેના પ્રબળ પરાક્રમથી **સુર્પનખા** જેવી મહા

રાક્ષસીના નાક, કાન કપાયા; જેના બાહુ બળ વડે રાવણનો બળિષ્ટ પુત્ર ઇંદ્રજીત—મેઘનાદ મરાણો અને હજારો રાક્ષસો નાશ પામ્યા. જેણે પરસ્ત્રીને માતા સમાન માની એક પત્નીવ્રત પાળ્યું; જેણે નિરંતર નીતિપર પ્રીતિજ રાખી, અનીતિ કદી આચરી નહિ; ઇત્યાદિ મહત્ત ગુણસાગર આ દૈવી પુરૂષ કોણ ? આ સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુલોત્પન્ન અયોધ્યાપતિ દશરથ રાજેંદ્રની સુમિત્રા રાણીના પુત્ર. દશરથ રાજાને કૌશલ્યા, સુમિત્રા, અને કૈકેયી એ ત્રણ રાણીઓ હતી. કૌશલ્યાથી રામ, સુમિત્રાથી લક્ષમણ અને શત્રુઘ્ન; કૈકેયીથી ભરત એ ચાર પુત્રો થયા. તેમાં શ્રીરામ સર્વથી શ્રેષ્ઠ અને જયેષ્ઠ હતા. લક્ષ્મણ એ રામની બીજી પ્રતિમારૂપ હતા એમ કહીએ તોપણ ચાલે. તે શેષજીનો અવતાર ગણાય છે. આ પ્રતાપી પુરૂષ બાળવયમાં સુમિત્રા જેવી સાધ્વી માતાના હાથ નીચે ઉછર્યા હતા અને બ્રહ્મર્ષિ વશિષ્ટ જેવા મહા પુરૂષ પાસે વેદ, વેદાંગાદિ શાસ્ત્રોનું તથા ધનુર્વિદ્યાનું શિક્ષણ લીધું હતું. લાજ, કીર્ત્તિ, ગુરૂજન, વૃદ્ધ અને વડીલોપર પ્રીતિ રાખતા હતા. ઉત્તમ વિચારોથી ભરપૂર, લોકોનું હિત કરવામાં રૂચિ રાખનાર, સર્વ પ્રકારના વાહનોપર બેસવામાં ચતુર, હિંમતવાન, ઉત્સાહી, બળિષ્ટ, પરાક્રમી, હિંમતવાન, ધર્મિષ્ઠ, દયાળુ, ક્રોધી, વક્તા અને જ્ઞાની હતા. એ સર્વ સદ્‌ગુણોની સાથે તેનામાં રણશૌર્ય, બાણ યોજવાની કળા અને સાહસ વૃત્તિ એ આદિ ક્ષત્રિયપણાનાં ભૂષણ હતાં. વીરતા સાથે બ્રહ્મચર્ય પાળવામાં, યુદ્ધ કાર્યમાં. રથ અને અશ્વ ખેડવામાં એક્કા હતા. પ્રજાને ધર્મ બોધ ને ધીરજ દેવામાં મોટા વક્તા હતા. ઘરડા બુઢ્ઢાની, અતિથિ નિરાશ્રયની સંભાળ લેવામાં ધર્મ માનતા, નીતિશાસ્ત્ર પાળવામાં અને શાસ્ત્ર જ્ઞાનમાં તેણે બહુજ પ્રયાસ કર્યો હતો. વડીલભ્રાતા રામ રાજેંદ્રનું કદી પણ આજ્ઞા વચન લોપ્યું નહોતું. રામ માટે તેઓને સારા વિચાર હતા. બાલ્યાવસ્થાથીજ રામપર અત્યંત પ્રેમ હતો. અને રામનો તેનાપર હતો. પરસ્પર પોતાના પ્રાણ સમાન ચાહતા હતા. રામ ઘોડેસ્વાર થઇ શિકારે જતા, ત્યારે લક્ષ્મણ ધનુષ બાણ લઇ ઘોડાની લગામ પકડી સાથે જતા. સ્વારી ફરવા જંતી તે વખતે પોતે રામની પાછળ ચમર લઇને ઉભા રહેતા. સાથેજ ખાતા, પીતા, અને સાથેજ જતા આવતા. કદી પણ વિખુટા પડતા નહિ. વિશ્વામિત્રના યજ્ઞ સંરક્ષણાર્થે પણ રામ સાથે ગયા હતા અને ઘણાં પરાક્રમો કરી બતાવ્યાં હતાં, ત્યાં વિશ્વામિત્ર પાસે ધનુર્વિદ્યાનું કેટલુંક વિશેષ જ્ઞાન સંપાદન કર્યું હતું. જનકપુરમાં સીતાસ્વયંવર વખતે ગયા હતા, ત્યાં તેણે કેવાં વીરતાનાં વચનો કહ્યાં હતાં ( જુઓ-રામચરિત્ર. )

લક્ષ્મણ રામના વિરૂદ્ધ કંઇપણ થતું, સહન કરી શકતા નહિ. તેથી રામને વનવાસ જવાતું સાંભળતાજ બોલ્યા કે;—"રામ ! તમો રાજ લક્ષ્મીને છોડી કૈકેયીના કહેવાથી વનમાં જાઓ,એ મને જરા પણ ગમતું નથી.તમારા અભિષેકમાં વિઘ્ન કરવાને કોણ સમર્થ છે ? હું તમારી મદદમાં છું.હું તમારે પડખે ઉભો છું. કોઇ પણ તમારૂં વીપ્રિય કરવા તૈયાર થશે, તેને હું મારી નાંખીશ. ગમે તે હોય, તોપણ જે વિવેક નહિ રાખતાં અવળે માર્ગે ચાલે તેને સત્વર શિક્ષા કરવી જોઇએ. તમારી અને મારી સામે વૈર કરી ભરતને રાજ્ય આપી દેવાની દશરથ કૈકૈકેયીની શી મગદુર છે ? હું સત્ય, ધનુષ, અને ધર્મનાં સોગન ખાઇને કહું છું કે, જેમ સૂર્ય અંધકારનો નાશ કરે, તેમ હું પરાક્રમથી તમારા દુઃખનો નાશ કરીશ ! !" ઇત્યાદિ વડીલભાઇના હિતાર્થે ઉગ્રવચનો કહ્યાં હતાં, પણ રામે અનેક રીતે સમજાવી શાંત કર્યા, પિતાનું વચન પાળવા વનમાં જવાનો નિશ્ચય જણાવ્યો. રામ સીતા સાથે વનમાં જવાને તૈયાર થયાં, ત્યારે લક્ષ્મણ આંસુઓથી વ્યાપ્ત થઇ દીન વચનથી બોલ્યા કે;--મારે પણ આપની સાથેજ આવવાને નિશ્ચય છે, આપથી અલગ રહેતાં મને દેવલોક, અમરપણું કે ત્રૈલોકયનું રાજ મળતું હોય; તોપણ હું તેને ઇચ્છતો નથી. હું આપની નિરંતર સેવા કરવાથી રાજી રહીશ, ઇત્યાદિ પ્રકારે વિનવી સાથે આવવાની આજ્ઞા મેળવી વનમાં ગયા. આ સર્વપરથી જણાય છે કે, લક્ષ્મણની વડીલ ભાઇ રામ પ્રત્યે અપાર પ્રીતિ હતી. તેને માટે પોતાનું સુખ પણ તજી દેતા હતા; એટલુંજ નહિ પણ તેને માટે પોતાનો પ્રાણ સરખો પણ વહાલો ગણતા નહિ આ સિવાય ઉપરના પ્રસંગોથી જણાઇ આવે છે કે, તેનો જાતિ સ્વભાવ ઉગ્ર, ઉછંકળ અને ક્રોધી હતો, તે પ્રસંગે પ્રસંગે બહાર દેખાઇ આવતો હતો; તોપણ તેણે બંધુનાં વચન અંકોશે એક પણ અઘટિત કર્મ કર્યું નથી.

લક્ષ્મણ જ્યારે રામ સીતા સાથે વનમાં ગયા, ત્યારે તે જળ, ફળ લાવી આપતા; કંદમૂળ ખોદવાનાં હથિયારો, કંદમૂળ, ફળ ફુલ ભરવાનો કંડીઓ, ધનુષ, અને બાણ ઉપાડી રસ્તો બતાવતા આગળ ચાલતા.પરસ્ત્રી સામું જોતાં નહિ કદી કોઇ સ્ત્રી મળે તો નીચું જોઇ વ્યવહાર જેટલી વાતો કરતા જીતેંદ્રિય રહેતા; જ્યારે રાત્રે તૃણ શય્યાપર રામ સીતા શયન કરતાં, ત્યારે પોતે તેથી થોડે દુર ધનુષ ધરી નિંદ્રા ન લેતા ચોકી કરતા ઉભા રહેતા. એવી રીતે સદા રામ સીતાની સેવામાં તત્પર રહેતા હતા. એક સમે રાવણની બેન સૂર્પંખાનો પુત્ર દંડીક વનમાં તપ કરતો

હતો. તેને મહાદેવે પ્રસન્ન થઇ એક પ્રચંડ ધનુષ, બાણ સાથે આકાશ માર્ગે મોકલ્યું. તે વખતે લક્ષ્મણ ત્યાં ફળ શોધવાને આવી ચડયા. દેવોએ અધર્મીના હાથમાં બાણ જવા કરતાં લક્ષ્મણના હાથમાં જશે, તો તે દુષ્ટ દૈત્યોનો નાશ કરશે. એમ જાણી વાયુની મારફતે તે બાણ લક્ષ્મણને અપાવ્યું. એજ બાણે લક્ષ્મણે સૂર્પનખાના પુત્રને માર્યો. એ વાત સૂર્પનખાએ જાણી એટલે તે પુત્રનું વેર લેવા દિવ્ય કન્યા રૂપ ધરી, લક્ષ્મણ પાસે આવી પરણવાનું કહ્યું. લક્ષ્મણે રામની આજ્ઞાથી તેના નાક કાન કાપી નાંખ્યા. (જુઓ--રામચરિત્ર, તેથી રાક્ષસી ક્રોધે ભરાઇ નાશી ગઇ. એજ રાક્ષસી રામ સામે રાવણને ઉશ્કેરનાર મૂળ કારણભૂત થઇ પડી હતી, જ્યારે વનમાંથી સીતાજીને રાવણે હરણ કર્યાં. ત્યારે રામ સીતાના વિયોગે વિન્હળ થઇ, શોકાતુર ચિત્તે તેને શોધવા વનમાં ફરતા હતા. ત્યારે લક્ષ્મણજી વડીલ ભાઇને દિલાસા રૂપ અનેક મિષ્ટ વચનો કહી શાંત કરવાના ઉપાયો કરતા.જ્યારે ફરતા ફરતા ઋષિમુખ પર્વત ઉપર સુગ્રીવને મળ્યા. ત્યારે સુગ્રીવે કહ્યું કે, આકાશ માર્ગે એક રાક્ષસ કોઇ સ્ત્રીને લઇને જતો હતો, તે સ્ત્રીએ પોતાના અલંકારો આ પર્વત ઉપર અમે પાંચ વાનરને બેઠેલા દેખી નાખ્યા છે. તે જોઇને તમે ઓળખો કે તે સીતાજીનાં છે કે કેમ ? અલંકારો દેખાડતાં, રામચંદ્રે કહ્યું;—હું વ્યગ્ર ચિત્તે છું, માટે લક્ષ્મણજી અલંકારો ઓળખશે. એમ કહી તેને દેખાડવાનું કહેતાં લક્ષ્મણજી તે અલંકારો જોઇ બોલ્યા કે;—

कुडलैनैवजानामि, नैवजानामिकंकणे
नूपुरेएवजानामि, नित्यंपादाभिवंदनात् ॥

'આ કુંડળ અને કંકણ સીતાજીનાં છે કે નહિ,તે હું નથી ઓળખતો પણ સીતાજીનાં ચરણકમળમાં પ્રણામ કરવાના પરિચયથી તેના ચરણનાં ઝાંઝરને ઓળખું છું કે તે સીતાજીનાં જ છે.'અહા ! આ એક નાનું વાકય પણ લક્ષ્મણજીનું શું ઓછું સુશીલપણું દેખાડે છે ? આપરથી જણાય છે કે તેઓ સીતાજી પ્રત્યે કેટલી મર્યાદા રાખી, પૂજ્ય બુદ્ધિથી વર્ત્તતા હતા, એવું સહેજ અનુમાન થઇ શકે છે. લક્ષ્મણે ભાઇના પ્રેમને સ્ત્રીના પ્રેમથી અધિક ગણ્યો,તેણે ઉર્મીલાને છોડી ચૈદ વર્ષ વનવાસ ભોગવ્યો,અને રામની આજ્ઞામાં રહી દાસત્વ કીધું. વનવાસમાં એક વખતે નિદ્રામાં સીતાનો સ્પર્શ થઇ ગયો તેથી તેઓ બાર વર્ષ નિરાહાર રહ્યા હતા. મૃગના પ્રસંગમાં સીતાને વિહીશી મૂકી એ તેણે મોટું સાહસ કર્યું હતું, કે જેથી રાવણ સીતાને લઈ ગયો, પણ એ સાહસ, તે ઉગ્ર સ્વભાવના લક્ષ્મણે અવિચારથી કે ઇચ્છાથી

નથી કર્યું,પણ તેણે કોઇ દિવસે સીતાની આજ્ઞા લોપેલી નહિ માટે તે પ્રસંગે પણ ન લોપવી એ વિવેક, તેના શાપનો ને ભાઇના ઠપકાનો ભય અને હમણાંજ પાછો આવુંછું એવી પ્રતિતી; એ સર્વ જ્યારે સીતાનાં અસહ્ય વેણુ સાંભળવાથી તેના ખળભળેલા તથા ઉદાસ થયેલા મનમાં વસ્યા; ત્યારેજ કર્યું હતું. મન અને ઇંદ્રિયો વશ રાખનારા અનેક પુરૂષો થઈ ગયા છે, તેમાં લક્ષ્મણજીનું પવિત્ર ચરિત્ર આપણા અંતઃકરણને ખેંચે છે. એક નવયૌવન અવસ્થા છતાં અને યુવરાજ પદ પ્રાપ્ત થયા છતાં, પોતાના જ્યેષ્ટ બંધુ રામચંદ્રજીની સાથે ચૌદ વર્ષ સુધી વનવાસનાં દુઃખનો અનુભવ કરવા માટે સઘળાં રાજ સુખનો ત્યાગ કરી ચાલી નીકળ્યા; એટલુંજ નહિ પણ ચૌદ વર્ષ સુધી તેણે અખંડ બ્રહ્મચર્ય પાળ્યું, ઉપવાસ કર્યા અને નિદ્રા પણ રાત્રિએ લીધી નહિ, તેમ છતાં કોઇ સમયે લક્ષ્મણજીએ રામચંદ્રજીને એમ પણ જણાવ્યું નહિ કે હું આ પ્રમાણે વર્તુંછું. જે સમયે ઇંદ્રજીત--મેઘનાદને મારવો હતો, તે સમયે વિભીષણે રામચંદ્રને કહ્યું કે;--જે પુરૂષે ચૌદ વર્ષ પર્યંત ઉપવાસ કરેલા હોય, નિદ્રા ન કરી હોય અને અખંડ બ્રહ્મચર્ય પાળેલું હોય તે પુરૂષથીજ મેઘનાદનું મૃત્યુ થાય એવું તેને વરદાન છે. વિભીષણનાં આ વચન સાંભળી રામચંદ્ર તો મેઘનાદને મારવામાં નિરાશ થયા, પરંતુ વૃદ્ધ જાંબુવાને પ્રાર્થના કરી કે, મહારાજ ! આપ નિરાશ શા માટે થાઓ છો ? લક્ષ્મણજીમાં વિભીષણ કહે છે, તે સર્વ લક્ષણો છે. રામચંદ્રજીને આ વાતથી આશ્ચર્ય સાથે અતિ સંતોષ થયો અને તેજ પ્રભાવથી લક્ષ્મણે મેઘનાદ--ઈંદ્રજીતનો નાશ કર્યો. તેથી રામચંદ્રજીનો જય થવામાં મુખ્ય કારણરૂપ લક્ષ્મણજીનું જીતેન્દ્રિયપણું સ્પષ્ટ જણાઇ આવે છે. તેણે મોટા યુદ્ધમાં રાવણના કેટલાક પુત્રો અને પ્રધાનોને માર્યા; ઇત્યાદિથી તેના ઉત્તમ ગુણો અને પ્રબળ પરાક્રમ સ્પષ્ટ જણાઇ આવે છે.

લક્ષ્મણજી મોટા ભાઈ રામ પ્રત્યે જેવા પ્રીતિથી જોડાયેલા હતા, તેવાજ રામ પણ તે સાથે તેવીજ પ્રીતિથીજ જોડાઇ રહ્યા હતા. તે આ નીચેના દાખલાપરથી સ્પષ્ટ જણાઇ આવશે. જે વખતે લક્ષ્મણ રાવણના પ્રહારથી મૂર્છા પામ્યા, તે વખતે રામે પોતાના આજ્ઞાકારી લઘુ બંધવને આ સ્થિતિએ પડેલા જોઇ વૈદ્ય સુષેણને કહ્યુંકે–વૈદ્યરાજ ! હું લક્ષ્મણને મૂર્છિત દેખું છું, ત્યાં સુધી મને યુદ્ધ કરવાનો ઉત્સાહ થતો નથી. મારૂં પરાક્રમ જાય છે. જેમ અયોધ્યા નગરીમાંથી નીકળતી વખતે લક્ષ્મણ મારી પાછળ આવ્યા હતા, તેમ હું પણ લક્ષ્મણની પાછળ યમ-

પુરીમાં જઇશ." ઇત્યાદિ શોકાતુર હૃદયે રણસંગ્રામ ભૂમિમાં સૌહૃદ રસમાં બીંઝાઇ રહીને બોલ્યા કે;–

देशेदेशेकलत्राणिमित्राणिच रेपुरे ।
तंदेशंनैवपश्यामियत्रभ्रातासहोदर ॥

'સ્ત્રીઓ જોઇએ તો જે જે દેશમાં જઇએ, ત્યાં ત્યાં મળી શકે, મિત્રો જોઇએ તો જે જે નગરમાં જઇએ,ત્યાં ત્યાં મળી શકે, પણ તે દેશ હું ક્યાંય દેખતો નથી કે, જ્યાં સહોદર ભાઇ મળી શકે!! અહો! રામનો લઘુ બંધવ—લક્ષ્મણ પ્રત્યે કેવો પ્રેમ! તે આ પરથી જણાઇ આવે છે. ખરેખાત આ જગતમાં સહોદર ભાઇના સ્નેહની બરોબર બીજા સ્નેહ વિધાતાએ રચેલજ નથી. અનેક પ્રકારના સ્નેહીઓના સ્નેહો શું સહોદર ભાઇના સ્નેહના હજારમાં અંશની પણ બરોબરી કરી શકે છે! કદી નહી. અહો! ધન્ય છે રામ લક્ષ્મણના સ્નેહને!! ભાઇઓમાં સ્નેહતો આવોજ જોઇએ. આવાજ સ્નેહથી તેઓ જગતૂમાં એક સ્નેહ વર્દ્ધક દ્રષ્ટાંતરૂપ થઇ પડયા છે. આજે સ્નેહવાળા ભાઇઓ માટે કહેવાય છે કે આતો રામલક્ષ્મણની જોડ છે. આ શું તેની થોડી મહત્તા દર્શાવે છે!!!

લક્ષ્મણ સદા માતાના વચનો પ્રમાણે જ વર્ત્તતા હતા. ( જુઓ—રામચરિત્રમાં સુમિત્રાનો ઉપદેશ. ) રામચંદ્રજી રાવણને મારી લંકાની ગાદીપર વિભીષણને બેસાડી અયોધ્યામાં આવ્યા. પછી રામે પોતાનો રાજ્યાભિષેક થતી વખતે તેમને યૌવરાજ પદ આપવા માંડયું, પણ તે નહિ સ્વીકારતાં કેવળ તે રામની સેવા કરતાજ રહ્યા હતા. રાજ્ય કાજમાં પણ મોટાભાઇને વિશેષ ઉપયોગી થઇ પડયા હતા. તેમનું હૃદય વૈરાગશીલ અને આજ્ઞા અધિકારી થયું હતું. લક્ષ્મણે પ્રાર્થના કરવાથી રામે તેમને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો હતો. આ પ્રતાપી પુરૂષ સીરધ્વજ જનકની પુત્રી ઉર્મિલા સાથે પરણ્યા યતા. તેનાથી તેને અંગદ અને ચંદ્રકેતુ એ બે પુત્રો થયા હતા. કેટલોક કાળ ભાઈ સ્નેહે ગરકાવ રહી યોગ્ય કાળ આવતાં, રામ નિજધામ જવાની પૂર્વેજ તેઓ પોતાના યોગ બળથી દેહ વિસર્જન કરી સ્વધામ પ્રત્યે ગયા હતા. એ ખરેખર અવતારી પુરૂષ હતા. તેમનાં કાર્યો પણ દૈવી ચમત્કારોથી ભરપૂરજ હતાં. તેના જન્મથી આર્યાવર્તની પ્રજાને અલૌકિક લાભો અને સુખો પ્રાપ્ત થયાં હતાં. (વાંચો—રામાયણ) ઇત્યાદિ કારણોને લીધે એ દૈવી પુરૂષને અદ્યાપિ પર્યંત આર્ય પ્રજા પ્રેમના ઉમળકાથી માને છે, પૂજે છે અને યાદ કરે છે. આ બંને દેવીભાઇઓ પ્રેમ ભાવે એકજ રૂપે હતા. એ તેમની

દેવળોમાં સાથે રહેલી મૂર્ત્તિઓપરથી સ્પષ્ટ દર્શાઇ આવે છે. એજ તેમની અમર કીર્ત્તિનો અપૂર્વ પ્રભાવ પૃથ્વીમાં પ્રસરી રહ્યો છે ! ધન્ય, ધન્ય, શ્રી લક્ષ્મણ ! ! પુનઃ ભારતવર્ષમાં અવતરી વિજય રંગ પ્રસરાવો ! ! !

## મહાવીર—હનુમાન્.



આ ચિરંજીવી દૈવી પુરૂષ કોણ ? એ આપણા પરમપુજ્ય, અતિ લોકપ્રિય, પ્રબળ પરાક્રમી **અંજની**ના પુત્ર. અંજનીને આ પુત્ર અતિ તપશ્ચર્યાથી તેમની ઇચ્છાનુસાર ફળ શિવના વરદાને મરૂત—વાયુદેવની કૃપા પ્રસાદી હતી. તેથી તે વાયુપુત્ર–પવન કુમાર, મરૂતપરથી મારૂતિ, અતિવિસ્તારથી વીર, વજ્રઅંગથી બજરંગ, અખંડ બ્રહ્મચારી, અને હનુ–પગ હણાયાથી હનુમાન્; ઇત્યાદિ નામથી પ્રસિદ્ધ છે. જે ભારત ભૂમિની આર્ય પ્રજાના સંકટ હારી આરાધ્ય અને પૂજ્ય દેવ ગણાય છે. જેના નામનો મંત્ર પ્રયોગ કાર્ય સિદ્ધિ માટે કરવામાં આવે છે.જે સજ્જનોના સંરક્ષક અને દુષ્ટોના સંહારક ગણાય છે.જેઓ ઇંદ્રાદિ દેવો અને રામ સીતાના વરદાનથીચિરંજીવીછે અનેજેનું ચરિત્ર અદ્દ્ભુત વીરતાથી ભરેલું છે.એવા વીર હનુમાન્ જન્મતાંજ ત્રણુસો યોજન ઉડયાહતા અને સૂર્યને ફળ સમજી ગ્રહણ કરવા સૂર્ય મંડળ તરફ ચાલ્યા હતા. એવી તેની અદ્દ્ભુત શક્તિ જોઇ ઇંદ્રે તે વખતે તેની સાથે યુદ્ધ કર્યું, તેમાં ઇંદ્ર મૂર્છા પામ્યા. શુદ્ધિમાં આવી પોતાનું વજ્ર હનુમાન્પર ફેંકયું. તેનાથી તેનો હનુ–પગ ભાગ્યો અને ભૂમિપર આવી પડયા. તેવામાં વાયુએ આવી તેને છાતી સાથે દાબી સાવધ કર્યા અને આ બાળક જોડે યુદ્ધ કરવાથી ઘણો ગુસ્સો કરી ઇંદ્રને ઠપકો આપ્યો. તેથી ઇંદ્રાદિ દેવોએ હનુમાન્ને–" ચિરંજીવી અને વજ્ર શરીરનાં થાઓ, તમને વ્યાધિ કે ભય થશે નહિ." એવું વરદાન આપ્યું; ત્યારથી તે હનુમાન્ નામે પ્રસિદ્ધ થઇ ચિરંજીવી છે.

હનુમાન્ અતિ શૂરા, ઉદ્યોગી, જબરજસ્ત, મહા બળવાન,બુદ્ધિવાન પરાક્રમી, ચતુર, વિદ્વાન, કરૂપા, બહુરૂપી, વિવિધ વેશ ધારણ કરવામાં એકકા, નાટકી, ચર્ચા જોઇ જાણનાર, હિંમતવાન્, ઉત્સાહી, રાજભક્ત, નીતિવાન, ધાર્મિક, ઇજનેરી કળામાં કુશળ અને વિજયી હતા. તેને **સુગ્રીવ** સાથે અત્યંત મિત્રાચારી હતી.હમેશાં તેમનીજ સાથે રહેતા હતા.તેની ગણના સુગ્રીવે પોતાના પ્રધાનમાં કરી હતી; કેમકે તે મહા બળવાન, મોટા ગુ-

દિશાળી અને અતિ પ્રમાણિક હતા. સુગ્રીવ પોતાના કનિષ્ઠ બંધુના ભ-યથી હનુમાન્ વગેરે સાથે ઋષ્યમુક પર્વતપર રહેતો હતો. એક વખતે રામ લક્ષ્મણ સીતાની શોધ કરતા પંપા સરોવર પાસે આવ્યા. સુગ્રીવ તેને કોઇ વાલી તરફનો દુશ્મન જાણી ભય પામ્યો. માટે તે કોણ છે? શા હેતુએ આવ્યા છે? એ તપાસ કરવાને હનુમાન્ને મોકલ્યા. હનુમાને બટુકરૂપે તે પાસે જઇ પૂછયું કે;—તમે કોણ છો ? શા કારણે આવ્યા છો ? તમે કોઇ દિવ્ય પુરૂષો દિશો છો, રાજ્યચિન્હ આદિથી તમારૂં અંગ સ્પષ્ટ દર્શાવી આપે છે કે તમો કોઇ ત્રૈલોકયનું સંરક્ષણ કરવા સમર્થ છો, એવાં તમારાં શસ્ત્રાસ્ત્ર સતેજ દિશે છે. તમારાં શરીર અલંકાર ધારણ કરવાને યોગ્ય છે, પરંતુ તે ન ધરતાં તાપસ વેશે શા કારણથી છો ? આ ઋષ્ય-મૂક પર્વત દેખાય છે. તે પર સુગ્રીવ નામે વાલીના જ્યેષ્ટ ભ્રાતા દુઃખિત થઇને રહે છે. તેને આપની સાથે મિત્રાચારી કરવાની ઇચ્છા છે. તે કાર-ણથી મને મોકલ્યો છે. હું તેનો પ્રધાન છું અને મારૂં નામ હનુમાન્ છે. ઇત્યાદિ બોલી સ્તબ્ધ થયા. રામને તેમનાં આવાં વચનો સાંભળી ઘણોજ સંતોષ થયો. તેથી લક્ષ્મણને કહ્યું કેઃ—“ લક્ષ્મણ ! આ બટુકનું ભા-ષણ સાંભળ્યું કે ના ? એના ભાષણમાં અશુદ્ધ શબ્દ એક નથી, એ પરથી જણાય છે કે તેણે વ્યાકરણ શાસ્ત્રનો સારો અભ્યાસ કરેલો છે, તેમાં સંશય નથી. સમગ્ર ભાષણ શુદ્ધ હોવાથી તેની માધુર્યતા કેવી છે ? એવા પ્રધાન જે રાજાની પાસે હોય તેની કાર્યસિદ્ધિ કેમ ન થાય ? ઇત્યાદિ બોલી રામે તેને પોતાનો સર્વ વૃત્તાંત કહ્યો. સુગ્રીવને મિત્રા-ચારી કરવાની ઇચ્છા છે, તો અમે આવીએ છીએ. હનુમાન્ તેમનું પવિત્ર હૃદય જોઇ હર્ષ પામ્યા. આનંદથી પોતાનું બટુકરૂપ ત્યાંજ તજી દઇ મૂળ સ્વરૂપ ધારણ કર્યું. પછી બંનેને પોતાના સ્કંધપર બેસાડી સુગ્રીવ પાસે તેડી લાવ્યા. રામ અને સુગ્રીવે મિત્રચારી બાંધી. રામે વાલીને મારી સુગ્રીવને કિષ્કિંધામાં રાજ્યાભિષેક કર્યો. ચાતુર્માસ પછી સુગ્રીવે સીતાની શોધ માટે અંગદના પ્રમુખપણા નીચે હનુમાન્ સહિત દશ વાંદરાને મોકલ્યા. તેમાં રામે હનુમાન્ને ચતુર અને બળવાન જોઈ પોતાના નામની મુદ્રિકા-વીંટી સીતાને નિશાની દેખાડવા આપી તે સર્વે દક્ષિણ તરફ શોધ કરતા ચાલ્યા. હનુમાને કહુક ઋષિના અરણ્યમાં એક રાક્ષસને માર્યો, ત્યાંથી સર્વે સમુદ્ર કિનારે આવ્યા. સમુદ્ર ઓળંગવો મુશ્કેલ હતો. શોધ કરતાં એક માસ થવા આવ્યો હતો, પણ કશો પતો લાગ્યો નહોતો. તેટલામાં પક્ષીરાજ સંપાતી મળ્યા, તેણે કહ્યું કેઃ—તમો

**સમુદ્ર** ઓળંગવાનો વિચાર કરો, સીતા લંકાના **અશોક** વનમાં શોક કરતાં બેઠાં છે. ઇત્યાદિ ખબર આપી ચાલતો થયો. અંગદે કોનામાં કેટલું બળ છે એ તપાસવા સર્વને પૂછ્યું. પણ તેમાં કોઇની એવી શક્તિ જ. ણાઇ નહિ કે, સમુદ્ર ઓળંગી જઇને પાછો આવે. તે પરથી છેવટ **અંગદ** અને **જાંબુવાન** જ્યાં હનુમાન્ બેઠા હતા ત્યાં આવ્યા અને તે. મના પરાક્રમનું વર્ણન કરી બતાવી કહ્યું કે, સીતાની શોધ કરી સર્વને પ્રાણદાન દેવાવાળા તમારા સિવાય કોઇ નથી. માટે વિલંબ ન કરતાં લંકામાં જાઓ અને સીતાની શોધ કરી સત્વર આવો.

હનુમાન્ તેમની પ્રાર્થનાથી તરત તૈયાર થયા. ઉડવાના સાધન માટે મોટું રૂપ ધારણ કરી **મહેંદ્રપર્વત** પર જઈ ઉભા રહ્યા. પછી હૃદયસ્થ રહેલા સર્વ વ્યાપી જે પરમાત્મા તેની ચરાચર વિભૂતિને નમસ્કાર કરી લંકા જવાને ઉડયા.સમુદ્રમાં **સિંહિકાનો** નાશ કરી લંકાની બહાર ઉતર્યા રાત પડતાં સૂક્ષ્મરૂપ ધરી લંકામાં પ્રવેશ કર્યો. લંકાના દેવતાઓએ તેને જવાનો પ્રતિબંધ કર્યો, પણ હનુમાન્ તેમના ગાંજ્યા જાય તેવા નહોતા, તેઓ તેમનો પરાભવ કરી લંકાની અલૌકિક શોભા નિહાળતાં આગળ ચાલ્યા. રાજમાર્ગ જોયા, નાના પ્રકારની ગોપુર, અનેક ઉપવન, ક્રિડાસ્થાન, કોશાગર. અશ્વ, રથ. ગજ, પદાતિ, શસ્ત્રાસ્ત્રગૃહ, યાનગૃહ,એ સર્વે અવલોકન કરી અતિ વિસ્તીર્ણ રાજમહેલમાં **રાવણનું** મંદિર જોયું, ત્યાં રાવણ પોતાની સ્ત્રી સાથે પલંગપર પોઢેલો હતો. તે જોઇ બહાર નીકળ્યા બીજે કયાંય ન જતાં **સંપાતીના** કહ્યા પ્રમાણે જે અશોક વનમાં **સીતા** હતાં ત્યાં આવ્યા. આ વન પ્રથમ જોવા લાગ્યા; ત્યાં અનેક પ્રકારનાં ભવ્ય મંદિરો, અનેક વાવો, તળાવો, ફુવારાઓ અને ફળ, ફુલથી યુક્ત લાખો જુદા જુદા પ્રકારનાં વૃક્ષો આદિ લંકાનું ઐશ્વર્ય જોઇ અતિ વિસ્મય થયા; ત્યાં એક શિશમના વિસ્તીર્ણ વૃક્ષ નીચે ઘણી રાક્ષસીઓની ચોકીમાં પીતવસ્ત્રવાળી, ઉપવાસથી દુર્બળ થયેલી, દુઃખિત અને ધ્યાનસ્થ એવી દિવ્ય તેજસ્વી સ્ત્રીને દીઠી. તેના તેજથી. અને મુખ્યત્વે દુઃખિત મુખે જોઇને આજ સીતા છે એવો નિશ્ચય કરી પરમ હર્ષ પામ્યા. પછી એ શિશમના વૃક્ષપર બેસી મનમાં કલ્પના કરવા લાગ્યા કે, રામને સીતા માટે શોક થાય તે યથાર્થ છે, કારણ તેવીજ તેજસ્વી, ગુણવંન, પતિવ્રતા, રૂપસુંદર અને દેવી જેવી દિસે છે. એમ વિચાર કરતાં પાતઃકાળ થવા આવ્યો, ત્યાં રાવણ કેટલીક રાક્ષસીઓની સાથે સીતા પાસે આવ્યો. તે આવી શું કરે છે અને શું બોલે છે તે સર્વ ચિકિત્સા જોતા, એજ વૃક્ષપર

હનુમાન્ બેસી રહ્યા. રાવણે સીતાને બહુ પ્રકારે વિનવી પોતાને સ્વાધીન થવાના ઉપાય કર્યા પણ કાંઇ વળ્યું નહિ; ત્યારે ધમકી આપી ચાલ્યો ગયો. સતી સીતાને રાક્ષસીઓ બહુ પજવતી હતી, તેને ત્રિજટા રાક્ષસી ધમકાવી દૂર લઇ ગઇ.સર્વે સ્વસ્થ થયાં છે, કોઇની નજરે પડે તેમ નથી.એવો લાગ જોઇ સીતાએ મરવા માટે પોતાની દીર્ઘ. વેણી છોડી ગળામાં ફાંસો નાખવાનો વિચાર કર્યો.

હનુમાન્ શિંશમના વૃક્ષપર બેસી સર્વ જોયા કરતા હતા. તે રાવણ અને સર્વ રાક્ષસીઓને ધારે તો તેજ વખતે મારી નાંખે તેવા સમર્થ હતા, પણ ઉંડા હેતુને લીધે ઉતાવળ ન કરતાં ધૈર્ય ધરી કાર્ય પાર ઉતારવા બેસી રહ્યા. તેણે સીતાને ગળે ફાંસો નાખતાં જોઇ વિચાર્યું કે હવે જોઇ રહેવાનો વખત નથી. આ વખતે જો સીતાનું સાંત્વન નહિ કરૂં તો નિશ્ચે એ પ્રાણ તજી દેશે. પરંતુ તેનું સાંત્વન શી રીતે કરવું? જો પ્રગટ થાઉં તો તે રાક્ષસી માયા જાણી વિશ્વાસ નહિ કરશે તો! વળી મને જોઇ રાક્ષસીઓ રાવણને ખબર આપશે તો હજારો રાક્ષસો મારાપર ધસી આવશે, તેની તો કશી બીક નથી, પણ તેથી મોટો શ્રમ પડશે. માટે હું જે કાર્ય માટે આવેલો છું તે પાર ઉતારવા યુક્તિ કરવી એ વધારે શ્રેય કર છે. એવો નિશ્ચય કરી સૂક્ષ્મ રૂપથી સીતાને ઉદ્દેશી રામ ચરિત્ર ગાઇ સ્તબ્ધ થયા. સીતા આવી અમૃતમય વાણી સાંભળી વિસ્મય થયાં; કારણ અહીં આજ સુધી આવી વાણી સાંભળી નહોતી, કે સ્વપ્નમાં પણ જાણેલી નહોતી. અહા! આ મારા કર્ણને પવિત્ર કરનારી મધુર વાણી ક્યાંથી આવે છે? એમ કહી વૃક્ષપર જોઇ કહ્યું, અરે! આ પ્રસંગે મને અમૃત તુલ્ય રામ ચરિત્ર કોણ શ્રવણ કરાવે છે? તે મહાત્મા મારા અભાગ્યાને દશ્ય થાઓ? એટલામાં હનુમાને પ્રત્યક્ષ આવી વંદન કર્યું. તેમને જોઇ સીતાએ ગળાનો ફાંસો છોડી નાંખ્યો, કેટલીક વાત કહી, પણ એવા વિચારમાં પડયાં કે રખેને એ રાક્ષસી માયા હોય! પૂર્વે જેમ રાવણ ભિક્ષુક—સંન્યાસી વેશે આવ્યો હતો તેવું તો આ કાંઇ કપટ ન હોય? એમ મનમાં લાવી કહ્યું,—અરે! મને વારંવાર છેતરવા આવી કેમ દુઃખ દોછો! તેથી તમને શો લાભ છે! આ સાંભળી હનુમાને વિચાર્યું કે હજુ તેમને મારો વિશ્વાસ આવ્યો નથી. એમ વિચારી કહ્યું;—દેવી! હું ખરેખર રામદૂત છું, એ માટે જરાએ સંશય રાખશો નહિ. એમ કહી રામે અભિજ્ઞાનાર્થ મુદ્રિકા—વીંટી આપી હતી, તે તેમની પાસે નાખી કેટલીક વાત કહી વિશ્વાસ બેસાડયો.હનુમાને કહ્યું; કે—તમારી ઇચ્છા હોય,તો હું તમને રામ

પાસેતેડી જાઉં,પણ સીતાએ કહ્યું;—રામ અહીં આવી રાવણને મારી મને લઇ જશે, ત્યારે હું આવીશ. રામને કહેવું કે એક માસમાં આવશો, ત્યાં સુધી હું પ્રાણ બચાવવાનો ઉપાય કરીશ. એમ કહી સીતાએ તેમને રામ પાસે જવાની આજ્ઞા આપી. તે વખતે નિશાની તરીકે પોતાના માથાનો ચૂડામણિ આપ્યો.

હનુમાન્ આજ્ઞા લઈ ચાલ્યા, પણ દૂર જઇ વિચાર થયો કે, અહીં આવ્યાથી એક કાર્ય સિદ્ધ થયું, પણ રાવણને ભેટયા વગર ચાલ્યા જવું તે યોગ્ય નથી. એમ વિચારી તેને ભેટવાનો ઉપાય કર્યો, તરત અશોક વનનો કેટલોક નાશ કર્યો, હજારો સ્થંભ વાળા મહેલને ક્ષણવારમાં તોડી પાડયા અને હજારો રાક્ષસોને માર્યા. તે ખબર રાવણને થયાથી તેણે રાક્ષસોને મોકલ્યા; તે સર્વેનો હનુમાને સપાટામાં નાશ કર્યો, વિરૂપાક્ષ, યૂપાક્ષ, દુર્ધર્ષ અથવા દુર્ધર, પ્રઘસ અને ભાસકર્ણ એ પાંચ સેનાપતિને સૈન્ય સાથે મોકલ્યા. એ સર્વેનો પણ સત્વર નાશ કર્યો. પછી રાવણનો પુત્ર અક્ષય આવ્યો તેને પણ માર્યો. ઇંદ્રજીતને પૂછડે વિંટાળી નાગો કરી એક ગુફામાં ઘાલ્યો, માથે પર્વત જેવી સિલા ઢાંકી. ઇંદ્રજીતે બ્રહ્માનું સ્મરણ કરવાથી તેણે આવી બહાર કહાડયો અને બ્રહ્માસ્ત્ર આપી કહ્યું કે આથી હનુમાન્ પકડાશે, તેમ તેમણે હનુમાનને પણ કહ્યું કે, તમે મારૂં માન્ય રાખવા પકડાશો. હનુમાન્ બ્રહ્માનું માન રાખવા બ્રહ્માસ્ત્રથી પકડાયા, સર્વ રાક્ષસો એનાપર તૂટી પડયા, ઘણો માર માર્યો. પણ તેના વજ્ર શરીરમાં કાંઇ વાગ્યું નહિ. જ્યારે પકડી સભામાં લાવ્યા, ત્યારે હનુમાન્ પુંછડાનું ગુંચળું વાળી તે પર રાવણ કરતાં પણ ઉંચા થઇ બેઠા. સર્વેએ જાણ્યું કે આ કોઇ અલૌકિક છે. રાવણે તેને રામની આણ દઇ પૂછયું કે;—તારૂં મોત શી રીતે છે?' ત્યારે હનુમાને કહ્યું કે, હું ચિરંજીવી છું. એ વાત કોઇએ માની નહિ. ત્યારે હનુમાને કહ્યું કે. મારે પુંછડે લૂગડાં વીંટાળી દિવેલમાં બોળી સળગાવી મૂકો એટલે હું બળી મરીશ. દૈતોએ તેમ કરી પૂંછડું સળગાવ્યું. પણ તાપ ન થયો, ત્યારે રાવણે વાયુને પ્રાર્થના કરી, પણ કાંઇ વળ્યું નહિ. પછી હનુમાને રાવણને કહ્યું કે, જો તું ફુંક મારે તો સળગે, રાવણે ફુંક મારી કે એકદમ તાપ થયો, તેથી રાવણનાં દાઢી મુંછ બળી ગયાં, મોઢું ઝલાયું. તેથી જોવા જેવો તાલ થયો. હનુમાને છાપરે છાપરે કૂદકા મારી આખી લંકા સળગાવી મૂકી. સર્વ ઠેકાણે ત્રાસ વ્યાપી રહ્યો, ઘણા રાક્ષસોને બળતાં પૂંછડામાં વિંટાળી વિંટાળીને સમુદ્રમાં ફેંકયા, ઇત્યાદી પ્રકારે હનુમાન્ પોતાનું પરાક્રમ બતાવી

સમુદ્ર કિનારે આવ્યા. સમુદ્રે પોતાની છોળો મારી પૂંછડું ઓલવ્યું. હનુમાને પોતાનો પરસેવો સમુદ્રમાં નાંખ્યો; તે એક મચ્છરીના મુખમાં પડયો, તેનાથી મકરધ્વજ નામે મહા બળીષ્ટ પુત્ર થયો.પછી તેઓ સીતાની આજ્ઞા લઈ અરિષ્ટનેમી પર્વતપર આવ્યા. ત્યાંથી પ્રથમની માફક મોટું રૂપ ધારણ કરી ઉડયા; કે મહેંદ્ર પર્વતપર અંગદ વગેરે હતા, ત્યાં આવી ઉભા રહ્યા. હનુમાન્ સીતાનો શોધ કરી આવ્યાથી સર્વે હર્ષ પામ્યા. ત્યાંથી હર્ષભેર સર્વ કિષ્કિંધામાં રામ,સુગ્રીવ પાસે આવ્યા.હનુમાને સર્વ વાત કહી બતાવી,સીતાનો ચૂડામણિ રામને સોંપ્યો.તેથી રામ અત્યંત આનંદ પામ્યા.

હનુમાન કોઇ વિચિક્ષણ અને અજબ શક્તિના હતા. સમુદ્રપર પૂલ અને ડંકા બાંધવામાં ઇજનેરી કામ બજાવી સર્વ સૈન્યને લંકામાં ઉતાર્યું. પછી રામના એક નહિ પણ ઘણાં ખાનગી અને છતરાયાં કામો કરવા લાગ્યા. નાચી તથા નાટકો ભજવી બતાવવામાં અને વિવિધ વેશ લેવા આદિ કળામાં કુશળ હતા, તેના વડે આવા પ્રસંગે પણ રામને ઘણોજ આનંદ આપતા હતા. ન વરતાય એવા બહુરૂપી વેશ લેવાની કળાને લીધે હનુમાન્ યુદ્ધ પ્રસંગે ઘણાજ ઉપયોગી થઇ પડયા હતા. કોઇ વખતે અવધૂતનો, મદારીનો, વેપારી, સરૈયા, વૈદ્ય, બ્રહ્મચારી, સંન્યાસી [રાવણ શિવોપાસક વેદધર્મી હતો. સંન્યાસીયો તેને બહુજ પ્રિય હતા. તેમને ઘણા માસ પોતાની પાસે રાખતો. તેથી તે રૂપે વધારે ચર્ચા જોવાનું બનતું.] આદિ વેશે રાવણ અને તેના કુળની રાખેલી નાઇકાઓ સાથે મન મેળવી ખાનગી વાતો જાણી લેતા. કેમકે આ રસ્તે ઘણીજ ખાનગી વાતો જાણી શકાય છે. એવી એવી અનેક મુશ્કિલતો વેઠી ચર્ચા જોઈ બાતમી રામને આપતા. હનુમાન્ની ચર્ચા જોવાની કળાથી યુદ્ધમાં ઘણોંજ લાભ થયો હતો. હનુમાને યુદ્ધમાં સેનાપતિનું કાર્ય પણ ઉત્તમ પ્રકારે બજાવી હજારો મોટા મોટા રાક્ષસોને માર્યા હતા. તેમજ રાત દિવસ આખા સૈન્યની ચોકી રાખતા કે, શત્રુ અંદર પ્રવેશ કરી ન શકે. એવી તેનામાં યુદ્ધકૌશલ્યતા અને ચોકસી હતી. સૈન્યને સંજીવન કરવાની ઔષધી ઋષભ પર્વતાદિ પરથી ઘણીવાર તેઓજ લાવતા. જ્યારે રાવણે પોતાની કૃત્યા નામની શક્તિ મારી લક્ષ્મણને મૂર્છા પમાડયા, ત્યારે પણ મુર્છા ઉતારવા હનુમાનજ સૂર્ય ઉગતાં પહેલાં આડા આવતા રાક્ષસોને મારી દ્રોણ પર્વત લાવ્યા હતા. તે વખતે રામના ભાઇ ભરતે નંદીગ્રામ આગળ તેમને રાક્ષસ જાણી બાણ માર્યું, તેથી વધારે જોખમાત, પણ 'રામ!' એવો ઉચ્ચાર કરવાથી બચ્યા હતા. તેના મારથી તેનો જમણો પગ લંગડો થયો

હતો. પરંતુ તે કૃત્ય અજાણતાં થવાથી તેમણે તે સંબંધી રેષ બિલકુલ કર્યો નહોતો; એવી તેમની રાજભક્તિ હતી.

રામ લક્ષ્મણ એક વખતે શિકારે ગયા હતા, ત્યાંથી રાવણના મામા અહિરાવણ, મહિરાવણ તેમને કાળકાને ભોગ આપવા પકડી ગયા હતા. ત્યારે પણ હનુમાને યુક્તિથી ત્યાં જઇ તેમને ઉગાર્યા હતા અને અહિ-રાવણ, મહિરાવણને માર્યા હતા. રામચંદ્રજીએ આ સર્વ કળા પોતાના ભક્તના પ્રેમ અને પરાક્રમ જોવાને માટેજ કરી હતી. તે સર્વ કસોટીમાં હનુમાન્ બરાબર ઉતર્યા હતા. રામે રાવણને માર્યો, લંકાનું રાજ્ય વિભી-ષણને સોંપી, અયોધ્યામાં આવતાં પહેલાં ભરતને વધામણી આપવા હનુ-માન્‌ને મોકલ્યા હતા. વધામણીમાં ભરતે તેમને સો ગામ, હજારો ગાયો અને અમૂલ્ય રત્ન, મણિમાણિક્ય આપવા માંડયાં, પણ તે લઇ હાથ અડકાડી પાછાં આપ્યાં હતાં. કેમકે તે સર્વપર તેમને પ્રીતિ નહોતી, માત્ર રામનાપરજ અખંડ પ્રીતિ હતી. તેથી દ્રવ્યાદિકથી નિર્લેપ રહ્યા હતા, રામનો રાજ્યાભિષેક થયો; ત્યારે સીતાજીએ પોતાના ગળામાંથી રત્ન, મણિ માણિક્ય અને પારસથી સુશોભિત અમૂલ્ય હાર કાઢીને, ઉત્સુક મનથી હનુમાન્‌ના ગળામાં આરોપ્યો. ભક્ત હનુમાન્ બહુ કિંમતી હાર ગળામાં પહેરી કૃતજ્ઞતા પૂર્વક જાનકીના ચરણમાં પડયા, તે વખતે દેવીએ આશિર્વાદ આપી કહ્યું કે:—"બેટા! તું વ્યાધીશૂન્ય થઇને આ સંસારમાં રહે, જ્યાં સુધી સૂર્ય ચંદ્ર રહે, ત્યાં સુધી દેશદેશાંતરમાં રાજચંદ્રજીના જય ગાતો ફર, જ્યાં રહીશ, ત્યાં રામપ્રસાદ તરત આવી હાજર થશે." સીતાદેવીએ હનુમાન્‌ને આવો આશિર્વાદ આપ્યાથી હનુમાન્ પોતાના ગળામાંથી હાર કાઢીને દાં-તથી ભાંગવા લાગ્યા! તે જોઇ લક્ષ્મણે ક્રોધાયમાન થઇ રામને કહ્યું કે;-આવો અમૂલ્ય હાર આના ગળામાં કેમ નાખ્યો? રામે કહ્યું;—'પ્રાણપ્રિય લક્ષ્મણ! હનુમાન્ શા માટે આ હારના મણકા ભાગે છે, તે આ સભામાં પૂછવાથી તેનો જવાબ મળશે. ત્યાર પછી લક્ષ્મણે હનુમાન્‌ને તેનું કારણ પૂછયું; ત્યારે હનુમાને તેનો ઉત્તર આપ્યો કે;—"ભાઇ લક્ષ્મણ! આ હારને મેં ઘણો કિંમતી સમજી ગ્રહણ કર્યો હતો, પણ મેં જ્યારે જોયું કે તેમાં રામ નામ નથી, ત્યારે આ હાર લઇને હું શું કરૂં? રામ વિનાની વસ્તુનો ત્યાગ કરવોજ સારો છે." લક્ષ્મણે પવનકુમારનાં વચન સાંભળી કહ્યું કે;—"જો રામ વિના વસ્તુ તમે ગ્રહણ કરતા નથી, તો તમે તમારૂં શરીર શા માટે ધારણ કરો છો! એમાં તો રામનામ નથી!" હનુમાને આ શ્રવણ કરી તરત સભામાં પોતાના નખથી પોતાની છાતી ચીરી નાખી.

છાતી ચીર્યાથી હાડકાંમાં લાખો રામનામ નજરે પડ્યાં. આ જોઇ આખી સભા આશ્ચર્ય પામી ! ! પછી લક્ષ્મણે ભક્ત હનુમાનની અપૂર્વ રામભક્તિની ઘણી પ્રશંસા કરી કહ્યું કે, તમારા જેવો યથાર્થ રામભક્ત આ સંસારમાં બીજો કોઇ નથી. અહો ! હનુમાનની ભક્તિની તો બલિહારી છે ! ! ! આપરથી સમજવાનું છે કે, ખરો ભક્ત જે હોય છે તે જે વસ્તુ પોતાના પ્રાણુમાં પોતાના ઉપાસ્ય દેવતાનો ભાવ આણુવા દે નહી, તે મહામૂલ્ય રત્ન હોય, તોપણુ તેને અસાર સમજી ત્યાગ કરે છે. ખરો ભક્ત એ છે કે તે પોતાના ઉપાસ્ય દેવતાની તુલનામાં આ સંસારના તમામ પદાર્થો અતિ કિંચિત સમજે છે. ધન્ય છે એવા ભક્તને !

હનુમાન્ રામની પાસે હજુરી તરીકેજ રહ્યા હતા. જ્યારે રામ લક્ષ્મણુને લવ કુશ સાથે ( પુત્રને ન ઓળખતાં અજાણુપણે ) યુદ્ધ થયું હતું. ત્યારેજ હનુમાને હાર ખાધી હતી. આ વખતે લવકુશે હનુમાન્ પાસે બાણુનો ભારો ઉપડાવી વેઠ કરાવી હતી. જ્યારે તેમને બાંધી સીતા પાસે લાવ્યા, ત્યારે સીતાએ તેમને ઓળખતાંજ છોડાવી મૂકાવ્યા હતા અને રામ પાસે જવાની રજા આપી હતી. આ વખતે હનુમાનની ભેટ થતાં સીતા દેવી રોઇ પડયાં હતાં અને હનુમાન્ પણુ રોયા હતા. પછી હનુમાન્ અને વાલ્મિકી આદીના કહેવાથી રામે સીતાને ગ્રહણુ કર્યાં હતાં. રામે હનુમાનને પરણુવા માટે ઘણીવાર બહુબહુ કહ્યું હતું; પણુ તેમણે ઉત્તરમાં ના પાડતાં કહ્યું હતું કે;–' રાજેંદ્ર ! પરણ્યા પછી તમારાં મોટાં કામો મારાથી ન થઇ શકે, તેમ થવાથી હું અતિ પ્રબળ ને હાજર ન રહી શકું; કારણુ કે ઘર વ્યવહાર ચલાવતાં માથે ફિકર પડે છે અને તેમાં વખત રોકવો પડે છે. માટે આપની સેવામાં ખલેલ પડે, એ મારે ન જોઇએ. એમ ઘણી પ્રકારે કહી સદા બાળબ્રહ્મચારીજ રહ્યા હતા. મોટાં કામો કરી રામને પૂર્ણુ સંતુષ્ટ પમાડયા હતા. તેથી રામે તેમને પોતાના પ્રાણુથી પણુ અધિક ગણી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો અને ગુરૂત્વ કરવાના વિષયનો અધિકાર આપ્યો હતો. જ્યારે રામ નિજધામ જવા લાગ્યા, ત્યારે તેઓ હનુમાનને પૃથ્વી પર કલ્પ સમાપ્તી પર્યંત રહેવાની આજ્ઞા કરી ગયા છે. તેથી તે અદ્યાપિ સુધી ચિરંજીવી રહેલા છે. તે અમર મહાત્મા ગંધમાદન નામના હિમાલયના શિખરપર રહેલા છે અને ત્યાં સર્વ કાળ રામ ચરિત્ર લોકોને સંભળાવે છે, એવું શ્રીમદ્ ભાગવત આદિ ગ્રંથોમાં જણુાવેલું છે. તેની રચેલી નાટક રામાયણુ તેના નામથી પ્રસિદ્ધ છે. વીરહનુમાને એક વખતે ભીમનું અભિમાન ઉતાર્યું હતું. આ

લોકપ્રિય વીર પુરૂષે પ્રજાના સુખ માટે બહુ બહુ કર્યું છે. તેથી પ્રજા પણુ તેને અતિ પ્રેમના ઉમળકાથી અદ્યાપિ પર્યંત પોતાના કલ્યાણુદાતાને દેવ તરીકે પૂજે છે, માને છે અને સ્મરણુ કરે છે. અહા! આ શું તેના પ્રત્યે પ્રેમ ભાવની ઓછી નિશાની છે! અને શું એ તેનું ઓછું મહત્વ દર્શાવે છે! ધન્યશ્રી હનુમાન્ તમને!! જય હો તમારો!!! સમય પરત્વે પ્રગટ થઇ ભારતભૂમિની પ્રજાનો ઉદ્ધાર કરો!!!

# ધર્મરાજા–યુધિષ્ઠિર.



આ ધર્મ વિવેકી પ્રતાપી પુરૂષ ચંદ્રવંશીય પાંડુ રાજાથી પૃથા-કુન્તાને પેટે થયેલા ત્રણુ પુત્રોમાંના જ્યેષ્ઠ પુત્ર. આ દ્વાપર-યુગમાં યમ–ધર્મના મંત્ર પ્રભાવે ધર્મ અંશથી જન્મ્યાથી ધર્મરાજા નામે પ્રસિદ્ધ છે. તેઓ શરીરે પાતળા, સુવર્ણ સરખા ગૌરવર્ણ, નાક મોટું, નેત્ર વિશાળ ને રક્ત હતાં. સ્વભાવે શાંત, ક્ષમાશિલ, ધર્મ વિવેકી, ન્યાય નિપુણુ, સત્ય નીતિથી વર્ત્તનારા, પ્રતિજ્ઞા પાળક, રાજનિ-તિમાં કુશળ, ધર્મીષ્ઠ, પાપથી બીને ચાલનારા, દયાળુ, પ્રાણીમાત્રથી મિત્રત્વ સંપાદક, ભલા, વડીલોની મર્યાદા રાખી ચાલનારા, મોટા સત્યવાદી, હેતાળ, વેદ, વેદાંગાદિક શાસ્ત્રોમાં કુશળ, ધૈર્યવાન, પ્રથમ કૃપાચાર્ય પાસે અને પછી દ્રોણાચાર્ય પાસે ધનુર્વિદ્યામાં કુશળતા મેળવી હતી. બરછી સારી વાપરી શકતા, તોપણુ અનભ્યાસને લીધે રણુમાં મોટા યોદ્ધાની સામે ધૈર્ય રાખી શકતા નહિ. તેનામાં અનેક ઉત્તમ સદ્ગુણો હોવાથી તેનો દ્વેષ કોઇપણુ કદી કરતા નહિ. તે કારણુથી તેને અજાતશત્રુ પણુ કહે છે. તેની ખ્યાતિ રથ વિદ્યામાં વિશેષ થઇ હતી. તે સિવાય તેણે સાંકેતિક અર્થ્થરભાષાનો પણુ સારો અભ્યાસ કર્યો હતો. પાંડુ રાજાને કુન્તી અને માદ્રી એ બે સ્ત્રીઓ હતી. તેમાં કુન્તી થકી યુધિષ્ઠિર, ભીમ, અ-ર્જુન અને માદ્રી થકી નકુળ અને સહદેવ એ પાંચ ભાઇઓ હતા. તે પાંચે કુન્તા માતાના હાથ નીચે ઉછરી ઉત્તમ કેળવણી પામ્યા હતા. તેથી તે પાંચેમાં પૂર્ણ સ્નેહ હતો. પ્રત્યેક પરસ્પર પોતાના પ્રાણુથી અધિક ચાહતા હતા. કોઇ દિવસ પણુ પાંચે ભાઇઓમાં જરા પણુ ઓછું

પડયું નહોતું. યુધિષ્ઠિર સર્વથી મોટા હતા, ચારે ભાઇઓ તેમની મર્યાદા રાખી પ્રીતિથી વર્ત્તતા અને ગમે તેવી તેમની આજ્ઞા માન્ય કરતા હતા. આ પાંચે પાંડુના પુત્રો પાંડવો નામે પ્રસિદ્ધ છે. ધૃતરાષ્ટ્રને સો પુત્રો હતા, તે કૌરવો કહેવાતા. પાંડુરાજા મરણ પામ્યા પછી કુન્તા ધૃતરાષ્ટ્ર પાસે હસ્તિનાપુરમાં રહેતાં. કૌરવો પાંડવોને સર્વ પ્રકારે શ્રેષ્ટ જોઇ અદેખાઇ કરતા હતા. ધૃતરાષ્ટ્ર પાંડવોને ગુણી જોઇ તેનાપર પ્રીતિ રાખતા અને યુધિષ્ઠિર જે મોટો હતો તેને પોતાનો યુવરાજ કર્યો હતો. યુધિષ્ઠિર ધૃતરાષ્ટ્રની વતી રાજ્ય કાર્યભાર ચલાવતા. ઉત્તમ કાર્યભારથી પ્રજાની તેનાપર અત્યંત પ્રીતિ થઇ હતી, તેમજ કીર્ત્તિ વધી હતી. તે જોઇ દુર્યોધન બહુ ખિન્ન થયો. તેણે ધૃતરાષ્ટ્રને એકાંતમાં કહ્યું કે, અમે તમારા પુત્ર છતાં અમને રાજ્ય કરવે કેમ અયોગ્ય ગણો છો? તમે પાંડુ કાકાના મોટા ભાઇ અને અમે મોટાભાઇના પુત્ર છીએ. માટે અમારો હક પ્રથમ છે. ધૃતરાષ્ટ્રે કહ્યું કે:-પુત્ર! પાંડુ સરખો બીજો રાજા જગતમાં કોઇ નહોતો. ને હું અંધ છું તે શા રીતે રાજ્ય કરૂં? તેના પુત્રમાં રાજકાર્ય કરવાના સર્વ સદ્ગુણો છે, ને લોક તેનાથી પ્રસન્ન છે. યુધિષ્ઠિરમાં તારા કરતાં વિશેષ સદ્ગુણ છે, મારાથી તેના સાથે શત્રુવટ કેમ થાય? દુર્યોધન બોલ્યો—ત્યારે હું આપઘાત કરી મરીશ; કેમકે તેથી મારૂં માનભંગ થાય છે, એ મારાથી સહન થતું નથી. ધૃતરાષ્ટ્ર બોલ્યો—ઓમારા પુત્ર! તું એટલો અધીર કેમ થાય છે? જો તારી ઇચ્છા રાજ કરવાની છે, તો હું સઘળા રાજ્યનો અર્ધ ભાગ તને અને અર્ધ ભાગ તેમને, એમ બંનેને વહેંચી આપું. કે પછી તારે ને તેને કોઇ દિવસ ટંટો થાયજ નહિ. દુર્યોધન બોલ્યો કે ત્યારે ઠીક, પણ રાજ્ય હવે તરત વહેંચી આપો. હું હસ્તિનાપુરમાં રહી તમારા વિચાર લઇ રાજ્ય કરીશ. ઇત્યાદિ રીતે સમજાવ્યાથી ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને બોલાવી કહ્યું કે:—પુત્ર! તમે સૌ વારણાવટમાં (જુના પ્રયાગમાં) જઇને રહો, ને થોડા દિવસ પછી હું તમને પાછા બોલાવીશ. એ આજ્ઞા ઉપરથી પાંડવો ને કુન્તી ત્યાં જઇ રહ્યાં. જે વખતે પાંડવો વારણાવટમાં જવાને નીકળ્યા, તે વેળા વિદુરે યુધિષ્ઠિરને સાંકેતિક બર્બર ભાષામાં ચેતાવ્યા હતા કે, દુર્યોધને તમને લાક્ષાગૃહમાં (લાખ તથા બીજા સળગી ઉઠે તેવા પદાર્થોનું ઘર) બાળી મૂકવા વિચાર કર્યો છે, માટે સાવધ રહેજો. વળી એક શ્લોક ભણી કહ્યું કે, હું એક માણુસ મોકલું છું, તે એ શ્લોક ભણશે, તે ઉપરથી તેને તમે રાખી કામે લગાડજો. વિદુર ગયા પછી થોડેક દિવસે પાંડવો વારણાવટમાં પુરે-

ચન શિલ્પીએ જે મહેલ બાંધી રાખ્યો હતો તેમાં જઈ રહ્યા. તેઓ રાતે જાગતા રહેતા. અહીં વિદુરનો મોકલેલો માણસ આવ્યો, તેણે કોઈ ન જાણે તેમ ભોંયમાં સળંગ ( ભોંયરૂં ) ખોદી તૈયાર કરી મૂકી. ( વિદુર અને યુધિષ્ઠિર વચ્ચે બર્બર ભાષામાં જે ભાષણ થયું હતું તે વ્યાસે મહાભારતમાં એજ ભાષાના શબ્દોમાં લખેલું છે તે સારૂં થયું છે, કારણ તે ભાષા કોની તેનો સારી રીતે નિર્ણય કરી શકાય તેમ છે. )

યુધિષ્ઠિર માતા અને સર્વ બંધુ સાથે આ લાક્ષાગૃહમાં રહ્યા હતા. તેનો બંદોબસ્ત રાખવાને દુર્યોધને પુરોચનને રાખ્યો હતો, તે વખત આવ્યે લાક્ષાગૃહ સળગાવવાની તજવીજમાંજ રહ્યા કરતો હતો. તે દ્વાર છોડી ક્યાંય જતો નહિ. પાંડવોની ચોકસી રાખતો, પણ ભીમ રાત્રે જાગતા રહેતા. યુધિષ્ઠિરે આ ગૃહમાં રહ્યા પછી અન્નાદિદાન કરવાનો પોતાનો અસલનો નિયમ ચાલુ રાખ્યો હતો. જેને ક્યાંયથી અન્ન ન મળતું તે અહીં આવી ભોજન કરી જતાં. બ્રાહ્મણોને નિત્યભોજન કરાવવામાં આવતું. તે પ્રમાણે કેટલાક માસ આવ્યું. એક વખતે સાયંકાળે કોઈ નિષાદી ( ભીલડી ) પોતાના પાંચ પુત્રો સાથે અહીં અન્ન માગવા આવી. તેને ભોજન કરાવી રજા આપી હતી, પણ તે આગળ ચાલી પાસેના એક ઓરડામાં પોતાના પાંચ પુત્રો સાથે સૂઈ રહી હતી. તેજ રાત્રીએ ભીમને વિદુરની સૂચના યાદ આવી. પુરોચન ગાઢ નિદ્રામાં પડયો હતો, એવો લાગ જોઇ ભીમે પોતાની માતા અને સર્વ ભાઇઓને પ્રથમ ભોંયરા ( સળંગ ) રસ્તે રવાને કરી દીધાં, પછી પોતે લાક્ષાગૃહને ચારે તરફ અગ્નિ લગાવી તરત સળંગમાં પેસી ગયા અને જઈને તેનું દ્વાર બંધ કરી દીધું. લાક્ષાગૃહ સળગી ગયું, તેમાં જે પેલો પાપી પુરોચન પાંડવોને સળગાવી દેવા રહ્યો હતો, તે તથા પેલી ભીલડી અને પાંચ પુત્રો તે સર્વ બળી ગયાં. ભીમે બહાર નીકળી ચાર ભાઇઓ અને માને ખાંધપર બેસાડી દક્ષિણ દીશાનો રસ્તો લીધો. તે સર્વ ભાગીરથી તીરે આવ્યાં. અહીં નૌકા કે મનુષ્ય કોઇ નહોતું, થોડીવારમાં વિદુરનો મોકલેલો માછી હોડી લઇ આવ્યો, તેણે તે છએ જણાને નદી પાર ઉતાર્યાં અહીં લાક્ષાગૃહમાં પાંડવોની અવસ્થા કેવી થઈ હશે, તે ચિંતામાં નગરજનો દોડાદોડ કરવા લાગ્યાં. પરંતુ અગ્નિ શાંત કરવાનો કંઇ ઉપાય ચાલ્યો નહિ, એવું જોઇ તેઓએ અનિવાર શોક કર્યો; તો પણ કેટલાકને પાંડવો બળ્યા નથી એવો સંશય હતો; પરંતુ અગ્નિ શાંત થયા પછી ત્યાં બળેલાં સાત પ્રેત દીઠાં. એક પુરોચન, પાંચ પુત્રો સહિત ભીલડી એ

સાત જોઈને પાંડવો બળી ગયાજ એવો સર્વેએ નિશ્ચય કર્યો. તે સમાચાર હસ્તિનાપુર પહોંચતાં; ભીષ્મ, વિદુર, ધૃતરાષ્ટ્રને અપાર શોક થયો અને દુર્યોધનાદિને અતિ આનંદ થયો. યુધિષ્ઠિર નદી પાર થઇ અરણ્યમાં સુખરૂપે પ્રવિષ્ટ થયા. આગળ ચાલતાં હીડિંબ રાક્ષસ પાંડવોને મારવા દોડયો, તેને ભીમે માર્યો. તેની બેન હિડિંબા રાક્ષસી ભીમને જોઇ મોહિત થઈ ગઇ. તેને વરવાને આતુરતા જણાવી, યુધિષ્ઠિર અને માતા કુન્તાની આજ્ઞાથી ભીમ તેને પરણ્યા. તેનાથી તેને ઘટોત્કચ્છ નામે મહા બળવાન પુત્ર થયો. ત્યાર પછી યુધિષ્ઠિર માતા અને બધુઓ સાથે વિપ્ર વેષે એક નગરીમાં ગયા, ત્યાં ભીમે બકાસુરને મારી ત્યાંની પ્રજાને સંપૂર્ણ સુખ કરી આપ્યું હતું. ત્યાંથી નીકળી સર્વે દ્રુપદ રાજાના શેહેરમાં આવ્યા. ત્યાં અર્જુન સ્વયંવર સભામાં મચ્છ વિંધી દ્રૌપદીને પરણ્યા. દ્રૌપદીને પંડવો વર્યા એવું જોઇ ધૃતરાષ્ટ્રે લોક લજ્જાથી યુધિષ્ઠિરને તેના સર્વ ભાઇઓ સાથે હસ્તિનાપુરમાં તેડાવ્યા અને સન્માન સાથે રાજ્યનો ભાગ દઇ ઇંદ્રપ્રસ્થ ( આગ્રા ) શેહેર વસાવી,ત્યાં રહેવા જવાની આજ્ઞા કરી. તેથી યુધિષ્ઠિર પોતાના સર્વ ભાઇઓ સાથે ત્યાં જઇ રહ્યા.

યુધિષ્ઠિરે ઇંદ્રપ્રસ્થને ઉત્તમ પ્રકારે રચાવી ઇંદ્રપુરી સમ શોભિતી બનાવી. ઉત્તમ રાજનીતિથી રાજ ચલાવી પ્રજાના સુખ અને સ્મૃદ્ધિમાં વધારો કર્યો હતો. તેથી પ્રજાની પ્રીતિ તેનાપર અતિશય થઇ હતી. શ્રીકૃષ્ણના કહેવાથી શિલ્પશાસ્ત્રી મયાસુરે તેને એક અનુપમ સભામંડપ ભેટ કર્યો. તે જોવાને ઋષિઓ, રાજાઓ આદિ એકઠા થયા, નારદ પણ વિણા બજાવતા આવ્યા, તેમને યુધિષ્ઠિરે સિંહાસનપર બેસાડી પૂજા કરી. મુનિએ રાજનીતિ અને ધર્મજ્ઞાનનું વ્યાખ્યાન કર્યું. તે યુધિષ્ઠિરાદિએ સાંભળ્યું, પછી મુનિએ જણાવ્યું કે તમે રાજસૂય યજ્ઞ કરી તમારા ઐશ્વર્યમાં વધારો કરો, આદિ કહેતાં યુધિષ્ઠિરે તેની તૈયારી કરી. શ્રીકૃષ્ણ તથા બીજા અનેક રાજાઓને તેડાવ્યા. અસંખ્ય બ્રાહ્મણોને ભાવતાં ભોજન કરાવી દક્ષિણા આપી, યજ્ઞ ત્રણ વર્ષે પૂરો કર્યો. તે યજ્ઞમાં બ્રાહ્મણોની એઠ કહાડવાનું કામ શ્રીકૃષ્ણે પોતાને હાથ રાખ્યું હતું. યજ્ઞને અંતે રાજાઓને વિદાય કરતી વખતે પ્રથમ સર્વથી શ્રેષ્ઠ ગણાતા રાજાનું પૂજન કરવું જોઇએ. તેમાં યુધિષ્ઠિરે પ્રથમ શ્રી કૃષ્ણનું પૂજન કર્યું. તે જોઈ ઇર્ષાથી શિશુપાળ ક્રોધે ભરાઈ શ્રીકૃષ્ણને ગાળો દેવા લાગ્યો. શ્રીકૃષ્ણે ૯૯ ગાળો સાંખી, પણ (૧૦૦) સોમી ગાળ દેતાંજ સુદર્શન ચક્રથી તેનું શિર ઉડાવ્યું. સર્વ રાજાઓ ભેટ લઇ વિદાય થયા, પણ દુર્યોધનાદિ

કૌરવો મયનું રચેલું સભામંડપ જોવા રહ્યા. તે મંડપ જોતાં દુર્યોધને કાચ હતા ત્યાં પાણી કહ્યું અને પાણી હતું ત્યાં ભુમિ કહી ચાલ્યો કે પાણીના કુંડમાં પડવાથી વસ્ત્રો બગડયાં. ભીમે તેનો હાથ ઝાલી બાહાર કહાડયો. આ તેની મૂર્ખાઇ ઉપર દ્રૌપદીએ હાસ્ય કર્યું. તેથી તે છેકજ લજ્જિત થયો. પછી નકુળ, સહદેવ તેનો હાથ ઝાલી આગળ સઘળું દેખાડતા હતા. ત્યાં દુર્યોધન દ્વાર જાણી બહાર નીકળવા ગયો કે ભીંતમાં પછડાયો, એટલે ભીમ બોલી ઉઠયો કે ધાર્તરાષ્ટ (અંધપુત્ર) આમ ચાલો તે મેણાથી દુર્યોધનને બહુ લાગ્યું, પણ તે સહન કરી વિવેકથી યુધિષ્ઠિર-ધર્મની આજ્ઞા લઇ તેની આપેલી ભેટ સાથે પાછો હસ્તિનાપુર ગયો. અહીં આવી તેણે શંકુનીના વિચારથી ધર્મ સાથે દ્યૂત રમવાનો વિચાર કર્યો. શંકુનીએ ધૃતરાષ્ટ્રને સમજાવ્યો અને તેણે એક મહોત્સવને બાને પાંડવોને હસ્તિનાપુર તેડાવ્યા. ધર્મને દ્યૂત રમાડી તેનું સર્વસ હરણ કર્યું. દ્રૌપદીને પણ હાર્યા. દુઃશાસન દ્રૌપદીનો ચોટલો શાહી સભામાં લાવ્યો, ત્યારે ભિષ્મ, વિદુર, દ્રોણાદિએ નીચું જોયું. પણ દુર્જન કૌરવો બહુ હરખાયાં. કર્ણે દ્રૌપદીને કહ્યું કે, દુર્યોધનના ખોળામાં બેસ ને પાંડવોની આશા મૂકી રાજવિલાસ ભોગવ. તે વખતે ભીમે ગદા ફેરવી, પણ ક્ષમાશિલ યુધિષ્ઠિરના આગ્રહથી તેણે પોતાનો ક્રોધ સમાવ્યો. ધૃતરાષ્ટ્રે દ્રૌપદી અને પાંડવોને મુક્ત કર્યા. દુર્યોધને પાંડવોને દ્રૌપદી સાથે તેર વર્ષ વનવાસ કાઢયા. તેમાં એક વર્ષ છાના રહેવાનું હતું, જો તેરમે વર્ષે છતા થાય તો ફરી બીજાં બાર વર્ષ વનવાસ ભોગવવો, એવા નિયમે અરણ્યમાં જવાની આજ્ઞા કરી. તેથી બીજી સ્ત્રીઓ અને માતા કુન્તાને વિદુરને ત્યાં રહેવાના વ્યવસ્થા કરી અરણ્યમાં જવાની તૈયારી કરી.

યુધિષ્ઠિર સર્વ બધુ સાથે જેવા અરણ્યમાં જવા નીકળ્યા, કે તેની સમાગમે પુરોહિત ધૌમ્ય ઋષિ અને નગરના બ્રાહ્મણોનો મોટો સમુદાય નીકળ્યો. તે સર્વેને પાછા જવાને તેણે પુષ્કળ વિનવ્યા, પરંતુ કોઇએ માન્યું નહિ. ત્યારે નિરૂપાય થઇ સર્વ સમાગમે ચાલ્યા. પ્રથમ કેટલોક કાળ દ્વૈત વનમાં રહ્યા, પછી કામ્ય વનમાં પ્રવેશ કર્યો. યુધિષ્ઠિર મોટા સમુદાય ને ફળ, ફુલ અને કંદમૂળ પૂરાં પાડતા હતા. પ્રતિદિન નવા નવા ઋષિઓ, બ્રાહ્મણો આદિ આવી તેમની પાસે રહેવા લાગ્યા. ઘણાં મનુષ્યો થવાથી તેમના નિર્વાહની મોટી કાળજી ઉત્પન્ન થઇ. તેથી ધૌમ્ય ઋષિની આજ્ઞા પ્રમાણે યુધિષ્ઠિરે વનમાં સૂર્યની તપશ્ચર્યા કરી અક્ષયપાત્ર મેળવ્યું; જે વડે સેંકડો જનને ષડરસ ભોજન મળવા લાગ્યું. આ પ્રાપ્ત થવાથી સર્વ આનંદમાં કાળ ગુજારતા હતા. દુર્યોધનના કહેવાથી

"દુર્વાસા પાંડવને શાપ દેવાને આવ્યા હતા. પણ" અક્ષયપાત્રથી તે સંતોષાયા હતા, ને ઉલટો તેણે દુર્યોધનને શાપ આપ્યો હતો. "ખોદે તે પડે" તેનો આ ઉત્તમ પુરાવો છે. એક દિવસે તેમના આશ્રમમાં કિર્મિર રાક્ષસ આવ્યો. તેને ભીમે માર્યો. પછી અલ્પ કાળમાં અર્જુને નવિન શસ્ત્ર અસ્ત્ર સંપાદન કર્યા. થોડો વખત ઇંદ્રકીલ શિખરપર રહી, ફરી સર્વ સમુદાય સાથે દ્વૈત વનમાં યુધિષ્ઠિર આવ્યા. અહીં લોમસ ઋષિએ આવી તેમને વનવાસ દુ:ખ પરિહારાર્થે નળાખ્યાન સંભળાવ્યું. પછી બૃહદશ્વ ઋષિએ આવી અનેક ઇતિહાસો સંભળાવ્યા અને અક્ષવિદ્યા અને અશ્વહૃદય વિદ્યા તેમને સંભળાવી શિખવી. એ બે વિદ્યાનો ઉપયોગ એવો છે કે, જુગટાનો પ્રસંગ આવતા અનુકુળ અક્ષ—પાસા પડાવે અને યુદ્ધમાં પરાજય ન થાય ( ભાર. વ. અ. ૭૪ ) પુલસ્ત્ય ઋષિએ તીર્થ યાત્રાનું વર્ણન કરી તેનો મહિમા સંભળાવ્યો . લોમશ ઋષિએ તેને સર્વ તીર્થો કરાવ્યાં. તે વખતે તેમણે યુધિષ્ઠિરાદિને અગસ્ત્ય ઇલ્વલવધ, વૃત્રાસુર વધ, ઋષ્યશૃંગ, જમદગ્નિ, પરશરામ મહત્વ, શ્યેનકપોતીય, અષ્ટાવક્ર, યવક્રિત આદિનો ઇતિહાસ સંભળાવ્યો હતો. મહેંદ્રાચળ, કૈલાસગિરિ, ગંધમાદનશિખર એ સર્વ ઠેકાણે ફરતા નારાયણાશ્રમમાં આવ્યા. ત્યાં ભીમે જટાસુરને માર્યો. ત્યાંથી ફરી ગંધમાદનપર આવ્યા. કુબેરના સેનાપતિ મણિમાનનો ભીમે યુદ્ધ કરી વધ કર્યો. નહુષરાજા અજગર રૂપે અગસ્ત્ય શાપથી થયો હતો. ત્યાં ભીમ જઇ ચડવાથી તેમને ગ્રાસવા ગ્રહણ કર્યા હતા. તેવામાં યુધિષ્ઠિરે જઇ તેના પ્રશ્નના ઉત્તરો આપવાથી તે દિવ્ય દેહે થતાં ભીમ મુક્ત થયો હતો.( જુઓ. નહુષ ચરિત્ર ) પછી માર્કંડેયનો મેળાપ થયો. તેમણે મત્સ્યોપાખ્યાન, મંડુકોપાખ્યાન, નહુષ, શિબિ, ઇંદ્રદ્યુમ્ન, ધુંધુમાર, સ્કંદોત્પત્તિ, કેશીપરાભવ; મહિસાસુર વધ, ઇત્યાદિનો ઇતિહાસ યુધિષ્ઠિરને સંભળાવ્યો હતો. તે પછી જયદ્રથના અપરાધથી તેને શિક્ષા કરી હતી. આ પછી ઋષિઓ પોત પોતાને આશ્રમે ગયા હતા.

યુધિષ્ઠિર દ્રૌપદી અને સર્વ બંધુ સાથે અરણ્યમાં રહ્યા હતા. એક વખતે એવું થયું કે, કોઇ એક બ્રાહ્મણના અરણિ ( અગ્નિહોત્રના અગ્નિ ઉત્પન્ન કરવાનું કાષ્ટ ) કોઇ હરણ કરી ગયું. તે પરથી તે બ્રાહ્મણે યુધિષ્ઠિર પાસે આવી તે અરણિ લાવી આપવાનું કહ્યું; ત્યારે તેણે તેનો સત્કાર કરી ભીમને તેના અરણિ લાવી દેવાની આજ્ઞા કરી. ભીમ તે અરણિ લેનારની શોધ કરતા જતા હતા, ત્યાં તૃષા લાગવાથી વ્યાકુળ થયા. પાણીની શોધ કરતાં એક પાણીથી ભરેલું સરોવર દ્રષ્ટિએ પડયું. ભીમ આતુરતાથી ત્યાં—

ગયા. હસ્તપાદ પ્રક્ષાલન કરી જળ પ્રાશન કરવા તૈયાર થયા. તેવામાં સામેના એક વૃક્ષપર બેઠેલો યક્ષ બોલ્યો કેઃ—અરે ! તું કોણ છે ? મારા પ્રશ્નનો ઉત્તર આપ્યા વગર જળપાન કરીશ નહિ.જો એમ કર્યા વગર પીશે તો મરણ પામશે. ભીમે અતિ તૃષાથી તેના બોલવાને નહિ ગણકારતાં જળ પીધું કે, તેવાજ ચેષ્ટા રહિત થઇ પડયા. ભીમને આવતાં વિલંબ થવાથી યુધિષ્ઠિરે અર્જુન, નકુલ અને સહદેવ એ ત્રણેને અનુક્રમે મોકલ્યા. તે સર્વની ભીમની પ્રમાણે અવસ્થા થઇ. તેથી કોઇ સત્વર આવી શકયું નહિ. તે જોઇ યુધિષ્ઠિર પોતે તેનો શોધ કરવા ચાલ્યા. તરત તે સરોવર દ્રષ્ટિએ પડતાં તેની પાસે ગયા. જોયું તો ચારે ભાઇઓ ચેષ્ટા રહિત પડેલા દીઠા. તેથી અતિ ચિંતા થઇ. આ સર્વને શું થયું હશે ? પરંતુ જળ પ્રાશન કરી તેનો વિચાર કરૂં. એવું મનમાં લાવી જેવું જળ હાથમાં લીધું કે,વૃક્ષપરથી યક્ષે પહેલાં પ્રમાણેજ શબ્દ કર્યો.

આ સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે;-બોલ ! તારો શો પ્રશ્ન છે ? હું યથામતીએ તેનો ઉત્તર આપીશ. તેપરથી યક્ષે જે પ્રશ્ન કર્યા, તેના ઉત્તર તેણે દીધા. તેથી યક્ષે સંતોષ પામી પોતાનું મૂળ સ્વરૂપ પ્રગટ કર્યું અને કહ્યું કેઃ—યુધિષ્ઠિર ! યમ-ધર્મ કહે છે તેજ હુંજ છું. તારી સાથે સંભાષણ કરવાના હેતુએજ બ્રાહ્મણના અરણિહરણ કર્યા અને તેની શોધ માટે આવેલા તારા ભાઇઓની આ અવસ્થા કરી છે, પણ તું બોલ કેઃ—હું આ ચારમાં કોને સંજીવન કરૂં ! તે સાંભળી યુધિષ્ઠિરને ઘણું દુઃખ ઉત્પન્ન થયું. તોપણ તેણે ધૈર્યતા રાખી નિર્લોભપણે ન્યાયસરજ બોલવાનો મનમાં નિશ્ચય કરી યમધર્મને કહ્યું કેઃ—મારા પિતાને કુન્તા અને માદ્રી એ બે સ્ત્રીઓ છે, તેમાં કુન્તાનો જયેષ્ઠ પુત્ર જે હું વિદ્યમાન છું. તેવીજ રીતે માદ્રીના બે પુત્રોમાં જયેષ્ઠ જે આ નકુલ છે, તેને સંજીવન કરો. યમે આ સાંભળી યુધિષ્ઠિરના પરમ નિર્મળ અંતઃકરણની પરીક્ષા કરી. આવું તેમનું પવિત્ર અંતઃકરણ જોઇ, યમ-ધર્મ પરમ હર્ષ પામ્યા. તેના ચારે ભાઇઓને સંજીવન કરી, બ્રાહ્મણના અરણિ આપી અંતર્ધ્યાન થઇ ગયા. યુધિષ્ઠિર પોતાના સર્વ ભાઇઓને આનંદ પામતા આશ્રમમાં તેડી લાવ્યા. બ્રાહ્મણને અરણિ આપી સન્માન સાથે માર્ગસ્થ કર્યો.

યુધિષ્ઠિરને વનવાસનાં બાર વર્ષ પૂરાં થયાં, તેરમે વર્ષે છુપાં રહેવાનું હતું. તેથી ધૌમ્ય ઋષિના કહેવા પ્રમાણે મત્સ્યદેશના વિરાટ રાજાની નગરીમાં છૂપા રહેવાના વિચારે આવ્યા. ત્યાંના સ્મશાનમાં ઘણે દૂર શમી ખીજડાના ઝાડપર શસ્ત્ર વસ્ત્રમાં વિંટાળી શબ સરખાં કરી ઉચાં લટકા-

વ્યાં. પ્રથમ યુધિષ્ઠિર બ્રાહ્મણ વેશે કાખમાં અક્ષ-પાસાનું પેટકું રાખી વિ· રાટને આશિર્વાદ આપી કહ્યું કેઃ—હું પાંડવોને ત્યાં રહેતો હતો પણ તેઓ વનવાસમાં ગયા, ત્યારથી નિરાશ્રિત થયો છું. તેથી અહીં આવ્યો છું, અક્ષ વિદ્યામાં કુશળ છું. મારૂં નામ કંક છે. ઇત્યાદિ કહેવાથી રાજાએ તેમને પોતા પાસે સભાસદ તરીકે રાખ્યા, રાજા તેની સાથે અક્ષક્રિડા કરતો, અર્જુન, ભીમ, દ્રૌપદી,નકુલ અને સહદેવ એ સર્વ જુદા જુદા વેશે ત્યાં રહ્યા. વિરાટનાં કેટલાંક કાર્યો કોઇથી ન થઇ શકે તેવાં કર્યા. આ કોઇ અલૌકિક મનુષ્યો છે એવું સર્વને ત્યાં જણાયું. સરત પ્રમાણે છૂપા રહ્યા પછી પ્રગટ થઇને ઉપપ્લવ્ય નગરમા રહ્યા. ત્યાંથી દ્રુપદના પુરોહિતને રાજ્યનો અરધ ભાગ માગવાને હસ્તિનાપુર મોકલ્યો. તે જઇ પાછો આવ્યો. તરતજ ધૃતરાષ્ટ્રે સંજય મારફતે અન્યાય રૂપ સંદેશો કહાવ્યો કેઃ—

યુધિષ્ઠિર ! તું ધર્મનિષ્ટ છે, માટે ક્રુર યુદ્ધ કરવા પ્રવર્ત્ત થઇશ નહિ.દુર્યોધને તને રાજ્ય વિભાગ દીધો નહિ, માટે તું ભિક્ષાએ ઉપજીવિકા કર. પરંતુ યુદ્ધ કરી તેર વર્ષ કરેલાં તપને અને કીર્તિનો નાશ કરીશ નહિ. આ દેહ ક્ષણભંગુર છે તેનો ગર્વ ધરી નાશવંત વિષયમાં તું આશક્ત થઇશ નહિ. માટે જીંદગી પર્યંત તપમાંજ આયુષ્ય ગાળી અક્ષય ભોગ ભોગવવાની દ્રષ્ટિ કરવી યોગ્ય છે. ઇત્યાદિ ધૃતરાષ્ટ્રનો સ્વાર્થ ઉપરનો ઉપદેશ સાંભળી યુધિષ્ઠિરાદિ સર્વ અતિ આશ્ચર્ય પામ્યા. તે પછી સંજય સાથે ધર્માધર્મ વિષે ઘણું ભાષણ થયુ. શ્રીકૃષ્ણે કહ્યું કે,—સંજય ! કૌરવોએ પાંડવોનો ઘણોજ અપરાધ કર્યો છે. માટે તેનો નાશ થવો યોગ્ય છે. આજ પર્યંત તેઓ ઘણીજ ક્ષમા રાખી રહ્યા છે; પરંતુ હવે યુદ્ધ સિવાય તેઓ સમજશે નહિ. તે માટે યુદ્ધ કરવું આવશ્ય છે. પછી યુધિષ્ઠિર બોલ્યા—સંજય ! અર્ધ રાજ્ય તો રહ્યું પણ અમને પાંચ જણને પાંચ ગામ તો દીઓ. કુળનો નાશ ન કરો. એટલું તેને સંભળાવી વિદાય કર્યો. વળી શ્રીકૃષ્ણ પણ તેમને સમજાવવાને હસ્તિ નાપુરમાં ગયા, તેણે બહુ પ્રકારે દુર્યોધનને બોધ કર્યો, પરંતુ તે બોધ તેમને કાંઇ લાગ્યો નહિ. પછી યુદ્ધ ઉપર પરિણામનો આધાર રાખી પાછા આવ્યા. લડાઇની તૈયારીઓ થઇ. અનેક રાજાઓ સૈન્ય સાથે આવી મળ્યા. દુર્યોધન સૈન્ય સાથે કુરૂક્ષેત્રમાં આવ્યો સાંભળી યુધિષ્ઠિર પણ પોતાનું સૈન્ય લઇ કુરૂક્ષેત્રમાં આવ્યા.

યુધિષ્ઠિરે પોતાના હાથમાં માહેંદ્ર નામનું ધનુષ ધારણ કર્યું. યુદ્ધ વખતે બજાવવાનો અનંત વિજય નામનો શંખ લીધો, અશ્વ જોડેલા રંગીન હાથી દાંતના રથમાં બેઠા. તે ઉપર ધ્વજાસ્થાને સુવર્ણનો ચંદ્ર

અને નક્ષત્ર ગણનું ચિન્હ હતું. જે કાળે યુદ્ધ થવાનું હતું, તે કાળે પોતે આ અશ્વ રથપર બેસી બંને સૈન્યના મધ્ય ભાગે ગયા. પ્રથમ શંખનાદ કરી સર્વને સાવધ કર્યા. પછી મોટી ગર્જના કરતા બોલ્યા કે;—કૌરવો પાસે જે યોદ્ધા છે તેમાંથી જેને મારા પક્ષમાં આવવાની ઇચ્છા હોય,તેમણે હજુ પણ આવવું. હું તેનો અંગીકાર કરીશ. તે પરથી ધૃતરાષ્ટ્રના દાસી પુત્ર યુયુત્સુ પોતાની સેના સાથે આ પક્ષમાં આવ્યો. યુધિષ્ઠિરે પોતાની સેનાનું અધિપત્ય ધૃષ્ટદ્યુમ્નને આપ્યું. કૌરવોએ ભીષ્મને સેનાપતિ ઠરાવ્યા. બંને વચ્ચે યુદ્ધનો આરંભ થયો. ભીષ્મે બહુ નીતિથી દશ દિવસ યુદ્ધ કર્યું. તેમાં ઘવાણાથી મરણની અણીએ આવી શરપંજર પર પડયા. પછી દ્રોણાચાર્યે સેનાપતિ થઇ પાંચ દિવસ સુધી મહા ભયંકર યુદ્ધ કર્યું, તેમાં અર્જુનની ગેર હાજરીમાં અભિમન્યુને સાત કોઠાની લડાઇમાં માર્યો. અર્જુને તે માટે અપાર શોક કર્યો. અરે! હવે મારે રાજ્ય લઇને શું કરવું છે? એવું બોલી રૂદન કર્યું.

વ્યાસે આવી પૌરવ, શિબિ શશબિંદુ, દાશરથિરામ, દિલીપ, અંબરિષ, ભરત, પૃથુ, માંધાતા, ભગીરથ આદિનો અનુક્રમે ઇતિહાસ સંભળાવી કહ્યું કે;—એવા એવા જે મોટા પરાક્રમી હતા, તે સર્વેએ અનિવાર દુઃખ ભોગવ્યું હતું, છેવટ તે પણ મૃત્યુને પાત્ર થયા છે. માટે મૃત્યુ અનિવાર્ય છે, એવું જાણીને તું અભિમન્યુનો શોક ન કર. ઇત્યાદિ ઉપદેશ આપી અંતર્ધાન થયા. શ્રીકૃષ્ણે અર્જુનને કુટુંબીઓના વિનાશનો વિચાર ન કરતાં યુદ્ધ કરવા ઉશ્કેરવા જે જે જ્ઞાન સમજાવ્યું હતું, તે ઘણું મનન કરવા યોગ્ય છે. ( જુઓ. શ્રીમદ્ ભગવત્ ગીતા. ) યુધિષ્ઠિરે આ યુદ્ધમાં આગળ પડી યુદ્ધ કર્યું નથી, તોપણ એક બે વાર તેણે અસ્ત્ર બાણથી દ્રોણ, કર્ણાદિ કૌરવોને ગભરાવ્યા હતા. દ્રોણનો કાળ વહેલો આણવાને સારૂ જ્યારે કૃષ્ણે ઘણો આગ્રહ કર્યો, ત્યારે અશ્વત્થામા મુઆ એમ કહ્યું; ત્યારે તેણે નહિ ચાલતાં "નરોવા કુંજરોવા " તેવા અર્થનું યુક્તિ વાળું ભાષણ કર્યું હતું. જે દ્રોણે ખરૂં માન્યું અને પોતાનાં શસ્ત્ર મૂકી તેજ સ્થળે પદ્માસન વાળી પ્રાણને મસ્તક દ્વારે આકાશમાં જતા કર્યા. પછી ધૃષ્ટદ્યુમ્ને જઇ તેનું મસ્તક ખડ્ગથી કાપી નાંખ્યું.

દ્રોણ મરણ પામ્યા પછી કર્ણે સેનાપતિ થઇ બે દિવસ યુદ્ધ કર્યું. તેમાં યુધિષ્ઠિરને કર્ણે બહુ વિતાડયું હતું. અર્જુનને મારવાની તેને ઘણી ઉત્કંઠા હતી, પણ અર્જુન કર્ણનો બાધો જાય એવો નહોતો. તે યુધિષ્ઠિરને મૂકી ભીમની સામો ધસ્યો, યોદ્ધાઓ સામસામે મચ્યા. એટલામાં

અર્જુન આવી પહોંચ્યો. યુધિષ્ઠિરે તેને કહ્યું કે;તેં હજુ કર્ણને માર્યો નહિ, માટે તું ગાંડીવધનુષ્ય શા માટે ધારણ કરે છે ? તે કોઇને દઇ દે અગર ફેંકી દે.ઇત્યાદિ કઠણ વચનો કહ્યાં. તે અપમાનથી તેને વિશેષ ક્રોપ ચડ્યો પરંતુ "ગાંડીવધનુષ્ય દઇ દે" તે વચનથી તેને એટલો તો ક્રોપ ચડ્યો કે, તે સાંભળતાંજ અર્જુને ખડ્ગ ઉપાડયું, પણ કૃષ્ણે અટકાવ્યું. નહિં તો યુધિષ્ઠિરનો પ્રાણ જાત. આ વખતે કૃષ્ણે તેને બલાક નામના વ્યાધ અને કૌશિક બ્રાહ્મણનો ઇતિહાસ કહી સંભળાવી શાંત કર્યો. ગાંડીવધનુષ્યની નિંદા કરનારાનો શિરછેદ કરવાની તેને પ્રતિજ્ઞા હતી, એ તેની પ્રતિજ્ઞા સિદ્ધ કરવાને કૃષ્ણે તેને કહ્યું કે;—તું યુધિષ્ઠિરને કઠોર શબ્દરૂપી બાણ માર એટલે તેને માર્યા બરોબર થયું. તે પરથી અર્જુને પોતાની પ્રતિજ્ઞા પાળવા તે પ્રમાણે કરી તરત યુધિષ્ઠિરની પાસે ક્ષમા માગી હતી. પછી યુધિષ્ઠિરનો આશિર્વાદ લઈ તરત કર્ણપર તેમણે ધસારો કર્યો અને તેને માર્યો. આ વૃત્તાંત યુધિષ્ઠિર જાણી અતિ આનંદ પામ્યા. તે પછી દુર્યોધને શલ્યને સેનાપતિ કરી મોકલ્યો. આ અઢારમા દિવસનું છેલ્લું યુદ્ધ હતું. કૌરવોના સૈન્યમાં મોટા યોદ્ધાઓ મરણ પામ્યા હતા. તેથી દુર્યોધને કહ્યું કે, સૌએ સામટોજ ધસારો કરવો. પછી બંને સૈન્ય લડયાં, યુધિષ્ઠિરે શલ્યને માર્યો, પાંડવદળે કૌરવદળને સંહાર્યું. દુર્યોધન ગદા લઇને છાનોમાનો એક નાના તળાવમાં ડુબકી મારી અંદર બેસી રહ્યો. તેની પાસે ડુબકી મરવાનો મંત્ર હતો. તેથી તે ઇચ્છે ત્યાં સુધી પાણીમાં રહી શકતો. દુર્યોધન રણક્ષેત્રમાં જોવામાં ન આવ્યાથી યુદ્ધ બંધ રાખી તેને સર્વ શોધવા લાગ્યા. શોધતાં તેનો તળાવમાં પતો લાગ્યો.

યુધિષ્ઠિરે તળાવપર આવી કહ્યું કે;–" દુર્યોધન ! તેં આટલા બધા લોકોનો સંહાર કરાવ્યો ને હવે તું પાણીમાં કેમ સંતાઇ રહે છે ? આ તને લાજ લાગવા જેવું છે.તું ક્ષત્રિય છતે અમે યુદ્ધ માંગીએ છીએ તે આપતો નથી, એ તને ઘટારત નથી. આવ યુદ્ધ કર,પછી જય પરાજય ઇશ્વરેચ્છા પ્રમાણે થશે. પાણીમાં ભરાઇ રહેવું એ ઘણું અધમ છે. દુર્યોધન બોલ્યો—મારા ભાઇ, સગા, મિત્રો આદિ અસંખ્ય મુઆ, હવે મારે રાજ્યનું શું કામ છે ? તું સુખેથી રાજ્ય કર. જો હું ઇચ્છું તો હજી તમને જીતી શકું તેવો છું. હવે ભીષ્ય, દ્રૌણ, કર્ણ કોઇ નથી,માટે હું યુદ્ધ કરતો નથી. મારો કેડો મૂકો. હું મારૂં લાગ્યું ભોગવીશ. વલ્કલ પહેરી તપશ્ચર્યા કરીશ યુધિષ્ઠિર બોલ્યા—હવે દયા ઉપજાવવાની વાત છોડી દે. તારાં આગલાં વચન યાદ કર. પછી ભીમ બોલ્યો—અરે ! ઓ લબાડ ! નીકળ બહાર ? નહિ

તો અંદર પડી તને ખેંચી બહાર કહાડીશ. તે સાંભળી દુર્યોધન બહાર આવ્યો, એક ભીમજ સાથેજ યુદ્ધ કરવા માંગ્યું. સર્વ કુરૂક્ષેત્રમાંઆવ્યા ભીમ બોલ્યો—દુર્યોધન ! તેં જે અમને દુઃખ દીધાં છે તેની તને આજે શિક્ષા આપુંછું. એમ બોલી બંને વચ્ચે યુદ્ધ થતાં ભીમે ગદાવડે દુર્યોધનને માર્યો. મરણની અણીપર હતો તે વખતે યુધિષ્ઠિરે પાસે જઈ તેને ધીરજ આપી. આ વખતે દુર્યોધન બોલ્યો 'મેં મારૂં રાજ્ય યથા ન્યાયે ચલાવ્યું છે. હું ઇશ્વર પાસે માગુંછું કે તે મને મારી રૂડી વર્તણુકનું ફળ આપે' એટલામાં દેવતાઓએ તેના ઉપર પુષ્પ વૃષ્ટિ કરી. આકાશમાં ગંધર્વ ગાયન ચાલ્યું. આ જોઇ યુધિષ્ઠિર વગેરે આશ્ચર્ય પામ્યા. પાંડવોનો જય થયો. કૃષ્ણે શંખ વગાડી રાજા યુધિષ્ઠિરની આણ વર્ત્તાવી. સૌ બોલ્યા કે—જય ! જય ! મહા રાજા યુધિષ્ઠિર ! ! ઘણું જીવો ! ! !

યુધિષ્ઠિર પોતાના મુવેલા સંબંધીઓની ઉત્તરક્રિયા કરી ગંગા કિનારે એક માસ રહ્યા. અહીં ઋષિ, મુનિઓએ મળી યુધિષ્ઠિરને શોક મૂકવા વિષે અનેક નીતિ સભજાવી, પણ ધર્મે કહ્યું કે;—હવે મારે રાજ્ય જોઇતું નથી. હુંતો વનમાં જઇશ. વ્યાસે કહ્યું કે તું ભીષ્મ પાસે જા, તે તારો સંશય દૂર કરશે. યુધિષ્ઠિર પોતાના ભાઇઓ સાથે જ્યાં શરપંજરમાં ભીષ્મ પડયા હતા ત્યાં આવ્યા. કૃષ્ણે સર્વ વાત કહી બતાવી. ભીષ્મે યુધિષ્ઠિરને પાસે બેસાડયા અને વ્યાસ, કૃષ્ણ, નારદાદિની સમક્ષ રાજધર્મ, આપત્ધર્મ, દાનધર્મ મોક્ષધર્મ સંભળાવ્યા. ઉત્તરાયન થતાં ભીષ્મે પ્રાણ ત્યાગ કર્યો. યુધિષ્ઠિરે અગ્નિ સંસ્કાર કર્યો. કૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું કે, સર્વ રાજા પ્રજાની ઇચ્છા છે કે તમારેજ રાજ્યાસનપર બેસવું. માટે ચાલો. ધર્મરાજા રથપર બેઠા, ભીમ સારથી થયો, અર્જુને છત્ર ધર્યું અને નકુલ, સહદેન ચમર ઉરાડવા લાગ્યા. યુધિષ્ઠિર સર્વ સંગાતે વાજતે ગાજતે હસ્તિનાપુર આવી, મોટા ઠાઠમાઠથી સિંહાસનપર બેઠા.ધર્મરાજા નીતિથી રાજ ચલાવવા લાગ્યા.યુવરાજપદ ભીમસેનને મળ્યું,અર્જુન સેનાપતિ થયા. તેનાથી સર્વ પ્રજાને બહુ સુખ થયું. તેથી કહેવાય છે કે;—આતો ધર્મરાજ છે ! આવી રીતે છતાં ધર્મ રાજાનો જીવ ઉદાસ રહેતો. તે કહેતા કે મારે માટે યુદ્ધમાં આટલો સંહાર થયો તે દોષથી હું કયારે મુક્ત થઇશ ? તે શોકમાંથી તેનું મન ખસેડવા કૃષ્ણે તેને અશ્વમેધ યજ્ઞ કરવાનું કહ્યું. અશ્વમેધ યજ્ઞ કરતાં પહેલાં સૌ રાજા એ અશ્વમેધ કરનારાને શ્રેષ્ઠ માનવો જોઇએ. યુધિષ્ઠિરે પોતાનું શ્રેષ્ઠપણું મનાવવાને અશ્વ છોડયો. તેના રક્ષણ માટે અર્જુન ગયા. ઘણાક રાજાઓએ તે અશ્વને બાંધ્યો

પણ અર્જુને સૌનો પરાભવ કર્યો.પછી યુધિષ્ઠિરે સર્વ રાજાઓ તથા બ્રાહ્મણોને બોલાવી ધામધૂમથી યજ્ઞ કર્યો. તે સમાપ્ત થયા પછી સૌ રાજા પોતાને દેશ ગયા. કૃષ્ણ પણ દ્વારિકામાં ગયા. એ રીતે અશ્વમેધ કરી પુણ્ય, અને કીર્ત્તિ સંપાદન કરી. થોડા દિવસ પછી ધૃતરાષ્ટ્રને ગાંધારી, ભીમના તિરસ્કારથી વનમાં ગયા. ત્યાં તેને દાનધર્મ કરવાને યુધિષ્ઠિરે ઘણું દ્રવ્ય આપ્યું. કુન્તાજી પણ તે સાથે ગયાં. પછી કૃષ્ણ પણ નિજધામમાં ગયા. તે સમાચાર જાણી યુધિષ્ઠિરનો હૈયા શોક વધ્યો અને રાજ્ય છોડી સંસાર ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. થોડા દિવસ પછી અર્જુનના પૌત્ર પરિક્ષતને રાજ્ય સિંહાસનપર બેસાડી, સર્વે ત્યાગીને વેશે નીકળ્યા. ઘણા દેશ ફરતા હિમાલય આવ્યા. અહીં પ્રથમ દ્રૌપદી,પછી સહદેવ, નકુલ, અર્જુન અને ભીમ એમ અનુક્રમે પડયા.યુધિષ્ઠિરને માટે વિમાન આવ્યું,પણ તેણે કહ્યું કે;-કૂતરો પહેલો બેસે તો હું બેશું, એટલે યમે કૂતરાનું સ્વરૂપ મૂકી મૂળ સ્વરૂપે દર્શન આપ્યું અને તેને સ્વર્ગ દેખાડયું. સ્વર્ગમાં યુધિષ્ઠિરે દુર્યોધનાદિક પિત્રાઇઓને દીઠા, પણ પોતાના ભાઇઓ કે દ્રૌપદીજીને ન દીઠાં. તેથી તેમણે પૂછવાથી યમ રાજાએ કહ્યું કે,—તે તો બીજી ગતિને પામ્યા છે. યુધિષ્ઠિરે કહ્યું કે,—જ્યાં તે હોય ત્યાં મને લઇ જાઓ. પછી યમે તેમને દૂત સાથે ત્યાં મોકલ્યા. અહીં તેમણે પોતાના ભાઇઓને નર્કમાં પડેલા દીઠા. તેમણે પણ તેમની સાથે જ રહેવાનું પસંદ કર્યું. પછી ઇંદ્રે કરેલીમાયા દૂર થતાં, સર્વને સ્વર્ગમાંજ જોયા. આવી રીતે કરવાનું કારણ એ હતું કે;—યુધિષ્ઠિર પોતાના ભાઇઓ પ્રત્યે કેટલું હેત રાખે છે; તે જોવાનેજ આ તેની છેલ્લી પરીક્ષા હતી.

અહો ! યુધિષ્ઠિરે એકલાં સ્વર્ગમાં સુખ ભોગવવા કરતાં, ભાઇઓ સાથે નર્કમાં રહેવું પણ તેથી વધારે શ્રેષ્ટ ગણ્યું ! આ શું તેનો ભાઇઓ પ્રત્યે ઓછો પ્રેમ દર્શાવે છે ? ખરેખર ભાઇ તો એવાજ જોઇએ. ભાઇઓના સ્નેહ ને સંપની બરોબર એકે સુખ નથી. યુધિષ્ઠિરની આજ્ઞા તેના નાના ભાઇઓએ પોતાનો ધર્મ સમજી સદા પાળી હતી. સુખ દુ;ખમાં પણ ભાઇઓએ સાથે વસવું. ક્ષમાશિલ થવું, સમાનતા રાખવી, પ્રજાને સુખી કરવી આદિ સદ્ગુણો ગ્રહણ કરવાથી પરિણામે કેવા લાભ થાય છે, તે આદિ શિક્ષણ આ યુધિષ્ઠિરના ચરિત્રપરથી મળી આવે છે. યુધિષ્ઠિરને યમધર્મે સ્વર્ગની ગંગામાં નવરાવ્યા, એટલે દિવ્ય દેહે થઇ પોતાના ભાઇઓ સાથે સ્વર્ગમાં રહ્યા. યુધિષ્ઠિરે ૪૦ વર્ષ ઇન્દ્રપ્રસ્થમાં અને યુદ્ધની અંતે હસ્તિનાપુરમાં ૩૬ વર્ષ રાજ્ય કર્યું.યુદ્ધ સમયે તેનું

વય ૮૦ વર્ષનું હતું. તે જોતાં એ ૧૨૫ વર્ષ ઉપરની ઉમરે સ્વર્ગમાં ગયેલા. કળિયુગમાં પહેલા શકકર્ત્તા રાજા તેઓજ હતા. તેનો શક ૩૦૪૪ વર્ષ ચાલ્યો હતો. તે પછી વિક્રમ શક ચાલ્યો છે. યુધિષ્ઠિર બ્રાહ્મણોના પૂજક અને કલ્પદ્રુમ રાજા ગણાયા હતા. તેમનો યશ ધર્મિષ્ટ સાધુ પુરૂષ રૂપેજ અમર રહેલો છે. તે અદ્યાપિ પર્યંત સતેજ છે. ધન્ય છે ધર્મરાજાને!!!

## અર્જુન-બાણાવળી.



આ પૃથ્વી પ્રસિદ્ધ વીરનર ચંદ્રવંશી પાંડુ રાજાની સાધ્વી રાણી કુન્તાને ઉદરે જન્મેલા ત્રણ પુત્રોમાંના કનિષ્ટ. આ દુર્વાસા ઋષિના મંત્ર પ્રભાવે ઇંદ્ર અંશથી દ્વાપરયુગમાં જન્મ્યા. આ બાણાવળી અર્જુન અને શ્રીકૃષ્ણ નર નારાયણનો અવતાર ગણાય છે. ધનુષ્ય ધારી અર્જુનની અંગકાન્તિ શ્યામ,આકૃતિ દીર્ઘ, સ્કંધ ઉંચી, વૃક્ષસ્થળ વિશાળ અને નેત્ર કમળ સરખાં હતાં. દ્રોણાચાર્ય પાસે ધનુર્વિદ્યાનો અભ્યાસ કરી તેમની પ્રીતિ સંપાદાન કરી હતી. ગુરૂએ પ્રસન્ન થઇ બ્રહ્માંડનો લય કરે એવું બ્રહ્મશિરો નામે અસ્ત્ર આપ્યું હતું. સર્વ પ્રકારની યુદ્ધ કળામાં પ્રવિણતા મેળવી ધનુર્વિદ્યા પોતાની કહેવડાવી હતી. તે રણમાં ચતુર, ધીટ, વિજયી ને પ્રતાપી યોદ્ધા હતા. સ્પષ્ટ વક્તા યોદ્ધા છતાં કોમળ હૃદયના, વડીલ ભાઇ પ્રત્યે નિરંતર મર્યાદાશીલ, સત્યવાદી, વીર, ગૌબ્રાહ્મણ પ્રતિપાળક, પ્રતિજ્ઞાપાળક, વ્યવહારિક વિષયથી વાકેફ, ઠરેલ, નિદ્રાજીત, ચાલાક, નૃત્ય સંગીતમાં કુશળ, બંને હાથે બાણ મારવામાં પ્રવીણ. ધાર્મિક, નીતિવાન અને ઇશ્વરોપાસના આદિ ધર્મનાં નિત્ય કૃત્ય કરવામાં નિયમ વાળા હતા. દ્રોણે ગુરૂદક્ષિક્ષામાં પંચાળ દેશના દ્રુપદને શિક્ષા કરવાનું પાંડવ કૌરવને કહ્યું. કૌરવો દ્રુપદસામા યુદ્ધ કરવા ગયા. પણ તે હારીને પાછા આવ્યા. પછી અર્જુને પોતાના પરાક્રમથી તે સામે યુદ્ધ કરી તેને દ્રોણને શરણે કર્યો હતો. પછી ઘણાક રાજાઓને અર્જુને જીત્યા અને હસ્તિનાપુરને શોભાવ્યું. લાક્ષાગૃહમાંથી ક્ષેમ ઉગર્યા પછી પાંડવોએ વનવાસ કર્યો. પ્રથમ અર્જુને એક અંગારપર્ણ નામે ગંધર્વને યુદ્ધ કરી હરાવ્યો. તેથી તેમણે તેને સુક્ષ્મપદાર્થદર્શક-ચાક્ષુષી-ગંધર્વાસ્ત્ર વિદ્યા શિખવી અને પોતે તેને અગ્ન્યાસ્ત્ર વિદ્યા શિખવી હતી. દ્રૌપદીના સ્વયંવરમાં તેણે મચ્છ વિંધ્યો ને દ્રૌપદીએ તેને વરમાળા પહેરાવી. તે જોઇ

બીજા રાજાઓ ક્રોધે ભરાઇ સામા થયા હતા, પણ અર્જુને બાણથી અને ભીમે એક મોટા વૃક્ષથી સર્વને હંફાવ્યા. ધૃતરાષ્ટ્રે લોક લાજથી તેમને માન સાથે બોલાવી અર્ધ રાજ આપી ઈંદ્રપ્રસ્થ આગ્રામાં રાખ્યા. ત્યાં એક સમે એક બ્રાહ્મણ અર્જુન પાસે રૂદન કરતો આવી બોલ્યો કે;— મારી સવત્સ ધેનુ ચોરાઇ છે, તે સાંભળી ઉતાવળે અર્જુન ચિત્રશાળામાં ધનુષ બાણ લેવા જાયછે, તો ત્યાં ધર્મરાજા અને દ્રૌપદી એકાંતમાં સૂતેલાં જોયાં. તરત પોતે પાંચ ભાઇઓએ કરેલી પ્રતિજ્ઞા યાદ આવી. પછી પેલા બ્રાહ્મણને ગાય લાવી આપી ૧૨ વર્ષ વનવાસ જવા નીકળ્યા. ધર્મરાજાએ ઘણી ના કહી પણ તે બોલ્યા કે;—" હું મારી પ્રતિજ્ઞા નહિ તોડું " એમ કહી તીર્થયાત્રા કરવા ચાલી નીકળ્યા. પ્રથમ ગંગાદ્વારે આવ્યા. અહીં દર્શન કરી પાછાં આવતાં, **ઉલુપી** નામે નાગ કન્યાના આગ્રહથી તે સાથે ગાંધર્વ લગ્ને પરણ્યા. તે સ્ત્રીથી તેને **ઈરાવાન** પુત્ર થયો. પછી બદ્રિકેદારનાં દર્શન કર્યાં ને હિરણ્યબંધુ તીર્થ કર્યું. પશ્ચિમમાં નિમિષારણ્યમાં તપોવનને વંદન કરી, અંગ,બંગ આદિ દેશ જોયા. દક્ષિણમાં મહેન્દ્ર પર્વત જોયો. સમુદ્ર તીરે **મણિપુર** નગરના રાજા **ચિત્રવાનની** કન્યા **ચિત્રાંગી** સાથે પરણ્યા. અર્જુન ત્યાં ત્રણ વર્ષ રહ્યા. તે સ્ત્રીથી અર્જુનને **બભ્રુવાહન** નામે પુત્ર થયો. તેને ચિત્રવાને રાજ સોંપ્યું.

અર્જુન ત્યાંથી આજ્ઞા લઇ ચાલ્યા. મણિપુરથી દક્ષિણે સમુદ્ર કિનારે સૌભદ્ર, પોલોમ, અગસ્ત્ય, કારધમ અને ભારદ્વાજ એ પાંચ **નારી** તીર્થ નામે પ્રસિદ્ધ છે, તેને મનુષ્ય વિવર્જીત જોઇ, ઋષિઓને પૂછવાથી તેણે જણાવ્યું કે, તે પ્રત્યેકમાં એક એક મોટી મગરી રહે છે. તેથી ત્યાં કોઇ જઇ શકતું નથી. આ સાંભળી અર્જુન નહિ ડરતાં ત્યાં ગયા. પ્રથમ સૌભદ્રતીર્થમાં સ્નાન કરવા ઉતર્યા કે મગરીએ પકડયા, પણ સાવધ રહી પોતાના શરીર સામર્થ્યથી તેને બહાર કાઢી. તે દિવ્યસ્ત્રીરૂપે થઇ ઉભી. તેમને પૂછતાં જણાવ્યું કે; હું કુબેર સભાની અપ્સરા છું. મારૂં નામ વર્ગા છે, એક દિવસ હું, સૌરભેયા, સમીચી, બુદ્દબુદા અને લતા એ ચાર સખીઓ અમે અરણ્યમાં ગાયન કરતી ફરતી હતી. ત્યાં કોઇ ઋષિ પુત્ર અધ્યયન કરતા ગુપ્ત સ્થળે રહેલા હશે, તે અમે જોયેલા નહિ. અમારી ક્રિડાથી તેમના અધ્યયનમાં વિક્ષેપ પડયો. તેણે કોપ કરી શાપ દીધો કે, " તમો જળ મધ્યે મગરીરૂપ થઇ પડો. " તે શાપથી અમે તેમને વંદન કરી ઉશાપ માગ્યો. ત્યારે તેમણે કહ્યું કે;—તમો આજથી સો વર્ષે કોઇ એક

મહાપુરૂષના સ્પર્શથી ઉદ્ધાર પામી સ્વર્લોકમાં જશો.એવાં તેમનાં વચન પ્રમાણે હું આજે સો વર્ષે તમારા સ્પર્શથી ઉદ્ધાર પામી પૂર્વ સ્વરૂપે થઇ. તેવીજ રીતે દયા કરી, મારી બીજી સખીઓનો પણ ઉદ્ધાર કરશો.તે પરથી અર્જુને પ્રત્યેક તીર્થમાં સ્નાન કરી તેનો ઉદ્ધાર કર્યો. સર્વ અર્જુનની સ્તુતિ કરી, સ્વર્લોકમાં ગઇ. ત્યારથી એ તીર્થમાં મનુષ્યો નિર્ભયતાથી સ્નાન કરે છે.

અર્જુન ત્યાંથી **શિવકાંચી, વિષ્ણુકાંચી**નાં દર્શન કરી **કામ્યવનમાં** આવ્યા. તે શિવનું અનુષ્ઠાન સ્થળ હતું, ત્યાં અર્જુન ધ્યાનસ્થ થઇ બેઠા. ત્યાં શિવ આવ્યા ને કોપાયમાન થયા. અર્જુને શિવ સાથે યુદ્ધ કર્યું, તેમાં તે શિવના બાણથી મુર્છા પામ્યા. શિવ તેનું યુદ્ધ ચાતુર્ય જોઇ પ્રસન્ન થયા અને તેને સાવધ કરી કવચ, કુંડળ આપ્યાં. પછી તેઓએ રામેશ્વરનાં દર્શન કરી હનુમાનના મુખથી રામ ચરિત્ર સાંભળ્યુ. અર્જુને હસીને કહ્યું કે રામનું એટલું સામર્થ્ય, ત્યારે બાણવતી કેમ સેતુ ન બાંધ્યો ? હનુમાને કહ્યું કે; બાણ તો ભાંગી જાય. અર્જુન બોલ્યા કે;— હું જો હોત તો બાણનો સેતુ બાંધત. હનુમાને કહ્યું કે, બાંધ જોઉ. પછી અર્જુને એક યોજનનો **બાણસેતુ** બાંધી કહ્યું કે, તે જો તું ભાંગે તો હું અગ્નિકાષ્ટ ભક્ષ કરીશ. હનુમાને કહ્યું કે જો હું ન ભાંગુ તો તારી ધ્વજાપર બેસી મારે તારે આધિન રહેવું. હનુમાને કુદકો મારી સેતુ ભાંગ્યો ને અર્જુને કાષ્ટ એકઠાં કરી સળગાવી તેમાં પ્રવેશ કરવાની તૈયારી કરી; પણ એટલામાં કૃષ્ણે બ્રાહ્મણને રૂપે આવી તેની સર્વ વાત સાંભળી. કૃષ્ણે હનુમાનને કહ્યું કે સાક્ષી કોણ છે ? માટે ફરીથી સેતુ રચાય ને તું ભાગે ત્યારે ખરી વાત. અર્જુને તે બાંધ્યો, કૃષ્ણે તેની નીચે છાની રીતે સુદર્શન મૂકેલું. તેથી તે સેતુ હનુમાનથી તૂટયો નહિ: ત્યારે બ્રાહ્મણે હનુમાનને કહ્યું કે, તેમની ધ્વજાપર બેસી તેને સહાય રહેજો. ત્યાંથી અર્જુન દ્વારિકાં આવ્યા. અહીં તેઓ કૃષ્ણની સહાયતાથી **બળરામ**ની ઇચ્છા ઉપરાંત **સુભદ્રા**નું હરણ કરી પરણ્યા. તેમની સાથે એક વર્ષમાં ઘણાં તીર્થ કર્યા. બાર વર્ષ પૂરાં થતાં ઇંદ્રપ્રસ્થ આવી ભાઇઓને ભેટયા. સુભદ્રાને દ્રૌપદીએ બેન કરી માની. સુભદ્રાથી **અભિમન્યુ** પુત્ર થયો અને ત્યાર પછી દ્રૌપદીથી **શ્રુતકર્મા** પુત્ર થયો. એક સમયે ગ્રીષ્મ ઋતુમાં અર્જુન, કૃષ્ણ, સુભદ્રા, દ્રૌપદી અને બીજા સર્વ યમુનાના તટપર વનમાં શિબીરા—તંબુમાં રહ્યાં હતાં. ત્યાં અગ્નિએ બ્રાહ્મણરૂપે આવી ખાંડવ વન ભક્ષ કરવાનું માગ્યું અને કહ્યું કે આ માટે ઇંદ્ર સાથે યુદ્ધ કરવું પડશે. અર્જુને કહ્યું કે મારી પાસે અસ્ત્ર ઘણાં છે, પણ રથને

ધનુષ્ય નથી. અગ્નિએ પાતાળમાં જઇ વરૂણ પાસેથી ગાંડીવ ચાપ, અક્ષય ભાથા ને વિજયરથ લાવી અર્જુનને આપ્યાં. અર્જુન અને કૃષ્ણ રથપર બેશી ખાંડવ વનમાં ગયા. અગ્નિએ વન ભક્ષ કરવા માંડયું, એટલે ઇંદ્રે દૈત્ય, રાક્ષસ, ગંધર્વ, યક્ષ આદિને મોકલ્યા. તે સર્વનો અર્જુને સંહાર કર્યો. મયાસૂર શરણે આવ્યો, તેને અર્જુને અભય વચન આપ્યું. અગ્નિ તૃપ્ત થયો, પછી ઇંદ્રે આવી કૃષ્ણાર્જુનને સ્તવન કર્યું. કૃષ્ણ, અર્જુન અને ભીમ એ ત્રણે મળી બ્રાહ્મણરૂપે જરાસંધ પાસે યુદ્ધ યાચવા ગયા, તેમાં જરાસંધ રાજા ભીમ સાથે યુદ્ધ કરતાં હાર્યો. ધર્મ રાજાએ રાજસુયજ્ઞ કરવાનો વિચાર કર્યો ત્યારે પુષ્કળ ધન લાવવા માટે ચારે ભાઇઓ ચાર દિશાએ ગયા હતા. તેમાં અર્જુન ઉત્તર દિશામાં ગયા હતા. તેનો દિગ્વિજય આ પ્રમાણે:—

અર્જુને ઇંદ્ર પ્રસ્થથી નીકળી ઉત્તરે કુલિંદ નામે દેશ, આનર્ત્ત, કાલકૂટ, અપરવત્તર, અને સુમંડળ એ દેશો જીત્યા. પછી શાકલદ્વીપ દેશના રાજા પ્રતિવિધ્યની સાથે ભારે યુદ્ધ થયું, અંતે તેને જીતી સાથે લીધો. ત્યાંથી પ્રાગજ્યોતિષ દેશના ભગદત્ત રાજાએ કિરાત અને ચીનદેશ જે તેનાથી જુદા દેશ છે, તેના આશ્રયના બળથી આઠ દિવસ સુધી યુદ્ધ કર્યું. તેમાં ભગદત્ત રાજાને હરાવી કર લીધો. ત્યાંથી અર્જુન પુનઃ ઉત્તર તરફ જવા નીકળ્યો. જતાં જતાં અંતગિરિ દેશને જીતી ત્યાંનાં રાજાઓ પાસેથી કર લીધો. તે સર્વ રાજાઓ અર્જુનની પ્રીતિ સંપાદન કરવા સૈન્ય લઇ સાથે ચાલ્યા. ત્યાંથી સર્વ ઉલુક દેશના બૃહંત રાજા પાસે ગયા. પર્વતવાસી રાજાઓ અર્જુન આવ્યાના સમાચાર સાંભળી યુદ્ધ કરવા આવ્યા, પણ તેમને હરાવી કર લીધો. પછી સેનાબિંદુ, વામદેવ, અને સુદામા રાજા એ સર્વ રાજાઓ તથા અપરઉલૂક દેશ, પંચગણ દેશ અને દેવપ્રસ્થના બીજા સેનાબિંદુ રાજા તથા પૌરવેશ્વર (પારસીદેશ—ઇરાન) જે વિશ્વગંજ નામના રાજા, પર્વતવાસી દસ્યુરાજા અને ઉત્સવ સંકેતસમગણ એ સર્વે દેશના રાજાઓને જીતી કર લીધો. પછી કાસ્મીર દેશ, દશમાંડલિક રાજા યુક્ત લોહિત દેશ, ત્રિગતદેશ, દાર્વ, કોકનરદેશ, એ સર્વ દેશના રાજા કર આપી આધિન થયા. પછી અભિસાર દેશ ચિત્રસેન રાજા, ઉરસ્યાપુરના રોગમાન રાજા, સિંહપુરના ચિત્રાયુધ રાજા, ઉત્તરસુહ્મ અને ઉત્તર ચોલદેશ એ સર્વે રાજાઓને જીતીને કર લીધો. પછી મહાશૂર બાલ્હીક રાજાને વશ કર્યો. કાંબોજદેશ સહિત દરદદેશના રહેવાસીઓને

જીતી ઇશાન દિશા તરફ ચાલ્યા. ત્યાંના દસ્યુરાજાને જીત્યા. તે પછી લોહદેશવાસી અને પરમકંબોજ દેશને જીતી, ઉત્તર તરફ ઋષિકદેશ—ચુશિઆ નામે દેશના રાજાને જીતી શુકોદર—પોપટવર્ણું આઠ અને મયુર સરીખા ઉતાવળા ચાલનાર કેટલાક અશ્વ કરમાં લીધા. પછી હિમાલય પરના દેશ જીત્યા અર્જુન શ્વેતપર્વતને અતિક્રમણ કરી કિંપુરૂષ દેશના પ્રદેશમાં ગયા. ત્યાં દ્રુમપુત્રોને જીતી કર લીધો. હાટક દેશ જીત્યો. ત્યાંથી માનસરોવર અને ઋષિકુલ્યા નદીઓ જોઇને ત્યાંના ગંધર્વોથી રક્ષિત દેશ જીતી તિત્તિર પ્રમાણે ત્વરાથી ચાલનારા ચિત્રવિચિત્ર રંગના અશ્વ લઇને ઉત્તરે હરિવર્ષમાં ગયા. ત્યાંના મોટા શરીરવાળા બળવાન લોકોને જીતી લીધા. ઇત્યાદિ દેશો જીતી, અર્જુન ઇંદ્રપ્રસ્થમાં આવ્યા અને યુધિષ્ઠિર રાજાને આણેલું સર્વ દ્રવ્ય અર્પણ કર્યું.

રાજસૂયજ્ઞ સમાપ્ત થયો. દુર્યોધન પાંડવોનું ઐશ્વર્ય જોઇ શક્યો નહિ.તેથી યુધિષ્ઠિરને કપટ દ્યૂત રમાડી સર્વસ્વ હરણ કર્યું.પાંડવો સર્વસ્વ હાર્યા પછી તેર વર્ષ વનવાસ ભોગવવાને અદ્વૈત વનમાં ગયા ત્યાં વ્યાસે આવી અર્જુનને કહ્યું કે;—તું તીર્થાટન કર, તને લાભ થશે, તે ઉપરથી તે હિમ પર્વત ઓળંગીને ઇંદ્રકીલ પર્વતપર આવ્યો; ત્યાં તેણે પહેલે મહિને વૃક્ષ પર્ણ ખાઇને ઘોર તપ કરવા માંડયું બીજે મહિને જળપાન કરી રહ્યા. ત્રીજે મહિને ધૂમ્રપાન, ચોથે મહિને વાયુ ભક્ષણ એવી રીતે તેણે એક અંગુઠા ઉપર ઉભાં રહી હાથ ઉંચા રાખી તીવ્ર તપ કર્યું. શિવે મૂક નામના દૈત્યને કહ્યું કે, તું ભૂંડને રૂપે જઇ તેનું તપ ભંગ કર. અર્જુને ગાંડીવ ધનુષ વડે ભૂંડને મારી નાંખ્યો. શિવ કિરાતને રૂપે પ્રગટ થઇ બોલ્યા કે;—મારા વનમાં ભૂંડને તેં કેમ માર્યો ! એમ કહી યુદ્ધ કરવા ઉભા. અર્જુને બહુ બાણ માર્યાં, પણ તેમાં કાંઈ નહિ ફાવવાથી ગાંડીવના દંડથી મારવા માંડયું. શિવ મોંઢું પસારી તેને ગળી ગયા. પછી મલ્લયુદ્ધ થયું, તેમાં અર્જુન મૂર્છિત થઇ પડયા. શિવે તેને સાવધ કરી સાક્ષાત્ દર્શન આપ્યું; એટલે અર્જુને સ્તુતિ કરી. શિવે તેને સાવધ કરી પ્રસન્ન થઇ તેને પાશુપતાસ્ત્ર નામે અસ્ત્ર આપી તારો વિજય થાઓ એવો આશિર્વાદ આપ્યો. તે વખતે યમ, વરૂણ, કુબેરાદિએ અર્જુનને પોતપોતાનાં અસ્ત્ર શસ્ત્ર સહિત વરદાન આપ્યાં. ઇંદ્રે કહ્યું કે હું રથ મોકલું છું તેમાં બેસી તું અમરાવતી આવજે. ઇંદ્રે અર્જુનનો સત્કાર કર્યો. અહીં અર્જુન પાંચ વર્ષ રહ્યા, તેમાં તેણે સ્વર્ગની સર્વ રચના જોઈ. અસ્ત્ર શસ્ત્ર વિદ્યા, ગાયન નૃત્યવિદ્યા અને બીજી વિદ્યાઓ શિખ્યા. નિવાતકવચ, કાળકેત ને હિરણ્યપુરવાસી, એ ત્રણ અસુરો ઇંદ્રથી

જીતાતા નહોતા, તેને અર્જુન ઇંદ્રના રથપર બેસી જીતી આવ્યા, તે જોઈ ઇંદ્ર અતિ પ્રસન્ન થયા. એક દિવસે અર્જુનનું તેજસ્વિમુખ જોતાં ઉર્વશીનું હૃદય વિંધાયું. ઉર્વશી આવી, તેને અર્જુને કહ્યું કે, આવો માતા! તે ઉપરથી ઉર્વશીએ શાપ દીધો કે તું નપુંષક રહીશ, ને સ્ત્રીઓમાં વાસ કરીશ. અર્જુને ઇંદ્રને શાપની વાત કરતાં, તેણે ઉર્વશીનો શાપ એક વર્ષનો કર્યો અને કહ્યું કે ચિંતા ન રાખ, એક વર્ષ તારે ગુપ્ત રહેવું છે; ત્યારે તે શાપ કામ લાગશે. પછી અર્જુન અદ્વૈત વનમાં ભાઇઓ પાસે આવ્યા.

દુર્યોધન પોતાનો વૈભવ બતાવવા અને પાંડવોને છળવા તેમને આશ્રમે આવતો હતો; ત્યાં માર્ગમાં ગંધર્વ સાથે યુદ્ધ થયું. તેમાં ગંધર્વે તેમને પકડી બાંધી રાખ્યો; ત્યારે કૌરવના કોઇ એક પ્રધાને યુધિષ્ઠિરને વિનંતી કરી, તે ઉપરથી યુધિષ્ઠિરની આજ્ઞાથી અર્જુને ભીમ, નકુળ, સહદેવ સાથે જઇ ચિત્રસેન ગંધર્વને હરાવી દુર્યોધનને છોડાવ્યો. એક વખતે પાંડવો મૃગયા કરવા ગયા હતા; ત્યારે જયદ્રથ દ્રૌપદીને એકલી જોઇ હરણ કરી જતો હતો, પણ અર્જુન અને ભીમે પકડી બાંધી આણ્યો. તેરમે વર્ષે પાંડવો વિરાટ રાજાને ત્યાં છૂપા રહ્યા. ત્યારે અર્જુન બૃહન્નટા નામ ધારણ કરી અંતઃપુરમાં સ્ત્રીઓને નૃત્યગીત શિખવવા રહ્યા હતા. કૌરવો પાંડવોને તેર વર્ષની અંદર છતા કરી ફરી વન મોકલવાની કોશિશમાં હતા. પાંડવો વિરાટ નગરમાં આવ્યા પછી અનેક ઉત્પાતો થવા લાગ્યા હતા. તે ઉપરથી કૌરવોએ અનુમાન બાંધ્યું કે તેઓ જો ત્યાં હશે, તો તે શેહેરની ગાયોને હરણ કરવા દેશે નહિ. એવા હેતુથી વિરાટ નગરીને કૌરવોએ ઘેરી ગાયો લઈ જવા માંડી. પણ અર્જુને શમીવૃક્ષ ઉપરથી ગાંડીવ ધનુષ લઇ, ઉત્તરને સારથી કરી કૌરવોને હરાવી નસાડી મૂકયા અને ગાયો પાછી વાળી. આ વખતે પાંડવો છતા થયા, પણ તેર વર્ષની મુદ્દત પૂરી થઇ ગઇ હતી. તેથી કૌરવોનું કાંઇ ચાલ્યું નહિ. વિરાટ રાજાએ પાંડવોનો ઉપકાર માની ક્ષમા માગી; ઉત્તરાકુંવરી અર્જુનને પરણાવવા માંડી, પણ અર્જુન પોતે તેનો શિક્ષા ગુરૂ હોવાથી પરણ્યા ના પાડી તેથી ઉત્તરા અભિમન્યુ તે પરણાવી હતી.

અર્જુને યુદ્ધ પ્રસંગે કૃષ્ણને કહ્યું કે, હે સખા! આ મારા વડીલ ગુરૂ અને સંબંધીઓને કેમ મારૂં? ઇત્યાદિ કહી તેઓ એકદમ પ્રેમના મોહથી મૂર્છીત થયા. તે જોઇ કૃષ્ણે તેનો આ મોહ ઉપદેશ આપી મટાડયો હતો. (જુઓ. **ગીતા.**) પછી અર્જુને દશ દિવસ સુધી ભીષ્મ સાથે યુદ્ધ કરી કૌરવ દળના ઘણાક વીરોને માર્યા. ભીષ્મ રણમાં પડયા. ત્યારે પાંડવ

કૌરવ તે પાસે ગયા હતા. તે વખતે ભીષ્મે પોતાના લટકતા માથા નીચે કંઇ મૂકવાનું માગ્યું. કૌરવો સુંદર ઓસીકાં લઇ આવ્યા, ત્યારે ભીષ્મે તેનો સ્વીકારતાં અર્જુનને કહ્યું, અર્જુને ત્રણ બાણ ઠોકી ઓસીકું કરી આપ્યું અને પાણી માગ્યું ત્યારે પૃથ્વીમાં એક બાણ મારી પાતાળ ગંગાની ધારા ભીષ્મના મુખમાં પાડી. ત્યારથી તે સ્થળ બાણ ગંગા નામે પ્રસિદ્ધ છે. ઇત્યાદિ અર્જુને મહાભારતની લડાઇમાં ઘણાં પરાક્રમો કર્યાં હતાં. અને અંતે કૌરવો નાશ પામતાં પાંડવોનો જય થયો હતો.

યુધિષ્ઠિરે કૌરવો સાથેની લડાઇમાં જય મેળવ્યા પછી અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. સર્વ રાજાઓમાં પોતાનું શ્રેષ્ઠપણું મનાવવા અશ્વને છોડી મૂકયો હતો. તેના રક્ષણાર્થે અર્જુન ગયા હતા. ઘણાક દેશના રાજાઓએ તે અશ્વને બાંધ્યો હતો. પણ અર્જુને તે સર્વની સાથે લડાઇ કરી તેમનો પરાજય કર્યો હતો. અશ્વમેધયજ્ઞના અગ્નિકુંડની રક્ષા કરવાનું કામ પણ અર્જુને બજાવ્યું હતું. યજ્ઞપૂર્ણ થતાં સર્વ રાજાઓ અર્જુનના પરાક્રમોનાં વખાણ કરતા પોતાને દેશ ગયા હતા.

યુધિષ્ઠિર રાજ કરવા લાગ્યા, ત્યારે અર્જુન સેનાપતિનું કાર્ય ઉત્તમ પ્રકારે બજાવતા હતા. પોતાના ઉત્તમ કાર્યથી તેણે લોક પ્રીતિ ઘણીજ મેળવી હતી. થોડો કાળ જતાં કૃષ્ણ નિજ ધામે ગયાથી તેને જે અપાર શોક થયો હતો તે વર્ણવી શકાય તેવો નથી; તોપણ તે ધૈર્ય રાખી દ્વારિકા ગયા હતા. શ્રી કૃષ્ણે નિજધામે જતી વખતે કહ્યા પ્રમાણે અર્જુન ત્યાંથી ઉગ્રસેન, વસુદેવ સર્વ વિધવા સ્ત્રીઓ અને દ્રવ્યાદિ સર્વ સમૃદ્ધિ લઇ હસ્તિનાપુર આવ્યા.—શ્રીકૃષ્ણના પૌત્ર વજ્રને ઇંદ્રપ્રસ્થ ( આગ્રા ) ની ગાદીપર અને અભિમન્યુના પુત્ર પરીક્ષિતને હસ્તિનાપુરની ગાદીપર સ્થાપન કર્યા. થોડો કાળ વિત્યા પછી અર્જુન સર્વ ભાઇઓ સાથે ઉત્તરાખંડમાં હિમાલયપર ગયા. ત્યાં જઇ સર્વ બંધુઓ સાથે નિજ ધામે ગયા હતા.

ધનુષધારી અર્જુન રણચતુર અને યુદ્ધકળામાં કુશળહતા, પણ ધનુર્વિદ્યા તો તેમણે પોતાનીજ કહેવડાવી હતી. તેઓ વડીલ ભાઇ પ્રત્યે નિરંતર મર્યાદશીલ રહેતા. કેટલાક જય તેમણે શ્રીકૃષ્ણની સહાયતાથી મેળવ્યા હતા; તોપણ ઘણાખરા જયતો તેમણે એકલાએજ મેળવ્યા હતા. તેઓ પોતાની બુદ્ધિ, બળ, ઉત્સાહ અને ધનુર્વિદ્યાના પ્રવિણ પણાથી પૃથ્વીમાં પ્રખ્યાત્ થયા છે. "અર્જુન બાણાવળી" એ નામથી અદ્યાપિ સુધી લોકો તેને માન્ય અને પૂજ્યગણી યાદ કરે છે. એ શું તેમની ઓછી મહત્તા છે!!! ધન્ય છે તેવા વિજય નરને!!!

---

## ભીષ્મપિતામહ.



આ પરમપવિત્ર દૈવી મહા પુરૂષ ચંદ્રવંશીય કુરૂ કુલોત્પન્ન **શાંતનુ** રાજાના ગંગાથી ઉત્પન્ન થયેલા પુત્ર—આઠ વસુમાંના એક વસુનો અવતાર. ગંગા પોતાનો નિયમ પૂરો થતાં શાપથી મુક્ત થઇ સ્વર્ગે ગયાં; ત્યારે શાંતનુની ઇચ્છાથી તેને સાથે લઇ ગયાં હતાં. ગંગાએ તેને ઉછેરી મોટા કર્યા. બૃહસ્પતિ પાસે ચાર વેદ અને ધનુર્વેદ ભણાવ્યા. ઇંદ્રાદિ દેવોએ તેને અસ્ત્ર શસ્ત્ર આપ્યાં. પછી શુક્ર તથા **પરશુરામ** પાસે ધનુર્વિદ્યા ભણાવી કુશળ કર્યા. ચોવીશ વર્ષની ઉમરે ગંગાએ શાંતનુ રાજાને પાછા સોંપ્યા. તે ગંગાના પુત્ર માટે **ગાંગેય** નામ પડયું. તેઓ બ્રહ્મચર્યવ્રતના પ્રભાવે દેવ સરિખા દેદીપ્યમાન દિસતા હતા. માટે **દેવદત્ત** પણ કહેવાય છે.

ભીષ્મની માતા ગંગા સ્વર્ગે ગયાથી શાંતનુ રાજાને તેનો વિરહ થયો હતો. તેમાં પુત્રને સોંપી ગયા પછીથી તો તેને વિરહ વેદના અધિક થઇ હતી; પરંતુ નિરૂપાયે—ત્યાં રહેલા હતા. એક દીવસે તેઓ યમુના નદીને તીરે વનમાં ફરતા હતા; ત્યાં એક સુંદર, તરૂણ અને તેજસ્વી કન્યા દીઠી તે સાથે પરણવાની ઇચ્છા થતાં પુછયું કે;–તું કોની કન્યા છે? તેણે કહ્યું હું ધીવરની પુત્રી છું. શાંતનુ રાજાએ બારીક રીતે તપાસ કરાવ્યો તો મૂળતો તે ક્ષત્રિય કુમારી હતી, પણ ધીવરને ત્યાં ઉછરી મોટી થઇ હતી. એવો સંપૂર્ણ નિશ્ચય થતાંજ તેણે ધીવર (માછી) ને કહ્યું કે તું તારી પુત્રી મારી સાથે પરણાવ. ધીવરે (માછીએ) કહ્યું કે;–મારી પુત્રી **સત્યવતીના** પુત્રો રાજયના અધિકારી થાય તોજ હું તને પરણાવું. આ સાંભળી શાંતનુ રાજાએ મનમાં અરે! મારા ગાંગેય જેવા ઉત્તમ ગુણવાન પુત્રને રાજયાધિકારી ન કરૂં, ત્યારે પછી હું જેવો બીનો લોભી બીજો કોણ કહેવાય? નહિ, નહિ. એ કામ ન કરવું. એવો વિચાર કરી વગર બોલ્યે પોતાની રાજધાનીમાં આવ્યા. પણ તે સુંદરીના સ્મરણે પ્રતિદિન ક્ષિણ થવા લાગ્યા.

ભીષ્મ—ગાંગેય પિતાને ઉદાસ જોઇ તેનું કારણ સમજી ગયા કે તરત ધીવર (માછી) પાસે ગયા અને કહ્યું કે;–તમારી પવિત્ર પુત્રી મારા પિતાને પરણાવો અને હું મારા રાજયનો હક છોડી દઉં છું. તમારી પુત્રીના પુત્રોપર હું છત્ર ધરીશ. માછીએ કહ્યું;–તમે કદી તમારી પિતા ઉપરની

અપ્રતિમ પ્રીતિ અને ભક્તિને લીધે રાજ્યનો હક છોડી દ્યો; તોપણ તમારા હાથીના જેવા પ્રબળ પુત્રો મારા ભાણેજને રાજભ્રષ્ટ કરી પોતે રાજ્યાધિકારી થયા વગર કેમ રહે ? ભિષ્મ—મારા પુત્રો જો કે એવા થાયજ નહિ. તોપણ તે વિષે તમને શંકા રહેતી હોય, તો હું જીવતાં સુધી નહિ પરણતાં બ્રહ્મચર્યજ પાળીશ. એટલે પછી મારે પુત્ર ક્યાંથી થશે ? માટે તમે નિર્ભય રહી મારા પિતાને તમારી પુત્રી પરણાવો. આ વાક્ય સાંભળી દેવતાઓએ પુષ્પ વૃષ્ટિ કરી કહ્યું કે:-અહો ! भीष्मप्रतिज्ञायं—અરે ! આ મહા આકરી પ્રતિજ્ઞાનો કરનાર છે ! આ રાજપુત્રે બ્રહ્મચર્ય પાળવાનો નિયમ લીધો અને રાજ ઉપરથી હક ઉઠાવ્યો. તેણે જે અતિ વિસ્મય પમાડે તેવું-ભયંકર કર્મ કર્યું. તેથી **ભીષ્મ.** કહેવાયા. પછી માછીએ **સત્યવતી** ભીષ્મને સ્વાધીન કરી. ભીષ્મ તેને પોતાની મા. પ્રમાણે ગણીને રથમાં બેસાડી શાંતનું પાસે લઇ ગયા. શાંતનુ રાજા તે સાથે પરણ્યા. પુત્રની આવી પ્રેમ ભક્તિ જોઈ શાંતનુએ અતિ પ્રસન્ન થઇ ભીષ્મને કહ્યું કે;— “ ઇચ્છા મરણી થઇશ.” એવું વરદાન આપ્યું.

શાંતનુ રાજાને સત્યવતીથી **ચિત્રાંગદ** અને **વિચિત્રવિર્ય** એવા બે પુત્રો થયા. શાંતનુ રાજા સ્વર્ગ વાસી થયા, ત્યારે ભીષ્મે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે ચિત્રાંગદને રાજ્ય ગાદીપર બેસાડયો. અને પોતે રાજ્યની સર્વ સંભાળ રાખતા હતા. ચિત્રાંગદ રાજા એક ચિત્રાંગદ નામે ગંધર્વ સાથે યુદ્ધમાં મરણ પામ્યો. તે પરથી ભીષ્મે વિચિત્રવીર્યને રાજ્યાસનપર બેસાડયો. પછી તેનું લગ્ન કરવાનો વિચાર કર્યો. તેવામાં તેમણે સાંભળ્યું કે કાશી રાજાની ત્રણ પુત્રીઓનો સ્વયંવર થાય છે. ભીષ્મ ત્યાં ગયા, ત્યાંથી એકસો આઠ કુળના રાજાઓને જીતી ત્રણેને ઉપાડી હસ્તિનાપુર લઇ આવ્યા. લગ્ન સમારંભ થવા લાગ્યો. તેવામાં કાશીરાજની પુત્રી **અંબાએ** કહ્યું કે—હું મારા મનથી **શાલ્વ** રાજાવેરે વરી છું. તે પરથી ભીષ્મે તેને રથમાં બેસાડી શાલ્વ રાજાપાસે મોકલી. શાલ્વે કહ્યું કે ભીષ્મે હરણ કરી, માટે હું હવે તારી સાથે લગ્ન નહિ કરૂં; ત્યારે અંબા પાછી હસ્તિનાપુર આવી. **અંબિકા** અને **અંબાલિકા** તો વિચિત્રવીર્ય સાથે પરણી ચુકી હતી. અંબાએ ભીષ્મને કહ્યું કે, શાલ્વ રાજા હવે ના કહે છે. માટે તુંજ મારી સાથે પરણ. ભીષ્મે કહ્યું કે મારે તો સર્વ સ્ત્રીઓ મા બેન પ્રમાણે છે. તે અપમાન સહન ન થયેથી અંબાએ બદ્રિકાશ્રમમાં મોટું તપ કરી **પરશુરામને** પ્રસન્ન કર્યા. પરશુરામ અંબાને તેડી હસ્તિનાપુર આવ્યા. ભીષ્મે સામા જઇ સાષ્ટાંગ નમસ્કાર

કર્યા અને નગરમાં તેડી લાવી પૂજન કર્યું. પરશુરામે કહ્યું કે:—આ અંબા સાથે લગ્ન કર અથવા મારી સાથે યુદ્ધ કર. ભીષ્મે કહ્યું કે મેં તો સર્વ સ્ત્રીઓને મા બેન ગણી છે. માટે શી રીતે પરણું? આપની જો આજ્ઞા હોય તો યુદ્ધ કરૂં. પરશુરામે કહ્યું કે, ત્યારે યુદ્ધ આપ. તે પરથી ભીષ્મે તે સાથે સતાવીશ દિવસ સુધી યુદ્ધ કરી તેને જીત્યા. પરશુરામે ભીષ્મને છાતી સાથે દાબી કહ્યું કે; મારી વિદ્યા તને પૂરેપૂરી પ્રાપ્ત થઇ છે. તે જોઇ હું ઘણો પ્રસન્ન થાઉં છું. અંબા! મારો નિયમ હવે પૂરો થયો, માટે તું તારે ઘેર જા. પછી પરશુરામ પોતાને આશ્રમે ગયા. વિચિત્રવીર્ય ભીષ્મની અનુમતિથી ઉત્તમ પ્રકારે રાજ્ય કરતો હતો. અલ્પ વયમાં ક્ષય રોગ થયો. તેથી સંતતિ વગર મરણ પામ્યો. તેથી તેની સ્ત્રીઓ અને માતાને અનિવાર શોક થયો. સત્યવતીએ શોક શાંત કરી ભીષ્મને કહ્યું કે;—રાજગાદી નિર્વંશ જશે. માટે તું લગ્ન કર. ભીષ્મે કહ્યું કે હું પ્રતિજ્ઞા તોડીશ નહિ. તે ઉપરથી સત્યવતીને બહુ વિચાર થયો કે હવે શું કરવું? એમ વિચારી વ્યાસ પુત્રનું સ્મરણ કર્યું કે, તેઓ સત્વર આવી પ્રગટ થયા. તેમણે માતા સત્યવતીની આજ્ઞા પ્રમાણે પોતાના પ્રતાપથી બે પુત્રો નિર્માણ કર્યા. તેજ ધૃતરાષ્ટ્ર અને પાંડુ નામથી અતિ પ્રસિદ્ધ છે. દાસીથી એક પુત્ર થયો તે વિદુર નામે અતિ પ્રસિદ્ધ છે. તે ત્રણેને ભીષ્મે ઉછેરી મોટા કર્યા. ધૃતરાષ્ટ્ર જન્માંધ હતો; તેથી ભીષ્મે પાંડુને રાજ્ય ગાદીપર બેસાડ્યો. ગાંધાર—કંદહાર દેશાધિપતિ સુબલ રાજાની કન્યા ગાંધારી ધૃતરાષ્ટ્રને અને કુંતિભોજ રાજાની કન્યા કુંતી ( પૃથા ) અને બીજી મદ્રદેશાધિપતિની કન્યા માદ્રી એ બે સ્ત્રીઓ-પંડુને પરણાવી. ધૃતરાષ્ટ્રને દુર્યોધનાદિ સો પુત્રો અને એક દુઃશલા નામે પુત્રી થઇ. પાંડુને યુધિષ્ટિર, અર્જુનાદિક પાંચ પુત્રો થયા. પંડુરાજા કહેવાતા પણ સઘળો કારભાર ભીષ્મ કરતા હતા. પાંડુના મરણ પછી ભીષ્મે પાંડવ કૌરવને કૃપાચાર્ય પાસે ભણાવ્યા. દ્રોણાચાર્ય હસ્તિનાપુરમાં આવ્યા, તેને ભીષ્મે વિનય પૂર્વક રાજ્યાશ્રય આપી પાંડવ અને કૌરવ તથા બીજા રાજ પુત્રોના ગુરૂ કરી થાપ્યા. મુખ્ય રાજ્યપર ભીષ્મે ધૃતરાષ્ટ્રને સ્થાપ્યા. યુધિષ્ઠિર ઉત્તમ ગુણવાન દેખાયાથી તેને યુવરાજ પદ આપ્યું અને પોતે સ્વસ્થ રહ્યા. ભીષ્મે ઉત્તમ રાજ્યવ્યવસ્થા કરી હતી. ધૃતરાષ્ટ્રના પુત્રો એક એક કરતાં અધિક દુષ્ટ નિકળ્યા. પાંડવ કૌરવો વચ્ચે દ્વેષ ઉભો થયો અને તે ચાલ્યાજ કર્યો. તેના સર્વ પ્રસંગોમાં ભીષ્મ પિતા કૌરવને બહુ બહુ સમજાવતા, પણ

ધૃતરાષ્ટ્રને માઠું લાગે તેને લીધે અને સૌ સૌના કર્યાં કર્મ ભોગવશે તે જ્ઞાને કરીને ઉદ્ધત કૌરવોના દુરાચાર તેઓ સાંખ્યા કરતા હતા. પાંડવોએ સામોપચારથી અર્ધ રાજ્ય માગ્યું, ભીષ્મે પણ કૌરવોને બહુ સમજાવ્યા, પણ તેમણે માન્યું નહિ.ત્યારે યુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો. યુદ્ધમાં ભીષ્મ જોકે પાંડવોનો જય ઇચ્છતા હતા, તોપણ કૌરવોના પક્ષમાં રહ્યા હતા. કૌરવ સૈન્યના સેનાપતિ દાખલ ભીષ્મે ૧૦ દિવસ અદ્ભૂત યુદ્ધ કર્યું હતું. તેના રથશ્વ ધોળા હતા, તેના ધ્વજપર પાંચ પાંખાનું તાડ હતું. તેણે યુદ્ધને આરંભે નીતિ પાળવા બહુ ઉત્તમ ભાષણ કર્યું હતું. અને પોતે પણ બહુ નીતિથી યુદ્ધ કર્યું હતું.

**ભીષ્મની યુદ્ધનીતિ**–રથિએરથિ સામે, પેદળે પેદળ સામે,સ્વારોએ સ્વાર સામે, મહાયોદ્ધાઓએ મહાયોધ્ધા સામે, એમ સરખે સરખા સાથે યુદ્ધ કરવું. યુધ્ધમાં કોઇએ કપટ કરવું નહિ. યુદ્ધ પુરૂં થાય કે કોઈએ કોઇના ઉપર વેર રાખવું નહિ,એકનાપર અનેક શસ્ત્ર ચલાવવાં નહિ જેઓ યુધ્ધ જોવા આવ્યાં હોય,વાદ્ય વગાડનારા,રથ હાંકનારા,વાર્તિક, દૂત, સેવક, લૂહાર, ખોદનારા, મૂર્છા પામેલા, શરણાગત, અસાવધ, નાશતા હોય અને જેઓ શસ્ત્ર મૂકીદે; ઇત્યાદીના ઉપર કોઇએ શસ્ત્ર ઘાત કરવો નહિ. સૂર્યાસ્ત થતાં બંને પક્ષના સેનાપતિએ પોતપોતાના સૈન્યને અટકાવી શસ્ત્ર મૂકાવવાં, પરસ્પર મિત્રભાવે મળવું અને બોલવું, પરસ્પરની છાવણીમાં જવું, આવવું. યોધ્ધાઓ પરસ્પર નિંદા કરતા હોય અથવા ભાંડતા હોય, તેમાં ત્રીજાએ શસ્ત્રઉચકી ઘાત કરવો નહિ. આગળથી જણાવ્યા વગર કોઇએ કોઇના ઉપર શસ્ત્ર ઉગામવું નહિ, બેજણ યુધ્ધ કરે; તેમાં ત્રીજાએ વચમાં પડવું નહિ; ઇત્યાદિ નીતિએ ભીષ્મે દશ દિવસ યુધ્ધ ચલાવ્યું હતું. દશમે દિવસે દુર્યોધને તેના તંબુમાં આવી કહ્યું કે;–આપ મન લગાડીને યુધ્ધ કરતા નથી, તે ઉપરથી તેણે કહ્યું કે, દ્રુપદ પુત્ર શિખંડી મારી પાછળ નહોય, (તેના હાથથી ભીષ્મને મૃત્યુ હતું) તો હું નિષ્પાંડવી પૃથ્વી કરૂં. તે ઉપરથી દુર્યોધને તેમને શિખંડીનો ઇતિહાસ પૂછયો હતો અને તેણે સર્વ સાંભળ્યો હતો. પછી દુર્યોધન ગયો. આ સર્વ ખબર પાંડવોને થયા. યુધિષ્ઠિર મધ્યરાત્રે તેમના તંબુમાં આવ્યા અને પાંડવોના બચવાનો ઉપાય પૂછયો. તેમણે ઉપાયમાં શિખંડીને પાછળ કરી અર્જુને મારી સાથે યુદ્ધ કરવું. તેથી તમારો બચાવ થશે, એવું બતાવ્યું હતું. કૃષ્ણે યુદ્ધમાં શસ્ત્ર ન ધરવા વિષે પ્રતિજ્ઞા લીધી હતી. પણ ત્રીજે દિવસે ભીષ્મે એવાં તો બાણ માર્યાં કે તેને વાળવાને સારૂ કૃષ્ણને પરોણો લેવો પડયો હતો. નવમે દિવસે જયારે અર્જુનને મૂર્છા આવી, ત્યારે કૃષ્ણે **સુદર્શન**

ચક્ર હાથમાં લઈ સર્વને થરથરાવ્યા હતા. તે વેળાએ ભીષ્મ બોલ્યા હતા કે; મારી પ્રતિજ્ઞા તો મેં પૂર્ણ કરી છે. હવે મને મારો એટલે મારો મોક્ષ થાય. શિખંડી ઉપરા ઉપરી ભીષ્મને બાણ મારતો હતો, પણ ભીષ્મ તો તેના સામું જોતા પણ નહિ ( શિખંડી-પૂર્વે અંબા નામે સ્ત્રી હતી. ) અર્જુનનાં તિવ્રબાણથી વ્યાપ્ત થઇ ભીષ્મ પડયા. આ સાંભળી કૌરવ પાંડવો શસ્ત્ર મૂકી તેમની પાસે આવ્યા. દુર્યોધન શસ્ત્રવૈદ્ય લઇ આવ્યો. પરંતુ તેણે કહ્યું કે, આ વખતે મને કોઇએ સ્પર્શ કરવો નહિ. પછી તંબુમાં તેમને લઇ ગયા; ત્યાં તેમણે કહ્યું કે; મારૂં ડોકું લબડે છે તેને માટે કંઇ તળે મૂકવા લાવો. દુર્યોધન સુંવાળું ઓશીકું લઇ આવ્યો, પણ ભીષ્મે અર્જુન સામે જોયું, એટલે તેણે ત્રણ બાણ ટેકવી ડોકું ઉચું કર્યું. તેથી અતિ સુખ થયું. તેણે પાણી માગ્યું, ત્યારે દુર્યોધન જળપાત્ર ભરી લાવ્યો, પણ તેનો તેણે ધિક્કાર કર્યો. અર્જુને ભૂમિમાં બાણ મારી પાતાળગંગાના ધોધની ધારા તેના મુખમાં પાડી. તેથી કરી તેને બહુજ સંતોષ થયો. "તારી ઇચ્છા થશે ત્યારે તું મરણ પામીશ " એનું તેના પિતાનું વરદાન હતું. તેઓ કારતક વદ ૮ મે રણમાં પડયા; ત્યારે દક્ષિણાયન હતા. તેથી ઉત્તરાયન થતાં સુધી એટલે બે માસ પોતાની ઇચ્છાથી પ્રાણ ધારણ કરી બાણશય્યાપર સૂતા રહ્યા હતા.

ભીષ્મ બાણશય્યાપર પડયા, પછી દ્રોણાચાર્ય સેનાપતિ થયા હતા. ત્યારે ભીષ્મની બાંધેલી યુદ્ધ નીતિ રહી નહોતી. મિશ્ર યુદ્ધ ચાલ્યું હતું. અઢાર દિવસે કૌરવ પાંડવના યુદ્ધનું છેવટ આવ્યું. પાંડવો જીત્યા હતા. કૌરવોની ઉત્તરક્રિયા યુધિષ્ઠિરે કરી. પછી યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક થયો. પરંતુ જ્ઞાતિવધનો જે તેના અંતઃકરણમાં ખેદ થયો હતો. તે દૂર કરવાને કૃષ્ણે ઘણું ઘણું કહ્યું, પણ તેનું અંતઃકરણ શાંત ન થયું. તેથી તેને ભીષ્મ પાસે તેડી ગયા. તે વખતે ભીષ્મ પાસે આવેલા બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓ ઇત્યાદિકનો મોટો સમાજ મળ્યો હતો. તે સર્વ સમક્ષ ભિષ્મે યુધિષ્ઠિરને રાજધર્મ મોક્ષધર્મ, દાનધર્મ, આપદ્ધર્મ, આદિધર્મો વિષે વ્યાખ્યાન કર્યું હતું. પછી ઉત્તરાયણ થતાં સર્વના જોતાંજ. તેઓ ચિત્તને સ્થિર કરી દેહ ત્યાગી, પરમાત્માના સ્વરૂપને પામ્યા હતા. મરણ કાળે તેનું વય કેટલું હશે, તે વિષે મહાભારતમાં કાંઈ લખેલું નથી, પણ દ્રોણાચાર્ય કરતાં તેની ઉમર બમણી ઉપર હશે એવું લાગે છે.

ભીષ્મને કૌરવ સભામાં દ્રૌપદીએ પ્રશ્ન કર્યા હતા, તે તેણે ગત કરી જઇ ઉતર વાળ્યા નહોતા, તે એક પ્રસંગ સિવાય બીજે કોઇ પણ પ્રસંગે તેણે

પોતાની ઉજળી સુઘડતા મૂકી નથી. સંસાર સંબંધી વિષયમાં માત્ર સ્ત્રી સંબંધીજ તેને પોતાના બ્રહ્મચર્ય વ્રતને લીધે અનુભવ જ્ઞાન નહોતું. તે સિવાય તે સર્વ વિષયમાં કુશળ હતા. તેણે કોઇ દિવસ યુદ્ધમાં પીઠ દેખાડી નહોતી. અને કોઇ પણ પ્રસંગે નીતિનું ઉલ્લંઘન કર્યું નથી. અસ્ત્રશસ્ત્ર વિદ્યામાં અર્જુન કરતા વિશેષ ઉજવળ યશસ્વી કહીએ તો ચાલે. સર્વ ગુણના મુકટમણિ જે બ્રહ્મવિદ્યા તેમાં તે ઋષિ જેવા હતા. તે સમર્થ વિદ્વાન ને રાજનીતિમાં કુશળ હતા. દુર્યોધન, દુઃશાસન અને કર્ણની વર્ત્તણુકને તેઓ ધિક્કારતા, પણ ધૃતરાષ્ટ્રનું માન રાખવા અને પોતાનું માન ભંગ થયું ન જોવાને, તેઓ પોતાની સત્તા વિનાની વૃદ્ધ વયે સંકોડાઈ રહ્યા હતા.

ભીષ્મ એક પુરૂષ પરીક્ષક હતા, અને વિદ્યા, સદ્ગુણ ઉપર ઠરેલા પ્રેમથી જોઇ પ્રસન્ન રહેનારા હતા. અતિ વૃદ્ધ છતાં, યુદ્ધમાં તરૂણની પેઠે ઘુમતા હતા. જ્યારે એક પણ બાણ વાગવાથી મહારથી યુદ્ધા આકુળ વ્યાકુળ થઈ પ્રાણ છોડે છે, ત્યારે આ મહાપુરૂષ તેવાં અનેક બાણોની શય્યામાં બે માસ સુધી સૂઇ રહ્યા હતા. એટલુંજ નહિ પણ તેવી સ્થિતિમાં હૃદયભેદક ઇતિહાસો સાથે શ્રુતિ, સ્મૃતિ અને ધર્મ શાસ્ત્રોને અનુસરી નાના પ્રકારના ધર્મના ઉપદેશથી આખી સભાના અંતઃકરણને સંતોષ પમાડવો એ કાંઇ ઓછા મહત્વની વાત નથી. !! તે તેના જન્મથી તે જીવિતપર્યંત પાળેલા જીતેંદ્રિય પણાનોજ પ્રતાપ હતો. તેણે બ્રહ્મચર્ય વ્રતની કરેલી પ્રતિજ્ઞા કદી પણ ભંગ કરી નહોતી. સ્ત્રીપર શસ્ત્ર કદી પણ ઉપાડવાં નહી, એવો તેણે નિયમ જીંદગી પર્યંત મૂકયો નહોતો. અંબા–શિખંડી નાપર શસ્ત્ર ઉગામેલ નહિ એજ તેનો પ્રત્યક્ષ પુરાવો છે. તેનું વકતૃત્વ એટલું તો મનોરંજક હતું કે, તે સાંભળવાને મોટા મોટા ઋષિ, મુનિઓ આવતા હતા અને સાંભળીને છક થઇ જઇ હર્ષગર્જનાથી વાધાવી લેતા હતા. અહો ! ધન્ય છે આવા પ્રતાપી પુરૂષને ! અને ધન્ય છે તેમની ગંગા માતા જેવી પવિત્ર જનુનિને !! પવિત્ર અને પ્રતાપી માતાના ઉદરમાં આવા પુત્ર રત્નો પાકે એમાં શું નવાઇ !! પ્રભુ ! આ દેશનો ઉદય કરવા પુનઃ આવા વીરપુરૂષો પ્રકટ કર !! વિજય હો ! મંગળ ! મંગળ ! અસ્તુ !!!



# પ્રકરણ ૩ જું.

## મહાન્ બ્રહ્મર્ષિઓ.

### કશ્યપઋષિ.



આ મહાન્ મુનિરાજ બ્રહ્માના દશ માનસપુત્ર ( પ્રજાપતિ ) માંના **મરીચી** ઋષિના પુત્ર થાય. તેમને **અરિષ્ટનેમી** પણ કહે છે. તેમની માતાનું નામ કલા હતું. તે મહા સતી કર્દમ મુનિનાં પુત્રી અને કપિલમુનિનાં બ્હેન થાય. મહાત્મા કશ્યપ ઋષિ મહારાજા દક્ષ પ્રજાપતિની **અદિતિ, દિતિ,** કપિલા, ઇલા અને **વિનતા;** વગેરે તેર કન્યાઓ સાથે પ્રજા વૃદ્ધિ અર્થે પરણ્યા હતા. તે સર્વમાં અદિતિ સૌથી મોટી અને વધારે પ્રિય હતી.

કશ્યપમુનિ પીંગળેલા સૂવર્ણ સરખા મહા તેજસ્વી પુરૂષ હતા, તેમની જટા અગ્નિની જવાળા જેવી હતી. અગ્નિની પેઠે તેમની પાસે કોઇથી પણ જઇ શકાય નહિ એવા મહાન્ પ્રતાપી બ્રહ્મર્ષિ હતા. સર્વ ઋષિ મુનિયોમાં તેમની મહત્તા વિશેષ હતી. ઇંદ્રને મદદ કરવા માટે **બળિરાજા** ને છળવા **વિષ્ણું** ભગવાને **વામન** રૂપે આ બ્રહ્મ તેજોમય કશ્યપ ઋષિની પવિત્ર પત્ની મહાસતી અદિતિને પેટે અવતાર ધારણ કર્યો હતો આ ઋષિ મહાન્ પ્રજાપતિ હતા. તેમની સૃષ્ટિમાં દેવ, દાનવો અને મનુષ્ય ઉત્પન્ન થયા છે. તેમનો વંશ વિશેષ વિસ્તાર પામ્યો છે.

કશ્યપ મુનિને નીતિ બહુ પ્રિય હતી. જે કોઇ નીતિથી ચાલતો, તેમનાપર તેમની વિશેષ પ્રીતિ હતી. અવિવેકી તેમને બહુ અપ્રિય હતો. તેઓ અધર્મીનો પક્ષ કદિ પણ કરતા નહિ. પછી ગમે તો પોતાનો પુત્ર હોય, તોપણ તેમની અધર્મની વાત કાને ધરતા નહિ. એક વખતે અદિતિ પુત્ર ઇંદ્ર પિતાશ્રી કશ્યપ પાસે બેઠો હતો. ત્યાં **મયદાનવે** જણાવ્યું કે;- "દેવરાજ ! ઇંદ્રની પદવી **શિવજીએ** તમારે માટે અને વિદ્યાધરના રાજ્યનું ચક્રવર્તિ પદ **સૂર્યપ્રભને** માટે નિર્માણ કર્યું છે." વગેરે વાતચિત થતાં- ઇંદ્રે ક્રોધ કરી મયદાનવ પર વજ્ર ઉગામ્યું. આવો અવિવેક જોઇ મહાત્મા કશ્યપે હોકારો કરી તેના ઉપર ક્રોધ કર્યો. ઇંદ્રે દીકર જોડી ક્ષમા માગી

જણાવ્યું કે;–" મેં શ્રુતશર્માને વિદ્યાધરનું ચક્રવર્તિ રાજ્ય આપ્યું છે. તે રાજ્ય છીનવી લેવાને સર્વ પ્રકારે સહાય કરવા મયદાનવ તૈયાર થયો છે. માટે મારે શું કરવું? મુનિરાજ કશ્યપે કહ્યું કે;–" પુત્ર ! ઈંદ્ર ! તને જેમ શ્રુતશર્મા પ્રિય છે, તેમજ શિવજીને સૂર્યપ્રભ પ્યારો છે. અને શ્રુતશર્માના કરતાં સૂર્ય પ્રભની અંદર ચક્રવર્તિપણાનાં સર્વ લક્ષણો છે. માટે શિવજીનો પ્રેમ કાંઇ નિષ્ફળ જાય નહિ. વળી આ કાર્યમાં મયદાનવને મદદ કરવાની શિવજીએ ભલામણ કરી છે. છતાં તું તેમને શા માટે ઠપકો આપે છે ? એમાં તેનો શું અપરાધ છે ? તે વડીલો તરફ નમ્રતાથી વર્ત્તે છે, જો તું તેને કાંઇ પણ દુઃખદેશે, તો હું તને શાપથી બાળી ભસ્મ કરીશ. તું અનીતિ કદિ પણ કરીશ નહિ. મને નીતિવાળોજ પ્રિય છે–" વળી મયદાનવને જણાવ્યું કે;–ઈંદ્રે તારા ઉપર ક્રોધે ભરાઇ વજ્ર ઉગામ્યું, તોપણ તુ સહન કરી બેસી રહ્યો. તારો એવો વિવેક જોઇ, તને "જરા મૃત્યુ આવશે નહિ.તેમ શસ્ત્રથી તારૂં શરીર વિંધાશે નહિ. આ સૂર્યપ્રભ પણ તારા જેવો પરાક્રમી થશે, કોઇ પણ શત્રુથી પરાજય કરી શકાશે નહિ. " એવું વરદાન આપ્યું. વળી કહ્યું કે;—તમને જ્યારે આપત્તિ આવે, ત્યારે શરદપૂર્ણીમાંના ચંદ્ર સરખા મહાન્ તેજસ્વી મારા પુત્ર **સુવાસ** કુમારનું સ્મરણ કરશો; એટલે તે આવી તમને સહાય કરશે. આ સર્વ પરથી જણાઇ આવશે કે ઈંદ્ર જેવા પુત્રની અનીતિ અને અવિવેકતા જોઇ, તેમનાપર અપ્રિયતા બતાવી ક્રોધ કર્યો હતો; અને મયદાનવની નમ્રતા અને વિવેક જોઇ, તેમનાપર પ્રેમ દર્શાવી ઉત્તમ વરદાન આપ્યાં હતાં. એજ તેમની મહત્તા દર્શાવી આપે છે.

આ મુનિરાજ કશ્યપ **સપ્તઋષિ** મંડળમાં મુખ્ય ગણાયા છે. તેઓ પ્રૌઢવક્તા હતા. કોઇનો પણ પક્ષપાત કરતા નહિ. તેમજ નિર્લોભી અને નિડર હતા સત્ય વાત કહેવામાં તેઓ કોઇની પણ પરવા રાખતા નહિ. આ મુનિરાજની કૃપાથીજ **નરવાહનદત્ત** નામે રાજા ચક્રવર્તિની શ્રેષ્ઠ પદવી પામ્યો હતો; એટલુંજ નહિ પરંતુ તે રાજા બહુજ નિર્વિકારી, રાગદ્વેષ રહિત અને પ્રજાપાળક થયો હતો. તે સર્વ પ્રતાપ મુનિરાજ કશ્યપનોજ હતો. જેવા તેઓ પ્રજાપતિ તરીકે પ્રજા વૃદ્ધિના કાર્યમાં શ્રેષ્ઠ હતા, તેવાજ પોતાની પ્રજાને સર્વ રીતે ઉત્કૃષ્ટ બનાવવામાં પણ શ્રેષ્ઠ હતા. તેમની પ્રજા પણ પરાક્રમી અને શ્રેષ્ઠ હતી. તેમનો પ્રતાપ ચારે તરફ પ્રસરી રહ્યો હતો. તેમની સ્ત્રીઓ પણ મહાસતી, મહાન્ જ્ઞાની અને બુદ્ધિશાળી હતી. આવા ઉત્કૃષ્ટ માબાપોની પ્રજા ઉત્કૃષ્ટ નિવડે તેમાં શી નવાઇ ? !

કશ્યપ મુનિરાજ નિરંતર ધર્મોપદેશનું કાર્ય બજાવતા હતા. અને પૃથ્વીની સર્વ પ્રજાને સત્ય ધર્મે ચલાવવાનો પ્રયત્ન કરતા હતા. તેથી તેઓ **"કશ્યપ ભગવાન"** એવા મહત્ પદને પામી ગયા છે. તેમણે "સ્મૃતિ" નો એક ગ્રંથ રચેલો છે. સર્વ દેવ, દાનવો અને મનુષ્યો તેમની આજ્ઞા માનતા હતા. આ મુનિરાજ યોગીરૂપે મેરૂપર્વતના શિખરપર રહેતા હતા અને પરબ્રહ્મ પરમાત્માના ધ્યાનમાં નિરંતર મગ્ન રહેતા હતા.

આ મંત્રદ્રષ્ટા ઋષિના કુળમાં મુખ્ય પોતે, તેમના અવત્સાર, અને અસિત ઋષિ મળી ત્રણ થયા. અવત્સાર ઋષિના નિધ્રુવ અને રેભ થયા. રેભના રૈભ્ય અને શાંડિલ્ય ઋષિ થયા. એ વંશ પ્રખ્યાત થયો છે અને ઘણો ચાલ્યો છે. એ કુળના–**કશ્યપ, અવત્સાર,** અને **અસિત,** એ ત્રણ પ્રવર છે. વળી તેમાં વાશિષ્ઠ ઋષિનો વંશ પણ ઘણો ચાલ્યો છે. તેના–કશ્યપ, અવત્સાર અને વાશિષ્ઠ, એ ત્રણ પ્રવર છે. જેના કુળમાં આવા મહાત્મા પુરૂષો એ ઉત્પન્ન થઇ, પોતાના કુળને દીપાવ્યું છે, તેવા કશ્યપ કુળને ધન્ય છે! અને ધન્ય છે મહાત્મા કશ્યપને ! કે જેઓ પોતાના બ્રહ્મત્વ બળવડે અનેક મહાન્ કાર્યો કરી જગતમાં અમર કીર્ત્તિ રાખી ગયા છે.

## દેવગુરૂ–બૃહસ્પતિ.



આ પરમ પૂજ્ય દેવાચાર્ય ઇંદ્રાદિ દેવોના ગુરૂ હતા. મહાત્મા વશિષ્ઠ ઋષિની માફક તેમના પણ બે જન્મ થયા હતા. તે આ પ્રમાણે—પ્રથમ જન્મ સ્વયંભૂ મન્વંતરમાં થયો હતો. તેમના પિતાનું નામ **અંગિરા** ઋષિ અને માતાનું નામ **શ્રદ્ધા** હતું. તેમને ઉતથ્ય અને સંપર્ત એ બે ભાઇ હતા. સિનીવાલી અને અનુમતિ વગેરે ચાર બ્હેનો હતી.

બીજો જન્મ આ ચાલુ વૈવસ્વત મન્વંતરમાં થયો હતો. આ વખતે પણ તેમના પિતા અંગિરા ઋષિ× હતા અને માતા **સુરૂપા** હતી. **શાન્તી, વિરૂપ,** અને **સુધન્વા** વગેરે આઠ ભાઇઓ હતા. અને **શુભા**

×અંગિરાઋષિ દક્ષ પ્રજાપતિ અથવા માનસ પુત્રોમાંના એક. સ્વાયંભૂ મન્વંતરમાં ઉત્પન્ન થયેલા દશ માનસ પુત્રો મહાદેવના શાપથી નાશ પામ્યા હતા. તેથી બ્રહ્મદેવે ફરીને વૈવસ્વમન્વંતરમાં દક્ષ માનસ પુત્રો ઉત્પન્ન કર્યા હતા.

અને તારા નામની બે મહા સતી સ્ત્રીઓ હતી. શુભાથી તેમને ભાનુમતિ, મહિષ્મતિ અને મહામતિ વગેરે સાત કન્યાઓ થઇ હતી. અને તારાથી કચ અને વિશ્વજિત વગેરે સાત પુત્રો તથા સ્વાહા નામે એક પરમ પવિત્ર પુત્રી થઇ હતી.

દેવર્ષિ બૃહસ્પતિ વેદ વિદ્યાનિધિ અને અસ્ત્ર શસ્ત્રાદિ સર્વ વિદ્યાઓમાં એક્કા હતા. તેઓ મહા તેજસ્વી, સ્વરૂપે સુંદર, બુદ્ધિવાન, ઉત્સાહી, ખંતી, મહાન્ વક્તા. અને આનંદી હતા. વ્યવહાર અને નીતિમાં બહુ કુશળ હતા. તેમની પાસે ઘણા શિષ્યો વિદ્યાભ્યાસ કરવા સારૂં રહેતા હતા.

દેવાચાર્ય બૃહસ્પતિ અને દૈત્યના ગુરૂ શુક્રાચાર્ય વચ્ચે વારંવાર વિરોધ થતો. ત્યારે બૃહસ્પતિ પોતાના શિષ્ય વર્ગ દેવોને ઘણી પ્રકારે સહાય કરી, દાનવોનો પરાજય કરતા હતા. તેમણે સ્મૃતિ ગ્રંથ રચ્યો છે. તે "બૃહસ્પતિ સ્મૃતિ" નામે પ્રસિદ્ધ છે. તે સિવાય ચાર્વાકના જેવા નાસ્તિક મતના ગ્રંથો પણ તેમણે રચેલા છે. તેમ કરવાનું કારણ એવું કહેવાય છે કેઃ-પૂર્વે દેવ અને અસુરો વચ્ચે દ્વેષ વધ્યો હતો. અસુરો કૈલાસવાસી શિવને માનતા હતા અને શિવના રચેલા તંત્ર ગ્રંથો પ્રમાણે ચાલતા હતા. એક સમયે ચીનવાસી અસુરો ત્રિવિષ્ટ-ટિબેટમાં આવ્યા હતા. તેમણે કૈલાસ પર્વતપર ચઢી શિવને પૂજા આદિથી પ્રસન્ન કર્યા હતા. તેથી શિવે પ્રસન્ન થઇ વરદાન માગવા જણાવ્યું. તે ઉપરથી અસુરો બોલ્યા કે;—દેવોના શિલ્પી (વિશ્વકર્માએ દેવોને વિમાનો ઘડી આપ્યાં છે. તેમાં દેવો બેસી ત્રિલોકયમાં ફરે છે અને અસુરોનો પરાજય કરે છે. માટે અમને સોનાનું, રૂપાનું, અને લોઢાનું એવાં ત્રણ પૂર ( કુટુંબ સાથે વસીએ એવાં આકાશગામી પૂર-નગર જેવાં વિમાનો.) રચાવી આપો. એ ત્રણ પૂર તમારા વિના બીજા કોઇથી ભેદી શકાય નહિ, એવું વરદાન આપો. જેમાં અમે કુટુંબ સાથે વસી ત્રિલોકીમાં ફરીશું. શિવે તેમનું કહેવું માન્ય રાખ્યું અને અસુરોના શિલ્પી મયાસુર પાસે ત્રણ પુર રચાવી આપ્યાં. અસુરો તેમાં વસી ત્રિભૂવનમાં ફરવા લાગ્યા. ગર્વમાં આવી જઇ, મરજીમાં આવે તેમ દેવોને અનેક પ્રકારે અડચણ કરવા લાગ્યા. ચારે તરફ જુલમ વધી ગયો. તેથી વિષ્ણુ અને ઇંદ્રાદિ દેવોએ મળી વિચાર કર્યો કે;-શિવજી સર્વ વિદ્યાના પ્રગટ કર્ત્તા છે. તેમની કૃપાથી અસુરો છકી જઇ જુલમ અને જીવહિંસા કરે છે. માટે તેમનો જુલમ તોડવા તથા તેમનો નાશ કરાવવા માટે તેઓ વેદ બાહ્ય થઇ ઇશ્વર ભક્તિ છોડે એમ કરવું કે, તે જોઇ શિવજી તેમના પર કોપી તેમનો

નાશ કરે. ઇત્યાદિ વિચાર કરી દેવગુરૂ બૃહસ્પતિએ એક કપટશાસ્ત્ર રચ્યું. તેમાં જીવદયા, અને નિરીશ્વરવાદનાં કુતર્કો લખ્યાં પછી અસુરોને ઠગવા માટે વિષ્ણુ, બૃહસ્પતિ અને બીજા ઋષિઓ ચાર્વાકનાં જેવાં શાસ્ત્ર પ્રમાણે અસુરોને ધર્મોપદેશ આપવા લાગ્યા કેઃ—

" અહો ! તમો શું આત્માને જાણતા નથી ! દેહ એજ પ્રત્યક્ષ આત્મા છે. દેહ અન્ન બ્રહ્મથી નીપજેલો છે. તેથી દેહ બ્રહ્મ છે. માટે દયાળુ પુરૂષોએ કોઇના દેહને હણવો નહિ. જે દેહરૂપ આત્માને હણે છે. તેને આ જન્મમાં દુઃખ પ્રાપ્ત થાય છે. વેદમાં જે પુત્રાત્માવાદ છે, તે દેહાત્માવાદથી ભિન્ન નથી. દેહ છે તે અન્નમય કોશ છે. તેનેજ વેદમાં બ્રહ્મ કહે છે. દેહરૂપ આત્માને વિધિ કરીને પણ હણવો નહિ. વેદ અને તંત્રમાં જે વિધિઓ હિંસાવાળી છે, તે નિર્દય અને ખળ પુરૂષોએ કહી છે. અરેરે ! એ દુષ્ટ પુરૂષો કેવા છે કે, જેઓ હિંસા કરવાથી પુણ્ય માને છે. હિંસા કરવાથી જો પુણ્ય થતું હોય, તો ઝેરથી અમૃત થાય. દીવાથી દીવો થાય છે, પણ અંધારામાંથી થતો નથી. દયાથી ધર્મ થાય છે, પણ હિંસાથી થતો નથી. હિંસાથી કેવળ પાપ થાય છે. જે લોકો પ્રત્યક્ષ દેહ-રૂપી આત્માને હણી અપ્રત્યક્ષ દેવ પિતૃનું યજન કરે છે, તે લોકો ગંગાનો પ્રવાહ છોડી સૂકા સરોવરને ચાટે છે. શ્રાદ્ધ કરવાં નહિ, જે દેહ મુઓ તે ફરી થતો નથી. કેવળ બ્રાહ્મણને મારવાથીજ બ્રહ્મહત્યા થાય છે, એમ નથી. પણ સર્વ દેહને હણવાથી બ્રહ્મહત્યા થાય છે. "

એવી રીતનો એ વેષધારી ચાર્વાકયતિનો ઉપદેશ સાંભળીને એક અસુરે તેના ઉપર કૂતરાનું એક સૂકું હાડપિંજર પડેલું હતું તે લઇને એ ચાર્વાક યતિના માથાપર ફેંકીને બોલ્યો કેઃ-લે આ તારૂં બ્રહ્મ. યતિએ ગુસ્સે થઇ ઉત્તર આપ્યો કે, અરે ખળ અસુર ! આ મરેલા કૂતરાના અપવિત્ર હાડપિંજરને તેં કેમ સ્પર્શ કર્યો ?

અસુર—તું દેહને બ્રહ્મ માને છે. ત્યારે આ હાડપિંજરમાં અપવિત્ર-તા કયાંથી આવી ?

યતિ—મરેલા દેહમાં બ્રહ્મ નથી. એ સચેત હોય ત્યારે એમાં બ્રહ્મતા છે.

એ સાંભળી અસુરે કૂતરાના બચ્ચાંનું મુખ તે યતિને મુખે અડાડયું. એટલે યતિ કોપીને બોલ્યો કેઃ-અરે દુષ્ટ ! આ અપવિત્ર કૂતરાનું મુખ મારેમુખે કેમ અડાડયું ?

અસુર—તારા મતમાં જીવતું શરીર બ્રહ્મ છે, ત્યારે તેમાં અપવિ-

ત્રતા ક્યાંથી આવી ?

**બીજો યતિ**—શરીરમાં જે પ્રાણવાયુ ચાલે છે, તે પ્રાણમય કોશ છે, તે બ્રહ્મ છે. શરીર તો સ્થૂળ છે; તે તો અપવિત્ર છે. માટે શરીર બ્રહ્મ નથી.

**અસુર**—લે ત્યારે–એમ કહી ચાર્વાક યતિના મુખમાં ફુંક મારી.

**યતિ**—અરે યવન ! મારા મુખમાં તારો અપવિત્ર શ્વાસ કેમ મૂકે છે ?

**અસુર**—તારા મતમાં પ્રાણવાયુ બ્રહ્મ છે, ત્યારે તેમાં અપવિત્રતા ક્યાંથી આવી ?

**ત્રીજો યતિ**—પ્રાણમય કોશ બ્રહ્મ નથી. તેથી પણ બ્રહ્મ આગળ છે. નાકે ચાલનારો ધમણના જેવો પ્રાણવાયુ તો અપવિત્ર છે. દેહમાં જે મનોમય કોશ છે, તે પવિત્ર છે.

**અસુર**—હે યતિ ! તું જ્યારે ઉંઘીશ, ત્યારે અમે તને મુવેલો જાણી બાળી મૂકીશું; કેમકે ઉંઘમાં મન લય પામે છે.

**ચોથો યતિ**—બુદ્ધિમય કોશ છે, તે બ્રહ્મ છે.

**અસુર**—બુદ્ધિ પણ ઉંઘમાં લય પામે છે.

**પાંચમો યતિ**—દેહમાં આનંદમય કોશ છે, તે બ્રહ્મ છે. ઉંઘમાં પણ આનંદ છે. કેમકે હું આજ આનંદમાં સુતો હતો. એવું જાગીને કહે છે.

અસુરે એ વાત સ્વીકારી. એ રીતે ઉપર લખેલા પાંચ ચાર્વાકયતિના પાંચ મત તેમના ગ્રંથમાં છે. વળી એ યતિઓએ ચાર્વાક મતનાં તત્વો જણાવ્યાં છે કેઃ–“ પૃથ્વી, જળ, અગ્નિ અને વાયુ એ ચાર તત્વો છે. જગતકર્ત્તા ઇશ્વર નથી. શરીરમાં જીવ નથી. શરીરમાં જે ચેતના છે, તે ચાર તત્વના મિશ્રણથી થઇ શકે છે. એકલા પ્રત્યક્ષ પ્રમાણથીજ પ્રમેય વસ્તુનું જ્ઞાન થાય છે. ” ઇત્યાદિ નાસ્તિકતાનો ઉપદેશ આપ્યો છે. તે ઉપદેશ સાંભળીને સર્વ અસુરો નાસ્તિક થઇ ગયા. જગત્કર્ત્તા પ્રભુની ભક્તિ છોડી દીધી. યતિઓના કુતર્કો સાંભળીને વેદોક્ત ધર્મના વિચારો અસુરોના મનમાંથી નીકળી ગયા. જીવપર દયાળુ થયા. પણ પરમેશ્વરને માનવાનું તજી દીધું. એ પ્રમાણે નાસ્તિક થઇ ગયા.

બૃહસ્પતિ વગેરે જે દેવો ચાર્વાક યતિના વેષે ગયેલા હતા, તેઓ ધારેલું કાર્ય સાધિને પાછા પોતાને સ્થાનકે આવ્યા. પરંતુ તેમની પરંપરા ચીન દેશમાં રહી. અસુરોએ શિવધર્મ છોડી દીધો. સૌ નાસ્તિક થઇ

ગયા. તેથી શિવે ક્રોધ કરી અસુરોને મારી ઠેર કર્યા. અને તેમનાં ત્રણુ પુરનો નાશ કર્યો. જે અસુરોએ શિવધર્મ કબુલ કર્યો, તેમને જીવતા મૂકયા. શિવે ત્રિપુરનો નાશ કર્યો, તે ઉપરથી શિવજી "ત્રિપુરહર" કહેવાય છે.

**શિવધર્મ** વેદાનુસારી છે. તેમના મુખ્ય સિદ્ધાંત આ પ્રમાણે છે; "જગતનો કર્ત્તા એક ઇશ્વર છે. તે પોતાના **જ્ઞાન, ઇચ્છા,** અને **ક્રિયા** એ ત્રણુ શક્તિવડે જગત્ સૃજે છે. પોતાની સૃષ્ટિના જીવોના શુભાશુભ કર્મ તપાસીને તેમને સુખ, દુઃખ આપે છે." ઇત્યાદિ શૈવમતને અનુસરી **ગૌતમ** અને **કણાદ** મુનિએ **તર્કશાસ્ત્ર** રચ્યાં છે. શૈવમતાનુંસારી અનેક પંડિતો થયા છે. તેમણે પોતાના ગ્રંથોમાં નાસ્તિક મતનાં ખંડન કર્યાં છે. ચાર્વાકમત પછી કેટલેક કાળે બૌદ્ધમત થયો. તેનું ખંડન પણુ શૈવમતના પંડિતોએ કર્યું છે.

દેવપૂજિત મહાત્મા બૃહસ્પતિ દેવોમાં ઘણુા માન્ય, અને પૂજ્ય ગણુાયા છે, તેમની શ્રેષ્ઠતા ઘણી હતી. દેવો અને મોટા મોટા રાજાઓ તેમને આધિન હતા. પ્રજાહિતનાં કાર્યો પણુ તેમણે ઘણાં કર્યાં છે. તેથી આર્યાવર્તમાં તેમને એક તેજસ્વી તારારૂપ ગણુવામાં આવ્યા છે. તેની અખંડ નિશાની તરીકે આકાશમાં આજ પણુ **બૃહસ્પતિ** નામનો તારો પ્રસિદ્ધ છે. તેઓ પોતાની મહત્તાથી "**સપ્તાર્ષિ**" જેવા મહત્ત મંડળમાં નિમાયા હતા. વળી જનમંડળમાં તેમના પવિત્ર નામનું નિત્ય સ્મરણુ રહે, તેટલા માટે હિંદમાં ગણુાતા—સાત વારમાંના એક વારનું નામ—"**બૃહસ્પત વાર**" અથવા "ગુરૂવાર" પાડવામાં આવ્યું છે. એ રીતે આ મહાત્મા પુરૂષ પોતાના આત્મબલથી જગત્માં અક્ષય કીર્તિ મૂકી ગયા છે. ધન્ય છે તેમને ! ! !



# દેવર્ષિ-નારદ.



આ દેવર્ષિ કોણ? એ યશસ્વી જગત્ પ્રસિદ્ધ દેવર્ષિ—સ્વાયંભુ મન્વંતરમાં બ્રહ્માએ દશમાનસ પુત્રોને પ્રજોત્પત્તિ કરવા પ્રજાપતિ નિર્માણ કર્યા હતા, તેમાંના આ એક હતા. તે વરાહ કલ્પમાં હતા. પ્રજોત્પત્તિ કરવાનું કામ તેણે માથે લેવાની ના પાડી સ્ત્રી ગ્રહણ કરી નહોતી. બાળ બ્રહ્મચારી રૂપે વિરક્ત રહ્યા હતા અને પરમાત્માના ધ્યાન અને કિર્ત્તનમાંજ નિમગ્ન રહ્યા હતા. પ્રથમ તેઓ મનુના દરબારમાં ઉછર્યા અને વિદ્યાભ્યાસ બ્રહ્માના વંશજોના આશ્રયવડે કર્યો હતો. ત્યાં સુધી તેઓ પ્રસિદ્ધિમાં આવ્યા નહોતા. આગળ જતાં તેઓ પોતાની પ્રબળ બુદ્ધિના બળવડે યોગીરાજ અને મહાન્ વિદ્વાનરૂપે પ્રકાશિ નીકળ્યા હતા.

નારદજી દેવર્ષિઓમાં મુખ્ય ગણાતા હતા. તે ધર્મિષ્ઠ, ઉત્સાહી, પર-દુ:ખભંજન, બુદ્ધિવાન, નીતિજ્ઞ, હસમુખા, ચાલાક, ભવિષ્યવક્તા, ગમતી, ઉત્તમવક્તા, તત્વજ્ઞ, અને મહા મસ્કરા હતા. પ્રસંગે મનના તુરંગથી ગમત ખાતર કે શુભ હેતુને માટે પ્રપંચ રચી લડાવી મારતા. પછી પોકળ ઉઘાડું પાડી રમુજ મેળવતા અને રમુજ બીજાને આપતા. સર્વને તેમની ગમત પ્રિય હતી. ધારે ત્યારે ત્રૈલોકયમાં આવાગમન કરી શકતા. ઇશ્વર-ધ્યાન અને ગાયનના આનંદમાં સદૈવ મગ્ન રહેતા. દેવો તથા ઋષિ મુનિ-ઓ અને લોકપાળોને પરસ્પર સંદેશો પહોંચાડવામાં વિચિક્ષણ હતા. એ કળા તો એમનીજ હતી. નારદ કળા દ્રષ્ટાંતરૂપે પ્રસિદ્ધ છે. આજે પણ જે માણસ બેજણ વચ્ચે લડાઇ કરાવે અને પરસ્પરની વાતો પહોંચાડે તેને "નારદકળા" વાળો અગર નારદજી કહે છે.

નારદજી સામા માણસને હાસ્ય ઉપજાવવામાં ઘણાજ પંકાયા છે. અંગકાન્તિ તેમની ખુલતા બદામી રંગને વર્ણે હતી. શીરપર પિંગળી જબરી જટા હતી. કોઇ તો કહે છે કે, તેમની ચોટલી ઉભીજ રહેતી હતી. તેનો આશ્રમ પ્રથમ યમુના તટપર એક મઠમાં હતો. પછીથી ત્રૈલોકયમાં ફરતા હતા. ગાયનકળા—સંગીત શાસ્ત્રમાં તેઓ ઘણા પ્રવિણ હતા. ગાનતાનથી તેમણે દેવ અને મુનિ સર્વને છક કરી નાંખ્યા હતા. તેમજ એવા તો સમર્થ વક્તા હતા કે, તેના ઉપદેશની અસર મનુષ્યોના હૃદયમાં

સચોટ થતી હતી. તેઓ ઉપદેશ ગાન, તાન સાથે આપતા. ગાન, તાન સાથેના ઉપદેશની અસર મનુષ્યોને તાત્કાળીક થાય છે. સાંભળનારને મનુષ્યોનું લક્ષ ખેંચાય છે અને ધારેલો શુભ હેતુ પાર પડે છે. નારદજીને પણ એ નિયમ પસંદ હતો. તેઓ સર્વદા ઇશ્વર, અને ધર્મ, નીતિ સંબંધી ઉપદેશ મધ્ય બજાર અને શેરીએ શેરીએ ગાયનમાં ગાતા ગાતા ફરતા હતા. લાખો મનુષ્યો તેમનું જ્ઞાન સાંભળવાને ચાહતાં હતાં. કેટલીક વખતે રાત્રે પણ મનુષ્યોને ગાયનમાં જ્ઞાન આપતા ફરતા. ઉત્તમ જ્ઞાન અને શ્રેષ્ઠ વકતૃત્વ શક્તિથી તેઓ ઋષિ, મુનિઓમાં પણ પ્રેમપૂર્વક આદરમાનને પામ્યા હતા. સદા સંસારથી વિરક્ત રહેતા. તેમનું વચન દેવ, દાનવો અને માનવી ઘણા આદરની સાથે માનતા હતા. સકળ દેવ સભા અને રાજ્ય સભામાં ઉત્તમ માનને પામ્યા હતા. તેમનું આવાગમન વાગતી વીણા સાથે ગાન કરતા અકસ્માત્ થતું હતું. તેમને ઇશ્વર કીર્તન ઘણું પ્રિય હતું. શ્રી વિષ્ણુ ભગવાનને તેઓ અત્યંત પ્રિય હતા, તેમની ખાનગી સલાહને પાત્ર ઠર્યા હતા. એટલુંજ નહિ પણ તેઓ શ્રીવિષ્ણુનું મનજ ગણાતા હતા.

નારદજીએ ઘણાઓને વિદ્યાજ્ઞાન આપ્યું હતું. એમના ૬૦ હજાર બ્રાહ્મણો શિષ્ય હતા. તેમણે नारदपंचरात्री જેવો ઇશ્વરજ્ઞાન સંબંધી ઘણોજ ઉત્તમ ગ્રંથ બનાવ્યો છે. તેની જુની પ્રત હાલ મળતી નથી, પણ જે હાલ છે, તેમાં પાછળથી થોડો ઘણો ફેરફાર થયો હોય એવું કહેવાય છે. તેમજ તેણે ધર્મશાસ્ત્ર ( સ્મૃતિ ) તીર્થસ્થળ ઉપર, ગાયન ઉપર વગેરે ગ્રંથો કર્યા છે. એના નામનું એક નારદ પુરાણ પણ છે. રામની સભામાં ધર્મશાસ્ત્રીઓ હતા. તેમાં નારદ પણ હતા, કુબેર, વગેરેની સભામાં પણ એ વસ્તા. ઇંદ્રાદિ લોકપાળોની સભાનું વર્ણન તેમણે યુદ્ધિષ્ટિર પાસે કર્યું હતું. તેમજ યુદ્ધિષ્ઠિરને નીતિ સંભળાવી હતી. તેથી "નારદ નીતિ" પ્રસિદ્ધ ગણાય છે. તેઓ સમજાવવામાં ઘણાજ હુશિયાર હતા. લક્ષ્મીજીને વિષ્ણુ સાથે પરણાવનાર પણ તેઓજ હતા. વિષ્ણુની આજ્ઞા પ્રમાણે ઇંદ્રને સમજાવી ઉર્વશી પુરૂરવા રાજાને સોંપાવી હતી. જાલંધર દૈત્ય જે પોતાની સતી સ્ત્રી વૃંદાના સતીત્વથી મહા ક્રુર અને ઉન્મત્ત થઇ ગયો હતો અને દેવ, મનુષ્યોને ઘણું દુઃખ આપતો હતો. તે દૈત્યને મરાવનાર પણ તેઓજ હતા. કૃષ્ણ મથુરામાં વસુદેવને ત્યાં અવતરશે એવી જે આકાશ વાણી થઈ છે તે સત્ય છે, એવું કંસને કહેનાર પણ તેઓજ હતા. અધર્મિ કંસ પાપકર્મ કરવા લાગ્યો.તેથી તરત કૃષ્ણે અવતરી

તેને માર્યો, અને સર્વના દુઃખ દૂર કર્યા, તે કરાવનાર પણ નારદજીજ હતા. વાસવદત્તાનો પુત્ર વિદ્યાધરનો અધિપતિ થશે એવી ભવિષ્ય વાણી નારદજીએ કહી હતી. તેમજ સાવિત્રીના સતીત્વની અને સત્યવાનના ટુંકા આયુષ્યની ભવિષ્ય વાણી પણ તેમણેજ કહી હતી. ચિત્રગુપ્તને પુત્રનો શોક ટાળનાર અને તેમને સંસારમાંથી વિરક્ત કરી ઇશ્વરના પદને પામવાનો ઉપદેશ કરનાર પણ તેઓજ હતા. તેમણે તેને જે ઉપદેશ આપ્યો છે તેનો ટુંક સાર આ પ્રમાણે છે,–" આ સંસારમાં કોઇ કોઇનું નથી. કોણ તારી સ્ત્રી અને કોણ તારો પુત્ર છે? સઘળું વ્યવહાર દ્રષ્ટિએ સત્ય લાગે છે. તું કોણ છે? અને કયાંથી આવ્યો છે? એ તત્વનો તું તારા અંતરમાં વિવેકથી વિચાર કરી જો અને સત્ય સ્વરૂપને ઓળખવા પ્રયત્ન કર. તું તન, ધન, જન, યૌવન અને મારાં તારાંનો ગર્વ મૂકી દે. પલવારમાં વિકરાળ કાળ સર્વને હરણ કરે છે. માટે તું આ સર્વ માયામય જગતને અળગું કરી સત્ય સ્વરૂપને ઓળખી તરત બ્રહ્મપદમાં પ્રવેશ કર;" વગેરે બોધ કરેલો હતો. તેથી તે સંસારમાંથી વિરક્ત થઇ સત્ય સ્વરૂપને ઓળખી મુક્તિ પામ્યો હતો. તેમજ ધ્રુવ, ઋતુધ્વજ વગેરેના તેણે કાર્યો કર્યા છે. જે માયીક જગતને તજી ઇશ્વરમાં દ્રઢતર પ્રીતિ રાખે છે, સ્થિર ચિત્તથીજ નિરંતર તેનું ધ્યાન કરે છે, તેને ઇશ્વરનું દર્શન સહજ થાય છે. પરંતુ તે પ્રમાણે થવાનો પ્રથમ રસ્તો બતાવનારની ઘણી જરૂર છે. એ સત્ય રસ્તો સદ્‌ગુરૂથીજ પ્રાપ્ત થાય છે. સદ્‌સંગતિનો પ્રભાવજ અલૌકિક છે. સાધુ સંગતિનો મહિમા અપાર છે. મહાત્માઓના સંગથી ઉત્તમ પદની પ્રાપ્તી થાય છે, સારાં કર્મ કરાય છે અને સારાં કર્મનું ફળ આ દેહ અને પુનર્જન્મે સારૂંજ મળે છે, એ નિઃસદેહ છે. તે નારદજીનોજ પ્રત્યક્ષ દાખલો છે.

નારદજી એક વખતે ફરતા ફરતા દેવદત્ત વીણા વગાડતા અને હરિકીર્ત્તન કરતા સરસ્વતી કિનારે જ્યાં મહર્ષિ વ્યાસ દેવનો આશ્રમ હતો, ત્યાં આવ્યાં સત્યવતી સુત વ્યાસે દેવ પૂજિત નારદમુનિને આસન ઉપર બેસાડી પૂજન વગેરેથી સત્કાર કર્યો. દેવર્ષિ નારદ બ્રહ્મર્ષિ વ્યાસને અપ્રસન્ન ચિત્તે જોઇ બોલ્યા કે;–" બ્રહ્મર્ષિ વ્યાસ! આપે મહાવિસ્તારવાળું અને બહુ જ્ઞાનગર્ભ મહાભારત રચ્યું છે, અને પરબ્રહ્મને જાણ્યા છે, છતાં આપના અંતરમાં કેમ શોકાનલ પ્રદીપ્ત છે? મને એવું જણાય છે કે– આપ તેથી કાંઇ વિશેષ સંતોષ પામ્યા નથી. આ સાંભળી વ્યાસે કહ્યું કે,– આપે જે કહ્યું તે સત્ય છે. આ સાંભળી નારદજીએ કહ્યું કે, મને જણાય

છે કે;-આપે જે વિવિધ જ્ઞાનથી ભરપૂર મહાભારતમાં હરિગુણ કીર્ત્તન કર્યું નથી. તેથી આપનું ચિત્ત અશાન્ત રહે છે. જે પ્રભુના ગુણકીર્ત્તનથી પૃથ્વી પવિત્ર થાય છે. ભક્તો નિરંતર જેનું નામ શ્રવણ અને ગાન કરે છે. જેના ચરણારવિંદની પૂજા કરતાં કરતાં તલ્લિન થવાય છે. તેના યશનું વર્ણન તે ગ્રંથમાં કર્યું નથી. માટે આ ચાર શ્લોક ઉપરથી ભગવત્ લીલાની કોઇ કથા બનાવો." એટલું કહી, પછી તેમના મનને શાન્ત પમાડવા પોતાને જે પ્રભુ કૃપાથી પૂર્વજન્મનું જ્ઞાન થયું હતું. તેનું વર્ણન નીચે પ્રમાણે કરી બતાવ્યું કે;—

પૂર્વે હું એક મુનિનો દાસી પુત્ર હતો. વર્ષાકાલે ચાતુર્માસમાં યોગીઓ એ આશ્રમમાં દર વર્ષે આવતા હતા. એક વખતે ચાતુર્માસમાં સનકાદિક ઋષિયો આવ્યા. તેની સેવામાં મને રાખ્યો, હું તેમની સેવામાં તત્પર રહેવા લાગ્યો. મને થોડું બોલનાર, ઇંદ્રિયજીત, અચપલ, બાળક જોઈને તથા સેવા ચાકરીથી સંતુષ્ટ જોઇને મારા ઉપર મહાત્માઓ કૃપા દેખાડવા લાગ્યા, તેમનું ખાધેલું એઠું ખાવાથી મારૂં ચિત્ત પવિત્ર થયું. મારૂં ચિત્ત પવિત્ર થવાથી મને ધર્મ ઉપર રૂચિ ઉત્પન્ન થઇ. ત્યારથી મને હરિગુણ કીર્ત્તન સાંભળવામાં પ્રતિદિન પ્રીતિ ઉત્પન્ન થતી ગઈ. પ્રેમમય પરમેશ્વરમાં મારી દ્રઢતર મતિ થઇ ગઇ. ઋષિ મુનિઓ નિરંતર જેનું નિર્મળ યશ કીર્ત્તન કરતા હતા તે સાંભળી મારા ચિત્તમાં ભક્તિનો ઉદય થયો. દીનવત્સલ મહર્ષિયોએ મને ધર્મમાં પ્રીતિવાન, શુદ્ધ ચિત્તનો, જીતેંદ્રિય અને દાસાનુદાસ બાળક જોઇને કૃપાથી મને સાક્ષાત્ ઇશ્વર પ્રેરીત ગૂઢતમ્ ઇશ્વર જ્ઞાનનો મંત્રોપદેશ આપ્યો. મંત્રોપદેશ કરી મને દેશમાં ફરવા જવાની આજ્ઞા કરી. હું મારી માતાને એકનો એક પુત્ર હતો. તેથી તેમનો મારાપર ગાઢ સ્નેહ હતો. હું નિત્ય મહાત્માઓની આજ્ઞા પ્રમાણે જપ, તપ અને હરિચરણનું ધ્યાન કરતો હતો. તેના પ્રતાપથી મને જ્ઞાન થયું. તેથી મને વનમાં તપ કરવા જવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. પણ મારી મા મને ક્ષણ પણ વિલો મૂકતી નહિ તેથી હું મારી મા સાથે દેશાટણ કરવા નીકળ્યો. દેશાટણ કરતાં રસ્તામાં મારી માને સર્પે ડંસ કર્યો; તેથી તે મરણ પામી. મને તે તરફની જે અડચણ હતી, તે તેથી દૂર થઇ. માતાના મરણથી હું પ્રસન્ન ચિત્તે પાંચ વર્ષની વયે ઘોર વનમાં પરમેશ્વરના સ્વરૂપનું ધ્યાન કરતો ઉત્તર તરફ ચાલી નીકળ્યો. અનેક સમૃદ્ધિવાળા દેશ રમણિય મોટી મોટી હવેલીઓથી સુશોભિત નગરો, વન, ઉપવન, જોતો જોતો એક ગાઢ વનમાં તળાવ હતું તે પાસે આવ્યો. હું તન થાકી ગયો હતો.

ઇંદ્રિયો શીથિલ થઇ ગઇ હતી અને ભૂખ તરસ ઘણી લાગી હતી. તેથી થાક દૂર કરવાને તળાવમાં સ્નાન કર્યું. થોડું પાણી પીને ક્ષણવાર તેને કિનારે બેઠો. તેથી થાક દૂર થયો. પછી તે વનમાં એક પીપળા નીચે બેઠો. મેં જેવી રીતે સાંભળ્યું હતું, તેવી રીતે પરમાત્માનું સ્થિર ચિત્તે ધ્યાન કર્યું. ધ્યાન કરતાં મારૂં ચિત્ત ભવસાગરમાં ડૂબી જઇ વિંહ્‌ળ થયું. હૃદય ભરાઇ આવી નેત્રમાંથી અશ્રુ પડવા લાગ્યાં. એવામાં મને પરમાત્માનું ક્ષણવાર દર્શન થયું. તેથી હું પ્રેમાવેશમાં આવી તેમાં મુગ્ધ થયો. શરીરમાં આનંદ થયો, મારૂં ચિત્ત તેમાં લાગી રહ્યું, ક્ષણવારમાં તેઓ અદર્શ થયા. ઇશ્વરના મનોહર રૂપનું દર્શન પામી હું એકદમ ઉભો થયો અને ફરી દર્શન કરવા આતુર રહ્યો, પણ ફરી દર્શન પામ્યો નહિ. તેથી હું ઘણોજ અતૃપ્ત રહ્યો, એટલામાં આકાશવાણી થઇ કે;—હે વત્સ ! આ જન્મમાં હવે તું મને જોઇશ નહિ કારણ ઇંદ્રિયાશક્ત મને યોગીઓ જોઇ શકતા નથી. મેં તને એકવાર મારૂં રૂપ દેખાડયું છે, તે કેવળ તારી પ્રીતિની વૃદ્ધિને માટેજ. સાધુ માણસો ધીમે ધીમે મારા ઉપર પ્રેમાતુર થઇને સકળ કામના ત્યાગ કરે છે, તેમ તું હજુ મહાત્માઓની સેવા કરી મારા ઉપર દૃઢ ભક્તિ સ્થાપન કર. આ દેહ છોડી મારા લોકમાં આવીશ, ત્યારે તું ધારીશ ત્યારે મારૂં દર્શન પામીશ અને તને પૂર્વ જન્મનું જ્ઞાન પણ રહેશે. તું સંતુષ્ટ ચિત્તે રહી શુભ સમયની વાટ જો. વળી એક વીણા આપી જે વગાડી પરમાત્મા પ્રભુના ભજનમાં લીન રહેવા લાગ્યો ને વિચાર કરતો કે મારૂં આ તન કયારે છુટે કે ફરી દર્શન પામું. આવું ચિંતવન કરતો દેશમાં ફરવા લાગ્યો.

આ પ્રમાણે અનેક દેશમાં ફરતાં ફરતાં **શિબિ** દેશના રાજાની રાજધાનીમાં આવ્યો. તેની રાણી **કૈકેયીએ** ઘણો સત્કાર કર્યો. ત્યાં મને **પર્વત** ઋષિનો મેળાપ થયો. અમે બંને ત્યાં ઘણાં વર્ષ રહ્યા. અમે બંને વચ્ચે એવો ઠરાવ થયો હતો, કે પરસ્પરના મનમાં જે વાત ઉત્પન્ન થાય, તે પરસ્પરને જણાવવી. પર્વત ઋષિએ રાજાની પુત્રી **દમયંતીને** પોતા વેરે આપવાની માગણી કરી, પણ રાજાએ જણાવ્યું કે મારી પુત્રી તો જે એકેવાર પરણ્યો ન હોય તેને આપવી છે. પછી મેં તે કન્યાની માગણી કરવાની મનમાં ધારણા કરેલી, તે પર્વત ઋષિને જણાવેલું નહિ. એ પરથી મને પર્વત ઋષિએ શાપ આપ્યો. તેથી વીરૂપ મુખે થયો. મેં પણ પર્વત ઋષિને શાપ આપ્યો કે તમારૂં પણ દેવલોકમાં આવાગમન ન થાઓ. આવો શાપ પામી તે ઋષિ પૃથ્વી પ્રદક્ષિણા કરવા ચાલી ની-

કળ્યા. હું વિકૃત મુખે ત્યાંજ રહી ઇશ્વરનું ધ્યાન કરતો રહ્યો. દમયંતીએ પોતાના કારણથી મને વિરૂપ થયાના સમાચાર પોતાના પિતા પાસેથી જાણ્યા. તેથી તે નિત્ય મારી સેવા કરવા લાગી. આ વાતને ઘણો કાળ ગયો ત્યાં પર્વત ઋષિ ફરી મારી પાસે આવ્યા. પરસ્પરનો શાપ ટાળ્યો. હું મૂળ સ્વરૂપને પામ્યો. પછી રાજાએ દમયંતી મારી સાથે પરણાવી હતી. તે પછી હું સ્થિર ચિત્તે નિરંતર ઇશ્વરના પ્રત્યે પ્રેમ રાખી તેનું ધ્યાન ધરતો. તેની ભક્તિ કરતાં કરતાં મેં દેહનો ત્યાગ કર્યો. ત્યારપછી ભક્તવત્સલ દયામયી પ્રભુની કૃપાથી હું બ્રહ્માનો માનસ પુત્ર થઇ કૃતાર્થ થયો છું. ત્યારથી હું સ્ત્રી નહિ પરણતાં, આ દેવદત્ત સુમધુર સ્વર ભૂષિત વીણા વગાડી સુમધુર સ્વરે ઇશ્વરના ગુણનું ગાન અને ધર્મનીતિનો ઉપદેશ કરતો પૃથ્વીમાં ફર્યા કરૂં છું. હવે જયારે વીણાના સાથે ઇશ્વરના ગુણનું ગાન કરૂં છું કે, સત્વર પ્રભુ મારા હૃદયમાં દર્શન આપે છે. મને પ્રભુની દયાથી પૂર્વ જન્મનું જ્ઞાન રહ્યું છે. હું ધારૂં છું ત્યાં જઇ શકું છું. વગેરે વર્ણન કરી બતાવ્યું. આ સાંભળી વ્યાસ પ્રસન્ન થયા. અને હરિની લીલાનું વર્ણન ભાગવત દ્વારાએ કરી શાન્ત થયા. અહો ! મહાત્માઓનાં સંગનો કેવો પ્રતાપ ! અને ઇશ્વરમાં નિરંતર સ્થિર ચિત્ત કરી ધ્યાન ધરવાથી કેટલો બધો લાભ થાય છે ? તે આ દેવર્ષી નારદનું ચરિત્ર વાંચવાથી જણાઇ આવે છે. ધન્ય છે નારદજીને ! કે પોતે આત્મબળથી ઉચ્ચ પદ પામી, દેવ અને લોકહિતાર્થનાં અનેક કાર્યો કર્યાં. ઇશ્વર ભક્તિમાં નિરંતર કાળ ગમન કરી પરમ પદ પામી જગતમાં અખંડ કીર્તિ રાખી ગયા છે. ધન્ય છે તમને ! !

---

### ન્યાય અને તર્ક પ્રણેતા.

## ગૌતમ.

---



આ સમર્થ બ્રહ્મર્ષિ બ્રહ્મમાનસપુત્ર અંગિરા ઋષિના પૌત્ર થાય. તેમનો જન્મ ત્રેતાયુગના આરંભમાં પ્રસિદ્ધ ઋષિ દીર્ઘતમાને ત્યાં હિમાલય પ્રદેશમાં થયો હતો. વેદાદિ શાસ્ત્રોનું તેમણે બાળવયમાંજ અધ્યયન કર્યું હતું. તે મહા તેજસ્વી, મહાન્ વિદ્વાન, તત્વજ્ઞ, તપનિધાન, તીવ્રબુદ્ધિના, ઉત્સાહી, ખંતી, શોધક, અને સિદ્ધિવાન હતા. ન્યાય, તર્ક, રસાયણ, પદાર્થ પૃથક્કરણ અને તત્વાદિની શોધો તેમણે કરેલી છે. લાંબો કાળ તપશ્ચર્યા કરી તેમણે તપ સમૃદ્ધિ મેળવી હતી, એ પોતાની પ્રબળ શક્તિથી આગળ વધી સર્વમાં માન પામી સપ્તઋષિના મંડળ(પંચ)-

માં તેમની મણુના થઇ હતી. તે ઋષિમુનિઓમાં શ્રેષ્ટ વિદ્વાન ગણાતા હતા. તેમની ધર્મપત્નિનું નામ **અહલ્યા** જે મહા સતી ગણાતાં હતાં. તે મહા તેજસ્વી અને રૂપસુંદર હતાં. બ્રહ્માએ સ્વયંવર રચ્યો તેમાં તેઓ ઇંદ્રાદિ દેવોને મૂકી ગૌતમ સાથે પરણ્યાં હતાં. પતિપત્નીમાં ગાઢ પ્રેમ હતો, છતાં દૈવ ઇચ્છાથી પતિના શાપને લઇ શલ્યારૂપ થયાં હતાં. આ ઋષિ એ પણ પત્ની વિયોગથી દુઃખી અને ઉદાસ બની પ્યારી પત્નીનો પુનઃ મેળાપ થતાં સુધી હિમાલય પ્રત્યે તપશ્ચર્યાજ કર્યા કરી હતી. જ્યારે **રામ** પ્રતાપે અહલ્યાનો ઉદ્ધાર થયો; ત્યારે તેમને મળી આનંદ પામ્યા હતા.

ગૌતમનો **પ્રથમ** આશ્રમ **પ્રયાગ** પાસે હતો. પછી **મિથિલાના** અરણ્યમાં અને અહલ્યાનો વિયોગ થયા પછી **હિમાલયમાં** હતો. પત્નીને પામ્યા પછી વરૂણ **કાનનમાં** આવ્યા, ત્યાં આશ્રમ બાંધી રહ્યા હતા. ત્યારથી એ આશ્રમ ગૌતમાશ્રમ નામથી પ્રસિદ્ધ થયેલ છે. ત્યાં તેણે લાંબો કાળ તપશ્ચર્યા કરી હતી. એ આશ્રમ આજે ગૌતમ તીર્થ ગણાય છે. કનાયન અને **નિંબાળી** નામે બે મુખ્ય શિષ્ય હતા. આ સિવાય બીજા પણ હજારો શિષ્યો તે પાસે વિદ્યાભ્યાસ કરતા હતા. તેનું શિક્ષણ ઘણું વખણાતું હતું. તેમને **શતાનંદ** અને **ચિરકારી** એ બે પુત્ર, અને **અંજની** નામે પુત્રી હતી. જે **અંજનીને** ઉદર અગીયારમા રૂદ્રરૂપે **હનુમાન્** જન્મ્યા હતા. ગૌત્તમ ઋષિએ સ્મૃતિરચેલી છે. તેને **ગૌતમસ્મૃતિ** કહે છે. તેમજ **ન્યાય શાસ્ત્ર** રચ્યું છે, તેને **ન્યાયદર્શન** પણ કહે છે. અથવા ગૌત્તમ દર્શન પણ કહે છે. ન્યાય વિદ્યા સર્વ વિદ્યાના પ્રદીપ સ્વરૂપ છે. સઘળાં કર્મનો ઉપાય અને નિખિલ ધર્મનો આશ્રય છે. **ન્યાયદર્શનના** પાંચ અધ્યાય છે. પ્રત્યેક અધ્યાયમાં બે આન્હિક છે. પ્રત્યેક આન્હિકમાં ઘણાં પ્રકરણ છે.

**ન્યાયદર્શનના મતમાં**—જીવાત્માતિરિક્ત એક પરમેશ્વર છે. તેને ભોગ સાધનનું શરીર, સુખ, દુઃખ, અને દ્વેષાદિક કંઇજ નથી. કેવળ નિત્યજ્ઞાન. ઇચ્છાદી ગુણો છે, તે અસાધારણ શક્તિવાળો, અને સમસ્ત જગતનો કર્તા છે. એના વિષયનાં પ્રમાણ વેદાદિ શાસ્ત્ર અને અનુમાનાદિ છે. ન્યાય શાસ્ત્રનો સર્વ શાસ્ત્રમાં ઉપયોગ છે. **સુરાચાર્ય બૃહસ્પતિએ** કહ્યું છે કે;—"જે માણુસ તર્ક શાસ્ત્રાનુંસારે તાત્પર્યાર્થની શોધ કરે છે. તે મનુષ્ય શાસ્ત્રનો મર્મ જાણી ધર્મ નિર્ણયમાં સમર્થ થાય છે." **ગૌતમ ન્યાયમાં**—યુક્તિ પ્રધાન છે.યુક્તિના ચિંતવનથી પુરૂષની તીવ્ર બુદ્ધિ થાય છે.બુદ્ધિ તીવ્ર થવાથી મનન કરવાને સમર્થ થવાય છે. મનન કર્યાથી સત્ય સિદ્ધાંત

થઇ શકે છે અને સત્ય સિદ્ધાંતના યોગે આત્મા પરમાત્માનું સત્ય જ્ઞાન થઇ કેવળ મોક્ષની પ્રાપ્ત થાય છે–વિદ્વાન પંડિતોની સભામાં વાદવિવાદ કરવાની રીત સંપૂર્ણ વર્ણવેલી છે તથા તર્કશાસ્ત્રનો સમાવેશ પણ ન્યાયશાસ્ત્રમાં થઇ જાય છે–પૃથ્વી જે પદાર્થના પરમાણું મિશ્ર થવાથી બનેલી છે, તે પ્રત્યેક પરમાણું નિત્ય અને સ્થાઇ છે. તેનો નાશ થઇ શકતો નથી જેનો નાશ ન થઇ શકે તે તત્વ કહેવાય છે. માટે પરમાણુની તત્વમાં ગણુના કરી છે. પરંતુ પરમાણુથી ઉત્પન્ન થયેલો પદાર્થ નિત્ય નથી. માટે એ નાંશવંત છે. એ રીતે તત્વાદિકની વ્યવસ્થા ન્યાય શાસ્ત્રમાં કહેલી છે.—એમાં રસાયણ વિદ્યાનું પણ યથાર્થ વર્ણન કરેલું છે. સિવાય બીજા અનેક પ્રકારના જ્ઞાન સંપાદાન કરવાના વિષયો પણ તેમાં છે. માટે તે પ્રથમ કાળનું ઇશ્વર પ્રેરક જ્ઞાન કહેવાય છે.

**મોક્ષ પામવા શું કરવું?**—મોક્ષ પામવા માટે તત્વજ્ઞાન થવું જોઇએ. તત્વજ્ઞાનથી દુ:ખ, જન્મ, પ્રવૃતિ દોષ અને મિથ્યાજ્ઞાન એ સર્વનો ઉત્તરોત્તર નાશ થતાં મોક્ષ મળે છે. **તત્વજ્ઞાન કેમ થાય?**—એ વિષે ન્યાય શાસ્ત્રમાં કહ્યું છે કે;—'પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ, નિગ્રહસ્થાન, એટલાં તત્વ જાણુવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે." એ સોળ બાબતોનો તેમાં વિસ્તારથી વિચાર ચલાવેલો છે. તે તત્વજ્ઞાન થવા માટે ઉત્તમ સાધનરૂપ છે.

**ન્યાયથી**—તત્વજ્ઞાન થાય છે, ત્યારે મિથ્યા જ્ઞાનનો નાશ થાય છે, મિથ્યા જ્ઞાન નાશ થયે, દોષ મટે છે, દોષ મટયે પ્રવૃત્તિ અટકે છે, પ્રવૃત્તિ અટકયે જન્મ ટળે છે, જન્મ ટળે દુ:ખની સર્વથા નિવૃત્તિ થાય છે. દુ:ખની નિવૃત્તિ થાય છે, તેનેજ મોક્ષ કહે છે. **ન્યાયમતમાં**–બૌદ્ધ, જૈનાદિએ માનેલા મોક્ષ સ્વરૂપનું ખંડન કરેલું છે અને પોતે માનેલા મોક્ષનું પ્રતિપાદન કરેલું છે. **ન્યાયમતમાં**–જગતનો કર્ત્તા પરમેશ્વર તથા તેના વચનરૂપ વેદ એ બંનેને અનુમાન તથા શબ્દ પ્રમાણથી સ્વીકારેલાં છે. ગૌતમનો ન્યાય સૃષ્ટિના પદાર્થોનું પૃથકરણ કરી, તેમની ઉત્પત્તિ, સ્થિતિ વિષે નિર્ણય કરી મોક્ષ સાધવો જોઇએ એવો છે. ન્યાયનો અભ્યાસ દ્રાવિડ, તૈલંગ, ઉત્તરમાં નંદીઆ અને કાશી વગેરે સ્થળોમાં અદ્યાપિ પણ સારો ચાલે છે.

**ગૌતમે ન્યાયમાં જીવ અને આત્મા વિષે કહ્યું છે કે;**–" જીવને આત્મા એકજ છે, અજ્ઞાનતાએ કરીને આત્મા જીવરૂપ થઇ ગયો છે. જીવ

જ્ઞાન થયે ભક્તિ કરવાથી શુદ્ધ થઈ ઇશ્વરમાં લિન થાય છે. આત્મા પ્રકૃતિ રહિત અને સ્વતંત્ર છે. તેનો ગુણ સારાસાર વિચાર કરવાનો છે. એ મૂળતત્વથી ધર્મ મનાયો છે. ધર્મને માનવાવાળી જીજ્ઞાસા આપણી અંદર રહેલી છે. તે આપણો પવિત્ર સ્વતંત્ર ગુણ છે.

ઈશ્વર વિષે કહ્યું છે કે:—"કર્ત્તા જે ઇશ્વર તે અનાદિને સ્વતંત્ર છે. તેણે કારણરૂપે તત્વોને સર્જી આ કર્મરૂપી જગત્ રચ્યું છે. તે સ્ફુર્ણારૂપી સંકેતથી જીવો પાસે કર્મ કરાવે છે. કર્ત્તાની કૃપાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે. તેના બક્ષેલા જ્ઞાનની શ્રદ્ધાએ જે આશા રાખીએ તે ફળીભૂત થાય છે. કર્ત્તા દ્રસ્ય અદ્રસ્ય ફળનો દાતા છે. કર્ત્તા વિના બીજું કાંઇ શ્રેષ્ટ નથી. મોક્ષપદમાં કાયા અને જગત્ મિથ્યા દર્શાય છે. માત્ર જ્ઞાન સ્વરૂપ આત્મા કાયમ છે. એ ચૈતન્ય સ્વરૂપ છે. ચૈતન્યનો દેખાવ નિરાકાર દર્શાય છે. ઇત્યાદી ઘણા ઉત્તમ બોધ આપેલા છે.

ગૌતમનું ન્યાય શાસ્ત્ર સર્વમાન્ય છે. **ગદાધરી, જાંગદેશી, અનુમાન ચિંતામણી** આદિ ગ્રંથોમાં ન્યાયના એક ખંડ ઉપરજ સૂક્ષ્મ વિચાર ચલાવેલો છે. **ન્યાય સુત્ર** ઉપર વાત્સાયનનું ભાષ્ય છે. તેના બીજા ગ્રથો પણ ઘણા છે. ન્યાયાદર્શન વિષે **માઉન્ટસ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન** સાહેબ લખે છે કે;—"ન્યાયશાસ્ત્રનો વિષય બ્રાહ્મણોને ઘણો વ્હાલો છે. તેમણે તે ઉપર ઘણા ગ્રંથો લખેલા છે. તેથી આ દર્શનની ઘણી શાખાઓ થઇ છે. તે છતાં બધી શાખાઓ **ગૌતમ** તથા **કણાદ**ના દર્શનથી પેદા થઇ છે. પેલા ગ્રંથકારે અતીદ્રિંય પદાર્થો સંબંધી ન્યાય તરફ ધ્યાન પહોંચાડયું છે અને બીજાએ ઇંદ્રિયગોચર પદાર્થો વિષે વિચાર કર્યો છે. એ દર્શનો કેટલીક વાતોમાં જુદા છે, તોપણ તેઓ એક દર્શનના બે ભાગો છે; એવું માનીએ તો અડચણ નથી. કારણ કે તેઓ એકબીજાની ખાત્રી પૂરી પાડે છે."

આ મહાત્માના તપ પ્રભાવથી ગોદાવરી નદી **ગૌતમી** ગંગા કહેવાય છે. તે મહા તીર્થ છે. કારતક માસમાં સિંહના બૃહસ્પતિ આવે છે, ત્યારે ત્યાં સ્નાન કરવા લાખો માણસોની જાત્રા ભરાય છે. એવો તેનો મહિમા છે. આ બ્રહ્મર્ષિએ **નીમિરાજા**ને ઘણા વર્ષનો મોટો યજ્ઞ કરાવ્યો હતો. ગૌતઆશ્રમમાં અહલ્યા હ્દ નામનું પણ તીર્થ છે. તેની પાસે આ જે **ભીન્નમાળ** નામે નગર છે, જે અગાઉ **શ્રીમાળ** નગરથી પ્રસિદ્ધ હતું. આ ઋષિનો વંશ વિસ્તાર પણ સારો ચાલેલો છે. આ બ્રહ્મર્ષિ પોતાના તપોબળથી દરરોજ પ્રાતઃકાળમાં ધાન્ય વાવતા, તે જ્યારે મધ્યાન્હે પોતાનું

સ્નાન સંધ્યાદિક ષટકર્મ પૂરું કરી રહેતા, ત્યારે પરિપકવ થતું હતું. પછી તેને લણી દાણા કાઢી તે અનાજની રસોઇ કરી ભોજન કરતા હતા! એવા તેઓ મહા સમર્થ અને સિદ્ધિવાન હતા.

આ મહાત્માના અપૂર્વ જ્ઞાનમય ગ્રંથનાં યુરોપિયન પંડિતો બહુ વખાણ કરી તેની આગળ મસ્તક નમાવે છે; જેના તત્વજ્ઞાનની બરોબરી જગત્ વિખ્યાત્ યુનાની તત્વવેત્તા આરિસ્ટોટલ અને ગાલિલીયો સરખા પણ કરી શકયા નથી; જેના અસ્તિત્વને આજે હજારો વર્ષ થઇ ગયા છતાં તેના વિરચીત શાસ્ત્રનું અધ્યયન હિંદની વૈદિક પાઠશાળાઓમાં અદ્યાપિ સુધી ઘણી આતુરતાથી કરવામાં આવે છે. જેના એકજ શાસ્ત્રથી ભારતવર્ષની જ્ઞાન સંપત્તિમાં મોટી વૃદ્ધિ થયેલી ગણાય છે; અને જેના પુત્રો પોતાને વારસામાં મળેલા ન્યાયદર્શન જેવા અમૂલ્ય શાસ્ત્રના પ્રતાપે પરદેશીઓની આગળ છાતી કાઢી મગરૂરીથી ફરી શકે છે. એવા મહાત્મા ગૌતમ ઋષિ તમને ધન્ય છે! તમારી કીર્તિનાં કિર્ણો જગતમાં ચારે દિશામાં પ્રસરેલાં છે. પૂજ્યબ્રહ્મર્ષિ! તમોને ધન્ય છે!! સહસ્ત્રવાર ધન્ય છે!!!

---

## અગસ્ત્ય ઋષિ.



આ જગત્ પ્રસિદ્ધ મહાત્માનો જન્મ વૈદિક કાળ વૈવસ્વત મન્વંતરમાં મિત્રાવરૂણઋષિને ત્યાં થયો હતો. તેમના જન્મ વિષે હિંદુશાસ્ત્રોમાં બહુ અલૌકિક વર્ણન કરેલું છે. અગસ્ત્ય ઋષિના પિતા મિત્રા વરૂણ મહા તપસ્વી અને સિધ્ધિવાન હતા. નિત્ય તપ, જપ, બ્રહ્મધ્યાન, અનુષ્ઠાન અને ક્રિયા કર્મમાં કુશળ હતા. તેમનો આશ્રમ સમુદ્ર કિનારે હતો. સમુદ્ર કોઇ દિવસ મુનિનાં વસ્ત્ર, કોઇ દિવસ આસન, કોઇ દિવસ કમંડળુ અને કોઇ દિવસ પાત્ર એમ તાણી જવા લાગ્યો. તેથી મુનિ અકળાયા, ઘણો ક્રોધ ચડયો, ક્રોધથી તેમણે સમુદ્રના જળનું પાન કરી જાય એવો પરાક્રમી પુત્ર પેદા કરવાનો વિચાર કર્યો. મૃતિકાનો એક અદ્ભૂત કુંભ બનાવ્યો, તેમાં પોતાનું તેજ—શુક્ર મૂકયું. કુંભને ઘણી સંભાળથી એકાંત સ્થળે રાખ્યો. પુરા માસ થતાં કુંભ ભાગી તેમાંથી એક તેજસ્વી અદ્ભુત આકૃતિનો યજ્ઞોપવિત અને કટીસૂત્ર સહિત પુત્ર નીકળ્યો. મુનિએ તેનું નામ અગસ્ત્ય પાડયું. તેનો જન્મ કુંભમાં થયો, માટે તેને કુંભજ પણ કહે છે

અગસ્ત્ય ઋષિ પિતાની આજ્ઞાથી વિદ્યાભ્યાસ માટે કાશી ક્ષેત્રમાં ગયા હતા. અહિં તેમણે અનેક પ્રકારની વિદ્યા સંપાદન કરી હતી. સંસારથી વિરકત રહેવાનો તેમનો વિચાર હતો, પણ પિતાએ વંશ રક્ષા કરવાની આજ્ઞા કરી, તેથી તેણે વિવાહ કરવાનો સંકલ્પ કર્યો. પોતાને યોગ્ય, ગુણ સંપન્ન કન્યા રત્ન મેળવવા માટે શોધ કરવા લાગ્યા. સ્થિર ચિત્તે નેત્રો મીંચીને જગતનાં જેટલાં સૌંદર્ય હતાં તેનો તપાસ કરી વળ્યા, પણ પોતાને યોગ્ય કોઇ સુંદરી જણાઇ નહિ. મહાત્માના હૃદયમાં એકલું રૂપસાગર ઉછળી રહ્યું. તે વેળાએ વિદર્ભ દેશનો રાજા પુત્રની ઇચ્છાથી તપશ્ચર્યા કરતો હતો.તેની સ્ત્રીના ગર્ભમાં એ તેજસ્વી મહાત્માએ પોતાના પ્રબળ તપોબળથી પોતાના હૃદયમાં ઉછળી રહેલું રૂપસાગર નિર્માણ કર્યું. તેથી પુરા માસ થતાં, રાજાને ત્યાં પુત્રને બદલે પુત્રી ઉત્પન્ન થઇ. રાજા પોતાની ઇચ્છા વિરૂદ્ધ પ્રાપ્તી થવાથી આશ્ચર્ય પામ્યો. પુત્રની મુંદ્રા લોપાઇ પુત્રી પેદા થઇ. તેથી રાજાએ તેનું નામ **લોપામુદ્રા** પાડયું. લોપામુદ્રા યોગ્ય વયે આવતાં રાજાએ તેનો સ્વયંવર કરવા ધાર્યો હતો, પરંતુ તેટલામાં અગસ્ત્ય મુનિએ આવી તેની માગણી કરી. લોપામુદ્રાએ પણ ઋષિને વરવાની ઇચ્છા જણાવી. રાજા પોતાની પુત્રીનો વિચાર જોઇ તેને મુનિ અગસ્ત્ય સાથે પરણાવી. મુનિ પોતાની પત્નીને સાથે લઇ **કાશી** ક્ષેત્રમાં આવ્યા. ત્યાં આવી ગૃહસ્થાશ્રમ આદર્યો. લોપામુદ્રા બહુ વિદ્વાન, સદ્દગુણીને પ્રતિવ્રતા સ્ત્રી હતી. તેણે પોતાની વિદ્વતાથી ઋગ્વેદનાં કેટલાંક ઋક્ રચેલાં છે. તેનાં પ્રમાણ વેદિમાંથી મળે છે.

આ મુનિવર મહા તેજસ્વી, પરાક્રમી, તત્વવેત્તા, શરીરે ઠીંગણા, મહા પરોપકારી, બુદ્ધિવાન, વિદ્વાન, હિંમતવાન, હુશિઆર અને શોધક હતા. તે ધનુર્વિદ્યામાં મહાસમર્થ હતા. ધનુષ્ય બાણ સાથે રાખીનેજ ફરતા હતા. જ્યારે રાજાઓ ધર્મ નિંદક, પ્રજાપીડક, અધર્મિ, અને ક્રુર થતા, ત્યારે આ મુનિવર શસ્ત્ર ધારણ કરી તે પાપ કર્મ કરનારાઓને હણતા. એવા અધર્મિઓ અને તેમના સંગીઓ સાથે યુદ્ધ કરી તેમનો સંહાર કરતા. યુદ્ધ કર્મ તેમનું નિત્યને માટે નહોતું, પણ ધર્મ સંરક્ષણાર્થે તથા પ્રજા સુખાર્થે વખતે વખતે ક્ષાત્ર કર્મ કરતા હતા. જ્યારે જૂલમગાર લૂંટારાઓનો ભય વધતો, ત્યારે તેઓ શસ્ત્ર ધારણ કરી તેમનું મૂળ શોધીને સત્વર નાશ કરતા અને પ્રજાની પીડા ટાળતા. અગસ્ત્યની અમીર ટોળીનું નામ સાંભળીને જૂલમગારો અને લૂટારાઓ ત્રાસ પામતા હતા. તેમણે પોતાના તપોબળ અને પરાક્રમથી હજારો જૂલમગારો અને લુટારાઓને

માર્યા હતા. તેમના ભયથી ત્રાસ પામી ઘણાએએ તે ધંધો તજી દીધો હતો. સ્ત્રી ઉપર જુલમ ગુજારનાર ઉપર પણ તેમનો ત્રાસ હતો.

અગસ્ત્ય ઋષિ વિદ્વાન હતા. તેમની પાસેથી દ્રોણાચાર્ય અને દ્રોપદ રાજા ધનુર્વિદ્યાનો વ્યુહ રચના શીખ્યા હતા. પૃથ્વીપરના ઘણા દેશોમાં તેમણે મુસાફરી કરી હતી. હોડીની રચના શોધી કાઢી તેમણે પૃથ્વીપરના ઘણા સમુદ્રોમાં શોધો કરી હતી "અગસ્ત્ય ઋષિ સમુદ્ર પીગયા" લોકોમાં એવું જે અદ્યપિ સુધી કહેવાય છે. તેની મતલબ એવી જણાય છે કે;—આ ઋષિ પૃથ્વીપરના ઘણા સમુદ્રમાં ફરી વળ્યા હશે. વળી તેમણે નૌકાશાસ્ત્ર બનાવેલું કહેવાય છે; પરંતુ અર્વાચીન તે માલૂમ પડતું નથી. નિઃસ્વાર્થપણે ઘણા દેશોમાં ફરી તેમણે ધર્મોપદેશનું કાર્ય બજાવ્યું હતું. અનેક ઉત્તમ કાર્યોથી તેઓ દેવ, દાનવો, ઋષિ, મુનિઓ અને રાજા પ્રજા સર્વના બહુમાનિતા અને પૂજ્ય થઇ પડયા હતા.

અગસ્ત્ય મુનિ મહા સમર્થ હતા કહે છે કે—વિન્ધ્યગિરીએ સૂર્યનો માર્ગ બંધ કરવાનો વિચાર કર્યો હતો. તેથી પ્રાણી માત્રનાં વિઘ્ન નિવારણાર્થે દેવોની પ્રાર્થનાથી અગસ્ત્ય ઋષિગિરી પાસે ગયા હતા ગિરી ઋષિનાં દર્શન પામી દંડવત પ્રણામ કરતા સૂતો; ત્યારે અગસ્ત્યે તેમને સૂતાજ રહેવાની આજ્ઞા કરી અને કહ્યું કે મારી આજ્ઞા થાય ત્યારેજ ઉઠજે. કદી ઉઠીશ તો હું તને શાપ આપી બાળી ભસ્મ કરીશ.એવીરીતે વિન્ધ્યગિરીનો ગર્વ તોડયો. તેમને ઉઠવાની આજ્ઞા થઇ નહોતી. વાયદાપર વાયદા કર્યા હતા. તેથી "અગસ્ત્યના વાયદા" એવું લોકોમાં આજે પણ કહેવાય છે. વળી આતાપી વાતાપી અને ઈલ્વણ એ ત્રણે દુષ્ટ અસુરો કપટી હતા વનમાં રહી તેમણે કપટથી ઘણા વટેમાર્ગુઓ અને મુનિઓને મારી નાંખ્યા હતા. તેમનું સર્વસ્વ લૂટી લીધું હતું. તેથી ઘણો ત્રાસ વર્તિ રહ્યો હતો. અજાયબ જેવી વાત એ છે કે, તે અસુરો ફળ, જળરૂપે માણસના પેટમાં પેસી અંદરથી પેટ ફાડી બહાર નીકળતા. આવા જૂલમની વાત અગસ્ત્ય ઋષિને થવાથી તેઓ અસુરોની પાસે ગયા. એટલે અસુરો પોતાના નિત્યના કપટ મુજબ ફળ, જળરૂપે મુનિના પેટમાં પેઠા; પરંતુ મુનિ પેટ ઉપર હાથફેરવી તેમને પચાવી ગયા. તેથી તેઓ ફરી બહાર નીકળવા પામ્યાજ નહિ.તે પરથી આજે પણ ઘણે ઠેકાણે ભોજન કર્યા પછી અગસ્ત્ય ઋષિનાં નામ લઇ પેટપર હાથ ફેરવે છે. તે એવા હેતુથી કે અગસ્ત્ય પ્રતાપથી ખાધેલો ખોરાક જઠરાગ્નિ બરાબર પાચન કરી દે.

અગસ્ત્ય ઋષિનો આશ્રમ એકજ જગ્યેપર નહોતો. સુતીક્ષ્ણ

મુનિએ રામને વનવાસમાં જે પ્રકારનો માર્ગ દેખાડયો હતો, તે જોતાં તેનો આશ્રમ દંડકારણ્યમાં હોવો જોઇએ. દંડકારણ્ય ગોદાવરીના ઉત્તર કિનારાપર છે. મહાભારતમાં જણાવ્યું છે કે, તેનો આશ્રમ ગયા પાસે હતો. દંડકારણ્ય નામ પડવાનું કારણ એવું જણાવ્યું છે કે, દંડક નામનો વિદર્ભ દેશનો રાજા હતો. તેણે પાપ કર્મ કરવાથી ભૃગુઋષિએ તેને તથા તેની ભૂમિ અને તેમાં વસનારા સર્વેને શાપથી બાળી ભસ્મ કર્યાં હતાં. તેમાં જે વન થયું, તે દંડકારણ્ય નામથી પ્રસિદ્ધ થયું છે. પછી કેટલેક કાળે અગસ્ત્ય મુનિએ સ્વર્ગથી અમૃત લાવી દંડકની ભૂમિપર છાંટયું. તેથી તે વન નવપલ્લવ થઇ રહ્યું હતું. તે પછી અગસ્ત્ય પોતાની પત્ની અને પુત્રો સહિત ત્યાં જઇ આશ્રમ બાંધી રહ્યાં હતાં. દ્રાવિડાદિ તરફના લોકોએ તેની પાસેથી નાના પ્રકારની વિદ્યા સંપાદન કરી હતી. એક વખતે નહુષ રાજા ઋષિઓ પાસે ઉપડાવેલી પાલખી–શિબિકા દેવતાઇ વાહન ઉપર બેસીને જતો હતો. તેનો પગ એકાએક મહર્ષિના શરીરપર લાગ્યો. તે અપરાધથી અગસ્ત્યે નહુષ રાજાને શાપ આપી સર્પ રૂપ કરી દીધો હતો. રામ વનવાસ જતી વખતે સીતા અને લક્ષ્મણ સહિત તે મહર્ષિને આશ્રમે આવ્યા હતા. મુનિએ તેમનો ઘણી પ્રકારે સત્કાર કર્યો હતો. અખંડ ચાપ, અક્ષયભાથા, શસ્ત્રઅસ્ત્ર, અને એક પ્રચંડ તીક્ષ્ણ બાણ આપ્યું હતું. બાણ આપતી વખતે તેમણે જણાવ્યું હતું કે રાવણ સાથે યુદ્ધ થાય, ત્યારે આ બાણ છેવટ મૂકજો કે તેથી તમારો જય થશે. રામે ઋષિનું માન રાખી તે સર્વે ગ્રહણ કર્યું હતું. રામને નિવાસ કરવા તેમણે પંચવટીની પવિત્ર ભૂમિ બતાવી હતી. તેમજ રામને શૈવી દિક્ષા પણ તેમણેજ આપી હતી.

આ મુનિવર નિરંતર બ્રહ્મ ધ્યાનમાં રહેતા હતા. તપશ્ચર્યા તેમણે મહાકષ્ટ વેઠી કરી હતી. તેથી દેવો પણ તેનાપર પૂર્ણ સંતુષ્ટ હતા. તેજ પ્રમાણે તેમણે રાજા તથા પ્રજાપર ઘણા ઉપકાર કર્યા હતા. તેથી તેમને આર્યાવર્તમાં એક તેજસ્વી તારારૂપ ગણવામાં આવ્યા છે. જેની અખંડ નિશાની તરીકે આજપણ આકાશમાં દક્ષિણ તરફ "અગસ્ત્યનો તારો" પ્રસિદ્ધ છે. વગેરે પોતાના આત્મબળના પરાક્રમથી તેઓ જગતમાં અખંડ કીર્તિ રાખી ગયા છે. ધન્ય છે! અગસ્ત્ય જેવા પરદુઃખભંજન મહાત્માને!!!



# વશિષ્ટ.



આ તત્ત્વદર્શી મહાત્મા પ્રથમ સ્વાયંભૂ-મન્વંતરમાં ઉત્પન્ન થયેલા દશ માનસ પુત્રોમાંના એક. આ દશ માનસ પુત્રો મહાદેવના શાપથી નાશ પામ્યા હતા. તેથી બ્રહ્મદેવે ફરી વૈવસ્વત મન્વંતરમાં દશ માનસ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. આ બીજા જન્મમાં વશિષ્ઠને અક્ષમાળા નામની સ્ત્રી હતી. તેઓ સૂર્યવંશી ઈક્ષ્વાકુ કુળના ગુરૂ હતા. તે વંશના ત્રીજા રાજા નિમિને તેમણે ઘણા યજ્ઞો કરાવ્યા હતા. પણ હૈલ્લ! એક યજ્ઞની વખતે વશિષ્ઠ ઋષિ ઇંદ્રને ત્યાં યજ્ઞમાં પ્રથમથી રોકાયેલા હતા. તેથી તેમણે યજ્ઞ પુરો કર્યા પછી આવવાનું કહેલું, પણ નિમિ રાજાએ તેમની વાટ નહિ જોતાં; મહાત્મા ગૌતમ ઋષિને ઉપાધ્યાય કરી યજ્ઞનો આરંભ કર્યો હતો. તેથી વશિષ્ઠે ક્રોધે ભરાઇ રાજાને શાપ આપ્યો કેઃ—“ તારો દેહ નાશ પામો. ” તે ઉપરથી રાજાએ પણ શાપ આપ્યો કેઃ—“ ગુરૂનો દેહ પણ નાશ પામો. ” એવી રીતે બંનેના દેહ પડી ગયા.

વશિષ્ઠની આવી અવસ્થા થવાથી તેમને બ્રહ્માએ ફરી મિત્રાવરૂણને ત્યાં ઉત્પન્ન કર્યા. તેમની માતાનું નામ કુંભ હતું. તેઓ ફરી ઈક્ષ્વાકુ કુળના ગુરૂ થયા. તેઓ નારદની બેન અરૂન્ધતી વેરે પરણ્યા હતા. તેઓ મહાન્ બ્રહ્મર્ષિ હતા. તેમનાં પત્ની અરૂન્ધતી પણ ઘણાં વિદ્વાન અને મહાસતી હતાં. તેમણે વેદનું ભાષ્ય કરેલું કહેવાય છે. એ તેમની વિદ્વતા કાંઇ થોડી ગણાય નહિ.

બ્રહ્મર્ષિ વશિષ્ઠે વિષ્ણુ ક્ષેત્રમાં કૌશિક ઋષિ પાસે શિક્ષણ લીધું હતું તેઓ વેદ વેદાન્તમાં પારાંગત થયા હતા. તેમજ તેઓ ધનુર્વિદ્યામાં પણ ઘણા કુશળ હતા. તેઓ મહા તેજસ્વી, સત્યવક્તા, ક્ષમાવાન, જિતેંદ્રિય અને ત્રિકાળદર્શી હતા. તેમની પાસેથી ભિષ્મ જેવા મહા પુરૂષે વેદાધ્યયન કર્યું હતું. તેમણે પોતાની સ્ત્રી અરૂન્ધતીને કેળવણી આપી બુદ્ધિવાન અને જ્ઞાની બનાવી હતી. તેનાથી તેમને શક્તિ આદિ સો પુત્રો થયા હતા. વશિષ્ઠ ઋષિનો આશ્રમ પ્રથમ હિમાલયના શિખર પર હતો. આજ પણ તે શિખર વશિષ્ઠના નામપરથી ઓળખાય છે. ત્યાં તેઓ સદા યોગી વેશે રહેતા હતા.

વશિષ્ઠ ઋષિની પાસે નંદિની નામે એક કામધેનુ (ગાય) હતી. તેનામાં

એવો ગુણ હતો કે તેના પ્રતાપથી તેઓ ચાહે તેટલા અતિથિઓને ભાવતું ભોજન જમાડી શકતા હતા. ગાધી રાજાના પુત્ર **વિશ્વામિત્ર** જ્યારે કાન્યકુબ્જદેશના રાજા પદે હતા. ત્યારે તેઓ એક વખતે સૈન્ય સહિત વશિષ્ઠ ઋષિને આશ્રમે આવ્યા હતા. ઋષિએ તેમનો સારો સત્કાર કરી કામધેનુના પ્રતાપથી સર્વ સૈન્યને ભાવતાં ભોજન જમાડયાં હતાં. તે જોઈ વિશ્વામિત્રને નંદિની કામધેનુ લેવાની ઇચ્છા થઈ. ઋષિ પાસે તેની માગણી કરી, પણ તેમણે તે આપવાની સાફ ના પાડી. તે ગાયને જબરાઇથી લેવા જતાં વિશ્વામિત્ર અને વશિષ્ઠ ઋષિ વચ્ચે યુદ્ધ થયું. તેમાં વશિષ્ઠે પોતાના "બ્રહ્મદંડ" વડે વિશ્વામિત્રના નવાણું પુત્રો અને સઘળા સૈન્યનો નાશ કરી જય કર્યો. તેથી વિશ્વામિત્રે નિશ્ચય કર્યો કે—"બ્રહ્મત્વબળ આગળ ક્ષત્રિયત્વબળ તુચ્છ છે. એમ બ્રહ્મત્વબળને વખાણતો અને ક્ષત્રિયત્વબળને ધિક્કારવા લાગ્યો. રાજપાટ છોડી હિમાલયપર તપ કરવા ગયો. ત્યાં ઘણા વર્ષ ઉગ્ર તપ કરવાથી દેવોએ પ્રસન્ન થઈ તેમને "બ્રહ્મર્ષિ" પદ આપ્યું; પણ કહ્યું કે; તમે વશિષ્ઠ વગેરે બ્રહ્મર્ષિઓ પોતાના બ્રાહ્મણ વર્ગમાં મેળવે એવો પ્રયત્ન કરજો. તેથી વિશ્વામિત્ર પોતાને બ્રહ્મર્ષિ કહેવડાવવા માટે વશિષ્ઠ પાસે ગયા. પણ સત્યવક્તા વશિષ્ઠ તેમના રાજર્ષિ ગુણો જોઇ કેમ "બ્રહ્મર્ષિ" કહે ? તેઓએ તો તેમને રાજર્ષિ કહીનેજ બોલાવ્યા. તેથી વિશ્વામિત્ર અધિક દ્વેષ રાખી સ્પર્દ્ધા કરવા લાગ્યા.

વશિષ્ઠને ઇક્ષ્વાકુ વંશના રાજા **સત્યવ્રત-ત્રિશંકુ**એ કહ્યું કેઃ—"હું સદેહે સ્વર્ગમાં જાઉં એવો ઉપાય બતાવો." વશિષ્ઠે કહ્યું કે—તારે માટે એવો ઉપાય નથી. છતાં તે વશિષ્ઠના પુત્રો પાસે ગયો. તેણે ગુરૂના વચન ઉપર વિશ્વાસ નહિ રાખવાથી મ્લેચ્છ થવાનો શાપ આપ્યો. વિશ્વામિત્રે તે મ્લેચ્છ થયેલા રાજા ત્રિશંકુને વશિષ્ઠના મતથી ઉલટું કરવા પ્રયત્ન કર્યા. તે રાજાને તેણે યજ્ઞ કરાવ્યો, તેથી મ્લેચ્છ યજમાન અને ક્ષત્રિય ઉપાધ્યાય એવો તાલ જોઇ, દેવો પણ હવિર્ભાગ લેવા આવ્યા નહિ. તેથી વિશ્વામિત્રે ગુસ્સે થઇ પોતાના તપોબળથી ત્રિશંકુને સ્વર્ગમાં મોકલ્યો. પણ દેવોએ વશિષ્ઠનું માન્ય રાખી, તેને મ્લેચ્છ કહી નીચે દોળી પાડયો. પણ વિશ્વામિત્રે તેને નીચે પડતો પોતાના તપોબળથી અટકાવ્યો. તેથી ત્રિશંકુ અધર લટકી રહ્યો.

વશિષ્ઠે એક વખતે પોતાના યજમાન **હરિશ્ચંદ્ર** રાજા સત્યવાદી, દાતા અને ધર્મશીલ છે. એવાં ઘણાં વખાણ કર્યાં. વિશ્વામિત્રે તેનાં વખાણ સાંભળી તે રાજાને અસત્યવાદી, અદાતા અને મહાખલ

કરાવવા પ્રતિજ્ઞા લીધી—અનેક યુક્તિ પ્રયુક્તિથી તેને છળવાનો ઘણો પ્રપંચ આદર્યો. પણ તે સત્યવાદી રાજા પોતાના સત્યથી ચળ્યો નહિ. ઇત્યાદિ પ્રકારે વિશ્વામિત્રે વશિષ્ટના મતથી ઉલટું કરવાનો પ્રયાસ કર્યો. પણ સત્વગુણી વશિષ્ઠે તેમનાથી ડરી જઇ, તેમને બ્રહ્મર્ષિ કહ્યા નહિ. તેથી વિશ્વામિત્રને એમ લાગ્યું કે;—બ્રહ્માદિ દેવો મને બ્રહ્મર્ષિ કહેછે, પણ વશિષ્ઠ મને માત્ર દ્વેષથી જ કહેતા નથી. એવો વિચાર કરી વશિષ્ઠના શક્તિ આદિ સો પુત્રોનો રાક્ષસો પાસે વધ કરાવ્યો. આ પ્રમાણે થયા છતાં પણ સત્વગુણી અને સત્યવક્તા વશિષ્ઠે વિશ્વામિત્ર ઉપર ક્રોધ કર્યો નહિ. તેઓ જાણતા હતા કે, મારા પુત્રોનું એ નિમિત્તે જ મૃત્યુ થવાનું હશે તે કેમ મટે? એમાં કોનો દોષ ગણવો? વાહ! ધન્ય છે ક્ષમાશીલ મહાત્મા તમારી સત્યતા અને ધીરજને!

વિશ્વામિત્રની અંદર જ્યાં સુધી રાજસિ ગુણો જોવામાં આવે, ત્યાં સુધી તેઓ ગમે તેવા તપસ્વી છે, છતાં તેમને બ્રહ્મર્ષિ નજ કહેવા, એવો વશિષ્ઠ ઋષિનો દૃઢ સંકલ્પ હતો. તેથી વિશ્વામિત્રે અનેક યુક્તિ પ્રયુક્તિ તથા હાનિ કર્યા છતાં, તેમને "રાજર્ષિ" કહીને જ આવકાર આપ્યો હતો. તેથી વિશ્વામિત્રને અત્યંત ક્રોધ ચડગો. તેણે તો હવે છેવટ વશિષ્ઠ ઋષિને મારી નાખવાનો જ વિચાર કર્યો. પછી એક વખતે રાત્રે તેઓ ગૂપચૂપ વશિષ્ઠના આશ્રમમાં ગયા. જઇ તેમને નિંદ્રા વશ થવાની વાટ જોતા પર્ણકૂટીની પાછળ છૂપાઇ રહ્યા. તે વખતે આકાશમાં ચંદ્ર પૂર્ણ રીતે પ્રકાશિ રહ્યોહતો. આકાશ વાદળ વિનાનું નિર્મળ હતું. તેથી પ્રકાશ એક સરખો પ્રસરી રહ્યા હતો. તે વેળાએ સતી અરૂન્ધતી પોતાના સ્વામી વસિષ્ઠ સાથે વાત કરતાં હતાં કે;—"પ્રાણનાથ! જુઓને! આજે રાત્રિ કેવી શોભિ રહી છે! ચદ્રનો પ્રકાશ કેવો નિર્મળ દેખાય છે? ત્યારે શું આવા નિર્મળ અને પૂર્ણ તપવાળા કોઇ પણ મહર્ષિ હશે? કે જેમનું પવિત્ર દીર્ઘ તપ આવું પ્રકાશિ રહ્યું હોય!" વશિષ્ટે કહ્યું કે;—"અહો! આવું પૂર્ણિમાના ચંદ્ર સમાન નિર્મળ તપ તો બીજું કોનું હોય? એવા ઉગ્ર તપસ્વી તો આપણામાં એક માત્ર વિશ્વામિત્ર જ છે. તેમના જેવા તપસ્વી આ સમયમાં બીજા કોઇ નથી." વગેરે વશિષ્ઠે વખાણ કર્યાં.

વશિષ્ઠ ઋષિએ જે વખાણ કર્યાં, તે સર્વે વિશ્વામિત્રે છૂપાઇ રહી સાંભળ્યાં. આવી રીતે પોતાનાં નિષ્પક્ષપાતપણે પરોક્ષ વશિષ્ઠ વખાણ કરે છે, તે જોઇ વિશ્વામિત્ર પોતાના કૃત્યનો અત્યંત પસ્તાવો કરવા લાગ્યા કે;—

"અરે ? હું કેવો પાપી છું ! જે મારી પરોક્ષ પ્રશંસા કરે છે, તેનો હું નાશ કરવા ઇચ્છું છું ! મને ધિક્કાર છે ! હું બ્રહ્મહત્યાના વજ્ર પાપમાંથી કેમ મુક્ત થઇ શકત ! હું નર્ક કુંડમાં પડત. મારૂં સંચેલું તપ ધન નાશ પામત. હું પરાણે બ્રહ્મર્ષિ કહેવરાવવાનો વૃથા પયત્ન કરૂં છું, એ મારૂં મિથ્યાભિમાનજ છે. મેં તેના સો પુત્રોનો ભક્ષ કરાવ્યો, તોપણ તે મારી પ્રશંસા કરે છે. ધન્ય છે એ સત્વગુણી બ્રહ્મર્ષિને ! ખરા બ્રહ્મર્ષિ તો એજ છે." વગેરે શોચના કરી પોતાનાં હથિયાર એકદમ ફેંકી દીધાં, અને દોડી જઇ વશિષ્ઠ ઋષિના ચરણમાં પડયા. વશિષ્ઠ તેમને જોઇ આશ્ચર્ય પામી બોલ્યા;– આવો બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર ! તમો આ વખતે કયાંથી ? વસિષ્ઠના મુખમાંથી "બ્રહ્મર્ષિ" એવો શબ્દ સાંભળી વિશ્વામિત્ર પોતાની જે ઇચ્છા હતી તે પૂર્ણ થવાથી આનંદ પામ્યા. હર્ષભેર વસિષ્ટને પૂછયું કે;—મહર્ષિ ! હું આટલા દિવસ રાજર્ષિ હતો અને હવે બ્રહ્મર્ષિ કેમ ? વસિષ્ઠે કહ્યું કે,—તમો આજે બ્રહ્મર્ષિપણાને યોગ્ય થયા છો. સત્વગુણ, સત્યશીલ, નિરાભિમાનત્વ, વગેરે બ્રાહ્મણના ગુણોનો તમારામાં આ વખતે પ્રવેશ થઇને શસ્ત્ર ધારણ કરવાં, ક્રોધ, રાજસિસ્વભાવ, વગેરેનો તમારામાંથી સમૂળો ત્યાગ થયો છે. માટે બ્રહ્મર્ષિ. તમો જયાં સુધી રજોગુણને અનુસરતા હતા, ત્યાં સુધી હું તમને બ્રહ્મર્ષિ કેમજ કહી શકું ? હવે તમારી આવી નિર્મળ સ્થિતિ જોવાથી તમે બ્રહ્મર્ષિજ છો. આ સાંભળી વિશ્વામિત્ર હર્ષ પામતા પોતાને આશ્રમે ગયા. આ પછી બંને વચ્ચે ગાઢ સ્નેહ થયો હતો. અહો ! બ્રહ્મર્ષિ પદ કેવડું મોટું ? તેમની અલૌકિક શક્તિ કેટલી બધી છે ! અને તે પ્રાપ્ત કરતાં કહેલો બધો પ્રયાસ કરવો પડે છે ? તે સર્વ આ પરથી જણાઇ આવે છે.

વશિષ્ઠ ઋષિ એક વખતે વિશ્વામિત્ર ઋષિને આશ્રમે ગયા હતા. વિશ્વામિત્રે તેમનો ઘણી પ્રકારે સત્કાર કરી, પોતાના "એક હજાર વર્ષના તપનું ફળ" અર્પણ કર્યું. પછી એક વખતે વિશ્વામિત્ર વસિષ્ઠજીને આશ્રમે આવ્યા. વસિષ્ઠજીએ તેમનો ઘણી પ્રકારે સત્કાર કર્યો. જતી વખતે તેમને પોતાની "એક ઘડીના સત્સંગનું ફળ" અર્પણ કર્યું. તેથી વિશ્વામિત્ર વિચાર કરવા લાગ્યા કે:–શું વસિષ્ઠજી મારા એક હજાર વર્ષના તપ ફળની બરોબર પોતાની એક ઘડીનાસત્સંગ ફળને ગણે છે ? તે મારી મશ્કરી કરે છે કે શું ? આવી તેમની કલ્પના વસિષ્ઠજીએ જાણી લઈ કહ્યું કે–વિશ્વામિત્રજી ! શું તમને આશ્ચર્ય થાય છે? એમ હોય તો ચાલો આપણે કોઇ મહાત્મા પાસે ન્યાય કરાવીએ. એમ કહી બંને સત્યલોકમાં શેષજી પાસે ગયા. શેષજીએ વિશ્વામિત્રને પોતાનું એક હજાર વર્ષનું તપફળ પૃથ્વીને અર્પણ કરી તેને એક

વેંત ઉંચી કરવાનું જણાવ્યું. વિશ્વામિત્રજીએ તેમ કર્યું. પણ કંઇ વળ્યું નહિ. પછી વસિષ્ઠજીને પોતાની એક ઘડીના સત્સંગનું ફળ અર્પણ કરી એક વેંત પૃથ્વી ઉંચી કરવાનું કહેતાં, તેણે તેમ કર્યું કે, પૃથ્વી ધનનન !!! ધમ ! ધમ ! ધમ !! કરતી કે ઉંચી થઇ. સારાંશ કે શેષજીના સમજાવવાથી વિશ્વામિત્ર સમજી ગયા. અહો ! સત્સંગનો કેવો ભાવ છે ? ખરે ! સત્સંગજ મોક્ષનું મુખ્યદ્વાર છે. તે પછી વિશ્વામિત્રજી વસિષ્ઠને નમન કરી પોતાને આશ્રમે ગયા હતા.

બ્રહ્મર્ષિ વશિષ્ઠ એક વખતે વનમાં ફળ, ફુલ લેવા સારૂ ગયા હતા. તે વખતે તેમના આશ્રમમાં પૃથુ આદિ આઠ વસ્તુઓ સ્ત્રીઓ સહિત રમતા રમતા જઇ ચડયા. તેઓ ઋષિને ત્યાં નહિ જોયાથી તેમની નંદિની કામધેનુ (ગાય) લેઇને નાશી ગયા. વશિષ્ઠે આવી જોયું તો નદિની દીઠી નહિ. પછી તેમણે ધ્યાન લગાવી જ્ઞાનદષ્ટિથી જોયું, તો વસુઓએ તે હરણ કરેલી જણાઇ. વસિષ્ટે તેમને શાપ આપ્યો. તેથી વસુઓએ આવી નંદિની પાછી આપી ક્ષમા માગી. ઋષિએ દયા કરી તેમને સાપથી મુક્ત કર્યા.

વશિષ્ઠ ઋષિનો સુદાસ નામે રાજા યજમાન હતો. તેના ઉપર આસપાસના દશ રાજાઓ રાવિ નદી ઓળંગી ચડી આવ્યા હતા. તેમને વસિષ્ઠે હરાવી નસાડી મૂકયા હતા. તેમજ સુદાસ રાજા દિગ્વિજય કરવા સારૂ ગયો હતો. ત્યારે પણ તેમણે તેને સારી મદદ કરી હતી. ઋગ્વેદ સંહિતામાં લખેલું છે કે;—"હે વસિષ્ઠ ! તમારી પ્રાર્થનાથી ઇંદ્રે દશ રાજાઓ સાથેની લડાઇમાં સુદાસની રક્ષા કરી છે." આ સર્વ વાતોથી સિદ્ધ થાય છે કે, વસિષ્ઠ ઋષિનું રાજા, પ્રજા અને દેવો આગળ ઘણું ચલણ હતું તેઓ જેવા બ્રહ્મત્વ બળમાં શ્રેષ્ઠ હતા, તેવાજ ક્ષાત્ર કર્મમાં પણ કુશળ હતા.

વશિષ્ઠ ઇક્ષ્વાકુ વંશના રાજા દશરથ ના પુરોહિત હતા; એટલુંજ નહિપણ તે એક મોટા પ્રધાન જેવા હતા. રાજ્યકારભાર તેમની સલાહથી ચાલતો હતો. દશરથને પુત્ર નહોતો. તેથી વશિષ્ઠે તેને પુત્રેષ્ટિ યજ્ઞ કરાવ્યો. તેથી રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન, એ ચાર પુત્રો થયા. વશિષ્ઠે રામને વેદ, વેદાન્ત, ધનુર્વિદ્યા, ધર્મશાસ્ત્ર, ન્યાય, નીતિ અને સકળકળા, વગેરે ચૌદવિદ્યાનું શિક્ષણ આપ્યું હતું. તેમજ તેમણે રામને અધ્યાત્મજ્ઞાન તથા યોગ સમજાવ્યો હતો. તે સર્વનો ગ્રંથ આજે યોગવશિષ્ઠ અથવા મહારામાયણ નામે પ્રસિદ્ધ છે.

વસિષ્ઠ ઋષિએ સ્મૃતિ ગ્રંથ રચેલો છે. તેને "વસિષ્ઠ સ્મૃતિ" કહે છે તથા તેણે સંહિતા પણ રચેલી છે; તેને "વસિષ્ઠ સંહિતા" કહે છે. તે એકવીશ અધ્યાયની છે. તેમાં જણાવેલું છે કે;—"વિવેકીએ

દ્રવ્ય સંચય કરવા કરતાં, **તપ** સંચય કરવો વખાણવા લાયક છે. બ્રાહ્મણ જેમ જેમ પ્રતિગ્રહ ગૃહણ કરતો નથી. તેમ તેમ સંતોષથી તેનું બ્રહ્મતેજ વૃદ્ધિ પામે છે. જીર્ણાવસ્થા થાય છે, ત્યારે કેશ, દાંત, ચક્ષુ અને શ્રોત્રાદિ ઇંદ્રિયો જીર્ણ થાય છે, પણ એક **તૃષ્ણા** જુવાન થાય છે. તૃષ્ણા એ દુઃખ પેદા કરનારી અને ઘણા અધર્મવાળી છે. માટે તેનો ત્યાગ કરવો. **સંતોષ**-રૂપી અમૃતમાં તૃપ્ત થયેલાને જે સુખ છે. તે સુખ અસંતોષથી નથી. જો પુરૂષ સર્વથી **શાંત, મનમાં દુઃખનો અભાવ, સાચું બોલે, મનમાં વૈરાગ્ય** અને **તત્વજ્ઞાન** જાણવાની ઇચ્છા કરે તે સુખી થાય છે. તે પાંચ શાંતિદાયક છે. ઇત્યાદિ ઉપદેશ છે.

**વશિષ્ઠનો ઉપદેશ**-વસિષ્ઠજીએ રામ પ્રત્યે ઉપદેશ આપતાં જણાવ્યું છે કેઃ-મનને જીતવાથી મન અને વૃત્તિ એ બંને શૂન્ય થાય છે. એટલે તે યોગી મુંગા જેવો રહે છે. સારાંશ કે,—સ્ફુર્ણાનો પ્રતિબંધ કરવાથી માત્ર એકજ સાક્ષીરૂપ **આત્મા** રહે છે. તેમનું નામજ **તુરિયાવસ્થા**-સમાભાસ એવું તે વિદ્યાના જ્ઞાતાઓએ કહેલું છે. તેથી તેને વિષે સર્વ **પ્રાણો, સોહં** અને **કુંડળી** એ સઘળું એક રૂપ થઇ ૐકારરૂપ આત્મામાં સંમીલન થઇ જાય છે. એ દેખાવ આપણો **સોહંરૂપી આત્મા ભૃગુટી ચક્રમાં** વ્યાપી જવાથી દર્શાવા માંડે છે. ઇત્યાદિ.

વસિષ્ઠજીએ રામચંદ્રજીને સઘળા બ્રહ્માંડમાં વસેલા ઘણાં પ્રાણીઓના જન્માંતરનું યથાસ્થિત વર્ણન કરી બતાવી તેમને જણાવ્યું કે;-" આ ગુપ્ત **ભાસમાં** અંતઃકરણના સઘળા ભાવો જ્યારે આત્માની જ્ઞાન દૃષ્ટિથી ચૈતન્યતાને પ્રાપ્ત થાય છે, ત્યારે સઘળાં કર્મો સ્ફુરી આવે છે. આ ભાસને **માયાનો ભાસ** કહ્યો છે. તેથી ગુપ્ત ભાસના જ્ઞાતાઓ યોગેશ્વર એવા ભાસ ઉપર લક્ષ આપતા નથી; કેમકે એમાં લક્ષ આપવાથી અનેક જાતનાં કર્મો અખંડ દર્શાયા કરે છે. તેથી સત્ય નિવૃત્તિના આનંદમાં વિક્ષેપ પડે છે. માટે યોગેશ્વરો નિરંતર અખંડ સ્વરૂપના નિર્વિકલ્પ શાંત સમાધિના પૂર્ણ સુખમાં રહે છે. તે પ્રમાણે વર્તવાથી માયાભાસની ઉપાધિ તે મહા પુરૂષોને વિક્ષેપ કરી શકતી નથી. તે છતાં ગુપ્ત વિદ્યાના જ્ઞાતાઓ કેટલેક પ્રસંગે પોતાની દિવ્ય દૃષ્ટિથી આત્મરૂપ થઇ, અદ્વૈતાભાવે સર્વે દશ્ય અને અદશ્ય બાહ્યાંતર કૃતિને જુએ છે. તે પ્રસંગે પોતાના વિના બીજો કોઇ પદાર્થ પૃથક્ દશ્યમાન હોતો નથી, પણ પોતેજ અસંગ દેખાય છે." ઇત્યાદિ

મહાત્મા વશિષ્ઠના પુત્ર **શક્તિ** મરણ પામ્યા; ત્યારે તેમની સ્ત્રી **અદ્રશ્યંતિ** ગર્ભવંતી હતી તેને પુત્ર પ્રસવ થયો. તે પુત્ર **પરાશર** નામે પ્રસિદ્ધ થયા છે.

વસિષ્ટ ઋષિ પ્રથમાવસ્થામાં વ્યવહારમાં નિપુણ હતા. તેમજ વ્યવહારિક લાજ મર્યાદાના વિષયોના વિવેચન કરવામાં અને આર્યો ઉદ્યોગી અને એવું સમજાવવામાં ઘણોજ પ્રયત્ન કરતા હતા. પાછળથી ધર્મ વૈરાગ્યથી પત્નિ સહવર્ત્તમાન હિમાલય પર્વત ઉપર જઇ નિરંતર તપસ્વિરૂપે અવસ્થા ગાળી હતી. આપણે કોણ? અને જગત્ શું? એ તથા ઈશ્વર સંબંધી જ્ઞાન, દૈહિક અને માનસિક ધર્મોની ભિન્ન ભિન્ન સમજણ જે પૂર્વે સનક, સનકાદિક મહાત્માઓની હતી. તે પોતે પ્રકાશિત કરી આર્યોને જ્ઞાન માર્ગે દોર્યા હતા.જેનો લાભ અર્વાચીનકાળમાં આપણે લઇએ છીએ.

યોગધર્મના—વશિષ્ટજી મોટા આચાર્ય ગણાય છે તે ધર્મ પ્રલય પછી મહાત્માઓએ ચલાવ્યો હતો. તેથી તેને ઋષિ પ્રણિત ધર્મ પણ કહે છે. આ ધર્મ વેદોક્ત ગણાય છે. તે ધર્મ પર્મહંસ, સન્યાસીઓ વગેરેમાં ધમધોકારે ચાલતો હતો. તેની અંદર વેદોક્ત ધર્મની યજ્ઞાદિની સર્વ ક્રિયાઓ હતી, પણ જીવહિંસા વર્જિત હતી. ગાયત્રી, સૂર્ય, દેવી, ગણપતિ, શીવ-વિષ્ણુ વગેરેને માનતા હતા,

યોગધર્મનાસિદ્ધાંત—સર્વત્ર વ્યાપક એક નિરાકાર, નિરંજન, જયોતિ સ્વરૂપ એક ઇશ્વર છે. તે આપણા પોતાના સ્વયં—આત્મારૂપે વ્યાપક છે. આત્મ જ્ઞાનને પ્રાપ્ત કરવા સારૂ યોગવશિષ્ઠ અથવા મહારામાયણનું અધ્યયન કરવું. સર્વ જગત્ને ભ્રાંતિરૂપ કલ્પિત અચિંત્ય સ્થિતિમાં નિર્વિકાર સ્વભાવે રહેવું; ઇત્યાદિ. આ ધર્મ વેદના જ્ઞાન કાન્ડ અને વેદાન્ત શાસ્ત્રના વલણ ઉપરથી રચાયેલો છે. આ ધર્મમાં ગોરખ, મચ્છેંદ્ર, જાલધર, નવ નાથ, ચોર્યાશી સિદ્ધ, જનના યોગેશ્વર, વગેરે યોગીઓ તેમજ ગોપીચંદ, ભર્તૃહરિ, વિક્રમ, વગેરે મહારાજાઓ એના નિયમપર ચાલી ગયા છે. આ યોગધર્મ ચાર્વાક, બૌદ્ધ, જૈન વગેરે જગતના આસ્તિક નાસ્તિક સર્વે ધર્મોમાં અનેક ક્રિયા કર્મને સિદ્ધાન્તોના રૂપમાં વ્યાપી રહ્યો છે. સર્વ ધર્મોમાં યોગ ક્રિયાનું મૂળ કયાંથી આવ્યું? તે સત્યશોધક વિદ્વાનો તપાસ કરશે તો જણાશે કે, તે યોગ ક્રિયાનું મૂળ આ યોગધર્મમાંથી નીકળેલું છે. નાસ્તિકોએ પણ એ યોગધર્મને ગ્રહણ કર્યો હતો. અને તેને પ્રજામાં પોતાનો મનાવી તેમાંથી મોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરાવવા સારૂ એ નિયમો પળાવવા લાગ્યા હતા. એ રીતે નાસ્તિકોએ તેમજ પરદેશના બીજા ધર્મોએ પણ અંદરખાનેથી આ ધર્મને માન આપ્યું છે. એવી તે યોગ ધર્મની ખુબી છે. અર્વાચીન પણ આ ધર્મ પર્મહંસ, સંન્યાસી, ખાખી, સંજોગી, નાથ, યોગીઓ, વિદ્વાનો અને

પંડિતો વગેરે લોકો પાળે છે. તેમજ મુસલમાન ધર્મના ફકીરો, જૈનના સાધુઓ , બૌદ્ધના યતીઓ; વગેરે ધર્મ વાળાઓ પાળે છે. દુનિઆના સર્વ ધર્મોમાં યોગ એ જીવન રૂપ છે. એ સઘળો પ્રતાપ યોગધર્મ પ્રસિદ્ધ કરનાર મહાત્મા વશિષ્ઠ ઋષિનોજ છે.

વસિષ્ઠજીએ પોતાની નંદિની નામની ધેનુ દિલીપ રાજાને આપી હતી. આ મહાત્મા આઠમા વ્યાસ પણ કહેવાય છે. તેમના ઉત્કૃષ્ટ ગુણોથી છેવટ "સપ્તઋષિ"ના મંડળમાં પણ તેમની નિમણુક થયેલી છે. તેમને વૃદ્ધાવસ્થામાં આંખોનું દરદ થયું હતું. તોપણ તેથી નહિ કંટાળતા પોતાના મહત્ત કાર્યમાં મંડયા રહ્યા હતા. રાજા, પ્રજા પરસ્પર પ્રેમથી વર્તે. એક બીજાના હક સચવાય, ન્યાય, નીતિનો અને ધર્મનો ભંગ ન થાય, તે માટે સદા ઉપદેશ આપવા તત્પર રહેતા. જો કોઇ રાજા પ્રજાપર જૂલમ કરતો, અન્યાય ગુજારતો, તો તે પ્રજા પક્ષ ખેંચી રાજાને સમજાવી ન્યાય અપાવતા. ન માને તો તે સામે થઇ તેમને હેરાન કરતા; એટલુંજ નહિ પણ તે જૂલમી રાજ્યને તોડવામાં સામેલ થતા. તેના ઉપદેશની અસર સાંભળનારના હૃદયમાં સચોટ થતી હતી. તેમના એવા નિઃસ્વાર્થ પરોપકારને લીધે તેઓ રાજા પ્રજામાં ઘણા માનીતા અને પૂજ્ય થઇ પડયા હતા. એટલુંજ નહિ પરંતુ હજારો વર્ષ થઇ ગયા છતાં અદ્યાપિ સુધી આર્યાવર્તની પ્રજા તેમના પ્રત્યે પૂજ્ય ભાવ રાખી, તેમના પવિત્ર નામનું સ્મરણ કરે છે. ધન્ય છે તેમને ! ! !

---

## યાજ્ઞવલ્કય ઋષિ.

---



આ પરમ બ્રહ્મનિષ્ઠ ઋષિ વસિષ્ઠ કુલોત્પન્ન યાજ્ઞવલ્ક ઋષિના પુત્ર હોવાપરથી તેનું નામ યાજ્ઞવલ્કય પડયું. આ ઋષિ મહા વિદ્વાન, મહા પ્રતાપી શ્રેષ્ટ બ્રહ્મનિષ્ઠ અને આચાર સંપન્ન હતા. મહાત્મા વેદ વ્યાસ પાસે ચાર વેદનું અધ્યયન કરનારા ચાર શિષ્યો હતા. તેમાં સમગ્ર યજુર્વેદ ભણેલા જે વૈશંપાયન ઋષિ હતા. તે યાજ્ઞવલ્કયના મામા થતા હતા. વૈશંપાયને યજુર્વેદની ૮૬ શાખા કરી હતી. તે પ્રત્યેક શાખાનું અધ્યયન એકેક ઋષિને કરાવ્યું હતું. તેમાં યાજ્ઞવલ્કય ઋષિ પણ હતા. જે શાખાનું તેણે અધ્યયન કર્યું હતું, તેનું નામ તૈત્તિરીય શાખા પડેલુ છે. તે શાખા સમગ્ર યજુર્વેદની પ્રતિમારૂપ છે. થોડા

વખત પછી યાજ્ઞવલ્કય ઋષિએ સૂર્યની ઉપાસના વડે શુકલ યજુર્વેદનું જ્ઞાન સંપાદન કર્યું. તેથી તેઓ તેના મુખ્ય આચાર્ય થયા. પછી બ્રહ્મવિદ્યા સંપાદન કરી હતી. તે વિદ્યામાં તેઓ બહુ કુશળ થયા હતા. તે પછી તેઓ કાત્યાયની અને મૈત્રેયી નામની બે સ્ત્રીઓ સાથે પરણ્યા હતા. ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં પોતાના ઉંચ કર્ત્તવ્યમાં સારૂં લક્ષ રાખતા હતા. તેમની પાસે ઘણા શિષ્યો અધ્યયન કરતા હતા. બ્રહ્મ વિદ્યામાં તેમની કીર્ત્તિ બહુ પ્રસરી હતી. તેઓ મિથિલા નગરના રાજા બ્રહદ્રથ જનકના પુરોહિત હતા. આ જનક રાજા મુમુક્ષુ હતા. તેઓ પૂર્ણ બ્રહ્મનિષ્ઠને ઓળખી તેને શરણે જવાની ઇચ્છા રાખતા હતા. તેથી તેમણે યજ્ઞ નિમિત્તે અનેક ઋષિઓને બોલાવ્યા હતા. તેમાં યાજ્ઞવલ્કય ઋષિ પણ હતા. તે પ્રસંગે આવેલા ઋષિઓમાં યાજ્ઞવલ્કય ઋષિ સિવાય-આશ્વલાયન ઋષિ, કહોડ ઋષિ, ઉદ્દાલક ઋષિ, અને બ્રહ્મનિષ્ઠ ગાર્ગી નામે એક પરમ હંસિની સ્ત્રી; ઇત્યાદિ હતા. યાજ્ઞવલ્કયે પ્રત્યેક સાથે વાદવિવાદ કરી સર્વનો પરાજય કર્યો હતો. ત્યારથી તેઓ સર્વ ઋષિ મંડળમાં શ્રેષ્ટ બ્રહ્મનિષ્ઠ ગણાવા લાગ્યા હતા. તે વાદવિવાદમાં પરમ હંસિની ગાર્ગીની સાથે તેમને થયેલા પ્રશ્નોત્તર બહુ જાણવા જેવા છે. તેમાંનો ટુંક સાર નીચે પ્રમાણે છે;—

યાજ્ઞવલ્કય અને ગાર્ગી વચ્ચે પ્રથમ કેટલાક પ્રશ્નોત્તર થયા પછી છેવટે ગાર્ગી એ યાજ્ઞવલ્કયને પૂછ્યું કે;—“ નભોમંડળના ઉપલા ભાગમાં અને ક્ષિતિજના નીચલા ભાગમાં કોણ છે ? શુન્ય માર્ગમાં અને પૃથ્વીમાં વળી કોણ છે ? આકાશ તથા ભૂમંડળ એ શું છે ! અને શાથી આ સર્વ ઓત પ્રોત ભાવથી રહેલું છે ? ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના કયા પદાર્થમાં વ્યાપ્ત છે ! ”

યાજ્ઞવલ્કય—ઉપલી નીચલી સર્વ જગા મહાકાશથી ઓતપ્રોત છે.

ગાર્ગી—મહા ભાગ ! તમારા આ સયુક્તિક ઉત્તરથી કૃતાર્થ થઇ; હું આવો સદુત્તર મળવાને માટે તમારી આગળ નમું છું. હવે બીજા પ્રશ્નોનો જવાબ આપો.

યાજ્ઞવલ્કય—પૂછો ?

ગાર્ગી—તમે કહ્યું હતું કે, મહાકાશથી પૃથ્વી ઉપલા અને નીચલા બેઉ પ્રદેશનું સંધિસ્થાન છે. તથા ભૂત, ભવિષ્ય, અને વર્ત્તમાન કાળના પરિવ્યાપ્ત રહ્યા છે. ઠીક તે મહાકાશ કોનાથી પરિવ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્કય—ગાર્ગી ! બ્રાહ્મણો જેને પ્રણામ કરે છે, તે અક્ષર

બ્રહ્મ છે. તે સ્થુલ અથવા સૂક્ષ્મ હ્રસ્વ અથવા દીર્ઘ નથી; લાલ નથી; ચીકણી વસ્તુ પણ નથી; છાયા અથવા અંધકાર; વાયુ અથવા શૂન્ય નથી; તે માયા, ફળ, અને ગંધ પણ નથી; આંખ, કાન, મન, વાક્, તેજ, અથવા પ્રાણ નથી; તે મુખ વિનાનો તથા ઉપમા વિનાનો છે. હે ગાર્ગી ! તે અનિશ્વર પરમેશ્વરના શાસનના બળથી ચંદ્ર તથા સૂર્ય, ભૂલોક તથા દેવલોક, નિમેષ, મૂહુર્ત્ત; રાત્ર, દિવસ, પખવાડીયાં, મહિના, ઋતુ, અને સંવત્સર, સ્થિતિ કરે છે. તે અવિનાશી જગદીશ્વરના શાશનથી પૂર્વ તથા પશ્ચિમમાં વહેનારી નદીઓ સફેદ પર્વતમાંથી નીકળીને પ્રવાહી ત થાય છે.

ગાર્ગી—જે માણસ તે અક્ષય પરમાત્માનું યથાર્થ તત્વ ન જાણતાં કેવળ યાગ, યજ્ઞ, તપશ્ચર્યા, તથા હોમ કરે છે, તે કદાપિ સ્થાયી ફળ મેળવવામાં સમર્થ થતા નથી; પરંતુ જે તેનું તત્વ જાણીને પરલોક ગમન કરે છે, તેજ બ્રાહ્મણ છે. એટલે ખરેખરા બ્રાહ્મણ છે.

ગાર્ગી ! તે ઇશ્વરને કોઇ જોતા નથી ખરા. પરંતુ તે સર્વને જુવે છે. કોઇ તેનું સાંભળી શકતા નથી, પણ તે સર્વનું સાંભળે છે. કોઇ તેનો વિચાર કરી શકતા નથી, પરંતુ તે સર્વનો વિચાર જાણી શકે છે. ગાર્ગી ! આ દૃશ્યમાન નભોમંડળ તેનાથી ઓતપ્રોત ભાવથી પરિવ્યાપ્ત થઇને રહેલું છે." એ પ્રમાણે આ બે બ્રહ્મનિષ્ટ મહાત્માઓ વચ્ચે સંભાષણ થયું હતું. તેમાં પણ અંતે યાજ્ઞવલ્કય ઋષિનો જય થયો હતો. ત્યાર પછી સર્વ ઋષિમંડળ પોત પોતાને આશ્રમે ગયા હતા. તે પછી જનક રાજાએ યાજ્ઞવલ્કય પાસેથી બ્રહ્મવિદ્યા સંપાદન કરી હતી.

યાજ્ઞવલ્કયે અથર્વ વેદનો અભ્યાસ અથર્વા ઋષિ પાસે કર્યો હતો. તેણે પોતાની સ્ત્રી મૈત્રેયીને બ્રહ્મવિદ્યાનું શિક્ષણ આપી ઉત્કૃષ્ટ બ્રહ્મનિષ્ઠ કરી હતી. તેમજ મૈત્રેયીએ ઇશ્વર સંબંધી જે જે પ્રશ્નો પૂછયા હતા. તેના તેણે જોઇએ તેવા ઉત્તર આપી તેના મનનું સમાધાન કર્યું હતું. આ ઋષિને ચંદ્રકાંત, મહામેઘ, અને વિજય એ ત્રણ પુત્રો હતા. તેના ચૌદ હજાર શિષ્યો મહાદેવના શાપથી રાક્ષસ યોનિને પ્રાપ્ત થયા હતા. યાજ્ઞવલ્કયે કરેલા નિયમો સર્વ વાજસની શાખાવાળા પાળે છે. આ ઋષિ તત્વજ્ઞાનીઓમાં અગ્રેસર ગણાતા હતા. જનક પણ ગુરૂ પ્રસાદથી મહાતત્ત્વવેત્તા થયો હતો. એક પ્રસંગે રાજર્ષિ જનકે યાજ્ઞવલ્કયને પ્રશ્ન કર્યો કે:—"મહારાજ ! ગુરૂદેવ ! આપે ઘણી વખતે કહેલું છે કે વૈરાગ્ય વગર પ્રાણીને મુક્તિ નથી, તો એ વૈરાગ્ય કોને કહેતા હશે?" રાજર્ષી જનકના

આ પ્રશ્નથી રાજગુરૂ યાજ્ઞવલ્કયે વિચાર કર્યો કે, આને કેવી રીતે સમજાવવો ? કોઇ અજ્ઞાન હોય તેને વર્ણન કરી બતાવીએ કે આવી સ્થિતિ થાય, ત્યારે વૈરાગ્ય કહેવાય; પણ આ તેથી અજાણ નથી. તે વિરક્તની સ્થિતિ કેવી હોય તે જાણે છે અને હું પણ જાણું છું.અમે બંને તત્ત્વવેત્તા કહેવાઇએ છીએ, છતાં માત્ર વિરક્તની પેઠે વર્ત્તતા નથી. હું પણ વ્યવહાર અને વિષયોમાં લુબ્ધ છું. તેમ એ પણ ફસેલો છે. માટે તેને પ્રત્યક્ષ પ્રમાણથી સમજાવવો.

જનકને યાજ્ઞવલ્કયે કહ્યું કે—"રાજન ! આજે સમજાવવાનો સમય નથી. હું આવતી કાલે વૈરાગ્યનું સ્વરૂપ યથાર્થ બતાવી આપીશ." એમ કહી, તે પોતાને આશ્રમે ગયા. આશ્રમે જઇ પોતાની **કાત્યાયની** અને **મૈત્રેયી** એ બે સ્ત્રીઓને સર્વ ધન પોતાની પ્રજા સંરક્ષણાર્થે વહેંચી આપવા માંડયું. આ જોઇ મૈત્રેયી જે પતિ પ્રેમથી પૂર્ણ, જ્ઞાની અને સતી સ્ત્રી હતી. તેણે કહ્યું કેઃ—"પ્રાણનાથ ! હું તો જ્યાં આપ જશો, ત્યાં આપના ચરણની સેવા કરવામાંજ હાજર રહીશ. મારે તો ધન, માલમતા, અને આખું જીવતર તમેજ છો. આ લોક અને પરલોક તથા પરમેશ્વર એ સૌ પણ તમેજ છો." ઋષિશ્વર તે સાંભળી બોલ્યા કેઃ—"પ્રિયે ! હું તો સન્યાસ ધારણ કરીશ. માટે સન્યાસીની સાથે સ્ત્રી કેમ રખાય ?" વગેરે ઘણું કહ્યું, પણ તેણે માન્યું નહિ. તેથી સર્વ દ્રવ્ય કાત્યાયનીને આપી દીધું. મૈત્રેયી જ્ઞાન સંપન્ન હતી. તેને એક રાત્રિમાં ઋષિ એ તત્ત્વોપદેશ કરી યોગ ધારણ કરાવ્યો. પ્રાતઃકાળ થતાંજ ઋષિશ્વર યાજ્ઞવલ્કય સન્યાસી વેશે લંગોટ મારી તરતજ રાજદ્વારમાં આવ્યા. જનક રાજા જ્યાં સભામાં બેઠેલા હતા, ત્યાં જઇને "ॐतत्सत्परमात्मनेनमः" એમ બોલી વિલક્ષણ સ્વરૂપે ઉભા રહ્યા ! આ જોઇ સકળ સભાજનો અતિશય આશ્ચર્ય પામ્યા. રાજા ઋષિનો આવો ડોળ નિરખી દિગ્મૂઢ જેવો બની ગયો. તેણે પુછ્યું કે;—અહો ઋષિરાજ ! આ શું !!" યોગેશ્વર યાજ્ઞવલ્કયે કહ્યું કે;—"એજ તારા કાલના પ્રશ્નનો જવાબ; વૈરાગ્યનું સ્વરૂપ !!" જનક રાજા તરજ સિંહાસનપરથી નીચે ઉતરી દંડવત્ પ્રણામ કરી ઋષિના ચરણાર્વિંદમાં પડયો. હાથ જોડી કહ્યું કે;—"મહારાજ ! હવે ઘણું થયું. હવે તો હદ વળી રહી. હું વૈરાગ્યનું ખરૂં સ્વરૂપ સમજ્યો. માટે હવે આપ કૃપા કરી આ યોગીનો વેશ શીઘ્ર ત્યાગ કરો."

આ સાંભળી ઋષિ સર્વ સભા સાંભળતાં મોટે સ્વરે બોલ્યા કે;—

"રાજન ! શું મળમુત્રનો ત્યાગ કરી પુરૂષ ફરીને કદી પણ તેની તરફ પાછું વાળી જોવા ઇચ્છે છે ? હાથીના દંતુશળ મોંમાંથી બહાર નીકળેલા ફરી પાછા પેસે છે ? સતી માયીક તજી સહગમનની ઇચ્છા કરી નીકળેલી પાછી ફરે છે ? નહીંજ. ત્યારે મેં પણ હવે જે સન્યસ્ત ધારણ કર્યું તેજ કર્યુંજ. હું તો મારા મનને ઉલટો કૃતાર્થ માનું છું અને હર્ષ પામુછું કે, આવો અમૂલ્ય અવસર ઇશ્વરે મને અનાયાસે પ્રાપ્ત કરાવ્યો ! કારણ કે આ અસાર અને વિષયનો ભરેલો સંસાર, કે જેમાંના વિષયો ભોગવતાં કોઇ પણ કાળે તૃપ્તિ થતી નથી. તેમાંથી પ્રભુએ મને એકાએક છૂટો કર્યો. માટે હે જનક રાજન ! આ ભવની જાળમાંથી પરાણે છૂટેલો હું ફરી તેમાં ફસાવાને કદી ઇચ્છતોજ નથી. હવે તો મને યોગ યોગને યોગજ અત્યંત પ્રિય અને કલ્યાણકારક છે. જાણ્યા ( જ્ઞાન થયા ) પછી સંસાર રગડામાં પડયા રહેવું, એ જ્ઞાતા પુરૂષોનું લક્ષણ નથી. ઇત્યાદી ઘણીક પ્રકારે યોગ પ્રશંસા કરી યાજ્ઞવલ્કય યોગેશ્વર તરત ત્યાંથી ચાલતા થયા. અને એક મહા યોગી તરીકે પોતાનું બાકી રહેલું આયુષ્ય પૂરૂં કરી સ્વધામ ગયા. યોગેશ્વર યાજ્ઞવલ્કય અને જનક વચ્ચે જે વાતચીત થયેલી છે, તે **શતપથ** બ્રાહ્મણમાં જણાવેલી છે.

યોગી યાજ્ઞવલ્કયે હિંદુ ધર્મશાસ્ત્રનો જે સર્વ માન્ય ગ્રંથ રચેલો છે. તે "**યાજ્ઞવલ્કય સ્મૃતિ**" નામે પ્રખ્યાત છે.આ સ્મૃતિ ગ્રંથ ત્રણ ભાગમાં વિભક્ત છે—૧ આચારાધ્યાય, ૨ વ્યાવહારાધ્યાય, અને ૩ પ્રાયશ્ચિતાધ્યાય. આચારાધ્યાયમાં વર્ણાશ્રમ ધર્મનો ઉપદેશ,-વ્યાવહારા ધ્યાયમાં રાજ્યપાલનાદિ વ્યવહાર સંબંધી ઉપદેશ અને—પ્રાયશ્ચિતાધ્યાયમાં નાના પ્રકારનાં પ્રાયશ્ચિત બતાવવામાં આવેલાં છે.—ટુંકામાં કહીએ તો હિંદુઓની ચાલ ચલગત, ધર્મ અને ઇન્સાફ વગેરેના ધારા યથાયોગ્ય રીતે દર્શાવેલા છે. આ સ્મૃતિ ગ્રંથ ઉપર **વિજ્ઞાનેશ્વર** પંડિતે ટીકા કરી છે. તે "**મિતાક્ષરા**" નામે ઘણી પ્રસિદ્ધ છે. મિતાક્ષરા હાલના ઇંગ્રેજી રાજત્વમાં પણ હિંદુઓના ધર્મશાસ્ત્રના એક પ્રમાણ ગ્રંથ તરીકે ન્યાયની કોર્ટોમાં વપરાય છે. એટલા ઉપરથીજ તેના મહત્વનું માપ વાંચક વૃન્દ કરી લેશે.

યોગેશ્વર યાજ્ઞવલ્કય મોટા ઉપદેશક હતા. તેમણે જન સમાજના હિતાર્થે ઘણું ઘણું કરેલું છે. તેમણે વળી યોગવિદ્યાનો ગ્રંથ પણ રચેલો છે. જે "**યાજ્ઞવલ્કય યોગશાસ્ત્ર**" નામે પ્રસિદ્ધ છે. વગેરે જન હિતાર્થનાં મહાન્ કાર્યો કરી જગતમાં અમર કીર્ત્તિ રાખી ગયા છે. ધન્ય શ્રીયાજ્ઞવલ્કય ! તમારો જય હો !!!

# શુક્રાચાર્ય.



આ પ્રસિદ્ધ મહર્ષિ શુક્રાચાર્ય ભૃગુ ઋષિના પુત્ર થાય. તેમની માતાનું નામ પુલોમા હતું. ભૃગુ ઋષિને પુલોમાથી ચ્યવન શુચિ, શુક્ર અને સવન વગેરે સાત પુત્રો થયા હતા—તેમાં શુક્રાચાર્ય બહુ વિદ્વાન, મહા યોદ્ધા, મંત્રશાસ્ત્રી, કવિ, હિંમતવાન, અને ધનુર્વિદ્યામાં પ્રવિણ હતા. તેમજ રાજનીતિ અને વ્યવહાર નીતિમાં પણ નિપુણ હતા. તેમની પાસે મૃતસંજીવિની વિદ્યા હતી. તેના પ્રતાપથી તેઓ મૃત મનુષ્યોને સંજીવન કરી શકતા હતા. તેઓ વ્યવહાર પ્રપંચમાં પ્રવિણ હોવાથી દાનવોને ઘણા ઉપયોગી થઇ પડયા હતા. દેવદાનવોના યુદ્ધમાં દાનવોને પોતાની કુશળતાથી કેટલીક વખતે જય અપાવતા. તેને લીધે દેવોને પણ દૈત્ય સાથે પ્રપંચમાં કુશળ થવાની આવશ્યક્તા પડી હતી. દૈત્યો દેવો સામે થઇને યુદ્ધ કરતા, અને વખતે જય મેળવતા. એ બધો પ્રતાપ તેમના ગુરૂ શુક્રાચાર્યનો જ હતો. આ કારણથી દેવોના ગુરૂ બૃહસ્પતિ અને તેમના વચ્ચે સ્પર્દ્ધા ચાલતી હતી. બૃહસ્પતિ દેવોનો પક્ષ ખેંચીને જે કર્ત્તા, તેને તોડી પાડવા શુક્રાચાર્ય પ્રયત્ન કરતા અને દેવોનું બળ ઓછું કરી, દૈત્યોનું બળ વધારવા ઘણી કોશિસ કરતા હતા. તેજ કારણથી તેમણે એક વખતે મેઘને આકર્ષિ રાખી મહારાજા દશરથના રાજ્યમાં બાર વર્ષ સુધી વરસાદ વરસવા દીધો નહોતો; કેમકે અન્ન જળ વગર બ્રાહ્મણ અને ગાય આદિ દુઃખી થાય; અને યજ્ઞ બંધ પડે, તો દેવોનું બળ ઓછું થાય. તે ઉપરથી શુક્રાચાર્યની સામે ઇંદ્ર રાજાએ યુદ્ધ કરી તેમને હરાવ્યા હતા; ત્યારે જ મેઘવૃષ્ટિ થઇ હતી.

શુક્રાચાર્ય પોતાના શિષ્ય વર્ગે ભવિષ્યમાં કેવા પ્રકારે વર્ત્તન રાખવું, તે હેતુથી નીતિ શાસ્ત્રનો ગ્રંથ રચ્યો છે. તેને "શુક્રનીતિ" કહે છે. તે ગ્રંથ એક લાખ શ્લોકનો હતો, પણ કાળાંતરે આ મૂળ ગ્રંથનો કેટલોક લોપ થયેલો છે. તેમાંથી તારવી કાઢેલા માત્ર અઢીસો શ્લોકનો ગ્રંથ હાલ રહ્યો છે. શુક્રાચાર્યે પોતાના શિષ્ય વર્ગને સામ, દામ, ભેદ, દંડ, એ ચાર નીતિ તથા સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશ્રય,અને દ્વૈધીભાવ, આ છ નીતિ ગુણની સમજણ પાડી હતી. તે છતાં દૈત્યો મૂર્ખ રહ્યા હતા, અને પોતાનો બચાવ કરી શકયા નહોતા. તેમનો બચાવ કરવાને આ સમર્થ મહર્ષિએ ઘણું ઘણું કરેલું છે. દેવદાનવોના યુદ્ધમાં તેઓ પોતાના

શિષ્યવર્ગને જય અપાવવા અગ્રેસરપણે થઇ ઘૂમતા, પ્રપંચ રચી યુક્તિઓ બતાવતા, અને પોતાની ચમત્કારિક સંજીવની વિદ્યાના બળ વડે જે જે દૈત્યો યુદ્ધમાં મરતા, તેમને સંજીવન કરતા હતા.

શુક્રાચાર્ય પ્રથમ પુરંદર ઇંદ્રની પુત્રી જયંતી સાથે પરણ્યા હતા. તેનાથી તેને દેવયાની નામે કન્યા થઇ હતી. પછી શતપર્વા નામે સ્ત્રી સાથે પરણ્યા હતા. તેનાથી તેમને ત્વષ્ટાધર, અત્રિ, રૌદ્ર, અને કર્મી એ ચાર પુત્રો થયા હતા. આ ભૃગુ પુત્ર શુક્ર, ભાર્ગવ નામથી પણ પ્રસિદ્ધ છે. ઇંદ્રાસન માટે દૈત્યોએ દેવો સાથે ઘણીવાર યુદ્ધ કર્યું હતું. તેમાં આ મહર્ષિ પોતાની સંજીવિની વિદ્યાથી મરણ પામતા દૈત્યોને પાછા સંજીવન કરી જોરપર લાવતા. એ વિદ્યા બૃહસ્પતિ પાસે નહોતી. તેથી ઇંદ્ર ચિંતા-ગ્રસ્ત રહેતો હતો. તેથી ઇંદ્રના કહેવાથી બૃહસ્પતિ પુત્ર કચ શુક્રાચાર્ય પાસે તે સંજીવની વિદ્યા સંપાદન કરવા ગયો. બૃહસ્પતિનો પુત્ર મારો શિષ્ય કહેવાશે. એવા ગર્વથી પોતાને ત્યાં ભણવા રહેવાની હા પાડી. કચ ગુરૂના ઘરનું કામ કરતો. દેવયાની બાળક હતી તેને રમાડતો અને ગુરૂ શીખવે તે ભણતો હતો. એક વખતે કચ ગુરૂ આજ્ઞાથી વનમાં ગાય ચારવા ગયો હતો. દૈત્યોએ જાણ્યું કે આ બૃહસ્પતિ પુત્ર છે. સંજીવની વિદ્યા શીખી જશે, તો આપણને ઘણું નુકશાન થશે. માટે મારી નાખવો. એવો વિચાર કરી તે વનમાં હતો ત્યાં મારી નાખ્યો. સાંજ પડતાં ગાય એકલી ઘેર આવી. પણ કચ આવ્યો નહિ. તેથી દેવયાનીએ રડવા માંડયું. શુક્રાચાર્યે જ્ઞાન દ્રષ્ટિથી જોયું તો કચને દૈત્યોએ મારી નાંખેલો જણાયો. ગુરૂની પણ આ શિષ્યપર પુર્ણ પ્રીતિ હતી. તેથી તેણે પ્રેમ લાવી હાક મારી કે કચ તુરત આવી હાજર થયો.એ રીતે મહાત્મા શુક્રાચાર્યના અલૌકિક કામોની કેટલીક વાતો છે. કેટલોક કાળ વિત્યા પછી કચ ગુરૂની પાસેથી સંજીવિની વિદ્યા શીખી રજા લઇ ઘેર જવા તૈયાર થયો. દેવયાનીની પ્રીતિ તેનાપર અત્યંત થઇ હતી. તેથી તેણે કચને પોતાની સાથે લગ્ન કરવાનું કહ્યું. તેના ઉત્તરમાં કચ બોલ્યો કેઃ—તું મારા ગુરૂની પુત્રી છે. તેથી તું મારી બ્હેન થાય. માટે તારી સાથે મારાથી લગ્ન થઇ શકે નહિ. તે સાંભળી દેવયાનીએ કચને શાપ આપી, તેની સંપાદન કરેલી વિદ્યા નિષ્ફળ કરી. એ જોઇ કચે પણ દેવયાનીને શાપ આપ્યો કે, તેં મારી વિદ્યા વિના અપરાધે નિષ્ફળ કરી; માટે તને કોઇ ઋષિપુત્ર પરણશે નહિ. પછી કચ પોતાના પિતાને ઘેર આવ્યો હતો. દેવયાનીને શાપથી કોઇ ઋષિ પુત્ર

પરણ્યો નહિ. તેથી શુક્રાચાર્યે તેને યયાતિ રાજા સાથે પરણાવી હતી.

વૃષપર્વા નામે દૈત્ય રાજાની પુત્રી **શર્મિષ્ઠાએ** દેવયાનીનો અપરાધ કર્યો હતો. તેથી દૈત્યાચાર્યે રાજાનો તિરસ્કાર કર્યો. શાપ આપી બાળી ભસ્મ કરવાની ધમકી આપી. તેથી રાજાએ ભય પામી દેવયાની કહે તેમ કરવા કબૂલ કર્યું. દેવયાનીએ શર્મિષ્ઠાને પોતાની દાસી તરીકે રહેવાનું માગ્યું. દૈત્ય રાજાએ તેમ કર્યું. માત્ર દેવયાનીના કહેવાથી કુંવારા ગ્રહ ઉતારવા માટે યયાતિ રાજા સાથે પરણાવી, પણ તે સાથે સંગ કરવો નહિ એવો કરાર હતો. યયાતિ રાજા પાછળથી સંગમાં જોડાયો હતો. તેથી શુક્રાચાર્યે યયાતિને વૃદ્ધ બનાવી દીધો. પછી જ્યારે તેણે ફરી હવે સંગ કરીશ નહિ એવી કબૂલાત આપી, ત્યારે તેને યુવાન કર્યો હતો.

શુક્રાચાર્ય સમર્થ પુરૂષ હતા. **બળીરાજાને** ૯૯ યજ્ઞ કરાવ્યા હતા. ૧૦૦ મો યજ્ઞ નર્મદા કીનારે આરંભ્યો હતો. તે જોઇ ઇંદ્રને ઇંદ્રાસન જવાનો ભય લાગ્યો. તેથી તેની માતા **અદિતીએ** પોતાના પુત્રનું રાજ્ય ન જવા દેવા તપશ્ચર્યા કરવા માંડી હતી. તેના તપથી પ્રસન્ન થઇ શ્રીવિષ્ણુ-ભગવાને તે ને પેટે **વામન** રૂપે જન્મ લીધો હતો. એ વામન બ્રાહ્મણ રૂપે **બળી**રાજાને યાચવા ગયા. બળીએ ઇચ્છિત માગવાનું કહેતાં, વામને પોતાના ત્રણ ડગલાં પૃથ્વી માગી. તે વખતે શુક્રાચાર્યે બળીને કહ્યું કે;–'વિષ્ણુ તને છળવાને આવ્યા છે. માટે તું એમ કહેકે;–પૃથ્વીમાં તો દેવ, બ્રાહ્મણ આદી પાંચ જણનો ભાગ છે. માટે તે વિના જે જોઇએ તે મારાથી આપી શકાશે." ત્યારે બળીએ કહ્યું કે;–પ્રભુ જેવા યાચક! એ શી વાત! મારૂં ધન્ય ભાગ્ય! તેણે મને આપ્યું છે ને તે લેશે! શુક્રાચાર્યે ઘણું સમજાવ્યું પણ તેણે પોતાની ટેક જ રાખી. સ્ત્રી સાથે બેસી વામન બ્રાહ્મણની પૂજા કરી, હાથમાં સંકલ્પ કરવાને પાણી રેડવા માંડયું. તે વેળાએ શુક્રાચાર્ય યજમાનની દાઝ જાણી સૂક્ષ્મરૂપે ઝારીના નાળવામાં ભરાયા. તેથી પાણી પડયું નહિ. બળી ઝંખવાઇ ગયો, પણ એટલામાં વામને દર્ભની સળી તેમાં ખોસી એટલે શુક્રાચાર્ય આંખે કાણા થયા. તેની વેદનાથી તરત બહાર નીકળ્યા, કે ઝારીમાંથી પાણી પડયું. પછી વામને વૈરાટ રૂપ ધારણ કર્યું. એક પગલું આકાશમાં અને બીજું પાતાળમાં મૂકી બળીને પૂછ્યું કે ત્રીજું પગલું કયાં મૂકું? બળી તુરત સમજી ગયા. તેણે વામનજીની સ્તુતિ કરી કહ્યું કે,—મારા મસ્તક ઉપર મૂકો. વામનજીએ તેમ કરી બળિને પાતાળમાં ચાંપ્યો. તે વેળાથી શુક્રાચાર્ય આંખે કાણા થયા હતા.

એ પ્રમાણે મહાત્મા શુક્રાચાર્યે પોતાના શિષ્ય દૈત્ય, દાનવો માટે અનેક અલૌકિક કાર્યો કર્યાં છે. તેઓ પોતાના આત્મબળના પરાક્રમથી આર્યાવર્તમાં એક તેજસ્વી તારા રૂપે ગણાઇ ગયા છે. તેમના નામનો "શુક્રનો તારો" અદ્યાપિ સુધી જગતમાં પ્રસિદ્ધ છે. એટલું નહિ પણ તેમના નામનું નિત્ય સ્મરણ રહેવા સારૂ સાત વારમાંના એક વારનું નામ "શુક્રવાર" આપવામાં આવ્યું છે. અહો! ધન્ય છે! મહાત્મા શુક્રાચાર્યને! કે જેમણે પોતાનું નામ જગતમાં અમર કર્યું છે!!!

## વાલ્મીકિ.



આ ભારત વર્ષ પ્રસિદ્ધ સંસ્કૃત ભાષાના આદિ કવિ અને રામાયણના કર્ત્તા, મહાત્મા વાલ્મીકિ ઋષિનું ચરિત્ર બહુ ચિતાકર્ષક છે. તેમના જન્મ વિષે જૂદી જૂદી વાતો ચાલે છે. પરંતુ તેમાંની બે વાતો વિષે વધારે ઇતબાર રાખી શકાય છે. કેટલાક વિદ્વાનો કહે છે કે, તેઓ બ્રાહ્મણના પુત્ર હતા. તેમને માતાપિતા અરણ્યમાં મૂકી તપ કરવા ગયેલા, તે ભીલડીને હાથ આવતાં, તેણે તેમને ઉછેરી મોટા કર્યા. કેટલાક વળી કહે છે કે, તે ભીલનો પુત્ર હતો. આ સર્વ વાત ઉપરથી એવું સાબિત થાય છે કે, તે મૂળ બ્રહ્મબીજ તો ખરો. આમાં ગમે તે વાત સાચી હોય; પરંતુ એટલું તો નક્કી છે કે, તેઓ એક ભીલને ઘેર નીચ સંગતમાં ઉછરી મોટા થયા હતા. અને ત્યાં નીચ કર્મો કરતાં શીખ્યા હતા. તેમના પાલક પિતા ભીલે તેમનું નામ રત્નો ( રત્નાકર ) પાડયું હતું.

રત્નો મોટો થતાં ભીલ લૂટારાએ તેને ધનુર્વિદ્યામાં નિપુણ કરી; લૂટ, ચોરી કરવાનું કામ શીખવ્યું હતું. જાત ભાત નહિ જોતાં તેને એક ભીલડી સાથે પરણાવ્યો હતો. તેથી તે પરિવાર વાળો થયો હતો. રત્નો માર્ગમાં એક વૃક્ષ પર ચડી ચારે તરફ દૃષ્ટિ કરતો, અને કોઇ દૂરથી માલૂમ પડતું કે તુરત નીચે ઉતરી બાજપક્ષીની પેઠે તેના પર તૂટી પડતો અને મારી નાંખી, તેનું સર્વસ્વ લૂટી લેતો. એવાં તેના ઘાતકી કૃત્યથી ચારે તરફ ત્રાહે! ત્રાહે! થઇ રહ્યું હતું. અસંખ્ય મનુષ્યોને તેણે ઘાતકીપણે મારી નાંખ્યાં હતાં. એવાં પાપી કૃત્યથી મેળવેલા દ્રવ્ય વડે કુટુંબનું પોષણ કરતો હતો; તેના પાપનો પાર રહ્યો નહોતો; પરંતુ ઇશ્વર ઇચ્છા બળવત્તર

છે. કોઇ કાળે પૂર્વના પુણ્યનો ઉદય થાય છે. ઇશ્વરની અકળીત કળાની કોઇને ખબર પડતી નથી. એક દિવસે એવું બન્યું કે, રત્નો જ્યાં લૂંટારાનું કામ કરતો હતો, તેજ રસ્તે થઇને મહાત્મા નારદમુનિ નીકળ્યા. રત્નાકર તેમને આવતા જોઇ ઝડપથી વૃક્ષપરથી નીચે ઉતર્યો. લોઢાની મૂદગર હાથમાં લઇ નારદ પાસે આવ્યો, મારવાની તૈયારી કરી. આ મહાત્માની આશ્ચર્યકારક દૈવીશક્તિના પ્રભાવથી મૂદગર હાથમાંજ રહી ગયું. નારદજીએ રત્નાકરને પૂછ્યું કે;—"તું કોણ છે? રત્નાકરે જવાબ આપ્યો, તું મને ઓળખતો નથી? હું હમણાં તને મારી નાંખી, તારૂં સર્વસ્વ લૂંટી લઇશ. મોટા પુરૂષો પોતાની મહત્તા કદી મૂકતા નથી. તે તો અપકાર કરનારના પર પણ ઉપકાર કરે છે. એવો મહાન્ પુરૂષોનો મહદ્ ગુણ છે. નારદજીને તેનું પાપાચરણ જોઈ દયા ઉત્પન્ન થઇ. તેનો અનુગ્રહ કરવાના હેતુથી બોલ્યા કે;—"તેં કેટલાં પાપ કર્યાં છે? તારાં પાપની સીમા કેટલી છે, તે તું જાણે છે? એમ કહી તેના અસંખ્ય પાપનું વર્ણન કરી બતાવ્યું. પછી કહ્યું કે;—તું આટલાં બધાં પાપ શા માટે કરે છે? અરે! તું જેને સારૂ આવું ઘોર કર્મ કરે છે, તે સ્ત્રી પુત્રાદિ તારા પાપનાં ભાગિદાર છે કે નહિ?

રત્નાકર હસીને બોલ્યો કે;—મારાં વૃદ્ધ માબાપ છે, સ્ત્રી પુત્રાદિ છે, હું લૂટારાનો ધંધો કરી જે કાંઇ પ્રાપ્ત કરૂંછું, તે સર્વે સાથે મળી ખાઇએ છીએ. તો તે મારાં પાપનાં ભાગીઆં અવશ્ય થશેજ. પછી મહર્ષિ નારદજીએ કહ્યું કે;—તું તારે ઘેર જઇ પૂછી આવ કે, તેઓ તારાં પાપમાં ભાગીઆં છે કે નહિ? ત્યાં સુધી હું અહિં ઉભો રહીશ. મહર્ષિના દર્શન અને સત્સંગ પ્રતાપથી રત્નાકરને તેમનું બોલવું સત્ય લાગ્યું, પરંતુ સંકલ્પ થયો કે રખેને તે નાશી જવા માટે મને અહીંથી ઘેર મોકલતો હશે, ને એજ કારણે મને અવળું સમજાવતો હશે. એવો તર્ક કરી મહર્ષિ પાસે પ્રતિજ્ઞા લેવરાવી ઘેર ગયો. નારદજી વૃક્ષ નીચે ઉભા રહ્યા. રત્નાકરે ઘેર જઇ પ્રથમ વૃદ્ધ પિતાને પૂછ્યું કે;—તમે મારા પાપમાંથી ભાગ લેશો કે નહિ? ત્યારે વૃધ્ધે કહ્યું:—મુર્ખ પુત્ર! તું કેવી વાત કરે છે? તને આ વાત કોણે કહી? પુત્રનાં કરેલાં પાપ કદી પિતાને સ્પર્શ કરે નહિ. તું જ્યારે બાળક હતો, ત્યારે મેં કેટલાંક દુઃખ ભોગવી તારૂં પોષણ કર્યું છે, હું હાલ વૃદ્ધ થયો છું. સંસારમાં મેં ઘણાં પાપ કર્મ કરીને તારૂં પાલન કર્યું છે. તે સર્વ પાપમાં શું તું ભાગીઓ થયો છું? કોઇ વખતે પિતા પુત્ર થાય છે. હું હમણાં વૃદ્ધ થવાથી તારા પુત્ર જેવો થયો છું. મારૂં પાલન કરવું એ હાલ તારી ફરજ છે. તને કોણે પાપ કર્મ કરી

પેદા કરવાનું કહ્યું છે ? હું શા માટે તારા પાપમાં ભાગીઓ થાઉં !" રત્નાકર પિતાનાં વચન સાંભળી શરમાઇ ગયો. નીચું ધાલી માતા પાસે ગયો. તે પાસે પાપમાં ભાગીદાર થવાને જણાવ્યું. ત્યારે માતાએ કહ્યું કે; "મેં તને દશ મહિના ગર્ભમાં ધારણ કર્યો છે. માતાના એક દિવસનું ઋણ કોઇ ફેડી શકે તેમ નથી. મૂર્ખ પુત્ર ! હું વૃદ્ધ થઇ છું, હાલ મારૂં પાલન કરવું એ તારી ફરજ છે. હું શા માટે પાપમાં ભાગીદાર થાઉં ? રત્નાકર માતાનાં આ વચનથી વધારે શરમાઇ નીચું ઘાલી, પોતાની સ્રી પાસે આવ્યો. તેને પણ પૂછ્યું, ત્યારે તેણે જવાબ આપ્યો કેઃ— "તમે મને ગ્રહણ કરી છે. મારૂં ભરણ પોષણ અને રક્ષણ તમે કરશો એ હું જાણું છું. હું તમારા પાપનો ભાગ શા માટે લઉં ? તમને લૂટવાનું ને ઘાતકી કામ કરવાનું કોણે કહ્યું છે ?" તે પછી પુત્રાદિને પણ પૂછ્યું. પણ કોઇ પાપમાં ભાગીદાર થયાં નહિ તેથી નિરાશ થતો પાપથી ભય પામતો અને દીલગીર મૂખે રૂદન કરતો મુનિવર નારદજી પાસે આવી મુનિના ચરણમાં પડયો, અને સર્વ વાત કહી બતાવી રૂદન કરવા લાગ્યો. પાપથી પરતાવો કરી કહેવા લાગ્યો કે;–હું આપને શરણે આવ્યો છું. મને પાપથી મુક્ત કરી કૃતાર્થ કરો. વગેરે વ્યાકુલ ચિત્તે પ્રાર્થના કરી ગભરાવા લાગ્યો.

મહર્ષિ રત્નાકરને પાપથી મુક્ત થવાને વ્યાકુળ જોઇ, સરોવરમાં સ્નાન કરવા મોકલ્યો. રત્નાકર સરોવરમાં જઇ જુએ છે, તો પોતાની પાપી નજરે સરોવરનું સઘળું પાણી એકદમ સુકાઇ ગયેલું જોયું ! તેથી પાછા આવી મહર્ષિને સઘળી વાત કહી બતાવી. આ પરથી નારદજીએ જાણ્યું કે રત્નાકરનું પાપ પૂર્ણ થયું છે. તે જોઈ તેના પર દયા ઉત્પન્ન થઇ. તેનું કલ્યાણ કરવાનો અંતઃકરણમાં નિશ્ચય કર્યો. પછી કેટલોક ઉપદેશ આપી ઘટ્ટ ઝાડીમાં લઇ જઇ બેસાડયો. તેના શીરપર પોતાના કમંડલમાંથી પાણી છાંટયું. પછી "राम" નામનો મહા મંત્રનો ઉપદેશ આપી નારદજી ત્યાંથી અંતર્ધ્યાન થઈ ગયા. મહર્ષિના ગયા પછી મહા પાપી દુરાત્મા રત્નો નિરંતર ધ્યાન પૂર્વક "राम" નામનો જપ કરવા લાગ્યો; પરંતુ તે જડ બુદ્ધિના રત્નાકરને તેનો ઉચ્ચાર કરતાં પણ આવડયો નહિ. તેથી તે ઉલટો મંત્ર–"મરા મરા"નો ધ્યાન પૂર્વક જપ કરવા લાગ્યો. જપ કરતાં ઘણાં વર્ષ વિતી ગયાં. ભક્તિમાં એટલો તો તલ્લિન થયો કે માથે ઉધેઓએ માટીનો રાફડો કર્યો હતો, તેનું પણ તેને ભાન રહ્યું નહોતું. શરીર માત્ર હાડપીંજર રહ્યું હતું. તે હાડપીંજર ભેદીને રામનામનો ઉચ્ચાર નીકળતો હતો.

આવી સ્થિતિ વખતે બ્રહ્મા અને નારદજી તે રાફડા પાસે આવ્યા. જોયું તો માંહેથી રામનામનો શબ્દ નીકળતો હતો દયા કરી નારદજીએ તેના શરીર પરથી રાફડો ખંખેરી નાંખ્યો. બ્રહ્માએ તેના શીરપર હાથ મૂકી શુદ્ધિમાં લાવી ઉભો કર્યો. તે બ્રહ્મા અને નારદજીના ચરણમાં પડી બોલ્યો કે;— "આપેજ મને કેવળ રામનામ આપી પાપથી મુક્ત કર્યો છે. વગેરે વચનો કહી સ્તુતિ કરી. બ્રહ્માએ વલ્મિક—રાફડામાંથી તે નીકળ્યો, માટે તેનું નામ તે દિવસથી વાલ્મીકિ પાડયું.

રત્નાકર–વાલ્મીકિ પાપથી મુક્ત થયા, તેજ દિવસથી તેને નારદજીએ ઋષિની પંક્તિમાં દાખલ કર્યા. ત્યારથી તેઓ જગત્માં વાલ્મીકિ ઋષિને નામે પ્રસિદ્ધ થયા છે. વાલ્મીકિ બ્રહ્મર્ષિપણાને પામ્યા પછી તેણે નારદજીને પૂછયું કે;—હવે મારે શું કામ કરવું ? નારદજીએ કહ્યું કે તમે શતકોટી "रामायण" રચો. તમે રામનામ જપીને ઉદ્ધાર પામ્યા છો. માટે તે લોકાભિરામ સુપવિત્ર રામ ચરિત્રનું સારી રીતે વર્ણન કરો. મુનિવર નારદની આવી આજ્ઞા સાંભળી દ્દીકર જોડી બોલ્યા કેઃ—રામાયણ હું કેમ રચીશ ? અને તેના છંદો કેવી રીતે કરીશ ? કારણ કે તેનું મુદલ મને જ્ઞાન નથી." આ ઉપરથી નારદજીએ કહ્યું કેઃ-તમારી જીભપર સરસ્વતીનો આવિર્ભાવ થશે અને તમારે મુખેથી રામનો જન્મ અને તેના કામોનું વર્ણન પુરાણરૂપથી શ્લોક–છંદમાં ફુવારાની પેઠે નીકળશે." એવાં વચન કહી નારદજી અંતર્ધ્યાન થયા. મુનિવર વાલ્મીકિ તમસા નદીને કિનારે આશ્રમ બાંધી રહ્યા. તેની પાસે અધ્યયન કરવા અનેક શિષ્ય આવ્યા હતા. તેમાં ભરદ્વાજ ઋષિ મુખ્ય હતા. વાલ્મીકિ નિત્ય નિયમ પ્રમાણે એક વખતે નદીપર સ્નાન કરવા ગયા હતા. ત્યાં તમસા નદીના કિનારાપરના ગાઢ જંગલમાં એક વૃક્ષપર ક્રૌંચ અને ક્રૌંચી નામનાં પક્ષીઓ એકત્ર વિહાર કરતાં હતાં, ત્યાં અકસ્માત એક દુષ્ટ પારધીએ આવી, તે સંભોગમાં રત થયેલા ક્રૌંચને મારી નાંખ્યો. તેથી તે જમીનપર પડયો. ક્રૌંચકી પોતાના પતિની આવી સ્થિતિ જોઇ દુઃખિત સ્વરથી કલ્પાંત સાથ રૂદન કરવા લાગી અને તે દુષ્ટ અધર્મિ પારધીને તિરસ્કાર આપવા લાગી. આ કામ ઘણુંજ અધર્મનું થયું. તેથી તથા ક્રૌંચીના અપાર શોકથી વાલ્મીકિ ઋષિ વ્યાકુળ થઈ તે વિષે ઉંડા વિચારમાં ઉતરી ગયા. અંતરના ઉંડા શોકથી એકાએક તેના મુખમાંથી એક શ્લોક નીકળી આવ્યો;—

मानिषादप्रतिष्ठांत्वमगमःशाश्वतीःसमाः ॥
यत्क्रौंचमिथुनादेकमवधीःकाममो ितं ॥

આ અનુષ્ટુપ છંદ બંધ વાણી મુખમાંથી અકસ્માત્ પ્રથમ નીકળી આવી. તેથી વાલ્મીકિ ઋષિ આશ્ચર્ય પામી સ્નાન કરી નદી બહાર આવ્યા. એટલામાં અકસ્માત્ બ્રહ્માએ પ્રગટ થઇ કહ્યું કે;—તું આશ્ચર્ય ન પામ. તે વાણી મારી ઈચ્છાથી નીકળી છે. તમારા મુખમાંથી જે વાક્ય નીકળ્યું છે, તેજ શ્લોક રૂપથી લોકોમાં ગણાશે. તમે હવે આનંદથી આવી છંદ બંધમાં સુપવિત્ર રામ ચરિત્રનું વર્ણન કરો. તમો જેવું વર્ણન કરશો. તેવુંજ ભવિષ્યમાં થશે. તેમાંથી એક અક્ષર પણ મિથ્યા થનાર નથી." અહો! પ્રભુની કેવી કૃપા! જેનાપર પ્રભુની દયા થાય છે, તેનાં ભાગ્યોદય થતાં વાર લાગતી નથી. તે ચાહે તે કરવાને શક્તિવાન થાય છે. "મનુષ્ય યત્ન ઈશ્વર કૃપા." જો મનુષ્ય યત્ન કર્યા કરે છે, તો નિશ્ચય પ્રભુની કૃપા થયા વગર રહેતી નથી તે સિદ્ધ થાય છે. વાલ્મીકિ એ અપાર દુઃખ વેઠી કેટલાંક વર્ષ નિરંતર રામ નામના મંત્રનો જપ કર્યો હતો, તો પાપથી મુક્ત થઇ, તેમની સર્વ કૃપાને પાત્ર થયા હતા. તેના મુખમાંથી નીકળતી વાણી શ્લોકરૂપ ગણાઇ, તેઓ જે એક વખતે જડરૂપ હતા, તે આજે પ્રભુ ભક્તિથી મહા કવીશ્વર અને વિદ્વાન થયા. અહો! ધન્ય પ્રભુ! તમારી ગતિ ન્યારી છે!!

બ્રહ્મા વાલ્મીકિ ઋષિને ભલામણ આપી અંતર્ધ્યાન થઇ ગયા. વાલ્મીકિ જે પરમેશ્વર (રામ) નામથી પાવન થયા હતા. એના સંબંધી તેણે શતકોટી કાવ્ય રચ્યું. તથા તેનો સારાંશ ગાયત્રી મંત્ર વર્ણવીને ચોવીસ સહસ્ત્ર કાવ્ય રચેલ છે. તે રીતે તેણે રામાવતાર વિષે ઘણાં વર્ષ અગાઉથી ભવિષ્ય કહેલું છે. પછી ઘણાં વર્ષે રામચંદ્રજી જન્મ્યા. તે વાલ્મીકિ ઋષિના ભવિષ્ય કથન બહાર જરા પણ વર્તેલ નથી. આ ઋષિ મોટા ગ્રંથ કર્તા અને સંસ્કૃત ભાષાના આદિ કવિ ગણાય છે. તેનો રચેલો ગ્રંથ "વાલ્મીકિ રામાયણ" અદ્યાપિ સુપ્રસિદ્ધ છે. તે ભારત ભૂમિના આર્યોના કર્ણને પવિત્ર કરે છે. જે કાવ્યના સુબોધથી લાખો મનુષ્ય સુબુદ્ધિ તથા સુનીતિ શીખ્યા છે. અદ્યાપિ પણ તે ગ્રંથનો લાભ લેવામાં આવે છે. આ કવિના જેવા સંસ્કૃત ભાષામાં નવ રસમય વર્ણન કરવામાં બીજા થોડાજ કવિ થયેલા હશે. તેમણે ધર્મ સંબંધી પણ ઉત્તમ યોગ્યતા સંપાદન કરી હતી. આ મહર્ષિની પવિત્રતા રામચંદ્રજી પણ જાણતા હતા. જ્યારે રામ વનવાસ નીકળ્યા, ત્યારે ચિત્રકોટપર વાલ્મીકિને આશ્રમે આવી ઘણા દિવસ રહ્યા હતા. વળી જ્યારે ધોબીના વચનથી રામે સીતાને વનમાં મોકલ્યાં હતાં, ત્યારે આ ઋષિએ પોતાના ગંગા કિનારાપરના આશ્રમમાં સીતાને તેડી લાવી, સત્કાર કરી રાખ્યાં હતાં.

સીતા તેમને આશ્રમે રહેવાથી રામચંદ્રજીને નિરાંત વળી હતી. એવી તેમની પવિત્રતા પ્રસિદ્ધ થઇ હતી. આ ઋષિએ લવ, કુશને વેદ અને ધનુર્વિદ્યા વગેરે શાસ્ત્ર ભણાવી હુશિઆર કર્યા હતા. આ મહાત્મા પોતાના પ્રથમ વખતના જૂલ્મીપણાની અને પાછળના શ્રેષ્ઠત્વની સરખામણી કરતા, ત્યારે શોક હર્ષ પામતા હતા. સતી સીતાના પાસે પોતાની સર્વ અવસ્થાની વાત કરતા, અને કહેતા કે મનુષ્ય સમજે અને સારે માર્ગે વળે, તાતે નહિ જેવી સ્થિતિમાંથી મહા સમર્થ અને મહા પરાક્રમી થઇ શકે છે. એ તેમનું કહેવું સત્ય છે. એતો તેના પોતાનાજ વર્તનપરથી સિદ્ધ થાય છે. રામચંદ્રજીને વાલ્મીકિ ઋષિપર પૂર્ણભાવ હતો. તેથી તેમણે તેમની કેટલીકવાર સલાહ લઇ પ્રજા હિતનાં કાર્યો કરેલાં છે. તે ઋષિ પોતાની લાયકીથી ઋષિમંડળ, રાજમંડળ અને પ્રજામંડળમાં મોટા માનને પામ્યા હતા. તે વખતે સારાનરસાની પરીક્ષા હતી. ગુણજ સર્વત્ર પૂજ્ય ગણાતો હતો. તેથીજ વાલ્મીકિ નીચ પાયરીએથી મહર્ષિ જેવી મહત્ પદવીને પામી અમર કીર્ત્તિ રાખી ગયા છે. વાહ ! ધન્ય છે વાલ્મીકિ તમારા જીવનને ! તમે જગત્માં જનમંડળને માટે અતિ ઉંચ શિક્ષણીય દૃષ્ટાંત્ મૂકી ગયા છો. પ્રથમ અવળે માર્ગે ચઢેલાઓને તમે નીતિનો માર્ગ બતાવ્યો છે. ધન્ય છે તમને ! ! !

## વેદ વ્યાસ.



આ દૈવી મહાત્મા કોણ ? તે આપણા પરમપૂજ્ય વેદવ્યાસ. જેણે જગત્ વિખ્યાત્ મહાભારત નામે ગ્રંથ કર્યો. તેના પિતાનું નામ પરાશર અને માતાનું સત્યવતી. વેદ વ્યાસનો જન્મ યમુના નદીના એક દ્વીપ (બેટ) માં થયો હતો. યમુના નદી કૃષ્ણ વર્ણે ગણાય છે. માટે દ્વૈપાયન અથવા કૃષ્ણદ્વૈપાયન કહેવાય છે. તેઓ જન્મતાંજ માતાની આજ્ઞા લેઇ તપ કરવા બદ્રિકાશ્રમમાં ચાલ્યા ગયા હતા. તેથી તેઓ બાદરાયણ પણ કહેવાય છે. તેમનો જન્મ દ્વાપરયુગમાં કૃષ્ણાવતારની પહેલાં થયો હતો. વેદ વિસ્તાર કરનાર સઘળા વ્યાસ કહેવાય છે; પરંતુ આ મહાત્માએ વેદની કોઇ ગુપ્ત શાખાનો ઉદ્ધાર કર્યો છે. તેથીજ તેઓ વેદવ્યાસ કહેવાય છે.

વ્યાસ જન્મતાંજ વિષ્ણુના યોગે મોટા થયા અને પ્રત્યેક તીર્થમાં સ્નાન કરી બદ્રિકાશ્રમમાં તપ કરવા ગયા હતા. તેઓ મોટી શક્તિવાળા

તિવ્ર બુદ્ધિના, જિતેંદ્રિય, ધર્મનું સેવન કરનારા, ઘણા ઉંચા, શરીરે કાળા પણ તેજસ્વી હતા. વ્યાઘ્રચર્મ ઓઢતા, જટા કલાપ રાખતા અને અરણ્યમાં રહેતા હતા. પૈલ, વૈશંપાયન, જૈમિનિ, સુમંતુ, અસિત,દેવલ અને રોમહર્ષ ઇત્યાદિ ઘણા શિષ્યો હતા. તેનામાં પૈલને ઋગ્વેદ, વૈશંપાયનને યજુર્વેદ, જૈમિનીને સામવેદ અને સુમંતુને અથર્વવેદ, એમ ચારે શિષ્યોને ચાર વેદ બરાબર સમજાવ્યા હતા.

સરસ્વતી અને દૃષદ્વતી એબે દેવ નદીના વચલા ભાગને સુપવિત્ર દેવવાંછિત બ્રહ્માવર્ત્ત કહે છે. સારસ્વત પ્રદેશ પ્રાચીન રાજકુમાર અને વંદનીય ઋષિઓનું રહેઠાણ હતું. સરસ્વતી નદીને કિનારે મહર્ષિઓના ઘણા આશ્રમ હતા. ત્યાંજ મહાત્મા વેદવ્યાસનો આશ્રમ હતો. ત્યાં તેમણે બહુ બહુ જ્ઞાન મેળવ્યું હતું. અને તે જ્ઞાનનો પ્રસાર કરવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો. તેમની પાસે ત્યાં હજારો શિષ્યો અધ્યયન કરવા સારૂ આવતા હતા. આ સમર્થ પુરૂષ કુદરતની નિરીક્ષા કરવામાં તથા અધ્યાત્મિજ્ઞાનમાં એક્કા હતા. તે સમયે તેમના જેવો કોઇ સમર્થ વિદ્વાન નહોતો. અધ્યાત્મરામાયણ વેદ વ્યાસે રચેલ છે. તેમજ ઋષિ મુનિઓને ગીતા તેમણેજ સંભળાવી હતી. (જુઓ. અધ્યા. રા. ઉ. સ.પ. ) એ આદિ પરથી સમજાય છે કે, રામાવતાર તેની પૂર્વે થયો હતો.

વેદવ્યાસે મહાભારત નામે જગત્ વિખ્યાત આર્ય ઇતિહાસિક વીરરસ કાવ્યનો ઉત્તમ ગ્રંથ કર્યો છે. તથા ભાગવતાદિ અઢાર પુરાણોની સંહિતા એ રચી છે. જે ગીર્વાણ વાણીમાં ગ્રંથિત રસાલંકારમય અનુપમ સાહિત્ય રત્નોની ખાણ છે. તે કલિયુગના પ્રારંભમાં થયેલા છે. કળિયુગમાં લોકો મંદબુદ્ધિના થઇ જઇ વેદ ધર્મનો રસ્તો બરાબર સમજશે નહિ, એવું જાણી તેમણે વેદધર્મનું રક્ષણ કરવા માટે જેટલા સહેલા ઉપાય કરવા ઘટતા હતા તેટલા કર્યા. સર્વથી છેવટ તેમણે બ્રહ્મસુત્ર અથવા વેદાન્તશાસ્ત્રના ચાર અધ્યાયનાં સુત્રકર્યાં; તેને વ્યાસ બ્રહ્મસુત્ર કહે છે. તેમાં તેણે ઉપનિષદોના ગુઢ અર્થ સ્પષ્ટ સમજી શકાય, તે માટે બધાં ઉપનિષદોની એક વાકયતા કરી મુખ્ય અર્થને ખૂલ્લો કર્યો. આ સિવાય તેમણે ઉત્તરમિમાંસા અને ઘણીક ધર્મસંહિતાઓ તથા સુત્રો રચ્યાં છે. ઇત્યાદી તેમના ગ્રંથો ઘણા મનન કરવા યોગ્ય છે. પુરાણો અને મહાભારત એ ગ્રંથો તેમણે પોતાના રોમહર્ષણ નામના શિષ્યને ભણાવ્યા હતાં

વ્યાસજી હસ્તિનાપુરના રાજા શાંતનું નો છિન્ન થતો વંશ વૃદ્ધિગત કરવા સત્યવતીના સ્મરણથી તરત આવી, ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર એ ત્રણને ઉત્પન્ન કર્યા હતા. પાંડવો અને કૌરવો વગેરેના હિતની

કાળજી રાખતા હતા. તથા પ્રસંગે પોત જાતે આવી યોગ્ય સલાહ આપતા. પાંડવોના વનવાસની વખતે પણ તેઓને વખતો વખત મળીને સલાહ અને મદદ તેમણે આપી હતી. દ્વૈત વનમાં પાંડવોની પાસે જઇ પોતાની "પ્રતિસ્મૃતિ" નામની ઇંદ્રના મંત્રરૂપ વિદ્યા શિખવી હતી. જે વિદ્યાના પ્રભાવથી અર્જુને તપ કરી શિવ તથા ઇંદ્રાદિ સર્વ દેવતાઓ પાસેથી દિવ્ય અસ્ત્રો મેળવ્યાં હતાં. પાંડવોએ કરેલા જગત્ વિખ્યાત રાજસૂયયજ્ઞ વખતે પણ વેદવ્યાસ ઇંદ્ર પ્રસ્થમાં ગયા હતાં. આ મહા પુરૂષ યોગવિદ્યામાં ઘણુંજ પ્રવિણ હતા. તે વિદ્યાના યોગે તેઓ બહુ દૂરની વાતો જાણી શકતા હતા.

વેદવ્યાસે અગ્નિ, પૃથ્વી, વાયુ, અને અંતરિક્ષના જેવી શક્તિ ધરાવનાર પુત્રની પ્રાપ્તી માટે મહારમણિય મેરૂપર્વત ના શિખરપર ઘણા વર્ષ સુધી ઉગ્ર તપ કર્યું હતું. તેમની તે ઇચ્છા સદા શિવે પ્રસન્ન થઇ પૂર્ણ કરી હતી. તેના પ્રતાપે ઉત્તમ બ્રહ્મત્વ સંપન્ન પુત્ર થયો, તેનું નામ શુકદેવજી પાડયું હતું. તેઓ પણ પિતાની પેઠે એક મહાન્ યોગીંદ્ર તરીકે જગત્માં અમર કીર્ત્તિ રાખી છે. ( જુઓ. શુકદેવ. ચરિત્ર )

વ્યાસ જેવા તત્વજ્ઞ મહાત્માએ શ્રીમદ્ ભાગવતમાં જે ગુહ્યાર્થ રાખ્યા છે, તે અજ્ઞાની જન નહિ સમતાં કહે છે કે; દસ્મસ્કંદ ભાગવતમાં—શ્રીકૃષ્ણ ગોપીઓ સાથે રાશવિહાર કરતા હતા ને તે ઇશ્વર હતા; ઇશ્વર થઇને પર સ્ત્રી સાથે વિહાર કરે તે શું યોગ્ય છે કે ? વગેરે કુતર્ક કરે છે. પણ એ તેમની મોટી ભૂલ છે. તેનો સત્ય અર્થ વેદાન્ત કર્ત્તા તત્વદર્શી વ્યાસ ભગવાને આત્મ ( ઇશ્વર ) જ્ઞાનપર દર્શાવ્યો છે. તેજ પવિત્ર અર્થ તેમના પુત્ર શુકદેવજીએ મહારાજા પરીક્ષત ને ઇસારતમાં સમજાવ્યો હતો. જેનું જ્ઞાન થવાથી પરીક્ષત રાજાનો સાત દિવસમાં મોક્ષ થયો હતો. પણ તેજ સભામાં બીજા હજારો મનુષ્યો શ્રવણ કરતા હતા, તેમને ઉપલો મર્મ ન સમજાયાથી તેઓ તે લાભ મેળવી શકયા નહોતા. માટે સારા તત્વજ્ઞ વિદ્વાન પાસે તેના ગુહ્યાર્થને બરાબર સમજવો જોઇએ. તેના ગુહ્યાર્થને નહિ સમજતાં, તેમાં દર્શાવેલી અલંકારિક બાબતો જાણી લઇ તેનો ખોટો અર્થ સમજવો અને વૃથાનિંદા કરવી એ બહુજ મૂર્ખાઇ ભરેલું છે. વ્યાસ જેવા તત્વજ્ઞ અને ગહન ગતિવાળાના લેખનો ગુહ્યાર્થ સમજવો એ કાંઇ સહેલી વાત નથી. એતો જ્ઞાતા પુરૂષોની કૃપાથી સમજી શકાય છે.

મહાત્મા વેદ વ્યાસે ઘણા મહત્તકાર્યો કર્યા છે, પરંતુ આર્યાવર્તમાં તેમનું નામ અને કીર્ત્તિ મહાભારતના ગ્રંથથી જેટલી ગવાય છે, તેટલી

બીજા કશાથી ગત્રાતી નથી. તે ગ્રંથની રચના અને તેની મોટાઇની બ-રોબરી કરી શકે તેવો એકપણ ગ્રંથ અદ્યાપિ સુધી જગતમાં જોવામાં આવતો નથી. મહાભારત ગ્રંથ તો ખરેખર તેના નામ પ્રમાણે મહાભા-રતજ છે. તેની મોટાઇ પૃથ્વીના સર્વ લોકોએ કબૂલ રાખી છે. મહા-ભારતમાં એક લાખ શ્લોક છે. ૨, ૨૦,૦૦૦ લીટીઓ છે. હોમર કવિના ઇલિયટમાં ૧૬૦૦૦ લીટીઓ નથી. આ ઉપરથી મહાભારતના કદનો વિચાર મનમાં આવશે. મહાભારત કાવ્ય ગ્રંથના ૧૮ પર્વ અથવા ખંડ છે. તેમાં શ્રીમદ્ ભગવદ્ ગીતા સરખા અધ્યાત્મ શાસ્ત્રની મોટાઇની ગણના કોઇથી પણ થઇ શકે નહિ. તે વિષે યુરોપના અનેક વિદ્વાનો એ જણા-વેલું છે કે;—" ભગવદ્ગીતા સાથે ક્ષણભર સરખાવી શકાય તેવો ગ્રંથ આખી પૃથ્વીપર એકપણ નથી. " આ શું મહાત્મા વેદવ્યાસની બુદ્ધિની ઓછી મહત્તા છે !!

વેદવ્યાસના સિદ્ધાંતો ઉપરથી છઠ્ઠા સૈકામાં યોગી ધર્મ ચાલ્યો છે. તે યોગી ધર્મના આચાર્ય વ્યાસમુનિ ગણાય છે. યોગીમતના સિદ્ધાંત—આત્મા સર્વત્ર એક છે. વેદનો જ્ઞાનકાંડ એજ સત્ય ધર્મ છે, પૂર્ણ જ્યોતી એ એક આત્માની દ્રષ્ટિ છે, અવિદ્યા સંસારનું મૂળ છે. સ્ત્રી સંગ એ નર્ક દ્વાર છે. દેવો કલ્પિત છે. સર્વ ક્રિયા મનોવિકારે ઘડી છે. સિદ્ધ એજ દેવ છે. ગુરૂ આજ્ઞા એજ મહાવાક્ય છે. अहंब्रह्मास्मि એજ તા-રણ મંત્ર છે! સોહં એ શબ્દ જ્ઞાનનું ઘર છે, ૐકારનું ચિંતન એ ગુહ્ય મંત્ર છે, નાદાભ્યાસ એ સ્વર્ગ દર્શન છે. ધોતી, પોતી, બસ્તી, નોળી ક્રિયા એ આદી કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ન્યાયશાસ્ત્ર તર્કવાદ છે. તેથી એ વાદ સત્ય ન કહેવાય. " ઇત્યાદિ એ ધર્મના સિદ્ધાંતો છે. આ ધર્મના લોકો જૈનો, બોધ્ધો સાથે પુષ્કળ લડયા હતા અને વેદોક્ત ધર્મનું યથાર્થ રક્ષણ કર્યું હતું. એ ધર્મના આચાર્ય ત્યાગી અને વનસ્પતિપર ગુજારો કરનારા હોય છે. તેઓના શિષ્યો મુનિવ્રત લઇ શકે છે, પાછળથી એ મતમાં તફાવત પડી ગયો છે. તેથી હાલમાં દેવી, દેવતાની મૂર્તિ પૂજા અને હોમ હવન ચાલુ થયાં છે. પૂર્વકાળમાં આ ધર્મ સંન્યાસીઓજ ચલાવતા હતા. વ્યાસ સમર્થ પુરૂષ થયેલા હોવાથી તેના નામે પાછળથી પેટ ભરૂઓએ કેટલુંક શાસ્ત્ર કલ્પિત રૂપે જોડી કાઢેલું છે. અને તેમ થવાથી કેટલીકવાર તેવી કલ્પનાઓ વ્યાસની ન હોય તેમ લાગે છે અને તે ખરૂં છે. વ્યાસે પ્રજા કાર્ય ઘણાં કર્યાં છે તેથી ભગવાન્ એવા અનુપમેય મહાન્ ઉપપદને પ્રજા વર્ગથી પામ્યા છે. એ તેનો સત્ય વિજય છે. કલિયુગના અઢી હજાર વર્ષ વિત્યા પછી અનેક પાખંડ મતો પ્રસરી જઇ અધર્મ વ્યાપી ગયો હતો.

તે વખતે શ્રીઆદ્યશંકરાચાર્ય વેદ ધર્મનો ઉદ્ધાર કરવા પ્રગટ થયા હતા. તે વખતે વેદવ્યાસ પ્રત્યક્ષ પ્રગટ થઈ મળ્યા હતા, અને તેમના આયુષમાં સોળ વર્ષનો વધારો કર્યો હતો. ( જુઓ શ્રી આદ્યશંકરાચાર્ય ચરિત્ર ) ઇત્યાદિ પ્રકારે જોતાં તેઓ અદ્યાપિ સુધી ચિરંજીવી રહેલા છે. ભલે હો વિજય વાર્તા ! ! !

## દ્રોણાચાર્ય.



આ પૃથ્વી પ્રસિદ્ધ સ્વપરાક્રમી મહાત્મા ભરદ્વાજ ઋષિના પુત્ર. આ બ્રાહ્મણ કુળમાં માહારથી મહાન્ યોદ્ધા થઇ ગયા છે. એટલુંજ નહિ પણ તે ધનુર્વેદ–યુદ્ધ કળાના આચાર્ય–પ્રૉફેસર થઇ ગયા છે. તેઓ પ્રથમ પિતા પાસે વેદ, વેદાંગાદિભણી કુશળ થયા. પછી અગ્નિવેસ્યને ત્યાં જઇ ધનુર્વિદ્યાનો અભ્યાસ કર્યો. તેણે કેટલાક કાળ તપશ્ચર્યા કરી હતી. ઘેર આવ્યા પછી કેટલેક કાળે કૃપાચાર્યની બેન કૃપયા સાથે પરણ્યા. તેનાથી તેને અશ્વત્થામા નામે તેજસ્વી પુત્રનો જન્મ થયો. દ્રોણને દારિદ્રાવસ્થા એવી આવી હતી કે, જયારે પાડોશીનાં છોકરાંને દૂધ પીતાં જોઇ અશ્વત્થામા કલ્પાંત કરતાં, ત્યારે કૃપયા તેને ચોખાનું ધોવણ કરી આપતી. તે દુઃખ ટાળવા દ્રોણે પરશુરામ પાસે જઇ વિનંતિ કરી કે, મારૂં દારિદ્ર ટાળો. ત્યારે પરશુરામે કહ્યું કે–પૃથ્વી તો હું બ્રાહ્મણોને આપી ચૂકયો છું. હવે શરીર અને અસ્ત્ર શસ્ત્ર મારી પાસે છે. તેમાંથી જે જોઇએ તે માગો. પછી દ્રોણે પરશુરામ પાસે અસ્ત્રાદિ વિદ્યા સંપાદાન કરી. તેથી એટલાતો શ્રેષ્ઠ થયા કે, ત્યારથી તે લોકોમાં આચાર્યની માનવતી પદવી પામી દ્રોણાચાર્ય નામે પ્રસિદ્ધ થયા.

દ્રોણાચાર્ય ઉતમ પ્રકારના સદાચાર સંપન્ન હતા. જેવા ક્ષાત્રવિદ્યામાં કુશળ હતા, તેવાજ બ્રહ્મવિદ્યામાં પણ નિપુણ હતા. દારીદ્રી પણ વિદ્વાનને સદ્ગુણી બ્રાહ્મણ હતા. આવા પ્રકારની નિર્ધન સ્થિતિથી પોતાના કુટુંબનું ભરણ પોષણ થઇ શકતું નહિ. તેથી તેમણે પોતાના ગુરૂભાઇ દ્રુપદ રાજાને ત્યાં જઇ કહ્યું કે;—આપણે એક ગુરૂને ત્યાં ભણતા હતા. તે પ્રસંગે તેં મને કહ્યું હતું કે, હું રાજા થાઉં ત્યારે તું આવજે, તે પરથી હું તારી પાસે આવ્યો છું. દ્રુપદ બોલ્યો;–હું તને ઓળખતો નથી. દ્રોણાચાર્ય કહે તું કેમ ઓળખતો નથી ? હું દારિદ્રથી પીડીત છું. માટે તારા આગળના કહેવાપરથી આવ્યો છું. દ્રુપદ કહે,—તું ભિક્ષુક બ્રાહ્મણને હું

રાજા, તારે મારે ઓળખાણુ કેવી ? તું જા, નહિ તો હું દૂતને બોલાવી તને કહાડી મૂકાવીશ. દ્રોણાચાર્યે ખીજવાઇ કહ્યું; તું મદે ભરાઇને મારૂં અપમાન કરે છે, પણ તેનું ફળ તને મળશે, તે તું યાદ રાખજે. હું તારૂં રાજપાટ છીનવી લેવડાવું અને તને મારા શિષ્ય પાસે બંધાવું ત્યારે જ ખરો. તે પછી દ્રોણાચાર્ય પોતાની સ્ત્રી, પુત્ર વગેરેને લઇ કૃપાચાર્ય પાસે હસ્તિનાપુરમાં ગયા; કેમકે તે ભીષ્મના આશ્રય સંપન્ન હતા. કૃપાચાર્ય દ્રોણાચાર્યના આવ્યાથી ઘણા હર્ષિત થયા; તેમને બહુ આદર સત્કારથી રાખ્યા.

દ્રોણાચાર્ય **ભીષ્મ** અને **ધૃતરાષ્ટ્ર**ને મળવાનો વિચાર કરતા હતા. તેવામાં દ્રોણાચાર્ય એક દિવસે **હસ્તિનાપુર** નગર બહાર જઇને, જ્યાં બાળક **પાંડવ કૌરવ** દડે રમતા હતા, ત્યાં તે દૂર જઇ બેઠા બેઠા જોયા કરતા હતા. તે વખતે એવું બન્યું કે તેમનો દડો એક અંધારા કૂવામાં પડી ગયો. તેથી સૌ તેમાં જોવા લાગ્યા. એવામાં વળી **યુધિષ્ઠિર-ધર્મની** મુદ્રિકા-વીંટી તેમાં પડી ગઇ. ત્યારે તો તેઓ સૌ બહુજ ગભરાયા તે જોઇ દ્રોણાચાર્ય ત્યાં આવ્યા અને બોલ્યા કે;-રાજપુત્રો ! તમે હજુ અસાધ્ય વસ્તુ સાધ્ય થાય તેવો ગુરૂ કર્યો નથી. એમ કહી કૂવામાં દર્ભ મંત્રીને નાખ્યો, કે તરત તે દર્ભ દડો લઇ ઉપર આવ્યો. વળી ધનુષ ચઢાવી બાણ માર્યું કે તે વીંટી લઇ આવ્યું. આ અદ્ભૂત ચમત્કાર જોઇ સર્વ રાજકુમારો ઘણા આશ્ચર્ય થયા. પછી દ્રૌણાચાર્ય જવા લાગ્યા. તે વખતે સર્વ પૂછવા લાગ્યા કે, આપ કોણ છો ? અને કયાં રહો છો ? અને આપનું નામ શું ? દ્રોણાચાર્યે કહ્યું મારૂં નામ દ્રોણ, હું કૃપાચાર્યને ત્યાં આવ્યો છું, ભીષ્મ મને ઓળખે છે. રાજપુત્રોએ કહ્યું કે. મહારાજ ! રાજમંદિરે પધારો. દ્રોણાચાર્યે કહ્યું કે, તમો આગળથી જઇને ત્યાં જણાવો. પછી હું આવીશ. કુમારોએ ભીષ્મને વાત કરી, તે પરથી ભીષ્મે નિશ્ચય કર્યો કે તે તો દ્રોણાચાર્યજ હશે. પછી તરત ભીષ્મ દ્રોણાચાર્યને જઇ મળ્યા, અને તેમને પાલખીમાં બેસાડી રાજમંદિરમાં તેડી લાવી ઘણું સન્માન કર્યું. પછી દ્રોણાચાર્યે કહ્યુ કે; તું મેઘ સમાન ઉદાર છે. માટે તારા દર્શને આવ્યો છું. ભીષ્મે તેમને વેદશાસ્ત્ર અને સર્વ અસ્ત્ર શસ્ત્ર વિદ્યામાં ઘણાજ પ્રવીણ જોઇને આશ્રય આપી સત્કાર કર્યો. રાજકુંવરશાળાના અધ્યક્ષ ઠરાવ્યા, એવી રીતે ભીષ્મે તેમને હસ્તિનાપુરમાં આશ્રય આપી રાખ્યા.

દ્રોણાચાર્યે **રાજકુમારપાઠશાળા**-કૉલેજ કહાડી. સર્વ રાજકુમારોને ધનુર્વિદ્યા વગેરે શિખવવાનો આરંભ કર્યો. તે સમાચાર દેશો દેશમાં પ્રસરી

ગયાથી અંધક, વૃષ્ણિ, પાંચાલ, બાલ્હીક, સૌરાષ્ટ આદિ દેશોના રાજાઓએ પોતાના કુંવરોને દ્રોણાચાર્ય પાસે વિદ્યાભ્યાસ કરવા મોકલ્યા. તેઓ સર્વે દ્રોણાચાર્ય પાસે શિક્ષણ લેવા લાગ્યા, કર્ણ અને અશ્વત્થામાએ પણ અભ્યાસ કર્યો. એક દિવસે હિરણ્યધેનુક નામે એક ભીલનો પુત્ર એકલવ્ય દ્રોણાચાર્ય પાસે ધનુર્વિદ્યા ભણવા આવ્યો, પરંતુ આચાર્યે તને તે વિદ્યા ભણવાનો અધિકાર નથી એમ કહી ના પાડી. તેપરથી એ આચાર્યની પાદુકા માગી લઇ ગયો. અરણ્યમાં જઇ ઝુંપડી બાંધી રહ્યો. મૃતિકાની મૂર્તિ કરી તેની પાસે પાદુકા ધરી, તેની તે નિત્ય ભક્તિપૂર્વક ભાવ રાખી પૂજા કરતો અને જાણે મને આચાર્યજ ભણાવે છે, એવો મનમાં ભાવ રાખી પોતાની મેળે પ્રશ્નોત્તર કરી ધનુર્વિદ્યામાં નિપુણ થયો હતો. દ્રોણાચાર્ય પાસે હજારો રાજકુમારો ધનુર્વિદ્યા સંપાદન કરતા હતા. સૌ શિષ્યોને આચાર્યે શ્રમ લઇ ભણાવ્યા, તેમાં પણ પાંડવોની બુદ્ધિ તથા વૃત્તિ જોઇ તેમને ભણાવતા અતિપ્રસન્ન થતા હતા. યુધિષ્ઠિર શસ્ત્ર અસ્ત્ર વિદ્યા ભણ્યા, પણ તે પોતાની ધર્મ બુદ્ધિએ, ડાહપણે ને ભલમનશાઇએ વિશેષ નામાંકિત થયા. અર્જુને હય વિદ્યા, ગજ વિદ્યા, રથ વિદ્યા અને ધનુર્વેદ વિશેષ સાધ્ય કર્યો. ભીમ અને દુર્યોધન ગદા યુદ્ધમાં; નકુળ અશ્વવિદ્યામાં, સહદેવ જયોતિષ અને ખડ્ગ મારવાની કળામાં નિપુણ થયા હતા, પણ સર્વ શિષ્યમાં અર્જુન તત્પરતા અને તીવ્ર બુદ્ધિથી આચાર્યને ઘણોજ વ્હાલો હતો. તેમજ અર્જુનની પણ ગુરૂ પર ઉત્તમ ભક્તિ હતી. અશ્વત્થામા રહસ્યમંત્રમાં પ્રવીણ થયા હતા. તેજ પ્રમાણે સર્વ રાજપુત્રો પોતપોતાની બુદ્ધિપ્રમાણે ધનુર્વિદ્યાદિકમાં ઉત્તમ થયાહતા.

દ્રોણાચાર્ય એક સમય સર્વ શિષ્યોને સાથે લઇ નદીપર સ્નાન કરવા ગયેલા, શિષ્યોએ સ્નાન કરી લીધા પછી પોતે સ્નાન કરવા જળમાં ઉતર્યા. તેમાં દૈવયોગે એવું બન્યું કે, તેના પગને મગરે પકડયો. તેપરથી તેણે સર્વને પોકારી કહ્યું કે, મને મગરથી સત્વર છોડાવો, તે સાંભળી સર્વ ગભરાઇ ગયા. શું કરવું તે કોઇને સૂઝયું નહિ; પરંતુ અર્જુને ન ગભરાતાં તત્કાળ એક બાણ છોડી મગરનો વધ કર્યો અને આચાર્યને મૂકાવ્યા. તેથી આચાર્યે અતિ પ્રસન્ન થઇ તેને બ્રહ્મશિર નામે અસ્ત્ર દીધું. પાંડવ કૌરવ ભણી રહ્યા, ત્યારે દ્રોણે સર્વ કુંવરોને કહ્યું કે, મને ગુરૂ દક્ષિણામાં તમે સૌ મળી દ્રુપદને બાંધી મારી પાસે આણો. તેપરથી સર્વ કુંવરો સૈન્ય લઇ દ્રુપદ સામે લડવાને ગયા, પણ દ્રુપદ મહાપરાક્રમી હતો, તેના મારથી સર્વ પાછા આવ્યા પછી એકલા અર્જુને તેની સાથે યુદ્ધ કર્યું. દ્રુપદને બાંધી દ્રોણાચાર્ય પાસે આણ્યો. તે પ્રસંગે આચાર્યે દ્રુપદને કહ્યું કે તું રાજા ને હું કંગાલ બ્રહ્મણ કેમ ? તારાં વચન સંભાર. પછી દ્રુપદે ક્ષમા માગી, ત્યારે

દ્રોણાચાર્ય તેને ભેટયા. અર્ધું રાજ્ય પોતે રાખી અર્ધું તેને પાછું આપ્યું. અને અભય વચન દઇ મુક્ત કર્યો. આચાર્યને અર્જુન ઉપર ઘણોજ પ્રેમ હતો. તેથી તેને એકાંતમાં તેડી જઇ બ્રહ્માસ્ત્રનો ઉપદેશ કર્યો અને તે યોગ્ય પ્રસંગે વાપરવાની સુચના કરી હતી.

દુર્યોધનને દ્રોણાચાર્યે પાંડવોને અર્ધું રાજ્ય આપવા કહ્યું કેઃ—ભીષ્મ અને હું અતિ વૃદ્ધ થયા છીએ. હવે તે સામે અમારાથી યુદ્ધમાં ટકાશે નહિ. માટે તું પાંડવોનો દ્વેષ ન કરતાં, તેનો વિભાગ તેને દે, નહિતો વ્યર્થ મરીશ. અશ્વત્થામા કરતાં પણ અર્જુનપર મારી અધિક પ્રીતિ છે. તેથી તે સામે યુદ્ધ કરવું મને ઠીક લાગતું નથી; ઇત્યાદિ કહીને પોતાના મનમાં વિચારવા લાગ્યા કે;—અહો ! દુષ્ટ દુર્યોધનને લઈ મારે પાંડવો સાથે યુદ્ધનો પ્રસંગ આવશે ! માટે ક્ષાત્ર કર્મને ધિક્કારછે ! દુર્યોધને કોઇનું માન્યું નહિ. યુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો. રાજ્ય આશ્રયથી પોતે વધેલા, માટે આ યુદ્ધમાં તેમને કૌરવ પક્ષમાં અશ્વત્થામા સાથે નિરૂપાયથી રહેવું પડયું હતું. જો કે મનથી તે પક્ષને ધિક્કારતા અને પાંડવનો જય ઇચ્છતા, તોપણ યુદ્ધ પ્રસંગમાં તેણે અસ્ત્ર શસ્ત્ર વાપરવામાં લગાર પણ કસર રાખી નહોતી. આ વખતે તેઓ એટલા વૃદ્ધ થઇ ગયા હતા કે, શરીર વાંકુ વળી ગયું હતું, પણ યુદ્ધમાં તરૂણની પેઠે ઉછળતા હતા. ભીષ્મે દશ દિવસ નાના પ્રકારની ચાતુરીથી મહા ભયંકર યુદ્ધ કર્યું. પછી પોતે પ્રથમ ધૃષ્ટદ્યુમ્ન સાથે યુદ્ધ કર્યું દુર્યોધને યુધિષ્ટિરને પકડી આપવાની પ્રાર્થના કરી. પણ અર્જુન અને કૃષ્ણે સાવધ રહી તેનું સંરક્ષણ કર્યું. તેથી દ્રોણનું કાંઇ વળ્યું નહિ. પછી અર્જુનને સામે આવતો ખસેડયો હતો, પણ ધૃતદ્યુમ્ને તેમનું સંરક્ષણ કરવાથી તેનો ઉપાય વ્યર્થ ગયો. દ્રોણાચાર્યે અતિશય કોપાયમાન થઇ પ્રતિજ્ઞા કરી કે, પાંડવ પક્ષમાંથી કોઇપણ એક મહાવીરને મારીશ, એમ કહી તેણે બીજે દીવસે એક વ્યૂહ રચ્યો, તેમાં અભિમન્યુ સપડાઇ મરણ પામ્યો. અભિમન્યુ મરાણાથી અર્જુને જયદ્રથવધની પ્રતિજ્ઞા કરી. તેપરથી દ્રોણાચાર્યે બીજે દિવસે અત્યંત ભયંકર એવાં એકાએક ક્રૌંચ–શકટ–પદ્મ–શુચિમુખ એવાં વ્યૂહ રચ્યાં. તોપણ અર્જુને તેમાંથી જયદ્રથને માર્યો હતો. જયદ્રથ મરાણાથી દુર્યોધનને અનિવાર દુઃખ થયું. તે દુઃખથી તેણે દ્રોણાચાર્યને કહ્યું કે;–આપ બરાબર લક્ષ આપી યુદ્ધ કરતા નથી.

દ્રોણાચાર્યને દુર્યોધનના વચનથી અનિવાર ક્રોધ ચડતાં. એવી પ્રતિજ્ઞા કરી કે;–આજે સૂર્યાસ્ત થશે; તોપણ હું શરીરપરથી કવચજ કહાડનાર નથી. રાત્રે દિવા કરીને પણ યુદ્ધ કરીશ, તેમાં જે થવાનું હશે તે થશે. આ સમાચાર પાંડવોને થતાંજ તેમણે દીપક–મશાલની તૈયારી કરી.

દ્રોણાચાર્યે સામા પક્ષના મોટા મોટા યોદ્ધાઓને બહુ હંફાવ્યા, બંને પક્ષના વીરોને આ દિવસે ઘણો શ્રમ લેવો પડયો હતો. માત્ર એક અર્જુનના બાણુથીજ દ્રોણને કોઇ કોઇવાર મૂર્છામાં રથ ધ્વજ ઉપર ટેકવું પડતું હતું. ઇર્ષાથી સર્વેએ રાત્રીએ સારૂં યુદ્ધ કર્યું. પ્રાતઃકાળ થતાં કેટલાક વીરોને એટલી તો નિંદ્રા વ્યાપી કે, આ યુદ્ધ કયાં થાય છે, તેનું તેમને ભાન નહિ રહેતાં, કોઇ ઘોડાપર તો કોઇ નીચે એમ જેને જે સ્થળ મળ્યું ત્યાં તે નિદ્રીત થવા લાગ્યા. જ્યારે પાંચમે દિવસે બપોરે પાંડવો દ્રોણાચાર્યના મારાથી ઘણા ગભરાયા. ત્યારે **કૃષ્ણે ભીમની** પાસે કૈરવ સૈયન્માંહેનો **ઇંદ્રવર્મા** રાજાનો અશ્વત્થામા નામે નામાંકિત હાથી મરાવ્યો. અને અશ્વત્થામા પડયો. એવી બૂમ ચલાવી. જયનાં વાદ્ય વગડાવ્યાં. મારો પુત્ર ચિરંજીવી છે તે કેમ મરે ? તેની ખાત્રી કરી લેવા દ્રોણાચાર્ય સત્યવક્તા યુધિષ્ઠર પાસે આવ્યા અને પૂછયું, તો રણ વાદ્યની ગર્જનામાં ધર્મના મુખમાંથી " હત " માર્યો એવું સાંભળ્યું. સાંભળતાંજ તરત રથ પરથી ખસી પાછા વળ્યા. ક્રોધમાં આવી બ્રહ્માસ્ત્ર મૂકી ભારે હાનિ કરી; ચારે તરફ ત્રાસ વ્યાપિ ગયો. એટલામાં તેના પિતા **ભારદ્વાજ** ઋષિ સાથે સપ્ત ઋષિએ આવી કહ્યું કે, તેં અધર્મ બહુ કર્યો. તું વેદ,વેદાંગાદિ પારંગત બ્રાહ્મણ છું, તારે યુદ્ધ કરવું યોગ્ય નથી, પણ થયું તે થયું. હવે તારો કાળ પાસે આવ્યો છે. માટે તું યુદ્ધ કરવું છોડી શાશ્વત માર્ગને અવલંબન કર. તે ઉપરથી દ્રોણાચાર્યે જીવિત વિષે નિરાશ થઇ શસ્ત્ર ભૂમિપર મૂકી દીધાં હતા. તરત દઢ આસન વાળી પાંડવોનો જય થાઓ ! એટલું બોલી યોગ સાધનથી પ્રાણોત્ક્રમણ કરી સમાધિ ચઢાવી દીધી. મસ્તકમાંથી મહા તેજ નીકળ્યું તે સૂર્યમાં જઈ મળ્યું. ( આ ચમત્કાર કૃષ્ણ, અર્જુન ધર્મ, કૃપ અને સંજય પાંચજણે જોયો હતો. પછી ધ્રષ્ટદ્યુમ્ને જઇ ખડગથી તેનું શીર ઉડાવ્યું.

દ્રોણાચાર્ય સ્વભાવે ક્રોધી, કદે લાંબા, પોળા, રંગે સ્યામ અને વૃદ્ધાવસ્થાથી વાંકા વળેલા હતા. માથે ધોળા કેશ થયા હતા, તોપણ સોળ વર્ષના યુવાનની પેઠે યુદ્ધમાં ઘુમતા હતા. તે વેદ શાસ્ત્ર પારંગત, બ્રહ્મ વિદ્યા અને ક્ષાત્ર વિદ્યામાં નિપુણ, હિંમતવાન, સર્વ મંત્ર શાસ્ત્રના જાણનારા, શસ્ત્ર અસ્ત્ર વાપરવામાં નિપુણ અને **ત્રિકાળજ્ઞાની** હતા. પ્રાતઃકાળમાં સ્નાન કર્યા પછી પ્રાતઃસંધ્યા કરતા. અગ્નૌપાસન કર્યા સિવાય તે યુદ્ધ કરવા જતા નહિ; એવા કર્મ કાંડમા નિયમ વાળા હતા. તેના રથપર કૃષ્ણાજિન, કમંડલુ, અને વેદી એ ચિન્હના ધ્વજ હતા. દ્રોણાચાર્ય ચાર દિવસ અને એક અહોરાત્ર યુદ્ધ કરી મરણ પામ્યા. તે વેળાએ તેનું વય ૪૦૦ વર્ષનું હતું.

( ભારત. દ્રોણ. પ. અ. ૧૯૫ શ્લો. ૭૩) એ રાજ પુરોહિત, શિક્ષક, કૌરવ સભામાં એક મહાન્ વિદ્વાન મંત્રિ અને કૌરવ સૈન્યના સેનાપતિ હતા. તે કદી કૌરવોના લૂણ હરામી થયા નથી; નીતિવાન અને પાંડવોનો જય ઇચ્છતા હતા. એ રીતે તે મહાપુરૂષ પોતાના સ્વપરાક્રમ વડે મહત્ત્વ કાર્યો કરી આ પૃથ્વીપર અમર કીર્ત્તિ રાખી ગયા છે. ધન્ય છે તેમના જેવા મહર્ષિને ! ! !

---

## યોગશાસ્ત્રપ્રણેતા.
## પતંજલિ.

યોગશાસ્ત્રના કર્ત્તા મહાત્મા પતંજલી મહર્ષિ અંગિરાના પુત્ર થાય. તેઓ ઇલાવૃતમાં રહેતા હતા. અને ગોનર્દ દેશમાં એચ નામની નદીને કાંઠે તપ કરતા હતા. એવું કહેવાય છે કે, કોઇ બ્રાહ્મણની અંજળીથી તેમનું પતન થયું હતું. તે પરથી **પતંજલિ** નામ પડયું હતું. તેઓ શોધક બુદ્ધિના, વિદ્વાન, તત્વજ્ઞ, અને ઉત્સાહી હતા. તેમની સ્ત્રીનું નામ **લોલુપા** હતું. તે સુમેરૂ પર્વતની ઉત્તરે વડની ગુફામાં સંતાઇ બેઠી હતી. તે કોઇ ખાનદાન કુળની દુઃખની મારેલી ભાગી છૂટેલી બાળા હતી. પતંજલિ ઋષિ તે પોતાને યોગ્ય જોઇ, તેની સાથે વાતચિત કરી પરણ્યા હતા. **લોલુપા** ઘણીજ ચંચળ બુદ્ધિની હતી ઋષિ તેને જેજે શિખવતા, તે તે એ તુરત મૂખ પાઠે કરી લેતી હતી. તે ગાયન તથા વાદ્યમાં ઘણીજ પ્રવિણ થઇ હતી. તેના વડે તે પોતાના પતિને વખતો વખત રંજન કરતી હતી. ઇશ્વરભજન કરવા ઋષિસમાજ મળતો, ત્યારે આ દંપતિ ગાતાં હતાં.

પતંજલિ મહાનયોગી પુરૂષ હતા. તેમણે વિક્ષેપરૂપી અંતઃકરણનો જે મળ તેના નાશ સારૂ યોગસૂત્ર કર્યાં છે. તે યોગશાસ્ત્રને " **પાતંજળ યોગ** " અથવા " **સેશ્વરસાંખ્ય** " કહે છે. હિંદુઓના **ષડ્દર્શન** ? માંનું આ **યોગદર્શન** પણ એક છે. મહાત્મામુનિ **કપિલ** કૃત **સાંખ્યદર્શન** અને આ પતંજલિ ઋષિ કૃત યોગ દર્શનમાં ઘણો તફાવત ન હોવાથી તે બંનેને સાંખ્યશાસ્ત્ર અથવા યોગશાસ્ત્ર કહે છે. કપિલ મુનિએ પોતાના સાંખ્યદર્શનમાં એવું જણાવ્યું છે કે;—" જડ અને ચેતન એવી બેજ વસ્તુ છે. અને તે બંનેથી સૃષ્ટિ પ્રવાહ ચાલે છે. સૃષ્ટિનો કોઇ કર્ત્તા

નથી. ” ઇત્યાદિ જણાવેલું છે. તેથી તેમણે રચેલા સાંખ્યશાસ્ત્રને નિ-રીશ્વરસાંખ્ય અથવા યોગશાસ્ત્ર કહે છે.

પતંજલિ ઋષિએ પોતાના ગ્રંથમાં ઇશ્વરનું પ્રતિપાદન કર્યું છે. તેથી તેને સેશ્વરસાંખ્ય અથવા યોગદર્શન* કહે છે. કપિલ મુનિએ જે તત્ત્વ વિચાર કર્યો છે. તેને પતંજલિએ સ્વીકાર્યો છે. પુરૂષની મુક્તિ માટે ખરો માર્ગ કીયો છે? તેનીજ તેમણે શોધ કરી છે. તેમણે પોતાની પૂર્વના કે પોતાના સમયના જે જે આચાર્યો થઈ ગયેલા, તેમના વિચારોનો સંગ્રહ કરી—“ યોગાનુશાસન ” નામનો ગ્રંથ કરેલો છે.

મહર્ષિ પતંજલિએ કપિલ મુનિના સાંખ્યશાસ્ત્રમાં કહેલાં પચીશ તત્ત્વ તેમણે માન્ય રાખ્યાં છે, પણ પુરૂષ જે નિરંતર પ્રકૃતિમાં બંધાઇ ગયો છે, તેને શુદ્ધ માર્ગ પ્રાપ્ત થઈ મોક્ષ થાય તે સંભવતું નથી; એમ માનીને પુરૂષને મોક્ષ બુદ્ધિ આપનાર પરમ જ્ઞાનવાન, નિત્ય અને શુદ્ધ, એવા એક ઇશ્વરની જરૂર સ્વીકારી છે. તેથી તેણે ઇશ્વર સહિત છવીશ તત્ત્વ માન્યાં છે. કપિલે જે વિચાર બાહ્ય સૃષ્ટિની રચના વિષે ચલાવ્યો છે, તેનેજ પતંજલિયે વિસ્તારીને અંતર સૃષ્ટિની શોધમાં કામે લગાડ્યો છે. મોક્ષ ઇશ્વર કૃપાથી થાય છે અને તે મેળવવાને માટે પુરૂષને યોગ કરવાની જરૂર છે.

યોગશાસ્ત્રનાં ચાર પાદ છે. **પ્રથમપાદમાં**—ચિત્તવૃત્તિનો નિરોધ કરી સમાધિ પર્યંતનો વિચાર બતાવી તેનાં સાધન કહ્યાં છે. તેને સિદ્ધ-પાદ કહે છે. **બીજાપાદમાં**--વિક્ષેપ ચિત્તવૃત્તિને સ્થિર કરવા માટે ક્રિયા, યોગાદિ બહિરંગ--સમાધિના આઠ સાધનરૂપી અંગ કહ્યાં છે, તેને ક્રિયાપાદ કહે છે. **ત્રીજાપાદમાં**--ધારણા, ધ્યાન, સમાધિ એ અંતરંગ સાધન--યોગીની વિભૂતિ કહી છે, તેને વિભૂતિપાદ કહે છે. અને ચોથા

---

* દર્શનો ૭ છે.—કપિલનું સાંખ્યદર્શન;—પતંજલિનુ યોગદ-ર્શન;--ગૌતમનું ન્યાય દર્શન;--કણાદનું વૈશેષિક;—જૈમિનીનું પૂર્વમીમાંસા;--અને વ્યાસનું ઉત્તર મીમાંસા.--કપિલ અને પતંજલિના દર્શનોમાં ઘણો તફાવત ન હોવાથી તે બંનેને સાંખ્ય અથવા યોગશાસ્ત્ર કહે છે.—તેજ પ્રમાણે ગૌતમ અને કણાદનાં દર્શનોને ન્યાય અથવા તર્કશાસ્ત્ર કહે છે.—તથા વ્યાસ અને જૈમિનીનાં દર્શનોને મીમાંસા અથવા વેદાંત શાસ્ત્ર કહે છે. આ ૭ મળીને વૈદિક “ ષડ્દર્શનો ” કહેવાય છે.

આ સિવાય ચાર્વાક અને સૌત્રાંતિકા, યોગાચાર, માધ્યમિક, વૈભાષિક, બૌદ્ધ, અને કેવલિમત, એ ૭ મળીને વેદ બાહ્ય ષડ્ દર્શન કહેવાય છે.

**પાદમાં**--સિદ્ધિ આદિ સહિત પરમ મોક્ષનો નિષ્કર્ષ--યોગનું ફળ જે મોક્ષ તેને ફળપાદ કહે છે. એ સિવાય યોગશાસ્ત્રના મુખ્ય બે હેતુ છે. તે હેતુ એ છે કે;--કોઈ પણ સૃષ્ટિ જન્ય શુભ કાર્ય કરવા સારૂ તથા યોગકળાની દૃઢતા કરવા સારૂ અરણ્યાદિક નિવૃત્તિ સ્થાનમાં જવાની અગત્ય તથા **બીજો**--હેતુ એ છે--જે અતિ દુર્ઘટ વ્યાધિ જે ઔષધાદિક ઉપચારથી અસાધ્ય હોય, તેના નિવારણ સારૂ શરીરના કેટલાએક અવયવોને યોગ વિદ્યાના આસનાદિક પ્રયોગથી ઘટીત ઉપયોગ કરવો, તેથી રોગ સારા થાય છે. યોગ વિદ્યાના ગ્રંથમાં આસન ઘણાં પ્રકારનાં કહ્યાં છે. અને અતિ ઉપયોગી લક્ષણ પણ દર્શાવેલાં છે.

આ સિવાય આ મહાત્મા પુરૂષે શરીરના રોગરૂપી મળ કાઢવા સારૂ **ચિકિત્સા** નામે વૈદ્યકનો ગ્રંથ પણ કર્યો છે. અને અશુદ્ધ શબ્દના ઉચ્ચારણ રૂપી જે વાણીનો મળ તેના નાશ સારૂં પાણિનિય વ્યાકરણ ઉપર મહાભાષ્ય કરેલું છે. તે સર્વ કાર્યમાં તેની સ્ત્રી મોટી સહાયક હતી.

આ ભાષ્યકાર પતંજલિ ક્યારે થયા તે વિષે ઉપરની વાતપરથી વિચાર કરતાં જણાય છે કે;-પ્રથમ એના ભાષ્ય આધારે ભર્તૃહરિએ કારીકા લખ્યા. માટે પતંજલિ ભર્તૃહરિના પહેલાં થયા છે એવું સિદ્ધ થાય છે. પતંજલિએ પોતાના ભાષ્યમાં એક ઠેકાણે "સભારાજ મનુષ્ય પૂર્વા" એવું વચન લખ્યું છે. તે ઉપર ચંદ્રગુપ્ત સભા એવી વ્યાખ્યા આપી છે, માટે ચંદ્રગુપ્તની પાછળ એ થયેલા છે. તેમજ પતંજલિ કૃષ્ણ દ્વૈપાયન વ્યાસના પણ પહેલાં થઇ ગયેલા છે, એવું વ્યાસે ઉત્તર મીમાંસાસૂત્રમાં એના યોગસૂત્રનું એક ઠેકાણે ખંડન કરેલું દેખાય છે.તે ઉપરથી તેમને થઇ ગયાને આશરે ૪૦૦૦ ચાર હજાર ઉપર વર્ષ થઇ ગયાં છે.

આ મહાત્માના યોગનો અનુભવ મુમુક્ષુ જનો, યોગીઓઆદિ લે છે.

યોગવિદ્યામાં મુખ્ય ગ્રંથ--**યોગસૂત્ર,રાજયોગ,હઠ્ઠપ્રદીપીકા, અષ્ટાંગયોગ,આચારપદ્ધતિ, ખેચરી વિદ્યા, ગોરક્ષશતક, યોગ તત્વ,યોગ તારાવલી, યોગ પ્રવેશવિધિ, પાતાંજલ યોગસૂત્ર,** ભાષ્ય અને **યોગશિક્ષા** ઇત્યાદી મળી ૪૦ ઉપર ગ્રંથ છે. એ સઘળા મુમુક્ષુ જનોને ઘણા મનન કરવા યોગ્ય છે. આજકાલ મોક્ષ માટે આત્મજ્ઞાન, યોગ આદિ સાધનો સંપાદન કરવા ઉપર લોકોની રૂચિ પ્રતિદિન વધતી જાય છે, એ ઘણા હર્ષની વાત છે. ઇશ્વર ! સકળ પ્રજા જનને સદ્બુદ્ધિ પ્રેર ! અને સત્યધર્મ ગૃહણ કરવા યત્નવાન કર એવી પ્રાર્થના છે.

---



# પ્રકરણ ૪ થું.

## મહાનનૃપતિઓ.

### પુરૂરવા.



ચંદ્રવંશી રાજાઓના મૂળ પુરૂષ ધર્મવીર મહારાજા પુરૂરવાએ ચંદ્ર*નો પૌત્ર અને બુદ્ધનો પુત્ર થાય. સૂર્યવંશી રાજાઓના મૂળ પુરૂષ ઈક્ષ્વાકુની બ્હેન ઈલા જે બુદ્ધની સાથે પરણાવી હતી, તેનાથી બુદ્ધને આ પુરૂરવા પુત્ર થયો હતો. તેનો જન્મ સત્યયુગમાં થયો હતો. તેણે પ્રયાગ-પ્રતિષ્ઠાનપુર નગર વસાવી ત્યાં ચંદ્રવંશની પ્રથમ ગાદી સ્થાપી હતી. આ રાજા પરમ ધાર્મિક, શૂરો, અને ધનુર્વિદ્યામાં ઘણો કુશળ હતો. તેણે પોતાની પ્રજાનું ઘણી સારી રીતે પાલન કરી સર્વનો પ્યાર મેળવ્યો હતો. તેણે દક્ષિણાવાળા ઘણા યજ્ઞો કર્યા હતા. તેમજ બીજાં અનેક દાનો કર્યાં હતાં. તેથી તે દાનવીર રાજા ગણાતો હતો. તેણે પોતાના અતુલ પરાક્રમવડે ઘણાક અધર્મિ દૈત્યોને મારી નાંખી જનમંડળને તેમની પીડામાંથી મુક્ત કર્યું હતું. તેથી તેની કીર્ત્તિ દેશેદેશ ગવાતી હતી. તે રાજા પરમ વૈષ્ણવ ભક્ત હતો. તેણે પોતાની પ્રજાને વિદ્યા તથા હુન્નરની કેળવણી આપવા માટે ઘણો પ્રયાસ કર્યો હતો. તેથી દેશમાં વિદ્યા અને હુન્નર કળાનો વધારો થતાં સમૃદ્ધિનો વધારો પણ સારો થયો હતો. તેના રાજ્યમાં કોઇના ઉપર જુલમ ગુજરતો નહિ. કોઇ કોઇનું હરણ કરવામાં પ્રવૃત્ત થતા નહિ. તેમ પ્રાણ જાય તો પણ કોઇ જુઠું બોલતા નહિ. ઠગાઇ, દ્વેષ કે વિશ્વાસઘાત કોઈ કરતું નહિ. એ રીતે તેના રાજ્યમાં સર્વત્ર સદાચાર અને શાન્તિ પ્રસરી રહી હતી.

---

* દક્ષ પ્રજાપતિમાંના અત્રિ પ્રજાપતિનો પુત્ર ચંદ્ર.

મહારાજા પુરૂરવાને ઇંદ્ર રાજાની સાથે પરમ સ્નેહ હતો. તેઓ અરસપરસ એક બીજાના કાર્યમાં મદદ કરતા હતા. જ્યારે ઇંદ્ર રાજા અસુરોની સાથે મોટા સંગ્રામમાં ઉતરતા, ત્યારે વિશેષ સહાયતાની આશાથી તેઓ મહારાજા પુરૂરવાને સન્માન પૂર્વક બોલાવતા અને સર્વ સૈન્યના તેમને સેનાપતિ કરતા. તેમના ભારે પરાક્રમથી ત્રાસ પામી દૈત્ય તથા દાનવો નાશી જતા હતા, એવો તેમના બળનો પ્રભાવ હતો.

મહારાજા પુરૂરવાએ **ઉર્વશી** નામે એક અપ્સરાની સાથે લગ્ન કર્યું હતું. એ ઉર્વશીની ઉત્પત્તિ વિષે જણાવેલું છે કે;–"પૂર્વે **નરનારાયણ** ઋષિ બદ્રિકાશ્રમમાં તપશ્ચર્યા કરતા હતા. તેમને છળવા માટે ઇંદ્ર રાજાએ **રંભા અને મેનકા** નામે અપ્સરાઓ મોકલી હતી. પણ તેમનાથી તે મહાત્મા ફસાય એવા નહોતા. તેમણે પોતાના તપ પ્રભાવથી ઇંદ્રનું માન ખંડન કરવા પોતાની જાંઘ ઉપર ફુલ મૂકી તેમાંથી એક અતિ સુંદર સ્ત્રી ઉત્પન્ન કરી હતી, તે ઉર્વશી નામથી પ્રસિદ્ધ થયેલી છે." તે ને નરનારાયણ ઋષિએ ઇંદ્રને સ્વાધિન કરી હતી. આ ઉર્વશી એક વખતે **કેશી** નામે દૈત્યના હાથમાં સપડાઇ હતી. તેમાંથી તેને પુરૂરવા રાજાએ છોડાવી હતી. તે પ્રસંગે બંનેનું મળવું થતાં તેમણે એક બીજાનું મનહરણ કરી લીધું હતું. ઉર્વશીએ ઉપકારના બદલામાં મહારાજા પુરૂરવાને પોતાના મન પ્રાણ અર્પણ કર્યા હતા, અને પછી બંનેએ શાસ્ત્રવિધિએ લગ્ન કર્યાં હતાં.

પુરૂરવા રાજા એક વખતે ઉર્વશી સાથે કૈલાશ શિખરપરના ગંધમાદન–નંદન વનમાં વિહાર કરવા ગયો હતો. ત્યાં મંદાકિની નદીના કિનારા ઉપર એક વિદ્યાધર કુમારિકા રેતીનો પર્વત બનાવી રમતી હતી. રાજા તેનું અલૌકિક રૂપ જોઇ આશ્ચર્ય પામ્યો અને તેના તરફ એકાગ્ર ચિત્તથી ક્ષણકાળ સંતુષ્ટ દૃષ્ટિએ જોઇ રહ્યો. આથી ઉર્વશી રાજાના ઉપર ઘણી ગુસ્સે થઇ અને છેવટે તેને છોડી ક્યાંએ જતી રહી. ઉર્વશીના વિયોગથી રાજાને ઘણું દુઃખ થવા લાગ્યું, તે ઘેલાની પેઠે વનમાં આમતેમ ફરતો તેની શોધ કરવા લાગ્યો. એવામાં તેને **સંગમમણિ** જડયો. કહે છે કે એ મણિના પ્રભાવથી તેને તુરત ઉર્વશીનો મેળાપ થયો હતો. રાજાએ ઉર્વશીને મળીને સંગમમણિ તેના લલાટે બાંધ્યો હતો. ત્યાંથી પુરૂરવા રાજા ઉર્વશીને લેઇ પોતાની રાજધાનીમાં આવ્યો અને ન્યાયથી રાજ્ય ચલાવવા લાગ્યો હતો.

પુરૂરવા રાજાને ત્યાર પછી એક પુત્ર રત્નની પ્રાપ્તી થઇ હતી. પરંતુ

ઉર્વશીએ પોતાને એ પુત્ર થયાની જાણુ કેટલીક મુદ્દત સુધી રાજાને પડવા દીધી નહોતી. તેનું કારણુ એવું કહેવાય છે કે;—જ્યારે કેશી દૈત્યના હાથમાંથી ઉર્વશી ને પુરૂરવા રાજાએ છોડાવી, ત્યારે રાજાને વરવાની ઉર્વશીને ભારે ઉત્કંઠા થઇ હતી. પરંતુ એવામાં ઇંદ્ર રાજાની આજ્ઞાથી ઉર્વશીને તેની સખી ચિત્રલેખા સાથે દેવસભામાં ભરત મુનિકૃત "લક્ષ્મી સ્વયંવરાખ્યાન" નાટક ભજવી બતાવવા સારૂ જવું પડયું. મેનકાએ વારૂણીનો, અને ઉર્વશીએ લક્ષ્મીનો વેષ ધારણુ કર્યો હતો. સંગીત ધર્માનુસારે મેનકાએ લક્ષ્મીનો વેષ ધારિણી ઉર્વશીને પૂછ્યું કે;—સુંદરી! આ ત્રિલોકમાંના સઘળા પુરૂષોમાં તમે કિયા પુરૂષનો અભિલાષ રાખો છો? ઉર્વશી તે વેળાએ પુરૂરવા રાજાના વિચારમાં એકી વેળા શૂન્ય હૃદયા જેવી થઇ હતી. ઉપાખ્યાનના ધર્માનુસારે ઉત્તરમાં તેણે પુરૂષોત્તમનું નામ કહેવું જોઇતું હતું, પણ તેમ નહિ કહેતાં માનસિક ધર્માનુસારે પુરૂરવાનું નામ તેનાથી દેવાઇ ગયું. આવી રીતે ઉર્વશીનું આ સંગીત ક્રિયા વિરૂદ્ધનું વાકય સાંભળી મહર્ષિ ભરતે ગુસ્સે થઈ કહ્યું કે;—તેં મારો ઉપદેશ ભંગ કર્યો છે.તેથી તને શાપ દઉં છું કે;—"તને દિવ્યજ્ઞાન રહેશે નહિ." એ સાંભળી ઉર્વશીએ નીચું માથું ઘાલ્યું. ઇંદ્ર રાજાએ ઉર્વશીને શરમાઇ ગયેલી જોઇ કહ્યું કે;—'તું જેને વધારે ચાહે છે, તેણે અમારા ઉપર ઘણા ઉપકાર કરેલા છે. માટે મારા અભિપ્રાય અનુસારે તારાથી ઉત્પન્ન થયેલા પુત્રનું જ્યાં સુધી રાજા દર્શન ન કરે, ત્યાં સુધી તારે રાજાની સેવામાં રહેવું; પછી તું તારા પ્રભાવવાળી થઇને અહીં આવજે.' આવા કારણથી ઉર્વશીએ પોતાને થયેલા પુત્રની જાણુ રાજાને થવા દીધી નહોતી;

પુરૂરવા પોતાને પુત્ર છે એવું જાણતો નહોતો. ઉર્વશીએ પોતાના પુત્રને મહાત્મા ચ્યવન (ભૃગુઋષિના પુત્ર) ઋષિના આશ્રમમાં રહેતી સત્યવતી નામે એક તપસ્વીનિની સંભાળ હેઠળ મૂકયો હતો. તે યોગ્ય વયનો થતાં તેને ચ્યવન ઋષિએ સર્વ શાસ્ત્રોમાં તથા ધનુર્વિદ્યામાં પ્રવિણ કર્યો હતો. તે પછી ઋષિની આજ્ઞાથી સત્યવતી તે રાજકુમારને લેઇ તેના માતા પિતા પાસે ગઇ હતી. ઉર્વશી વગેરેના કહેવાથી રાજા પોતાના પુત્રને ઓળખી ઘણું હર્ષ પામ્યો હતો. પુત્રને જોયાથી ઉર્વશીના મનમાં પણ હર્ષ તો હતો, પરંતુ હવે તેને થયેલા શાપ મુજબ પુત્રનું મુખ રાજાએ જોયાથી પોતાને રાજાનો વિયોગ થશે, એવું જાણી ઘણી શોકાતુર થઇ પડી હતી. રાજા પણ એ વાત જાણી ઘણો શોકાતુર થયો. પ્યારી પત્નીના વિયોગની વાત સાંભળી તેઓ રાજપાટ તજી દેઇ વનમાં તપશ્ચર્યા કરવા

મારે જવા તૈયાર થયો. એટલામાં મહાત્મા નારદ ઋષિએ આવી ખબર આપ્યા કે;—' થોડા દિવસમાં અસુરો સાથેની લડાઇમાં તમારે જવું પડશે. માટે તમે હથિયાર છોડશો નહિ. હવેથી ઉર્વશી આખા જન્મારાને માટે તમારીજ સહધર્મિણી થઇ રહેશે.' નારદ ઋષિનાં એ વચન સાંભળી સર્વને અતિ હર્ષ થયો. આખા નગરમાં આનંદ ઉત્સવ અને જય, જયકારનો ધ્વની થઈ રહ્યો હતો.

પુરૂરવા રાજાએ દીર્ઘકાળ સુધી ન્યાય, નીતિ અને ધર્મથી રાજ્ય કર્યું. ઉર્વશીથી તેને **આયુ, શ્રુતાયુ, સત્યાયુ, રય, વિજય** અને **જય** છ પુત્રો થયા હતા જેમનાથી ચંદ્રવંશની શાખા વિસ્તાર પામી છે. આ પ્રતાપી મહારાજા પોતાની વૃદ્ધાવસ્થા થવાથી પુત્રને રાજ્ય સોંપી તપોવનમાં તપશ્ચર્યા કરવા ગયા હતા. ત્યાં ફળફુલ, અને કંદમૂળ ખાઇ નિરંતર ઇશ્વર ધ્યાન કરી પરમ પદને પામ્યા અને પાછળ દૃષ્ટાંત રૂપ અક્ષય કીર્તિ રાખી ગયા છે. ધન્ય છે તેમને!!!

---

## ધ્રુવ.



**આ** પ્રસિદ્ધ મહાન્ પુરૂષ સ્વયંભૂ મનુના પૌત્ર અને **ઊતાનપાદનો** પુત્ર. ઊતાનપાદ ચક્રવર્તી રાજા હતો. તેમને **સુનીતિ** અને **સુરૂચિ** નામે બે સ્ત્રીઓ હતી. સુનીતિનો **ધ્રુવ** અને સુરૂચિને **ઉત્તમ** એ બે પુત્રો હતા. રાજાને સુરૂચિ બહુ પ્રિય હતી. ધ્રુવની માતા સુનીતિપર રાજાની પ્રીતિ નહોતી. તેથી તે અણમાનેતી ગણાતી હતી.

ધ્રુવ પાંચ વર્ષનો બાળક હતો, પણ તે મહા તેજસ્વી, શૂરવીર, દયાળુ શાંત, અને ખંતિલો આદિ સદ્‌ગુણ સંપન્ન હતો. ક્ષત્રિયપણાનાં તમામ શુભ લક્ષણો તેનામાં જોવામાં આવતાં હતાં, પણ માનેતી સુરિચના પુત્રપર જેટલી રાજાને પ્રીતિ હતી, તેટલી ધ્રુવપર નહોતી. એક દિવસે રાજા કચેરીમાં બેઠો હતો, સર્વ સભાસજનો આનંદ ઉછરંગમાં ગુલતાન હતા. રાજા સુરૂચિના પુત્ર ઉત્તમને ઉછરંગે ખોળામાં બેસાડી લાડ લડાવતો હતો. તેવામાં ધ્રુવ આવ્યો, તેણે ઉત્તમને પિતાના ખોળામાં બેઠેલો દીઠો. તે જોઇ પોતાને પણ પિતાના ખોળામાં બેસવાની ઇચ્છા થતાં ઉછરંગે બેસવા ગયો પણ રાજાએ તેને અભિનન્દન આપ્યું નહિ. તે જોઇ અતિ ગર્વીતા સુરૂચિ બોલી કે—" હે વત્સ! તને સુખ કયાંથી! તું રાજકુમાર છે, પણ અભાગણિનો પુત્ર છે, તેં મારી કુખે અવતાર લીધો નથી. માટે તું નૃપતિના

આસનપર બેસવાને યોગ્ય નથી. તને બાળકને સમજણ નથી. તેથી તને આ દુર્લભ મનોરથ થયો છે. જો તારે પિતાના ખોળામાં બેસવાની ઇચ્છા હોય, તો તપ કરીને આ તારા દેહને તજી દઇ મારે પેટ અવતાર લે, તો તને રાજ આપીશ." ઇત્યાદિ માતાની શોકનાં એવાં કટુવચનથી ધ્રુવનું હૃદય વિંધાઇ ગયું. મૂખનો રંગ ઉતરી ગયો. માનભંગથી નિશ્વાસ મૂકતો રોતો રોતો માતા પાસે આવ્યો.

ધ્રુવને રોતો જોઇ માતાએ તેને છાતી સરસો ચાંપ્યો. કોઇ અંતઃપુર જનના મુખથી શોકનાં કઠોર વાકયો સાંભળી પીડા પામી ગદ્‌ગદિત થઇ, વિલાપ કરતી કહેવા લાગી કે—"હે તાત! મનમાં દુઃખ લગાડીશ નહિ, તેણે પુણ્ય કર્યાં હશે, ત્યારેજ એ પૂર્ણ સુખ ભોગવે છે. વહાલા! આપ- ણને સુખ કયાંથી! આપણે પૂર્વે નિયમ, ધર્મ, કશા પાળ્યા નહિ હોય, સાધુ સંત અને બ્રાહ્મણોને સંતોષ્યા નહી હોય, દાન, પુણ્ય કર્યાં નહિ હોય, જ્યાં આપણાં ઓછાં કર્મ, ત્યાં રાજાનું માન કયાંથી હોય! આપણે દત્ત વગર કયાંથી ફળ પામીએ! એ અપરમાતાએ જે કહ્યું છે તે ખોટું નથી તારા દુઃખનું છેદન કરવા ઇશ્વર વિના બીજું કોઇ સમર્થ હું જોતા નથી. પુત્ર! રાજ્યની ઇચ્છા હોય તો વનમાં જઇ તપ કર, તપ કરવાથી બ્રહ્મા પદ્માસન પામ્યા; તપ, તીર્થ વ્રત આદિ કરવાથી નારદજીનો ભાગ્યોદય થયો. માટે તપ કરી ઇશ્વર પ્રસન્ન કરીએ તો અભાગિયાં મટીએ." ઇત્યાદિ માતાનાં વચન સાંભળી ધ્રુવે કહ્યું;—માતા! હું તમારો પુત્ર છું, તમને અભાગણિ મટાડીશ, હું સુખને નહિ સંભારતાં તરત વનમાં જઇશ ઇશ્વરે જે દેહ આપ્યો છે, તેનાથી સુકૃત્ય કરવું જોઇએ. સુખને સંભારતાં દુઃખ થાય છે, પ્રભુ મને દર્શન આપી દુઃખ કાપશે, તોજ પાછો આવીશ, નહિ તો વનમાંજ તપ કરતાં મારા પ્રાણ તજી દઇશ.

"પ્રાણ તજીશ!" આ સાંભળી માતાએ શોકાતુર થઇ કહ્યું;—કુમાર! મને રાજાએ તજી છે અને તું પણ તજીને જશે! ટોળા વછુટી મૃગલી જેમ રહી શકતી નથી; તેમ હું તારા વિના એકલી રહી શકીશ નહિ. પુત્ર! જળ વિનાની માછલી જેમ તરફડીને મરણ પામે છે, તેમ હું તારા વિના તરફડી પ્રાણ તજી દઇશ. માટે તું ઘર આગળ તપ કર, વન- માં જવાની જરૂર નથી. ઇત્યાદિ માતાનાં વચનો સાંભળી ધ્રુવે કહ્યું;-મા! શોક ન કર, હવે દુઃખનો અંત આવ્યો સમજ, ઘેર બેઠાં તપ થઇ શકે નહિ, અહીં અનેક પ્રકારનાં વિઘ્નો પડે, મનમાં મોહ ઉત્પન્ન થાય, તેથી પ્રભુને પામીએ નહિ, કાયા દમી તપ કરતાં પ્રભુ મળશે, મને આશિષ

આપો, હું વનમાં જઇને વહેલો આવીશ. કરૂણાકર પ્રભુ દયા કરી આપણી આશા પૂર્ણ કરશે.

ધ્રુવે એ પ્રમાણે કહી માતાની આજ્ઞા મેળવી. પાંચ વર્ષની વયે તપ કરવા માટે વનમાં જવા નગર બહાર નીકળ્યો. અરણ્યમાં આગળ જતાં નારદમુનિ મળ્યાં. તેમણે તેમની સર્વ હકીકત જાણી લીધી, પાછા વળવાને સમજાવતાં નારદે કહ્યું કે;—"તારે માન અપમાન ગણવું યોગ્ય નથી. આ સંસારમાં નિજ કર્મ વડેજ સુખ દુઃખ મળે છે. તું જે ઇચ્છે છે તે બહુ કઠિન છે. સુખ દુઃખમાં—સુખ હોય ત્યારે પુણ્યનો ક્ષય થાય છે અને દુઃખ હોય ત્યારે પાપનો ક્ષય થાય છે, એમ માની આત્માને સંતોષી, શરીર ધારી મનુષ્યો અજ્ઞાનનો પાર પામે છે." ઇત્યાદિ ધ્રુવે સાંભળી કહ્યું કે—"સુખ દુઃખથી હણાયેલા મનુષ્યોને અર્થે આપે કૃપાથી શાન્તિનો જે માર્ગ દેખાડયો, તે મારા જેવાને સારૂ નજરમાં ન આવે એવો છે. હું તો જે પદ ત્રિભૂવનમાં પણ ઉત્કૃષ્ટ છે અને જે પદ મારા પિતૃઓ કે બીજાઓ પામ્યા નથી, તે પદને જીતવા ઇચ્છું છું. માટે હે બ્રહ્મન્! સારો માર્ગ બતાવો." ધ્રુવનો આવો દ્દઢ નિશ્ચય જોઇ દયાવાન્ નારદે પ્રસન્ન થઇ કહ્યું કે;—"ભલે તું મધુવનમાં જા, યમુનાજીમાં સ્નાન કરી તપ કરજે. જળ, ફળ અને કંદમૂળ આહાર કરજે. તથા ઇશ્વરના સ્વરૂપનું ધ્યાન કરજે. એમ કહી મંત્રોપદેશ કર્યો. એ મંત્ર જપ કરવાથી પ્રભુ મળશે. ઇત્યાદિ કહી ધ્રુવને ઇચ્છીત માર્ગ દેખાડયો.

ધ્રુવ ઉત્કૃષ્ટ પદની ઇચ્છામાં ને ઇચ્છામાં વનમાં ચાલ્યો ગયો. વનમાં જઇ સર્વ ઇંદ્રિયો દમન કરી એકાગ્ર ચિત્તે તપ કરવા લાગ્યો. પાંચે પ્રાણ રૂંધી એક પગે ઉભા રહી કેટલોક વખત તપ કરતાં પ્રભુ પ્રસન્ન થયા. ધ્રુવે તેમની સેવામાંજ રહેવાનો વર માગ્યો. તે ઉપરથી શ્રીવિષ્ણુ ભગવાને કહ્યું કે, "તને અવિચળપદ મળશે, તથા તારી સર્વ ઇચ્છા પૂર્ણ થશે." એમ કહી તેને ઘેર જવાની આજ્ઞા કરી; કેમકે તેમનાં માબાપ વાટ જોતાં હતાં. તેથી ધ્રુવ ઘેર આવ્યો; માબાપ આદિ સર્વ હર્ષ પામ્યાં. પુત્ર પ્રભુ દર્શન પામી ઘેર આવ્યો જોઇ, સુનીતિના આનંદનો તો પાર રહ્યો નહિ.

ધ્રુવને ઇશ્વર કૃપાથી વેદાદિ સર્વ વિદ્યાની પ્રાપ્તી સાથે તત્વજ્ઞાન થયું. શરીરે બળ પણ તેવુંજ સારૂં મળ્યું, ઇત્યાદિ સર્વ પ્રકારે યોગ્ય થયો હતો. તેથી ઉત્તાનપાદે માહાત્મા નારદમુનિના અભિપ્રાયથી તેમને રાજ્યાભિષેક કર્યો અને પોતે તપ કરવા અરણ્યમાં ગયો. એ રીતે ધ્રુવને રાજ પ્રાપ્ત થયું. ધર્મ નીતિથી પ્રજા પાળી ઉત્તમ પ્રકારે રાજ ચલાવવા માંડયું. સુનીતિને સર્વ પ્રકારનાં સુખ આપ્યાં. એક અહલ્યા નામની સ્ત્રી, બીજી ઇંદ્રની

પુત્રી, ત્રીજી શિશુમાર પ્રજાપતિની પુત્રી બ્રહ્મી, ચોથી વાયુની કન્યા ઇલા અને પાંચમી ધન્યા નામે સ્ત્રી, એ પાંચ સ્ત્રી સાથે પરણ્યો. તેનાથી તેને ચાર પુત્રો અને એક પુત્રી થઇ હતી.

ધ્રુવનો ઓરમાન ભાઇ ઊત્તમ પરણવાનો હતો, તેટલામાં એક વખતે હિમાલય પર્વતમાં મૃગયા રમવા ગયો, પરંતુ ત્યાં યક્ષો સામે કલહ થતાં મરણ પામ્યો. સુરૂચિ પુત્રના શોધ માટે ધ્રુવને કહ્યા વગર ગઇ હતી, તે પણ ત્યાંજ મરણ પામી. આ સર્વ વર્ત્તમાન ધ્રુવને જાણવામાં આવતાં, તે ક્રોધાયમાન થઇ યક્ષો સામે યુદ્ધ કરવા ગયો ત્યાં તેમની સાથે અનિવાર યુદ્ધ થયું. તેમાં હજારો યક્ષો મરણ પામ્યાં. તે જોઇ કુબેર યુદ્ધ કરવા આવ્યો, તે સાથે ભારે યુદ્ધ થયું. છેવટે સ્વાયંભૂમનુએ પ્રકટ થઇ ધ્રુવને ઉપદેશ આપી યુદ્ધ કરતાં અટકાવ્યો અને સ્વનગરમાં જવાની આજ્ઞા કરી ધ્રુવ અને કુબેર બંને પોત પોતાને સ્થળે ગયા.

ધ્રુવે હજારો યજ્ઞ કર્યા. પ્રજાનું ઉત્તમ પ્રકારે પાલન રંજન કરી, ઘણાં વર્ષ રાજ કર્યું. છેવટ પોતાના જ્યેષ્ઠ પુત્રને રાજ સોંપી અરણ્યમાં તપ કરવા ગયો; ત્યાં તપ કરતાં વિષ્ણુપદની પ્રાપ્તિ થઇ. અચ્યુત પદ માત્ર શાંત, સમદર્શી, શુદ્ધ અને સર્વ ભૂતનું રંજન કરનાર મહાત્માને જ મળે છે. તેવું અવિચળપદ ધ્રુવને મળ્યું જે "ધ્રુવનાતારા" સાથે પૃથ્વીમાં અમર રહ્યું છે.

ધ્રુવ ચરિત્ર બહુ શિક્ષણીય છે. તે માત્ર પાંચ વર્ષની વયનો બાળક છતાં અપર માતાનાં કટુ વચન સહન કરી શકયો નહિ, તેમ તિરસ્કાર થવાથી નિરાશ બની માતા પાસે રોઇ બેસી રહ્યો નહિ, પણ ઉન્નતિ થવાનો ઉપાય શોધ્યો. તે ઉપાય સહેલો નહોતો, પણ બહુ દુઃખદાયક અને ભય ભરેલો હતો. તેણે જાણી લીધું હતું કે, પોતાની દશા બહુ હલકી છે, તેને સર્વોત્તમ કરવાની ઇચ્છા છે. તો પ્રયાસ પણ તેવોજ કરવો જોઇએ. એવો દૃઢ નિશ્ચય કરી, તપ એટલે ઇચ્છિતને સિદ્ધ કરવા યોગ્ય કર્મ કરવા નીકળ્યો. તેમાં એવોતો મહાન્ પ્રયત્ન કર્યો કે, ઇશ્વર કૃપાથી રાજ, બહુ સુખ, વૈભવ અને અંતે ઉત્કૃષ્ટપદની પ્રાપ્તિ થઇ.

આ પરથી સમજાય છે કે, મહા પુરૂષો દુઃખને પણ સુખનું સાધન કરી દે છે. એટલુંજ નહિ પણ તેઓ દુઃખને એવું તો વશ કરી દે છે કે, જે દુઃખ સામાન્ય મનુષ્યોને પોતાના દાસ કરી દે છે. તેજ મહાત્માને યથેચ્છ સાધન થઇપડે છે. મહાત્માઓ સુખ દુઃખમાં સમાન રહે છે, તેમ મનુષ્યોએ સુખ દુઃખમાં સમાન રહેવું. દુઃખ દેખીને નહિ ગભરાતાં ધૈર્યતાથી સુખ મેળવવાનો ઉપાય શોધી યત્ન કરવો. તો ઇશ્વર અવસ્ય સહાય થશે.

ધ્રુવ પોતાના આત્મ બળવડે અનેક મહત્ત કાર્યો કરી–જગતમાં "ધ્રુવના તારા" રૂપે અક્ષય કીર્તિ રાખી ગયેલ છે. જેને ભારત વર્ષની આર્ય પ્રજા અદ્યાપિ સુધી પૂજ્ય ગણી વિવાહ પ્રસંગે નવ દંપતિ ધ્રુવના તારાનાં દર્શન કરે છે. અને તેમની પેઠે પોતાનું જોડું અવિચળ રાખવા પ્રભુ પ્રાર્થના કરે છે. એ શું તેમની ઓછી મહત્તા દર્શાવે છે! ધન્ય છે તેમને!! અને ધન્ય છે તેમની માતાને!! કે તેમણે પુત્રને સત્ય રસ્તે વાળ્યો!!!

---

## માન્ધાતા.



સૂર્યવંશી રાજા ઇક્ષ્વાકુના કુળમાં યુવનાશ્વ રાજા થયા, તેના પુત્ર માન્ધાતા સત્ય યુગમાં ઘણા પ્રતાપી અને દાન શૂર હતા. તેમણે પણ ભારત વર્ષમાં ચક્રવર્તિ રાજ્ય સ્થાપ્યું હતું. તેમના જન્મ વિષેની હકીકત બહુ અલૌકિક છે. તે આ પ્રમાણેઃ—મહારાજા યુવનાશ્વને સો સ્ત્રીઓ હતી. તેમાં કોઇ પણ સ્ત્રીને સંતાન થયું નહિ. તેથી રાજાએ એક હજાર યજ્ઞ કર્યા. તો પણ પુત્ર પ્રાપ્તી થઇ નહિ. તેથી તે ઘણો ઉદાસ થયો. પછી મંત્રીઓને રાજ્યકારભાર સોંપી પોતે અરણ્યમાં તપ કરવા ગયો. અરણ્યમાં ફરતો ફરતો ભાર્ગવ ઋષિને આશ્રમે આવ્યો. ત્યાં ઋષિઓએ તેનો ઘણો સત્કાર કર્યો. અને તેને પુત્ર પ્રાપ્તી થવા માટે તેઓએ યજ્ઞ કર્યો. ઋષિઓએ મંત્રેલું પાણી એક કળસમાં ભરી વેદીપર રાખી મૂકયું હતું. તે એવા ઉદ્દેશથી કે તે પાણી સવારમાં રાણીને પાવું. તેથી તેને પુત્ર થાય.

યુવનાશ્વરાજા યજ્ઞશાળામાં જ રાત્રે સૂતો હતો. તેને મધ્ય રાત્રે તૃષા લાગી. તેથી જાગૃત થઇ પાણી શોધતાં વેદીપરના કળસનું પાણી અજાણતાં પી નિદ્રાવશ થયો. પ્રાતઃકાળ થતાં ઋષિ નિત્ય નિયમ પ્રમાણે સ્નાન સંધ્યા કરવા ગયા. ત્યાંથી આવી તેમણે યજ્ઞશાળામાં વેદીપર દ્રષ્ટિ કરી, તો કળસ ખાલી પડેલો દીઠો. એટલામાં યુવનાશ્વ રાજા પણ સ્નાન સંધ્યા કરી આવ્યા. ઋષિએ સર્વને પૂછતાં, યુવનાશ્વ રાજાએ કહ્યું કે, એ કળસનું પાણી મેં અજાણતા પીધું છે. આ સાંભળી ઋષિએ કહ્યું કે;—"તમને પુત્ર થશે."

રાજા ઋષિનાં આવાં વચનથી બહુ ઉદાસ થયો. પણ પછી ઇશ્વર ઇચ્છા સમજી મન વાળ્યું. થોડા વખત પછી ગર્ભવંતી સ્ત્રીની પેઠે તેનું

પેટ પ્રતિદિન વૃદ્ધિ પામતું ગયું અને પૂરા દિવસ થતાં ઋષિઓએ તેની ડાબી કૂખ ચીરી પુત્ર બહાર કાઢ્યો. પછી કૂખ ઋષિઓએ મંત્ર બળથી સાધી દીધી. પુત્ર બહાર આવી દૂધ માટે રોવા લાગ્યો. એટલે ઇંદ્રે આવી કહ્યું કે;—" આ પુત્ર **मांधास्यति** ( મને ધાવશે ) " એમ કહી પોતાનો અમૃત ભરેલો અંગુઠો તેના મોંમાં આપ્યો. તે ઉપરથી તેનું નામ **" માન્ધાતા "** પડયું.

માન્ધાતા મોટા થયા પછી સર્વ વિદ્યામાં પારાંગત થયા હતા. વનમાં જઇને તેમણે કેટલાંક વર્ષ સુધી તપ કર્યું હતું. તેના પ્રતાપે કરી તેમને અજગવ ધનુષ અને દિવ્યાસ્ત્ર પ્રાપ્ત થયાં હતાં. તે વડે તેઓ અનેક રાજ્ય મેળવવાને શક્તિવાન થયા હતા. સર્વ ભૂમિ એક વખતે પોતાની સત્તા નીચે આણીને અતિ પ્રખ્યાત ચક્રવર્તિ રાજા થયા હતા. તેઓ અતિ બળવાન હતા. તેમણે પોતાના જ પરાક્રમથી ઘણું દ્રવ્ય મેળવ્યું હતું. તે સઘળું દ્રવ્ય સત્પાત્રે દાન દેવામાં, વિદ્વાનોને આશ્રય આપવામાં, યજ્ઞ—યાગમાં, અને પ્રજા ઉપયોગી કાર્યો કરવામાં વાપરતા હતા. તેમણે સો અશ્વમેધ યજ્ઞ અને સો રાજસૂયયજ્ઞ કર્યા હતા. તેઓ ઘણા દાન શૂરરાજા ગણાતા હતા. દાન આપવામાં તેમણે પોતાનો અખુટ ખજાનો ખાલી કર્યો હતો. પ્રજાને પોતાના પેટના પુત્રોની પેઠે પાળી હતી. કુળ ગુરૂ **વશિષ્ઠ** જેવા વિદ્વાન મહાત્માની સલાહ પ્રમાણે સર્વ કાર્યભાર ધર્મનીતિથી ચલાવી પ્રજાની પૂર્ણ પ્રીતિ મેળવી હતી. તેમના પ્રબળ બળથી **રાવણ** જેવા મહાબળીયા રાજાઓ અને ચોર લોકો ત્રાસ પામતા હતા. તેપરથી તેનું નામ "ત્રસદ્દસ્યુ' પડયું હતું.

આ મહાન્ પ્રતાપી અને ચક્રવર્તિ રાજા **શશબિંદુ** રાજાની પુત્રી **બિંદુમતી** સાથે પરણ્યા હતા. તેઓ "એક પત્નીવ્રત,' પાળતા હતા. એક પત્ની સિવાય બીજી સ્ત્રીઓ તેમને પુત્રી સમાન હતી. મહારાણી બિંદુમતીથી તેમને પુરૂકુત્સ, ધર્મસેન—અંબરીષ અને મુચકંદ એવા ત્રણ પરાક્રમી અને તેજસ્વી પુત્રો ઉત્પન્ન થયા હતા. અને ૫૦ પુત્રીઓ થઇ હતી. તે સર્વ પુત્રીઓને બ્રહ્મર્ષિ **સૌભરિ** ઋષિની સાથે પરણાવી હતી.

મહારાજા માન્ધાતાના રાજ્યમાં બાર વર્ષ સુધી વરસાદ થયો નહોતો. ત્યારે આ રાજાએ સ્વતપોબળથી પર્જન્ય વૃષ્ટિ કરી સર્વ પ્રજાને સુખી કરી હતી. ઇત્યાદિ મહત્ કૃત્યોથી તેમની કીર્ત્તિ પૃથ્વીમાં અદ્યાપિ સુધી પ્રસરી રહી છે. તેમના વખતમાં **લવણાસુર** નામે એક મોટો અસુર પ્રજાને પીડા કરતો હતો. તેનો નાશ કરવા માટે મહારાજા માન્ધાતા મોટું

સૈન્ય લઇને ગયા હતા. તેની સાથે મોટું યુદ્ધ થતાં, દૈવયોગથી તેઓ મરણ પામ્યા હતા. તેમના પછી તેમનો મોટો પુત્ર **પુરૂકુત્સ** અયોધ્યાની ગાદીપર બેઠો હતો. મહારાજા માન્ધાતા જેવા મહીપતિ પૃથ્વીપર થોડાજ થયા છે. તેમના અતુલ્ય બળ, પરાક્રમ અને મોટા દાનશૂરપણાનું દ્રષ્ટાંત અદ્યાપિ સુધી લોકોમાં અપાય છે કે;–"**તું તે કોઇ મોટો માન્ધાતા થયો છે શું ?**"–"જાને તારો મોટો માન્ધાતા આવે તો પણ શું થયું ?" ઇત્યાદિ કહેવાય છે. એ તેમના મહત્વની કાંઇ ઓછી નિશાની નથી ! ધન્ય છે તેમને ! ! તેમના જેવા કીર્તિવંતનોજ જન્મ સફળ ગણાય છે. એક કવિએ કહ્યું છે કે;—

### દોહરો.

સતકીર્ત્તિથી સૃષ્ટિમાં, નામ ન પામે નાશ;<br>
અગસ્ત અસ્ત થવા છતાં, અમર રહ્યા આકાશ. ૧<br>
રાણા કઇક રમી ગયા, આ પૃથ્વી પડમાંય;<br>
કોઇ ન સાથે ગઈ ગયું, સત્કીર્ત્તિ વિણ કાંય. ૨

---

## મુચકુંદ.



મહાન્ કીર્ત્તિવંત દૈવી મહારાજા **મુચકુંદ** સૂર્યવંશીય ઇક્ષ્વાકુ કુળોત્પન્ન **માન્ધાતાના** પુત્ર. તે પિતાના જેવાજ રણવીર હતા. તેમની માતાનુ નામ **બિંદુમતી** હતું. પુરૂકુત્સ, ધર્મસેન–અંબરીષ, એ બે ભાઇઓ હતા. આ રાજન અયોધ્યામાં રાજ્ય કરતા હતા. તેઓ તેમના પિતાના પ્રમાણેજ ચક્રવર્ત્તિ રાજા હતા. તેઓ નિર્મળ બુદ્ધિના, શૂરવીર, હિંમતવાન, ન્યાયી, ધાર્મિક, અને બહુ જ્ઞાની હતા. યજ્ઞાદિક અને બીજાં શુભ કર્મો કરી કીર્ત્તિની વૃદ્ધિ કરી હતી. તે ઐશ્વર્ય સંપન્ન, સત્ય પ્રતિજ્ઞાવાળા, અને બ્રાહ્મણોનું બહુ માન રાખનારા હતા. પોતાના સુખનો ભોગ આપી, પ્રજાના સુખની વૃદ્ધિ માટે નિરંતર વધારે કાળજી રાખતા. તેમણે ઘણાજ દુષ્ટજનોને સંહાર્યા હતા. તેનું નામ સાંભળી શત્રુઓ ત્રાસ પામી નાશી જતા હતા. ઇંદ્રને દૈત્યો સાથે જ્યારે યુદ્ધ થતું, ત્યારે તેમને સહાયતા માટે બોલાવતા હતા. ઇંદ્રને તેમણે ઘણીવાર સહાયતા કરી હતી.

આ મહાન્ રાજા દેવ અને દૈત્યોના મોટા યુદ્ધ પ્રસંગે ઇંદ્ર તરફથી સેનાપતિ થઇ ઘણા દૈત્યો માર્યા હતા. તેમણે દેવતાઓની ઘણા દિવસ સુધી રક્ષા કરી હતી. જ્યારે પરમપૂજ્ય **કાર્ત્તિકેયસ્વામી** દેવોની સહાયતા કરવા સેનાપતિ થયા; ત્યારે ઇંદ્રાદિએ મુચકુંદને કહ્યું કે;–"હે રાજા! તમને બહુ શ્રમ પડયો છે. માટે તમો હવે પરિશ્રમ કરવાનું છોડી વિશ્રાંતિ લ્યો. હે વીર! તમે મનુષ્યલોકમાં તમારૂં નિષ્કંટક રાજ્ય છોડી દઇ, અમોને સહાય કરવામાંજ તમોએ તમારા સઘળા સુખોનો ભોગ આપ્યો છે. તમારા કુટુંબીઓ નાશ પામ્યા છે, તમારૂં કલ્યાણ થાઓ. તમો અમારી પાસેથી મોક્ષ વિના બીજું વરદાન માગો; કેમકે મોક્ષના દાતા તો એક અવિનાશી **શ્રીવિષ્ણુ** ભગવાન જ છે. (મોક્ષ આપવો તે શ્રીવિષ્ણુના હાથમાં છે.) તે સર્વ સાંભળી મુચકુંદે માગ્યું કે;––"ઘણા દિવસ થયાં હું નિરાંતે સૂતો નથી. માટે મને એકાંત જગ્યો દેખાડો."

દેવોએ કહ્યું કે;—"કૃષ્ણાવતાર થાય, ત્યાં સુધી તમે ગંધમાદન–પર્વતની ગુફામાં નિરાંતે ઉંઘ લેજો. જે કોઇ તમને જગાડશે, તે પ્રાણી તમારી દ્રષ્ટિ પડતાંજ તરત પ્રાણ રહિત થઇ ભસ્મ થઇ જશે અને ત્યાં તમને શ્રીકૃષ્ણ દર્શન આપશે." આ સાંભળી મહારાજા મુચકુદે તેમ કર્યું હતું.

દ્વાપરને અંતે જયારે કૃષ્ણાવતાર થયો; ત્યારે કાબુલનો રાજા **કાળયવન** મગધ દેશાધિપતિ **જરાસંધ**ની મદદે કૃષ્ણ સાથે યુદ્ધ કરવા આવ્યો હતો. શ્રીકૃષ્ણે થોડો વખત તે સાથે યુદ્ધ કરી વિચાર કર્યો કે;––વગર લેવેદેવે હજારો પ્રાણીઓનો યુદ્ધમાં સંહાર થશે. માટે યુદ્ધ ન કરતાં તે દુષ્ટનોજ નાશ કરવો તે વધારે ઉત્તમ છે. એવો વિચાર કરી યુદ્ધમાં યુક્તિથી નાશી જવાનો ડોળ કર્યો અને મુચકુંદ જે ગુફામાં સૂતા હતા ત્યાં ગયા. ત્યાં મુચકુંદને પોતાનું પીળું પીતાંબર ઓઢાડી છુપાઇ રહ્યા.

કાળયવન શ્રીકૃષ્ણને નાસતા જોઇ, તેમની પાછળજ લાગેલો હતો; તે ત્યાં આવી પહોંચ્યો. તેણે પીળું પીતાંબર ઓઢેલા મુચકુંદને શ્રીકૃષ્ણ જાણી એક લાત મારી. તેથી મુચકુંદ જાગ્યા અને તેની આંખના ક્રોધાગ્નિથી કાળયવન બળી ભસ્મ થયો. તે વખતેજ શ્રીકૃષ્ણે મુચકુંદને દર્શન આપી જણાવ્યું કે;––"તેં પૃથ્વી વગેરેના લોભથી કેટલાંક પાપ કર્મ કર્યાં છે. માટે તું ઉત્તર દિશામાં જઇ મારૂં ધ્યાન ધર, એટલે તારી મુક્તિ થશે. પછી મુચકુંદ તુરત તેમને નમન કરી બદ્રીકેદારમાં જઇ રહ્યા હતા, અને ત્યાંજ કેટલોક કાળ તપશ્ચર્યા કરી પરમપદને પામ્યા હતા.

## હરિશ્ચંદ્ર.

" हरिश्चंद्र समो राजा न भूतो न भविष्यति. "

આ પૃથ્વી પ્રસિદ્ધ પ્રતાપી મહારાજા સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુલોત્પન્ન સત્યવ્રત અથવા ત્રિશંકુ રાજાના પુત્ર. તેઓ સત્યયુગમાં અયોધ્યામાં રાજ્ય કરતા હતા. આ રાજન્ મહા પરાક્રમી, શૂરવીર, મહાદાતા, સત્યવાદી, વિદ્વાન ધર્મશીલ, દયાળુ અને વિદ્વજનના ચંદ્ર સ્વરૂપ હતા. ન્યાય, નીતિ અને ધર્મથી રાજ્ય ચલાવી, પ્રજા પાલન રંજનમાં સદા તત્પર રહેતા. રાજા પ્રજામાં પરસ્પર ઘણી પ્રીતિ હતી. સર્વ પ્રકારની સંપત્તિનું સુખ તેઓ ભોગવતા હતા, તોપણ તેઓ મહા સદ્ગુણી અને જ્ઞાની હતા. સંપત્તિની ચંચળતા અને તેનું કપટ કેવું હોય છે તથા તેપર કેટલો વિશ્વાસ રાખવો, એ તેઓ સારી પેઠે જાણતા હતા, તેઓ કદી પણ વૈભવના મોહમાં સપડાયા નહોતા અને સંપત્તિથી હર્ષ અને વિપત્તિથી શોક નહિ પામતા સદા સુખ દુઃખમાં સમાનપણે રહેતા હતા. તેમને શૈબ્યા નામે રાણી હતી. જે તારામતી નામે અતિ પ્રસિદ્ધ પામેલી છે.

હરિશ્ચંદ્ર જેવા ધર્માત્મા અને ગુણજ્ઞ રાજાને સર્વ પ્રકારનું સુખ હતું પણ સંતતિનું સુખ નહોતું. તેથી તેઓ જરા ઉદાસ રહેતા હતા. તેથી કુળ ગુરૂ વશિષ્ઠ ઋષિએ વરૂણ દેવની આરાધના કરવાની સૂચના કરી. મહારાજા ગુરૂ વચનપર વિશ્વાસ રાખી લાગલાજ આરાધનામાં તત્પર રહેવા લાગ્યા. એમ કેટલોક કાળ આરાધના કરતાં વરૂણ દેવની કૃપાથી રોહિત નામે પુત્ર થયો. એ પુત્રવડે વરૂણ દેવનું યજન કરવું, એવી માનતા હતી, પણ તે પૂર્ણ કરતાં કેટલોક વખત કાઢી નાખ્યો હતો. તેથી હરિશ્ચંદ્ર મહારાજને જળોદરનો રોગ થયો હતો. તે રોગથી તેઓ પીડાતા હતા. પુત્ર રોહિત પોતાના માટે પિતાને દુઃખ પામતા જોઇ શકયો નહિ. તેથી પિતાનું દુઃખ દૂર કરવા પોતે વરૂણ દેવને અર્પણ થવા તૈયાર થયો હતો, પણ તેને બદલે વશિષ્ઠ ગુરૂની સલાહથી મહારાજા હરિશ્ચંદ્રે એક બ્રાહ્મણને સો ગાયો આપી શુનઃશેપ નામે તેનો પુત્ર વેચાતો લીધો. રાજાએ યજ્ઞની સિદ્ધતા કરી યજ્ઞારંભ કર્યો. તેમાં વશિષ્ઠ ઋષિએ વિશ્વામિત્રને હોતાસ્થાને નિમ્યા હતા. વિશ્વામિત્રને શુનઃશેપ ઉપર ઘણી દયા ઉત્પન્ન થઇ. તેથી તેમણે વરૂણના મંત્રનો જપ કર્યો. તેથી વરૂણ દેવ પ્રસન્ન થઇ પ્રત્યક્ષ થયા તેમને સંતોષવાથી હરિશ્ચંદ્રનો રોગ ગયો અને શુનઃશેપને બચાવ્યો હતો.

આ મહાન્ રાજા હરિશ્ચંદ્રે રાજસૂય નામે મોટો યજ્ઞ (જે રાજા ચક્રવર્તિ હોય તેજ આવો યજ્ઞ કરી શકે છે.) કર્યો હતો. તેમાં વશિષ્ઠ ઋષિને હોતા નિમ્યા હતા. એ યજ્ઞ વિધિ પ્રમાણે નિર્વિઘ્ને પૂર્ણ થવાથી રાજાએ વશિષ્ઠ મુનિની ઘણીજ સારી રીતે પૂજા કરી હતી. તે પછી તેમને તરતજ વિશ્વામિત્ર ઋષિ મળ્યા. તેમણે વશિષ્ઠને પૂજિત થયેલા જોઇ પૂછ્યું કે;—વશિષ્ઠજી ! આપને આ મહત્તી પૂજા કયાંથી પ્રાપ્ત થઇ ? તેના ઉત્તરમાં વશિષ્ઠે કહ્યું કે;—પ્રતાપવાન હરિશ્ચંદ્રે રાજસૂય યજ્ઞ કર્યો, તેમાં હું હોતા થયો હતો. તેથી તેણે મારી પૂજા કરી. તે મારો યજમાન છે. તેના જેવો સત્યવાદી બીજો કોઇ રાજા નથી. એમ કહીને તેની ઘણી સ્તુતિ કરી. વિશ્વામિત્ર ઋષિ સ્વભાવે ઘણા ક્રોધી હતા. તેથી હરિશ્ચંદ્રનાં વખાણ સાંભળી તેમને ઘણી રીસ ચડી. ને કહ્યું કે, તે તમારો યજમાન થાય છે. તેથી તેનાં આટલાં બધાં વખાણ કરતા હશો. પણ તે કાંઇ સારો રાજા નથી વિશ્વામિત્રે આવું કહ્યા છતાં વશિષ્ઠ મુનિ તેની સ્તુતિ કરતા રહ્યા નહિ. તેથી વિશ્વામિત્રે ક્રોધે ભરાઇ પ્રતિજ્ઞા લીધી કે,—"જો હું હરિશ્ચંદ્રને અસત્યવાદી ઠરાવું તો જ ખરો. નહિ તો મારે મારૂં સર્વ તપ નિષ્ફળ કરવું." આ સરત વશિષ્ઠ મુનિએ કબૂલ રાખી. હરિશ્ચંદ્ર રાજાને સત્ય મૂકાવવા વિશ્વામિત્રે વનમાં જઇ અનુષ્ઠાન કરવા માંડયાં. જેથી હજારો ફાડી ખાનારાં પશુઓ પેદા થયાં અને પ્રજાને પીડવા લાગ્યાં. એક માયીક વરાહ,—ડુકર—સૂવર—ભૂંડ ક્રુરપણે લોકોને દુઃખ દેતું હતું. તે જોઇ હરિશ્ચંદ્ર તેની પાછળ સૈન્ય લઇ જંગલમાં ગયા. એ માયીક ડુકર અતિશય દુર જઇ એકાએક અદૃશ્ય થઇ ગયું. મહારાજા ભૂલા પડયા, આડાઅવળા આથડયાથી થાકી ગયા. તેથી મધ્યાન થતાં એક નદી કિનારે આવી બેઠા. પાણી પીધું. થોડો વિશ્રામ લેતા, વિચારતા હતા કેઃ—હું કેટલે દૂર આવ્યો છું ! નગરમાં કયે માર્ગેથી જવાશે ! એવી કલ્પના કરતા હતા; ત્યાં અકસ્માત્ ઋષિના મોકલેલાં બે માયીક હરણ આગળ થઇ નીકળ્યાં. જેને મારવા રાજા પુંઠે દોડયા; એટલે હરણ ઋષિના આશ્રમ ભણી દોડયાં અને અલોપ થઇ ગયાં. ત્યાં એક મહાદેવનું દેવળ દીઠું. રાજા, રાણી અને પ્રધાન એ દેવળમાં જઇ બેઠા, એવામાં ઋષિએ મોકલેલી બે સુંદરીઓ ત્યાં આવી ગાયન કરવા લાગી. રાજાએ પ્રસન્ન થઇ તેઓને કંઇ માગવા જણાવ્યું, ત્યારે તેમણે કહ્યું કેઃ—"તમે તારામતીને તજી અમારી સાથે લગ્ન કરો. તે સાંભળી પ્રધાને તેઓને કહાડી મૂકી; એટલે તેઓ ઋષિ પાસે ગઇ, ઋષિ ક્રોધ કરી આવ્યા અને તુચ્છકારનાં વચનો કહેવા લાગ્યા. રાણીએ પગે લાગી ક્ષમા માગવાથી ઋષિ જતા રહ્યા.

રાજા રાણીના ખોળામાં માથું મૂકીને સૂતા, વૃદ્ધ બ્રાહ્મણના રૂપે વિશ્વામિત્રે આવીને કહ્યું:–'વસિષ્ઠે વદેલી તમારી વિપુલા કીર્તિ પૂર્વે મેં સાંભળી છે કે, મહિતલમાં તમારા જેવો દાતા નથી. માટે હું પ્રાર્થના કરૂંછું કે, મારા પુત્રના વિવાહ સારૂ ધન આપો.' રાજાએ રાજ્યનગરમાં આવવા જણાવ્યું. પછી રાજા રાણી સર્વ રાજ્યનગરમાં આવ્યા. બ્રાહ્મણરૂપે થયેલા વિશ્વામિત્ર પણ દાન લેવા આવ્યા. તે સમયે રાજાએ કહ્યું કે;—'હે દ્વિજ ! જે ઇચ્છા હોય તે કહો. જે વાંછિત હશે તે ન દેવા જેવું હશે, તો પણ દઇશ. સંસારમાં હું સાંપ્રત યશ કામી છું. **જે સંસારમાં જન્મીને પોતાની સમૃદ્ધિવડે પરલોકનું સુખ આપનાર શુદ્ધ યશ મેળવતા નથી. તેનું જીવિત વ્યર્થ છે.**

આ વચન સાંભળી વિશ્વામિત્ર બોલ્યા કે;–'રાજન્ ! સર્વસ્વ સહિત રાજ્ય આપો.' રાજાએ કહ્યું,–'રાજ્ય દીધું.' વિશ્વામિત્ર કહે;—'લીધું' એટલે તરત રાજાએ સિંહાસન ઉપરથી ઉતરી તેમને રાજ્ય મૂગટ પહેરાવી દીધો. પછી વિશ્વામિત્રે કહ્યું; 'રાજેંદ્ર ! દાન યોગ્ય દક્ષિણા આપો. રાજાએ તે પણ આપવા કબૂલ થયા, પણ તે દ્રવ્ય લાવવું કયાંથી એ વિચાર થયો. રાજ્ય અને સર્વ સમૃદ્ધિ તો તેમને આપી દીધી હતી; માત્ર પોતે, સ્ત્રી તારામતી અને પુત્ર રોહિત એ ત્રણ પહેરેલાં વસ્ત્રથીજ રહેલા હતાં. બાકી સર્વ અપાઇ ચૂકયું હતું. દક્ષિણાની મોટી અગવડ આવી પડી. આ સર્વ સમાચાર નગરીમાં ફેલાતાં પ્રજાજનમાં હાહાકાર થઇ રહ્યો. ધર્માત્મા રાજા રાજ્ય સોંપી પુત્ર અને ભાર્યા સહિત નગર બહાર નીકળ્યા. લોકો દુઃખિત હૃદયે અશ્રુ પાડતાં વળાવવા આવ્યાં. આખી નગરી શૂન્યકાર થઇ રહી. સૌ વિશ્વામિત્રને દુરાચારી, ધુર્ત્ત, આદિ કહી નિંદવા લાગ્યા. વનમાં જતા રાજા પાસે વિશ્વામિત્રે આવી કહ્યું કે;—'દક્ષિણાનું સુવર્ણ મને આપીને જાઓ, નહિ તો કહો કે હું નહિ આપું. એટલે હું સુવર્ણ છોડી દઇશ. જો તમારા હૃદયમાં લોભ વર્ત્તતો હોય; તો સર્વ રાજ્ય પાછું લ્યો. દીધું એમ માનતા હો તો દક્ષિણા આપો.'

રાજા—'હું સૂર્યવંશમાં જન્મેલો ક્ષત્રિય છું. રાજસૂય યજ્ઞનો કર્તા અને ઇચ્છીતનો દાતા છું, તે હું નકાર કેમ કરૂં ? જે દેવું છે તે મારે અવશ્ય આપવાનું છે, માટે ધીરજ રાખો. ધન મળે એટલા વખતની વાટ જુઓ.'

વિશ્વામિત્ર—'રાજ્ય, કોશ, સેના આદિ અર્થના સકળ સાધન ગયાં છે, તો હવે તમને ધન કયાંથી મળવાનું છે ? ધન માટે મારે વૃથા આશા શા માટે રાખવી ? નિર્ધનને હું કેમ પીડું ! માટે હે રાજન્ ! નહિ દઉં એમ કહો એટલે હું ચાલ્યો જાઉં.'

રાજા—'ધીરજ રાખો હું આપીશ. મારો દેહ છે, ભાર્યાનો અને પુત્રનો પણ દેહ છે. એ દેહ વેચીને પણ આપનું કરજ અવશ્ય આપીશ. હે પ્રભો! કોઇ ગ્રાહક હોય તો જુઓ. નહિતો કાશીપુરીમાં અમે ત્રણે દાસ પણાને પામીશું અને તેના મૂલ્યનું સુવર્ણ આપીશું, તે લઇ સંતોષ પામશો.' પછી રાજા, પુત્ર અને ભાર્યા સાથે કાશી તરફ ચાલતાં એક વનમાં આવ્યા. પગે પાળાં ચાલતાં હતાં, ઉનાળાના દિવસ હતા. ત્રણેજણ ક્ષુધા, તૃષા અને અતિ તાપથી મરણ તુલ્ય થયાં હતાં. તેવામાં વિશ્વામિત્રે બ્રાહ્મણ રૂપે આવી કહ્યું કે;—મારી સ્ત્રી ગર્ભવતી છે, મારે એક બાળક પુત્ર છે. માટે મને પગરખાં—આપો. તે સાંભળી ત્રણેએ જોડા કાઢી આપ્યા. તેથી ત્રણે આવી વખતે ઉઘાડે પગે થયાં. શરીરપર પણ પૂરાં વસ્ત્ર નહોતાં. ઉનાળાનો તાપ પડતો હતો. પગમાં કાંટા ભોંકાતા હતા; જેણે કદી પણ પૃથ્વીપર પગ મૂકેલો નહિ, તેને આજે ઉઘાડે પગે ચાલવાનો વખત આવ્યો! તેથી ઘણાં દુઃખી થતાં હતાં, પણ પોતાની ધૈર્યતા કદી છોડી નહિ. રોહિત તૃષાથી મૂર્છા ખાઇ પડયો. એટલે પેલા બ્રાહ્મણે થોડું પાણી લાવી તે ત્રણેને પીવાનો આગ્રહ કર્યો, પણ બ્રાહ્મણનું લેવાય નહિ. એ પોતાના ક્ષત્રિય ધર્મ પ્રમાણે તેઓએ પાણી લેવાની પણ ના પાડી. અહો! કેવો ધર્મભાવ!

હરિશ્ચંદ્ર રાજાની ટેક મૂકાવવા વિશ્વામિત્રે ઘણો પ્રયત્ન કર્યો, પણ તેમાં ફાવ્યા નહિ. ત્યારે ઋષિએ વનમાં એકદમ અગ્નિ પ્રગટાવ્યો, ચોતરફ દાવાનળ લાગ્યો. તે ગભરાટમાં હરિશ્ચંદ્રની સ્ત્રીને માર્ગમાં ભૂલી પાડી. તારામતી વિલાપ કરતી એક ઠેકાણે બેઠી. એવામાં બ્રાહ્મણે બે શબ તેના મોં આગળ લાવી મૂકી કહ્યું કે;–આ તારો પતિ અને પુત્ર વનના આગથી બળીને મરણ પામ્યા છે. આ સાંભળી તારામતી અપાર રૂદન કરવા લાગી અને તરત કાષ્ટ એકઠાં કરી સતી થવાને ચિતા સળગાવવા તૈયાર થઇ. એટલામાં ઋષિએ આવી કહ્યું કે;–સૂર્યાસ્તવેળાએ સતી થવાય નહિ. માટે મારે આ-શ્રમે ચાલ. પણ તેણે જવાની ના કહી. પોતા પાસે રહેલાં બે શબને ખોળામાં રાખી, ત્યાંજ વિલાપ કરતી બેઠી હતી. તેવામાં ઋષિના મોકલેલા બે વાઘ આવી બંને શબને ઉપાડી ગયા. તે જોઇ તારામતી વિલાપ કરવા લાગી. એવામાં હરિશ્ચંદ્રઅને રોહિત આવીપહોંચ્યા. ત્રણે ત્યાંથી કાશીમાંઆવ્યાં.

હરિશ્ચંદ્રરાજા દેવું કેમ અપાશે? તેની ચિંતામાં ગરીબની પેઠે નીચું મુખ કરી બેઠા હતા. તે જોઇ પ્રિય પત્ની તારામતીએ કહ્યું;—'મહારાજ! ચિંતા ન કરો. સ્વધર્મને પાળો, પોતાના સત્યને પાળવા જેવો શ્રેષ્ઠ ધર્મ બીજો નથી. માટે મને કોઇને ત્યાં દાસી તરીકે આપી તે ધનવડે બ્રાહ્મણને દક્ષિણા આપો' આ સાંભળી રાજા મૂર્છા પામી પડયા. રાણીએ શુદ્ધિમાં

લાવી બેઠા કર્યા, ત્યાં માર્ગમાં કાળકૌશિક નામે કાઇ બ્રાહ્મણને આવતા જોઇ રાણીએ કહ્યું કે;—તેની પાસે દ્રવ્ય માગો.

રાજા—હું ક્ષત્રિય થઇ યાચના કેમ કરૂં? ક્ષત્રિયનો ધર્મ તો યજ્ઞ કરવા, વિદ્યાભ્યાસ કરવો, દાન આપવાં, પ્રજાનું નીતિથી પ્રતિપાલન કરવું, અને શરણાગતને અભય કરવો એજ છે. 'દે' એવું કૃપણ વચન બોલવાને પણ યોગ્ય નથી 'દઉં' એવું વચન મારા હૃદયમાં વસી રહ્યું છે, તે મારો ધર્મ મૂકી બીજું કાંઇ પણ કેમ કરૂં? તરવારની તીક્ષ્ણ ધારથી જીભના બે કટકા કરાય તે સારૂં, પરંતુ માન તજીને 'દેહિ, દેહિ' એમ તો બોલુંજ નહિ. હું ક્ષત્રિય છું, હું જરા પણ યાચું નહિં. ભુજ વીર્યથી ધન મેળવી હુંતો નિત્ય દઉંજ.' રાણી;—પ્રાણનાથ? જો યાચવું યોગ્ય નથી. તો મને વેચીને મારૂં જે મૂલ્ય આવે તે લઇ બ્રાહ્મણને દક્ષિણા આપો અને સત્યવત પાળો.'

રાજા આ શાંભળી શોકાતુર થયા, પછી બજારના મધ્ય ભાગે ઉભા રહી ગદ્દ ગદ્દ કંઠે બોલ્યા કે;—હે લોકો? સાંભળો? જે કોઇને દાસીનું કામ હોય અને હું માગું તેટલું ધન આપવાની શક્તિ હોય તે તરત કહો.' લોકો કહે;—' પત્ની વેચવા આવેલો તું કોણ છે?' રાજા કહે;—'હું કોણ છું એમ શા માટે પુછોછો? હું નિર્દય છું, હું રાક્ષસ છું અને તેથીજ પાપ કરૂંછું."

કાળ કૌશિક નામે ધનાઢ્ય બ્રાહ્મણે મૂલ્યનું કોટી ગદીઆણા સુવર્ણ એક વલ્કલવર મૂકી રાણીને પોતાના તરફ ખેંચી. એ જોઇ રાણી બોલી કે;—હે બ્રાહ્મણ? હું પુત્રને જોઇ લઉં, ત્યાં સુધી મને મૂકો; કારણ હું ફરી તેને જોઇ શકીશ નહિ. બાળક રોહિત પણ માતાને દુઃખી જોઇ ચોધાર આંસુએ રૂદન કરવા લાગ્યો, મા? મા? બોલતો પાછળ દોડયો, હાથથી વસ્ત્ર ખેંચતો પડી ગયો. બ્રાહ્મણે માર્યો, પણ હે મા? હે મા? બોલતો માને મૂકતો નહોતો. તે જોઇ રાણીએ બ્રાહ્મણને કહ્યું કે;—હે પ્રભો? હું અલ્પ ભાગિની ઉપર એટલી કૃપા કરી મારા પુત્રને પણ વેચાતો લ્યો. બ્રાહ્મણે તે બાળકનું મૂલ્ય પણ તે વલ્કલપર મૂકીને તેને પણ લીધો. જતી વખતે રાણી પતિની પ્રદક્ષિણા કરી ઘુંટણીએ પડીને વ્યાકુળ ચિત્તે અશ્રુ પાડતી દીનવાણીથી બોલી કે;—

**" જો મેં આપ્યું હોય, જો હોમ્યું હોય અને જો બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હોય, તો તે પુણ્યવડે હરિશ્ચંદ્ર ફરિ મારા ભર્ત્તા થજો."**

આ સાંભળી રાજા હાહાકાર કરતા વિલાપ કરવા લાગ્યો;—વૃક્ષની છાયા વૃક્ષને કદી પણ છોડતી નથી, તો આ સત્યશીળ ગુણવાળી મને છોડી કેમ જાય છે? પુત્ર! તું પણ મને છોડીને જઇશ? વિપ્ર! હું કઇ દિશામાં જાઉં? કોણ મારૂં દુઃખ ભાંગશે? ભૂદેવ! જે દુઃખ પુત્ર વિયોગથી અને થાય છે, તે દુઃખ રાજ્ય ત્યાગથી કે વનવાસથી થતું નથી.' પછી રાજા ગદ્ગદ કંઠે રાણીને કહેવા લાગ્યા;—'હે પ્રિય! હે કલ્યાણી! તું જે મારાથી તજાયલી અને દુઃખે સાથે જોડાએલી છું. હું ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયો છું, સર્વ રાજ્ય સુખ જે ઉચિત છે, એવા પતિને પામીને તું દાસભાવ પામી! હું આ રીતે મહાશોકસાગરમાં ડૂબું છું. તેને તારા વિના હે દેવિ! પુરાણના—જુના ઇતિહાસો કહી કોણ દુઃખમાંથી કહાડશે? ઇત્યાદિ રીતે રાજાને વિલાપ કરતો મૂકીને બ્રાહ્મણ રાણી અને રોહિતને લઇ ચાલી નીકળ્યો.

હરિશ્ચચંદ્ર શોકાતુર હૃદયે ઉભા હતા, ત્યાં વિશ્વામિત્રે બ્રાહ્મણરૂપે આવી દક્ષિણા માગી. રાજાએ કહ્યું કે,-મારી સ્ત્રી અને પુત્રને વેચી આ દ્રવ્ય લાવ્યો છું તે લ્યો. બ્રાહ્મણ—તમે કહ્યું હતું કે "જે માગશો તે આપીશ" તો મારે રાજસૂય યજ્ઞ કરવો છે. તેથી તેટલું દ્રવ્ય આપો. રાજાએ કહ્યું, મહારાજ! હવે તો માત્ર મારો એકલો દેહ છે. તે જો કોઇ લે તો તે વેચીને તમારી ઇચ્છા પૂરી કરૂં. બ્રાહ્મણે કહ્યું કે,—તમારે ફાવે તેમ કરો, પણ મારે તો દ્રવ્ય જોઇએ. રાજાએ તે બ્રાહ્મણના ગયા પછી નીચે મુખે ઉંચે સ્વરે ઘણા લોકો વચે જણાવ્યું કે;—મને વેચાતો લેતાં જેનું કામ થતું હોય તે બોલજો.' એટલામાં ધર્મરાજા ચાંડાલરૂપે આવી બોલ્યા કે;—હું **પ્રવીર વીરબાહુ** નામે પ્રસિદ્ધ ચાંડાલ છું. હું તને દાસ કરવા સારૂં લઉં છું. આ સાંભળી રાજાએ તે **પ્રવીર** નામે ચાંડાલને ત્યાં વેચાઇ બ્રાહ્મણની ઇચ્છા પૂર્ણ કરી. એટલામાં આકાશવાણી થઇ કે;—'હે રાજન! તમે દેવું છુટી ગયા છો.' પછી દેવોએ ધન્યવાદ આપી પુષ્પ વૃષ્ટિ કરી. વિશ્વામિત્ર સ્વતિ—કલ્યાણ થજો. એટલું બોલી દ્રવ્ય લઇ ચાલ્યા ગયા. ચાંડાલ હરિશ્ચંદ્રને ત્યાં તેડી ગયો.

હરિશ્ચંદ્ર રાજા ચાંડાલની આજ્ઞાથી સ્મશાનમાં રહ્યા. શબ બાળવા આવે તે પાસેથી કર અને શબ ઉપરનાં વસ્ત્ર એકઠા કરતા હતા. તે સ્મશાન **કાશીની** દક્ષિણે હતું. તેમાં અનેક શબ આવતાં હતાં. મરનારના સગાં વહાલાંના વિલાપથી મહા ભયંકર લાગતું હતું. સ્મશાનના ઘણા કામથી રાજાનું શરીર દુર્બળ થઇ ગયું હતું. ચિતા ભસ્મથી શરીર લીપાઇ ગયું હતું. રાત્રિ દિવસ સૂવાનું મળતું નહિ. એવી રીતે દુઃખી હાલતમાં

એક વર્ષ કાઢયું, તે સો વર્ષ જેવું થઇ પડયું હતું.

હરિશ્ચંદ્ર રાજા જ્યારે આ તરફ આવી દુર્દશામાં હતા; ત્યારે પેલી તરફ રાણી તારામતી અને કુંવર રોહિતાશ્વને કાંઇ ઓછું દુઃખ નહોતું. એક વખતે રાજકુમાર રોહિત પોતાના સોબતીઓ સાથે કાશી નગરીની બહાર રમવા ગયો હતો; ત્યાંથી વળતાં પોતાના સ્વામી કાળ કૌશિકની પ્રીતિને માટે દર્ભ, સમિધ આદિનો ભારો મસ્તકપર લઇને આવતો હતો. માર્ગમાં ઘણી તરસ લાગી હતી. તેથી ભારો ઉતારી તળાવમાં પાણી પીવા ગયો; ત્યાંથી ભારા પાસે આવતાં, વિશ્વામિત્રના મોકલેલા સર્પે ડંશ કર્યો. એટલે તે ત્યાંજ મરણ પામી પડયો. સાથેના બાળકોએ આવી તારામતીને ખબર આપ્યા. આ વજ્રપાત જેવાં વચન સાંભળી રાણી કપાએલી કેળની પેઠે પૃથ્વીપર પડી ગઇ. દુઃખમાં દુઃખ આવી પડયું, જે બિચારી પુત્રનું મુખ જોઇને આશાએ દિવસો કાઢતી હતી. તે આશા પણ નિષ્ફળ ગઇ. માથે દુઃખના ડુંગરા ઉગવા લાગ્યા. શુદ્ધિમાં આવતાં બ્રાહ્મણના કાલાવાલા કર્યા, ત્યારે અધરાતે રજા મળી, એ વખતે પોતાના પડેલા પુત્ર પાસે ગઇ.

તારામતી પુત્રને ખોળામાં લઇ છાતીફાટ વિલાપ કરવા લાગી કે;—અરેરે! આ શું ગજબ! હાય હાય! હુ હવે નિરાધાર થઇ! હાય! મારો હૈયા ધારણ નાશ પામ્યો! અરે! હવે હું શું કરીશ! હું કયાં જાઉં? અરે! દુષ્ટ સર્પ! તેં આવા કોમળ નિરપરાધી બાળકનો જીવ કેમ લીધો? આથી તને શું ફળ મળશે? શું અપરાધ વગરના લોકને પણ દુઃખ દેવું એજ ક્રુર પ્રાણીઓનો સ્વભાવ છે! સર્પરાજ કયાં ગયો? મને પણ ડંસ કર! તેથી અમે બંને મા દીકરાને ઘણો અંતરાય પડે નહિ. પ્રિય પુત્ર! એકવાર બોલ! મને નિરાધાર મૂકી કયાં જાય છે? તારા વિના બીજા કોનું સુંદર હસતુ મુખ જોઇ તારા પિતાના વિયોગનું દુઃખ વિસારીશ! પુત્ર! ઉઠ? એકવાર કાલું કાલું બોલી ઉત્તર આપ. નહિતો પુત્ર! હું પણ તારી પાછળ આવું છું! ઇત્યાદિ પ્રકારે ઘોર અંધારી રાતે કલ્પાંત સાથે વિલાપ કરવા લાગી. તેવામાં ઋષિ આવી કહેવા લાગ્યા કે, તું વહેલી વહેલી તારા પુત્રના શબને અગ્નિદાહ કર. નહિ તો ચંડાળ કર લીધા વગર બાળવા નહિ દે. રાણી પુત્રના શબને લઇ સ્મશાનમાં આવી. કાષ્ટ એકઠા કરવા લાગી. રાણીને પોતાનો પતિ હરિશ્ચંદ્ર ચંડાળતા પામીને સ્મશાનમાં રહે છે, તેની ખબર નહોતી. બંને દીર્ઘકાળ થયાં વિખુટાં પડયાં હતાં, અને એવી દુઃખદ દશામાં આવી પડયાં હતાં કે, કોઇ કોઇને ઓળખી શકે તેમ નહોતું. રાણી ચિતા તૈયાર કરી સળગાવવા લાગી.

આ વખતે સ્મશાનમાં બેઠેલા હરિશ્ચંદ્રે આવી ક્રોધથી અગ્નિને ઓલવી નાંખી બોલ્યા કે;—અરે ! તું આ વખતે કોણ છે ? ક્યાંથી આવી છે ? શું મારા ધણીનો કર આપ્યા વગર તારા પુત્રના શબને બાળવા ઇચ્છે છે ? હું મારા ધણીનો કર ઉઘરાવવા માટેજ આ શ્મશાનની ચોકી કરૂં છું. માટે તું પ્રથમ કર આપ. પછી તારા પુત્રને બાળજે. આ સાંભળી તારામતી નિઃશ્વાસ નાખી વિલાપ કરવા લાગીઃ—મારી પાસે કર આપવાને કંઇ નથી માટે દયા કરી મારા પુત્રને બાળવાની રજા આપો. અરેરે ! સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ સત્યવાદી હરિશ્ચંદ્ર રાજાની સ્ત્રી ક્યાં ! અને આ વિકટ દશા ક્યાં ! હાય ! હું આ દશામાં પુત્રને બાળવાને માટે સ્મશાનનો કર આપવાને પણ શક્તિવાન નથી ! હા ! દૈવનો શો ગજબ ! વત્સ ! આ કોના પાપથી ઘોર દુઃખ આવી પડયું છે ! હા નાથ ! મને અતિ દુઃખિતાને છોડી આપ ક્યાં વસો છો ! રાજર્ષિ હરિશ્ચંદ્રના રાજ્યનો નાશ, બંધુનો ત્યાગ, ભાર્યા અને પુત્રનો વિક્રય ! હે વિધાતા ! ! તેં આ શું કર્યું ! ! !

હરિશ્ચંદ્ર આ સાંભળતાંજ મુર્છાગત થયા. થોડીવારે શુદ્ધિમાં આવતાં સ્ત્રી સામું જોઇ ફરી મૂર્છા પામ્યા. ઘણીવારે સંજ્ઞા આવતાં પુત્રને નિરખી વિલાપ કરવા લાગ્યાઃ—પુત્ર ! તું ક્યાં અંતર્ધ્યાન થયો ! તારી બિચારી માતા સામું દયા વિનાનો થઇ કેમ જોતો નથી ? પ્રિય પુત્ર ! એકવાર મનોહર આનંદ આપનારી મધુરી કોમળ વાણી બોલ ! આ તારી માતાને ધન્ય છે કે આજ સુધી તારા બોલ સાંભળવાના સુખનો અનુભવ કર્યો, પરંતુ મેંતો તારા બોલ આગળ સાંભળેલા, તે યાદ કરી આટલા રોજ કાઢયા. આ સમયે તું મને મળ્યો છે, પરંતુ એક વચન પણ બોલતો નથી. જીવનાધાર ! તારા પિતા સામી એકવાર દ્રષ્ટિ કર ! નહિ તો હું તને થોડા વખતમાંજ સ્વર્ગમાં ભેળો થઇશ. હા સુકુમાર વત્સ ! હા મનોહૃદય નંદન ! તારૂં દીનમુખ જોઇ મારૂં હૃદય કેમ ફાટી જતું નથી ? ઇત્યાદિ બોલતા ફરી મૂર્છા પામ્યા. તેને પડેલા જોઇ તારામતીને વિચાર આવ્યો કે;—વિદ્જ્જનના મનનો ચંદ્ર એવો હરિશ્ચંદ્ર, તેજ આ પુરૂષ શ્રેષ્ઠ છે એમાં સંશય નથી. એ નરેશ્વર અત્યારે સ્મશાનમાં ક્યાંથી આવ્યા હશે ! ઇત્યાદિ વિચાર કરતી, ભર્તા અને પુત્રના દુઃખથી પીડિત તે દીના અને વિસ્મિતા રાણી મૂર્છાથી ધરણીપર ઢળી પડી. ધીરે ધીરે ચેતના આવતાં ગદ્‌ગદ્ કંઠે બોલીઃ—'ધિક છે, દૈવને ! હે દયા વિનાના અને અમર્યાદ ! આ દેવ રાજાને ચાંડાલતામાં આણ્યા. આ દૈવનો કેવો ફેરફાર ! પૂર્વે જે આ રાજાને ચાલતા તાબે થયેલા રાજાઓ પોતાના અમૂલ્ય વસ્ત્રવડે જમીન સાફ કરતા, એવા મોટા મહારાજા આજે દુઃખથી પીડિત થઇ અપવિત્ર ભયંકર સ્મશાનમાં

જ્યાં ભસ્મ અંગારા અને અડધાં બળેલાં હાડકાં મજ્જાદિ પડયાં છે ત્યાં ફરે છે!!! ઇત્યાદિ બોલી વિલાપ કરવા લાગી.

રાજાએ કહ્યું:—પ્રિયા! તું તારા જે પ્રાણનાથનું સ્મરણ કરે છે. તેજ વજ્રમય હૃદયનો આ હું હરિશ્ચંદ્ર છું. હે પ્રભુ! મારૂં રાજાપણું ક્યાં! અને આ ચાંડાળની ચાકરી ક્યાં! મારા જેવો કોઇ પણ પૃથ્વીમાં દુ:ખીઓ હશે નહિ. પ્રિયા! તું મારા પ્રાણથી પણ અધિક પ્રિય છે અને આ મારો પુત્ર પણ મારા પ્રાણથી અધિક છે, પણ પુત્રને બાળવા માટે મારા ધણીને કર આપવો જોઇએ અગર તેમની આજ્ઞા મળવી જોઇએ, તે વિના બાળી શકાય નહિ. જે "પોતાના શરીર, સગાં, પુત્ર, કે સ્ત્રી સારૂ પોતાના ધણીનું અહિત કરે છે, તે મહા અધમમાં અધમ માણસ ગણાય છે." માટે તું અહીં બેસ, હું મારા ધણીની આજ્ઞા લેવા જાઉં છું. એમ કહી પોતાના ધણી પાસે ગયો.

વિશ્વામિત્રે બ્રાહ્મણરૂપે આવી રાણીને પીશાચનો ભો બતાવ્યો. જેથી રાણી પુત્રનું પ્રેત લઇ એક પાસેના દેવળમાં જઇ બેઠી. થોડીવારે નિંદ્રા આવી ગઇ; એટલે ઋષિએ રોહિતનું પેટ ફાડી આતરડાં કહાડી રાણીના મોં ઉપર નાખ્યાં અને લોહી છાંટયું, પછી શંખનાદ કર્યો. લોકો ભેળાં થયાં, આ કોઇ રાક્ષસી છે? એવી બૂમ ઉડાડી. રાણીને લોકોએ પૂછવા માંડયું, પણ તે દુ:ખથી ગાંડા જેવી થઇ ગયેલી કાંઇ જવાબ આપી શકી નહિ. તેથી લોકોના મનમાં શંકા આવી કે;—એ સ્ત્રી નથી, પણ કોઈ રાક્ષસી જેવી છે! તે ખરેખરી કોઇ બાલઘાતની છે, તેણે ભક્ષ સારૂ આ કોઇનું બાળક દેવળમાં આણ્યું છે. એ રીતે લોકો બોલવા લાગ્યા અને તે પ્રમાણે તેને કારણો સૂઝવા લાગ્યાં. અંતે તેને બાલઘાતિની માની મારી નાખવા યોગ્ય ઠરાવી અને મારી નાંખવા વીરબાહુને જાણ કરી. તેણે હરિશ્ચંદ્રને બોલાવવાની તજવીજ કરી, તેટલામાં તે શોકાતુર હૃદયે પોતાના બાળકને બાળવાની રજા લેવા આવી પહોંચ્યા. હરિશ્ચંદ્રે હજુ પોતાની વાત કરી નહોતી, ત્યાં વીરબાહુએ આજ્ઞા કરી કે:—રે દાસ! સ્મશાન પાસેના દેવળમાં કોઇ રાક્ષસી સ્ત્રી આવી છે, તે બાલઘાતિની છે, તેને વધ કરવાનો હુકમ થયો છે. માટે તારી પાસે આવે કે, તું તેનો વધ કરજે!

આ સાંભળી હરિશ્ચંદ્ર વિચારમાં પડયા કે, આજ સુધી તો મારે મૃત મનુષ્યોનાં શબ સંબંધીનુંજ કામ હતું, પણ આતો વધ અને તે પણ કોઇ સ્ત્રીનો વધ, એમ સ્થિતિનું અતિશય અંતર થઇ જતાં તે વિષે શંકાશીલ થઈ ધ્રુજતે ધ્રુજતે કહેવા લાગ્યા કે;—'એ કરવા હું શક્તિવાન નથી, તમારી આજ્ઞાથી બીજું અસાધ્ય કર્મ હશે, તે પણ હું કરીશ. ચાંડાલ કહે,—તું

બીજા માં, આ ખડ્ગ લે અને તું જા, તેને મારજે. તે બાળકોને ભય દેનારી છે, તે રક્ષા કરવા યોગ્ય નથી; એ દુષ્ટાએ બહુ બાળકોને ખાધાં છે, એના એકના વધથી બહુને સુખ થશે અને લોકોને નીરાંત થશે. હરીશ્ચંદ્રે કહ્યું;—'સ્ત્રીઓ સદા રક્ષણ કરવા યોગ્ય છે. મારો જન્મ થયો ત્યારથીજ વ્રત છે કે, સ્ત્રી વધ ન કરવો. બીજું ગમે તેવું દારૂણ કામ હશે તે હું કરીશ. પણ સ્ત્રી વધ નહિ થાય! ચાંડાલે કહ્યુ;—' તું ચાંડાલનો દાસ છે. માટે તારે હું કહું તે કરવાનો ધર્મ છે. માટે લે આ ખડ્ગ અને છેદજે તેનું શિર.

હરિશ્ચંદ્ર આ વચન સાંભળી દીલગીર થતા નીચું મુખ કરી ખડ્ગ લઇ સ્મશાનમાં આવ્યા. ત્યાં તારામતી જેને રાક્ષસી ગણેલી છે, તેને પુત્ર સહિત મૂકી સિપાઇઓ ચાલ્યા ગયા. તારામતી વિપત્તિપર વિપત્તિ આવી પડવાથી શરીરની શુદ્ધ ભૂલી જઈ, વિલાપ કરતી હતી. હરિશ્ચંદ્ર તેમને નિરખી છાતીફાટ રૂદન કરવા લાગ્યા. આ વળી બીજું વિપરીત દુઃખ આવી પડવાથી બેશુદ્ધ થઇ ગયા. તારામની વિલાપ કરતી રાજાને કંઠે વળગી પડી બોલી કે;—"હે રાજન! આ તે સ્વપ્ન છે કે સત્ય છે! હે મહા ભાગ! આપ આને જે માનતા હો તે કહો. મારૂં મન નિશ્ચય મુંઝાય છે, હે ધર્મજ્ઞ! જો આ સર્વ સત્યજ હોય તો ધર્મ વિષે સહાયતા નથી, તેમજ વિપ્ર. દેવાદિના પૂજનમાં અને સત્ય સાધનમાં પણ કંઇ નથી, જો ધર્મજ નથી તો સત્ય તો ક્યાંથીજ હોય!' એટલું બોલી પછી પોતાનો વૃત્તાંત કહ્યો. રાજાએ નિશ્ચય કર્યો કે પોતાની સ્ત્રી નિરપરાધી છે, તોપણ પોતાના ધણીનો હુકમ ભંગ કેમ થાય! એવા વિચારમાં મૂર્છાગત થયા. શુદ્ધિમાં આવતાં રાણીએ ગદ્ગદ્ ગિરાથી કહ્યું કે;—'પ્રાણનાથ! મારૂં શિર છેદીને આપના સ્વામીની આજ્ઞા પાળો. રાજેંદ્ર! અસત્ય આપનાથી ન થાઓ. પરદ્રોહતે પાપછે,

હરિશ્ચંદ્ર રાજા આ સાંભળી ફરી મૂર્છા પામ્યા. શુદ્ધિમાં આવતા બોલ્યા કે;—હે પ્રિય! જે કહેવાને પણ અશક્ય છે, તે કર્મ કરાય તો કેમજ. રાણી બોલી,—હે પ્રભો! મેં સત્ય કર્મ કર્યાં છે, તો અન્ય જન્મને વિષે પણ આપજ મારા પતિ થશો! રોહિત સરખા પુત્ર, વસિષ્ઠ સરખા ગુરૂ, અને વિશ્વામિત્ર સરખા જન્મોજન્મ યાચક મળજો. પ્રાણપતિ! "તમારા હાથથી નાખેલી તલવાર પણ મારા ગળામાં મોતીની માળા જેવી લાગશે! માટે ચિંતાતુર ન થતાં તરત ઘા કરો!' રાજાએ કહ્યું—જો નિષ્કપટ થઇ મારા ધણીની આજ્ઞા પાળી છે, તો આપણું ઇશ્વર કલ્યાણ કરશે. આપણે સૌ થોડા વખતમાં સ્વર્ગમાં એકઠાં થઇશું. આ ખડ્ગ આપણા વિયોગને વધારેવાર સહન કરશે નહિ. આ પ્રમાણે બોલી પરમે-

શ્વરનું ધ્યાન કરતાં જેવા ખડ્ગ ઉગામી ઘા કરવા જાય છે. તેવાજ તર્ફ સાક્ષાત્ ધર્મને પ્રમુખ કરી સર્વ દેવો વિશ્વામિત્ર સાથે આવી ઉભા રહ્યા અને બોલ્યા કે;—હે રાજન ! સાહસ મા કરો ? અમે ધર્માદિ છીએ. તમે પ્રાણ જતાં સુધી પણ તમારો સત્ય ધર્મ ચૂકયા નથી. તેથી તમને ધન્ય છે ! ધન્ય છે ! ! આપના સત્યવાદિ ગુણોથી બહુજ સંતોષિત થયા છીએ. આપે સનાતન લોક જિત્યા છે. બીજા નરોને જે પ્રાપ્ત થવું અશકય છે, તે તમે પોતાના કર્મથી પ્રાપ્ત કર્યું છે. પછી સર્વ ઉપર અમૃત અને પુષ્પની વૃષ્ટિ થઇ. સુકુમાર પુત્ર રોહિત સ્વસ્થ થઇ ઉભો થયો. વિશ્વામિત્રે હરિશ્ચંદ્રના સત્ય વ્રતપર પ્રસન્ન થઇ પોતાના કેટલાક તપનું ફળ તેમને અર્પણ કર્યું. માયાની અતિ ગહન છાયા દૂર થઇ અને સત્યનો પ્રકાશ થયો. ઇશ્વર કૃપાથી સર્વનો સંયોગ થયો અને સુખ સંપત્તિ તથા રાજ્યાદિ સર્વ નિર્મળ અમરકીર્ત્તિ સહિત પાછું હરિશ્ચંદ્રને આવી મળ્યું. અયોદ્ધામાં ઘણાં વર્ષ ધર્મ રાજ્ય ચલાવ્યું. પછી રોહિતને રાજ્યાભિષેક કર્યો હતો.

મહારાજા હરિશ્ચંદ્ર દુઃખથી ડરી જઇ, કદી ધૈર્ય છોડી ધર્મથી ચળાયમાન થયા નહોતા. એવાં તેમનામાં મહાન્ પુરૂષનાં ઉત્તમ લક્ષણો હતાં. સંકટો સહન કરીને પણ સત્યવાદી, દાતા, અને ધર્મશીલ આદિ ગુણોવડે મહાત્મા થવાથી અંતે કેટલાં સુખ અને લાભ છે ? તેનું હરિશ્ચંદ્ર એક ઉત્તમ અમર દૃષ્ટાંત છે. જેમ તે મહારાજા હતા. તેમ તેમને ઘણાં સંકટો સહન કરવાં પડયાં હતાં. તેવી રીતે કદી આપણી સ્થિતિને અનુકૂળ આપણને સદાચાર પાળતાં સકટો આવે, તો તે દૃઢતા રાખી સહન કરવાં. તેથી અંતે મહા સુખ અને લાભ થાય છે. અંતે " सत्य मेव जयते" એ નિઃસંદેહ છે. કાળકૌશિક બ્રાહ્મણ, ચાંડાલાદિ સર્વ વેશ ધારી હતા. એ સર્વ હરિશ્ચંદ્રની પરીક્ષા જોવા સારૂ વિશ્વામિત્રની કરેલી રચનાજ હતી. તે અંતે તેને પરમ સદ્‌ગતિ આપનાર સાધનજ થયું. જે પરમ સ્થાન પામવાને મનુષ્યો ઇચ્છે છે, તે સ્થાન સહકુટુંબ હરિશ્ચંદ્રને પ્રાપ્ત થયું અને દેવાદિને પણ અતિ દુર્લભ એવી અતુલ કીર્ત્તિને પામ્યા. જે અદ્યાપિ સતેજ છે. ધન્ય હરિશ્ચંદ્ર ! ! !



## સગર રાજા.



સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુલોત્પન્ન **હરિશ્ચંદ્ર** વંશીય **બાહુક** રાજાના પુત્ર. તેની ઉત્પત્તિ એવી રીતે છેઃ—બાહુક રાજાએ ઘણીવાર લગ્ન કર્યું હતું, પણ તેમાં એકે સ્ત્રીથી સંતતિ થઇ નહોતી. તેથી તે ઘણો ઉદાસ રહેતો હતો. તેટલામાં એક પ્રસંગે દૈવ્યયોગથી **નારદજી** આવ્યા. તેમણે આમ્રફળ આપી કહ્યું કે, આ ફળ ગમે તે એક રાણીને ખવાડજો. એટલે તમને પુત્ર થશે, તે દિવશે મોટી રાણીનો વારો હતો, તેને રાજાએ તે ફળ ખવડાવ્યું, તેનાથી ગર્ભ રહ્યો. તેવામાં એવું બન્યું કે, બાહુકના નગર ઉપર ઘણાક રાજાઓ ચડી આવ્યા. તેથી તે ભાગીને જ્યાં ઋષિઓની પર્ણકુટીઓ હતી, ત્યાં પોતાની સર્વ સ્ત્રીઓ સાથે આવી રહ્યો. મોટી સ્ત્રીને ગર્ભવંતી જોઇ બીજી શોકયોને અદેખાઇ આવી. તેમણે પેલીને ઝેર દીધું. ગર્ભવતીને વિષની જ્વાળા બહુ લાગી, તેથી એ **ઔરવ** ઋષિની ઝુંપડીમાં ગઇ અને જણાવ્યું કે; મહારાજ ! મારો પ્રાણ ઉગારો. ઋષિએ આશિર્વાદ દીધો કે;—"તને અને તારા ગર્ભને કંઇ હાનિ થશે નહિ. પણ પુત્ર વિષ સાથે અવતરશે." પછી બાહુકનું મૃત્યુ થયું; ત્યારે સર્વ સ્ત્રીઓ સતી થઇ, માત્ર ગર્ભવતીને ઔરવ ઋષિએ અટકાવી રાખી હતી. તેને પુત્રનો પ્રસવ થયો. ઋષિએ તેનું નામ **સગર** (વિષ સહિત) પાડયું.

સગર રાજા મહા તેજસ્વી હતા. આગળ જતાં તેઓ મહા પરાક્રમી શૂરવીર, વિદ્વાન, ચતુર, દયાળુ, નીતિવાન, ઉત્સાહી અને હિંમતવાન નીકળ્યા હતા. તેમને ધર્મ અને તત્વજ્ઞાન ઉપર પ્રીતિ હતી. તેઓ વિદર્ભ દેશના યદુ રાજાની કન્યા **સુમતી** અથવા **પ્રભા** અને **શિબિ** દેશના રાજાની કન્યા કેશિની અથવા **ભાનુમતી** એ બે સાથે પરણ્યા હતા. આ બંને સ્ત્રીઓ પતિવ્રતા હતી. આરવ ઋષિના કહેવાથી **તાલજંઘ**, **યવન**, **શક**, **હૈહય**, અને **બર્બર** વગેરે મ્લેચ્છોને જીતીને સગર રાજાએ રાજ્ય વધાર્યું હતું. તે મ્લેચ્છોમાં કેટલાકને નહિ મારતાં તેમને વિકૃત—ખરાબ વેષવાળા કર્યા હતા. કેટલાકને મુંડા અને દાઢી મૂછવાળા, કેટલાકને છુટા કેશવાળા અને અરધા મુંડેલા, કેટલાકને અંદર લૂગડા વગર અને કેટલાકને બહારનાં લૂગડા વગરના બનાવ્યા હતા. જેથી વૈદિક ધર્મિ રાજાઓ વગેરેને તરત તેઓ છેટેથી ઓળખાઇ આવે. આ મહારાજાએ ઘણાક શત્રુઓને સંહારી પિતાનું

વેર લીધું. આ સદાચારી મહારાજાએ દુષ્ટ દુરાચારીઓને દંડી દેશમાં સદ્-ગુણની વૃદ્ધિ કરી હતી. પ્રજાનું ઘણી પ્રકારે કલ્યાણ કર્યું હતું. ત્રેતાયુગમાં આ પ્રથમ ચક્રવર્તિ રાજા થયા અને ઉત્તમ પ્રકારે રાજ્ય ચલાવી મોટી કીર્તિ સંપાદન કરી હતી.

આ પ્રજા પ્રિય રાજાને પૂર્વ જન્મનું સ્મરણ હતું. પૂર્વ જન્મમાં તેમણે કન્યાદાન આદિ સુકૃત્યો કર્યાં હતાં. તેનાથી તેમને આ જન્મમાં રાજાનો અવતાર થયો હતો. તેમણે પૂર્વ જન્મના સ્મરણથી ઘણી કન્યાઓનું દાન એકી વખતે આપવાનો વિચાર કર્યો હતો. એ કન્યાઓ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પોતાની બંને સ્ત્રીઓ સાથે વનમાં જઇ ઘણો કાળ તપશ્ચર્ય કરી. એ તપશ્ચર્યાથી પરમ કરૂણાકર મંગળમય પ્રભુ સદાશિવ પ્રસન્ન થયા, પણ ઇંદ્રની પ્રાર્થનાથી સરસ્વતીજીએ સગરને અવળી પ્રેરણા કરી. તેથી પુત્રીઓને બદલે ઘણા પુત્રો માગ્યા. તેથી સુમતીને પેટે ઘણા પુત્રો અને કેશિનીને એક પુત્ર એ રીતે પુત્રો થયા. એ સર્વ પુત્રો મહા બળવાન અને પરાક્રમી હતા. તેમણે સમુદ્રમાં ઘણી શોધો કરી હતી. તેમ તેની અંદરના બેટો તાબે કર્યા હતા. તે સગરના પુત્રોથી સમુદ્રનું નામ સાગર પડેલું કહેવાય છે. અસમંજા નામે પુત્ર તે કોઇ યોગ ભ્રષ્ટ પુરૂષનો જન્મ હતો, તેને પૂર્વ જન્મનું સ્મરણ રહ્યું હતું. તેથી વનમાં નીકળી જવા ઇચ્છતો હતો. ઇત્યાદિથી તે લોકોને દુઃખ દેતો હતો. તેથી સગર રાજાએ તેને વનમાં કાઢી મૂકયો અને તેના પુત્ર અંશુમાનને પોતાની પાસે રાખ્યો હતો.

સગર રાજાએ અનેક પ્રકારના યજ્ઞ કર્યા હતા. પછી સો અશ્વમેધ યજ્ઞમાં શ્યામકર્ણી અશ્વ—જેનું અંગ કેવળ ધોળું અને કાન માત્ર કાળા એવા અશ્વને ઇંદ્રે હરણ કરી, પાતાળમાં જ્યાં કપિલ મુનિ ધ્યાનમાં બેઠા હતા, તેની પાછળ બાંધી રાખ્યો. તે અશ્વની રખેવાળી સગરના પુત્રો કરતા હતા. તેઓ ભૂમિ અને સમુદ્રપર શોધી વળ્યા, તેમાં કોઇ ઠેકાણે પતો લાગ્યો નહિ. અંતે નિરાશ થઇ સગર રાજા પાસે આવ્યા. સગરે ફરી પૃથ્વીપર શોધ કરાવતાં કપિલાશ્રમમાં પતો લાગ્યો, છેટેથી અશ્વને જોઇ બધા સાથે બૂમ પાડી ઉઠયા કે એ અશ્વ અમારો છે. તેને છોડો ? એમ બોલી સમાધિસ્થ બેઠેલા કપિલ મુનિને અશ્વ હરણ કરનાર માની મારવા લાગ્યા. મુનિએ સમાધિમાંથી નેત્રો ઉઘાડી સગર પુત્રો સામું જોતાંજ તે સર્વ બળી ભસ્મ થયા.

સગર રાજા યજ્ઞની દિક્ષા લઈ બેઠા હતા. સર્વ પુત્રોની આ દશા થઇ, અસમંજા પુત્રને પહેલાંથીજ વનમાં કાઢી મૂકયો હતો. યજ્ઞ સમાપ્તીમાં મોટું વિઘ્ન આવી પડયું, ઘણો કાળ વિતી ગયો, પુત્રો પાછા ફર્યા નહિ. તેથી

અસમંજાનો પુત્ર **અંશુમાન** જે મહા પરાક્રમી અને અતિ વિચારવાન હતો, તેને શોધ કરવા મોકલ્યો. તે શોધતો કપિલમુનિને આશ્રમે આવ્યો. કપિલમુનિને સમાધિસ્થ જોઇ સ્તુતિ કરતો કેટલોક વખત ઉભો રહ્યો હતો. મુનિ સમાધિમાંથી ઉઠતાં અંશુમાનને સ્તુતિ કરતો જોઇ પ્રસન્ન થયા. અશ્વને આપ્યો અને કહ્યું કે—" આ તારા કાકાઓની અહીં આ દશા થઇ છે, તેની મુક્તિ ગંગા જ્યારે અહીં આવશે, ત્યારે થશે. " તે વાત અંશુમાને જઇ સગરને કહી હતી. સગરે ઇશ્વર ઇચ્છા જાણી મન વાળ્યું હતું અને સોમો અશ્વમેધ યજ્ઞ પૂર્ણ કર્યો હતો; ઇત્યાદિ સુકૃત્યોમાં તેમણે પોતાની અખુટ દોલત વાપરી મોટી કીર્ત્તિ સંપાદન કરી હતી. પછી અંશુમાનને રાજ્યાભિષેક કરી રાજ્ય સોંપી દીધું. પોતે ઔરવ ઋષિ પાસે તત્ત્વજ્ઞાન સમજી લઇ વનમાં તપ કરવા ગયા. ઘણોક કાળ ઇશ્વરભક્તિ કરી મોક્ષને પામ્યા હતા.

એ રીતે સગર રાજાએ **સ્વપરાક્રમથી** શત્રુઓને મારી પિતાનું વેર લીધું, ગયેલું રાજ્ય મેળવી તેમાં વિશેષ વધારો કર્યો, સંપૂર્ણ સત્તા જમાવી ચક્રવર્ત્તિ રાજા થયા. દેશમાંથી દુરાચારને દૂર કરી સદાચારની વૃદ્ધિ કરી હતી. વેદ વિરૂદ્ધ અધર્મિ યવનોને વિકૃત રૂપે કરી ઓળખાઇ આવે તેવા કર્યા અને યજ્ઞ યાગાદિ સુકૃત્યોમાં પોતાની અખુટ દોલત વાપરી જગતમાં અમર કીર્ત્તિ રાખી ગયા છે.

આ ઉપરથી શિક્ષણ લેવાતું છે કે;—જેમ સગર રાજાના ઘણા પુત્રોએ પોતાના પ્રબળ બળના અભિમાને અવિચારથી કપિલ જેવા મહાત્માનો અપરાધ કર્યો. તેથી સત્વર નાશ પામ્યા. તેમ એકદમ અવિચારે કોઇનો અપરાધ કરવો નહિ. નહિતો સગરના પુત્રોના જેવી દશા થાય છે અને આરંભેલા કાર્યમાં વિઘ્ન પડે છે. વળી જેમ અંશુમાને પોતાના પરાક્રમ કે બળનો ગર્વ તજી નમ્ર પણે કપિલ મુનિની સ્તુતિ કરી તો ધારેલું કાર્ય સત્વર સિદ્ધ થયું અને નાશ પામેલાઓના ઉદ્ધારનો ઉપાય મળ્યો. તેમ અંશુમાનની પેઠે નમ્રપણે મહા પુરૂષોની કૃપા સંપાદન કરી કાર્ય સિદ્ધ કરવું એ ઉત્તમ છે.



# દિલીપ.



આ મહા પ્રતાપી રાજા, સગર રાજાના પૌત્ર અને અંશુમાન રાજાના પુત્ર. માતાનું નામ યશોદા હતું. તે પિતૃઓની પુત્રી હતી. તે મહા ધાર્મિક અને પતિવ્રતા સ્ત્રી હતી. તેમના હાથ નીચે આ બાળ વયમાં સર્વ પ્રકારનું શિક્ષણ લઇ ઉછર્યા હતા અને ઋષિ મુનિઓની સોબતમાં રહી વેદ, વેદાંગાદિકનું જ્ઞાન મેળવ્યું હતું. તેથી તે મહા દયાળુ, ધાર્મિક, તત્વજ્ઞાની, શૂરવીર, હિંમતવાન અને ઉત્સાહી આદિ સદ્‌ગુણ સંપન્ન થયા હતા. પોતાના પ્રબળ પરાક્રમથી સાતે દ્વીપમાં રાજ્યસત્તા જમાવી મહારાજા ધિરાજનું પદ સંપાદન કર્યું હતું. પિતાના પ્રમાણેજ ધર્મ, નીતિથી ઉત્તમ પ્રકારે રાજ્ય ચલાવી પ્રજા પ્રીતિ મેળવી હતી. યજ્ઞ યાગાદિક શુભ કાર્યોમાં અખુટ ખજાનો ખાલી કર્યો હતો.

દિલીપ રાજાએ ઘણા શત્રુઓને સંહારી નિષકંટક રાજય કર્યું હતું. તેનું અતુલ પરાક્રમ જોઇ રાવણ સરખા જોરાવર રાજાઓ પણ બીને ચાલતા હતા. આ મહારાજ મંત્ર શાસ્ત્રમાં પણ ઘણા કુશળ હતા. તપ વગેરે કરી ઐશ્વર્યની વૃદ્ધિ કરી હતી. એક વખતે રાવણે તે સાથે લડાઇ કરવાનો વિચાર ધાર્યો હતો, પણ પ્રથમ તેમની શક્તિ જોવાને બ્રાહ્મણરૂપે આવ્યો હતો. તેમની સમૃદ્ધિ આદિની ચિકિત્સા કરી, પછી જયાં મહારાજ પૂજા પાઠ કરતા હતા ત્યાં આવ્યો. મહારાજે પૂજા કરી એક કુશ જળથી મંત્રી દક્ષિણ દિશામાં ફેંકયો, તે જોઇ રાવણને શંકા થઇ. તેથી સ્નેહભાવ બતાવી તેનું કારણ પૂછતા દિલીપે કહ્યું કે;—આ કુશ કામધેનુનું વાઘથી રક્ષણ કરવાને તથા લંકામાં રાવણ નામે દ્વિજ બ્રાહ્મણ રાજ્ય કરે છે. તેમનું ધામ અને પુર પાવકથી બળે છે તે બુઝાવવાને ફેંકયો છે. તે સાંભળી રાવણ અતિશય શંકાશીલ થયો. તરત તેનો તપાસ કર્યો, તો તે સર્વે દિલીપ રાજાના કહેવા પ્રમાણેજ મળી આવ્યું હતું. એ જોઈ એ ઘણું આશ્ચર્ય પામ્યો હતો અને તેમની પ્રબળ શક્તિ જોઇ નાશી ગયો હતો. તે પછી તેણે કદી પણ એ રાજા સામે થવાનો વિચાર સરખોએ કર્યો નહોતો. આ ઉપરથી દિલીપ રાજાની પ્રબળ શક્તિની તુલના થઇ શકે છે.

મહારાજા દિલીપે ઘણાં વર્ષ ઉત્તમ પ્રકારે રાજય કરીને બહુ કીર્તિ મેળવી હતી. ભગિરથ ૧ નામે પ્રતાપી પુત્ર જેણે ગંગા લાવી પૂર્વજોનો ઉદ્ધાર કર્યો હતો, તેવા પ્રતાપી પુત્રને રાજ્ય સોંપી વનમાં

તપ કરવા ગયા હતા. અને ત્યાંજ મોક્ષ ગતિને પામ્યા હતા. ધન્ય છે આવા વીર પુરૂષને ! ! !

---

## રઘુરાજા.



આ પ્રજા પ્રિય જગત્ પ્રસિદ્ધ મહારાજા સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુલોત્પન્ન દિલીપ રાજાના પૌત્ર, દીર્ઘભ્રબાહુના પુત્ર અને દશરથના પિતામહ થાય. તેઓ ત્રેતાયુગમાં અયોધ્યામાં રાજ કરતો હતો. બાળપણમાં તેમણે ઘણી વિદ્યા સંપાદન કરી હતી. વિદ્વાન પુરૂષોની સંગતમાં ઉછર્યો હતો. તેઓ મહા શૂરવીર, પરાક્રમી, તેજસ્વી, નીતિજ્ઞ, ધર્મિષ્ઠ, કાર્યપરત્વે ખંતીલો, દયાળુ અને પરોપકારી હતો. તે એટલો તો શૂરવીર અને નિડર હતો કે તેની સામે થવાની કોઇ રાજાની હિંમત ચાલતી નહિ. શત્રુઓ તેને દેખી થરથર કાંપતા અને દિગ્પાળો દેખી ડરતા હતા. તેની કીર્તિનાં કીર્ણો આખી પૃથ્વીપર પ્રસરી રહ્યાં હતાં. ઇત્યાદિ તેના ગુણ અને કીર્ત્તિનું વર્ણન રઘુવંશ સર્ગ ૪ શ્લો. ૨૫ સુધી વર્ણન કરી, પછી તેના દિગ્વિજયનું ટુંક વર્ણન કરેલું છે. એ તેમના પરાક્રમ જાણવાને આ ઠેકાણે તેમના દિગ્વિજયનું ટુંક વર્ણન આપવું યોગ્ય લાગે છે.

રઘુરાજાએ દિગ્વિજય કરતા પહેલાં, પ્રથમ રાજધાની અયોધ્યા અને પોતાના દેશના બીજા કિલ્લાઓનું શત્રુથી રક્ષણ થાય એવો બંદોબસ્ત કર્યો. પોતાના સૈન્યને પછવાડેથી દુશ્મનો કંઇ અડચણ ન કરી શકે અને પોતાને મદદ મળતી રહે એવી ગોઠવણ કરી હતી. પછી ૧ મૌલ્ય, ૨ ભ્રાત્ય, ૩ સૂર્ય, ૪ શ્રેણી, ૫ દ્વીપદ, ૬ આટવીક એવી ૬ પ્રકારની સેના લઇ દિગ્વિજય કરવા નીકળ્યો. એ વખતે વૃદ્ધ સ્ત્રીઓએ શાલી ધાન્ય (કમોદ)થી વધાવ્યો. એ સર્વ સૈન્યના ચાલવાથી એટલી તો ધુળની ડમરી ઉડતી હતી કે તેથી આકાશ છવાઇ ગયું હતું. તેને લીધે આકાશમાં ભૂતળનો અને બેસુમાર હાથીનું સૈન્ય ચાલવાથી પૃથ્વીપર મેઘમંડળવાળા આકાશની ભ્રાંતિ થતી હતી. એવી રીતે સૈન્ય પ્રથમ પૂર્વદિશા ભણી

---

(૧) એવું કહેવાય છે કે—ભગિરથ રાજાએ તપ કરીને પોતાના પૂર્વજો ( સગરના પુત્રો ) જે કપિલ મુનિના ક્રોધાગ્નિથી બળીમુઆ હતા. તેમનો ઉદ્ધાર કરવા સારૂ ગંગા નદીને સ્વર્ગમાંથી નીચે આણ્યા હતાં.

ચાલ્યું. રસ્તાના નિર્જળ દેશમાં નવાણુ ખોદાવ્યાં, નદીઓપર પૂલો બંધાવ્યા, અને ઘાટા જંગલમાં મેદાન કરતું તે સૈન્ય પૂર્વ સાગર પાસે આવ્યું.

રઘુરાજાનું અસંખ્ય સૈન્ય જય મેળવતું તાડના ઘાટાવનમાં સમુદ્ર કિનારા પાસે આવી પહોંચ્યું. સુબ્રહ્મ દેશનો રાજા શરણે થયો. બંગ-બંગાળા દેશનો રાજા નૌકા સૈન્ય લઇ યુદ્ધ કરવા આવ્યો, તેનો પણ પરાજય કરી રઘુરાજાએ ગંગા પ્રવાહમાં પોતાનો જય સ્તંભ રોપ્યો. કેટલાક રાજાઓને પ્રથમ પદભ્રષ્ટ કર્યા. પછી તે પાસેથી ખંડણી લેવી ઠરાવી તેમને તેમનાં રાજ્ય પાછાં આપ્યાં. ત્યાંથી તેઓ કલીંગ, ઉડીસા પ્રાંતમાં ગયા. અને ત્યાં મહીંદ્ર પર્વતપર જય વાવટો ચઢાવ્યો. મહેંદ્ર રાજા પાસેથી પુષ્કળ દ્રવ્ય લઇ, તેને રાજ સોંપ્યું, ત્યાંથી રઘુરાજા સોપારીના વૃક્ષવાળા વનમાં થઇ સમુંદ્ર કિનારાને રસ્તે દક્ષિણ તરફ ચાલ્યો, પુષ્કળ હાથીઓના સૈન્ય સાથે કાવેરી નદી ઉતર્યો, ત્યાંથી મળીયાગીરીની તળેટીમાં આવ્યો. જ્યાં મરીના વનમાં હારિત પક્ષીઓ પુષ્કળ હતાં, ત્યાં છાવણી કરી રહ્યો. તે વનમાં એલચી ઘણી હતી, સૂર્ય જ્યારે દક્ષિણાયનનો થાય છે; ત્યારે તેનો પ્રતાપ ન્યૂન થાય છે, પણ આ સૂર્યપુત્ર રઘુરાજાનો પ્રતાપ તો દક્ષિણ તરફ જતાં અધિક વધતો ચાલ્યો હતો.

રઘુરાજા ત્યાંથી દૂર દૂર પર્વતોની વચ્ચેના કેટલાક દેશને જીતી સિંહાદ્રી પર્વત ઉતરી પશ્ચિમ દિશા તરફ જય કરવા ચાલ્યો. સર્વ સેના કેરલ ( જેમાં-ગોવા, કાલિકટ આદિ નગરો આવેલાં છે. ) દેશમાં આવી જ્યાં મરૂલા નામે નદી વહે છે, કેવડાનાં વૃક્ષનાં વનો છે. તાડ અને ખજૂરીનાં પણ વન ત્યાં આવેલાં છે, તે દેશ જીતી ત્યાંના રાજાને તાબે કરી કર લીધો અને ત્યાંના ત્રિકુટાચળ પર્વત ઉપર પોતાનો જય વાવટો ચઢાવ્યો.

દક્ષિણ દેશમાંથી નીકળીને સિંધ, પંજાબ, અને અફઘાનિસ્તાન આદિ દેશો જીતી ઇરાન દેશમાં ગયા. ત્યાંના રાજા સાથે મોટું યુદ્ધ કરી તેને શરણે આણ્યો. યોદ્ધાઓ દ્રાક્ષના માંડવા નીચે ઉમદા ચામડાનાં બિછાનાં બિછાવી વિશ્રાંતિ લેવા લાગ્યાં, ત્યાં થોડો કાળ રહી સ્વારી ઉત્તર દિશાના રાજાઓને જીતવા ચાલી.

આ સ્વારી સિંધુ નદીના કાંઠા ઉપર થઇને કુંભુ--ટીબેટ દેશમાં આવી, ત્યાંના લોકોને જીત્યા. તે પછી કાંબોજ-કાબોડિયા દેશમાં જતાં, ત્યાંનો રાજા ઉંચા અને મોટા ઘોડા આપી રઘુરાજાને શરણે થયો. તે પછી ઘોડેસ્વારનું સૈન્ય લઇ રાજા હિમાલયના પહાડો ઉપર ચડયા. ત્યાંની

ગુફાઓમાં મોટા પરાક્રમી સિંહો સુતાં સુતાં સૈન્ય જોતા હતા, ત્યાં ભોજપત્ર અને વાંસના મોટા જંગલોમાં જતાં ગંગાની ધારાના રજકણો સાથે શીતળ પવન આવતો હતો, કસ્તુરીઆ મૃગો બેઠેલાં હતાં. અને એક જાતની ઔષધી તેલ વિના દીવાની પેઠે બળતી હતી. તે પ્રદેશમાં રઘુરાજા પોતાનો કીર્તિસ્તંભ રોપીને કૈલાસ પર્વત પાસે થઇને લોહિત્યા નામે નદી ઉતરી કૃષ્ણા ગુરૂના જંગલમાં પડાવ કર્યો. ત્યાં પ્રાગજ્યોતિષ અને કામરૂપ દેશના× રાજા શરણે આવ્યા. એ રીતે ઘણા એક રાજાઓને જીતી ચોતરફ દિગ્વિજય કરી રઘુરાજા પોતાની રાજધાનીમાં ગયા અને ચક્રવર્ત્તિ મહારાજાનું પદધારણ કર્યું.

રઘુરાજાએ રાજધાનીમાં આવ્યા પછી ન્યાય અને નીતિસર રાજ્ય ચલાવી સર્વ પ્રજાને સુખી કરી હતી; દેશમાં વિદ્યા, કળા, અને સમૃદ્ધિમાં વૃદ્ધિ કરી હતી; અને સ્વધર્મને શ્રેષ્ઠતાએ લાવી મૂકયો હતો. તેમણે વિદ્વાનોને પૂર્ણ આશ્રય આપ્યો હતો. બ્રાહ્મણ અને ઉંચા ક્ષત્રિયો જ્ઞાની હતા. વૈશ્યો અને શુદ્રો પણ વિદ્યા સંપાદન કરી પોતાના કર્મમાં કુશળ રહેતા. અને તેમાંજ તેઓ પૂર્ણ સુખ માનતા હતા. ઠામ ઠામ વેદની, તત્વજ્ઞાનની અને પદાર્થ શાસ્ત્રની ચર્ચા ચાલતી હતી. આ મહારાજા સ્વધર્મ અને સ્વદેશ રક્ષણાર્થે પોતાના પ્રાણ સરખાને પણ પ્યારો ગણતા નહોતા. તેઓ દીન દુઃખીઓના દુઃખ ટાળવાને સદા કાળજી રાખતા હતા. મોજ શોખાદિ સંસારની વૃથા લલુતામાં તેમનું લક્ષ નહોતું. પોતાની સમૃદ્ધિ અને જીંદગીનો સત્ય ઉપયોગ કરવામાં પ્રતિદિન રોકાતા હતા. પ્રજાને ન્યાય નીતિથી પુત્ર સમ પાળી પ્રીતિ સંપાદન કરી હતી. ધર્મના નિત્યકૃત્ય કરવામાં કષ્ટ વેઠતાં હતા. અને પોતાના અપાર દ્રવ્યનો ઉપયોગ દુઃખીઓના દુઃખ દૂર કરવામાં, અને વિદ્વાનોને તથા ધર્મને આશ્રય આપવામાં કરતા હતા.

રઘુરાજાએ **વિશ્વજિત** નામે મહાયજ્ઞ કર્યો હતો. તેની દક્ષિણામાં તેમણે પોતાની પાસેનું સઘળું દ્રવ્ય આપી દીધું હતું. ત્યાર પછી થોડી મુદતમાં વરતન્તુ મુનિનો કૌત્સુક નામે શિષ્ય સંપૂર્ણ વિદ્યાભ્યાસ કરીને ગુરૂ દક્ષિણા માટે મહારાજા રઘુરાય પાસે આવ્યો. તે વખતે તેમની પાસે મૃત્તિકાપાત્ર સિવાય બીજું કાંઇ રહ્યું નહોતું. તોપણ મહા કષ્ટ વેઠીને તેની ઇચ્છા પૂર્ણ કરી હતી. રઘુરાજાના સત્ય વર્ત્તનના અનેક દાખલા છે. તેમને માટે જેટલું લખીએ તેટલું થોડું છે. તેમના પરોપકારનાં કાર્યો સાંભળી

× રંગપુર, મહીમનસિંઘ, સિલહટ, જમના, કચા, મણીપુર, અને આસામ, એટલા દેશોને શાસ્ત્રમાં કામ રૂપ દેશ ગણેલા છે.

આશ્ચર્ય પામીએ છીએ. આ મહારાજાના રાજમંદિરમાં એક વખતે એક વૃદ્ધ વિદ્વાન બ્રાહ્મણ યાચવા ગયો. રાણીએ તેનો વિવિધ પ્રકારે સત્કાર કર્યો. રાજાએ તેની ઇચ્છા તૃપ્ત કરવા સઘળું રાજ્ય આપી દીધું અને પોતે એકલા વનમાં ચાલી નીકળ્યા હતા. વનમાં તેમને એક ફળ પ્રાપ્ત થયું હતું, તે ફળ ખાનાર વૃદ્ધ હોય તો યુવાન થાય એવું હતું. તે ફળ પણ પેલો વૃદ્ધ બ્રાહ્મણ યુવાન થઇ સુખ ભોગવે એવી ઇચ્છાથી તેનેજ આપી દીધું હતું. વાહ! કેવો પરમાર્થ! તેમની સત્ય નિષ્ટા હતી તો ફરીને ઇશ્વર કૃપાથી રાજ્ય મળ્યું હતું.

રઘુરાજાના પર દુઃખભંજનપણાના અને દાનવીરપણાના અનેક દાખલા છે. જેણે કરીને તેમણે સૂર્યવંશી રાજ્યનો એટલો તો ઉત્કર્ષ કર્યો હતો, અને એટલી તો જગતમાં પ્રખ્યાતિ મેળવી હતી કે સૂર્યવંશ એ રઘુ-વંશના નામથી ઓળખાતા લાગ્યો. જે કુળમાં આવા પુરૂષો ઉત્પન્ન થાય, તે કુળને ધન્ય છે! અસંખ્ય દ્રષ્ટાંતોથી જણાય છે કે;—"**સુજ્ઞ અને સ્વાશ્રયી વીર પુરૂષો દ્રવ્ય સંપાદન કરવામાં જેવા શુરવીર અને સમર્થ હોય છે, તેવાજ સુપાત્રે દાન કરવામાં હોય છે. સજ્જનોની સંપત્તિ સાર્વજનિક ગણાય છે.**" એ યથાર્થ છે. આ ઇશ્વર પરાયણ દાનવીર રઘુરાજાએ દીર્ઘકાળ પર્યંત નીતિથી નિષ્કંટક રાજ્ય ચલાવ્યું હતું, અને વૃદ્ધાવસ્થા થવાથી પોતાના અજ નામે પુત્રને રાજ્ય સોંપી વનમાં તપ કરવા ગયા હતા. ત્યાંજ પોતાનો અમૂલ્ય દેહ ત્યાગ કરી પરમ મોક્ષ ગતિને પામ્યા હતા. અરે! શું એવા મહાન્ પુરૂષો જગત્માંથી ગયા! નહિ, નહિ, તેઓ તો કીર્ત્તિ રૂપે જગત્માં સદા અમરજ છે. ધન્ય છે તેમને!!

---

## ભરતરાજા.

**આ** ચક્રવર્તિ મહારાજા **ભરત** ચંદ્રવંશી **પુરૂ** કુલોત્પન્ન પ્રતાપી રાજા **દુષ્યંત**ના પુત્ર થાય. તેમની માતાનું નામ સતી **શકુન્તલા** હતું. તે મહાત્મા **કણ્વ** મુનિના આશ્રમમાં ઉછરી મોટી થઇ હતી. ત્યાંજ દુષ્યંત રાજા તેની સાથે ગાંધર્વ વિવાહથી પરણ્યા હતા અને ભરત રાજાનો જન્મ પણ કણ્વ મુનિના આશ્રમમાંજ દ્વાપર યુગમાં થયો હતો. તેથી બાલ્યવસ્થાનો થોડો કાળ ઋષિ મુનિઓ-નાજ સમાગમમાં ભરત ઉછર્યા હતા અને જાત કર્માદિ સંસ્કાર કણ્વ મુનિએજ કર્યા હતા.

ભરતના જમણા હાથમાં ચક્રની, અને બે પગમાં કમળના પ્રોશની નિશાની હતી. તપોવનમાં કણ્વ મુનિના આશ્રમ પાસે એક વખતે સિંહના બચ્ચાને પકડી લાવી, તેની સાથે ભરત રમતા હતા. ત્યારથીજ તેમના પ્રબળ બળની સર્વને ખાત્રી થઇ હતી. ભરતરાજા બહુ ધાર્મિક, વિદ્વાન અને જ્ઞાની હતા. તેમને દેવ, ધર્મ, અને બ્રાહ્મણો ઉપર ઘણી આસ્થા હતી. મહારાજા દુષ્યંતના મરણ પછી મહાભિષેકના વિધિથી અભિષેક પામેલા એ રાજાએ, કિરાત, યવન, અંધ, કંક, અને શક ઇત્યાદિ જાતના સઘળા અધર્મિ રાજાઓને તથા મ્લેચ્છોને તેણે જીતીને માર્યા હતા. તેણે સઘળેથી અધર્મ ટાળ્યો હતો. જુલમનો નાશ કર્યો હતો. અને ધર્મ નીતિની પ્રવર્તિ કરી હતી. પૂર્વે જે બળવાન દૈત્યો દેવતાઓને જીતીને તેમની સ્ત્રીઓને હરિ લેઇ ગાયા હતા. તે સઘળાઓને આ પ્રતાપી મહારાજ હરાવીને દેવતાઓની સ્ત્રીઓને પાછી અપાવી હતી. તેથી તેમની તેનાપર અત્યંત પ્રીતિ થઇ હતી. એ રીતે ભરતે સઘળે દિગ્વિજય કરી ચક્રવર્તિ મહારાજાનું પદ ધારણ કર્યું હતું.

મહારાજા ભરતે પ્રજાના સર્વ મનોરથો પરિપૂર્ણ કર્યાં હતા. તેમણે બધા મળીને એકસો તેત્રીશ અશ્વમેધ યજ્ઞો કર્યા હતા. તે સિવાય બહુજ દક્ષિણા વાળા અનેક વેદોક્ત કર્મ કર્યાં હતાં. બહુજ દ્રવ્ય સાથે સુવર્ણ અલંકારોથી શણગારીને અસંખ્ય ગાયોનું દાન કર્યું હતું. વિદ્યા અને હુનર કળાની વૃદ્ધિને માટે પુષ્કળ દ્રવ્ય વાપર્યું હતું. તેનું પ્રધાનમંડળ વિદ્વાન હતું અને સલાહકારો ઋષિ મુનિઓ જેવા વિદ્વાન અને ગુણજ્ઞ બ્રાહ્મણો હતા. તેમની સહાયતાથી રાજકાર્ય બહુ ઉત્તમ પ્રકારે ચલાવ્યું હતું તેની આણ પૃથ્વીના ઘણા ખરા ભાગમાં ચારે તરફ ફરતી હતી. જેવા તેઓ દાન, ધર્મ, કર્મ, અને પરાક્રમાં શ્રેષ્ઠ ગણાયા હતા, તેવાજ વૈભવમાં દેવતાઓથી પણ વધી ગયા હતા.

આ ધર્માત્મા રાજાએ ઘણા વર્ષ સુધી ધર્મ નીતિથી રાજ ચલાવી પ્રજા પ્રેમ મેળવ્યો હતો અને પોતાનાજ પરાક્રમથી દિગ્વિજય કરી શક ચલાવ્યો. એના શકને **ભરતશક** કહે છે. એ શક ભરતખંડમાં દ્વાપર યુગની સમાપ્તી સુધી એટલે તે ૩૦૪૪ વર્ષ ચાલ્યો હતો. તે પછી યુધિષ્ઠિર શક શરૂ થયો હતો. આ ભરત રાજાનાજ નામ ઉપરથી આ દેશનું નામ **ભરતખંડ** અથવા **ભારતવર્ષ** પડયું હતું. પરંતુ આ વાતની સચ્ચાઇ વિષે બે મત ચાલે છે. કેટલાક વિદ્વાનનું કહેવું એવું છે કે, આ નહિ પણ ઋષભદેવ રાજર્ષિના પુત્ર જડભરતના નામથી તે નામ પડેલું છે.

મહારાજા ભરતને વિદર્ભ કુલની ત્રણ સ્ત્રીઓ હતી. તેમને કુરૂપ

સંતાનો થવાથી રાજાને તેઓના પતિવ્રતપણા ઉપર વહેમ આવે, તેટલા માટે તે બાળકોને તેમણે જન્મતાંજ ગંગાનદીમાં ફેંકી દેવડાવ્યાં હતાં. ભરતરાજા પોતાને પુત્ર ન હોવાથી બહુ ચિંતાતુર રહેતો હતો. તેથી પુત્ર પ્રાપ્તીને માટે કણ્વ ઋષિના વિચારથી મરૂત્સોમ નામે યજ્ઞ કર્યો હતો. તે પછી તેને ભરદ્વાજ નામે પુત્રની પ્રાપ્તી થઈ હતી. ભરતે તેનું નામ વિતથ પાડયું હતું. ત્યાર પછી આ ચક્રવર્તિ મહારાજાને પોતાનું રાજપાટ અને લક્ષ્મી એ સર્વ મિથ્યા છે, એવો વિચાર થતાં વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો. તેથી સર્વ રાજપાટ વગેરે પુત્રને સોંપી તે તપોવનમાં તપશ્ચર્યાને માટે ગયો. ત્યાં નિરંતર ઇશ્વર ધ્યાનમાં લાગી રહેતાં, જગત્માં દ્રષ્ટાંતરૂપ અમર કીર્ત્તિ મૂકી પરમ ગતિને પામ્યો છે.

## અંબરીષરાજા.



આ સૂર્યવંશી પ્રતાપી રાજા દિલીપના પૌત્ર અને સર્યાતિ રાજાના પુત્ર થાય. તેઓ ત્રેતાયુગમાં મોટા દાનવીર અને ભગવદ્ ભક્ત હતા. તેમણે પોતાના અપૂર્વ પરાક્રમવડે સાત દિવસમાં આખી ભારતભૂમિનું તથા સાત દ્વીપોનું રાજ્ય મેળવ્યું હતું. તેમની પાસે અખૂટ લક્ષ્મી અને સબળ સૈન્ય હતું. દેવતાઓને પણ દુર્લભ એવો સર્વોત્તમ વૈભવ મળયો હતો. તે છતાં તેનાથી મોહિત થઇને કે અંજાઇ અંધ બન્યા નહોતા. પોતે બહુ વિદ્વાન, શૂરવીર, દયાળુ, અને નીતિજ્ઞ હતા. પોતાના બુદ્ધિબળથી તેમણે પહેલાના ક્ષત્રિયો વિષે ઘણું જ્ઞાન મેળવ્યું હતું. તેમ વિજયી પુરૂષોની સઘળી માહેતી મેળવી હતી. તેસાથે ધર્મજ્ઞાન મેળવી વ્યવહારિક અને રાજ્ય પ્રકરણી બાબતોમાં સારૂ લક્ષ આપ્યું હતું. પોતાની પ્રજાને વિદ્યા અને હુનર વગેરેથી સારી આબાદ કરી હતી. તેમ વિદ્વાનોને યોગ્ય આશ્રય આપી, વિદ્યા અને ધર્મનીતિની વૃદ્ધિ કરી હતી,

આ રાજા એવાતો ન્યાયી અને નીતિવાન હતા કે પ્રજા અને પુત્ર વચ્ચે કશો તફાવત રાખતા નહિ. પ્રજામાંના આગેવાન પુરૂષોને મધુર વચનોથી બોલાવી યોગ્ય આદરમાન આપતા હતા. શક્તિમાન પ્રજા પાસેથીજ યોગ્ય કર લેતા અને તે દ્રવ્ય પ્રજાનાજ કલ્યાણ માટે ખર્ચતા હતા. ભૂમિ એપજા .રી અનેક પ્રકારથી ખેળવી રસકસ વાળી કરી હતી. અને તેમાં-

થીજ સર્વ પેદાશ કરી ખજાનો ભર્યો હતો. તે સિવાય તેમણે બીજી રીતે કર વગેરેથી પેદાસ કરવા કદી પણ લાલચ કરી નહોતી. તેઓ જમીનની પેદાશનેજ ખરી પેદાસ ગણતા હતા. ઘણા કર લેવા એતો પ્રજાને દુઃખ આપવા સમાન તેઓ સમજતા હતા. એ રીતે પ્રજાને સર્વ પ્રકારે સબળ કરી સંતોષતા અને તેમનો આશિર્વાદ લેતા. તેમના ધર્મ રાજ્યમાં પ્રજા પોકાર લેશમાત્ર પણ નહોતો. તેઓ કહેતા કેઃ—

"ઇશ્વરે પ્રજાને સર્વ પ્રકારે સુખી રાખવા માટેજ મને રાજાતરીકે તેમનો પ્રતિનિધી કરી મોકલ્યો છે. તે ફરજ માત્ર હું બજાવુંછું. જો તે આજ્ઞા હું ઉલ્લંઘન કરૂં તો તેમનો મોટો અપરાધી થઇ નર્કમાં પડું" માટે પ્રથમ મારે પ્રજાના સુખનો વિચાર કરવો જોઇએ. ઇત્યાદિ વચનો તેઓ પ્રસંગોપાત કહેતા, અને તેજ પ્રમાણે વર્ત્તતા હતા. વાહ ! ધન્ય છે એવા પ્રતાપી અને ધાર્મિક રાજાને ! પૃથ્વીમાં રાજાઓતો આવાજ જોઇએ. એવા રાજાઓવડેજ વિશ્વમાં સુલેહ અને શાન્તિ સ્થપાઈ જનમંડળનું કલ્યાણ થાય છે.

મહારાજા અંબરીષે રાજાતરીકે પ્રજાપ્રત્યે પોતાની ફરજ બજાવવાની સાથે પોતાને જગતમાં ફરી ફરી જન્મી સંસારનાં અનેક પ્રકારનાં સુખ દુઃખ ભોગવવાં ન પડે, તે માટે નિરંતર ઇશ્વર ભક્તિ કરવા તરફ પણ પૂર્ણ લક્ષ આપ્યું હતું. સાત દ્વિપનું રાજ્ય, અખૂટ લક્ષ્મી, અને સર્વોત્તમ વૈભવાદિ સર્વ નાશ પામનાર છે, એવું સમજી તેઓ સર્વને સ્વપ્નવત માનતા હતા; કેમકે વૈભવને લીધે મનુષ્ય મોહમાં પડી પોતાનું ખરૂં કર્ત્તવ્ય ભૂલીજાય છે. તેથી વૈભવાદિમાં ઓછું ધ્યાન રાખી નિરંતર પોતાનું મન શ્રીભગવાનના ચરણારવિંદમાં રાખતા હતા. સર્વ અવયવોને ઇશ્વરભક્તિના કાર્યમાંજ લગાડતા હતા. સર્વમાં આત્મા છે, એવી ભાવના રાખી, પોતાનાં સર્વ કર્મોને યજ્ઞના ઇશ્વર પૂર્ણ પુરૂષોત્તમમાં અર્પણ કરતા હતા અને બ્રાહ્મણોપર શ્રદ્ધા રાખી, તેમના ઉપદેશ પ્રમાણે પૃથ્વીનું પાલન કરતા હતા.

આ મહારાજાએ મહાત્મા વશિષ્ઠ, અસિત, અને ગૌતમઋષિ વગેરે મહર્ષિઓના અગ્રેસરપણાનીચે સરસ્વતી કિનારે ઘણા અશ્વમેધ યજ્ઞોથી યજ્ઞેશ્વર ભગવાનનું પૂજન કર્યું હતું. અને પોતાની ઘણી સમૃદ્ધિ યજ્ઞો અને દાન દક્ષિણામાં વાપરી હતી. "यथाराजा तथाप्रजा" એ નિયમ પ્રમાણે આ પ્રતાપી રાજાની પ્રજા પણ સુખ અને વૈભવમાં ગુલતાન રહી શ્રી ભગવાનના મહિમાને સાંભળતી અને ગાતી હતી. અંબરીષ રાજાની

સાચી ભક્તિથી શ્રી વિષ્ણુ ભગવાને પ્રસન્ન થઇ તેમને "સુદર્શન" ચક્ર આપ્યું હતું. જેના ભયથી તેમના શત્રુએ ત્રાસ પામતા હતા.

આ પરમ ભક્ત રાજાએ એક વખતે શ્રી ભગવાનની આરાધના કરવા માટે પોતાના જેવાજ સ્વભાવવાળી રાણી સાથે એક વર્ષ સુધીનું અભયા વૈતરણીનું વ્રત કર્યું હતું. વર્ષ પૂરૂં થતાં દ્વાદશી એ પારણું હતું. તે દિવસેજ તેમની પરીક્ષા લેવા દુર્વાસા મુનિ કેટલાક શિષ્યો સાથે ત્યાં અતિથિ થયા. બારસ માત્ર એક ઘડી હતી. દુર્વાસા મુનિ આવ્યા પછી તુરતજ સ્નાન, સંધ્યા આદિ નિત્ય કર્મ કરવા નદી કિનારે ગયા. દ્વાદશી પૂરી થવા આવી, પણ ઋષિ આવ્યા નહિ. તેમના આવ્યા પહેલાં પારણું કરે તો દોષ લાગે અને દ્વાદશીમાં પારણુ ન કરે તો વ્રત ભંગ થઇ દોષ લાગે, એ ધર્મ સંકટ આવી પડયું. હવે શું કરવું, તે વિષે પૂછતાં બ્રાહ્મણોએ સલાહ આપી કે "શ્રી વિષ્ણુના ચરણામૃતનું પ્રાસન કરવું. તેથી ભોજન કર્યું ન ગણાય અને પારણું ગણાય." રાજાએ તે પ્રમાણે કર્યું. એટલામાં મુનિ આવ્યા. રાજાએ સત્કાર કર્યો, પણ દુર્વાસાએ રાજાનું કરેલું સર્વ જાણી લઇ કહ્યું કે:--હું તારે ત્યાં અતિથિ થઇને આવ્યો તેને જમાડયા પહેલાં પારણું કરી બેઠો. તે અપરાધનું ફળ તારે ભોગવવું જોઇએ, એમ કહી કૃત્યા ( મોત ) ઉત્પન્ન કરી. કૃત્યા રાજાને બાળવા દોડી, પણ દાસની રક્ષા કરવા માટે શ્રી ભગવાને આપેલા સુદર્શને તે કૃત્યાને આવતાંજ બાળી નાંખી. અંબરીષ રાજા મુનિની સ્તુતિ કરી ચરણમાં પડયો અને ભાવથી ભોજન કરાવી પછી પોતે ભોજન કર્યું. દુર્વાસા મુનિએ અંબરીષ રાજાની પરમ ભક્તિ જોઇ, અત્યંત પ્રસન્ન થઇ આશિર્વાદ આપ્યો કે;-" આવા તમારા પવિત્ર કર્મને સ્વર્ગની સ્ત્રીઓ વારંવાર ગાશે અને પૃથ્વીના લોકો પણ તમારા પરમ પવિત્ર યશનું કીર્ત્તન કરશે." ખરેખર તેમજ છે. તેમનો અમર યશ અદ્યાપિ સુધી પૃથ્વીમાં ગવાય છે. એ શું તેની થોડી મહત્તા છે ! !

અંબરીષ રાજાને વિરૂપ, કેતુમાન અને શંભુ એ ત્રણ પુત્રો હતા. તેઓ ત્રણે પોતાના પિતાના જેવાજ પરાક્રમી હતા. તેઓમાંના શંભુએ લેખ પત્રનો ચાલ પ્રથમ કાઢયો, જે અદ્યાપિ સુધી ચાલે છે. મહારાજા અંબરીષે અનેક શુભ કાર્યો કર્યાં. પછી પોતાના પુત્રને રાજ્ય સોંપી દીધું; અને પોતે સ્ત્રી સહિત વનમાં તપ કરવા ગયા. ત્યાં નિરંતર એકાગ્ર ચિત્તે પરમાત્માનું ધ્યાન કરી પરમ પદને પામ્યા. ધન્ય છે તેમને ! તેઓ જગતમાં સુદ્રષ્ટાંતરૂપ અક્ષય કીર્ત્તિ રાખી ગયા છે.

# અસોક-પ્રિયદર્શિ.



આ પ્રસિદ્ધ પ્રતાપી રાજા મૌર્યવંશીય ચંદ્રગુપ્તનો પૌત્ર અને બિંદુસારનો પુત્ર થાય. અશોકવર્દ્ધન અથવા પ્રિયદર્શી પણ કહે છે. મગધ-બહાર પ્રાંતના રાજાની રાજધાની પાટલી પુત્ર-પટણા હતી. તે રાજ ઘણું મોટું હતું. પિતાના વખતમાં તે ઉજ્જનના રાજ્યનો અધિકારી હતો. યુધિષ્ઠિર શક ૧૭૪૫ ના પ્રજાપતિ સંવત્સરમાં પ્રિયદર્શી નામ ધારણ કરી મગધ રાજની ગાદીએ બેઠો. તેની સત્તા હિમાલયથી નર્મદાની ઉત્તરે સઘળા રાજ્યોપર હતી.

આ રાજા પરાક્રમી, શૂરવીર, દયાળુ, ધાર્મિક, ઉત્સાહી, ભણેલો, ઉદાર અને પ્રજા પ્યારો હતો. વેદશાસ્ત્ર અને પુરાણ ધર્મને માનતો, નિત્ય શ્રદ્ધાથી બ્રાહ્મણોને જમાડતો અને દાન દક્ષિણા આપતો. એમ કેટલોક કાળ વિત્યા પછી બૌદ્ધધર્મના એક સમુદ્ર નામે ભિક્ષુકના અસરકારક ઉપદેશથી તે ધર્મ ઉપર અતિ શ્રદ્ધા રાખવા લાગ્યો. અને એ ધર્મને ઉત્કૃષ્ટ દશાએ પહોંચાડયો. એવા આશ્રયથી બૌદ્ધધર્મ દેશના ઘણાખરા ભાગમાં પ્રસર્યો હતો. તેણે એ ધર્મના ૬૪૦૦૦ હજાર યતિઓને આશ્રય આપ્યો હતો. પોતાના રાજમાં બૌદ્ધધર્મ જૂલમથી નહિ પણ ઉપદેશથી ફેલાવ્યો. એ ધર્મનો બહોળો પ્રસાર કરવાને માટે સભા મેળવી અને દેશાંતરે ઉપદેશ કરવાને સાધુઓ મોકલ્યા હતા. તેની બેન તથા ભાઈએ શિલોન ( લંકા ) માં જઈ ત્યાંના રાજાને બૌદ્ધધર્મિ કર્યો હતો. અને થોડાક સાધુઓને ટિબેટ, ચીન, સ્યામ, બ્રહ્મદેશ વગેરે દેશોમાં પણ ધુમતા કર્યા હતા. બૌદ્ધધર્મનો માર્ગ નક્કી કરવાને સભા ઠરાવી અને ધર્મશાસ્ત્રનું શોધન કરાવ્યું હવું. પટણામાં ૧૦૦૦ એક હજાર મહા પુરૂષોની સભા બોલાવી. આ સભાએ નિર્ણય કરેલા બૌદ્ધધર્મ પ્રમાણે હાલ પણ દક્ષિણ એશિયામાં એ ધર્મ ચાલે છે.

અશોકે એ ધર્મની મુખ્ય આજ્ઞાઓનાં જાહેરનામાં કર્યાં, તે સ્તંભ, ખડકોમાં અને ગુફાઓમાં એમ ૮૦ હજાર શીલાલેખો પ્રાચીન લીપી પાલી અથવા માગધી ભાષામાં કોતરાવ્યા. ધર્મ ચોખો રાખવાને તથા તેનો ફેલાવો કરવાને પોતાના રાજ ખાતે એક ખાતું કહાડયું. તેમજ લોકોની રહેણી ને નીતિ ઉપર નજર રાખવાને અને કેળવણી આપવાને કેટલાક અધિકારીઓ ઠરાવ્યા. તેનો તમામ ખર્ચ રાજની તેજુરીમાંથી પૂરો પાડ-

વામાં આવતો હતો. દેશમાં ઠેર ઠેર સડકો બંધાવી, તેની બંને બાજુએ ઝાડો રોપાવ્યાં; કૂવા, વાવ, તળાવ અને ધર્મશાળાઓ બંધાવી; ઠેકાણે ઠેકાણે પાંજરા પોળો કરાવી, નિરાશ્રિતોને રહેવાને, રોગીઓને દવા આપવાને દવાશાળાનાં મકાનો બંધાવ્યાં. સ્તંભ, ગુફા, મંદિર, વિહાર—આશ્રમ મઠ એ ઠામ ઠામ કરાવ્યાં હતાં. આખી દુનિઆના માણુસ જાતને બૌદ્ધધર્મમાં લાવવા પોતાના રાજ્યમાં ને પરરાજ્યમાં ઉપદેશ કરવાને યતિઓ મોકલ્યા. તેણે કોઇ પાસે બળાત્કારે ધર્મ મનાવ્યો નહિ, પણુ ઉપદેશથી મનાવ્યો. તેથી તે ધર્મ આખી દુનીઆમાં બીજા ધર્મો કરતાં વધારે ફેલાયો. બૌદ્ધધર્મ શાસ્ત્રનું માગધી ભાષામાં ભાષાંતર કરાવ્યું. અશોકના શોધનનું ધર્મ પુસ્તક અશોકનો પુત્ર લંકામાં લઇ ગયો; ત્યાંથી બ્રહ્મદેશ, સુમાત્રા, જાવા, વગેરે દેશોમાં તે ધર્મ ચાલ્યો. એ રીતે બૌદ્ધર્મના બે ભેદ **અશોકના** અને **કનિસ્કના** શોધનથી થયા. તેમાં અશોકનો **દક્ષિણુપંથ** ચલ્યો. ચીનમાં ઇ. સ. ૬૫ માં **કનિસ્કનો** ઉત્તર **પંથ** રાજધર્મ થયો. એ રીતે બૌદ્ધધર્મનો અતિશે પ્રસાર કરાવ્યો હતો.

અશોકના કોતરાવેલા લેખ બાબત ઘણાક એવું કહે છે કે;—તેમાં તેણે ગ્રીસ દેશ માંહેલા રાજપૌત્રોનાં નામ કોતરાવેલાં છે. તે પરથી એવું અનુમાન થાય છે કે એ રાજાઓ તેના મિત્ર કે તાબેદાર હશે, અશોકે ઘણાં નાનાં રાજ્ય તોડી પોતાના રાજમાં મેળવી દીધેલાં હતાં. **પાંડવના** વંશના છેલ્લા રાજા **ક્ષેમક** જેને લક્ષ્મી દેવ પણુ કહેતા, તેને આ રાજાના **વીરસેન** પ્રધાને મારી નાખ્યો અને તેનું રાજ્ય કબજે કરી દિલ્હીમાં ગાદી સ્થાપન કરી હતી. મેવાડ, મારવાડ, ભાટીઆ વગેરે પ્રાંતમાં પોતાનો અમલ ચલાવી ઘણા લોકને પોતાના મતમાં જોડી દીધા. અશોકે ડુંગરોમાં ગુફાઓ ખોદાવી તે વિષે જૈન ગ્રંથમાં લખેલું છે કે;—અશોક રાજા પોતાની સૈન્યા સાથે દક્ષિણુ દિશા જીતવાને નીકળ્યો. તે વખતે નર્મદા નદી ઉતરી **વેહોળામાં** આવ્યો. ત્યાં તેણે ડુંગર ઉપર **દેવગઢ** નામે કિલ્લો બંધાવ્યો. તેમજ બીજે ઠેકાણે ઘણા કિલ્લા બંધાવી ઘણા ડુંગરોમાં ગુફાઓ ખોદાવી, તે પછી **સુદર્શન** નામે કોઇ બળવાન રાજા મહારાષ્ટ્ર દેશમાં રાજ્ય કરતો હતો, તેપર સ્વારી કરી બંને રાજાનું યુદ્ધ **વાસા** ગામ પાસે થયું. તેમાં સુદર્શન મરણુ પામ્યો. તેનું રાજ્ય હરણુ કરી તેના પુત્રને પોતાનો તાબેદાર કર્યો. **તગર** મુકામે રાજધાની કરી ત્યાં વીરબાહુ નામે બૌદ્ધને સ્થાપી પાછો પોતે દેવગઢમાં આવ્યો.

દેવગઢમાં દ્રવ્ય રાખેલું હતું, તે તેને જડયું હતું. તે દ્રવ્યથી તેણે

અશોક રાજાએ પોતાના સરદારોને વરાડ, બંગાલા, તેલંગણુ, પડયાં, કેરલ, તોરલ, વગેરે દેશોમાં મોકલી તે દેશ પોતાને તાબે કરાવ્યા અને ત્યાં પોતાના બૌદ્ધ અધિકારીઓને નીમ્યા. ડુંગરો ખોદી ગુફાઓ કરવાનું અને દેશ જીતવાનું કામ પૂર્ણ થતાં સુધી પોતે દેવગઢમાં રહી રાજ્ય કારભાર ચલાવતો હતો. ગુફાઓ ખોદવાનું કામ યુધિષ્ઠિર શક ૧૭૬૨ ના વિરોધી સંવત્સરમાં અશાડ શુદ ૧૫ સોમવારે સમાપ્ત થયું. આ કામ પૂરૂં થવાને ૧૨ વર્ષ લાગેલાં, ત્યાં સુધી તે દેવગઢમાં રહ્યો હતો. તેપરથી ખોદવાના કામનો આરંભ યુધિષ્ઠિર શક ૧૭૫૦ માં થયેલો એવું સિદ્ધ થાય છે. તે પછી એ ધૃષ્ણેશ્વર જ્યોતિર્લિંગ ( શિવ ) ની બહુ ભાવથી પૂજા કરી દાક્ષણ દેશમાંથી ચાલી નીકળ્યો હતો. એ ઉપરથી જણાય છે કે તેને શિવ ઉપર આસ્તા હતી.

અશોક વિષે મી. ગ્યારેટ સાહેબે પોતાના કોશમાં વિષેશ કાંઈ ન લખતાં, માત્ર એટલુંજ લખેલું છે કે;–એટલાં કામો કરવા જેટલો પૈસો તેણે નંદરાજા માંહેલા કોઈ એક નંદે નદીમાં ખડક કોતરાવી તેમાં અસંખ્ય દ્રવ્ય રાખેલું હતું. તે તેને જડયું હતું. તે દ્રવ્યથી તેણે એ કામો કરાવેલાં. બૌદ્ધધર્મની ચૌદ આજ્ઞાઓ તેણે પેશાવર પાસે કપર્દીગિરીમાં, કટક પાસે ધવલીમાં, ગિરનારની તળાટીમાં ( રુદ્રદામાના શિલાલેખ. ) દીલ્લીમાં, પ્રયાગમાં, બકારામાં, રધીયામાં અને મથીઆની પાસે તીરહુતમાં મોટા મોટા પથ્થરોપર કોતરાવેલી છે. તે સર્વ આજ્ઞાઓ એક વખતેજ કોતરાવેલી નથી. તેમાં કેટલુંક ન્યૂનાધિક પણ છે. જેમ જેમ અશોકની બૌદ્ધ ધર્મપર શ્રદ્ધા વધતી ગઇ, તેમ તેમ આજ્ઞાઓ વધારે સ્પષ્ટ અને પાકી થતી ગઇ. બારમી આજ્ઞા ફક્ત ગિરનારમાંજ છે. આ આજ્ઞાઓમાં તેણે પોતાનું પ્રિયદર્શી નામ કોતરાવેલું છે. એ આજ્ઞાઓ જાણવા યોગ્ય ધારી આ નીચે જણાવી છે;—

" (૧) દેવનાંપ્રિય પ્રિયદર્શી રાજા હુકમ આપે છે કે:—જનાવરો મારવાં બંધ થઇ જાય. જનાવરો મારવાં એ બહુ ખુરાઇ છે. માટે પૂજાને સારૂં કિંવા સમાજને સારૂ પણ તે મારવાં નહિ. રાજાની પાક શાળાએ એક સારો સમાજ છે, તેમાં અને પુણ્યના કામને માટે લાખો જીવ માર્યા ગયા છે. હજી પણ પુણ્યના કામને માટે પશુ માર્યા જાય અથવા માર્યા જાય છે, પરંતુ આ બાબતનો હજી સારી રીતે નિર્ણય થયો નથી. માટે હવે જીવને મારવાં નહિ.

(૨) પ્રિયદર્શી રાજાએ જીતી લીધેલા તમામ મુલકોમાં જ્યાં

પૃથ્વી છે, અર્થાત્ ચોલ, પાંડય, કેરલ, તામ્રપર્ણ (લંકા)માં અને યવન રાજા અંતિઓકસ ( આ બીજો અંતિઓકસ જે. ઇ. સ. પૂ. ૨૪૦ માં ગુજરી ગયો ) અને બીજા રાજાઓ કે જે મિત્ર છે. તેને માલમ થાય કે રાજાને એ વાત પસંદ છે. અર્થાત—સડકની બાજુએ વૃક્ષો રોપવાં, કૂવા, વાવો ખોદાવવાં અને ફુલ વાળાં વૃક્ષો, કંદમૂળ અને શાકભાજી ઉગાડવી.

(૩) ગમે તો મારી પ્રજા હોય અથવા બીજાની હોય, પણ જે ધર્મમાં શામેલ હોય, તેમણે દર પાંચ પાંચ વર્ષે પ્રાયશ્ચિત કરવું. જેમાં પિતા, માતા, ભાઇબંધ, પુત્ર, કલત્ર, બ્રાહ્મણ, શ્રાવણ બધાની ફરજ અદા થાય. ઉદારતા સારી (ચીજ) છે. અહિંસા સુંદર (વસ્તુ) છે. અપવિત્રતા અને પિશુનતા નઠારી (વસ્તુઓ) છે.

(૪) સેંકડો વર્ષથી હિંસા થતી આવે છે. બ્રાહ્મણ, શ્રાવણને બીજા એવા લોકો માનતા નથી. હવે રાજા ડંકો વગાડીને, આતસબાજી ફોડીને અને રથ તથા હાથી નચાવીને ધર્મ બતાવે છે.

(૫) ધર્મ કરવો કઠણ છે. આ માટે ધર્માધ્યક્ષો ઠરાવ્યા છે. તેઓએ બધા પાખંડીઓમાં કંબોજ, ગંધાર, નિરસ્તિક ( ગૂજરાત) અને પિતેનીક તથા બીજી બધી જગોએ પણ ધર્મ કરાવવો.

(૬) આજ સુધી એવું ન થઇ શકયું, પણ હવે હું ચાહું છું કે હર વખતે એટલે ગમે તો હું અંતઃપુરમાં કે સ્વારીમાં હોઉં, તોપણ ત્યાં દરેક વખતે પ્રજાની ફરિયાદ સાંભળી શકું, આટલા માટે પ્રતિવાદક મુકરર કર્યા છે. કે તેઓ મને ફરિયાદ પહોંચાડે અને જે કાંઇ હું કહું તેની તજવીજને માટે યોગ્ય અધિકારીઓ સભામાં જાય.

(૭) ગમે તે પાખંડ ધર્મનો સાધુ હોય અને ગમે ત્યાં રહેતો હોય, તોપણ તેને કોઇએ છેડવો નહિ; કારણ કે બધાનો પ્રયત્ન ઇશ્વરને પ્રસન્ન કરવા તરફ છે.

(૮) આગળ રાજાઓ જુગટું રમવામાં તથા શિકાર કરવામાં જીવ રાખતા હતા, પરંતુ હું બ્રાહ્મણ, શ્રાવણ, સાધુસંત અને મહંતોની પાસે જઇને દાન કરવું અને ધર્મ કરાવવો એમાં જીવ રાખું છું.

(૯) પુત્રોત્પત્તિમાં, વિવાહ કરવામાં, શિષ્ટાચારમાં, કઠણ ઉપકારમાં બધાય ખુશી માને છે અને ઉજાણીઓ કરે છે. પરંતુ બધું નિષ્ફળ છે. ઉત્તમ ફળ ધર્મ મંગળથી છે. સ્વામીની સેવા, ગુરૂની ભક્તિ, બ્રાહ્મણ શ્રાવણને દાન, એવી રીતના કાર્ય ધર્મ મંગળ છે.

(૧૦, નામ અને દેહનું સ્વરૂપ નકામું છે, મારૂં સ્વરૂપ આ છે કે, ધર્મને ચાહું.

(૧૧) ધર્મદાન જેવું બીજું કોઇ દાન નથી, એમ દેવાનાપ્રિય પ્રિય-દર્શી રાજાનું કહેવું છે. નોકર અને આશ્રિતની પરવરસી, માબાપની સેવા, દોસ્ત, કુટુંબીઓને તથા બ્રાહ્મણ, શ્રાવણ ને દેવું એ ધર્મદાન છે. જીવની રક્ષા કરવી એ બહુ સારૂં છે.

(૧૨) પ્રિયદર્શી બધા ધર્મનું માન રાખે છે. ગૃહસ્થોના, તેમજ ફકીરોના માણસે બીજાના ધર્મનો નિરાદાર ન કરતાં, પોતાના ધર્મમાં પ્રીતિ કરવી જોઇએ.

(૧૩) જીવતા પ્રાણિઓને બિલકુલ ઇજા નહિ કરવાનો અને તૃપ્તિનો હુકમ—અને શ્રીકરાજા ઉપરાંત ઇજીપ્તનો રાજા ટોલોમી, આંટીગોનસ અને મગસ—અહીંઆં અને પારકા દેશમાં સર્વ સ્થળે દેવાનાપ્રિયના ધર્મના કાયદાની અસર જ્યાં જ્યાં તેઓ જાય, ત્યાં પરિણામ સંપાદન કરે છે–દરેક વર્ણનનો જય છે, પણ વધારે જય કે જે ખુશકારક ગતિ જે પોતાની મેળે આનંદ થાય છે, તેમાંથી વહન કરતી ખુશી લાવે છે, સદ્‌ગુણનો જય એ સુખ છે. સુખના જયનો પરાજય થઇ શકતો નથી. કે જે સ્વભાવથી સુખનો જામીન રાખે છે. આ લોકની ચીજોમાં ને પરલોકની ચીજોમાં આવો જય ચાહવામાં આવેલો છે.

(૧૪) દેવાના પ્રિય રાજા પ્રિયદર્શી આ નેકીની આજ્ઞા લખવાને નિયમિત થાય છે ઇત્યાદિ. અશોક–પ્રિયદર્શી રાજા ૪૫ વર્ષ રાજ કરી યુધિષ્ઠિર શક–૧૭૯૧ ના પીંગળ નામે સંવત્સરમાં ફાગણ વદી ૧૦ શનીવારે બહાર પ્રાંત માંહેલા સુગી શેહેરમાં સાંજને વખતે મરણ પામ્યો. એ પછી તેનો પુત્ર સુયસા ગાદીએ બેઠો હતો. આ ઉપરના શક ઉપરથી તેને થઇ ગયાને આજે ૩૧૯૫ વર્ષ થઇ ગયાં એવું સિદ્ધ થાય છે. ગ્યાનેટ સાહેબ લખે છે કે, તે ઇ. સ. પહેલાં ૩૨૫ વર્ષ પર થઇ ગયો. તે ઉપરથી તો તેને થઇ ગયાને આજે ૨૨૧૯ વર્ષ થયા એમ દેખાય છે. પરંતુ આ કાળ ઓછો છે અને તે જૈન ગ્રંથ અને ભાગવત્ આ બંનેમાં લખેલા કાળ વિરૂદ્ધ છે. માટે તેની ગણત્રીમાં ભૂલ હોય એમ લાગે છે. તે ભૂલ થવાનું કારણ ચાણાકય ચરિત્રમાં જોવું. ઇત્યાદિ મહત્ત કૃત્યથી અશોક અતિ પ્રસિદ્ધ થઇ ગયેલ છે. ધન્ય છે ધર્મવીર મહાપરાક્રમી આ રાજનને!!!



# ભર્તૃહરિ.



આ પૃથ્વી પ્રસિદ્ધ માલવપતિ રાજન્ ભરથરી ઇ. સ. પહેલાં સુમારે ૫૭ વર્ષના ઉજ્જેનીમાં રાજ્ય કરતો હતો. તેના પિતાનું નામ ગંર્ધવસેન હતું. વિક્રમાદિત્ય નામે તેને મહાશૂરવીર અને નીતિવાન ભાઇ હતો. ઉજ્જેની નગરી એ પરમાર વંશની ગાદી માટે પ્રસિદ્ધ થઈ ગયેલ છે. ભર્તૃહરિના ગુરૂનું નામ ચંદ્રાચાર્યવસુરાયા પંડિત હતું. તે પાસેથી તેણે પાણીની વ્યાકરણાદિ સંસ્કૃત ભાષાનો સંપૂર્ણ અભ્યાસ કર્યો હતો. તેમજ એ શાસ્ત્રોમાં કુશળ થયો હતો. સંસ્કૃત ભાષામાં મોટો વિદ્વાન અને કવિ પણ હતો તથા સર્વ વ્યવહારિક કાર્યોનો અનુભવી, સંગીતશાસ્ત્રમાં કુશળ, મિથ્યાભિમાનનો તિરસ્કાર કરનાર, વિદ્યા, કળાને આશ્રય આપનાર અને ખરી રીતે વૃદ્ધિ કરનાર હતો. સત્યાસત્યનો પરિક્ષક, સૂક્ષ્મ ભેદનો જ્ઞાતા, બુદ્ધિવાન, વિવેકી, ન્યાય નીતિમાં નિપુણ, પ્રજાનું પાલન રંજન કરવામાં તત્પર, પ્રજા જનને વિદ્યાવાળી કરી તેમનાં જ્ઞાન ચક્ષુ ઉઘાડયાં હતાં, પુણ્યનો માર્ગ પ્રસરાવ્યો હતો. ધર્મની વૃદ્ધિ કરી હતી, વેરીઓનો વિનાશ કર્યો હતો, દુરાચારીઓને શિક્ષા કરતો, કવિજનો અને વિદ્વાનોને આશ્રય આપી તેમની કદર કરતો. સદ્ગ્રંથોને સહાયતા આપી તેમની વૃદ્ધિ કરતો, તેમજ શૂરવીર અને પરાક્રમી હતો. દયા, ક્ષમા, શાંતિ, સંતોષ અને વિનય એ સદગુણોને પ્રસરાવી સજીવન કર્યા હતા. અસત્ય, અનીતિ, ચોરી, વ્યભિચાર આદિ દુર્ગુણોને દેશવટો આપ્યો હતો. ઇત્યાદિ રાજાને યોગ્ય સઘળા સદ્ગુણો તેમનામાં હતા.

ભર્તૃહરિને આઠ પ્રધાનો હતા. તે સર્વ વિદ્વાન હતા. સેનાપતિ પણ શૂરવીર અને વિદ્વાન હતો. રાજ સભામાં સકળ વિદ્વાનો બિરાજતા. રાજ્ય ન્યાય નીતિથી ઉત્તમ પ્રકારે ચાલતું, કોઇનાપર અન્યાય ગુજરતો નહિ. સારાસારનો પૂર્ણ તપાસ કરી સર્વને પૂર્ણ સંતોષ આપવામાં આવતો. પ્રજાહિતમાં પ્રવૃત થવાને પરમોત્કંઠાથી લાગ્યો રહેતો. શેહેર અને ગામડાઓમાં શેરીએ શેરીએ ધર્મોપદેશ આપવાને ધર્માચાર્યો રાખ્યા હતા, તેનો સર્વ ખરચ રાજ તેજુરીમાંથી અપાતો હતો. કાવ્યશાળાઓ, સંસ્કૃત પાઠશાળાઓ, ઔષધશાળાઓ અને કન્યાશાળાઓ ઠામઠામ સ્થાપી હતી; પ્રજાજનપર કોઈ

પણ પ્રકારનો કર કે અન્યાય હતો નહિ; એ રીતે ભર્તૃહરિ રાજાએ ખરેખર ધર્મે રાજ્ય સ્થાપ્યું હતું.

જનમંડળમાં કોઇ સર્વ ગુણ સંપન્ન હોતું નથી. ભર્તૃહરિ રાજા ડાહ્યા અને બધી વાતે સદ્‌ગુણી છતાં તેનામાં પણ એક દુર્ગુણરૂપી કલંકની રેખા અંકિત થઇ હતી. તેનામાં કયા ગુણની ખામી હતી; તેનો તપાસ ચલાવીએ એ રાજા ત્રણ રાણીઓને પરણ્યો હતો, તેમાં સર્વ કરતાં રાણી પિંગળા સ્વરૂપમાં વિશેષ હતી, તેનાપર તેને મોહ લાગ્યો હતો. પોતે ગુણ સંપન્ન છતાં તે પિંગળાના ગુણની પરીક્ષા કર્યા વગર માત્ર રૂપેજ મોહ્યો હતો અને કામાંધ થઇ તેમાં નિમગ્ન રહેતો. ધીરે ધીરે તે તેના મોહપાસમાં વધારે સપડાઇ જઇ દિવસનો ઘણો ભાગ તેની પાસેજ રહેવા લાગ્યો હતો. પિંગળા સર્વમાં માનેતી ગઇ પડી હતી, રાજાને પ્રીતિ પાસમાં લેઇ, ઉપરથી પતિવ્રતાનો સઘળો ડોળ બતાવી અંદરખાને એક દુરાચારી દાસીના દુઃસંગથી એક નીચ અશ્વપાળ સાથે પ્રીતિમાં જોડાઇ હતી. એ તેને દુસંગનુ ફળ અને નિરંતર ધર્મ નીતિનો ઉપદેશ ન મળવાની ખામીનું પરિણામ હતું. આ વાત કોઇના કળવામાં નહોતી.

રાજા ઘણો વખત રંગ મોહોલમાં ગુજારતો તે મંત્રી મંડળ આદિ કોઇને પસંદ નહોતું. તે માટે તેના અંગત મિત્રોએ તેને ઘણીવાર ઉપદેશ આપી ચેતાવ્યો હતો. **જ્યાં સુધી આપણી ભૂલ આપણા મુખપર કોઇ ન કહે, ત્યાં સુધી આપણો કોઈ આ દુનિઆમાં ખરો મિત્ર છે એમ માનવું નહિ."** એ મહાન્ પુરૂષોનુ વાકય છે. તે પ્રમાણે જોતાં ભર્તૃહરિને તેવા મિત્રની ખોટ નહોતી, તેમણે પોતાથી બંને તેટલું કર્યું હતું, પણ એપર રાજાએ જરાએ લક્ષ આપ્યું નહિ; કારણ કે તેને પિંગળામાં પૂર્ણ પ્રીતિ હતી. તેથી તેના પ્રમાણિકપણા તથા પવિત્રતા વિષે તેને કશો સંદેહ ઉત્પન્ન થયો નહિ; કેમકે અનુકુળ તથા પ્રીતિવાળી વસ્તુ વિષે ગમે તેવાં વિરૂદ્ધ અને સૂર્યના અજવાળા જેવાં સત્ય વચનો કોઇ કહેતાં હોય, તોપણ તે અસર કરતાં નથી, તે એક મનની સ્વાભાવિક સ્થિતિનું પ્રાબલ્ય છે; તે કારણથીજ ભર્તૃહરિના મનમાં તેના મિત્રોનુ એક પણ વચન અસરકારક થયું નહિ.

વિક્રમાદિત્ય વિદ્વાન, નીતિવાન, શૂરવીર અને ધર્મ વૃત્તિવાળો હતો. રાજમાં તે ઉત્તમ ગણાતો હતો. ભર્તૃહરિને રાજકાજમાં તે ઘણી સલાહ અને સહાયતા આપતો હતો. ભર્તૃહરિને તેની શુદ્ધ નીતિની ખાત્રી હતી. તેથી તેને રાણીવાસ વગેરે સ્થળે આવવા જવાની છુટ હતી. વિક્રમ પોતાના

વડીલ ભાઇ ભર્ત્તૃહરિને પિતા તુલ્ય અને તેમની સ્ત્રીઓને માતા તુલ્ય ગણી તેમની આજ્ઞાનુસાર વર્ત્તતો હતો. રાજનાં કેટલાંક ખાતા ઉપર તેની દેખરેખ હતી. અશ્વખાતાનો પણ તેજ ઉપરી હતો. તેણે પોતાની ચતુરાઇ, અને હુશીઆરીથી લુચ્ચા, ચોર, વ્યભિચારી, આદિ દુરાચારીઓને બારિકપણે શોધી કાઢી શિક્ષાએ પહોંચાડયા હતા. તેથી હરામીઓને તેના તરફનો ઘણો ભય રહેતો હતો. પિંગળા જે અશ્વપાળ સાથે પ્રીતિમાં જોડાઇ હતી. તે અશ્વપાળ અશ્વશાળામાં નોકર હતો. તેને વહેલા મોડા કામપર આવવા જવા આદિકના કારણથી વિક્રમે ઘણીવાર ધમકાવ્યો હતો. તેમ વિક્રમને તેની વર્ત્તણુકપર શક ગયો હતો, પણ એ હજુ બારીકપણે શોધમાં હતો.

ભર્ત્તૃહરિએ એક વખતે વિક્રમને બોલાવી કહ્યું કે;—" હે લઘુ બાંધવ ! તારી અડગ ધર્મ વૃત્તિ જોઇ પ્રસન્ન થાઉં છું. હવે તમારે રાજ્યનું ઘણું કામ ઉપાડી લઇ મારે માથેથી એ બોજો ઓછો કરવો. તમે જાણો છો કે, સર્વરાજનીતિનો સાર માત્ર પ્રજા શી રીતે સુખી થાય, તેવા ઉપાયો યોજવામાં છે. ઇત્યાદિ રાજનીતિનો ઉપદેશ આપી વિક્રમને રાજ્યનો કેટલોક અધિકાર સ્વાધીન કર્યો. વિક્રમ જ્યેષ્ઠ ભ્રાતાની આજ્ઞા પ્રમાણે નીતિન્યાયથી રાજ્ય ચલાવવા લાગ્યો. અશ્વપાલ પોતાની વર્ત્તણુકથી ડરતો હતો. તેણે એક વખતે પિંગળાને વિક્રમ ઉપર આરોપ મૂકી કઢાવવાને સમજાવી. તે પરથી પિંગળા રાજાની પ્રીતિનો લાભ લઇ પોતાને જે વિક્રમ પુત્ર સમાન હતો અને જે તેના પ્રત્યે માતાના ભાવથી વર્ત્તતો હતો, તેના ઉપર ખોટો આરોપ મૂકી કઢાવવાને તૈયાર થઇ. રાજાને જણાવ્યું કે; વિક્રમે મારે રંગમોહોલે આવી નિત્યના નિયમ કરતાં મારા પ્રત્યે અનીતિ આચરણ કર્યું છે; ઇત્યાદિ વાત તેના હૃદયમાં ઉતારી.

આ સાંભળી ભર્ત્તૃહરિ આશ્ચર્ય થયો ! તે ભાઇની નીતિ વિષે જાણતો હતો, તેને તેનાપર વિશ્વાસ હતો, છતાં પંગળામાં લુબ્ધ હોવાથી સારાસાર વિચાર શૂન્ય થઇ જઇ વિક્રમને બોલાવી કહ્યું કે;–" અરે વિક્રમ ! તેં નીતિમાર્ગથી વિરૂદ્ધ એક મહાવિપરીત આચરણ કર્યું છે. " ઇત્યાદિ તિક્ષણુ વચનો કહ્યાં. નિર્દોષ વિક્રમાદિત્ય જ્યેષ્ઠ ભ્રાતાનાં અ વ વચનો સાંભળી મૂર્છા ખાઇ પડયો. થોડી વારે શુદ્ધિમાં આવતાં બોલ્યો;—" જ્યેષ્ઠ ભ્રાતા ! તમે વિવેકી થઇને આ તમારી જીભથી શું બોલો છો ? માતુ પિંગળાના પ્રભુ ! મેં સ્વપ્નમા પણ કદી દુષ્ટ સંકલ્પ કર્યો નથી, મેં કદી નીતિ ઉપર પગ દીધો નથી. બંધુ ! આ શું કહો છો ? આ સાંભળી હું આશ્ચર્ય પામું છું ! મારી નીતિ

રીતિ તમો જાણો છો, છતાં વહેમ કેમ લાવો છો ? શિવ ! શિવ ! ! ! અંતઃપુરમાં મારૂં અનીતિ આચરણુ! આ શું કહો છો ? !

ભાઇ ! હજુ સમુદ્રે મર્યાદા મૂકી નથી, હજુ સૂર્યમાં અંધકાર થયો નથી, સિંહ ખડ ખાવા કદી જતો નથી, હજુ હંસની ચાલ કાગવત થઇ નથી, હજુ સંતજનના ચિત્તમાંથી દયા ગઇ નથી, હજુ પશ્ચિમમાં સૂર્યોદય થયો નથી, કાષ્ટ હજુ જળમાં ડુબી જતું નથી, હજુ માતાનો વાત્સલ્ય પ્રેમ ઘટયો નથી, છતાં હું નીતિવિરૂદ્ધ વર્ત્તિશ ! ! આ તમે શું કહો છો ? આપનો મારા પ્રત્યે આવો વિચાર કેમ થયો ! ! ! હે પવિત્ર જ્યેષ્ઠ ભ્રાતા ! હું બાલ્યાવસ્થાથી જ્ઞાન શક્તિ યુક્ત થયો, ત્યારથી તે આજ સુધી આપની સેવા પ્રીતિ ભાવથી કરતો આવ્યો છું. શ્રુતિ, સ્મૃતિ અનુસાર નીતિ માર્ગે ચાલવાનો જ્યેષ્ઠ ભ્રાતા પ્રત્યે જે ધર્મ છે; તેથી વિરૂદ્ધ સ્વપ્ને પણ કદી ચાલ્યો નથી. આજે આપ આ વાત શું કહો છો ? આતો કીડીપર કટક અને કદલીપર વીજ આવી પડે, તેવાં આ આપનાં વચન મારાપર ઇંદ્રના વજ્રની માફક કાર્ય કરે છે. હે નીતિ નિપુણ ભ્રાતા ! વિચાર કરીને આ નિર્દોષ લઘુ બંધવપર વચન પ્રહાર કરશો."

ભર્ત્તૃહરિએ કહ્યું;—" તું કાલે રાણીવાસમાં ગયો હતો કે નહિ ?" વિક્રમ—" કાલે હું ગયો નથી ! કેમકે આપનું મળવું સવારે રાજમહેલમાં થયું હતું, જેથી ત્યાં આવી મોઢે થવા કાંઇ પ્રયોજન નહોતું અને રાત્રિએ તો હું શિવરાત્રિ હતી તેથી ઘેર શિવ પૂજનમાં રોકાયો હતો. ભર્ત્તૃહરિ— " તું શિવરાત્રિ જેવે દિવસે મહાકાળેશ્વર શિવાભિષેકમાં કેમ ન આવ્યો ?" વિક્રમ—" હું સદા એકાંતમાં શિવ પૂજન કરૂં છું ! એ આપથી કયાં અજાણ્યું છે ? ઇત્યાદિ પ્રકારે વિક્રમે ઘણું ઘણું કહ્યું, પણ ભર્ત્તૃહરિના માનવામાં નહિ આવતાં, તેણે તેને દેશ નિકાલ થવાને આજ્ઞા કરી. "

આ સાંભળી વિક્રમે કહ્યું;—જ્યેષ્ટ ભ્રાતા ! લક્ષ્મણ અને ભરતની જેવી ભક્તિ રામચંદ્ર પ્રત્યે હતી, જેવી ભીમાર્જુનની યુદ્ધિષ્ઠિર—ધર્મ પ્રત્યે હતી; તેવીજ શુદ્ધ ભક્તિ આપના પ્રતિ મારી છે. આપ આવી રીતે વિચાર શૂન્ય થઇને મારાપર રોષ કરો છો એ યોગ્ય નથી, કેમકે હું આ વૃત્તાંત બિલકૂલ જાણતો નથી ! રાણીવાસમાં કાલે તો શું પણ ત્રણ રોજ થયાં હું ગયો નથી ? પિંગળાની દાસીને મેં દીઠી નથી, આ બધી વાત પ્રપંચરૂપ છે—આપ મારા પિતા તુલ્ય પવિત્ર ન્યાયી આત્મા થઇ, આવો જુઠો આરોપ મારે શીર છોડો છો, તો તેપરથી દૈવની કોઇ અન્યઇચ્છા નજર આવે છે ! રખે કાંઇ મોટી આફત આ માલવદેશપર

આવવાની હોય એવું જણાય છે ! અગર આખું રાજ પાયમાલ થવાનું છે ! એ વિના આવો કુતર્ક આપના પવિત્ર અંતઃકરણમાં કદી વાસ કરે નહિ. હજુ વિચાર કરો ! આપ ન્યાય નિપુણ થઇ આવાં સાહસ વાકયનો ઉપયોગ કરો છો ! ભૂમી કેવી છે ! તેમાથી કેવા ફળની આશા રાખો છો ! વિષ અમૃતરૂપ દેખાતું હોય, તોપણ તે મોતનું કારણ થાય છે !"

ભર્તૃહરિ—" અરે ! વિક્રમ ! તું હવે વધારે ન બોલ, કેમકે તારા અસત્ય ભાષણથી મારા કાન અપવિત્ર થાય છે, તું સત્વર માલવદેશ છોડી જા ? " વિક્રમ ક્રોધથી બોલ્યો;—" હું આ નગરી તજીશ, નિશ્ચે આ ઠેકાણે રહીશ નહિ. જો ઘડી પણ વિશ્રામ કરૂં તો મારી જનુની લાજે. " હે ભરથરી ! જેના અંતઃકરણમાં એક પણ દુષ્ટ સંકલ્પે આજ સુધી પ્રવેશ કર્યો નથી. જેણે જયેષ્ટ ભ્રાતાને પિતા અને તેની સ્ત્રીને માતા સમાન જાણી એક નિષ્ટાથી પુત્રવત્ આચરણ કર્યું છે, જે પોતાને આદિત્યવત્ શુદ્ધ સમજે છે અને અદ્યાપિ બ્રહ્મચર્યનું સંરક્ષણ કરે છે. એવા એક કૃપાપાત્ર નાના ભાઇને એક નીચ, પ્રપંચી, શાસ્ત્ર નિંદીત, કલેશનું મૂળ, કપટ સ્વરૂપ, નર્કદ્વાર નયની સ્ત્રીના વચન ઉપર વિશ્વાસ કરી મને નિર્લજ્જ ઠરાવી જુઠો આરોપ મૂકે છે અને સ્વમુખથી દેશનિકાલનું કહો છો, તો હું સત્વર આ માલવ દેશ છોડીને અરણ્ય વિષે ચાલ્યો જાઉં છું.

હે ભ્રાતા ! દૈવયોગથી સત્યાસત્ય જાણવામાં આવશે, ત્યારે કોઇને પણ થયો નથી, એવો તમને મોટો પશ્ચાતાપ અને ખેદ થશે એ તમે યાદ રાખજો, અયિ માલવ ભૂમિ ! જય પૃથ્વી મૈયા ! હવે છેલા પ્રણામ તને ! આ કામાંધ ભ્રાતાનું નિર્દોષપર અસત્ય ભાષણ શ્રવણ કરીને કોપ કરીશમાં. હે વીરમાતા ! આ કૃતઘ્ની બંધુનું કલ્યાણ કરજે ! તેનાં હૃદય ચક્ષુ ઉઘાડજે ! અયિ અવન્તિકા–ઉજ્જયીની ! તારી પ્રજાને શાંતિ થાઓ ! શાંતિ થાઓ ! ! જય અવધૂત નિરંજન ! ! ! " એમ બોલતાંજ અરણ્યમાં ચાલી નીકળ્યો.

આ સમાચાર સાંભળી મંત્રીજનો, સેનાપતિ અને પ્રજામંડળમાં ખળભળાટ થઇ રહ્યો. સૌ શોક સાગરમાં ડુબી ગયા. વિક્રમના ગયા પછી ધીરે ધીરે રાજમાં અવ્યવસ્થા થઇ ગઇ. તેથી મુખ્ય પ્રધાને ભર્તૃહરિને કહ્યું કે;—મહારાજ ! આપની ગેહેરહાજરીથી રાજ્યને નુકશાન છે, વખતનો ત્રીજો ભાગ પણ શાસ્ત્રાનુસાર રાજ કાજમાં ગુજારાય તો સારૂં છે. ઇત્યાદિ વાત ચાલતી હતી એટલામાં એક કલાવંતી

નામે દરબારી ગુનકાએ એક અમરફળ રાજાને યોગ્ય ધારી ભેટ કર્યું. તે જોઇ રાજા ઘણું આશ્ચર્ય પામ્યો; કેમકે એ પ્રથમ પોતાની પાસે આવેલું હતું અને તેણે પિંગળાને આપેલું હતું તેજ હતું. આ અમરફળ શાંતિરામ નામે બ્રાહ્મણને કોઇ ઋષિએ આપેલું હતું, પણ બ્રાહ્મણે ખાતાં વિચાર કર્યો કે જો હું ખાઇશ, તો મારે અમર થઇ સદા ભિક્ષાજ માગવી પડશે. માટે આ ફળ તો ભર્તૃહરિ જેવા પ્રજાપ્રિય રાજાનેજ જઇ આપું કે તે અમર થઇ સદા ધર્મ નીતિથી રાજ ચલાવી પ્રજાને સુખ આપતો રહે. એવા વિચારથી રાજાને આવી ભેટ કર્યું હતું.

રાજાએ આ અમર ફળ પોતાની પ્યારિ સ્ત્રી પિંગળા અમર થઇ જુવાનજ રહે અને પોતાને સદા વિલાસ સુખ આપ્યા કરે, એવા હેતુથી તેને આપ્યું હતું. પિંગળાને વળી નીચ અશ્વપાળ સાથે પ્રીતિ લાગી હતી, તે પોતાને સદા રતિ સુખ આપ્યા કરે માટે તેને આપ્યું હતું, અશ્વપાળને કલાવંતિ સાથે પ્રીતિ હતી, તે પોતાને સદા આનંદ આપતી રહે એવા હેતુથી તેને આપ્યું હતું અને તે વેસ્યાએ ખાતાં વિચાર કર્યો કે, આ ખાવાથી હું અમર થઇશ, તો મારે કપાળે સદા આ વેસ્યાનો નીચ ધંધો ચોંટયોજ રહેશે. માટે ખરેખર એ રાજાને યોગ્ય છે, એમ ધારી રાજાને ભેટ કર્યું હતું. એ રીતે અમર ફળ ખરેખર રાજાને યોગ્યજ હતું. તો તે ફરી ફરીને પણ તેના હાથજ આવ્યું અને તે કપટી–પાપીઓના પાપનો ઘડો ફોડવાનું સાધન થઇ પડયું.

આ અમરફળ જોતાંજ રાજાએ ગુનકાને ધમકી આપી પૂછ્યું કે, આ ફળ તું કયાંથી લાવી? ગુનકાએ કહ્યું કે મને એ અશ્વપાળે આપ્યું છે. અશ્વપાળને પણ ભય બતાવી પૂછતાં તેણે પિંગળા રાણી પાસેથી મળ્યાનું જણાવ્યું, તેમજ તેની સાથેની પ્રીતિ આદિનું રાજાના પૂછવાથી કહી બતાવ્યું. તેમજ તેના ઘરની ઝડતી લેતાં પિંગળાએ આપેલું કેટલુંક મળી આવ્યું. પછી પિંગળાની દાસીને બોલાવી કેટલીક હકીકત મેળવી લીધી. આ સર્વ વાતપરથી રાજાને રોષ, રોષ, ક્રોધાગ્નિ પ્રકટયો અને તરત પિંગળા પાસે ગયો. પિંગળાને હજુ આ વાતની ખબર પડવા દીધી નહોતી. રાજા યુક્તિથી તેના સત્યની પરીક્ષા કરવા, નિત્ય પ્રમાણે ડોળ રાખી તેની પાસે ગયો. પિંગળા પતિવ્રતાનો ડોળ બતાવતી સ્ત્રી ચરિત્ર કરવા લાગી. પણ હવે રાજા સમજી ગયો હતો. બીજું કાંઇ ન બોલતાં વાતપરથી વાત કાઢી અમરફળની વાત પૂછી ત્યારે પિંગળાએ કહ્યું કે, એ તો હું કાલેજ તમારા ગયા પછી ખાઇ ગઇ છું, તે માટે સોગન ખાઇ સાચી થવાને પણી વાતો કહી. છેવટે

રાજાએ અમરફળ તેને દેખાડયું, ત્યારે તે આડી અવળી વાતો કરવા લાગી અને પૂછતાં એ પાપીણિ બોલતાં બંધાવા લાગી, છેવટે તેની દાસીને ધમકી આપી પૂછતાં તે સર્વ પિંગળા રૂબરૂ માની ગઇ. અંતે પિંગળા પોતાનુ પોગળ ઉઘાડું થતાં સર્વ માની ગઇ અને ઝાંખી પડી દાસીનો દોષ કાઢી અનેક બાહાનાં બતાવવા લાગી.

આ સાંભળી રાજા ક્રોધથી બોલ્યો;—"હે જારકર્મ કરનારી! વ્યભિચારીણી તને ધિક્કાર છે! પાતકી! શિયળના માર્ગને ભંગ કરનારી! તને હજારવાર ધિક્કાર છે! મેં તારા પ્યારમાં ફસાઇ મારૂં રાજ્ય પાયમાલ કર્યું! મારૂં તન, મન અને ધન સર્વ તને અર્પણ કર્યું અને આ અમરફળ પણ તને આપ્યું! ખરે! એ તારે યોગ્ય હોયજ નહિ. એ તો મારા યોગ્યજ છે. જય નિરંજર! એમ કહી અમરફળ ખાઇ ગયો. અરે! પિંગળા! પાપિણી! તને કશોપણ વિચાર ન સૂઝયો! જે હું બીજી ત્રણસો રાણીઓનો ત્યાગ કરીને એક તારે વિષેજ પ્રીતિ રાખતો હતો! એટલું છતાં પણ તું મારાથી બેદિલ રહી છળકપટથી વર્ત્તી! અરે! તને, નારી જાતને અને તારા કુળને ધિક્કાર છે! કે મારાથી તને એક નીચ જાતનો ઢાણીઓ પસંદ પડયો! હે દુષ્ટા! એમાં દાસીનો નહિ પણ તારોજ દોષ છે. સાચું વજ્રમય અંતઃકરણ કદી પણ કોઇ ડગાવી શકતું નથી. તું જાતેજ ખરાબ તેમાં બીજા શું કરે! અરે! હું અપરીક્ષકજ કાચો! જા, તારૂં કાળું મુખ મને બતાવીશ નહિ! તેં રજપુતાણીની જાતને એબ લગાડી છે! બસ! હું જાઉં છું.

ભર્તૃહરિ—અહા! જેનું હું સ્મરણ ક્ષણપણ વિસરતો નહિ. જેની આગળ રાજની સર્વ સ્મૃદ્ધિ હાજર કરતો! જેણે મારૂં પાણિગ્રહણ કરેલું, એવી ત્રણસો નવયૌવન બાળા સ્ત્રીઓ, કે જે સર્વનો મારાપર એક સરખોજ હક હતો, તે સર્વનો અવતાર ખરાબ કરીને અહર્નિશ જેને વિષે હું તત્પર રહેતો હતો! તેણેજ બે દિલ થઇ આવું નીચ કૃત્ય કર્યું!!! માટે તેને ધિક્કાર છે! અરે! કદી નીચના સંગનો દોષ કાઢું; તોપણ મારા આવા સ્નેહમાં તેનું દિલ પલટયુંજ કેમ! માટે સ્ત્રીના અંતઃકરણને ધિક્કાર છે!!!

ભર્તૃહરિ રાજા પોતાના ભાઇને યાદ કરી શોક સમુદ્રમાં ડૂબી જઇ પશ્ચાત્તાપ કરવા લાગ્યો. અરે! મેં ભાઇ જેવા ભાઇને દેશ નિકાલ કર્યો! એ મેં પિંગળાના કહેવાપર વિચાર કર્યા વગર બહુ ભુરૂં કર્યું! નિર્દોષ મારો બંધુ માલવદેશમાંથી ગયો! હા! વિક્રમા! તારાં સર્વ વચનો સત્ય ઠર્યાં છે! ભાઇ! મેં કાચા કાન રાખી સ્ત્રીનું સર્વ સત્ય માન્યું. વીર! મેં તેનો

ભરૂસો કર્યો એ ભૂલ ખાધી ! ભાઇ ! મેં વગર સમજે તને વિદેશ કાઢયો ! હું ભરથરી ભૂપ થઇને કામનીને ભરૂસે ભૂલ્યો ! અરે ! દુષ્ટ પિંગળા ! અરે ! પાપી તારા વિષયાસક્ત, તારા કપટી વચનમાં ભૂલાવો ખાઇને મેં કેવું કેવું વિપરીતાચરણ કર્યું છે !! હાય ! મારા નિર્દોષ બંધુપર કેવો ખોટો આરોપ મૂકયો ! એટલુંજ નહિ પણ એ ધર્મ મૂર્ત્તિ બાળકને માલવ ભૂમિની હદપાર કાઢયો ! અરે વિક્રમાદિત્ય ! હવે હું શોકસાગરમાં ડુબ્યોછું અને તારાં કહેલાં વચનો યાદ કરૂંછું ! અરે ! ભાઇ જેવો ભાઇ, મારો પ્યારો વિક્રમાદિત્ય સૂર્યવત શુદ્ધ બંધુ ! તું નિર્દોષ નિરાપરાધીપર કટુવચન બાણોના પ્રહાર કર્યા ! તારૂં હૃદય મેં ભેદી દીધું ! અરે ! મે અતિસાહસ કર્યું !! શિવ ! શિવ !! મારી મતિ ફરી ગઇ !! બંધુ ! તેં કહેલાં વચનો સત્ય ઠર્યાં. રામચંદ્ર પ્રત્યે લક્ષ્મણની ભક્તિ હતી, તે કરતાં તારી પ્રીતિ મારા પ્રત્યે ન્યૂન નહોતી ! જ્યારે લક્ષ્મણ મૂર્છા ખાઇ પડયા હતા, ત્યારે રામચંદ્રે શોક કર્યો હતો ! તેથી પણ વધારે મને આ વખતે શોક થાય છે ! અરે રઘુવીરનાં વચન સત્ય છે કેઃ—“ સ્ત્રીઓ અને મિત્રો તો હજારો મળશે, પણ એક માનો જણ્યો ભાઇ અવર કયાંય મળવાનો નથી ! ” રઘુવીર ! આપનાં વચન સત્ય છે. મેં સ્ત્રીની ખાતરભાઇ જેવાભાઇને ખોયો !

હે મન ! તને વિષયની ઘણી તૃષ્ણા હતી ! તેની શિક્ષા તને ઠીક મળી !! હવે શોધ કરી શંકરની ભક્તિમાં આરૂઢ થા !!! હે મન ! હવે મારૂં કહ્યું માન, મોહ તૃષ્ણા છોડી દે ! અરે ! હવે કેમ વિલંબ કરૂં છું !! ખફની તૈયાર કરાવું !” ઇત્યાદિ શોક કરતો હતો, ત્યાં પ્રધાન તથા સેનાપતિ આવ્યા. તેમણે ભર્તૃહરિને રાજ છોડી જંગલમાં જઇ ભેખ નહિ લેવાને ઘણું સમજાવ્યો, પણ તેણે નહિ માનતાં કહ્યું કેઃ—પ્રધાન ! આ માયીક સંસારમાં કોઇ કોઇનું નથી, કોઇ પણ વસ્તુ સાચી નજર આવતી નથી. રાજ જુઠું, રાજનું કાજ જુઠું, સ્ત્રી જુઠી, સ્ત્રીનો સ્નેહ જુઠો, રંગ ને રૂપાળા જે જે દસ્ય પદાર્થ છે તે સર્વ જુઠા છે ! ત્યારે એવી કઇ વસ્તુ નિર્ભય છે કે જેનો હું આશ્રય કરૂં ? ભોગમાં રોગનો ભય, કુળને પડવાનો ભય, દ્રવ્યને નાશનો ભય, આબરૂને દીનતાનો ભય, બળને શત્રુથી ભય, રૂપથી સ્ત્રીને ભય, ગુણને ખળનો ભય, અને દેહને કાળનો ભય, એ સર્વ વસ્તુ ભયવાળી છે; પણ પૃથ્વી ઉપર એક નિર્ભય વૈરાગજ છે. મેં તેનોજ આશ્રય કરવાનો નિશ્ચય કર્યો છે તે સત્ય છે. હું મંગાતીરે અરણ્યમાં જઇ કોઇ મહાત્માને ગુરૂ કરી તેની પાસેથી ભેખ ધારણ કરીશ. જેથી કરી આ ચોરાશી લાખ યોનિમાં વારંવાર જન્મ મરણ લઇ ફરવું પડે છે, તે ગુરૂ

કૃપાથી મટી જાય ! અને આત્મજ્ઞાનના ઉપદેશથી સચ્ચીદાનંદ સ્વરૂપની પ્રાપ્તી થઇ મોક્ષ થાય.

अहो! स्त्रीणांचित्तचरित्रंकेनापिनविज्ञायते

અહો ! સ્ત્રીના ચિત્તનું ચરિત્ર કોઇથી પણ જાણી શકાતું નથી ! ! ! ખરેખર આ સંસારમાં.

नवैराग्यात्परंभाग्यं, नबोधादपरःसखा;
नहरेरपरस्त्राता, नसंसारात्परोरिपुः

વૈરાગ્યથી ઉત્કૃષ્ટ બીજું કોઇ ભાગ્ય નથી ! બોધ (જ્ઞાન)થી સહાય કર્ત્તા બીજો મિત્ર કે બંધું નથી ! હરી સિવાય બીજો કોઇ રક્ષણ કર્ત્તા નથી ! ! ને સંસારથી અન્ય કોઇ બીજો શત્રુ નથી ! ! ! એમ કહેતાંજ સિંહાસન પાસે પડેલી ખફની એકદમ ઉપાડી જય અલેક ! જય અભૂત નિરંજન ! ! ! એમ બોલતાંજ પહેરી લીધી. તરત સિંહાસનપરથી ઉતરી ચાલવા માંડયું !

આ સમાચાર વીજળીની પેઠે આખા શહેરમાં એકદમ પ્રસરી ગયા, પ્રજા જન શોક સમુદ્રમાં ડૂબવા લાગી, જેમ રામચંદ્ર વન જતા હતા, તે વખતે પ્રજા પાછળ ચાલી નીકળી હતી, તેમ પ્રજા ચાલવા લાગી, રાણીઓ મહા કલ્પાંત સાથ રૂદન કરવા લાગી અને પિંગળા પણ પોતાના પાપી કર્મથી પસ્તાવો ખાઇ રૂદન કરતી પછડાવા લાગી. ચારે તરફ હાહાકાર થઇ રહ્યો, આખી નગરી શૂન્યકાર થઇ રહી. આ જોઇ કઠણ કાળજાના વીર પુરૂષોનાં હૃદય પણ પીગળી ગયાં. કેટલેક સુધી આખા શહેરના માણસો આવ્યાં. તેઓ મંત્રી વર્ગના સમજાવવાથી માંડ શાંત થઇ પાછાં વળ્યાં. મુખ્ય પ્રધાને વિક્રમાદિત્યની શોધ માટે માણસો દોડાવ્યાં.

ભર્તૃહરિ યોગી વેષે એકલો અરણ્યમાં ચાલ્યો. ચાલતાં ચાલતાં મહા અરણ્યમાં જ્યાં મચ્છેંદ્રનાથનો આશ્રમ હતો ત્યાં ગયો. જઇ મચ્છેંદ્રનાથને પ્રણામ કર્યા. ગોરખનાથે તેના વૈરાગ્ય વિષે કેટલીક ખાત્રી કરી. ગુરૂ મચ્છેંદ્રનાથે તેની વિશેષ ખાત્રી કરવા પોતાના એક શિષ્ય સાથે રાણીઓ પાસેથી ભિક્ષા માગી લાવવા મોકલ્યો. તે પ્રમાણે તે ત્યાંથી નિર્દ્વેષ અને નિર્વિકાર દ્રષ્ટિથી ભિક્ષા માગી લાવ્યો; ઇત્યાદિ પ્રકારે તેના તિવ્ર વૈરાગ્યની ખાત્રી કરી ગુરૂ મચ્છેંદ્રનાથે મંત્રોપદેશ કર્યો. પછી કેટલોક બોધ કર્યો કે;—

" આ જગતની માયા અનાદિકાલની ચાલી આવે છે. આ બધું બાજીગરના તંત્ર માફક છે, આદ્રસ્ય પદાર્થ જે કોઇ તારી નજરે પડે છે એ સર્વ જુઠું છે, ચૌદ બ્રહ્માંડ સુધી માયાનું જે કાર્ય છે તે સર્વ નાશવાન છે. આ દેહ પંચમાભૂતથી બનેલો છે, તે ક્ષણભંગુર અને વિકારવાન છે

એમાં સાર વસ્તુ શું છે ? તેનો વિચાર કરવો જોઈએ, પોતાના મનને બહુ સમજાવવું જોઇએ કે;—હે મન ! આ નાશવાન પદાર્થોમાં શું આસક્તિ રાખે છે ? આ શરીર હજાર કે લાખ વર્ષ રહ્યું, તોપણ શું થયું ? ચૌદ ચોકડીનું રાજ મળ્યું તોપણ શું થયું ? આખરે તે સર્વ અનિત્ય છે. આ પાંચ વિષયના જે જે કાર્ય છે તે સર્વ સ્વાર્થની બાજી છે. તે સર્વે પોતપોતાના સુખ માટે પ્રયત્ન કરે છે, તે પ્રિય લાગે છે. તે સત્ય હોય તો સંગે કેમ નથી ચાલતાં ! માટે કોઇપણ નિઃસ્વાર્થ સત્ય સ્નેહી આ જગત્‌માં નથી. આ અસત્ય, જડ, દુઃખરૂપ, ક્ષણભંગુર દેહથી એક ત્રણકાળ અબાધિત સચ્ચિદાનંદ સ્વરૂપ સત્ય વસ્તુ પ્રાપ્ત થાય છે. માટે આ દેહ વડે એવાં સાધન કરવામાં વિલંબ શા માટે કરવો જોઇએ?" ઇત્યાદિ બોધ કર્યો.

આ સાંભળી ભર્તૃહરિએ કહ્યું કે;—ગુરૂમહારાજ ! એવી કઇ વસ્તુમાં મનની સ્થિતિ કરવી ? ગુરૂ મચ્છેંદ્રનાથ—" દેખ બચ્ચા ! અલખ નિરંજનકા તુઝે મંત્ર દીયા હૈ, ઉસમે સ્થિતિ કરના " ઇત્યાદિ કહ્યું. પછી રાજેંદ્રયોગાભ્યાસમાં પ્રવૃત્ત થયો હતો. ત્યારપછી યોગીંદ્ર ભર્તૃહરિએ ઉજ્જેની નગરી પાસે જઇ એક ગુફા કરી હતી, તેમાં, યોગાભ્યાસ કર્યો હતો. એમ કરતાં તે પરિપકવ અવસ્થાએ બ્રહ્માનંદ સુખને અનુભવવા લાગ્યો હતો. તે સંબંધી વિશેષ હકીકત વિક્રમોદય અથવા ઉત્તર ભર્તૃહરિ નામના પુસ્તકમાં વાંચી લેવી. તે પરથી જણાશે કે યોગીંદ્ર ભર્તૃહરિ તે કાળે એક ખરો જીવનમુક્ત પુરૂષ હતો અને આત્મજ્ઞાનનું અનુપમ સુખ ભોગવતો હતો. ઉજ્જેની પાસે હાલ પણ તેની ગુફા છે, તેને ભર્તૃહરિની ગુફા કહે છે. સૌરાષ્ટ્ર (કાઠીયાવાડ) દેશમાં પ્રભાસ પાટણમાં સોમેશ્વર મહાદેવ છે, ત્યાંથી સાત આઠ મૈલપર એક ગોરખ મઢી નામે હાલ ગામ છે, ત્યાં ગોરખનાથ પાસે અલ્પકાળ રહીને યોગનાં કેટલાંક અંગ શીખ્યો હતો, એમ સિદ્ધ થાય છે; કેમકે ઉત્તરાવસ્થામાં ગોરખનાથ અને મચ્છેંદ્રનાથનો પણ ત્યાંજ આશ્રમ થયો હતો. હજુ યોગીંદ્ર ભરથરી અમર છે એવું કહેવાય છે.

ભર્તૃહરિ તો એક વિદ્વાન, આસ્તિક અને યોગ્ય ભ્રષ્ટ પુરૂષ જન્મેલો હતો. તેથી તેણે તો રાજ તજી એકદમ વનવાસ લીધો, પણ બીજા પુરૂષો જેઓ વિષય સુખનેજ જન્મનું સાર્થક માનનારા છે, તેઓ પ્રેમના પાસમાં ફસાઇ પડી ગાફલ રહેતો, તેને પુરો પસ્તાવો કરવો પડે છે અને આવા દુષ્ટ કૃત્યથી આખો ભવ દુઃખી જીંદગીમાં કાઢવો પડે છે. માટે સ્ત્રીની પ્રથમ

પરીક્ષા કરી, ને પછી તેના પર વિસ્વાસ રાખવો. સ્ત્રી કદી સદ્ગુણી હશે તો તે વિષે કદી વહેમ લેવાનો નથી, તે વાત કેટલેક દરજ્જે સાચી છે, પણ મનુષ્યનાં મન એવાં છે કે, જો તેને ધર્મ, નીતિ અને શિયળના બોધની અખંડ ધારા રહ્યા કરે છે, અને સત સોબત હોય છે, તોજ તે સદાચરણી રહી શકે છે; નહિ તો ક્ષણે ક્ષણે પલટી જાય એવાં છે, મનને દુર્ગુણ તરફ વળવું એ કેમ જાણે તેનું સ્વાભાવિક વલણ ન હોય એમ જણાય છે. માટે સ્ત્રીને નિયમમાં રાખવાનો રસ્તો તો માત્ર એજ છે કે, તેને સત્ય, નીતિ અને શિયલનો અખંડ બોધ આપ્યા કરવો. તેવા સદ્ગ્રંથોનું વાંચન, ધર્મશાસ્ત્રનું શ્રવણ અને સત્સંગ એ નિત્ય રહે; તોજ તેને સારી અસર થાય છે.

ભર્તૃહરિ શૃંગાર, નીતિ અને વૈરાગ્યમાં પૂર્ણતાએ પહોંચ્યો હતો. એવું તેના સમગ્ર ચરિત્રપરથી જણાઇ આવે છે. તેણે એ ત્રણ વિષયમાં ત્રણ શતકો રચેલાં છે, જે આજે વિશ્વ વિખ્યાત છે. એ ત્રણ શતકોમાં જે જે ભાવાર્થના શ્લોકો છે તથાં તેમાં જે જે અનુપ ઉપદેશ રહેલો છે, એ તેની ખરી ખૂબીના જ્ઞાતા વિદ્વાનોને હૃદય ભેદક છે; એટલુંજ નહિ પણ તેવા માર્મિક અદ્ભૂત કૃતિના શ્લોક બીજા સંસ્કૃત પુસ્તકોમાં ભાગ્યેજ મળી આવશે. સંસાર પર અરૂચી થયેલા પુરૂષને શૃગારમાં પ્રવૃત્તક કરવા તેનું શૃંગારશતક બસ છે—સુભાષિત વક્તાને તેનું નીતિશતક સાહિત્ય નીધિનો એક શ્રેષ્ઠ ભાગ છે અને—વૈરાગ્યવાન પુરૂષોને ગમે તેવી દરિદ્ર આપત્તિ યુક્ત વ્યવહારીક સ્થિતિમાં એક અવિચલ સુખનું સ્થાન પ્રાપ્ત કરનારૂં, પુરૂષાર્થના શ્રેષ્ઠ અંકુરને ઉત્પન્ન કરનારૂં, યાચનાની નીચ વૃત્તિનો તિરસ્કાર કરનારૂં અને મોક્ષના સાધનમાં જોડનારૂં વૈરાગ્યશતક છે. આ ગ્રંથ સિવાય તેણે વાક્પદ અથવા વાક્પ્રદીપ નામનો ગ્રંથ તથા પાણિનિ વ્યાકરણના પતંજલિ કૃત ભષ્યપર તેણે કારીકા કરેલી છે ઇત્યાદી રચેલા ગ્રંથોપરથી તેનાં અદ્ભૂત જ્ઞાનની ખાત્રી થાય છે. તે મહાત્માયોગીંદ્રે આત્મજ્ઞાન અને યોગવિદ્યામાં પણ કુશળતા મેળવી હતી. ઇત્યાદિ જ્ઞાનથી તેમણે પરમાત્માનાં સ્વરૂપને ઓળખી જગતમાં અમર નામના રાખી છે

———

# વીર-વિક્રમાદિત્ય.



જગત્ પ્રસિદ્ધ પરદુઃખ ભંજન રાજા વિક્રમાદિત્ય માલવપતિ ગાંધર્વસેન રાજાનો પુત્ર થાય. ઉજ્જયિની એ પરમાર-વંશની ગાદી અતિ પ્રસિદ્ધ થઈ ગયેલી છે. તે ગાદી ઉપર આ રાજેંદ્ર વિક્રમાદિત્ય સંવત-શક પ્રવર્ત્તક સર્વોત્કૃષ્ટ થઇ ગયો છે. તે ભર્ત્તૃહરિ જેવા નીતિવાન જ્યેષ્ઠ ભ્રાતાના હાથ નીચે ઉછર્યો હતો. ચંદ્રાચાર્ય જેવા ઉત્તમ ગુરૂના હાથ નીચે શિક્ષણ પામ્યો હતો. વેદ, વેદાંગાદિ શાસ્ત્રોમાં નિપુણ થયો હતો. સંસ્કૃત ભાષામાં વિદ્વાન અને શ્રેષ્ટ વકતા હતો; એટલુંજ નહિ પણ મહાશૂરવીર, પરાક્રમી, નીતિવાન, ધાર્મિક, સત્યાસત્યનો પરીક્ષક, સૂક્ષ્મ ભેદોનો જ્ઞાતા, બુદ્ધિવાન, વિવેકી, હિંમતવાન અને ઉત્સાહી હતો.

ભર્ત્તૃહરિ નૃપને રાજ્ય કાર્યમાં સલાહ અને સહાયતા આપતો હતો, તેમને તેમની શુદ્ધનીતિની ખાત્રી હતી. રાજ્યનાં કેટલાક ખાતા ઉપર તેમની દેખરેખ હતી. ચાતુર્યતા અને હુશિઆરીથી લૂચ્ચા, ચોર, વ્યભિચારીઓને શોધી કાઢી શિક્ષાએ પહોંચાડતો. તેથી તેઓ તેનાથી ભય પામતા હતા. એ રીતે ઉત્તમ કાર્ય બજાવી એ વખતેજ તેમણે પ્રજા પ્રીતિ વધારી હતી કેટલોક કાળ વડીલભાઇ ભર્ત્તૃહરિ સાથે ઉજ્જયિનીમાં રહ્યો હતો. ખટપ-ટીઆઓની ખટપટથી ભર્ત્તૃહરિની પ્યારી રાણી પીંગળાએ ખોટું આળ-ઓઢાડયું. બે ભાઇઓ વચ્ચે વાંધો ઉઠયો ( જુઓ ભર્ત્તૃહરિ ચરિત્ર ) તેથી વિક્રમાદિત્યે વીરભૂમિ માલવની રાજધાની ઉજ્જયિનીનો ત્યાગ કર્યો. ઘણો કાળ સાધારણ સ્થિતિમાં ગુજરાત વગેરે બીજાં રાજ્યોમાં ફર્યો. વિ. સ. ના ૧ લા વર્ષમાં ભર્ત્તૃહરિ રાજા પોતાની સ્ત્રીના જાર કર્મથી વૈરાગ પામી રાજપાટ છોડી ચાલ્તો થયો. યોગીવેષે વનવાસ કર્યો. ત્યાર પછી થોડાં વર્ષ દેશમાં અધાધૂની ચાલી. જે રાજા ગાદીએ બેસતો; તેને વૈતાળ ખાઇ જતો હતો. તેથી ધણી વિનાના રાજ્યમાં પ્રજા દુઃખી થવા લાગી હતી. આ વખતે વિક્રમ રાજા પ્રવાસ કરતો ગુજરાતમાં આવી રહ્યો હતો. પ્રધાનોના આગ્રહથી તે ઉજ્જયિનીમાં આવી ગાદીએ બેઠો.

વીરવૈતાળના જૂલમની વાત વીરવિક્રમ જાણતો હતો. તેથી જે દિવસે ગાદીએ બેઠો, તેજ દીવસે સાંજ સુધી રાજ ચલાવીને પોતાના સૂવાના ઓરડામાં કેટલુંક અનાજ ભરી રાખ્યું. પોતે નાગી તરવાર હાથમાં રાખીને હિંમતથી ધૈર્ય રાખી જાગતો બેઠો. મધ્ય રાત્રે વૈતાળ રાજાના ઓરડામાં આવ્યો. એટલે વીરવિક્રમે કહ્યું કે, પ્રથમ તું અનાજ ખાઇને પછી મને

ખા. વૈતાળ અનાજ ખાઇ તૃપ્ત થઇને જતો રહ્યો. તે પ્રમાણે નિત્ય થવા લાગ્યું. એક દિવસે રાજાએ વૈતાળને પૂછ્યું કે તારી શક્તિ કેટલી છે તે કહે. વૈતાળે કહ્યું કે હું જે ધારૂં તે કરૂં; મને ભૂત, ભવિષ્ય, અને વર્તમાનની ખબર પડે છે. શ્રીમન્નૃપતિ વિક્રમે કહ્યું કેઃ—મારા આયુષ્યમાંથી બે વર્ષ ઓછાં કે વધતાં કર. વૈતાળે કહ્યું કે તે કોઇના હાથમાં નથી. બીજે દિવસે વિક્રમે અનાજ ન રખાવ્યું. તેથી વૈતાળ ઘણો ક્રોધે ભરાયો, પણ વિક્રમે નિડરપણે કહ્યું કે;—મારા આયુષ્યમાંથી તારાથી બે વર્ષ ઓછાં કે વધતાં કરી શકાય તેમ નથી, તો મારે તને શા માટે વૃથા ખાવા આપવું જોઇએ ? તારી ઇચ્છા હોય તો મારી સાથે યુદ્ધ કર. આ સાંભળી વૈતાળ બોલ્યો કે;—વિક્રમ ! તારી વીરતા, ધૈર્યતા અને હિંમત જોઇ હું અતિ પ્રસન્ન થયો છું. માટે તારી ઇચ્છા હોય તે વર માગ. વિક્રમે કહ્યું કે; હું જ્યારે તારૂં સ્મરણ કરૂં, ત્યારે તું આવી મારૂં કામ કરજે. વૈતાળ હા કહીને જતો રહ્યો.

વીર વિક્રમે ફરી ધામધૂમ કરીને રાજ્યાભિષેક કરાવ્યો હતો. ગાદીએ બેઠા પછી જે મંડળિક રાજાઓએ બંડો ઉઠાવ્યાં હતાં, તે સર્વેને પરાજય કરી તાબે કર્યા. ઉત્કલ, વંગ, કચ્છ. ગુજરાત વગેરે દેશો પોતાની સત્તા નીચે આણ્યા અને ઘણાક શક લોકોને જીતી શકાદિત્ય ને દિલ્હીમાંથી હાંકી મૂક્યો. દિલ્હીને રાજધાની નહિ કરતાં; તેણે ઉજ્જયનિનેજ રાજધાની રાખી. પોતાના દેશનું એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું અને સંવત શકનો સ્થાપનાર થયો.

શ્રીમન્ વીરવિક્રમાદિત્ય પરાક્રમી અને પ્રતાપી રાજા થયો; તેણે ઘણાં પરમાર્થનાં કાર્યો કર્યાં છે. વિદ્વાનોને ઘણો આશ્રય આપતો હતો. વિદ્યા વૃદ્ધિ કરવાને તેણે ઘણું ઘણું કર્યું છે. વિદ્વાન સમાજના વડે તે પોતાની અમર કીર્તિ રાખવાને શક્તિવાન થયો હતો. ગ્રંથકારોને ઉત્તેજન આપી સદ્ગ્રંથોની વૃદ્ધિ કરી હતી. જ્યોતિર્વિદાભરણ નામના ગ્રંથ ઉપરથી જણાય છે કે;—વિક્રમ રાજાની સભામાં ૮૦૦ મંડળિક રાજા, ૧૬ વાચાળ પંડિત ૧૦ જ્યોતિષી, ૬ વૈદ્ય અને ૧૬ વેદીઆ રહેતા હતા. તેમાં ઉપલા વિદ્વાનોમાં મુખ્ય ધન્વંતરિ, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વૈતાળભટ્ટ, ઘટખર્પર, કાલિદાસ, વરાહમિહીર અને વરૂચિ એ નવ રત્ન રૂપી પંડિતો સભામાં બેસતા હતા. વળી એવું પણ જણાવેલું છે કે તેની પાસે ૧૮ યોજન ભૂમિ રોકે એટલું ભારે સૈન્ય રહેતું હતું. તેમાં ૩ કરોડ પાયદળ, ૧૦ કરોડ ઘોડેસ્વાર, ૨૪૩૦૦ હાથી અને ૪ લાખ નૌકા—વાહાણ (નૌકા) નું સૈન્ય પણ હતું. તે વડેજ તેણે ૯૫ શક–સરદારોનો પરાજય કરી શકારિ નામ ધારણ કર્યું હતું.

વિક્રમ રાજાના રાજ્યનો વિસ્તાર અતિ મોટો હતો. તેની પાસે પુષ્કળ દ્રવ્ય હતું. રાજ્ય ન્યાય નીતિથી ઉત્તમ પ્રકારે ચલાવતો હતો; વેદોક્ત ધર્મ પાળતો હતો. અને પ્રજાને સત્ય ધર્મ પાળવા પ્રયત્ન કરતો હતો. કોઇ ઉપર પણ અન્યાય ગુજારતો નહિ. સારાસારનો પૂર્ણ તપાસ કરી. સર્વને પૂર્ણ સંતોષ આપતો. પ્રજાહિતમાં પ્રવર્ત્ત થવાને પરમોત્કંઠાથી લાગ્યો રહેતો હતો. દયા, ક્ષમા, સંતોષ, શાન્તિ, સત્ય અને વિનય આદિ સદ્ગુણો પ્રજામાં પ્રસરાવ્યા હતા. અંધાર પછેડો ઓઢી રાત્રે જુદે જુદે વેશે શેહેરમાં જુદે જુદે સ્થળે ફરતો અને લુચ્ચા, ચોર, વ્યભિચારી આદિ દુરાચારીઓને શોધી કાઢી શિક્ષા કરતો, ઇત્યાદિ ઉપાયથી તેણે દુરાચારીઓનું દેશમાંથી નિકંદન કાઢયું હતું. દેશમાં અન્યાય અનીતિનું નામ નહોતું. કોઇ પણ અધિકારી પ્રજાપર જુલમ ગુજારી શકતો નહિ, લાંચ રૂશવતનું નામ નહોતું, સર્વત્ર ધર્મ નીતિ પ્રસરી રહી હતી. પ્રત્યેક દિવસે સોનું, મોતી, રત્ન, ગાય, હાથી, ઘોડા, રથ, ભૂમિ આદિ અનેક પ્રકારનું દાન કરતો, પ્રજાની દાઝ હૈડે ધરીને તન મનથી તેમનાં દુઃખ ટાળવાને પ્રયત્ન કરતો, પ્રજાને પુત્રની પેઠે પાલન લાલન કરતો, કોઇનું પણ કષ્ટ નિવારણ કરવા માટે પોતે અતિ ભારી કષ્ટ સહન કરતો હતો. તેથી **પરદુઃખભંજન** કહેવાતો હતો.

વિક્રમ રાજાએ પ્રજા પ્રત્યે પોતાનો સર્વ પ્રકારે ધર્મ બજાવ્યો હતો. તેથી તેમની ઉપર પ્રજાની અપૂર્વ પ્રીતિ હતી. જેને લીધે તેમની દેશ વિદેશમાં ઘણી કીર્તિ પ્રસરી રહી હતી. એ રીતે વીરવિક્રમે પોતાની રાજા તરીકેની જીંદગીનું સાર્થક કર્યું. આવા રાજાઓ થોડાજ થયા છે. રાજાને દેશમાં અવિચળ નામના રાખવાનો ખરો રસ્તો પ્રજા પ્રીતિ સંપાદન કરવામાંજ છે. તે આ વિક્રમાદિત્ય વગેરે પૂર્વના રાજાઓના ચરિત્રો વાંચવાથી જણાઇ આવશે.

વીરવિક્રમનો પ્રતાપ પૃથ્વીના ઘણા ભાગમાં પ્રસરી રહ્યો હતો. રોમ દેશનો પ્રથમ રાજા ઑગસ્તસસીઝર તેમનો મિત્ર હતો. વિક્રમે ગ્રીક ભાષામાં એક પત્ર લખી તેની પાસે પોતાનો એક વકીલ મોકલ્યો હતો. એ સૈકામાં દક્ષિણ હિંદુસ્થાનના રાજ્યના લોકો, રોમના મોટા રાજ્યના પ્રદેશોના લોકો સાથે વેપાર સંબંધ રાખતા હતા. તેપરથી જણાય છે કે, વીર વિક્રમનો યુરોપાદિ દેશોના રાજાઓ સાથે સંબંધ હતો. ત્યાં તેમની પ્રસિદ્ધિ ઘણી હતી. એ રીતે તે દેશ વિદેશમાં અમરકીર્ત્તિ રાખી ગયો છે.

ભારત વર્ષમાં સને એટલે ઇતિહાસની સાલો ગણવાનો ક્રમ છે. તેઓમાંનો એક વીરવીક્રમે મેળવેલી જીતોના માનને અર્થે સ્થાપવામાં આવ્યો

છે. તેને શક-સંવત કહે છે. તે ઇ. સ. પૂર્વે ૫૬ વર્ષેથી શરૂ થયો છે. આ સંવત ઉત્તર હિંદુસ્થાન અને ગુજરાતમાં હજુ ચાલે છે. હાલ વિક્રમ સંવત ૧૯૭૪ નો ચાલે છે. તેનું વર્ષ કારતક શુદ ૧ થી બદલાય છે. ઇત્યાદિ રીતે આ પરદુ:ખભંજન રાજા જગતમાં અક્ષય કીર્તિ રાખી ગયો છે. ધન્ય છે તેમને !!!

---

## ભોજરાજા.

---



પરદુ:ખભંજન મહારાજા વિક્રમાદિત્યના પછી માળવામાં ઘણા રાજા થયા. તેઓમાં ભોજ રાજા ઘણો પ્રખ્યાત છે. તે માળવાના તેજસ્વી પરમાર વંશીય સિંધુલ નામે રાજાનો પુત્ર થાય. તેની રાજધાની ધારાનગરીમાં હતી. તેણે ઇસ્વીસન ૯૮૨ થી ૧૦૮૨ સુધી રાજ્ય કર્યું હતું. ભોજની માતાનું નામ પદ્માવતી હતું. ભોજનો જન્મ તેના પિતાની વૃદ્ધાવસ્થામાં થયો હતો. સિંધુલ રાજાને મુંજ નામે ન્હાનો ભાઇ હતો. તે મહાન્ બળવાન હતો. ભોજ જ્યારે પાંચ વર્ષનો થયો, ત્યારે સિંધુલ પોતાના શરીરમાં પીડા ઉત્પન્ન થવાથી ચિંતાતુર થયો કે;—પુત્ર ભોજ હજુ બાળક છે અને મુંજ બળવાન છે. માટે જો તેને રાજ્ય ન આપતાં, પુત્રને ગાદી પર બેસાડીશ, તો લોકોપવાદ થશે; એટલુંજ નહિ પણ મુંજ રાજ્યલોભથી ભોજને ઝેર દેઇને મારી નાખશે. તો મારો વંશ જશે. એવું વિચારી મુંજને રાજ્ય સોંપી ભોજને સ્વાધીન કરતાં કહ્યું કે;—હવે આ પુત્ર તારોજ છે, તેનું પાલણ પોષણ સારી રીતે કરીને ઉમર લાયક થયે રાજ્યગાદી ઉપર બેસાડજે. ઇત્યાદિ ભલામણ કરી મરણ પામ્યો.

સિંધુલના મરણ પછી મુંજ ગાદીએ બેઠો. જુના પ્રધાન બુદ્ધિસાગરને રજા આપી, તેની જગોએ નવા માણસને નિયુક્ત કર્યો. મોટાભાઇ સિંધુલની આજ્ઞા પ્રમાણે રાજ્ય સારી રીતે ચલાવી પ્રજાનું પાલન કરવા લાગ્યો. ભોજનું પણ સારી રીતે સંરક્ષણ કરી પોતાના પુત્ર જયંતની સાથે વિદ્યાભ્યાસ કરાવવા માંડયો. ભોજ પોતાની પ્રબળ બુદ્ધિથી થોડા વખતમાં અનેક શાસ્ત્રમાં નિપુણ થયો. એટલુંજ નહિ પણ તે મહા તેજસ્વી. બુદ્ધિવાન, હિંમતવાન, અને ઉત્સાહી દેખાતો હતો. તેની બુદ્ધિ અને ચંચળતા જોઇ સૌ ચકિત થતા હતા. એવામાં એક સર્વજ્ઞ

જોતિષી આવ્યો. મુંજે ભોજની જન્મપત્રિકા તેને આપી કહ્યું કે, તેની સર્વ સ્થિતિ કહો. વિપ્રે ભોજને પ્રેમથી જોઇ કહ્યું કે;—"ભોજનું સાભાગ્યનું વર્ણન કરવા સ્વયં—વિધાતા પણ સમર્થ નથી, તો હું સામાન્ય બ્રાહ્મણ શું કરી શકું ? તો પણ હું મારી બુદ્ધિ પ્રમાણે કહું છું કે,—ભોજ ૫૫ વર્ષ ૭ માસ અને ૩ દિવસ ગૌડ દેશની સાથે દક્ષિણ પંથનું રાજ્ય કરશે. તેમજ વિદ્વાન થઇને વિદ્વાનોને ઘણો આશ્રય આપશે."

મુંજ આ વચનો સાંભળી ચકિત થયો, તેની મતિ એકાએક ફરી ગઇ. તેણે ભોજની વિદ્વતા અને ચતુરાઇ જોઇ વિચાર કર્યો કે, ભોજ તેના પિતાના કરતાં પણ ઘણો બળવાન અને પ્રતાપી થશે. ત્યારે તે મારી પાસેથી રાજ્ય લેઇ લેશે. એવું વિચારી તેને મારી નાંખવાનો નિશ્ચય કર્યો. પછી પોતાના મિત્ર વત્સરાજને બોલાવી ભોજને વનમાં લેઇ જઈ મારી નાખવાની આજ્ઞા કરી. તે વખતે વત્સરાજે તેમ નહિ કરવા મુંજને ઘણું સમજાવ્યો. પણ તેણે તે માન્યું નહિ. ત્યારે વત્સરાજ ભોજને મારવા સારૂ ભુનેશ્વરી વનમાં રાત્રે લેઇ ગયો. વનમાં જઇ તેણે રાજાની આજ્ઞા ભોજને નિવેદન કરી. તે સાંભળી ભોજ બાળક છતાં જરા પણ ગભરાયો નહિ. પરંતુ તેણે એક શ્લોક લખી મુંજને આપવા સારૂ વત્સરાજને સોંપતાં કહ્યું કે;—" વત્સરાજ ! હવે મને તું સત્વર માર. ઇશ્વરે જેને માટે જે રચ્યું છે તેવું મુકરર થાય છે. તમારો કોઇ દોષ નથી. તમે પરવશ છો. સેવકોનો ધર્મ છે કે, માલિક અને મોટાઓની આજ્ઞા પૂરી કરવી. માટે કાકાએ સોંપેલું કામ પૂર્ણ કરો. હું આજે મરવા માટે તૈયાર છું."

ભોજના નિર્ભયતાનાં અને ધૈર્યતાનાં આવાં વચનો સાંભળી વત્સરાજ ચકિત થયો. કુમારનું નિર્દોષ મુખ જોઇ તેનું હૃદય પિંગળી ગયું. મુંજની પાપી આજ્ઞા પાળવાને તેને કંપારી છુટી. તેના હાથમાંથી તરવાર નીચે પડી ગઇ. છેવટે વત્સરાજે ભોજને નહિ મારતાં તેનું સંરક્ષણ કરવા માટે છુપી રીતે પોતાને ત્યાં મોકલી દીધો. અને એક ઉત્તમ કારીગર પાસે ભોજનું મસ્તક તાદશ્ય તૈયાર કરાવી મુંજને બતાવી કહ્યું કે લ્યો, આ ભોજનું માથું. મુંજે તે જોઇને વત્સરાજને પૂછ્યું કે–ભોજ મરતી વખતે કોઇ બોલ્યો હતો ? વત્સરાજે પેલો શ્લોક તેની આગળ રજુ કર્યો. તે મુંજે વાંચ્યો કે;—

मान्धाताच महीपतिः कृतयुगालंकार भूतोगतः ।
सेतुर्येन महोदधौ विरचितः क्वासौदशास्यान्तकः ॥
अन्येचापि युधिष्टिर प्रभृतयो यातादिवं भूपते ।
नकेनापि समंगता वसुमतीं मुञ्ज त्वयायास्यति ॥

અર્થ—"સત્યયુગના અલંકારભૂત માન્ધાતા મહીપતી પરલોક ગત થયા છે. મહા સમુદ્રો ઉપર જેણે સેતુ (પુલ) બાંધ્યો હતો, તે દશાનંન રિપુ ક્યાં છે? યુધિષ્ઠિર ઇત્યાદિ બીજા સર્વ મહાત્મા સ્વર્ગમાં ગયા છે. પણ હે રાજન! વસુ મતી પૃથ્વી કોઇની સાથે ગઇ નથી. પણ નિશ્ચે આપની સાથે તો આવશેજ." આ શ્લોક વાંચતાંજ રાજા મૂર્છા ખાઇ પૃથ્વી ઉપર પડયો અને શુદ્ધિમાં આવતાં રૂદન કરતાં બોલ્યો કે;—અહો! મેં પાપીષ્ટ કર્મ કર્યું છે. મારા મોટાભાઇએ મરતી વખતે મને શું કહ્યું હતું અને મે શું કર્યું? ધિક્કાર છે મને! એમ બોલતો અપાર ખેદ કરવા લાગ્યો. અંતે અગ્નિમાં પ્રવેશ કરી પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવા તૈયાર થયો. આ જોઇ વત્સરાજે બુદ્ધિસાગર નામે જૂના પ્રધાનની સલાહથી કુમાર ભોજદેવને ગુપ્ત સ્થળેથી લાવી હાજર કર્યો. કોઇ એક યોગીરાજે તેને સજીવન કર્યો, એવી વાત સઘળે ફેલાવી. મુંજે આનંદથી ભોજને આલિંગન કર્યું અને તેજ વખતે એટલે શાલિવાહનશક ૯૦૪ માં ગાદીએ બેસાડયો અને પોતે સ્ત્રી સાથે તપોવનમાં તપશ્ચર્યા કરવા ચાલી નીકળ્યો.

ભોજ રાજાએ રાજ્યાસન પર બેસી પ્રજાનું પાલણ ઘણી સારી રીતે કરવા માંડયું. તેના પ્રતાપથી શત્રુઓ કંપવા લાગ્યા. એ રાજા ઘણો વિદ્વાન, વિદ્યાત્તેજક, દાનવીર અને શૂરવીર હતો. તેની સભામાં ચાહે તેવો વિદ્વાન આવે, તે પોતાની મનકામના પૂર્ણ કરી જતો. સંસ્કૃત કવિઓને મોટી ઉદારતાથી ઘણું દ્રવ્ય બક્ષિસ આપતો હતો. ઘણા પંડિતો અને કવિજનો આ રાજાના પાસે આવી દ્રવ્ય તથા આબરૂ મેળવતા હતા. ભોજરાજાની સોબતથી કવિતા કરવાની શક્તિ પેદા થાય એવો તેમનામાં વિલક્ષણ સ્વાભાવિક ગુણ હતો. ઇત્યાદિ મહત્ત સદ્ગુણોથી તેની ઘણી કીર્ત્તિ વધી હતી. તેથી દેશ પરદેશથી પંડિતો અને કવિઓ નવીન કવિતા કરી તેની રાજસભામાં આવતા હતા. તે સર્વનો યથાયોગ્ય સત્કાર કરવામાં આવતો હતો. કોઇ પણ નિરાશ થઇ પાછો જતો નહિ. તેથી દેશ દેશાન્તરમાં તેનું યશોગાન થવા લાગ્યું. એવું કહેવાય છે કે;—

ધારાનગરીમાં તે વખતે કોઇ પણ મૂર્ખ નહોતું. ભોજપ્રબંધ નામે પુસ્તકમાં બહુ પંડિતો અને કવિઓના નામો જોવામાં આવે છે. તેમના રચેલા શ્લોકો અને રાજાએ આપેલાં ઇનામો લખેલા છે. તેમાં જણાવ્યા પ્રમાણે ભોજરાજાની સભામા—કાલિદાસ (બીજો) ભવભૂતિ, બલ્લાલમિશ્ર, માઘ, મલ્લિનાથ, વરરૂચિ, સુબંધુ, બાણભટ્ટ, મયૂર, રામદેવ, હરિવંશ, શંકર, દંડી, કર્પૂર, વિનાયક, મદન, વિદ્યાવિનોદ, કોકીલ, તારેન્દ્ર, પ્રભૂતિ, કવશેખર, રામેશ્વર, શુકદેવ, ભાસ્કર, અને શાંડિલ્ય, ઇત્યાદિ ૧૪૦૦ પ્રખ્યાત્ પંડિતો અને કવિઓ હતા.

ભોજરાજાએ ગાદીએ બેઠા પછી પોતાના ગુરૂ ફેણીંદ્ર પાસે રાજનીતિનો ઉપદેશ લીધો હતો. પિતાના જૂના પ્રધાન બુદ્ધિસાગરને મુંજે કાઢી મૂક્યો હતો. તેને પાછો બોલાવી પ્રધાનપદ આપ્યું હતું. ગાદીએ બેઠા પછી ત્રણ ચાર વર્ષે એક વખતે ભોજરાજાએ અધિકારીઓને હુકમ કર્યો હતો કે;—

૧—કાલે પોહોર દિવસ ચડતે સભા થશે, તેમાં સર્વ કામદાર લોકોએ હાજર થવું. ૨—જે હોદ્દો જે ચલાવતા હોય, તેમણે તેમના હોદ્દા સંબંધી સભાની રીતિથી પૂછવામાં આવશે. તેમાં તે જો હોદ્દા લાયક નહિ ઠરે તો તેનો અધિકાર બદલવામાં આવશે. ૩—નિમેલા અગર નહિ નિમેલા સઘળા પંડિતો સભામાં આવે, તેમાં જેઓ હોશિઆર હશે, તેઓને તેમના ગુણ પ્રમાણે નિમવામાં આવશે. ૪—મારા નગરમાં જે મૂર્ખ હોય, તેમણે બધાં કામ છોડી એક વર્ષમાં ભણી ગણીને કાંઇ પણ કવિતા કરતા થવું, નહિ તો વર્ષ દિવસ પછી કાઢી મૂકવામાં આવશે. અને તેમના મકાનો પરદેશથી આવેલા પંડિતોને આપવામાં આવશે.

બીજે દિવસે સવારે રાજા ભોજ પોતે જે નિશાળમાં ભણ્યો હતો ત્યાં ગયો. વિચરપતિ નામે એક વિદ્યાર્થી ઘણો હુંશિયાર હતો. તેને મુખ્ય શિક્ષકનો અધિકાર આપ્યો અને તેના ગુજરાન માટે એક ગામ આપ્યું. ૨૦૦ વિદ્યાર્થીઓને હમેશ વિદ્યાભ્યાસ કરવાનો હુકમ આપ્યો અને સર્વ વિદ્યાર્થીને ખોરાકી પોષાકી રાજ્ય તરફથી આપવાનો બંદોબસ્ત કર્યો.

આ વાત સાંભળીને બાણમિશ્ર નામે પંડિત ભોજ રાજા પાસે આવ્યો અને જણાવ્યું કે, આપને ગાદીએ બેઠા ને માત્ર થોડી મુદત થઇ છે, તેટલામાં આપના પ્રતાપથી આખા નગરમાં ભણવા લખવા સિવાય બીજી કાંઇ ચર્ચા થતી નથી. આપની ઉમર માત્ર પંદર વર્ષની છે, પણ પ્રતાપી પુરૂષનો સ્વભાવજ પ્રતાપનું કારણ થાય છે. ઉમર કાંઇ પ્રતાપનું કારણ નથી; ઇત્યાદ વચનો કહી રાજાની ઘણી સ્તુતિ કરી. તેના ઉત્તરમાં ભોજ રાજાએ કહ્યું કે;—મારી ઇચ્છા એવી છે કે મારા નગરમાં કોઇ મૂર્ખ ન રહે, પણ સર્વે ભણેલા થાય. ઇત્યાદિપરથી ભોજ રાજાની દેશમાં વિદ્યાવૃદ્ધ કરવા પર કેટલી બધી પ્રીતિ હતી, તે આપરથી પ્રત્યક્ષ જણાઇ આવે છે.

ભોજરાજા આત્મજ્ઞાની પણ હતો, અને બહુ ઉદારપણે દાન કરતો હતો. એક વખતે તેના પ્રધાને દ્રવ્ય સંચય કરવાની તેને પ્રાર્થના કરી. ત્યારે તેણે કહ્યું કે;—મારે માટે દ્રવ્ય સંચય કરવાની જરૂર નથી. લક્ષ્મી મહા

ચંચળ છે. તે પળમાં આવે છે અને પળમાં જાય છે. તે કોપિત થયે સંચેલું સર્વ દ્રવ્ય વિનાશ પામે છે. માટે તેનો રૂડો ઉપયોગ કરવો એજ શ્રેષ્ઠ છે. ઇત્યાદિથી સિદ્ધ થાય છે કે—તે પરમાર્થે દ્રવ્ય વાપરી કીર્તિ સંચય કરવા તરફ વધારે લક્ષ રાખતો હતો. પારમાર્થિક અને વિદ્યા વૃદ્ધિ આદિ સુકાર્યોમાં દ્રવ્ય વાપરી પોતાના અખૂટ ખજાનાનો ઉપયોગ કર્યો હતો.

ભોજ રાજાની કાલિદાસ ઉપર સંપૂર્ણ પ્રીતિ હતી. તે કેટલાક દ્વેષી લોકો જોઇ નહિ શકતાં, તેને દૂર કરાવવાનો પ્રપંચ કરતા હતા. કેટલાકે પ્રપંચથી દાસી મારફતે ભોજને સમજાવી દૂર કરાવ્યો હતો, પણ પાછો ભોજે તેને તેડાવી રાખ્યો હતો. ( જુઓ. કાલિદાસ ચરિત્ર. ) વળી ભોજે એક વખતે કાલિદાસને કહ્યું છે કે;—કવિવર! મારા મૃત્યુ સુધીના જીવન ચરિત્રનું વર્ણન કરો. આ સાંભળી કાળીદાસ રીસાઇ વિલાસવતી નામની પોતાની વેશ્યાને લઇ રાજાની નિંદા કરતો કરતો રાજ છોડીને એક શિલાક ( વારંગુલ ) નગરીમાં જઇ રહ્યો હતો.

ભોજ રાજા કાલિદાસના વિયોગથી શોકાતુર રહેતો હતો. તેથી પોતે એક વખતે કપાલિક ( ભિક્ષુક ) ને વેષે એક શિલાનગરીમાં જઇને કાલિદાસને મળ્યો. કાલિદાસે યોગીરૂપે આવેલા ભોજરાજાને નહિ ઓળખતાં પૂછ્યું કે, તમો ક્યાં રહો છો? યોગીએ કહ્યું કે હું ધારા નગરીમાં રહુછું. ત્યારે કવિવર કાલિદાસે ભોજ રાજાના કુશળ સમાચાર પૂછ્યા. યોગીએ જવાબ આપ્યો કે હું શું જાણું? ત્યારે કવિએ પૂછ્યું કે, કાંઇ વિશેષ વાત હોય તો કહો? યોગીએ કહ્યું કે ભોજ રાજા સ્વર્ગે ગયા! એવા સમાચાર સાંભળતાં જ કાલિદાસ એકદમ મૂર્છા ખાઇ પૃથ્વી ઉપર પડયો! થોડીવારે શુદ્ધિમાં આવતાં દુઃખીત હૃદયે વિલાપ કરતાં બોલ્યો કે;—

अद्य धारा निराधारा, निरालम्बा सरस्वती ॥
पंडिताः खंगिताः सर्वे, भोज राजे दियंगते ॥

અર્થ—ભોજ રાજા સ્વર્ગવાસી થયાથી ધારાનગરી નિરાધાર થઇ, સરસ્વતી નિરાશ્રિત થઇ, અને સર્વ પંડિતો ખંડિત થયા. આ શ્લોક સાંભળતાંજ યોગી બેશુદ્ધ થઇ પડયો. તે ઉપરથી એ શું આજ ભોજ રાજા છે? એવું સમજી કાલિદાસ બોલ્યા કે;—"મહારાજ! આપે મને વંચના (છેતર્યો) કરીછે." એમ બોલી પ્રથમનો શ્લોક ફેરવી કહ્યું કેઃ—

अद्यधारा सदाधारा, सदा लम्बा सरस्वती ॥
पंडिता मंडिताः सर्वे, भोजराजे भुवंगते ॥

અર્થ—આજ ભોજ રાજા પૃથ્વી ઉપર હોવાથી ધારા નગરી આધાર યુક્ત થઈ, સરસ્વતી ઉત્કૃષ્ટ આશ્રય વાળી થઈ. અને સર્વે પંડિત ( અલંકૃત ) થયા. આ સાંભળી ભોજ રાજા શુદ્ધિમાં આવતાં, કવિને આલિંગન કરી ધારા નગરીમાં તેડી લાવ્યો; ઇત્યાદિ જોતાં ભોજ રાજાની કાલિદાસ ઉપર અત્યંત પ્રીતિ હતી.

ભોજ રાજા ઇ. સ. ૧૦૮૨ માં મરણ પામ્યો હતો. તેના પછી તેનો પુત્ર ગજાનંદ ( કોઇ ઉદયાદિત્ય પણ કહે છે. ) ગાદીએ બેઠો હતો. ગજાનંદના પછી તેનો પુત્ર યશોવરમાન ગાદીએ બેઠો હતો. જેને ગુજરાતના પ્રતાપી રાજા સિદ્ધરાજ જયસિંહે જીતીને માળવાને ખંડિત રાજ કર્યું હતું.

ભોજ રાજાએ ભોજચંપુ અને ભોજપ્રબંધ નામે પ્રસિદ્ધ ગ્રંથોનાં કેટલાંક પ્રકરણ રચેલાં છે. અને કાલિદાસે તે ગ્રંથ પૂર્ણ કરેલો એવું કહે છે. ભોજચંપુમાં રામાયણની કથા છે. ભોજરાજાએ યોગસૂત્ર ઉપર વ્યાખ્યા કરી છે. તેને પાતાંજલ દર્શન ભાષ્ય કહે છે. કાવ્યો અને નાટકો સંબંધી સાહિત્યશાસ્ત્ર ઉપર પ્રથમ ગ્રંથ તેણેજ રચ્યો છે. તે ગ્રંથને સરસ્વતી કંઠાભરણ કહે છે. આ સિવાય તેણે—અમર ટીકા, રાજવાર્તીક ( રાજમાર્તંડ) અને ચારૂચાર્ય નામે ગ્રંથો રચ્યા છે. મુંજ પ્રતિ દેશવ્યવસ્થા નામે ગ્રંથ તેના કાકામુંજે કર્યો હતો. તે ભોજ રાજાએ સુધારી—ભોજ પ્રતિદેશવ્યવસ્થા એવું નામ આપી પ્રસિદ્ધિમાં આણ્યો.

ભોજ રાજાને શિલ્પશાસ્ત્રનું પણ જ્ઞાન હતું. તેણે એ વિદ્યાનો પણ એક અદ્દભૂત ચમત્કારિક ગ્રંથ રચેલો છે. તેમાં ઘડીયાળ, કાષ્ટનો ઘોડો, વૈમાન, અને જળયંત્ર, વગેરે કેટલીક પ્રકારનાં યંત્રો રચવાની રીત અને તેનાં ચક્રો ગોઠવવાની વિધિ પૂર્વક વર્ણન કરેલું છે.

ભોજ રાજાએ વિદ્યાને ઘણુંજ ઉત્તેજન આપ્યું છે. તેમજ પ્રજાનું પણ પાલણ પોષણ બહુ સારી રીતે કર્યું હતું; અને એવાંજ મહત્તા ભરેલાં કાર્યો કરવામાં પોતાના દ્રવ્ય ભંડારનો સદ્દઉપયોગ કર્યો હતો. જેથી અદ્યાપિ સુધી ભારત વર્ષમાં તેનાં યશોગાન સર્વત્ર ગવાય છે. તે જ્યાં સુધી સંસ્કૃત સાહિત્ય વિદ્યમાન રહેશે, ત્યાં સુધી વિસ્મૃત થશે નહિ. અહા ! આ શું તેની ઓછી મહત્તા છે ! ! ધન્ય છે આવા પ્રતાપી મહારાજાને ! ! કે જેણે પ્રજાહિતાર્થે મહત્ત કાર્યો કરી જગતમાં અમરકીર્ત્તિ રાખીછે.

# પ્રકરણ ૫ મું.

## સિદ્ધ-યોગીઓ.

### ગુરૂ-મચ્છેંદ્રનાથ.



અતિ પ્રસિદ્ધ મહાન્ સિદ્ધ-યોગીંદ્ર મચ્છેંદ્રનાથનો જન્મ ચમત્કારીક રીતે થયો કહેવાય છે. સદાશિવ એક વખતે ક્ષીર સમુદ્રને કિનારે મહા સતી પાર્વતીને મહાજ્ઞાનનો ઉપદેશ કરતા હતા. તે એક મગરના પેટમાં રહેલા કોઇ એકે સાંભળ્યું હતું. તેથી એ જન્મતાંજ જ્ઞાની પુરૂષ થયા હતા. એનો જન્મ મગરના પેટમાંથી થયો. માટે મચ્છેંદ્રનાથ નામ પડ્યું હતું.

આ મહાપુરૂષ મહાતિવ્ર બુદ્ધિના, ચંચળ, વિદ્વાન, મહાજ્ઞાની, જિતેંદ્રિય, તત્વવેત્તા અને સિદ્ધ પુરૂષ હતા. સપ્તસૃંગ પર્વતપર ચૌરંગીનાથ પાસે બ્રહ્મવિદ્યા અને યોગનો ઉપદેશ લીધો હતો. આ મહાપુરૂષમાં સિદ્ધપુરૂષનાં સર્વ લક્ષણો હતાં. નિવૃત્તિનાથ એ જ્ઞાનેશ્વરનો મોટો ભાઇ હતો, તેને યોગનો બોધ ગૈનીનાથે આપ્યો હતો. જ્ઞાનેશ્વરના વખતમાં નાથસંપ્રદાયી ભકત મંડળી બહુ હતી. મચ્છેંદ્રનાથ મહાયોગી પુરૂષ હતા. તેમની પાસે ઘણા શિષ્યો રહેતા હતા. તે સર્વેને તેણે હઠયોગમાં પ્રવિણ કર્યા હતા. તેઓ પોતાની મંડળી સાથે ભારતભૂમિના પ્રદેશમાં ફર્યા કરતા હતા. કોઇ ઉત્તમવનમાં આશ્રમ રાખી રહેતા અને કંદમૂળ, ભાજી પાલો ખાઇને ગુફાઓમાં ધુણીપર બેસી અખંડજ્યોતિમાં નિમગ્ન રહેતા. વખતે વખતે મહાચમત્કૃતિની ક્રિયાઓ કરતા હતા.

અયોધ્યાથી થોડે દૂર જયશ્રી નામે નગર હતું, ત્યાં તેનો વિજયધ્વજ રાજાના વખતમાં આશ્રમ હતો. એક વખતે મચ્છેંદ્રનાથ પોતાની રીત પ્રમાણે માગવા નીકળ્યા. ફરતા ફરતા જયશ્રી નગરીમાં એક સદ્બોધ નામે બ્રાહ્મણને ઘેર ગયા. એ વખતે બ્રાહ્મણ ઘરમાં નહોતો, પણ તેની સદ્‌વૃત્તિ નામે પતિવ્રતા સ્ત્રી હતી. આ યોગીંદ્રની તેજસ્વી અને ભવ્ય મૂર્ત્તિ જોઇને તેણે તર્ક બાંધ્યો કે આ કોઇ મહાસિદ્ધ પુરૂષ છે. તરત ઘરમાં જઇને ભિક્ષા લાવી આપી. યોગીએ તેમનું શોકાતુર મૂખ જોઇ પૂછ્યું કે;-તું

શા કારણથી શોકમાં છે ? પતિવ્રતા સ્ત્રીએ યથાસ્થિત વાત કહીને સંતતીની ઇચ્છા બતાવી. મચ્છેંદ્રનાથે ભસ્મ મંત્રી આપીને ખાઇ જવાની આજ્ઞા કરી, પરંતુ કોઇ પાડોસણ બાઇએ વહેમ નાખવાથી તેણે એ ભસ્મ જમીનમાં છાણ રાખ નાખવાનો ખાડો હતો, તેમાં દાટી દીધી. તેને બાર વર્ષ થઈ ગયા, પછી મચ્છેંદ્રનાથ ભિક્ષા માગવાને આવ્યા. તે વખતે તેણે તારો પુત્ર ક્યાં છે ? એમ પૂછતાં બાઇએ ભયભિત થઇ યથાસ્થિત વાત કહી બતાવી. તે પરથી ગુરૂમચ્છેન્દ્રનાથે જે ઠેકાણે ભસ્મ દાટી હતી; ત્યાં જઇને એ બાઇ અને તેના પતિની સમક્ષ आलक्ष्य !! એમ પોકારી હાક મારી કે; તરત ગોબર-છાણમાંથી બાર વર્ષનો સુંદર, સુકુમાર પુત્ર બહાર નીકળ્યો. તેણે ગુરૂ સાથે જવાની ઇચ્છા બતાવી. તેથી મચ્છેન્દ્રનાથ તેમનું ગોરક્ષનાથ નામ પાડી પોતાની સાથે તેડી ગયા. એ આગળ જતાં મહાસિદ્ધ પુરૂષ થયા. તે તેના ચરિત્રમાં જોવું.

એક વખતે ગુરૂ મચ્છેન્દ્રનાથ ફરતા ફરતા શિષ્યોથી જુદા પડી સિંહલદ્વીપમાં જઇ ચડયા, ત્યાં સ્ત્રીયારાજની રાણી પાસે ઘણો કાળ રહ્યા હતા. તેમને ગોરક્ષનાથ શોધતા આવી તેડી ગયા હતા અને ફરી યોગસાધનમાં કુશળતા મેળતી હતી; એવું એક ઠેકાણે ગ્રંથમાં જણાવેલું છે. મચ્છેન્દ્રનાથ પોતાના કેટલાક શિષ્યો સાથે ફરતા ફરતા ઉજ્જયીની નગરી પાસેના અરણ્યમાં આવી રહ્યા હતા. એવા સમયમાં રાજા ભર્તૃહરિએ રાજ પાટ છોડી સંસારનો ત્યાગ કર્યો હતો. તેણે આજ મચ્છેન્દ્રયોગીરાજ પાસે આવી દિક્ષા લીધી હતી. ગુરૂમચ્છેંદ્રે તેમને મંત્રોપદેશ કરી યોગાભ્યાસ કરાવ્યો હતો અને તેના પ્રતાપથીજ તેઓ અમરકીર્તિ રાખવાને શક્તિવાન થયા હતા. આ યોગીંદ્ર ભર્તૃહરિના વખતમાં હતા એવું સિદ્ધ થાય છે.

મચ્છેંદ્રનાથે ઉત્તરાવસ્થામાં ગોરક્ષનાથ, ભર્તૃહરિ વગેરે કેટલાક શિષ્યો સાથે ( સૌરાષ્ટ્ર ) કાઠિયાવાડમાં આવેલા પ્રભાસક્ષેત્રથી આઠ દશ ગાઉપર હાલ ગોરખમઢી નામે ગામ છે, ત્યાં આશ્રમ કર્યો હતો. એ આશ્રમમાં રહી તેણે સોરઠના રાજા વગેરેને પોતાની સિદ્ધતા બતાવી હતી. તેણે ઘણા રાજા અને પ્રજાના મન આકર્ષી લીધાં હતાં. એ વખતે નાથધર્મની બહુ પ્રબળતા હતી. તેઓ હઠયોગમાં અતિ કુશળ હતા. સર્વમાં એ વખતે મચ્છેંદ્રનાથ મહાસિદ્ધ પુરૂષ ગુરૂરૂપે હતા. મચ્છેંદ્રનાથ પોતાની સિદ્ધતાથી ભારત ભૂમિમાં અતિ પ્રસિદ્ધ થઇ ગયા છે. જેને અદ્યાપિ સુધી આર્યપ્રજા પૂજ્ય ગણી માનથી યાદ કરે છે.

મચ્છેંદ્રનાથે યોગશાસ્ત્ર ઉપર હઠદીપિકા નામે એક ગ્રંથ કર્યો છે. તેમાં યોગાભ્યાસના સર્વ પ્રકાર કહ્યા છે. તેના આઠ પ્રકરણ છે. બ્રહ્માનંદબાવા કે જે કેટલાએક દિવસપર કનકેશ્વરમાં રહેતા હતા. તેમણે

હઠદીપિકાપર ટીકા કરી છે. તે સિવાય મચ્છેંદ્રનાથે યોગશાસ્ત્રપર બીજા ગ્રંથો કરેલા છે. તે વાંચવા જેવા છે, પણ તેની આ દેશમાં પ્રખ્યાતિ નથી. એ ગ્રંથો દક્ષિણમાં વધારે પ્રસરેલા છે. નાથ—યોગીઓ હઠયોગ પ્રવર્ત્તક ગણાય છે. રાજ્યયોગ કરતાં હઠયોગ ઘણો કઠણ છે. મચ્છેંદ્રનાથ નાથધર્મમાં હતા. આ નાથધર્મ ધર્મનાથ નામે કોઇ પરમહંસે પ્રવર્ત્તાવેલો છે.

**નાથધર્મનાં સિદ્ધાંતો**—નિરાકાર નિરંજન જ્યોતિસ્વરૂપ પરમેશ્વર ને માનવો. હોમ, હવન વગેરે ક્રીયાઓ કરવી; ભૈરવ, મહાવીર હનુમાન, દેવી, શિવ અને સૂર્ય એ મુખ્ય દેવ છે. અલેક એક પુરૂષ છે. તેણે ખલક રચી છે. રચવામાં પ્રથમ ખપ્પર ઉત્પન્ન કર્યું છે; મૃત્યુ અને કાળ ખપ્પરના શિષ્ય છે; સમાધિ મોક્ષની જગ્યા છે, પોતાની કલ્પનાએજ માયા, અષ્ટાંગ યોગમાં હઠયોગ એ મન અને તન શુદ્ધિ કરાવે છે. ક્રીયા ન કરનાર પાપી છે; મંત્ર જંત્ર સાચાં છે, જીવ દયા પાળવામાં પુણ્ય છે. અધર્મિઓને મારવાથી દેવ પ્રસન્ન થાય છે; ઇત્યાદિ એ ધર્મનાં સિદ્ધાંતો છે.

**આ નાથધર્મમાં**—આદિનાથ, શંબરનાથ, આનંદનાથ, ચૌરંગીનાથ, મચ્છેંદ્રનાથ, ગોરક્ષનાથ, મીનનાથ, વિરૂપાક્ષનાથ, વિઘ્નેશનાથ, મંથન ભૈરવનાથ સિદ્ધબુદ્ધ નાથ, કંથડનાથ, પૌરંદકનાગ, સુરાનંદનાથ, સિદ્ધપાદનાથ, ચર્પટનાથ, નિરંજનનાથ, કપાલનાથ, બિંદુનાથ, કાકચંડીશ્વરનાથ, આલમાનાથ, પ્રભુદેવનાથ, ગૌરૌચીનાથ, ડિંડિમીનાથ, ભાલ્લુકીનાથ, શાંભવનાથ અદ્યાન દનાગ, ગૈનીનાથ, કાનેરીનાથ, પૂજ્યપાદનાથ, નિત્યાનંદનાથ, નાગબોધનાથ, ચંડકપાલિકનાથ, જાલંદરનાથ, ઇત્યાદિનાથો સિદ્ધપુરૂષો થઇ ગયા છે.

---

## ગુરૂ—ગોરક્ષનાથ.



આ પ્રસિદ્ધ મહાન્ સિદ્ધપુરૂષનો જન્મ અયોધ્યાની પાસે જયશ્રી નામે નગરમાં થયો. તે નગરના રાજા વિજયધ્વજના વખતમાં એક સદ્બોધ નામે બ્રાહ્મણ પોતાની સદ્વૃત્તિ નામે સ્ત્રી સાથે રહેતો હતો બ્રાહ્મણ બહુ સદાચારવાળો અને ઘરમાં સુખી હતો. તેની સ્ત્રી પતિવ્રતા હતી. પણ માત્ર તેમને સંતતિનું સુખ નહોતું. એક સમયે એવું બન્યું કે, મચ્છેંદ્રનાથ ફરતા ફરતા જયશ્રી નગરમાં આવ્યા. દરરોજ ભિક્ષા માગવાનો ક્રમ હતો; તે મુજબ તે એક દિવસે આ બ્રાહ્મણને ઘેર

આવ્યા. તે વખતે બ્રાહ્મણ ઘેર નહોતો પણ તેની સ્ત્રી હતી. તેણે તરત મચ્છેંદ્રનાથને ભિક્ષા આપી નમસ્કાર કર્યો. તે વખતે એ બાઇનું મુખ કુમળાએલું જોઇ મચ્છેંદ્રનાથે કહ્યું કે;-તમે મને ભિક્ષા દેવા આવ્યાં, પણ તમારા મનમાં બહુ ચીંતા જણાય છે. તેનું જે કારણ હોય તે કહો; ત્યારે સદ્‌વૃત્તિ બાઇએ હાથ જોડી કહ્યું કે;—મહારાજ મને ઘરમાં સર્વ પ્રકારનું સુખ છે, પણ સંતતિ નથી. તેથી બહુ ચિંતા થાય છે. આ સાંભળી નાથે ઝોળીમાંથી એક ચપટી રાખ કાઢી મંત્રીને તે બાઇને આપી કહ્યું કે; આ તું ખાઇ જા. તમારા મનોર્થ પૂર્ણ થશે. એટલું બોલી નાથ ચાલી નીકળ્યા.

મચ્છેંદ્રનાથ ગયા પછી તેની એક પાડોશણ બેનપણીએ આવી કહ્યું કે, તને સિદ્ધ બાવે ભસ્મ આપી છે તે ખાઇશ નહિ; કારણ એવા જોગી કાનફટા સ્ત્રીઓને ભસ્મ આપીને કાંઇ કરી મૂકે છે, ઇત્યાદિ કહી વહેમમાં નાખી તે ભસ્મ ચુલામાં નાખી, દેવાની ભલામણ કરી. તેથી તે બાઇએ બીકથી તે ભસ્મ ચુલામાં તો ન નાંખી, પણ ગાયનું છાણ અને રાખ નાખવાનો ખાડો હતો તેમાં નાંખી દીધી. તે વાત પોતાના પતિને પણ બીકથી ન કહી; કેમકે તેથી તે કાંઈ ઠપકો આપે. આ વાતને બાર વર્ષ થઇ ગયા; ત્યારે મચ્છેંદ્રનાથની સ્વારી ફરીવાર જયશ્રી નગરમાં આવી. તેઓ ભિક્ષા માગતા માગતા એક વખતે સદ્‌વૃત્તિ બાઇજેને ચપટી ભસ્મ આપી હતી, તેનાજ ફળીયામાં આલક્ષ્ય એવો શબ્દ ઉચ્ચારી બહાર ઉભા રહ્યા. તે ઘરની નિશાની જોતાં સ્મરણ થયું કે, આજ ઘરમાં બાઇને મેં ભસ્મ આપી હતી. એમ વિચારી તે બાઇને સાદ પાડી પૂછ્યું કે;-બાઇ! તારો પુત્ર ખુશી છે? તે વખતે એ બાઇનો પતિ ઘરમાં હતો તે બહાર આવ્યો. બાઇના પેટમાં ફાળ પડી તેથી બહાર આવી નહિ. તેનું એટલુંજ કારણકે આ જોગી બાર વર્ષે ફરી આવ્યો અને પૂછ્યું કે તારો પુત્ર ખુશી છે? માટે તેણે નિશ્ચે મારૂં ઘર ઓળખ્યું છે. છોકરો કયાં છે! એમ પૂછે તો મારે શું જવાબ દેવો? એ વિચારમાં પડી. સદ્‌વૃત્તિનો પતિ સદ્‌બોધ નમસ્કાર કરી ભિક્ષા આપવા માટે ઘરમાં ગયો.

મચ્છેંદ્રનાથે તર્કથી તે બાઇનો પતિ આજ હશે એવું જાણી લેઇને બોલાવી પૂછ્યું કે;—તમારી સ્ત્રી અને પુત્ર ખુશીમાં છે? બ્રાહ્મણ હાથ જોડી બોલ્યો;—મહારાજ અમો દૈવહીન છીએ; તેથી અદ્યાપિ સુધી કાંઇ પણ સંતતિ થઇ નથી. ત્યારે પુત્ર ક્યાંથી હોય? મારી સ્ત્રી ખુશીમાં છે. મચ્છેંદ્રનાથ બોલ્યા, એમ કેમ થાય? મારો પ્રસાદ વ્યર્થ જવાનો નથી. સદ્‌બોધ બ્રાહ્મણને મચ્છેંદ્રનાથ પહેલાં પોતાને ઘેર આવેલા તે બિલકુલ

ખબર નહોતી. તેથી તેણે પોતાની વહુને બહાર બોલાવી પૂછયું કે, આ નાથબાવા શું કહે છે ? બાઇ ઘરમાંથી બહાર આવી મચ્છેંદ્રનાથ અને પોતાના પતિને નમસ્કાર કરી થયેલી યથાસ્થિત વાત કહી બતાવી. મચ્છેંદ્રનાથ ભસ્મ બાઇએ ન ખાતાં છાણુ અને રાખ નાખવાના ખાડામાં નાખી દીધી. તે સાંભળી ગુસ્સે થયા. પછી જ્યાં એ ભસ્મ નાખી હતી, ત્યાં જઇને તે બાઇ અને તેના પતિ સમક્ષ **आलक्ष्य** ! એવી બુમ મારી કેઃ— **आदेश** ! એવો અવાજ કરતો બાર વર્ષનો સુંદર સુકુમાર બાળક બહાર આવ્યો, અને મચ્છેંદ્રનાથ સામે હાથ જોડી ઉભો રહ્યો. ગુરૂ તેજ વખતે તેને સાથે લઇ ચાલતા થયા. તેજ આ ગોરક્ષનાથ.

સિદ્ધ પુરૂષની પુત્રરૂપ મહા પ્રસાદીનો સદ્બોધ અને સદ્વૃતિ લાભ લઇ ન શકયા; તેથી આ સ્ત્રી પુરૂષને ઘણોજ પસ્તાવો થયો. અફશોસમાં ગમગીન રહેવા લાગ્યાં, પણ ઉપાય શો ? દૈવથી મળેલું કરમ લઇ ગયું, એવી કલ્પના કરી મન વાળી બેઠાં. ગોરક્ષ ગુરૂ સાથે જઇને ગુરૂપ્રસાદથી મોટો સિદ્ધ પુરૂષ થયો. પછી તેણે પોતાના ગુરૂને પ્રાર્થના કરી કે, કૃપા કરી મારા બાપને બીજો પુત્ર આપો. એ વિનંતિપરથી ગુરૂએ કૃપા કરી તેને બીજો પુત્ર આપ્યો. તેનું નામ ગોરક્ષનાથના કહ્યાથી તેના માબાપે **નાથવરદ** પાડયું હતું.

ગોરક્ષ નાથ એક વખતે ભિક્ષા માગવા જતાં એક બ્રાહ્મણને ઘેર બાઇએ મધુકરીમાં વડાં આપેલાં, તે વડાં મચ્છેંદ્રનાથને બહુ ભાવ્યા હતાં. આ જોઇને બીજે રોજ તેજ બાઇને ઘેર જઇ મધુકરીમાં વડાં માગવા લાગ્યા. બાઇ બોલી કે, આજ વડાં કયાંથી ! ગઇ કાલે કરેલાં હતાં. એટલે આપ્યાં હતાં. ગોરક્ષનાથે કહ્યું કેઃ—વડાં લઇશ ત્યારે જઇશ. એમ તેનો દુરાગ્રહ જોઇ બાઇ બોલી કે તું પોતાની એક આંખ કાઢી મને આપીશ તો હું વડાં તને આપીશ. એટલું સાંભળતાંજ ગોરક્ષનાથે એક આંખ કાઢી તેની સામે મૂકી ! આ જોઇને તો બાઇ ઘણી ગભરાણી અને બીકથી જલદી વડાં તળીને ભિક્ષા આપી. તે ભિક્ષા લઇને ગુરૂ પાસે આવ્યા. ત્યારે ગુરૂએ પૂછયું કે, આંખે શું થયું, આ સાંભળી તેણે યથાસ્થિત વાત કહી બતાવી. તે સાંભળતાંજ ગુરૂ બોલ્યા કે, તું કેવો લબાડ છે ! ઠીક, તારી બીજી આંખ મને દે જોઉં ભલા ! ગુરૂના આ વચન સાંભળતાંજ તેણે બીજી આંખ કાઢી તેઓની સન્મુખ મૂકી. તેથી મચ્છેંદ્રનાથે સંતુષ્ઠ થઇને તેની બંને આંખો તિર્થોદક છાંટી જેવી હતી તેવી કરી આપી હતી.

ગુરૂ ગોરક્ષનાથ ગુરૂસેવામાં મશગુલ રહેતા હતા, તેમની ઇચ્છાનુસાર

વર્ત્તવામાં કદી પણ કસુર કરતા નહિ. ઇત્યાદિ પ્રકારે તેણે ગુરૂની અતિ પ્રીતિ સંપાદન કરી હતી. મચ્છેંદ્રનાથના ઘણા શિષ્યોમાં ગોરક્ષનાથ અગ્રેસર શિષ્ય હતા. તેમજ સિદ્ધતામાં, વિદ્વતામાં અને યોગમાં ઘણા કુશળ થયા હતા. બુદ્ધિ પણ તીવ્ર હતી. ગોરક્ષનાથે સિંહલદ્વીપમાં જઇને પોતાના ગુરૂને ત્યાંની રાણી પાસેથી છોડાવી લાવ્યા હતા અને તેના મહેલમાં તેનો પુત્ર જીવતો કરી આપ્યો હતો. આ મહાસિદ્ધ પુરૂષ ભર્ત્તૃહરીના વખતમાં હતા. તે ભર્ત્તૃહરિના ચરિત્રમાં જોવાથી માલમ પડશે.

ગોરક્ષનાથ વિદ્વાન હતા, એટલુંજ નહિ પણ કવિતા કરી પણ જાણતા હતા. તેણે **ગોરક્ષકલ્પ, ગોરક્ષસતક, ગોરક્ષસહસ્રનામ, ગોરક્ષગીતા,** એ રીતે સંસ્કૃતમાં ગ્રંથો રચેલા છે. એ સિવાય ત્રણ હજાર શ્લોકનો **વિવેકમાર્તંડ** નામે ગ્રંથ પણ તેણેજ કરેલો છે. તેને **ચર્પટીનાથ** વગેરે ઘણા શિષ્યો હતા. **ગોરક્ષપુર—ગોરખપુર** તેણેજ વસાવેલું હતું; ત્યાં તેણે પોતાની ગાદી સ્થાપી અને તેપર પોતાના ભાઇ નાથવરહને બેસાડયો હતો.

ગોરક્ષનાથની સિદ્ધાઇ વિષે **નાથલીલામૃત**ના પાંચમા અધ્યાયમાં લખેલું છે. અર્થાત્ તેણે યોગસિદ્ધિ પુરી સાધેલી હતી. ગોરક્ષનાથે વસાવેલા ગોરક્ષપુરમાં તેનું દેવાલય હતું. તે દેવાલયને અલ્લાઉદ્દીન કરીને દિલ્હીમાં બાદશાહ થયો, તેણે તેને તોડી પાડીને તે ઉપર મસીદ બાંધી હતી. પછી તેના સેવકોએ તે મસીદ ભાંગી નાખી, ત્યાં બીજે ઠેકાણેથી ફરી દેવાલય બાંધ્યું, તે ફરીથી **ઔરંગજેબ** બાદશાહએ ભાંગીને ત્યાં મસીદ કરી. તે ઉપર તેના શિષ્યોએ ફરી દેવાલય બાંધ્યું છે તે હજુ પણ કાયમ છે. તે બાંધવા વિષે ગોરક્ષનાથે પોતાના શિષ્ય જે બોદ્ધનાથ તેને કહી રાખ્યું હતું. તે દેવાલય ગોરક્ષપુરની પશ્ચિમે છે. તેની દક્ષિણે મહાદેવ પશુપતિનાથ અને હનુમાનનાં દેવાલય છે. તે દેવળના મંડપમાં નાથસંપ્રદાયી પુરૂષોની ઘણી સમાધીઓ છે. નાથસંપ્રદાયના લોકોને શિખા અને જનોઇ હોય છે. તેઓ પરસ્પરમાં સન્યાસી કહેવાય છે. આ પંથમાં બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, આ સર્વનો સરખો સમાવેશ થઇ શકે છે.

ગોરક્ષનાથે પોતાના ગુરૂ મચ્છેંદ્રનાથ સાથે ઉત્તરાવસ્થામાં કાઠિયાવાડ ઇલાકાના સોરઠ પ્રાંતમાં આવેલા **પ્રભાસપાટણ**થી આઠ દશ મૈલપર એક અરણ્યમાં આશ્રમ કર્યો હતો, ત્યાં તેણે સોરઠ પ્રાંતના રાજાને પોતાની સિદ્ધાઇના ઘણા ચમત્કારો બતાવ્યા હતા. પછી ગુરૂ ગોરક્ષનાથે પોતાના આશ્રમ પાસે પોતાના નામ ઉપરથી ત્યાં **ગોરક્ષમઢી-ગોરખમઢી** નામે ગામ વસાવેલું છે અને તે નીચે સોરઠના રાજાએ બાર ગામ આપેલાં હતાં.

ગોરખમઢીની ગાદીપર હજુ નાથસંપ્રદાયવાળા મહંત છે. તે એ ગોરખમઢી સિવાય બીજાં કેટલાંક ગામોની ઉપજ ખાય છે.

ગોરક્ષનાથની સિદ્ધતાઈની ઘણી વાતો મળી આવે છે. શીઆળકોટ નગરીનો રાજા પોતાની પચાસ વર્ષની ઉમરે રાજપાટ પુત્રને સોંપી ગોરક્ષનાથના હાથ નીચે સેવામાં રહ્યો હતો. દિક્ષા લઇ ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તતો હતો. પછી કેટલેક વર્ષે ગુરૂએ તેને યોગવિદ્યા શીખવી હતી અને આગળ જતાં તે ગુરૂ પ્રતાપથી સિદ્ધ થયો હતો. ઇત્યાદિ પ્રકારે ગોરક્ષનાથ પોતાની સિદ્ધતાઈથી એટલા તો ભારતભૂમિમાં પ્રસિદ્ધ થઇ ગયા છે કે, જેને લોકો હજુ સુધી માનથી યાદ કરી પૂજ્ય ગણે છે. આ તેની થોડી મહત્તા ન સમજવી. ધન્ય છે આ મહાનયોગીંદ્રને ! ! !

---

## પ્રકરણ ૬ ઠું.

### બ્રહ્મવેત્તા—અવધૂતયોગી.

### ઋષભદેવ—આદિનાથ.



આ મહાન્ યોગીંન્દ્ર પુરૂષ સ્વાયંભૂ—મનુના વંશમાં પ્રિયવ્રત કુળોત્પન્ન નાભિ રાજાના પુત્ર થાય. તેમની માતાનું નામ મરૂદેવી હતું. તેમનો જન્મ કૌશલ દેશમાં વનિતા—અયોધ્યા નગરીમાં થયો હતો. તેઓ વિષ્ણુના ચોવીશ અવતારમાં આઠમો અવતાર પણાય છે. આત્મજ્ઞાન અથવા પર્મહંસ ધર્મ કથન સારૂ તે અવતાર થયો હતો. જૈન લોકો તેમને આદિનાથ કહે છે. અને પોતાના ધર્મના પહેલા તીર્થંકર ગણે છે. ( તીર્થંકર એટલે—જે પુરૂષને જન્મ, દિક્ષા, અને કૈવલ્ય નિર્વાણ પ્રાપ્ત થએલ હોય તે. )

ઋષભદેવને બાલ્યાવસ્થામાં ઋષિ મુનિઓના સહવાસમાં રાખીને વેદ, વેદાંગાદિ શાસ્ત્રો તથા તત્ત્વજ્ઞાનનું શિક્ષણ આપવામાં આવ્યું હતું. તેથી તેઓ

મહાતીવ્ર બુદ્ધિના થયા હતા. તેઓ સ્વરૂપે સુંદર, તેજસ્વી, પરાક્રમી, દયાળુ, અને સ્વભાવે બહુ શાન્ત હતા. આવા ઉત્તમ પુત્રના જન્મથી નાભિ રાજા પોતાને કૃતાર્થ સમજતા હતા. ઋષભદેવ સર્વ વિદ્યામાં પારંગત થઇને યોગ્ય ઉમરે આવ્યા, એટલે નાભિરાજા તેમને રાજપાટ સાથે પોતાની સ્ત્રી સહિત બદ્રિકેદારમાં તપ કરવા સારૂ ગયા હતા.

ઋષભદેવ ગાદીએ બેઠા પછી પોતાની પ્રજાનું ઉત્તમ પ્રકારે પાલન કરવા લાગ્યા. પ્રજાને તેમણે લડાઈ, રાજ્યની વિદ્યા, શાસ્ત્રવિદ્યા, અને ખેતીવાડી આદિ વિદ્યા અને ચતુરાઇના ધંધામાં પ્રવિણ કરી હતી. આર્યાવર્ત દેશ પ્રાચીન કાળથીજ કર્મ ભૂમિ અથવા સ્વર્ગભૂમિ ગણાય છે. તેમાં ઋષભદેવે સો યજ્ઞ કર્યા હતા. એ રીતે યજ્ઞાદિક કર્મના પ્રકાર પોતાની પ્રજાને પ્રદર્શિત કરી મહા ધર્મવાળી કરી હતી. ઇત્યાદિ સુકૃત્યોથી ઋષભદેવનો પ્રતાપ અધિક વધતો ચાલ્યો હતો. તે જોઇને એ સમયના સર્વાંગીલ, યજ્ઞ નામના ઇંદ્રને અદેખાઇ ઉત્પન્ન થઇ હતી. તેથી તેણે ઋષભદેવના રાજ્યમાં વરસાદ વરસતો અટકાવ્યો હતો. પરંતુ ઋષભદેવે પોતાના પ્રતાપથી લોકો ઇચ્છે, ત્યારે પાણી મળે એવી યુક્તિ રચી હતી. તેથી ઇંદ્રે પોતાનું અભિમાન મૂકી દેઇને પોતાની **જયંતી** નામે કન્યા તેમને પરણાવી હતી.

ઋષભદેવને **જયંતી** નામે પતિવ્રતા સ્ત્રી થકી **ભરત** વગેરે સો પુત્રો થયા હતા. તેઓમાં ૮૧ પુત્રો બ્રહ્મકર્મ કરવાવાળા ઋષિઓ થયા હતા. તે સિવાય—કવિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ, અને કરભાજન, એ નવ પરમ બ્રહ્મનિષ્ઠ હતા. તેમણે યોગાભ્યાસ કર્યો હતો. તેમનો અને **જનક** રાજા વચ્ચે બ્રહ્મવિદ્યા સંબંધી અત્યુત્તમ સંવાદ ચાલ્યો હતો. તેઓ નવ યોગેશ્વર નામે પ્રસિદ્ધ છે. બાકીના દશ પુત્રો ઋષભદેવની પાસે રહેતા હતા.

ઋષભદેવે ઘણાક વર્ષ રાજ્ય અને સંસાર સુખ ભોગવ્યા બાદ દિક્ષા લેઇ વનમાં તપ કરવા જવાનો વિચાર કર્યો. પ્રથમ જંબુદ્વીપના નવ ભાગ માંહેલો એક ભાગ અજનાભ વર્ષ-આર્યાવર્ત જે તેમના પિતાનું રાજ્ય હતું, તેના નવખંડ કર્યા. અને પાસે રહેલા—ભરત, કુશાવર્ત, ઇલાવર્ત, બ્રહ્માવર્ત, મલય, કેતુ, ભદ્રસેન, ઇંદ્રસ્પૃક, વિદર્ભ, અને કીકટ, એ દશ પુત્રોના નામ પ્રમાણે દરેક ખંડનાં નામ પાડી, તે દરેક પુત્રોને આપ્યા. અને શેષ રહેલા મધ્યસ્થ શ્રેષ્ઠ ભાગ તેનું ભરતખંડ નામ પાડી તે ભરતને આપ્યો. ત્યારથી આ દેશનું નામ ભરતખંડ પડેલું છે. પરંતુ ભરતખંડ નામ દુષ્યન્ત પુત્ર ભરતના નામપરથી પડયું છે. એવું કેટલાક ગ્રંથોમાં જણાવેલું છે. અને

તે યોગ્ય લાગે છે. તો પણ વિશેષ શોધ ખોળ કરવાની જરૂર દર્શાય છે.

ઋષભદેવે પુત્રોને રાજ્ય સોંપી તેની યોગ્ય વ્યવસ્થા કરી. પછી પરમહંસ દિક્ષા લેઇ વનમાં યોગાભ્યાસ કરવા ચાલી નીકળ્યા હતા. તેમણે પ્રથમ પુત્રોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો. પછી દેશ વિદેશમાં ફરી જનમંડળને દયા, ક્ષમા, શાન્તિ, ભક્તિ, વૈરાગ્ય, અને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી બ્રહ્માવર્ત નામે પુત્રના રાજ્યમાં આવ્યા. ત્યાં કેટલોક વખત રહ્યા હતા. ત્યાંથી ફરતા ફરતા શેત્રુંજા પર્વત ઉપર આવીને તપશ્ચર્યા કરી હતી. તેથી એ પર્વત પવિત્ર ગણાય છે. તે પછી તીવ્ર આત્માનુસંધાનથી દેહનું ભાન છુટી જઇ નગ્ન અને છુટા કેશે જડોન્મત્ત પિશાચ પ્રમાણે પૃથ્વીમાં ફરમા લાગ્યા હતા. વખતે એકજ સ્થળે બેસી રહેતા, અને કોઇ ખવરાવે તો જ ખાતા પીતા હતા. એવી સ્થિતિમાં તેઓ ફરતા ફરતા કોકણ દેશના કર્ણાટકમાં આવ્યા. ત્યાં કુટકાચળ વનમાં જતાં તેમની જટા વેણુવૃક્ષમાં ભરાઇ જવાથી ત્યાંજ ઉભા રહ્યા હતા. કેટલીક મુદતે વૃક્ષોના પરસ્પર ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન થયો. તેનાથી સઘળું વન સળગી ઉઠયું. તેમાં આ મહાત્મા પુરૂષ પણ બળીને સ્વધામમાં ગયા હતા.

એ રીતે મહાત્મા ઋષભદેવે પોતાની જીંદગી ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, એકાંતવાસ, અને યોગાભ્યાસમાં ગાળી પોતાના નિરંજન નિરાકાર આત્મ સ્વરૂપમાં નિમગ્ન રહી મુક્તિ પામી ગયા છે. બૌદ્ધ લોકો તેમને સર્વજ્ઞ બુધ પણ કહે છે. બૌદ્ધ અને જૈન લોકો તેમને પોતાના ધર્મના મુખ્ય આચાર્ય ગણે છે; પરંતુ ઋષભદેવે પોતે તેમને ઉપદેશ કર્યો નહોતો. માટે તેઓ તેમના ગુરૂ નહોતા. તેમ તે લોકો તેમના શિષ્ય પણ નહોતા. લોકો તો ઋષભદેવની બાહ્ય વર્ત્તણુક જોઇ પોતાની મેળેજ વેદ કર્મ તજી વર્ત્તવા લાગ્યા હતા અને જૈન ધર્મ આદર્યો હતો. એવું શાસ્ત્રો અને ઇતિહાસોથી માલૂમ પડે છે. ઋષભદેવ સ્વાયંભુ મનવન્તરમાં ઉત્પન્ન થયા હતા. તેમની કાળ ગણતરી કરવી મુશ્કેલ છે. જૈનમતમાં જગતની ઉત્પત્તિની ગણતરીમાં **અવસર્પિણી** અને **ઉત્સર્પિણી** એવા બે કાળક્રમ ચાલે છે. **અવસર્પિણી** સારી વસ્તુનું ક્ષીણ થતા જવું, અને **ઉત્સર્પિણી**—સારી વસ્તુની વૃદ્ધિ થતી જવી. તે દરેકના ૭ ૭ ભાગ છે. તેને **આરા** કહે છે. **અવસર્પિણી** માં—સુખ સુખ, સુખ, સુખ દુઃખ, દુઃખ સુખ, દુઃખ, અને દુઃખ દુઃખ, એ ૭ આરા છે. **ઉત્સર્પિણી**માં આરાનો ક્રમ તેથી ઉલટો થશે. હાલ **અવસર્પિણી** કાળ ચાલે છે. તેના ત્રીજા આરામાં ઋષભદેવ ઉત્પન્ન થયા

હતા, એવું તેઓ કહે છે. ત્રીજા તથા ચોથા આરામાં ચોવીસ, ચોવીસ તીર્થંકરો મનુષ્યોમાં ધર્મની પ્રવૃત્તિ કરવા ઉત્પન્ન થાય છે. આજ સુધી ૨૪ તીર્થંકરો ઉત્પન્ન થયા છે. તેમાં આ ઋષભદેવજીને પહેલા તીર્થંકર ગણે છે. ગમે તેમ હો, પણ તે મહા પ્રતાપી પુરૂષે પોતે અવતાર ધર્યાનું સાર્થક કર્યું હતું. જેને લીધે આર્યાવર્તમાં તેઓ દેવતા તરીકે પૂજાય છે. એ તેમની થોડી મહત્તા નથી.

---

## જડભરત.



**આ** પ્રસિદ્ધ મહારાજા **ઋષભદેવ** રાજર્ષિના પુત્ર થાય. તેની માતાનું નામ **જયંતી** હતું. સો ભાઇઓમાં તે સર્વથી શ્રેષ્ઠ અને જ્યેષ્ઠ હતા. આ ચક્રવર્તી મહારાજા મહાન્ પરાક્રમી, શૂરવીર, ધર્મીષ્ઠ, દયાળુ, તેજસ્વી, વિદ્વાન, હિંમતવાન અને તત્વવેત્તા હતા. તેઓ **અયોધ્યામાં** રાજ્ય કરતા હતા. તેના નામપરથી આ દેશનું નામ **ભારતવર્ષ** પડેલું કહેવાય છે. **વિશ્વરૂપ** નામે રાજાની **પંચજની** નામે પુત્રી સાથે તે પરણ્યા હતા. તેનાથી તેને પોતાના સરખા **સુમતિ, રાષ્ટ્રભુત, સુદર્શન, આવરણ** અને **ધુમ્રકેતુ** નામે પાંચ પુત્રો થયા હતા.

ભરત મહારાજાએ સ્વધર્મને અનુસરી પોતાના બાપદાદાની પેઠેજ પ્રજાનું ઉત્તમ પ્રકારે પાલન અને રક્ષણ કર્યું હતું. તેથી તેમનો યશ પૃથ્વીમાં પ્રસરી રહ્યો હતો. ભરત રાજા એક વખતે **શેત્રુંજયની** ઉત્તર ભણી સેના લઇને ત્યાંના મહા શક્તિવાન મ્લેચ્છ રાજા સાથે યુદ્ધ કરવા ગયા હતા. તેમાં પહેલી લડાઇમાં હાર્યા, પણ પછી બીજી લડાઇમાં જીત્યા હતા. દુઃખની વેળાએ જેમ છોકરૂં પોતાની માતા ભણી દોડી જાય છે, તેમ તે મ્લેચ્છ રાજા પોતાની હાર થવાથી સિંધુ નદી ભણીના દેશોમાં નાશી ગયો હતો. ચોમાસું આવતાં ભરત રાજાને એક જગ્યોએ થોભવું પડયું હતું. ચોમાસું ઉતરતાં પોતાના પ્રધાન **શુકને** સિંધુ નદીની ઉત્તરમાં મોકલ્યો હતો. તેણે સમુદ્ર અને પર્વતની વચ્ચે એક કિલ્લો હતો તે જીતી લીધો હતો. ભરતના નાનાભાઇ **બાહુબળના** પુત્ર **સોમ્યુસે** ઋષદેવનું દેરૂં શેતરૂંજા પર્વત ઉપર બંધાવ્યું હતું. ભરત મહારાજાએ તે તીર્થના ખર્ચ માટે **સૌરાષ્ટ્ર** (કાઠિઆવાડ) દેશની વાર્ષિક ઉપજ અર્પણ કરી હતી. ત્યારથી તે દેશ દેવદેશ કહેવાતો હતો.

આ મહારાજાએ અનેક પ્રકારના ઘણા યજ્ઞો કર્યા હતા. સર્વ કર્મ ફળ પ્રભુ યજ્ઞ પુરૂષ ભગવાનેજ અર્પણ કરી દેવાના ડાહાપણથી તેમનું અંતઃકરણ શુદ્ધ થયું હતું. પરમાત્મા પ્રભુપર તેમની ભક્તિ પ્રતિદિન વધતી ચાલી હતી. ધર્મ નીતિથી ઘણા વર્ષ રાજ્ય ચલાવી, નિરંતર એક ઈશ્વરના ધ્યાનમાંજ કાળ ગુજારવાનો નિશ્ચય કર્યો. પૂર્ણ વૈરાગ ઉત્પન્ન થતાં, સર્વ સંપત્તિ અને રાજ્ય પોતાના પાંચે પુત્રોને વહેંચી આપ્યાં. તેઓ પુત્રો, રાજ્ય અને ઘર સર્વ તજી પુલહ ઋષિના આશ્રમ—હરિ ક્ષેત્રમાં ગયા, એ ક્ષેત્રમાં ગંડકી નામે ઉત્તમ નદી છે. જેની શિલાઓમાં ઉપર અને નીચે નાભિવાળાં ચક્રો થાય છે. તે પરથી એ નદીને ચક્ર નદી પણ કહે છે. તે ચક્રોથી આશ્રમનાં સ્થાનકો પવિત્ર થાય છે. આશ્રમમાં ભરત એકલાજ રહેતા હતા. અનેક પ્રકારથી ભગવાનનું આરાધન કરતા હતા. સર્વ પ્રકારની તૃષ્ણાથી રહિત અને શાંતિથી પરિપૂર્ણ થઇ નિરંતર શ્રીભગવાનનું પૂજન કરતા હતા. ભગવત્ ઉપર સ્નેહ વધતાં હૃદય પીગળી શિથિલ થઇ જતું હતું. આનંદના વેગથી શરીરનાં રૂવાડાં ઉભાં થતાં હતાં; ઇત્યાદિ પ્રકારથી તેનું ચિત્ત ભગવાનમાં પરિપૂર્ણ ચોંટી ગયું હતું. તેથી તેને પરમ સુખ પ્રાપ્ત થતું હતું.

ભરત એક દિવસે ગંડકી નદીમાં સ્નાન સંધ્યા આદિ નિત્ય નિયમ કરી લીધા, પછી ઓંકારનો જપ કરતા છ ઘડી સુધી નદી કાંઠે બેઠા હતા. તે વખતે એક તૃષાતુર મૃગલી પાણી પીવા આવી. ઘણી તૃષાથી પાણી પી હજુ તૃપ્ત થઇ નહોતી. તેટલામાં એક સિંહે ત્રાસ ઉપજાવે એવી ભયંકર ગર્જના કરી. તે ગર્જનાથી મૃગલી વિહ્વલ થઇ ચકર વકર જોવા લાગી, સિંહની બીકથી તેનું હૃદય અત્યંત વ્યાકુળ થઇ ગયું. તરશ છીપ્યા વગર તરતજ ભયથી સામા કિનારા તરફ ઠેકી ગઇ. મૃગલી ગર્ભણી હતી, ઘણા ભયથી ઠેકતાં ગર્ભ ચલાયમાન થઇ બહાર નીકળી નદીના પ્રવાહમાં પડયો ગર્ભપાતથી મૃગલી પર્વતની ગુફામાં મરણ પામી. બચ્ચું પ્રવાહમાં તણાવા લાગ્યું. તે જોમ માબાપે રઝળતાં મૂકેલા છોકરાને જેમ કોઇ તેનો બંધુ લઇ લે, તેમ ભરત એ અનાથ બચ્ચાંની માને મરી ગયેલી જાણી દયાથી ઉપાડી આશ્રમમાં લાવ્યા.

ભરત રાજાને તેમની સારવારથી એ પોતાનુંજ બચ્ચું છે. એવું દ્રઢ અભિમાન બંધાઇ ગયું. પ્રેમથી ખડ વગેરે હાથે ખવરાવી ઉછેરવા અને ફાડી ખાનારા જાનવરોથી રક્ષણ કરવા લાગ્યા. બચી વીગેરેથી લાડ લડાવવા અને ખંજવાળી રાજી કરતા હતા. એમ કરવાથી ધીરે ધીરે આસક્તિ

બંધાઈ ગઈ. સ્નાન, ભગવતસેવા અને અહિંસા વગેરે યમ-નિયમો છૂટી જવા લાગ્યા. આ મૃગના બચ્ચા સારૂ મારો સ્વાર્થ જાયછે, એવો કદી વિચાર પણ આવ્યા નહિ, પણ માત્ર મારે આધારે આવેલાનું પાલન, પોષણ, લાડ લડાવવું અને અને રાજી રાખવું એ સર્વે મારેજ કરવું જોઇએ. અને શરણાગતનો અનાદર કરવામાં દોષ છે એવું સમજવા લાગ્યા. 'શાંતિરૂપ સ્વભાવવાળા અને દિનદયાળુ મહા પુરૂષો આવી બાબતને માટે પોતાના મોટામાં મોટા સ્વાર્થ જતા રહેતા હોય, તોપણ તેઓને ગણકારતા નથી.'

ભરત આસક્તિથી મૃગના બચ્ચાંને ક્ષણ પણ વિખુટું રાખતા નહિ, ક્ષણ પણ ન દેખે તો શોકાતુર રહેતા અને હૃદય વ્યાકુળ થઇ જતું. તપસ્વી ભરતને મૃગના બચ્ચાંરૂપે ભાસતાં પોતાના પ્રારબ્ધેજ યોગ અને ભગવત્પૂજનથી ભ્રષ્ટ કર્યા. જે ભરત રાજા પોતાનું રાજ્ય અને પુત્રોને પણ મોક્ષ માર્ગના શત્રુરૂપ સમજીને ત્યાગ કરી આવ્યા હતા, તેને મૃગના બચ્ચાં ઉપર આસક્તિ કેમ થાય ? એ તેના તપમાં વિઘ્નજ હતું, અને તેથીજ યોગથી ભ્રષ્ટ થયા. મૃગનાં બચ્ચાના પાલણ પોષણમાં લાગી રહેવાથી, તેમણે પોતાના આત્માની પણ ચિંતા રાખી નહોતી, આવી સ્થિતિમાંજ વિકાળ કાળ આવી પહોંચ્યો. મરણ સમયે મૃગના બચ્ચામાં મન રહી ગયુ. "મરણ સમયે જેવી મતિ તેવી ગતિ થાય છે." તે મહા વાકય પ્રમાણે ભરતની વાસના મૃગના બચ્ચાંમાં રહેવાથી તેને મૃગનો અવતાર આવ્યો. પણ પૂર્વ જન્મના પુણ્ય પ્રતાપથી આ અવતારમાં પૂર્વે જન્મનું સ્મરણ રહ્યું હતું.

ભરતરાજા મૃગનો અવતાર આવવાનું જે કારણ હતું, તે યાદ કરી ઘણોજ પસ્તાવો કરવા લાગ્યા કે:-"અહો ! ભુંડું થયું ! હું જ્ઞાનીઓના માર્ગમાંથી ભ્રષ્ટ થયો. સઘળા સગોનો ત્યાગ કરી એકાંત અને પવિત્ર વનમાં રહી યોગ માર્ગે સર્વ પ્રાણીઓના આત્મારામ ઇશ્વરનું ભજન કરતો હતો, શ્રવણ, મનન, કીર્ત્તન, આરાધના અને સ્મરણમાં લાગી રહેવાને લીધે કોઇ પહોર મારો વ્યર્થ જતો નહોતો. મન એકાગ્ર બની ઇશ્વરમાંજ લાગી રહ્યું હતુ. પણ તે સઘળું મારી મૂર્ખાઇથી મૃગનાં બચ્ચાંની પછવાડે છેટે નીકળી ગયું." એવી રીતે છાના વૈરાગ્યથી પોતાની મા મૃગલીને કાલીંજર પર્વતમાં મૂકી દઇ ફરી હરિક્ષેત્રમાં આવ્યા. કોઇનો પણ સંગ થઇ જવાની ધારતીથી એકલા ફરતા હતા. એમ કેટલાક દિવસ રહી ગંડકીના પ્રવાહ વચ્ચે ઉભા રહી મૃગ દેહનો ત્યાગ કર્યો.

ભરતરાજાનો આ પછી અંગિરાકુળના એક મહાન્ વિદ્વાન, જ્ઞાની, અને

ધર્મે સંપત્તિના આનંદવાળા ઉત્તમ બ્રાહ્મણને ત્યાં અવતાર થયો. અહીં પણ તેનું નામ ભરત પડયું હતું. આ બ્રાહ્મણના અવતારમાં રખેને પોતાના સંબંધીઓનો સંગ થઇ જાય ! એવા ભયમાં રહેતા હતા. કોઇનો સંગ કરવા ઇચ્છતા નહોતા. સ્નેહ એજ મોટું બંધન છે. કોઇ સાથે સ્નેહ ન થાય માટે સૌથી અલગ રહેવા લાગ્યા, એકમાત્ર પરબ્રહ્મનું નિરંતર ધ્યાન કરતા હતા. પૂર્વ જન્મને સંભારતાં કોઇના સંગનું બંધન થાય, એવી શંકાથી લોકોને પોતાનું સ્વરૂપ ઉન્મત્ત, જડ, આંધળું, અને બેહેરૂં દેખાડવા લાગ્યા. તેના પિતાએ જનોઇ દીધું, વિદ્યાભ્યાસ કરાવવા માંડયો, પણ તે બ્રહ્મવેત્તાને કોઈ વિદ્યા કે કર્મકાંડ કશાપર ભાવ નહોતો; કેમકે તે પૂર્વ જન્મના પુણ્ય પ્રતાપે જ્ઞાનીજ હતા. તેના પિતાએ ઘણી માથાકુટ કરી, પણ પોતે જડવત્પણું બતાવી કશું શિખ્યા નહિ. પછી કોઇ ખવરાવે તો ખાય, કોઇ ઉઠાડે તો ઉઠે, નવરાવે તો નહાય, કુસકા, ફોતરાં, થંડુ રહેલું કે ગમે તેવું ખાવાને આપે તે પ્રાણને આધાર આપવા સારૂ અમૃતરૂપ જાણી ખાય. ઇત્યાદિ જડવત્ સ્થિતિ ઉપરથી તેનું નામ જડભરત પડયું હતું.

જડભરતનાં માબાપ કાળયોગથી મરણ પામ્યાં, ભાઇઓ જડભરતના પ્રભાવને જાણતા નહોતા, તેઓ બ્રહ્મવિદ્યા નહિ પણ કર્મ વિદ્યામાંજ પુરૂષાર્થ સમજતા હતા. પશુ જેવા પામર લોકો જડભરતને હે ઘેલા ! હે જડ ! હે બેહેરા ! એમ કહી બોલાવતા, ત્યારે જડભરત પણ તેને તેવાજ શબ્દોથી બોલાવતા હતા. કોઇ કામ કરવાનું કહે તો કર્યાજ કરે, ઉપાડવાનું કહે તો ઉપાડે, ખોદવાનું કહે તો ખોદે, કોઇ વેઠથી, ભીખથી, કે ઇચ્છાથી આપે, તે ગમે તેવું હોય તોપણ ખાય. તે માત્ર પ્રાણને આધાર આપવા ખાતા, પણ ઇંદ્રિયોને રાજી કરવા ખાતા નહિ, કોઇ બીજાથી ઉત્પન્ન થયો નથી અને કોઇ બીજાથી પ્રગટ થયેલ નથી. એવા વિશુદ્ધ અનુભવ રૂપ પરમાનંદ આત્માની તેમને પ્રાપ્તી થઇ હતી. તેથી માન કે અપમાન વગેરેથી થતાં સુખ કે દુ:ખમાં તેમને કશું પણ દેહાભિમાન થતું નહિ.

જડભરત ટાઢ, તડકો, વાયુ અને વરસાદમાં બળદની પેઠે ખુલ્લે શરીરે રહેતા હતા. શરીર મજબુત હતું. ધરતી ઉપર સૂવાથી, મર્દન નહિ કરવાથી, અને નહિ નાહાવાથી લાગી ગયેલી ધુળને લીધે વગર સાફ કરેલા મણિની પેઠે બ્રહ્મ તેજ સ્પષ્ટ જણાતું નહોતું. ખરાબ લુગડું કેડ ઉપર વીંટાળેલું હતું, જનોઇ મેલું હતું. તેમના ભાઇઓએ તેમને ખેતરના રક્ષણ

માટે રાખ્યા, તો તે ઘોડાની પેઠે રાત દિવસ ત્યાંજ ઉભાજ રહેતા. તેથી તે કાર્યમાં તેઓ નિરૂપયોગી જણાયા હતા.

જડભરત સ્વભાવે શાંત અને શરીરે મજબુત હતા. તેથી એક શુદ્ર રાજાના સિપાઇઓ તેમને દેવીને ભોગ આપવા પકડી ગયા. શરીરે ચંદન ચોપડી પુલના હાર પહેરાવ્યા અને મિષ્ટાન ભોજન કરાવ્યું તે તેણે કર્યું. પછી દેવીની સમક્ષ બળિદાન દેવાને ઉભા રાખ્યા, ત્યાં તેઓ એક બ્રહ્મનું ધ્યાન કરતા ખુશીથી ઉભા રહ્યા. આવા બ્રહ્મ તેજવાળા મહાપુરૂષને શુદ્ર રાજા મારવા ખડ્ગ ઉગામી ઉભો રહ્યો, પૂજારે બળિદાન લેવાને દેવીની સ્તુતિ કરી. દેવી શુદ્ર રાજાનું આવું કૃત્ય જોઇ ક્રોધાયમાન થયાં અને પ્રત્યક્ષ પ્રગટ થઈ ખડ્ગથી પૂજારા અને રાજાનું શીર ઉડાવી દઇને, જડભરતનું સંરક્ષણ કર્યું. ઇશ્વરી–દેવી ભક્તાધિન છે, તે ભક્ત જનનો અપરાધ કરનારને શિક્ષા કરેછે. તે આવા જડભરત જેવા પરબ્રહ્મ સ્વરૂપમાં લીન થયેલાને કેમ દુઃખી થવા દે ! જે મનુષ્ય મહાપુરૂષોનું ભુંડું કરવાને ચાહે છે, તેનુંજ બધી પ્રકારે ભુંડું થાય છે એ નિશ્ચય છે. આવા પરમહંસને તો પોતાનું માથું કપાવાના સમયમાં પણ જરાય સંભ્રમ ન થાય એમાં કાંઇ આશ્ચર્ય નથી; કેમકે દેહાદિક પદાર્થોને આત્મા લેખવા રૂપ હૃદયની મજબુત ગાંઠ તેઓએ છોડી દીધેલી હતી. સર્વ પ્રાણીઓના મિત્ર રૂપ, આત્મા રૂપ, વૈરરહિત તથા ભગવાનના નિર્ભય ચરણારવિંદના મૂળમાં રહેનારા લોકોનું સાક્ષાત્ ભગવાનજ રક્ષણ કરેછે.

જડભરત જ્યારે સંગના ભયથી બ્રહ્મ ધ્યાનમાં મગ્ન થયેલા જડરૂપે વનમાં ફરતા હતા; ત્યારે એકવખતે સિંધુ–સૌરવીર દેશનો અધિપતિ રહૂગણ રાજા મુમુક્ષુ હતો. તે પાલખીમાં બેસી કપિલ મુનિના આશ્રમમાં જતો હતો. વચ્ચમાં ઇક્ષુમતિ નદીને કાંઠે પાલખો ઉપાડનારા ભોઇ લોકોનો જમાદાર કોઇ માણસને વેઠે પકડી લેવાની તજવીજ કરવા લાગ્યો. તપાસ કરતાં શરીરે મજબુત, યુવાન, એવા જડભરતને પકડી લીધા. આ મહાત્મા જો કે એ કાર્ય કરવાને યોગ્ય નહોતા; તોપણ તે મહાયોગી બીજા ભોઇની સાથે પાલખી ઉપાડી ચાલવા લાગ્યા. કોઇ જીવ પોતાના પગ નીચે ચંપાઇ ન જાય, તેની સંભાળ રાખવા એક બાણુ જેટલી જગ્યા જોઇ જોઇને ચાલતા હતા. તેથી બીજા ભોઇ લોકોની સાથે ચાલ સરખી નહિ આવવાથી પાલખીં ખાંગી થઇ જતી હતી. તે જોઇને રહૂગણ રાજાએ ભોઇઓને કહ્યું કે;–અરે ! પાલખીં ખાંગી કેમ થઇ જાય છે ? સરખા ચાલો રાજાનો ઠપકો સાંભળી ભોઇ લોકો શિક્ષાની બીકથી બોલ્યા કે;—" મહારાજા ! અમે ગાફલ નથી, આપની આજ્ઞા બરાબર પાળી ચાલીએ છીએ, પણ આ નવો માણસ તરત ચાલતો નથી, તેની સાથે અમે ચાલી શકીશું નહિ.

આ સાંભળી રહૂગણુ રાજા જો કે વૃદ્ધ લોકોની સેવા કરનાર, અને જ્ઞાની જનની આજ્ઞાને અનુસરીને ચાલતો હતો, તોપણુ રજોગુણી અને રાજકીય સ્વભાવને લીધે, ક્રોધમાં આવી જઈ જડભરત કે જેનું બ્રહ્મતેજ રાખમાં ભારેલા અગ્નિની પેઠે સ્પષ્ટ દેખાતું નહોતું, તેને કહ્યું કે;—"હે ભાઇ! અફસોસ છે! તું નક્કી બહુજ થાકી રહ્યો છે! લાંબા માર્ગમાં તેં ઘણીવાર થયા એકલાએજ પાલખી ઉપાડી છે! તું બહુ જાડો નથી! શરીર મજબુત નથી! અને ઘડપણથી ઘેરાયલો પણ છે! હે મિત્ર! આ તારા સોબતીઓ કાંઇ તારા જેવા નથી!" એવી રીતે રહૂગણે ઘણી મશ્કરી કરી, તો પણ તે જડભરતને પોતાના છેલ્લા દેહરૂપ ખોટું ઓઠું કે જે પંચ ભૂત, ઇંદ્રિય, કર્મ અને અંતઃકરણ રૂપ માયાના પદાર્થોથી બનેલું છે. તેમાં "હું" અને "મારૂં" એવી ખોટી પ્રતીતિ હતી નહિ અને પોતે બ્રહ્મભૂત હતા. તેથી કાંઇ પણ ન બોલતાં આગળની પેઠેજ પાલખી ઉપાડી ચાલવા લાગ્યા. પાછી પાલખી ખાંગી થઇ જતાં, રહૂગણુ રાજા રીસ કરીને બોલ્યો—"અરે! આ શું તું જીવતે મૂવેલો છે! તું મને નહિ ગણકારી મારા હુકમનું અપમાન કરે છે! યમરાજા જેમ પ્રાણીઓને શિક્ષા કરે છે, તેમ હું પણ તારી ગફલતને લીધે તને શિક્ષા કરીશ, ત્યારે તું પાંશરો થશે." એ રીતે રહૂગણુ રાજા જે રજોગુણ અને તમોગુણથી વધેલા અભિમાનને લીધે ગમે તેમ બોલતો હતો.

જડભરત ગર્વ રહિત, સર્વ પ્રાણીઓના મિત્ર, અને સર્વના આત્મા રૂપ હતા. તેઓ જાણે હસતા હોય, તેવી રીતે બોલ્યા કે;—હે રાજા! તેં જે કહ્યું છે તે પ્રમાણેજ છે. એમાં કાંઇ મારી મશ્કરી નથી. જો ભાર નામનો કોઇ પદાર્થ હોય, અને તે ઉપાડનારા દેહને લગતો હોય તથા તે સાથે મારે કશો સંબંધ હોય તો તેં મારી મશ્કરી કરી એમ હું સમજું; પણ ભાર એ શું છે? અને દેહ એ શી ચીજ છે? તેનું નિરૂપણુ થઇ સકતું નથી. ભાર કે દેહની સાથે મારે કશું લાગતું વળગતું નથી. માટે તારાં વચનોને હું મશ્કરી રૂપ સમજતો નથી, આત્માને પુષ્ટ છો એમ તો મૂર્ખ લોકોજ કહે છે; કેમકે પંચમાભૂતના સમૂહ રૂપ દેહજ પુષ્ટ હોય છે, આત્મા પુષ્ટ નથી. જાડાપણું, દુબળાપણું, વ્યાધિ, આધિ, ક્ષુધા, તૃષા, ભય, કજીઓ, ઇચ્છા, જરા, નિદ્રા, મૈથુન, અને અહંકારથી થતો મદ એ સઘળું જે ઘણી દેહની સાથે જન્મેલો હોય તેને હોય છે. પણુ હું કે જે દેહની ભેળો જન્મેલો નથી તેથી મને એમાંનું કશું નથી.

રાજન! હું એકલોજ જીવમે મુવો નથી, પણ આખુ જગત્ જીવતે

મુવેલું છે; કેમકે ક્ષણે ક્ષણે જગત્ થતું જાય છે અને મરતું જાય છે. ધણીપણું અને નોકરપણું એ જો અવિચળ હોય, તો તારે આજ્ઞા કરવી અને મારે કામ કરવું ઘટે છે, પણ તે અવિચળ નથી. આ રાજા છે અને આ નોકર છે; ઇત્યાદિ ભેદ બુદ્ધિનો અવકાશ વ્યવહાર સિવાય જરા પણ જોવામાં આવતો નથી. જો એવી વ્યવહાર દૃષ્ટિ છોડી દઇને વાસ્તવિક વિચાર કરીએ, તો તેમાં રાજાકોણ? અને તાબેદાર કોણ? એ કાંઇ પણ નથી, તોપણ તારે રાજાપણાનું અભિમાન હોય, તો તું કહે તેમ હું કરવા તૈયાર છું. હું છકેલો, ઘેલો, જડની પેઠે રહું છું અને બ્રહ્મપણું પામ્યો છું. તેને દંડથી અથવા શિખામણથી શું થવાનું છે? કેમકે જીવન્મુક્તને અર્થે એમાંનું કાંઇ નથી. કદાચ હું જીવન્મુક્ત નથી, પણ અક્કડ અને ઘેલોજ છું, તોપણ દળેલાને દળવાની પેઠે મારા ઉપર દંડ કે શિખામણ એ સઘળું વ્યર્થજ છે; કેમકે જડ સ્વભાવના મનુષ્યને કોઇ રીતે ડાહ્યો કરી શકાતો નથી.

જડભરત સ્વભાવિક રીતેજ શાંત અને દેહાભિમાન ધરાવનારી અવિદ્યાથી મુક્ત થયેલા હતા અને સુખ દુઃખાદિને ભોગવી લઇ પ્રારબ્ધનો ક્ષય કરતા હતા. અભિમાનને તોડનારાં અને યોગના ગ્રંથોને અનુસરતાં તેનાં વચનો સાંભળીને રહૂગણ રાજા જે તત્વ જ્ઞાન મેળવવાને ઇચ્છતો હતો; તે તરત એ કોઇ મહાત્મા છે એમ જાણી ગયો, અને પાલખીમાંથી નીચે ઉતરી તેના ચરણમાં શીશ મૂકી ક્ષમા માગતો બોલ્યો કે,—તમે છાના ફરનારા કોણ છો? ક્યાંથી આવો છો? કયા મુનિવર છો? ગુરૂ દત્તાત્રેય વગેરે અવધૂતોમાં કયા અવધૂત છો? અહીં શા માટે નીકળી આવ્યા છો? અને કોના પુત્ર છો? એ કૃપા કરી કહો. હું ઇંદ્રનાં વજ્રથી, મહાદેવના ત્રિશૂળથી અને યમના દંડ, તે કશાથી બીતો નથી, પણ હું બ્રાહ્મણના કુળનું અપમાન કરવાથી બહુજ બીઉં છું. માટે જ્ઞાનરૂપ છાના પ્રભાવવાળા આપ કે જે જડની પેઠે ફરો છો, તે કોણ છો? એ મને કહેશો?—દિનબંધુ! હું કે જે રાજાપણાના અભિમાનથી મહાત્માઓના અપમાન કરવા રૂપ પાપમાંથી મુક્ત થાઉં. જડભરતે તેનાં આવાં દિન વચનોપર દયા કરી કહ્યું કે,—રાજન્! ચેત? ચેત?!

## श्लोक.

जन्मदुःखंजरादुःखं, जायादुःखंपुनःपुनः ।
अंतकालेचमहादुःखं, तस्मात्जागृहिजागृहि ॥
मातानास्तिपितानास्ति, नास्तीबंधुसहोदरः ।
अर्थनास्तिगृहं[illegible]ो, तस्मा[illegible]जागृहिजागृहि ॥

આ શ્લોકનો ભાવાર્થ સમજી શકાય એવો છે. સર્વ નાશવંત છે, માટે હે રાજન્! જાગૃત થા! એમ કહી તત્ત્વ જ્ઞાનનો બોધ કર્યો. તેથી તેના સંદેહ મટી ગયા. અજ્ઞાનતાથી થઇ ગયેલા દેહાભિમાનને છોડી દઇ, તે બ્રહ્મ સ્વરૂપને પામ્યો. અહો! મહા પુરૂષના સંગનો કેવો પ્રતાપ! જડભરત રહૂગણને બ્રહ્મજ્ઞાન આપી પૃથ્વીમાં એજ સ્થિતિમાં ફરતા હતા. સર્વ કર્મનો ક્ષય થતાં પરમ જ્ઞાનથી મુક્તિને પામ્યા હતા. અહો! ધન્ય છે જડભરત જેવા મહાત્માને! કે જે પોતાના અખંડ ઉદ્યોગ અને ખંતથી પરમ પદને પામી જગત્માં સુદ્રષ્ટાંત રૂપ અક્ષય કીર્ત્તિ રાખી ગયા છે. ધન્ય છે તેમને!!!





# પ્રકરણ ૭ મું.

## બૌદ્ધ ધર્મ સ્થાપક.

### બુદ્ધદેવ.

સિદ્ધાર્થ—બુદ્ધ એ સૂર્યવંશી ક્ષત્રિય રાજા હતો. તેના પિતાનું નામ શુદ્ધોદન હતું. કપિલવસ્તુ નગરી જેને હાલ નગર-ખાસ કહે છે, એ તેની રાજધાની હતું. એ નગર નેપાળની દક્ષિણમાં ગોરક્ષપુર પાસે હતું. શુદ્ધોદન ઇક્ષ્વાકુથી ઉતરેલા શાક્ય કુળનો હતો. ઇક્ષ્વાકુ વંશનો એક મનુષ્ય પિતાના શાપથી ગૌતમ વંશના કપિલ મુનિના આશ્રમમાં શાક ઝાડમાં છુપાઈ રહ્યો હતો. તેનાથી એ કુળ શાક્ય અથવા ગૌતમ એ નામથી પ્રસિદ્ધ થયું. સિદ્ધાર્થ-બુદ્ધ એ શ્રીરામચંદ્રથી છઠ્ઠી પેઢીએ થયા.

શુદ્ધોદન રાજા ધર્માત્મા હતો. એના રાજ્યમાં ધન, ધાન્ય, સુખ, શાંતિ, પ્રેમ અને પુણ્ય સર્વત્ર વ્યાપી રહ્યાં હતાં. પ્રજાના કલ્યાણમાં અહો-નિશ ગુંથાએલો રહેતો હતો. ધનવાન અને ગરીબ, જ્ઞાની અને મૂર્ખ, સર્વ એના રાજ્યમાં પરમ સુખથી કાળ ગાળતા હતા. કપિલ વસ્તુ પાસે કલિ નામના રાજ્યની રાજધાની દેવદહ હતી, ત્યાંના રાજા અંજન રાજાની મહામાયા અને ગૌતમી એ બે પુત્રી સાથે શુધ્ધોદન પરણ્યો હતો. બંને સ્ત્રીઓ મહારૂપ, ગુણવાળી અને પતિવ્રતા હતી. રાજાની મોટી ઉમર થતા સુધી બંને રાણીઓને સંતાન નહોતું. તેથી રાજા રાણી ઉદાસ રહેતાં હતાં તેટલામાં મહામાયાને ૪૫ વર્ષની ઉમરે પુત્રનો જન્મ થયો. રાજા રાણીની આશા સિદ્ધ થઇ, તે પરથી એ પુત્રનું નામ સિદ્ધાર્થ પાડયું હતું. આ પુત્રના જન્મથી આખા રાજ્યમાં આનંદ વ્યાપી રહ્યો હતો.

**ભવિષ્ય**—શુદ્ધોદન રાજાએ બ્રાહ્મણોની સભા મેળવી આ પુત્રના શુભાશુભ વિષે પૂછતાં, વિદ્વાન બ્રાહ્મણોએ જણાવ્યું કે;—એ નિશ્ચે બુદ્ધ થશે અને પૃથ્વીમાંથી પાપ અને અજ્ઞાનપણું દૂર કરશે. (૧) જરાજીર્ણવૃદ્ધ, (૨) રોગથી પીડાએલો મનુષ્ય, (૩) મરેલો માણસ, અને (૪) ભિક્ષુક—સંન્યાસી. આ સર્વ જોઇને તે સંસાર ત્યાગ કરશે." આ પ્રમાણે શુદ્ધોદન સાંભળી ચિંતાતુર થયો, અને એ ચાર વાના તેની દૃષ્ટિએ ન પડે તેનો બંદોબસ્ત રાખવા લાગ્યો.

સિદ્ધાર્થ સાત દિવસનો થયો, ત્યારે તેની માતા **મહામાયા** સુવાવડના રોગથી મરણ પામી. **ગૌતમી** જે તેની ઓરમાન મા અને બીજી તરફથી માસી થતી હતી, તેણે સિદ્ધાર્થને પુત્રની પેઠે પાળી મોટો કર્યો. ઉમર લાયક થતાં શૃદ્ધોદને તેને જનોઇ દીધું. પછી ગુરૂને ત્યાં ભણવા મોકલ્યો. એ તીવ્ર બુદ્ધિ અને પ્રબળ વિચાર શક્તિથી થોડાં વર્ષમાં વેદ, વેદાંગાદિ અનેક ગ્રંથો ભણી ઘેર આવ્યો. એ જ્ઞાન વધવા સાથે ગંભીર થતો ગયો. નિર્જન વનમાં વસવાનું અને કુદરતી શોભા નિહાળવાનું તેને વધારે પ્રિય હતું. વખતે વખતે મહા વિચારમાં મગ્ન થતો, તેમને રાજ્ય વૈભવ વહાલાં નહોતાં, પ્રતિદિન ધ્યાનપર પ્રીતિ થવા લાગી હતી. તેથી શુદ્ધોદને તેને સંસારમાં પ્રીતિ લગાડવા તેના મામા દંડપાણીની પુત્રી **ગોપા** સાથે સ્વયંવરથી પરણાવ્યો.

ગોપા સ્વરૂપે સુંદર, વિદ્વાન અને શુભ ગુણોથી સંપન્ન હતી. એ પતિવ્રતાના ધર્મ પ્રમાણે વર્તતી હતી. સિદ્ધાર્થ પોતાને આવું સ્ત્રી રત્ન મળવાથી ભાગ્યશાળી સમજતો હતો; એ તેમને જીવનમાં મોટી સહાયક થઇ પડી હતી. બંનેનાં હૃદય પ્રેમ રૂપી દોરની ગાંઠથી એકરૂપ થયાં હતાં. સિદ્ધાર્થ ગોપાને મેળવ્યા પછી કંઇક ઓછો ઉદાસ રહેતો હતો. તેથી શુદ્ધોદન રાજી થતો હતો.

**સંસારમાંબંધન;**—સિદ્ધાર્થે થોડા દિવસ સુખમાં ગાળ્યા. પછી દિવસે દિવસે તેને વૈરાગ્ય વધતો ચાલ્યો હતો. સ્ત્રીને પરણાવી બંધનકારક એક સાંકળ નાખી હતી, તોપણ તેટલાથી સરે એવું ન ધારી શુદ્ધોદને બીજી એવી એવી અનેક સાંકળોથી સાંકળી રાખી સંસારમાં રહે એવી તજવીજ કરવા માંડી. સિદ્ધાર્થ માટે એક સુશોભિત અને રમણિય મહેલ બંધાવ્યો. તેમાં વૈભવ વિલાસ ભોગવવાની અનેક પ્રકારની સામગ્રી ગોઠવી, નાચ, તમાસા અને ગાયનકળામાં કુશળ એવી રૂપ સુંદર મનમોહક વારાંગનાઓ રાખી હતી. એવી રીતે સિદ્ધાર્થને સંસારમાં લુબ્ધ કરવાને અનેક ઉપાયો આદર્યાં. તેથી તેનું મન કાંઇક રંજન જણાતું હતું, તેટલામાં એક વખતે એ રંગમહેલમાં સૂતો હતો, પ્રાતઃકાળ થતાં બન્દિજનો પ્રભાતિયાં ગાવા લાગ્યા. તેમાં એવું ગાવામાં આવ્યું કે;—

**પ્રભાતિયાંની અસર;**—"આ જગત્ જરા, વ્યાધિ, અને દુઃખથી ભ-

સ્ફુર છે. આ જગતમાં જરા, મૃત્યુ વારંવાર થયા કરે છે. માનવ જીવન વિજળીના ચમત્કાર જેવું ચપળ છે. જેમ હરણ પારાધીની જાળમાં ફસી પડે, તેમ મનુષ્ય આ જગતમાં સંસારના અનેક પ્રકારના વ્યવહાર સુખના મોહપાસમાં ફસાઇ પડેલ છે. પ્રથમ શરીર સુંદર અને કોમળ હોય છે, પણ જરા, વ્યાધિ અને દુઃખથી હીન થાય છે, ત્યારે જેમ મૃગ સુકી નદી તજીને જતો રહે છે, તેમ મનુષ્ય દેહનો ત્યાગ કરે છે. પાસે ધન ધાન્યાદિ હોય છે, તો ઘણાં પ્રિય થવા આવે છે. પણ એ સઘળું જતું રહે છે; ત્યારે સગાંવહાલાં સર્વ તજી દે છે. વૃક્ષપર વિજળી પડવાથી જેવી વૃક્ષની સ્થિતિ થાય છે. તેવીજ જરા જીર્ણ મનુષ્યની સ્થીતિ થાય છે. જરા નરનારીને સોસી લે છે, વીર્ય પરાક્રમ અને વેગ નાશ પામે છે. સુરૂપને વિરૂપ કરે છે, તેજ અને સુખનું હરણ કરે છે. વ્યાધિના દુઃખમાં બળે છે. માટે તેના દુઃખથી છુટવાનો ઉપાય કરો. જેમ નદીના પ્રવાહમાં પડેલા પાંદડાં. ફળ આદિ જુદાં જુદાં પડી જાય છે, તેમ આ ભવસાગરમાં પડેલા કુટુંબીઓમાંથી સર્વ જુદાં જુદાં પડી જાય છે. કોઇની સાથે કોઇનો ફરી મેળાપ થતો નથી, કોઇ પાછું આવતું નથી. મૃત્યુ સર્વને તાણી જાય છે. માટે સદ્ વિચારનું સ્મરણ કરો. આ અવસર કર્ત્તવ્ય કરવાનો છે."

વૈરાગ્ય—સિદ્ધાર્થ આ વખતે કાંઇક ઉંઘતો અને કાંઇ જાગૃત હતો સંગીતનો અપૂર્વ ભાવ સમજી ગયો. સમજતાંજ વૈરાગ્યની મનમાં સ્ફુરણાઓ ઉઠવા લાગી. પૂર્વની વાત યાદ આવી, તેથી તેના અંતરમાં ઉદાસિનતાએ વાસો કર્યો. નેત્રમાંથી જળધારા પડવા લાગી, કઇ ઘડીએ વનમાં જઇ સંન્યાસ ગ્રહણ કરૂં, એવી કલ્પનાઓએ ઘેરી લીધો મુખમુદ્રાપર ઝાંખ પડી આવી, પોતાને સંસારની જાળમાં ફસેલો સમજવા લાગ્યો. તેથી નિરંતરની શાંતિ મેળવવા આતુર થયો. આજુ બાજુ સર્વ સૂનકાર દિસવા લાગ્યું. ગોપાપ્રાણધિક પતિની આવી સ્થિતિ જોઇને તેને સમજાવવા લાગી, એ સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયો. સિદ્ધાર્થે કહ્યું કે;—

"હું મનુષ્યનું દુઃખ જોઇ હવે સંસાર સુખમાં રહેવા ઇચ્છતો નથી, આ અનિત્ય સુખ ભોગવવાની મારી ઇચ્છા નથી, હું વનવાસ કરીશ, કંદફળ, ફુલ ખાઇ, પાણી પી રહીશ, ભૂમિપર શય્યા કરીશ અને નિરંતરની શાંતિ મેળવવાનો ઉપાય શોધીશ." આદિ વાક્યો બોલી રોવા લાગ્યો. ગોપાએ અશ્રુજળ લૂછી નાખી સસરા શુદ્ધોદનને તેડાવ્યા. શુદ્ધોદન પુત્રને અનેક રીતે સમજાવવા લાગ્યો, પણ કશું વળ્યું નહિ. એક દિવસે સિદ્ધાર્થ પોતાના માણસો સાથે પ્રમોદવનમાં ફરવા જવા નીકળ્યો. રસ્તામાં એક વૃદ્ધ માણસ

શરીરે જીર્ણ થયેલો, લોહી માંસ સુકાઇ જઇ માત્ર હાડ ચામડીવાળો, હાથમાં લાકડી ઝાલી ચાલતો અને બંધુ જનોએ તજી દીધેલો મળ્યો. એ જોઇ તેણે વિચાર્યું કે અંતે સર્વની આવી દશા થાય છે! અહો! શું થોડા ખેદની વાત છે? એમ કહી પાછો વળી બીજે દરવાજેથી વિલાસભવનમાં જવા નીકળ્યો. તો શરીરમાંથી લોહી, પરૂ વહે છે, માંડ શ્વાસ લે છે, પોતાના મળમૂત્રમાં પડેલો છે. એવી અનેક વ્યાધિથી ભરેલો મનુષ્ય માર્ગમાં પડેલો જોયો. તેથી વિચાર કરતો અને દીલગીર થતો. પાછો વળી ત્રીજે દરવાજેથી બાગમાં જવા નિકળ્યો. એ દરવાજે પણ એક મનુષ્ય મરણ પામેલો હતો, તેને સ્મસાનમાં લઇ જતાં હતાં. પાછળ તેનાં સગાંવહાલાં મહા કલ્પાંત સાથ વિલાપ કરતાં જતાં હતાં. એ જોઇ બોલવા લાગ્યો કે,–"જરા, વ્યાધિ અને મૃત્યુ એ મનુષ્યનાં નિત્યનાં સોબતી છે! અહો! ધિક્ છે આ અનિત્ય જીવનને!" એમ કહી મુક્તિ મેળવવાનો ઉપાય શોધવાનો વિચાર કરી, ચોથે દરવાજેથી પ્રમોદકાનનમાં જવાને નિકળ્યો, તો રસ્તામાં એક ભગવાં વસ્ત્ર પહેરેલાં, હાથમાં કમંડળ અને ભિક્ષાપાત્ર લીધેલું તથા વિનયી અને નમ્ર લાગતો એવો સન્યાસી મળ્યો. એ જોઇ સારથિને પૂછતાં તેણે જણાવ્યું કે:–

"આ મનુષ્ય સંસારની સર્વ વાસના ત્યાગી સન્યાસી થયોછે, એ સર્વને પોતાના જેવાજ જુએ છે, તેણે રાગ દ્વૅષનો ત્યાગ કર્યો છે. એ ભિક્ષાન્નથી જ જીવન ચલાવે છે; આદિ સાંભળી સિદ્ધાર્થે કહ્યું કે, એ તો મારા પ્રાણુની અભિલાષા પ્રમાણેજ છે. પંડિતો સંન્યાસની પ્રશંસા કરે છે. આ સંન્યાસથી પોતાનું અને પરતું હિત થાય છે તથા મુક્તિ મળે છે" એ પ્રમાણે કહીને લાગલોજ ઘેર ન જતાં નિર્જન ઉદ્યાન ભવનમાં ગયો અને જીવનનું કર્ત્તવ્ય વિચારવા લાગ્યો. સંસારમાં સર્વ અનિત્ય છે, એવું સમજી વૈરાગ્ય ઉત્પન્ન થયો. તરત સંન્યાસી થઇને લોકોને સન્માર્ગે વાળવાનો નિશ્ચય કર્યો.

સિદ્ધાર્થના હૃદયમાં આવો વિચાર ચાલી રહ્યો હતો. એવામાં સમાચાર મળ્યા કે, ગોપાએ એક ઉત્તમ પુત્રને જન્મ આપ્યો છે. સિદ્ધાર્થ આ સાંભળી બોલ્યો કે:—"આ બીજું એક બંધન આવી પડયું છે!" સિદ્ધાર્થનાં આ વચન લોકો તરફથી શુદ્ધોદને સાંભળી કહ્યું કે;"હું આ મારા પૌત્રનું નામ રાહુલ (નડનાર) પાડીશ". સિદ્ધાર્થે વિચાર્યું કે હજુ એક બંધન કાપવાને જયાં હું વલખાં મારૂંછું, ત્યાં બીજી બંધનકારક નડતર આવી પડી. હવે જો વધારે વખત સંસારમાં રહ્યો, તો કોણ જાણે કેટલાએ બંધન આવી પડશે. માટે અહીંથી તરત જતું રહેવું ઉત્તમ છે. એમ કલ્પના કરી રાજયભવનમાં આવ્યો. તે દિવસે પુત્ર જન્મથી શહેરમાં આનંદ ઉત્સવ થઇ રહ્યો હતો; કુમારીઓ સુમધુર સ્વરથી મંગળ ગીતો ગાતી હતી કે; જેને આવો પુત્ર

છે તે પિતાને ધન્ય છે. આ સાંભળી સિદ્ધાર્થનું મન જરા પ્રસન્ન થયું હતું, પણ એ દુ:ખદાયક વિકાર સમજી મનને દાબી રાખી, ચિંતામાં ડુબી ગયો અને પિતાના મહેલમાં જઇ પોતાને વનમાં જવા દેવાની રજા માગી. તે સાંભળી શુદ્ધોદન અશ્રુ પાડતો બોલ્યો–"તું સંસાર ત્યાગવાનો વિચાર ન કર, તને જે કહે તે અહીંજ સગવડ કરી આપું, હું વૃદ્ધ છું અને તું મારે એકનો એક પુત્ર છે, તું માગે તે આપવા તૈયાર છું." આદિ અનેક વચનો કહ્યાં.

**વરદાન;**—આ સાંભળી સિદ્ધાર્થે કહ્યું કે:–"હું માગું તે તમે આપવા તૈયાર હોતો હું ચાર વરદાન માગું છું, તે મને આપશો, તો હું ઘરમાં રહીશ. નહિતો મને સંસારમાં કોઇ રાખી શકશે નહિ. તે ચાર– ૧) **જરા મને ઘેરે નહિ, (૨) મારૂં યોવન ચિરસ્થાઈ રહે, (૩) સર્વદા તનદુરસ્ત રહી મને વ્યાધિ કદી પણ સ્પર્શ કરે નહિ, (૪) મારી હયાતી કાયમ રહી મૃત્યુ આવે નહિ."** એ ચાર વરદાન આપશો તોજ હું રહીશ. શુદ્ધોદને કહ્યું કે, એ આપવાની મારી શક્તિ નથી. ઘણા કલ્પ સુધી ઋષિ મુનિઓ તપશ્ચર્યા કરે છે, તો પણ એ તેનાથી છુટતા નથી. ઇત્યાદિ ઘણી રીતે સમજાવ્યો, પણ સિદ્ધાર્થનો નિશ્ચય ફર્યો નહિ.

**રાજ્યનો ત્યાગ;**—સિદ્ધાર્થ રાત્રે સો નિદ્રાવશ થતાં, છેલ્લી વારે પુત્રને નિરખી મહેલથી નીચે ઉતર્યો. એક છંદક ઉભો હતો, તેને સમજાવી સારો ઘોડો મગાવ્યો તેપર સ્વાર થઇ ગુપચૂપ શહેર બહાર નીકળ્યો. છેલ્લી વારે નગરને નીરખી વનનો રસ્તો લીધો. ઘોડો જોરથી દોડાવી મૂકયો, શાક્ય રાજ્ય છોડી વૈશાલીમાં અને ત્યાંથી મલ્લરાજ્યમાં આવ્યો. એમ ચાલતાં ૪૫ ગાઉ ઉપરના એક વનમાં આવી પહોંચ્યો. ત્યાં નદી કિનારે પોતાનાં વસ્ત્ર ઉતારી એક વાઘરીને આપી દીધાં, તેનાં મેલાં અને ફાટેલાં વસ્ત્ર પહેરી લીધાં. તલવારથી માથાનાં કેશ કાપી નાંખ્યા, અલંકાર અને અશ્વ છંદકને આપી સમજાવી કપિલ વસ્તુ તરફ રવાને કર્યો.

કપિલવસ્તુમાં સિદ્ધાર્થના જવાથી શોધાશોધ થઇ રહી હતી. શોક, સંતાપ અને રૂદનથી આખી નગરી વ્યાપ્ત થઇ હતી. ત્યાં છંદક મહા રૂદન કરતો આવ્યો. તેણે સર્વ સમાચાર આપ્યા. રાજા રાણીઓએ મહા વિલાપ કર્યો. ગોપા ત્યારથી એક ધોળું વસ્ત્ર પહેરી, એક વખત ભોજન કરી, બ્રહ્મચર્યવ્રત પાળવા લાગી. તેથી દિવસે દિવસે તેનું શરીરસાવ સૂકાઇ જવા લાગ્યું હતું.

**સન્યાસ**—આ તરફ સિદ્ધાર્થ સંસાર ત્યાગીને મહર્ષિ રૈવતના આ-

શ્રમમાં આવ્યો. ત્યાં તેમનો ઋષિઓએ ઘણો સત્કાર કર્યો. ત્યાં થોડા રોજ રહી **વૈશાલી** નગર જે બનારસથી ૧૪ મૈલપર અને પટનાથી ઉત્તરમાં છે. ત્યાં **અરાડકાલામ** નામે એક મહાન્‌વિદ્વાન સન્યાસીના આશ્રમમાં આવ્યો. આ વેદાનુસારી સાંખ્ય દર્શનનાં સન્યાસી પાસે ત્રણસો શિષ્યો વિદ્યાભ્યાસ કરતા હતા. તેમની પાસે સિદ્ધાર્થે સન્યાસ લીધો અને તેમનો શિષ્ય થઇ રહ્યો. ત્યાં ઘણો વખત રહી તેમની પાસેથી દર્શન શાસ્ત્ર અને ધ્યાનાદિ શીખ્યો. ત્યાંથી બનારસથી પૂર્વમાં ૧૨ મૈલપર **રાજગૃહ** જે મગધ રાજ્યની રાજધાની હતું ત્યાં આવ્યો. ત્યાંના રાજા **બિંબસારે** કહ્યું કે, તમો સંન્યાસ ત્યાગ કરી અહીં રહો, તો તમને મારૂં અરધું રાજ્ય આપું. પણ સિદ્ધાર્થે કહ્યું કે;—"રાજન ! વાસના વિષના જેવી દોષની ખાણ છે. એ ઘણા કલેશનું કારણ છે, એ વાસના ત્યાગવાને માટે મેં રાજ્યાસનનો ત્યાગ કર્યો છે અને સંન્યાસ લીધો છે. એ અસાર વાસનામાં બંધાઇને મનુષ્ય મહા દુઃખ પામે છે. મેં પરમ શુભકર જ્ઞાન મેળવવા માટે આ જીવન અર્પણ કર્યું છે," ઇત્યાદિ સાંભળી બિંબસાર તેની રજા લઇ ગયો.

**જ્ઞાનસંપાદન;**—સિદ્ધાર્થ ત્યાંથી ફરતો ફરતો એક પર્વતની ગુફામાં **રૂદ્રકરાણપુત્ર** નામે ઋષિ રહેતો હતો ત્યાં આવ્યો. આ ઋષિ પાસે ૭૦૦ શિષ્યો શાસ્ત્રનો અભ્યાસ કરતા હતા. સિદ્ધાર્થ તેનો શિષ્ય થઇ રહ્યો. ત્યાં તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરી સંપૂર્ણ યોગસાધના શિખ્યો. સાત પ્રકારનાં ધ્યાન કરવાની પરિપૂર્ણતા મેળવી હતી, પણ કેવળ શાસ્ત્રપાઠદ્વારાજ્ઞાન મેળવીને જે વાસનાની વેદના છે, તે પાપની ઇચ્છાનું મૂળ ઉખેડી શકાતું નથી. તે ઉખેડી નાંખવાના વિચારથી શરીર, મનને કષ્ટ આપી સર્વ ઇંદ્રિયો પાપકાર્ય કરવાને અસમર્થ થાય એવી કઠોર તપશ્ચર્યા કરીને શરીર, મનનો ક્ષય કરવા ધાર્યો. ફરતાં ફરતાં **ચાર્વાક** મતના નાસ્તિકો પાસેથી નાસ્તિકતાના વિચાર મળ્યા. કેટલેક સ્થળે થઇ ઉરૂબિલ્વ જે ગયાની પાસે છે અને રાજગૃહથી ૨૦ મૈલ દક્ષિણે છે ત્યાં આવ્યો. ત્યાં નૈરંજના નદી કિનારે મનને સ્થિર કરે એવું વન હતું, તે વનભૂમિ પુણ્ય, શાંતિ અને પવિત્રતાનું સ્થાન લાગ્યું. ત્યાં તપશ્ચર્યા કરવાનો વિચાર કર્યો. **કોંડાન્ય** અને બીજા ચાર બ્રાહ્મણ પુત્રો જે કપિલ વસ્તુના રહીશ હતા અને પ્રથમજ સંન્યાસી થયા હતા, તે આ વખતે આવી પાસે રહ્યા.

સિદ્ધાર્થ ઇચ્છિત પ્રાપ્તી કરવાને દુષ્કર તપ કરવા લાગ્યો, જે જે ઉપાયો કરવા જોઇએ તે તે પ્રમાણે કરીને ૭ વર્ષ સુધી તપ કર્યું. શરીર સાવ દુર્બળ થવાથી અશક્ત થઇ ગયું, પણ ઇચ્છા પૂરી થઇ નહિ. તેથી શરીર નિગ્રહ અને શારીરિક વૈરાગ્યની અસારતા જાણી. પ્રથમ તેના સમ-

જવામાં હતું કે, ભગવા વસ્ત્ર પહેરી સંન્યાસી થઇ, શરીરને કષ્ટ આપ્યાથી જ જ્ઞાનચક્ષુ ઉજ્વલ થશે, પણ હવે સમજ્યો કે ધર્મ સાધવાને માટે તો શરીરની રક્ષા કરવી જોઇએ એવો સંકલ્પ કરી નિયમિતપણે ખાવાપીવા લાગ્યો. તેથી શરીરમાં શક્તિ આવી. ૭ વર્ષ તપ કરતાં એક ભગવું વસ્ત્ર હતું, તે ફાટી જવાથી કોઇ સ્ત્રી મરી ગઇ હશે. તેનું લૂગડું સ્મશાનમાં પડયું હતું, તે ઉપાડી સ્વચ્છ કરી પહેર્યું. પાસે જે પાંચ શિષ્યો હતા, તેઓ સમજતા કે શરીરને કષ્ટ આપ્યાથી અધ્યાત્મિક જય મળે છે. તે હવે સિદ્ધાર્થને શરીરની પુષ્ટી માટે ખાતો અને લજ્જા નિવારન માટે વસ્ત્ર પહેરતો જોઇ તેનાપર તેમનો જે ભક્તિભાવ હતો તે જતો રહ્યો. સિદ્ધાર્થે ધર્મનો માર્ગ મૂકી દીધો સમજી, એ પાંચે શિષ્યો તેને તજીને કાશી પાસેના ઋષિપતનમાં જતા રહ્યા.

સિદ્ધાર્થ સહાય વિનાનો એકલો રહ્યો, મનોર્થ સિદ્ધ કરવાનો ઉપાય નિષ્ફળ ગયાથી દુઃખી થવા લાગ્યો. દુઃખ થવાનું કારણ ગુરૂની બતાવેલી શાસ્ત્ર મર્યાદા મૂકી દઇ, ચાર્વાકાદિ નાસ્તિક ભ્રાંતિશાસ્ત્ર પ્રમાણે આત્મ બળથી મુક્તિનો માર્ગ શોધવા ઇચ્છતો હતો. ઇશ્વરની કરૂણાથી વાસના નિર્મૂળ થઇ મુક્તિ મળે છે, એ પર તેણે વિશ્વાસ રાખ્યો નહોતો. સદ્-માર્ગની સહાયતા વિના પ્રચ્છીત કયાંથી મળે ? અને લાંબા મુદ્દતના પ્રયાસ વગર ફળ કયાંથી પ્રાપ્ત થાય. ?

**પરમ જ્ઞાનની પ્રાપ્તિ;**—સિદ્ધાર્થ પ્રથમ પ્રયાસમાં નિષ્ફળ થયો, હવે શું કરવું એ વિચારવા લાગ્યો. એક તરફ અતિ શરીર નિગ્રહ અને બીજી તરફ વિલાસ સંભોગ, એ બનેને ઠીક ન સમજી, મધ્યમ માર્ગ પકડવો ઠીક લાગ્યો. વૃક્ષ નીચે બેસી શરીર સ્વસ્થ રાખી ધ્યાન કર્યાથી મનોરથ સિદ્ધ થશે એવો નિશ્ચય કર્યો. ઉરૂબિલ્વ પાસેના વનમાં એક મોટા વડવૃક્ષ નીચે દુર્વા મેળવી યોગા-સન તૈયાર કર્યું, તેપર પદ્માસન વાળી બેઠો. "દુર્લભ પરમજ્ઞાનની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી આ આસનથી ઉઠવું નહિ," એવી પ્રતિજ્ઞા કરી. ઘણા પ્રયત્ને આત્મલાભ થાય છે, પણ તેમાં જરા ભ્રમિત થવાય તો ઘણા કાળનું સંચેલું તપધન નાશ પામે છે. જેમ જેમ આત્મલાભ માટે પ્રયત્ન થાય છે, તેમ તેમ અનેક મનોભાવના ઉત્પન્ન થઇ, એ લાભ ભંગ કરવાને મથે છે. જયાં સુધી પાપનું મૂળ ઉખેડયું હોતું નથી, ત્યાં સુધી મનુષ્ય નિશ્ચિંત થઇ શકતું નથી. સિદ્ધાર્થ દૃઢ આસન કરી આત્મધ્યાનમાં બેઠો, પણ તેના મનમાં અનેક મનોભાવનાઓ ઉત્પન્ન થવા લાગી. તેમાં સત્યા-સત્ય નિત્યાનિત્યનો વિચાર કરતાં, સંસારમાં માત્ર એક સત્ય અને નિત્ય

વસ્તુ છે, બીજી સર્વ અસાર છે. એવું જોઇ એક નિત્યવસ્તુના ધ્યાનમાં મગ્ન થયો. તેથી અંતે તેને પરમજ્ઞાનની પ્રાપ્તિ થઇ, સર્વ દુઃખથી નિર્વાણ પામ્યો. તે જે વડવૃક્ષ નીચે બેસી જ્ઞાનને પામ્યો હતો, તે વડને બોધીસત્વ કહે છે. તેની એક શાખા ઇ. સ. પૂ ૩૦૦ વર્ષપર સિંહલદ્વીપના અનુરોધપુરમાં લઇ જઈ રોપી છે. તે આજ સુધી છે અને તે પૃથ્વીમાં સર્વથી જુનું વૃક્ષ ગણાય છે.

**ધર્મોપદેશ**—સિદ્ધાર્થે સાંખ્ય દર્શનના સંન્યાસીઓ પાસેથી દર્શન શાસ્ત્ર, તત્વજ્ઞાન, અને વેદાદિ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. એ વેદાનુસાર જ્ઞાન મેળવી તેને ચાર્વાકાદિ મતના નાસ્તિકો પાસેથી નાસ્તિકતાના વિચાર મળ્યા હતા. એ બેઉ પક્ષમાં પોતાની બુદ્ધિ ભેળવીને બુદ્ધે પોતાનું શાસ્ત્ર રચ્યું. સાંખ્ય મતના સંન્યાસીઓ પાસે સંન્યાસ દિક્ષા લીધી હતી, પણ તેમના કહ્યા પ્રમાણે બુદ્ધ વર્ત્યો નહિ. હવે તેણે પોતાની બુદ્ધિથી ઉત્પન્ન કરેલા ધર્મનો પ્રચાર કરવા વિચાર કર્યો, પણ લોકો એ મારો મત ગ્રહણ કરશે કે નહિ, એ વિચારમાં પડયો, કેમકે પ્રાયશ્ચિત, બલિદાન ક્રિયા–(યજ્ઞયાગ) મંત્રતંત્ર, દેવદેવી અને બ્રાહ્મણપર વિશ્વાસ એ આદિ વેદોક્ત ધર્મનો પ્રાણ છે. "આત્મ સંયમ અને જીવપર દયા" એ નવા ધર્મનો પ્રાણ છે. વિક્રમ સંવતની પૂર્વે ૫૦૦ પાંચસો વર્ષપર તેણે મગધ દેશમાં જઇ પોતાના નવા ધર્મનું જ્ઞાન પ્રગટ કર્યું અને વેદાનુસારી સાંખ્ય દર્શન સામા તેણે શીંગડાં ભરાવ્યાં.

સિદ્ધાર્થે–બુદ્ધે સાંખ્ય દર્શનના સંન્યાસીયોના આચારથી પોતાના ધર્મના યતિઓના આચાર કાંઇક ભિન્ન ઠરાવ્યા. પ્રથમ મૃગદાવ જે બનારસથી ૩ મૈલ ઉત્તરે છે, ત્યાં જવા નીકળ્યો. રસ્તામાં ગયા પાસે એક આજીવિક નામે બ્રાહ્મણ મળ્યો. તે બુદ્ધની શાંત મૂર્ત્તિ જોઈબોલ્યો કે;–એવો કયો ધર્મ છે કે જેને મેળવી, તમે પરમ શાંતિ મેળવી છે ? " બુધ્ધે કહ્યું કે;—અજ્ઞાનતા, પાપ અને તૃષ્ણા ત્યાગ કરવાથી મારી આવી અવસ્થા થઇ છે." બ્રાહ્મણ આ સાંભળી ચાલતો થયો. બુદ્ધ મૃગદાવમાં આવ્યો. ત્યાં તેને તજીને ગયેલા પાંચ શિષ્યો હતા તેને કહ્યું કે;—" ભિક્ષુકગણ ! એક તરફ સંસારી લોકોનાં ઉપભોગ્ય ઇંદ્રિય સુખ છે, બીજી તરફ ફળહીન દુઃખકર બ્રહ્મચર્ય છે; આ બંનેનો ધર્માર્થીઓએ ત્યાગ કરવો. મેં એક વચલો માર્ગ શોધ્યો છે, તે માર્ગને ગ્રહણ કર્યાથી આંખ ઉઘડશે, દિવ્ય જ્ઞાન થશે, શાંતિ મળશે અને મનુષ્ય નિર્વાણ પામશે.

**બુદ્ધદેવનો વચલો ધર્મ માર્ગ**—સતદ્રષ્ટિ, સત્સંકલ્પ, સદ્વાક્ય,

સદ્વ્યવહાર, સદુપાયથી પેટ ભરવું, સદ્ઉદ્યોગ. અને સત્સ્મૃતિ ઉ-ત્તમ સમાધિ છે. આ આઠ મારા શોધેલા માર્ગ છે.—દુઃખ દુઃખનું કારણ છે, દુઃખનિરોધ દુઃખ રોકવાનો માર્ગ છે; મારા પ્રચારિત આચાર સત્ય છે. જન્મ થયાથીજ નાના પ્રકારનાં દુઃખ મળે છે. જરા, વ્યાધિ અને મૃત્યુજ દુઃખ છે. ટુંકામાં અપ્રીતિ ઉત્પન્ન કરનારાં પંચસ્કંધ દુઃખ છે. જીવન—તૃષ્ણા અને ઇંદ્રિય તૃષ્ણા એ દુઃખનું કારણ છે. આ તૃષ્ણાનો નાશ કર્યાથીજ દુઃખ મટે છે, ઉપર લખેલા આઠ માર્ગ દુઃખને રોકવાના માર્ગ છે. તે સહજ જ્ઞાન અને વિચાર શક્તિના પ્રભાવથી આ સત્ય મેળ-વીને દુઃખથી હમેશને માટે મુક્ત થયો છું." ( જુઓ લલિત વિસ્તર પાનું ૫૪૧' બુધ્ધે આ ઉપદેશ અનેક યુક્તિ પ્રયુક્તિથી સમજાવી આ પાંચેને પોતાના શિષ્ય કર્યા.

**ધર્મવિસ્તાર;**—બુધ્ધે શુદ્ર જેવા લોકોને સમજાવી પોતાના મતમાં લેવા માંડયા. સંન્યાસીઓ કરતાં ગૃહસ્થ તરફ વધારે વલણ રાખતો હતો. એક પછી એક એમ તેણે ૬૦ માણસોને ઉપદેશ આપી, પોતાના મતના સંન્યાસી કર્યા. ૬૦ શિષ્યોને વેદોક્ત ધર્મનો નાશ કરવા જુદે જુદે ઠેકાણે મોકલ્યા. વળી ૩૦ ત્રીશ વ્યભિચારીઓને શિષ્ય કર્યા. સર્વેને ભિક્ષા પાત્ર હાથમાં આપી ધર્મ પ્રચાર કરવાને મોકલ્યા. ઉરૂબિલ્વના વનમાં એક કાશ્યપ અને તેના બે ભાઇઓ રહેતા હતા. એ ત્રણે દાર્શનિક પંડિત અગ્નિના ઉ-પાસક હતા. તેની પાસે બુદ્ધ કેટલોક વખત રહ્યો. કાસ્યપ અને બુદ્ધ વચ્ચે સ્નેહ થયો. કાશ્યપ પાસે કેટલાક શિષ્યો શિખતા હતા. બુધ્ધે એ સર્વેને સમજાવી મેળવી લીધા. તેમનો ધર્મ તજાવી પોતે દિક્ષા આપી. સંન્યાસી કર્યા. કાસ્યપ ધર્મ, વિદ્યા, અને ચરિત્ર બળથી દેશમાં પ્રસિદ્ધ હતો. તેમણે પ્રાચીન ધર્મ તજી બુદ્ધનો ધર્મ ગ્રહણ કર્યો સાંભળી દેશમાં હોહા થઇ રહ્યા. કાસ્યપ શિષ્ય થવાથી બુદ્ધના બીજા શિષ્યોમાં પણ ઘણો ઉત્સાહ વધ્યો.

બુદ્ધ પોતાના નવા શિષ્યો સાથે મગધ રાજ્યની રાજ્યધાની રાજગૃહમાં આવ્યો. ત્યાંનો બિંબસાર રાજા મળવા આવ્યો. લોકોનાં ટોળે ટોળાં પણ તેમને જોવા આવ્યાં. કાશ્યપનો દાખલો લઇ, લોકો નવા ધર્મપર મોહ પામે એવી યુક્તિ બુધ્ધે રચી. બુધ્ધે પોતાના ધર્મનાં વખાણ અને વેદોક્ત ધર્મની નિંદા એ કાસ્યપને મુખેજ કહેવરાવવાનો વિચાર કર્યો. સર્વે લોકો સમક્ષ કશ્યપને ઉભો કરી બુધ્ધે તેને પૂછયું કે;—" તમે શા માટે અગ્નિની ઉપાસના છોડી છે ? " કશ્યપે કહ્યું;—" લોકો રૂપ, રસ,

ગંધ, સ્પર્શ, શબ્દ, અને ઇંદ્રિયોની સેવામાં સુખ સમજે છે, બીજાં કેટલાંક માણસો બહારનો વૈરાગ્ય અને બળિદાનમાં સુખ સમજે છે. આચાર ફળ રહિત હોવાથી મેં વેદોક્ત ધર્મનો ત્યાગ કર્યો છે અને આ નવો ધર્મ ગ્રહણ કર્યો છે. " ઇત્યાદિ બોલી રહ્યા પછી બુદ્ધે ચાર મહા સત્યની વ્યાખ્યા કરી બતાવી ઉપદેશ કર્યો. એ સાંભળી મગધરાજ બિંબસારે પણ તેનો ધર્મ મત ગ્રહણ કર્યો.

બુધ્ધે કાશ્યપ અને બિંબસાર આ બે પ્રસિદ્ધ પુરૂષોને પોતાના ધર્મમાં લીધા. તેનું જોઈ બીજા પતંગીઆ થઇ પડવા લાગ્યા. તેથી બુદ્ધને લોકોની અજ્ઞાનતાનો જેમ લાભ મળતો ગયો, તેમ એ પોતાને ફાવતું કરવાને વધારે ઉમંગી થવા લાગ્યો. શિષ્યો પણ પોતાની નાત વધવાથી વધારે ઉત્સાહી થયા અને લોકોને ઉપદેશ આપી બીજાનો દાખલો બતાવી પોતાના મતમાં લેવા લાગ્યા. બુદ્ધ અને તેના શિષ્યો જે ઉપદેશ આપતા, તે સઘળો સત્ય માની લોકો તેને ગ્રહણ કરવા લાગ્યા, કેમકે એ વખતે **પાંડવ કૌરવની** લડાઇથી ઘણા અગ્રેસર રાજાઓ અને વિદ્વાન આચાર્યોનો નાશ થયો હતો. તેથી દેશમાં અંધાધુમી ચાલી રહી હતી, કોઇ ભાવ પૂછે એવું નહોતું. જે હતા તે નહિ જેવા હતા, કોઇ સામે થયા નહિ. તેથી બુદ્ધને ફાવતું થયું, બુધ્ધે રાજયગૃહ નજીક વેણુ વનમાં વાસ કર્યો. આ વખતે બે બ્રહ્મણ પુત્રને દિક્ષા આપી સંન્યાસી કર્યા. તેમાં ઉપતીશ્ય હતો, તેનું **સારિપુત્ર** અને કાલિતે હતો તેનું **મૌદગલ્યાચન** નામ ધારણ કર્યું. એ બંને બુદ્ધિવાન, તેજસ્વી અને ઉત્સાહી હતા, તેમને **સંઘના** ઉપરી ઠરાવ્યા. તેથી પ્રથમ થએલા શિષ્યો પોતાને અપમાન થયું સમજી ગુરૂ ઉપર ગુસ્સે થયા. સંઘમાં દ્વેષ વધ્યો, ખટપટ થવા લાગી. તેથી બુધ્ધે સર્વેને એકઠા કરી કહ્યું કે—**" પાપથી દુર રહેવું, પુણ્યોપાર્જન કરવું, અને આત્માની શુદ્ધિ કરવી એ ભિક્ષુકોનો ધર્મ છે, તમે શા માટે અદેખાઇથી બળીને ધર્મને વિસારી મુકો છો ! "**

બુદ્ધનો આ ઉપદેશ વૃથા ગયો. અર્ધદગ્ધ નિર્વાણ પામવા ભેગા થયા હતા, તેમને માન મરતબો મેળવવાની અધિક ઇચ્છા ઉત્પન્ન થઇ. તેથી અદેખાઇ વધી અને ગુરૂને પણ અપમાન આપવા લાગ્યા. જેના સંસારી વિકારો સમાઇ ગયા હોય, તેજ ખરા સંન્યાસી અને તેજ ખરા ઉપદેશકો ગણાય. પોતામાં કાંઇ સત્વ ન હોય, તે બીજાને શું આપી શકે ? બુધ્ધે પોતાના સર્વ શિષ્યોને ઘણી રીતે સમજાવી અંતે શાંત તો કર્યા, પણ હવે

નિયમો બાંધવાની જરૂર પડી. જે સભામાં એ નિયમો કરવામાં આવ્યા તેનું નામ "**શ્રાવક સન્નિપાત**" રાખ્યું. અને જે નિયમ બંધાયા તેનું નામ "**પ્રતિ મોક્ષ**" છે.

સારિપુત્ર અને મૌદ્દગલ્યાયન એ બે શિષ્ય થયા પછી ઘણા માસ સુધી કોઇ શિષ્ય થયું નહિ. સાધારણ લોકોમાંથી ધીરે ધીરે ઉત્સાહ ઓછો થવા લાગ્યો હતો. બુદ્ધનો ઉપદેશ વારંવાર સાંભળવાથી, તેનું નવિનપણું જતું રહ્યું હતું, લોકોને નવિનજ પ્રિય હોય છે, એ નહિ મળવાથી લોકો ઉત્સાહહીન થયા. શ્રદ્ધા હતી તે જતી રહી, તેથી સામા થવા લાગ્યા. જેઓ ચાલતો ધર્મ નાશ કરવાને, પ્રાચીન ચાલતી રૂઢી તોડવાને, અને બ્રાહ્મણ ચાંડાળમાં એકતા કરવાનો પ્રયત્ન કરતા હતા, જેઓ ભિક્ષુકોનાં નિર્મળ સુખ બતાવીને ગૃહસ્થાશ્રમીઓને ઘર ત્યાગ કરાવવાને પ્રયત્ન કરતા હતા, જેઓ માબાપના એકના એક પુત્રને સમજાવી સંન્યાસી કરતા હતા; તેની સામા રાજગૃહના લોકો થયા. બુદ્ધ અને તેના શિષ્યોને અનેક પ્રકારે અપમાન આપવા લાગ્યા. એ રીતે લોકોની પ્રીતિ કે અપ્રીતિ છતાં પણ બુદ્ધ નવા ધર્મનો ઉપદેશ આપવાને દેશમાં ફરવા લાગ્યો હતો. બુદ્ધના ઉપદેશની વાત દેશોમાં ફેલાઇ ગઇ હતી. એ ખબર કપિલ વસ્તુમાં થવાથી શુદ્ધોદન પુત્રને મળવા આતુર થયો હતો.

બુદ્ધ પણ હવે પિતાનું દર્શન કરવાને ઇચ્છતો હતો. તેથી એ કપિલ વસ્તુ તરફ જવા નીકળ્યો. માર્ગમાં ઉપાલી નામના રાજાના હજામને બુધ્ધે પોતાની દિક્ષા આપી સંન્યાસી કર્યો અને પછી કપિલવસ્તુ આવ્યો. નગર બહાર વડવન નીચે સંઘના નિયમ પ્રમાણે બુદ્ધ અને સર્વ શિષ્યોએ ઉતારો કર્યો ખબર થતાં રાજા મળવા આવ્યો, પણ બુધ્ધે પિતાને તથા તેના કાકાને નમસ્કાર ન કર્યા. તેથી એ બનેને ઘણો અસંતોષ થયો. લોકો પણ સિદ્ધાર્થ બુદ્ધને સંન્યાસી વેષે જોઇને ઘણાં દીલગીર થયાં. બુદ્ધ બીજે દિવસે હાથમાં ભિક્ષા પાત્ર લઇ નગરમાં ઘેર ઘેર ભિક્ષાં માગવા નીકળ્યો, તેને જોવાને લોકોનાં ટોળે ટોળાં મળ્યાં, રાજપુત્રને ભિખારીને વેષે ભિક્ષા માગતો જોઇ નગરવાસીઓ રૂદન કરવા લાગ્યાં.

ગોપા જે બુદ્ધની પ્રાણપ્રિયા સ્રી હતી, તેને ખબર થતા તે ગોખપર ચઢી જોવા આવી, તો પ્રાણાધિક પતિને શરીરે, પગે, મસ્તકે ઉઘાડો અને એક વસ્ત્ર પહેરી ભિક્ષા માગતો જોઇ મહા વિલાપ કરતી ધરતીપર મૂર્છા ખાઇ પડી ગઇ. શુધ્ધોદન પણ પોતાના પુત્રને આવે વેષે માટીનું પાત્ર હાથમાં લઇ ભિખ માગતો જોઇ રૂદન કરવા લાગ્યો. રાજકુટુંબમાં

શોક ફેલાઇ ગયો. એટલામાં બુદ્ધ રાજમાર્ગ નજીક આવી ઉભો. શુધ્ધોદને કહ્યું કે;—“ પુત્ર ! તું રાજકુમાર થઇને ભિક્ષા ન માગ ! ” ઇત્યાદિ વચનો કહ્યાં. એટલે બુધ્ધે કહ્યું કે;—“ આપ અને આપનું કુટુંબજ રાજવંશ છો, હું પુરાતન બુદ્ધ ગણુના વંશથી અવતર્યો છું, તેઓ ભિક્ષા માગીને ગુજરાન કરતા હતા, પરંતુ પિતાજી ! જો કોઇ પુત્ર અમૂલ્ય ગુપ્ત ધન મેળવે, તો તે અમૂલ્ય રત્ન પિતાનેજ ભેટ આપવું એ કર્ત્તવ્ય છે.” એ પછી સર્વ સમક્ષ રાજમાર્ગમાં ઉભો રહી બોલ્યો કે;—“ પિતાજી ! જાગૃત થાઓ, વખત લગાડો નહિ, પવિત્ર જીવન મેળવવાને યત્ન કરો. જે માણસ ધર્મ પાલન કરે છે, તે આ લોક અને પરલોકમાં નિર્મળ સુખ ભોગવે છે. હવે તમે પાપને અનુસરશો નહિ, જે સન્માર્ગે ચાલે છે, તેને બંને લોકમાં પરમ શાંતિ મળે છે.” આ સાંભળી રાજા કાંઇ ન બોલ્યો, પ્રથમ બુદ્ધને ભિક્ષા પાત્ર લઇ, રાજમંદિરમાં લઇ ગયો. ત્યાં રાજકુટુંબ એકઠું થયું, સૌએ તેને ઘણું સમજાવ્યો.

બુદ્ધ પોતાની પ્રિય પત્નિને જોવા લાગ્યો, પણ તેને દીઠી નહિ; ત્યારે પોતેજ તે પાસે ગયો. ગોપા મહા વિલાપ કરતી તેના ચરણમાં પડી, તે કેમે કરી ઉઠેજ નહિ. શુદ્ધોદને કહ્યું કે;—“તું જયારનો ગયો છું, ત્યારની આ તારી સાધ્વી સ્ત્રી એક સફેદ વસ્ત્ર પહેરી બ્રહ્મચર્યવ્રત પાળે છે અને મહા કષ્ટ વેઠે છે, તેનું શરીર તેથી ગળી ગયું છે” ઇત્યાદિ વાત કહી બતાવી. પછી બુદ્ધે પોતાની પ્રાણપ્રિયાને અનંત સુખથી સુખી કરવાને ઉપદેશ આપી શાંત કરી. ગોપા અને રાજ કુટુંબ તેમના નવા ધર્મપર ભાવ બતાવવા લાગ્યાં. ગૌતમી પુત્ર નંદને સંન્યાસી કર્યો તથા પોતાનો પુત્ર રાહુલ જે સાત વર્ષનો હતો. તેનો પણ રાજયશાહી પોષાક ઉતારી પીળું વસ્ત્ર પહેરાવી આદિ ક્રિયાથી દિક્ષા આપી, સંઘમાં મેળવી લીધો. આ જોઇ આખા નગરમાં હાહાકાર થવા લાગ્યો. શુદ્ધોદન પોતાનો વંશવેલો નાશ પામતાં શોક સાગરમાં ડુબી રૂદન કરતાં બેશુદ્ધ થઇ પડયો. શુદ્ધિમાં આવતાં બુદ્ધને જઇ કહ્યું કે;—“ હવે મારૂં તો જે થવાનું હતું તે થયું, પણ હવે કોઇ પણ માતા પિતાની રજા વગર કોઇ પણ છોકરાને સંઘમાં દાખલ કરીશ નહિ.” બુધ્ધે પિતાની આજ્ઞા માની સંઘમાં તેનો એક નિયમ દાખલ કર્યો. શાકયવંશીઓના મનમાં નવા ધર્મનું સત્ય ઠસાવી, ફરી મગધ રાજયધાની રાજયગૃહમાં આવ્યો.

બુદ્ધે કૌશલ રાજ્યની રાજધાની શ્રાવસ્તિના રહીશ એક ધનાઢય સુદત્ત નામના વણિકને બૌદ્ધ ધર્મ ગ્રહણ કરાવ્યો. તે ગૃહસ્થ પોતાના

પૈસાથી બુદ્ધ માટે શ્રાવસ્તિમાંના જેતવનમાં ઘણા પૈસા ખર્ચ કરી વિહાર બંધાવી આપ્યું. એક વખતે બુદ્ધ ચોમાસું ગાળવા શ્રાવસ્તિ જતો હતો, ત્યાં બધા શિષ્યો અગાઉથી જઇ પોતપોતાની જગ્યા કરી બેઠા. બુદ્ધ અને બીજા અગ્રેસરો આવ્યા. તેમને ઉતરવાને જગ્યો પણ મળી નહિ. તેથી બુદ્ધે આજુ બાજુ ફરીને તથા વૃક્ષ નીચે બેસીને રાત કાઢી. એવી રીતે બુદ્ધનું માન ભંગ કર્યું. શિષ્યોએ પ્રથમજ બુદ્ધના ઉતારાની સોઇ કરવી જોઇએ, તે કોઇએ કરી નહિ. એ જોઇ બુદ્ધે સવાર થતાં વિચાર કર્યો કે, " મારી હયાતીમાંજ સંન્યાસીઓ પરસ્પર શ્રધા રાખતા નથી, તો મારા મૃત્યુ પછી શું થશે " પછી સર્વને બોલાવ્યા. જે દોષીત હતા તેને તિરસ્કાર કરી કહ્યું કે;—" મારા ધર્મમાં ઉમરે જેઓ મોટા છે, તેઓ સર્વ કરતાં મોટા છે અને તેઓજ સર્વ કરતાં વધારે સન્માનને યોગ્ય છે." આ શ્રાવસ્તિના જેતવનના વિહારમાં બુદ્ધે ત્રિપટકના મૂળ સૂત્રની વ્યાખ્યા કરી અને રાહુલને વીશ વર્ષની ઉમર થતાં ભિક્ષુક પદમાં લીધો, ત્યારથી રાહુલ સુત્ર વ્યાખ્યાત થયું. અહીં અનુકુળ પ્રસંગ જાણી બુદ્ધે ધર્મનો ગુઢ મર્મ શિષ્યો પાસે પ્રકાશ કર્યો હતો.

આ વખતે પિતા શુદ્ધોદન મરણ તુલ્ય માંદગીમાં છે, એ સાંભળી બુદ્ધ કપિલવસ્તુ આવી, શિષ્યો સાથે પિતાની પથારીને વીંટી બેઠા. શુધ્ધોદન શુદ્ધિમાં આવતાં બુદ્ધને જોઇ જરા આનંદ થયો. આ વખતે તેને બોલવાની શક્તિ નહોતી, બીજે દિવસે એ ૯૫ વર્ષની ઉમરે મરણ પામ્યો. કપિલવસ્તુ નગરી શોક સાગરમાં ડુબી ગઇ, બુધ્ધે પિતાના દેહને સ્મશાનમાં લઇ જઇ અગ્નિ સંસ્કાર કર્યો. સર્વ રૂદન કરતાં હતાં, તેમને બુધ્ધે બોધ કરી શાંત કર્યાં. રાજકુમારો એક પછી એક સન્યાસી થયા હત. તેથી શુદ્ધોદનના મરણ પછી શાકયકુળ નાશ પામ્યું. રાજ કુટુંબની સ્ત્રીઓ છતે ધણીએ વિધવા થઇ હતી, તે બહુ દુઃખદાયક સ્થિતિમાં આવી પડી હતી, તે સર્વેએ બુદ્ધ પાસે આવી સંન્યાસિનીઓ થવાની માગણી કરી. આ પરથી બુદ્ધ વિચારમાં પડયો, કેમકે હજુ સુધી કોઇ પણ સ્ત્રીઓને સંન્યાસિનીની દિક્ષા આપવાનો ધારો નહોતો. તેથી ઘણો વિચાર કરી છેવટ આનંદ શિષ્યની સલાહથી એ સર્વને દિક્ષા આપી સંન્યાસિની કરી અને ગોપાને એ સર્વની પ્રમુખ બનાવી. સ્ત્રીપુરૂષોને એક સરખો અધિકાર આપ્યો. તેના કેટલાક નિયમો બાંધ્યા.

બુદ્ધ પુનર્જન્મને માનતો હતો અને પુનર્જન્મમાં કોણે શું શું કર્યું, તેનાં દૃષ્ટાંત આપી ઉપદેશ કરતો હતો. બુદ્ધના નવમે વર્ષે સંઘમાં મોટો

કુસંપ પેઠો. તેથી ઘણો વિવાદ ચાલ્યો. **મુદ્દગાલિ** બુદ્ધની સરલતા ઉપર વિશ્વાસ રાખતો નહોતો. ઇત્યાદિ કારણથી બુદ્ધે સંઘમાં પ્રેમ અને શાન્તિ વધારવા ઘણા ઉપાય કર્યા, પણ સર્વ વૃથા ગયા. તેથી બુદ્ધ દુ;ખિત થયો. તેથી સર્વથી જુદા પડી એકલાજ ફરવાનો નિશ્ચય કર્યો હતો, પણ શિષ્યો ત્યાં આવ્યા. બુદ્ધ શિષ્યોના સ્નેહમાં લુબ્ધ હતો. તેથી તેમના કહેવા પ્રમાણે કર્યું.

બુદ્ધ ૨૯ વર્ષની ઉમરે સંન્યાસી થયો હતો. તેને આજે કેટલાક વર્ષ થઈ ગયાં હતાં. આ વખતે તેની ઉમર ઘણી થઇ હતી. તોપણ ઉમંગમાં તેવોને તેવોજ હતો. તે દક્ષિણમાં ઉપદેશ કરી બનારસ અને વૈશાલી થઇ **શ્રાવસ્તિ**માં આવ્યો. ત્યાં પુત્રની પાસે **મહારાહુલ સૂત્રની** વ્યાખ્યા કરી.

**રાહુલને ઉપદેશ;**—"રાહુલ ! તું વિશ્વાસ બળથી ગૃહ ત્યાગીને આવ્યો છે. ને પંચેંદ્રિયના વિષય, જે જોવામાં સુંદર છે અને મનને પ્રીતિ દાયક છે, તેનો ત્યાગ કરીને તું દુઃખનો છેડો લાવ. સાધુ બંધુઓની સાથે સર્વદા રહેજે, જુદા બિછાનામાં સૂજે, અને જુદા આસન-પર બેસજે, અશાંતિ ઉત્પન્ન ન થાય તેની તજવીજ રાખજે, ખાવા પીવામાં સર્વદા મિતાહાર રહેજે, પીળાં વસ્ત્ર, ખાવાનું, રોગીઓનો ખોરાક, બિછાનું અને આસન માટે વાસના મનમાં રાખીશ નહિ, ફરીથી સંસારમાં પ્રવેશ કરીશ નહિ. સાવચેતિથી સન્યાસ નિયમનું પાલન કરજે અને પંચેંદ્રિયને વશ કરજે. સર્વદા શ્રમશીલ રહેજે, જીવનની અસારતા સમજીને ઇંદ્રિય સુખનાં સર્વ કારણને દૂર કરજે, મનને સ્થિર અને શાંત કરીને ચિંતાશીલ રહેજે." ઇત્યાદિ વૈરાગ્યનો બોધ કર્યો હતો. પછી કપિલવસ્તુમાં ચોમાસું ગાળવાને જઇ, તેના કાકા **અમૃતોદનનો** પુત્ર **મહાનામ** ગાદીપર હતો, તેને ઉપદેશ કરી સન્યાસી કર્યો. તેથી શાકયવંશનો છેડો આવ્યો.

**બુદ્ધને પૂછેલા પ્રશ્નો;**—બુદ્ધ અલાબી નામે એક સ્થલમાં આવી રહેતા, એક માણસે કહ્યું કે; તું મારા પ્રશ્નોના જવાબ આપ, નહિ તો તને મારી નાખીશ. એમ કહી **પ્રશ્નો પૂછયા કે;**—" આ પૃથ્વીમાં મનુષ્યનું સર્વથી શ્રેષ્ઠ ધન શું છે ? શું કર્યાથી મનુષ્યને સુખ મળે છે ? સર્વ કરતાં સ્વાદવાળી વસ્તુ કયી ? કયા મનુષ્યનું જીવન શ્રેષ્ઠ છે ? કેવી રીતે જન્મ કલેશને દૂર કરૂં ? કેવી રીતે જીવન સમુદ્ર પાર થાઉં ? કેવી રીતે દુઃખથી અતિત થાઉં ? કેવા, ઉપાયથી પવિત્ર અને શુદ્ધ થાઉં ? કેવી રીતે જ્ઞાન, ધન, યશ, અને બંધુ મળે ? શું કર્યાથી પરકાલમાં દુઃખના હાથથી છુટાય ? "

**બુદ્ધનો ઉત્તર;**—આ સાંભળી બુદ્ધે ઉત્તર આપ્યો કે;—"વિશ્વાસજ મનુષ્યનું સર્વથી શ્રેષ્ઠ ધન છે. ઉત્તમ રીતે ધર્મ પાળવાથીજ સુખ ઉત્પન્ન થાય

છે, સત્યજ સર્વ વસ્તુના કરતાં પ્રીતિ કરે છે. ખરા જ્ઞાની મનુષ્યનું જીવનજ સર્વ કરતાં શ્રેષ્ઠ જીવન છે. વિશ્વાસ બળથીજ જન્મના કલેશ નાશ પામે છે. યત્ન કર્યાથી દુઃખ દૂર કરી શકાય છે, પરમ જ્ઞાન મેળવ્યાથી પ્રાણુ પવિત્રતા મેળવે છે, જે શ્રદ્ધા ભક્તિથી ધર્મપર વિશ્વાસ રાખે છે અને ધર્મની વાત સાંભળે છે, તે પરમ જ્ઞાન મેળવે છે. જે કર્તવ્ય કાર્ય કરે છે, અને જે પરિશ્રમી છે તે ધન મેળવે છે, સત્યને અનુસરી ચાલ્યાથી યશ લાભ થાય છે. પ્રેમથી બંધુ મળે છે, જે ગૃહસ્થ સત્ય, આત્મ સંયમ, દૃઢતા, ઉપકાર અને ક્ષમા મેળવે છે તે પરકાળે કંઈ પણ દુ;ખ ભોગવતો નથી." એ રીતે એ માણુસ બુદ્ધનો ઉપદેશ સાંભળી ખુશી થયો અને દિક્ષા લઇ સંન્યાસી થયો તથા ઉપદેશ આપતો ફરવા લાગ્યો હતો.

બુદ્ધ રાજગૃહમાં આવ્યો. ત્યાંના રાજા બિંબસારના પુત્ર **અજાતશત્રુએ** તેને એક **વાસભવન** બનાવી આપ્યું. ત્યાં દેવદત્તે બુદ્ધ ને કહ્યું કે;—" મને એક જુદો ભિક્ષુકદળ સ્થાપી આપો અને તેને પાળવાના કઠણુ નિયમો બાંધો." બુધ્ધે એમ કરવાની ના પાડી. તેથી દેવદત્તે તેનાથી જુદો પડી સ્વતંત્ર સંન્યાસાશ્રમ સ્થાપવાનો વિચાર કર્યો. આ વખતે બુદ્ધની ઉમર ૭૨ વર્ષની થઇ હતી. બિંબસારને તેના પુત્ર અજાત શત્રુએ દેવદત્તના કહેવાથી મારી નાંખ્યો; કેમકે એ બુદ્ધનો પરમ ભક્ત હતો અને તેની મદદથી બુદ્ધને કોઇ અડચણ કરી શકતુ નહોતુ. હવે બુદ્ધને તેની પૂરી મદદ ગઈ, રાજગૃહમાં અંધેર ચાલવા માંડયું. સંઘમાં મુખ્ય થવાની દેવદત્તની ઇચ્છા હતી, તેથી તેણે બુદ્ધને મારી નાંખવાનો ત્રણવાર ઉપાય કર્યો હતો, પણ તેમાં તે ફાવ્યો નહોતો. પછી દેવદત્તે સંઘને પાળવાના કેટલાક કઠણુ નિયમો બુદ્ધ પાસે જઇને જાહેર કર્યા અને કહ્યું કે, એ પળાવો, પણ બુધ્ધે કહ્યું;-જેની ખુશી હોય તે પાળે. સર્વને માટે એક જાતના અઘરા નિયમ બાંધવાથી નિર્વાણુ ઇચ્છનારાને બંધનકારક થાય. નિર્વાણુ માર્ગ બનાવવો એજ મારો હેતુ છે. પછી દેવદત્તે અજાતશત્રુની મદદથી એક જુદો આશ્રમ બાંધ્યો, પણ તે થોડો કાળ જીવી મરણુ પામ્યો. બુદ્ધની હયાતી છતાંજ અજાતશત્રુએ રાજ્ય લોભથી ગૌત્તમ—બુદ્ધના મરણુ અગાઉ એક વર્ષે બુદ્ધનું સર્વથી મોટું વિહારક્ષેત્ર શ્રાવસ્તિ જીતી લીધું અને પછી બુદ્ધના પિતાની રાજ્યધાની કપિલવસ્તુનો નાશ કર્યો.

બુદ્ધ પોતાની ૭૯ વર્ષની ઉમરે રાજગૃહ આવી શરદ ઋતુમાં ગૃધ્રકુટ પર્વતની ગુફામાં રહ્યો. આ વખતે તેણે **આનંદ** શિષ્યને કહી સર્વ સ્થળેથી શિષ્યોને એકઠા કરી, સમાજના ભલાના ઉપાય માટે વ્યાખ્યાન કર્યું હતું. પછી **નાલન્દામાં** બૌદ્ધ ધર્મ શિખવાતું મોટું વિદ્યાલય હતું.

ત્યાંના પાવારિક નામના ચ્યુત વનમાં બુદ્ધ આવ્યો; ત્યાં સારિપુત્ર મળ્યો. પછી આનંદને કહી મહાવનના કુટાગાર વિહારમાં ભિક્ષુક મંડળને એકઠું કરી, ધર્મનો ફેલાવો શી રીતે કરવો અને નિર્વાણ કેવી રીતે વર્તવાથી મળશે એનો ઉપદેશ આપ્યો હતો. પછી બુધ્ધે સર્વ સમાજ સમક્ષ કાશ્યપને પોતાના મરણ પછી અધ્યક્ષ તરીકે ઉપદેશ આપવાનું કહી પોતાના વસ્ત્ર કાસ્યપને આપ્યાં અને કાસ્યપનાં પોતે લીધાં; એ રીતે બુદ્ધના મરણ પછી કાશ્યપ બુદ્ધ તરીકે ઉપદેશ આપવાને ઠર્યો.

બુદ્ધ ત્યાંથી પાવા ગામમાં આવ્યો. ત્યાં ચંડ નામે કંસારે ભોજનનું સર્વને આમંત્રણ કર્યું હતું. કંસારે ભોજનમાં બીજા પદાર્થોની સાથે સૂવરનું સુકું માંસ ખાવા તૈયાર કરી રાખ્યું હતું. બુદ્ધનો નિયમ હતો કે, જે આપે તેજ ખાવું, પરંતુ સંન્યાસી જાણીને તેને કોઇ માંસ આપતું નહિ. આ વખતે ચંડને માઠું લાગે એવા હેતુથી બુધ્ધે તેને કહ્યું કે;–" તું માંસ મને આપજે, પણ મારા સિવાય કોઇને આપીશ નહિ. " બુધ્ધે કદી માંસાહાર કર્યો નહોતો. આ વખતે માંસ ખાવાથી બદહજમી થઇ. તેથી શરીર બગડયું, ચાલવાની શક્તિ રહી નહિ; તોપણ કુશી નગરના મલ્લ રાજાઓના શીલવનમાં ગયો, ત્યાં આનંદ શિષ્ય જે તેનો અતિ પ્રિય શિષ્ય હતો. તેને કહ્યું કે:—

**સ્ત્રીયો પ્રત્યે હિનભાવ**—" સ્ત્રીઓની તરફ મોં ફેરવીને જોશો નહિ, જો કદી નજરે પડે તો તેઓની સામે વાત કરશો નહિ, જો તેઓ વાત કહે તો સચૈતન્યથી તેઓની વાતનો જવાબ આપજો ઈત્યાદિ." આ જોતાં બુદ્ધનો સ્ત્રીઓ પ્રત્યે હિનભાવ ઓછો નહોતો. એવું આ બોધથી જણાય છે.

**બુદ્ધનિર્વાણ**—બુધ્ધે પોતાના મૃત દેહની વ્યવસ્થા કરવા માટે અહીં કેટલીક સૂચના કરી હતી. છેવટ કહ્યું હતું કે;–ભિક્ષુક ગણ ! માનવદેહ અને શક્તિ ક્ષણભંગુર છે. આ વાકય પ્રાણમાં દઢ રૂપે અંકિત કરીને કલ્યાણને માટે યત્નશીલ થાઓ. " આટલી વાત કહી તરત તેની જીભ બંધ થઈ ગઇ, ચેતના જતી રહી અને નાશવંત દેહનો ત્યાગ કરી ૮૦ વર્ષની ઉમરે તેનો અમરઆત્મા નિર્વાણ પામ્યો. આ જોઇ ભિક્ષુકો મહા રૂદન કરવા લાગ્યા. મૃત્યુ પછી સાતમે દિવસે તેના દેહને કપડામાં લપેટીને ઉપર સાફ કરેલું ધોળું રૂ વીંટાળ્યું. પછી તે શબને તેલમાં બોળી સુગંધી કાષ્ટની ચિતામાં બાળી ભસ્મ કર્યું. એની રાખ સુગંધી પુષ્પમાં રાખીને શિષ્યો નાચતા કુદતા લઇ ગયા. પછી એ રાખ, અને હાડકાં શિષ્યોએ જુદે જુદે સ્થળે લઈ જઇ ડાટયાં. તેના પર ચૈત્ય બનાવ્યાં. એ ચૈત્યને તેઓ ભક્તિ ભાવથી પૂજવા અને માનવા લાગ્યા.

**બુદ્ધયતિઓ**—બૌદ્ધ ધર્મના યતિઓ **ભિક્ષુક, સૌગત, શાક્ય, શુદ્ધોદત, ગત અને શૂન્યવાદી** એવા નામથી ઓળખાય છે. એવા યતિઓ માથું મુંડાવે છે. હાથમાં કમંડળુ ધારણ કરે છે, પીળા રંગેલાં લૂગડાં પગની ઘુંટી સુધી પહેરે છે, હાથમાં કે બગલમાં ચમરની એક સાવરણી રાખે છે. શૌચ ક્રિયા કરે છે. ભિક્ષા માગતાં પાત્રમાં માંસાદિ જે આવે તે સર્વ શુદ્ધ માની ભક્ષણ કરે છે. જીવ દયા માટે ચાલતાં પણ સાવરણીવડે વાળતા જાય છે. બ્રહ્મચર્યાદિક સ્વધર્મ ક્રિયામાં દ્રઢ રહે છે. **ધર્મ, બુદ્ધ,** અને **સંઘ** એ ત્રણને રત્ન કહે છે. તેઓ પોતાના ધર્મમાં આવી પડેલાં વિઘ્નો નાશ કરનારી **તારાદેવી**ને માને છે. બુદ્ધનેજ દેવ કરી માને છે, દેવાલયો ગોળાકાર બાંધે છે, તેમાં બુદ્ધની મૂર્ત્તિ પધરાવીને પૂજે છે. તેમના યતિઓના રહેવાના ઘરને વિહાર કહે છે. એ ધર્મના ગૃહસ્થો યતિઓને વંદના કરે છે. બુદ્ધનાં **સર્વજ્ઞ, સુગત** અને **ગત** એવાં નામ છે. તેઓ **પ્રત્યક્ષ** અને **અનુમાન** એ બે પ્રમાણને માને છે.

**બૌદ્ધ ધર્મનાં તત્ત્વ**—બુધ્ધે પોતાના શાસ્ત્રમાં ચાર તત્ત્વ નિર્માણ કર્યાં છે. **દુઃખ, સમુદય, માર્ગ** અને **નિરોધ** એ ચાર છે. **(૧) દુઃખ તત્વના**-વિજ્ઞાન, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને રૂપ એ પાંચ સ્કંધ ઠરાવ્યા છે. રૂપ, રસાદિ વિજ્ઞાનને વિજ્ઞાન સ્કંધ કહે છે. પૂર્વ કર્મના ફળથી સુખ દુઃખનો જે અનુભવ થાય છે તેને વેદના કહે છે. નામ, જાતિ આદિને સંજ્ઞા કહે છે, પાપ થકી થયેલા પરિણામને સંસ્કાર કહે છે. પરમાણુઓના સમૂહ થઇને જે દ્રષ્ટિગોચર થાય છે તેને રૂપ કહે છે. આ પાંચે સ્કંધ ક્ષણિક છે. **(૨) સમુદય તત્ત્વ**—એ દુઃખ તત્વનું કારણ છે. જેથી રાગ દ્વેષ, મોહાદિકનો સમૂહ ઉદય પામે છે. આ **"હું"** અને આ **"મારૂં"** એ સંબંધથી પ્રાણીઓમાં પ્રીતિ ઉદય થાય છે અને આ **"પર"** અને આ **"પારકું"** એ સંબંધથી દ્વેષ ઉદય થાય છે. એ રીતે તૃષ્ણાથી પ્રાણીઓમાં રાગદ્વેષાદિકનો સમૂહ જેથી ઉત્પન્ન થાય છે તેને સમુદય તત્ત્વ કહે છે. દુઃખ તત્વ અને સમુદય તત્વથી સંસારમાં પ્રવૃત્તિ થાય છે, તેના વિરોધી **(વૈરાગ્ય હેતુક)** માર્ગ તેને નિરોધ તત્ત્વ કહે છે. **(૩)-માર્ગતત્ત્વ-અહીંના** સર્વ પદાર્થ ક્ષણિક છે, કોઇ આત્મીય નથી. એવી જે વાસના જેને માર્ગતત્વ કહે છે. ઘણા થોડા સમયનું ક્ષણ નામ છે. ક્ષણમાં થઇને નાશ પામે તેને ક્ષણિક કહેછે. સર્વ પદાર્થ ક્ષણિક કહ્યા છે. તેમાં આત્મા પણ આવી ગયો.

બૌદ્ધ મતમાં આત્માને ક્ષણિક અને પુદ્‌ગલ માને છે. જે વસ્તુ તરફથી પોષણ પામે અને બીજી તરફથી ગળે તેને પુદ્‌ગલ કહે છે. વેદમતઃ

વાળા તથા જૈન મતવાળા આત્માને ક્ષણિક અને પુદ્ગલ માનતા નથી, પણ આત્માને નિત્ય કહે છે. જે વસ્તુ ઉપજે નહિ, વિણશે નહિ અને એમાંથી કાંઇ ખરે નહિ તેને નિત્ય કહેછે.

બાદ્ધ મતવાળા કહે છે કે, દીવાની જ્યોતિની પેઠે સર્વે પદાર્થ એક તરફથી જોડાય છે અને બીજી તરફથી વિણશે છે. જે ક્ષણમાં પરમાણુઓનો સમૂહ મળેલો રહે છે, તે ક્ષણમાં પદાર્થ દેખવામાં આવે છે. વિણસ્યા પછી દેખાતા નથી. આ માર્ગતત્વ આગલા નિરોધ તત્વનું કારણ છે; કેમકે સર્વે ક્ષણિક છે. એવું જ્ઞાન થતાં વૈરાગ્ય ઉપજીને ચિત્તનો નિરોધ થઇ શકે છે. (૪) **નિરોધતત્વ**—સર્વે પદાર્થ ક્ષણિક છે, એવી વાસનાને રૂંધવી એને નિરોધ કહે છે નિરોધનું નામજ મોક્ષ છે.

**બુદ્ધમતના ભેદ**—બૌદ્ધમતના ચાર ભેદ છે-વૈભાષક, સૌત્રાંતિક, યોગાચાર અને માધ્યમિક એ ચાર છે. (૧) **વૈભાષિક મતમાં**—ચતુઃક્ષણિક વસ્તુ છે. એટલે વસ્તુઓ ચાર ક્ષણમાં ઉપજીને વણશે છે. જાત, સ્થિતિ, જરા અને વિનાશ એ ચાર ક્ષણ છે. પૂર્વ ક્ષણમાં જાતિ જણે છે એટલે ઉપજાવે છે. બીજા ક્ષણમાં સ્થિતિ આપે છે એટલે રાખે છે. ત્રીજા ક્ષણમાં જરા જર્જર કરી નાંખે છે એટલે પરમાણુને પૃથક પાડે છે. ચોથા ક્ષણમાં વિનાશ-વિણસાડે છે એટલે અદ્રશ્ય કરી નાંખે છે. સર્વે પદાર્થના જેવીજ આત્માની પણ દશા થાય છે. માટે એને પુદ્ગળ કહે છે, (૨) **સૌત્રાંતિકના મતમાં**—વિજ્ઞાનાદિક પાંચ સ્કંધજ છે, આત્મા નથી. એ પાંચ સ્કંધજ પરલોકમાં જાય છે. સર્વે પદાર્થ ક્ષણિક છે. ચાલતો પ્રવાહ ઉચ્છિન્ન થાય તેને મોક્ષ કહે છે. (૩) **યોગાચારના મતમાં**—આ વિશ્વ વિજ્ઞાનરૂપ છે, તેથી બાહ્ય કાંઇ નથી. કાળું ધોળું એ જે વિભાગ દેખાય છે, તે વાસનાથી દેખાય છે. સર્વે વાસનાઓનું આધાર ભૂત ધર વિજ્ઞાન છે. વિશુદ્ધ વિજ્ઞાન થાય એજ મોક્ષ છે. (૪) **માધ્યમિક મતમાં**—એ મતમાં આ સર્વ જગત શૂન્ય છે, એટલે કાંઇ વસ્તુ નથી, પ્રમાણ, પ્રમેયનોજ વિભાગ છે, તે સ્વપ્ન જેવો છે. સર્વ શૂન્ય છે. એવી દૃષ્ટિએ જોવું, એવીજ ભાવના કરવી એ મોક્ષ છે.

બુદ્ધ પછી તેના ધર્મમાં **કાશ્યપ, વિપશ્યી, શીખા, વિશ્વભુ, કુકુછંદ, કાંચન, શાક્યસિંહ**, એ સાત બૌદ્ધ થયા છે. એ ધર્મ આ દેશમાં ઘણાં વર્ષ ચાલ્યો હતો. સિદ્ધાર્થ-બુદ્ધને થયાને આજે આશરે ૨૪૦૦ વર્ષ થવા આવ્યાં છે. એ ધર્મ આ દેશમાં નાશ પામી, હાલ ચીન, જાપાન, ટિબેટ બ્રહ્મદેસ તાતાર, સિંહલદ્વીપ વગેરે દેશોમાં ચાલે છે. તે ધર્મને માનનારા આશરે ૩૫ પાંત્રીશ કરોડ લોકો પૃથ્વીમાં વસે છે, એવું કહેવામાં આવે છે. પણ કાળે કરીને એ ધર્મપર એ દેસના લોકોની પ્રીતિ ઓછી થવા લાગી છે, એવું હાલ કેટલીક રીતે જણાઇ આવ્યું છે.

# પ્રકરણ ૮ મું.

## બૌદ્ધમત ઉત્થાપી વેદના કર્મકાંડ સ્થાપક.

### કુમારિલ ભટ્ટાચાર્ય.



બૌદ્ધ ધર્મ ઉત્થાપીને વેદના કર્મકાંડની સ્થાપના કરનાર મહાત્મા કુમારિલ ભટ્ટાચાર્યનો જન્મ આજથી શુમારે ૧૧૦૦ વર્ષ ઉપર બહાર પ્રાંતમાં મહાનંદી કિનારે જયમંગળ નામે ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ યજ્ઞેશ્વર ભટ્ટ હતું. તેઓ જ્ઞાતે તૈત્તિરીય શાખાના યજુર્વેદી તૈલંગણ બ્રાહ્મણ હતા. તેઓ મહા વિદ્વાન અને પવિત્ર હતા. તેમણે પોતાના પુત્રનું નામ કુમારિલ ભટ્ટ પાડયું હતું. કુમારિલ ભટ્ટની માતાનું નામ ચંદ્રગુણા હતું. તે મહા પતિવ્રતા સ્ત્રી હતી કુમારિલ ભટ્ટ મહા તેજસ્વી અને તીવ્ર બુદ્ધિના હતા. તેમણે ટુંક મુદતમાં ગુરૂની પાસે રહીને વેદ, વેદાંગાદિ ગ્રંથોનો અવિચ્છિન્ન અભ્યાસ કર્યો હતો. કુમારિલભટ્ટને ભટ્ટપાદ પણ કહે છે.

ભટ્ટપાદની સર્વોત્તમ વિદ્વતા જોઇને ભારત વર્ષના ઘણા ભાગમાંથી વિદ્યાર્થીઓ તેમની પાસે અધ્યયન કરવા સારૂ આવતા હતા. તેઓમાં વિશ્વરૂપ, પ્રભાકર, મુરારિમિશ્ર, અને પાર્થ સારથિમિશ્ર, એ ચાર મુખ્ય શિષ્યો હતા; તેઓ સારા ગ્રંથકાર થઇ ગયા છે. તે સમયે ભરતખંડમાં બૌદ્ધ ધર્મ ઘણો પ્રસાર પામ્યો હતો. બૌદ્ધ ધર્મિઓ પોતાના ધર્મની સ્તુતિ, અને વેદ ધર્મની નિંદા કરતા હતા. એ લોકોના મત પ્રભાવથી પ્રજામાં કુબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી. તેમ યજ્ઞાદિક કર્મ બંધ પડયાં હતાં. એ રીતે વેદ ધર્મને ભારે હાનિ પહોંચી હતી. આ સર્વ મામલો જોઇને વેદ ધર્મના ઉદ્ધારક ભટ્ટપાદના શરીરમાં ક્રોધાગ્નિ પ્રગટ થયો, નસોમાં લોહી ઉકળી આવ્યું, હૃદય દગ્ધ થયું, અને છેવટે સ્વધર્મનૂં રક્ષણ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. *તેમણે બૌદ્ધમત ખંડનના ગ્રંથો રચવા ધાર્યા, પણ પ્રથમ તેમનો

*એવું કહેવાય છેકે, સદાશિવે કાર્તિક સ્વામીને આજ્ઞા કરી કે;— "જગતના ઉદ્ધારને સારૂ વિષ્ણુ અને શેષ એ બંને જણે મારી આજ્ઞાથી સંકર્ષણ અને પતંજલિ નામથી ઉપાસના અને યોગકાંડના ગ્રંથો કર્યા છે.

શો મત છે અને વેદ ધર્મ ઉત્થાપવાને તેઓ કેવા કેવા કુતર્કો કરે છે એ જાણવાનો વિચાર કર્યો. એ મતના આચાર્ય **આનીકેતન** પાસે વિદ્યાર્થી થઇને તેમનો મત સમજી લીધો. પછી **ચંપાનગરીમાં** આવ્યા, ત્યાં બૌદ્ધાચાર્ય પોતાના શિષ્યોને વેદ ધર્મ ઉત્થાપવાના તર્ક ગ્રંથ શિખવતો હતો. એ શિષ્યોના ટોળામાં **ભટ્ટપાદ** પણ જઇને તેના કુતર્કો સાંભળતા હતા અને ત્યાંના રાજાના બાગ પાસે એક ધર્મશાળા હતી તેમાં રહેતા હતા. એક વખતે એ બાગમાં માળી તુળશીપત્ર ચુંટતો હતો, એ ભટ્ટપાદના જોવામાં આવ્યો. માળી ભટ્ટપાદને જોઇ ઘણું બીનો કે આ કોઇ બૌદ્ધ છે. તે જો રાજાને જઇને કહેશે, તો મારૂં સર્વસ્વ લૂટી લેશે. ત્યાંનો રાજા **સુધન્વા** બૌદ્ધ મતનો હતો, બૌદ્ધ ધર્મમાં તુલશી ચુંટવાનો દોષ છે. માળી અનેક સંકલ્પ વિકલ્પ કરતો ભટ્ટપાદ પાસે આવી આજીજી કરવા લાગ્યો કે, તમે રાજાને તુળશીપત્ર ચૂંટવાની વાત કરશો નહિ.

આ સાંભળી ભટ્ટપાદે કહ્યું કે; હું એ વાત રાજાને નહિ કહું, પણ તું તુળશી કોના સારૂ ચૂટે છે ! એ મને જણાવ. એ માળીએ રાજાની રાણીનું નામ આપ્યું. રાણી વેદધર્મિ હતી, તે નિત્ય વિષ્ણુ પૂજા કરવા તુળશી મંગાવતી હતી. પછી ભટ્ટપાદે એ માળી સાથે રાણીને પત્રમાં લખી જણાવ્યું કે;—હું ભટ્ટાચાર્ય તારા નગરની ચર્ચા જોવાને આવ્યો છું અને બૌધમત ખંડન કરવા તેનાં કુતર્કો સાંભળું છું." આ સાભળી રાણી રાજી થઇ હતી અને ભટ્ટપાદને મળવાને ઘણી આતુર હતી. એક સમયે ભટ્ટપાદ રાજ દરબારને રસ્તેથી ચાલ્યા જતા હતા. રાણી મેહેલના ઝરૂખામાં બેસીને અફસોસ કરતી નીચેના શ્લોકનો પૂર્વાર્દ્ધ બોલતી હતી કે;—

किंकरो[illegible]मिकोवेदा[illegible]द्धरिष्यति ॥

**અર્થ**—શું કરૂં, ! અને ક્યાં જાઉં ! હવે વેદનો કોણ ઉદ્ધાર કરશે ! આ શ્લોકાર્દ્ધ સાંભળીને ભટ્ટાચાર્ય ચાલ્યાં જતાં ઉતરાર્દ્ધ કહ્યો કે;—

माविषीदवरारोहेभट्टाचार्योस्मिभूतले ॥

---

જ્ઞાનકાંડનો ઉદ્ધાર હું કરીશ, અને કર્મકાંડનો ઉદ્ધાર તમે કરો. જે સુગતો, બૌદ્ધો આદિવેદ ધર્મને અડચણ કરતા હોય, તેમને જીતીને વેદ ધર્મની મર્યાદા સ્થાપન કરો. એ કામમાં બ્રહ્મા મંડન મિશ્રને નામે, અને ઇંદ્ર સુધન્વા રાજાને નામે અવતરીને અમને મદદ કરશે." ઇત્યાદિ આજ્ઞા પ્રમાણે કાર્ત્તિક સ્વામીએ કુમારીલ ભટ્ટાચાર્યને નામે અવતાર લઇ વેદના કર્મકાંડનો ઉદ્ધાર કર્યો હતો.

અર્થ—મોટા આસને બેઠેલી તું મનમાં ખેદ પામીશ નહિ. હું ભટ્ટાચાર્ય પૃથ્વી ઉપર છું, પછી રાણીએ દાસી મોકલીને ભટ્ટાચાર્યને પોતાને મહેલે બોલાવી કહ્યું કે;—"રાજા મને બૌદ્ધ મતમાં નાખવા પીડે છે, માટે ઉતાવળથી તેમને જીતવા." ભટ્ટાચાર્યે કહ્યું કે;—"હું જે બૌદ્ધ મત ખંડન તને સંભળાવું. તે તું પ્રસંગ પડતાં રાજાને સંભળાવજે. રાજા જો વિચાર કરશે તો તેની બુદ્ધિ વેદ ધર્મ ભણી થશે." રાણી પંડિત હતી, ભટ્ટપાદે જે ખંડન વચનો કહ્યાં; તે તેણે ધારણ કરી લીધાં. સુધન્વા રાજા જો કે બૌદ્ધ ધર્મ પાળતો હતો; પરંતુ તે ધર્મ ઉપર તેની બરોબર આસ્થા નહોતી. તેણે બૌદ્ધ ધર્મના આચાર્યોને બોલાવી પાસે રાખ્યા હતા. રાણીએ રાજા પાસે બૌદ્ધ ધર્મના ખંડન વાકયો બહુવાર કહ્યાં. તેથી તેના મન ઉપર સચોટ અસર થઇ. તેથી રાજાનું વલણ વેદ ધર્મ તરફ થોડું થવા લાગ્યું હતું.

ભટ્ટપાદ બૌદ્ધધર્મ ખંડન કરવાની તૈયારી હજુ કરતો હતો, સર્વ તૈયારી કરી આજુબાજુ દિગ્વિજય કરતાં છેવટ મહાસભા બોલાવવાની હતી અને એ વખતે સર્વ બૌદ્ધાચાર્યોને સુધન્વા રાજાની સમક્ષ જીતવાનો વિચાર હતો. પ્રથમ જાહેર રીતે બહાર ન પડતાં, સર્વ તૈયારી કરવા લાગ્યો. બૌદ્ધાચાર્ય પાસે શિષ્ય થઇ વેદ ધર્મનાં ખંડનો સાંભળતો. એક વખતે જ્યારે બૌદ્ધાચાર્યે વેદ નિંદાના શબ્દો કહ્યા, એ સાંભળી ભટ્ટાચાર્યનું હૈયું ભરાઇ આવ્યું, આંખોમાંથી આંસુની ધારા ચાલી નીકળી. એ જોઇ બૌદ્ધાચાર્યના મનમાં શંકા થઇ કે, આ કોઇ બુદ્ધિમાન બ્રાહ્મણ છે. એ મતનું ખંડન કરશે એવો શિષ્યો સાથે વિચાર કરી ભટ્ટપાદને ઊંચી હવેલી ઉપરથી નીચે ફેંકી દીધો. આ વખતે નીચે પડતાં ભટ્ટાચાર્યે કહ્યું કે;—"વેદ સત્ય હશે, તો મને વાગશે નહિ," ભટ્ટાચાર્યને તેથી શરીરે બીજી કાંઇ પણ ઇજા થઇ નહિ, પણ "વેદ સત્ય હશે!" એવો સંદેહ વાચક શબ્દ મૂકયો. તેથી માત્ર તેની એક આંખ કાણી થઇ હતી. બૌદ્ધધર્માચાર્યનું આવું નીચ કૃત્ય જોઇ ભટ્ટાચાર્યે વિચાર કર્યો કે બૌદ્ધો કહે છે કે, જીવ હિંસા કરવી નહિ, ત્યારે શું તેઓ બ્રાહ્મણને જીવ નહિ ગણતા હોય? આ પાખંડી લોકો સ્વાર્થને કારણે ધર્મને એક બાજુએ મૂકી દે છે. એ લોકો પાખંડ કરીનેજ સંસારમાં સર્વને ડુબાવવા ઇચ્છે છે. માટે એ પાખંડીઓનો સત્વર નાશ કરવો એજ ઉત્તમ છે.

આ વખતે કુમારિલ ભટ્ટના અંતઃકરણમાં વેદધર્મના સત્યને પ્રકાશ કરવાનો અત્યંત જુસ્સો ઉત્પન્ન થયો; આખા ભરતખંડમાં ફરીફરીને

બૌદ્ધાદિ પાખંડી ધર્મોનું પોકળ ઉઘાડું પાડી વેદ ધર્મનું સત્ય બતાવવા લાગ્યા. બૌદ્ધ ધર્મ ખંડનના ૭ ગ્રંથો કર્યા. બૌદ્ધાદિ પાખડીઓ પોતાના ધર્મનું ખંડન થતું જોઇ હબકી ગયા. અંતે સત્યનોજ જય છે. એ પ્રમાણે ભટ્ટપાદનો મત લોકો ગ્રહણ કરવા લાગ્યા. રાણીએ સુધન્વા રાજાને વેદ-ધર્મનું સત્ય બતાવી નરમ કર્યો હતો. રાજાએ એક વખતે રાણીને કહ્યું કે, મારા ગુરૂબૌધ્ધો અને તારાગુરૂનો ધર્મ સંબંધી વિવાદ કરાવવો, તેમાં જો બૌધ્ધો હારે તો મારે વેદ ધર્મિ થવું, માટે તારા ગુરૂ જ્યાં હોય ત્યાંથી બોલાવ. ભટ્ટપાદ આ વખતે દેશમાં બૌદ્ધાદિ પાખંડી મતોનું ખંડન કરી, વેદના કર્મકાંડનું સ્થાપન કરતા હતા. રાણીએ તેમને માણુસો મોકલી ચંપા નગરીમાં બોલાવ્યા. રાજા સામો તેને તેડવા ગયો. માન સહિત તેડી લાવી ઘણો સત્કાર કર્યો. બૌદ્ધાચાર્યોને એકઠા કર્યા અને વિદ્વાન બ્રાહ્મણોને પણુ બોલાવ્યા. સર્વે મતવાદીઓની મોટી સભા ભરાણી. ભટ્ટ-પાદ સભામાં આવ્યા. આ વખતે રાજાએ તેનું વિધિથી પૂજન કર્યું અને સુવર્ણના સિંહાસનપર બેસાર્યા. એક બાજુ બ્રાહ્મણો અને બીજી બાજુ સર્વ બૌધાચાર્યો બેઠા. રાજા પણુ પોતાની યોગ્ય બેઠકે બેઠો, તેવામાં સભા સમક્ષ એક વૃક્ષ હતું, તેપરથી એક કોયલે " ટહુકો " કર્યો એ સામી ભટ્ટપાદની દ્રષ્ટિ ગઇ કે, તાત્કાળ એપર દ્વીઅર્થી શ્લોક રાજા સામું જોઇ બોલ્યા કેઃ—

मलिनैश्चेन्नसंगस्तेनीचैःकाककुलैःपिक ॥
श्रुतिदूषकनिर्हादैःश्लाघनीयस्तदाभवेः ॥

અર્થ—હે કોયલ ! મલિન નીચ શ્રુતિ દૂષક કાગડાના કુળ સાથે જો તારે સંગ ન હોય, તો તું વખાણને પાત્ર ગણાય.—બીજો અર્થ—હે રાજા ! શ્રુતિદૂષક એટલે વેદનિંદક અને મલીન નીચ સાથે જો તારે સંગ ન હોય, તો તું વખાણુવા યોગ્ય છે. આ માર્મિક વાણી સાંભળી સુગતો—બૌદ્ધો ઘણા ગુસ્સે થયા અને વેદનું ખંડન કરવાનાં તર્ક વાક્યો બોલ્યા. પછી બૌદ્ધો અને ભટ્ટપાદ પરસ્પરના ધર્મ મતનાં ખંડન મંડન કરવા લાગ્યા. ભટ્ટપાદે યુક્તિરૂપિ કુંવાડાથી બૌદ્ધમતરૂપિ વૃક્ષને છેદવા માંડયું અંતે બૌધ્ધોના તર્ક ભટ્ટપાદના તર્કથી નિર્બળ થઇ ગયા. પ્રાચીન ઇશ્વર પ્રેરીત વેદમાં કહેલો ધર્મ સત્ય છે, એવું સુધન્વા રાજાના મનમાં ઠસ્યું. બૌદ્ધો વાદવિવાદમાં હારી મૌન થઇ ગયા.

આ વખતે ભટ્ટપાદે રાજાને બહુ બોધ કર્યો, ત્યારે તેણે કહ્યું કેઃ—

"મતનાં ખંડન મંડનનું કામ વિદ્યાના બળવડે થાય છે. જે વધારે વિદ્વાન હોય તે જીતે છે; એમાં વિશેષ કાંઇ નથી, પણ જે પર્વતપર ચડીને નીચે પડતાં, જે ન મરે, તેનો મત સાચો અને મરી જાય તેનો મત ખોટો એમ હું સમજીશ. એ સાંભળી બૌદ્ધો એક બીજા સામું જોવા લાગ્યા, પણ કુમારિલભટ્ટાચાર્ય તરત ત્યાંથી ઉઠયા. વેદનું સ્મરણ કરતાં સર્વ સભા સમક્ષ પ્રાસેના એક ઉંચા પર્વતપર ચડયા અને વેદનું સ્મરણ કરી નીચે પડતું મેલ્યું, તે જેમ રૂનો દડો સહિસલામત નીચે આવી પડે, તેમ ભટ્ટપાદ નીચે આવી ઉભા રહ્યા. તેમાં ભટ્ટપાદને કશી પણ અડચણ આવી નહિ !

આ જોઇ ચક્રવર્તી સુધન્વા રાજાને વૈદિક ધર્મ ઉપર ઘણી શ્રદ્ધા થઇ અને તેને માનવા લાગ્યો. પછી બોલ્યો કે;—" આ દુષ્ટ બૌદ્ધ ધર્મના સમાગમથી હું મલીન થયો, તે માટે મને હવે ઘણો પસ્તાવો થાય છે " એ સાંભળી બૌદ્ધો બોલ્યા કે:—" આવી રીતે કરવાથીજ કંઇ ધર્મનો નિર્ણય થયો ગણાય નહિ; કારણ કે મણિ, મંત્ર, અને ઔષધિ પ્રયોગથી દેહનું રક્ષણ થઇ શકે છે." આ સાંભળી રાજાએ કહ્યું કે;—" હું એક પ્રશ્ન કરૂંછું, તેમાં જેઓ ખોટા પડશે. તેઓ હાર્યા ગણાશે. પછી એક બંધ કરેલો ઘડો સભામાં મંગાવ્યો. સર્વ બ્રાહ્મણો તથા બૌદ્ધોને કહ્યું કે એમાં શું છે તે કહો ? બૌદ્ધો અને બ્રાહ્મણોએ કહ્યું કે, તેનો કાલે નિર્ણય કરી જવાબ આશું. એમ કહી સૌ પોતપોતાને સ્થળે ગયા.

બીજે દિવસે સભામાં સૌ આવી બેઠા. પ્રથમ બૌદ્ધોએ કહ્યું કે;— " આ ઘડામાં સર્પ છે, " બ્રાહ્મણોએ કહ્યું કે—" આ ઘડામા શેષશાઇ ભગવાન વિષ્ણુ છે." બ્રાહ્મણોનું આ વચન સાંભળી રાજા સૂકેલ કમળના ફુલની પેઠે ઝાંખો પડી ગયો; કેમકે તે જાણતો હતો કે આ ઘડામાં સર્પજ છે, એ પોતે નજરે જોઇ નાંખ્યો હતો. પછી બ્રાહ્મણોના ઇચ્છાથી રાજાએ ઘડો ઉઘાડીને જોયું, તો માંહે શેષશાઇની મૂર્તિ ખરેખર જોવામાં આવી ! રાજા બ્રાહ્મણોનું પ્રભુત્વ જોઇ આશ્ચર્ય પામ્યો અને તેણે નિઃસંદેહ માની લીધું કે બ્રાહ્મણોનો વેદધર્મ જ સત્ય ધર્મ છે. બૌદ્ધો કેવળ પાખંડી છે, પછી તેણે વેદધર્મનો પ્રચાર કરમવામાં ભટ્ટપાદને ઘણા પ્રકારની મદદ કરી હતી.

ભટ્ટપાદે વૈદિક ધર્મનો બોધ કરીને આખા દેશમાં તેનો પ્રસાર કર્યો તેથી કર્મકાંડ માર્ગની પ્રવૃત્તિ ચાલુ થઇ. બૌદ્ધ, જૈનાદિઓએ હિંસાની બીકથી જે યજ્ઞો બંધ પાડેલા હતા, તે બાબત શ્રુતિયુક્ત પ્રમાણોથી ભટ્ટપાદે સિદ્ધતા કરી આપી, તથા બૌધ જૈનોના મતમાં ભૂલ છે, એવું તેને દેખાડી આપ્યું. બૌદ્ધના મતમાં બુદ્ધિજ આત્મા છે. એવું બૌધાચાર્યોએ

પ્રકાશિત કરી ચલાવેલું હતું. એ સર્વ તેમનું પાખંડ જોઇ બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શુદ્ર સર્વ તેમનો પાખંડી મત છે એવું બોલવા લાગ્યા. બૌદ્ધોના કાર્યોના સમાચાર સાંભળી દેશમાં બ્રાહ્મણો ત્યાં આવવા લાગ્યા, દેશમાં ફરી યજ્ઞાદિક કર્મ ચાલતાં થયાં. બ્રાહ્મણો બૌદ્ધોના જે જે નિંદ્ય કૃત્યો હતાં, તે સર્વ ચક્રવર્તિ સુધન્વા રાજા પાસે બતાવવા લાગ્યા. બૌદ્ધો લોકોને કહેતા કે;—

क्षणिकाःसर्वसंस्काराःनात्मास्थायि ।
तस्मातभिक्षुदारानाक्रमत्सुनेर्षितव्य ॥

અર્થ—સર્વ પદાર્થ ક્ષણિક છે, એટલે નાશવંત છે. આત્મા પણ સ્થિર નથી, માટે યતિયો પરદારાનું આક્રમણ કરે તો ઇર્ષા કરવી નહિ.

ઇત્યાદિ બૌધ્ધોના પ્રપંચો સાંભળી રાજા વિચારવા લાગ્યો કે; બૌદ્ધોએ કુતર્કો સંભળાવીને મારૂં મન ફેરવ્યું હતું, તો જે બિચારા અવિદ્વાન છે, તેમનું મન ફેરવે એમાં શું નવાઇ ?! માટે એ શ્રુતિદૂષકોનો તો વધજ કરવો એ યોગ્ય છે. આ વખતે બૌદ્ધોનો કેટલોક નાશ થયો હતો, કેટલાક વેદધર્મિ થયા હતા અને કેટલાક બીકના માર્યા ભરતખંડ મૂકી ચીન, ટિબેટ, બ્રહ્મદેશ, સિંહલદ્વીપ આદિ દેશોમાં ભાગી ગયા હતા. એ રીતે બૌદ્ધ ધર્મનો નાશ કરાવી કુમારિલભટ્ટાચાર્યે વેદના કર્મ કાંડનો ઉદ્ધાર કર્યો હતો.

આ વખતે જ્ઞાનકાંડનો ઉદ્ધાર કરવાને ચંદ્રશેખર સદાશિવે મહાત્મા શ્રીશંકરાચાર્ય નામે અવતાર લીધો હતો. તેઓ પોતાનું કાર્ય કરતા દેશમાં ફરતા હતા. ભટ્ટપાદે અગ્નિમાં પ્રવેશ કર્યો છે, એવું સાંભળી તેઓ પ્રયાગમાં ત્રિવેણી કિનારે જ્યાં ભટ્ટપાદે તૃષા અગ્નિમાં પ્રવેશ કર્યો હતો ત્યાં આવ્યા. ભટ્ટપાદ તેમનાં દર્શન કરી કૃતાર્થ થયા. પછી કેટલીક વાતચિત કરી કહ્યું;—"મેં વેદપર શંકા કરી હતી, ઇશ્વરને ન માનતાં વેદનેજ સ્વતઃપ્રમાણથી સિદ્ધ કર્યો અને ગુરૂદ્રોહ (બૌધ્ધો પાસે તેમનાં શાસ્ત્ર શીખી તેમનોજ નાશ કરાવ્યો.) ના પાપ પરિહાર માટે બળી મરૂંછું." શંકરાચાર્યે કહ્યું—" તમે જે કર્યું છે તે યોગ્યજ કર્યું છે. તેથી કશું પાપ થયું નથી. હું તમને મારા કમંડળુના જળની અંજળી છાંટી જીવાડું." ભટ્ટપાદે કહ્યું કે, હું આપના દર્શન અને સ્મરણ માત્રથીજ જીવવાને સમર્થછું. પરંતુ તેમ કરવાની મારી ઇચ્છા નથી. આપ સર્વજ્ઞ છો, તેથી સર્વ જાણો છો. (મતલબ કે હું જે કાર્ય માટે અવતર્યો હતો, તે પૂર્ણ થયું છે. હવે મારે રહેવાની શી જરૂર છે ?)

આપ સાક્ષાત્ શંકર છો, આપે અદ્વૈત માર્ગનું સ્થાપન કરવા અવતાર લીધો છે. માટે મને તારક મંત્રનો બોધ કરી કૃતાર્થ કરો. પછી શંકરાચાર્યે તેમને મહામંત્રનો ઉપદેશ કર્યો. તેથી ભટ્ટપાદ ૬૩ વર્ષની ઉમરે મોક્ષ પામ્યા. આ વખતે શ્રી શંકરાચાર્યની ઉમર ૧૫ વર્ષની હતી.

સુધન્વા રાજાએ બૌધ્ધોને દેશમાંથી હાંકી કાઢ્યા; એટલુંજ નહિ પરંતુ તેમના ધર્મગ્રંથો દેશમાંથી એકઠા કરીને પાણીમાં ડુબાવી દીધા હતા. માત્ર **અમર કોષાદિ** જે ગ્રંથોમાં બૌધ્ધધર્મની વાત લખેલી નહોતી, તેજ રાખ્યા હતા. હજુ પણ કોઇ કોઇ ઠેકાણે જૈન ધર્મના પુસ્તકોના ભંડારોમાંથી બૌધ તર્કના ગ્રંથો મળી આવે છે. વેદના કર્મકાંડ ઉપર **જૈમિનીયસૂત્ર** છે, જેને **પૂર્વમિમાંસા** કહે છે. તે ઉપર સાબર મુનિએ **સાબરભાષ્ય** રચ્યું છે. તેના ઉપર મહાત્મા કુમારિલ ભટ્ટાચાર્યે —**વાર્ત્તિક**× ગ્રંથ કર્યો છે. આ મહાપુરૂષના જન્મકાળ વિષે કેટલેક ઠેકાણે લખેલું છે કે, તેઓ યુધિષ્ટિરશક ૨૧૧૦ માં ધાતા નામના સંવત્સરમાં વૈશાખ શુદ ૧૫ રવિવારે જન્મ્યા હતા. પરંતુ એ વાત માનવા યોગ્ય નથી. કારણકે તેઓ મહાત્મા શ્રી શંકરાચાર્યના સમયમાં હતા. તે વાત નિઃસંદેહ છે. શ્રી શંકરાચાર્યનો જન્મ કાળ જ્યારે ઇસ્વીસનના ૯ નવમા સૈકામાં હતો એવું નક્કી થયું છે (જુઓ શંકરનું ચરિત્ર) ત્યારે ભટ્ટપાદનો સમય પણ તેજ નક્કી થઈ શકે. એ રીતે જોતાં તેને થઇ ગયાને આજે ૧૧૦૦ વર્ષ થયાં છે. મહાત્મા કુમારિલભટ્ટ બૌધમત ઉત્થાપી વેદના કર્મકાંડની સ્થાપના કરીને, જગત્માં અક્ષય કીર્તિ રાખી ગયા છે. ધન્ય છે આવા પ્રતાપી પુરૂષને ! ! !

---

× જે ન્યૂન હોય તે પૂર્ણ કરવું, અને અયોગ્ય હોય તે દેખાડવું એવા ગ્રંથને વાર્ત્તિક કહે છે.





# પ્રકરણ ૯ મું.

## પુનઃવેદધર્મસ્થાપક.

## શ્રીમાન્ જગત્ગુરૂ આદ્ય—શંકરાચાર્ય.



**આ** સર્વજ્ઞ મહાત્મા શિવનો અવતાર ગણાય છે. એ અવતાર **અદ્વૈત સિદ્ધાંતને** પ્રવર્ત્તાવી પુનઃ વેદ ધર્મ સ્થાપન કરવા માટે થયો. કળિયુગમાં લોકો મંદ બુદ્ધિના થશે, વેદ ધર્મને બરાબર સમજશે નહિ. મરજીમાં આવે તેમ વર્ત્તશે, એવું ભવિષ્ય ભાખી **વ્યાસમુનિએ** દ્વાપરયુગને અંતે અગાઉથી વેદધર્મનું સંરક્ષણ કરવાને માટે બ્રહ્મસૂત્ર અથવા વેદાંતશાસ્ત્રના ચાર અધ્યાયનાં સૂત્ર કર્યાં હતાં. એ સૂત્રને **"વ્યાસ બ્રહ્મસૂત્ર"** પણ કહે છે. એ સિવાય તેને જે જે સહેલા ઉપાય કરવા ઘટતા હતા તે કર્યા હતા. ઇત્યાદિ ઉપાયો કરીને તેઓ અદર્શ થયા હતા.

આ પછી કલિયુગનો ફેલાવો જોસથી ચાલ્યો. એ ફેલાવો થયાને આશરે એ અઢી હજાર વર્ષ થવા આવ્યાં, તેટલામાં વેદ ધર્મમાં મોટો ગોટાળો પેઠો, લોકો અજ્ઞાન થઇ ગયા, મરજીમાં આવે તેવા કલ્પિત મત, પંથો કાઢી વર્ત્તવા લાગ્યા, શ્રોત કર્મ કરનારા અને વેદ પ્રમાણે ચાલનારા બ્રાહ્મણોમાં તાંત્રિક એટલે **દેવીપંથ** ભારે જોરથી ફેલાયો હતો. તેમણે દુરાચરણથી વેદ ધર્મની મૂળ રીતિ તજી દીધી હતી, એ લોકો ઉપરથી બતાવવાને શ્રોત ક્રિયા કરતા અને છુપી રીતે તાંત્રિક ઉપાસના કરતા હતા. એ કરનારાં ઘણાં કુળો વધી પડયાં હતાં, તેમને અગ્નિપુરાણમાં **અસૂર—દૈત્ય** કહ્યા છે.

આ અસુરોને વેદ ધર્મથી ભ્રષ્ટ કરી નાશ કરવા માટે બૌદ્ધ (વિષ્ણુનો નવમો) અવતાર થયો હતો. તેમણે સાધારણ લોકોને બૌદ્ધ તંત્રોનો ઉપદેશ કર્યો હતો. એ લોકોને પુરાણમાં "સૌગત" કહેલા છે. એ લોકોને બૌદ્ધ તંત્રો નીતિયુક્ત, સુબોધદાયક અને પરમાર્થના કાર્યમાં સહેલો લાગવાથી હજારો લોકોએ એ ધર્મનો સ્વીકાર કર્યો હતો. પાછળથી એજ મતના ચાલનારાઓમાં જુદા જુદા મત જેવા કે આર્હત, જૈન, શાક્ય, ચાર્વાક, કાપાલિક, અને ક્ષપણક આદિ કેટલાક પંથો વધી પડવા હતા. તેથી વેદોક્ત ક્રિયા ડુબવા લાગી હતી. બૌદ્ધ મતની સ્થાપના કરવાની મૂળથીજ ભગવતની મરજી નહોતી. માટે એ સઘળાઓના પંથોનો નાશ કરીને વેદ ધર્મના "કર્મકાંડ" ની સ્થાપના કરવા માટે દેવતાઓની પ્રાર્થનાથી શિવે પ્રથમ કાર્તિકસ્વામીને પૃથ્વી ઉપર અવતાર લેવાની આજ્ઞા કરી હતી. કાર્તિક સ્વામીની પહેલાં શિવની આજ્ઞાથી સંકર્ષણ અને પતંજલિ નામના બે પુરૂષોના અવતાર થયા હતા. તેમણે "ઉપાસના કાંડ" અને "યોગકાંડ" ની સ્થાપના કરી હતી.

કાર્તિક સ્વામીનો અવતાર કુમારિલભટ્ટ નામે થયો. તેમણે જૈમિની સૂત્રો ઉપર ભાષ્ય કરીને કર્મકાંડનો ઉદ્ધાર કર્યો. (જુઓ કુમારીલ ભટ્ટ ચરિત્ર.) આ મહાન્ પુરૂષે બૌદ્ધ, જૈન આદિધર્મનો વિનાશ કર્યાથી વેદ ધર્મનો પ્રસાર વિના અડચણે થવા લાગ્યો હતો; તોપણ અંદરખાને કેટલાક પંથો રહ્યા હતા. તેઓ જુદા જુદા દેવ દેવી આદિને માનતા હતા અને અનાચાર કરતા હતા. તેમજ હજુ દ્વૈતવાદીઓ પણ ઘણા હતા. એ સર્વેને જીતી વેદના જ્ઞાનકાંડ પ્રમાણે એક અદ્વૈત સિદ્ધાંતનો પ્રસાર કરી સંપૂર્ણ પૃથ્વીનો ઉદ્ધાર કરવા માટે સદાશિવે શ્રીશંકરાચાર્યના રૂપમાં અવતાર લીધો.

**શ્રી શંકરાચાર્યમાટે ભવિષ્યકથન**—કળિયુગમાં વેદધર્મની સ્થાપના કરવા માટે શિવના અંશનો એક અવતાર થશે એવી કથા ભવિષ્યોત્તર પુરાણમાં શિવરહસ્ય નામના એક અધ્યાયમાં છે. તેમાં પાર્વતીજીના પૂછવાથી સદાશિવે જણાવેલું છે કે;—દેવી! "કળિયુગમાં લોકો જ્યારે પાપી કર્મો કરશે, વેદમાં કહેલા ધર્મનો તિરસ્કાર કરશે, તથા વેદોક્ત ધર્મમાંથી ભ્રષ્ટ થઇ અધર્મમાં પ્રવિષ્ટ થશે, ત્યારે કળિરૂપ સમુદ્રમાં ડુબતા દુઃખી લોકોને જોઈ, હું કેરલ દેશમાં એક તપસ્વિ બ્રાહ્મણને ત્યાં તેના તપના ફળ બદલ પુત્ર ઉત્પન્ન કરીશ અને તેજ મારો અંશ છે એમ જાણવું. એ શંકર નામે પ્રખ્યાત અને બ્રાહ્મણોમાં ઉત્તમ થશે, એ સર્વ શાસ્ત્રોમાં ઉત્તમ

અને સર્વજ્ઞ થશે. એ વખતે જૈન અને બૌદ્ધાદિ મત પંથના લોકો જુદા વિચારમાં ડુબીને વેદનાં ખરા બોધનાં વચનો લોકોને ઉલટી રીતે સમજાવશે તથા તેઓ પ્રત્યક્ષવાદના ઝગડામાં કુશળ થઇને લોકોને કંટક પ્રમાણે દુઃખ દેશે. એ રીતે એ લોકો પોતાનાં તર્ક શાસ્ત્રરૂપિ હથિયારવડે અદ્વૈતમતનું ઉચ્છેદન કરી નાંખી, કર્મ એજ પરમ કલ્યાણકારક છે. એ સિવાય ફળદાતા ઇશ્વર કરીને કોઇ ચીજ નહિ, એવા મતનું તેઓ પ્રતિપાદક કરશે. ત્યાર પછી લોકોમાં જુદી જુદી કુળની ભયંકર રીતો ચાલુ થશે. એ સર્વેને શંકરાચાર્ય પોતાની મહાબુદ્ધિએ કરીને વાદરૂપિ મદોન્મત્ત હાથીઓને હઠાવશે અને જાદુગરોને જીતીને જય મેળવશે. વળી કેટલાક ધિક્કારવા લાયક મતવાળાઓને ઝડપથી જીતી લેશે. મારી આપેલી વિદ્યા વડે લોકોમાં પુનમના ચંદ્રની પેઠે શોભશે. અદ્વૈત મતનું ઉચ્છેદન કરનાર પાપ બુદ્ધિવાળાને જડમૂળથી ઉખેડી નાંખશે અને કેટલાકને ઉત્તમ બુદ્ધિ આપી પોતાના મતમાં આણશે. વ્યાસ સૂત્ર ઉપર ભાષ્ય કરશે. જે વ્યાસ સૂત્રનો અર્થ દ્વૈત મતમાં લાવે છે, એવા મિશ્ર લોકોને યથાર્થ રીતે બતાવીને તેના મતનું ખંડન કરશે. પછી વિશ્વેશ્વર મહાદેવનું ભજન કરવા **કાશીક્ષેત્રમાં** રહેશે. " ઇત્યાદિ ઇત્યાદિ.

**જન્મકથન**—આ ભવિષ્ય કથન પ્રમાણેજ થવાનો પ્રસંગ આવ્યો. કેરલ દેશમાં પૂર્ણાનદીને કિનારે વૃષાદ્રિ પર્વત ઉપર કરૂણા સાગર મંગળમય મહેશ્વર સ્વયંભુ લિંગરૂપે પ્રગટ થયા હતા. તેમની પ્રેરણાથી કેરલ દેશના **રાજશેખર** નામે રાજાએ ત્યાં દેવાલય બંધાવ્યું હતું અને તેની પાસેનું **કાલટી—શશલી** નામે ગામ બ્રાહ્મણોને ઇશ્વર પ્રિત્યર્થે અર્પણ કર્યું હતું. એ કાલટી ગામમાં પરમ પવિત્ર **શિવગુરૂ** નામે બ્રાહ્મણ રહેતો હતો. એ મહા વિદ્વાન અને જ્ઞાનસંપન્ન હતો, તેમણે ભટ્ટપાદ, પ્રભાકર, કણાદ, ગૌતમ, કપિલ અને પત્તંજલિ આદિના મતોતો અભ્યાસ કર્યો હતો. તેથી તેમનામાં ખંડન, મંડન કરવાની ચપળતા અને પ્રબળ બુદ્ધિ હતી. તેને **સતી** નામે પરમ પવિત્ર પતિવ્રતા સ્ત્રી હતી, એ પવિત્ર દંપતિને ત્યાં યુધિષ્ટિર શક ૨૧૫૮ ના રક્તાક્ષરી સંવત્સરના ઉત્તરાયણમાં માઘ વદ ૧૪ સોમવારની મધ્ય રાત્રિયે શુભ લગ્નમાં આ મહાન્ દૈવી પુરૂષનો અવતાર થયો.

શિવગુરૂને ત્યાં શ્રીશંકરનો અવતાર થયો, તેજ દિવસથી પરસ્પર દ્વેશ રાખનારાં પ્રાણીઓ પોતાનું જાતિય વૈર તજી સંપસંપી રહેવા લાગ્યાં, ફળવાળાં વૃક્ષોમાં ફળો પોતાની મેળે પાકી નીચે પડવા લાગ્યાં, મેઘ ગર્જ-

ના સાથે વરસવા લાગ્યો, પર્વતની તળેટીઓમાંથી નિર્મળ નિરનાં ઝરણાં વહેવા લાગ્યાં, દ્વૈત વાદીઓના હાથમાંથી પુસ્તકો અકસ્માત્ પડી જવા લાગ્યાં, દિશાઓ નિર્મળ થઇ ગઇ; મંદમંદ સુગંધી પવન વાવા લાગ્યો, દેવોએ આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ કરી.

ભવિષ્ય—શિવગુરૂએ પંડિતો પાસે પુત્રનાં શુભાશુભ વિષે પૂછતાં તેમણે જણાવ્યું કે:–" આ પુત્ર સર્વજ્ઞ થશે, સ્વતંત્ર શાસ્ત્રોને રચશે, મોટા મોટા પંડિતોને જીતશે, અને પોતાની કીર્ત્તિ પૃથ્વી રહેતાં સુધી સ્થાપન કરશે. " શિવગુરૂએ આ પુત્ર શ્રી શંકર કૃપાથી પ્રાપ્ત થયો માટે તેનું નામ શંકર પાડયું.

સામુદ્રિક લક્ષણ;—શ્રીશંકરના મસ્તક ઉપર ચંદ્રનું ચિન્હ હતું, કપાળમાં નેત્રનું અને ખભાઓ ઉપર ત્રિશૂળનું ચિન્હ હતું, શંકરનો રંગ શુદ્ધ સ્ફટિકના જેવો ઉજળો હતો, છાતીમાં નાગ, ચરણમાં ચામર, કપાળમાં બીજનો ચંદ્ર, હાથમાં ચક્ર, ગદા, ધનુષ્ય, ડમરૂ, માથા ઉપર ત્રિશૂળ આદિ રેખાઓથી શંકરનું સ્વરૂપ લોકોને અધિક મોહ પમાડતું હતું.

બાળચરિત્ર—શ્રીશંકર સર્વજ્ઞ છતાં. બાળકના જેવું આચરણ કરીને બાળભાવ બતાવી રમવા લાગ્યા, મધુર વચનોથી કાલું કાલું બોલી અને સહજ ચાલવાની ગતિથી બાળ લીલા કરી સર્વને આનંદ આપવા લાગ્યાં. પ્રથમ વર્ષમાં અક્ષર જ્ઞાન મેળવી દેશ ભાષા શિખ્યા. બીજે વર્ષે અક્ષર વાંચવા લાગ્યા, ત્રીજે વર્ષે કાવ્ય, પુરાણ અને કોષાદિનું જ્ઞાન સંપાદન કર્યું. પોતાની મેળેજ તેના અર્થ જાણવા લાગ્યા. બુદ્ધિ એવી તો તેજ હતી કે એક વખત ગુરૂ મુખે સાંભળતાંજ શિખી જતા. તેમની એવી બુદ્ધિ જોઇ સર્વ આશ્ચર્ય થતા હતા. ત્રીજે વર્ષે તેને ચૌલ સંસ્કાર કર્યો. તે પછી તેના પિતા શિવગુરૂ મરણ પામ્યા. પાંચમે વર્ષે તેમની માતાએ જનોઇ દીધું.

બ્રહ્મચર્ય—શ્રીશંકર જનોઇ દીધા પછી ગુરૂ બાદરાયણ વ્યાસ મુનિને ત્યાં વિદ્યાભ્યાસ કરવા ગયા. ત્યાં શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ એ છ અંગ સહિત વેદનું અધ્યન કર્યું. ગુરૂને ત્યાં બીજા જે જે વિદ્યાર્થીઓ હતા, તે સર્વમાં આ શ્રેષ્ઠ બુદ્ધિના અને હુશિયાર હતા. નાની વયમાં તેમનું આવું અદ્ભૂત જ્ઞાન જોઇ ગુરૂપણ ઘણા આશ્ચર્ય પામતા હતા. ગુરૂની તેમનાપર અત્યંત પ્રીતિ હતી. આ બાળ શંકરે તર્કશાસ્ત્ર. સાંખ્ય યોગનું જ્ઞાન અને ભટ્ટપાદે કરેલા વાર્ત્તિકના તત્વનું જ્ઞાન પણ મેળવી લીધું. કોઇ કોઇ પ્રસંગે ગુરૂની આજ્ઞા લઇ બીજા મિત્રો સાથે ભિક્ષા માગવા જતા હતા. એક સમયે એક ગરીબ બ્રાહ્મણને ઘેર ભિક્ષા લેવા આ-

આ. ઘરમાંથી બ્રાહ્મણની સ્ત્રીએ કહ્યું કે;–મહારાજ ! હું ભાગ્યહીન છું, તેથી આપનો સત્કાર કરી શકતી નથી. નિર્ધન છીએ તેથી મારા ઘરમાં આપને આપવા જેવું કાંઇ નથી. એમ કહી નેત્રમાં આંસુ લાવી પોતાના જન્મને ધિક્કાર આપવા લાગી. પછી ઘરમાં જઇ એક આમળું લાવી આપ્યું. તેથી શંકર તેના અંત:કરણનો ભાવ જોઇ પ્રસન્ન થયા. તેનું દારિદ્ર ટાળવાને લક્ષ્મીજીનું ધ્યાન કર્યું. લક્ષ્મીજીએ પ્રત્યક્ષ આવી શંકરના કહેવા પ્રમાણે એ બ્રાહ્મણનું ઘર સોનાના આમળાથી ભરી દઇ અદર્શ થયાં. આ આશ્ચર્યકારક બનાવથી શંકરની અદ્ભુત શક્તિના આખા ગામમાં સર્વે સ્થળે વખાણ થવા લાગ્યાં.

શ્રી શંકર સાત વર્ષ સુધી ગુરૂને ત્યાં અભ્યાસ કરી ઘેર આવ્યા ઘેર આવી વિદ્યાર્થીઓને ભણાવવા અને માતાની સેવા કરવા લાગ્યા. માતા પુત્રનું સુંદર શરીર, મધુર વચન અને ઉત્તમ બુદ્ધિ જોઇ આનંદપામતાં હતાં. એક દિવસે માતા અંબિકા નદીએ નાવા ગયાં હતાં, ઉનાળાના મસ તાપને લીધે પગ બળવા લાગ્યાથી આવતાં વાર થઈ, એ જાણી શંકરે સામે જઇ માતાનું સાંત્વન કર્યું. ફરી આવી અડચણ ન આવે, એવા હેતુથી નદીની સ્તુતિ કરી પોતાના ઘર પાસે વહેતી કરી. આ જોઇ લોકો આશ્ચર્ય પામી શંકરને કોઇ દૈવી પુરૂષ જાણવા લાગ્યા. શંકરની કીર્ત્તિ આખા દેશમાં પ્રસરી ગઇ, જ્યાં ત્યાંથી લોકો તેમની પાસે આવવા લાગ્યા. કરૈલ દેશના રાજાએ તેમને પોતાને ત્યાં તેડી લાવવાને પ્રધાનને મોકલ્યો. પ્રધાને રાજ તરફથી ભેટ સામગ્રી ધરી રાજગૃહે પધારવાની પ્રાર્થના કરી, શંકરે એ ભેટ સામગ્રી પાછી લઇ જવાને કહ્યું અને જણાવ્યું કે:—"અમારે બ્રહ્મચારીને ભિક્ષા એજ ભોજન છે, મૃગચર્મ પહેરવું, ત્રિકાળ સ્નાન સંધ્યાદિક કૃષ્ટ સાધ્યકર્મ એજ અમને પૂર્ણ સુખદાયી છે. એ શાસ્ત્ર યુક્ત કર્મ તજીને આ હાથી, ઘોડા, અને સોના મોહોર આદિને અમે શું કરીએ ? એ અમારાં કામનાં નથી. માટે પાછાં લઇ જાઓ." પ્રધાન આચાર્યની આજ્ઞાથી પાછાં લઇ ગયો. સર્વ વર્ત્તમાન રાજાને જણાવ્યા. તેથી રાજા જાતે મળવાને આવ્યો. આવી સવિનયથી પ્રાર્થના કરી દશ હજાર સોના મોહોર પાસે મૂકી ચરણમાં પડયો અને પોતાનાં રચેલાં:ત્રણ નાટકો તેમની રજા લઇ વાંચી સંભળાવ્યાં. શંકર તેમની ઉત્તમ બુદ્ધિ જોઇ પ્રસન્ન થયા. સોના મોહોર નહિ લેતાં જણાવ્યું કે તારી ઇચ્છા હોય તો એ દ્રવ્યથી દેવાલય બંધાવ અને તારે ઇચ્છા હોય તે માગી લે. આપરથી રાજાએ પોતાને સંતાન નહોતું તે માગ્યું. શંકરે તારા જેવો પરાક્રમી પુત્ર થશે એવું જણાવ્યું. રાજા પ્રસન્ન થઇ શંકરની આજ્ઞાથી ઘેર ગયો.

શ્રી સદાશિવે વેદનો ઉદ્ધાર કરવા પૃથ્વીપર અવતાર લીધો છે, એવું જાણી અગસ્ત્ય, ગૌતમ, ઉપમન્યુ, દધીચી, ત્રિતલ આદિ ઋષિ મુનિઓ શંકરને મળવા આવ્યા. શંકર તથા તેમની માતા સતીએ તેમનો સત્કાર કર્યો પછી શંકર તથા મુનિઓ વચ્ચે મોક્ષ સંબંધી કેટલીક ચર્ચા ચાલી. માતા સતીએ અગસ્ત્ય મુનિને પોતાના પુત્રનું ભવિષ્ય પૂછ્યું. તે પરથી તેણે જણાવ્યું કે:–“ આ તમારો પુત્ર સાક્ષાત્ શંકરનો અવતાર છે, પૂર્વે તમારા પતિએ તપ કરી શંકરને પ્રસન્ન કર્યા હતા. તેથી શંકર પ્રસન્ન થઇ ઇચ્છા પ્રમાણે માગવાનું કહેતાં, તમારા પતિએ સર્વજ્ઞ પુત્ર માગ્યો હતો, તેથી સદાશિવ પોતે અવતર્યા છે. આ પુત્રનું આયુષ્ય સોળ સંવત્સરનું છે, પણ કેટલાક કારણથી બીજા સોળ સંવત્સર આ પૃથ્વીપર રહેશે, એ રીતે ૩૨ વર્ષનું આયુષ્ય છે ! ’ એ પછી શંકરની આજ્ઞા લઇ સર્વે મુનિઓ પોતાને આશ્રમે ગયા. સતી પુત્રનું અલ્પ આયુષ્ય છે, એવું સાંભળી શોકાતુર થયાં.

**માતાને ઉપદેશ**—શંકરે માતાને શોકાતુર જોઇને ઉપદેશ આપ્યો કે;–“ માજી ! આ સંસાર ક્ષણભંગુર છે, પક્ષીઓ જેમ સાંજ પડતાં વૃક્ષપર એકઠાં થાય છે અને પછી સવાર થયે ત્યાંથી ઉડી જૂદાં જૂદાં વિખરાઇ જાય છે, તેવો આ સંસાર છે. વખત આવતાં સૌ જૂદાં જૂદાં પડી જશે. કોઇ સાથે આવેલ નથી અને કોઇ સાથે જવાનાં નથી, કોઇ પાંચે, કોઇ પંદરે, કોઇ પચીશે અને કોઇ પચાશે એમ સૌ જેવાં આવ્યાં છે, તેવાં જવાનાં છે. આ સંસારમાં કોણ માતા અને કોણ બાપ છે. કોણ જાણે કેટલાએ જન્મ ધર્યા હશે, માટે વૃથા શોક ન કરો. હું હજુ સંસારના બંધનમાંથી છુટવાને સંન્યસ્ત લેવાનો છું.

**સંન્યાસ**—આ વાત સાંભળીને તો માતાને અપાર શોક થયો. તેથી તેમણે કહ્યુ.–પુત્ર ? તું એ વિચાર છોડી દે, ગૃહીયા, પુત્ર ગાળો થા, યજ્ઞો કરી દેવોનુ પૂજન કર. પછી સંન્યસ્ત લેજે. તું મારો એકજ પુત્ર છે, તું સર્વજ્ઞ થઇ મને એકલી મૂકી જઇશ ! હું મરી જઇશ ત્યારે મારી ઉત્તરક્રિયા કોણ કરશે ? તું હજી મને મૂકીને જવાને યોગ્ય નથી, ઇત્યાદિ વચનો કહ્યાં. એ સાંભળી શંકરે માતાના મનનું સમાધાન કરવા ધાર્યું. માતાની રજા લઇ નદીએ સ્નાન કરવા ગયા. ઉંડા પાણીમાં જતાં મગરે પગ પકડયો. શંકરે માતાને બૂમ પાડી, એ સાંભળી માતા આવી રૂદન કરવા લાગ્યાં. શંકરે કહ્યું કે; માજી ! મગરે મારો પગ પકડયો છે, જો તમે

સંન્યસ્ત લેવાની આજ્ઞા આપો તો વખતે તે મૂકે* એકનો એક પુત્ર, તે આવી દશામાં આવ્યો જોઇ માતાને કેવો શોક થયો હશે ! તે વર્ણવી શકવો મુશ્કેલ છે. માતાએ પુત્ર જીવશે તો તેનું મૂખ દર્શન તો થશે. એમ વિચારી હા પાડી. શંકર સંન્યસ્ત લેવાનો સંકલ્પ કરી નદી બહાર નીકળ્યા. પછી સંન્યસ્ત લેવાની તૈયારી કરી માતાને કહ્યું કે; તમારા મનમાં એમ આવતું હોય કે વૃદ્ધાવસ્થામાં મારી ચાકરી કોણ કરશે અને જોઇતી ચીજ કોણ લાવી આપશે ? તો તેની કાંઇ ચિંતા કરશો નહિ. ઘરમાં જોઇએ તે છે, મંદવાડમાં સગાંવહાલાં ચાકરી કરશે, જોઇએ તે લાવી આપશે અને દેહ પડયે તેઓ અગ્નિ સંસ્કારાદિ ક્રિયા કરશે.

આ સાંભળી માતાએ કહ્યું કે;—મારો દેહ પડે ત્યારે તો તારે હાથે અગ્નિસંસ્કાર થવો જોઇએ. પુત્રને હાથે અગ્નિસંસ્કાર ન થાય તો પછી બંનેને જન્મ ધર્યાનું ફળ શું ? અગ્નિસંસ્કાર તો પુત્રને હાથેજ થવો જોઇએ એવા શાસ્ત્રના વચન છે. કદી તારા મનમાં એમ આવે કે સંન્યાસીને એમ કરવાનો અધિકાર નથી, તો તું સર્વજ્ઞ છે અને અગસ્ત્ય મુનિના કહેવા પ્રમાણે તું સાક્ષાત્ શંકરનો અવતાર છે. માટે તને કશો બાધ લાગવાનો નથી. ઇત્યાદિ રીતે માતાનાં વચન સાંભળી તેમનો આગ્રહ જોઇ શંકરે કહ્યું કે—માજી ! મને દુઃખની વખતે અને અંતકાળ સમયે જ્યારે યાદ કરશો ત્યારે આવી ઉભો રહીશ અને અગ્નિસંસ્કારાદિ ક્રિયાઓ મારે હાથે કરીશ. તમે કદી મનમાં એમ ન લાવશો કે પુત્ર મને વૃદ્ધાવસ્થામાં મૂકીને સંન્યાસી થયો. એવી કલ્પના કરશો તો મને અત્યંત દુઃખ થશે. હું જ્યાં હોઇશ ત્યાં રહીને પણ તમારી પાસે હોઉં તે કરતાં અધિક ફળ કરી આપીશ. ઇત્યાદિ વચનો કહી સગાં વહાલાંઓને ભલામણ આપી. ઘર પાસે શ્રીકૃષ્ણની મૂર્તિ હતી, તે પાસેની નદીના ધસારાથી સ્થાનક ભ્રષ્ટ થઇ હતી, તેને ફરી સ્થાપન કરી. તેની પૂજાનો બંદોબસ્ત કર્યો. પછી શંકર માતાની રજા લઇ તેઓ, પર્વતો અને નદીઓ ઓળંગતા અને દ્વૈત વાદીઓને જીતી અદ્વૈત મતનું સ્થાપન કરતા ગોવિંદનાથના આશ્રમમાં આવ્યા.

ગોવિંદનાથ ગુફામાં રહેતા હતા. એ ગુફાને માત્ર એક વેંત જેવડું

---

* શંકર જેવા સર્વજ્ઞને મગર પકડે એ અસંભવિત છે. પણ એમ સમજાવ્યું લાગે છે કે, મને સંસાર રૂપી નદીમાં અજ્ઞાનરૂપી મગરે પકડ્યો છે, માટે આજ્ઞા આપો તો સંન્યસ્ત લઉં. એવા ભાવથી સમજાવી આજ્ઞા મેળવી હશે એવું દિસે છે.

આરણ્યું હતું. તેમાંથી પૂજા વખતે પગ બહાર કહાડતા, ત્યારે તેની શિષ્યો પૂજા કરતા. આ વખતે ગોવિંદનાથ સમાધિમાં હતા. તેથી શંકરાચાર્યે તેમની ત્રણવાર પ્રદક્ષિણા કરી નમન કર્યું. ગુરૂએ સમાધિમાંથી ચિત્તને ખસેડી પૂછયું કે, તું કોણ છે ? શંકરે કહ્યું કે–સ્વામી ! હું પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, તેનો ગુણ અને ઇંદ્રિયો એ સર્વમાં કોઇ નથી, પણ એ સર્વેથી રહિત જે કેવળ પરમ શિવરૂપ તે હું છું. આપરથી ગુરૂએ જાણી લીધું કે આ સાક્ષાત શિવરૂપ છે તેને ઉપદેશ આપવાની જરૂર નથી, પણ પરંપરાની રીતિસર વેદના મહાવાક્યનો બોધ કરી પરમહંસની દિક્ષા આપી. પછી શંકર ગુરૂ પાસે તેમની સેવા કરતા રહેવા લાગ્યા. એક વખતે નદીમાં પૂર ઘણું આવ્યું, નદી કિનારાનાં વૃક્ષો અને આજુ બાજુ વસતા લોકો તણાવા લાગ્યાં. તે જોઇ શંકર પોતાનું કમંડળુ મંત્રાવાહન કરી, તેમાં પૂરને સમાઇ જવાની આજ્ઞા કરી. પૂર તેમાં સમાવી દઈ, સર્વને દુઃખથી મુક્ત કર્યા. આવા તેમના ચમત્કારથી સર્વેએ તેમની સ્તુતિ કરી હતી.

શંકરાચાર્ય ગુરૂ ગોવિંદનાથની આજ્ઞાથી કાશીક્ષેત્રમાં આવ્યા. વિશ્વેશ્વરનું પૂજન કરી, વેદધર્મની સ્થાપના કરવા માટે નિરંતર પ્રયત્ન કરવા લાગ્યા. એક વખતે ચોલ દેશમાં કાવેરી નદી કિનારે રહેતો એક બ્રાહ્મણનો વેદજ્ઞ પુત્ર મહા પુરૂષોના દર્શન માટે ફરતો ફરતો શંકરાચાર્યનાં દર્શને આવી ચરણમાં પડયો. આચાર્યે તેમના મસ્તકપર હાથ મૂકી પૂછતાં તેણે કહ્યું કે;—" હું સંસાર સાગરમાં ડુબું છું, આપ સર્વજ્ઞ છો, તેથી હું વિશેશ જણાવતો નથી. માટે, મારા ગુણ દોષ સામું ન જોતાં મને સંસાર સાગરમાંથી તારીને મારો ઉદ્ધાર કરો. " એવી તેની પાર્થનાથી શંકરે તેમને સંન્યસ્તની દિક્ષા આપી તેનું નામ સનંદન પાડયું અને તે આચાર્યનો મુખ્ય શિષ્ય થઇને રહ્યો.

**સાક્ષાત્ શિવનોબોધ**—આચાર્ય નિત્ય નિયમ પ્રમાણે એક વખતે ગંગા કિનારે બપોરે આન્હિક કર્મ કરવા જતા હતા, માર્ગમાં એક ચંડાલ ચાર ભયંકર કૂતરા સાથે મળ્યો, તેને તેમણે કહ્યું કે, અરે ! ચંડાલ દૂર ખસ ! આ સાંભળી ચાંડાલે કહ્યું કે;—"તું ચાંડાલ કોને કહે છે ! બ્રહ્મ એક છે, અદ્વીતીય છે, અસંગ, સત્ય, અનંત, નિરવદ્ય, જ્ઞાનરૂપ, અને અખંડ છે. આત્મા પણ અદ્વીતીય છે. એવું વેદજ્ઞપુરૂષો કહે છે. તું વેદાંતમાં કુશલ છતાં આવી ભેદ બુદ્ધિ કેમ રાખે છે ? તું મારા દેહને દૂર જવાનું કહે છે કે આત્માને ? જો દેહને કહેતો હોય તો તે અન્નમય છે. તે શું તારા દેહ જેવો નથી ? જો આત્માને કહેતો હોય, તો તે તારા

કરતાં શું જૂદો છે ! જેમ સૂર્યનું પ્રતિબીંબ મદિરા અને ગંગાજળમાં પડે છે છતાં સૂર્ય જૂદો નથી. તેમજ સર્વ મનુષ્યના દેહ જૂદા છતાં આત્મા તો એકજ છે. હવે જો કદિ દેહને લૌકિક રૂઢીથી આ ચંડાલ અને આ બ્રાહ્મણ છે, એમ ધારી દૂર જવા કહે તો તારા જેવા જ્ઞાનીએ લોક રૂઢીને પકડી રહેવું ઠીક નથી. તારા જેવા તત્વજ્ઞાનીને પરમેશ્વરની માયાની ઇંદ્રજાલમાં મોહ પામેલો જોઇને આશ્ચર્ય પામું છું. " આ સાંભળી શંકરાચાર્યની ભેદ બુદ્ધિ જતી રહી. તેમને ચાંડાલ નહિ પણ મહા પુરૂષ જાણી લીધા. એ રીતે તેમની ભેદ બુદ્ધિ જતી રહેવાથી ચાંડાલે પોતાનું પ્રત્યક્ષ શંકરરૂપ ધારણ કર્યું.

શંકરાચાર્યે સાક્ષાત્ શિવને જોઈ પ્રણામ કર્યા અને કહ્યું કે:-"જીવ દૃષ્ટિથી હું આપનો અંશ છું અને આત્મા દૃષ્ટિથી જોતાં આપ તેજ હું છું, તે પછી શિવે પ્રસન્ન થઇ કહ્યું કે;-વ્યાસે સર્વ વેદના સારરૂપ સૂત્રો કર્યાં છે, તે કલિદોષથી કુત્સિત મતવાળાઓએ મરજીમાં આવે તેવાં ભાષ્યો કર્યાં છે; માટે તેનાપર ખરેખરૂં ભાષ્ય કર. તારૂં ભાષ્ય ઇંદ્રાદિ પણ માન્ય કરશે અને તે અખંડ કીર્તિરૂપે રહેશે. ભેદવાદી **ભાસ્કર**, **શાક્ત** મતવાદી **અભિનવ ગુપ્ત**, ભેદવાદી **નીલકંઠ**, શૈવમતવાદી **પ્રભાકર**, ગુરૂમતવાદી **મંડન મિશ્ર** આદિને જીતીને અદ્વૈત મતનું સ્થાપન કર. તેના રક્ષણ સારૂ સ્થળે સ્થળે તારા શિષ્યોને રાખ અને પછી મારા ધામમાં આવજે. " એટલું કહી અંતર્ધ્યાન થયા; પછી આચાર્યે આન્હિક કર્મ કર્યું. શિષ્યો સાથે ફરતા હિમાલય પર્વતના **બદ્રિકાશ્રમમાં** આવ્યા. આ વખતે તેમની ઉમર બાર વર્ષની હતી.

શંકરાચાર્યે બદ્રિકાશ્રમમાં રહી નીચે પ્રમાણે ગ્રંથો કર્યા;—**બ્રહ્મસૂત્ર**, **દશ ઉપનિષદ્**, ભારતમાંની **ભગવદ્ગીતા**, ભારતમાંના **સનત્સુજાતિય** અને **નૃસિંહતાપની**, એ સર્વ ગ્રંથોનાં બ્રહ્મવિદ્યા પ્રતિપાદક ભાષ્યો કર્યાં. વેદાંત પ્રતિપાદક **ઉપદેશસહસ્રી** આદી અસંખ્ય ગ્રંથો બનાવ્યા. શિષ્યોને એ સર્વે ભાષ્યો શિખવ્યાં. એક વખતે **સનંદન** ગંગાને સામે કિનારે હતો, તેની પરીક્ષા જોવાને આચાર્યે બોલાવ્યો. સનંદનપર ગુરૂની પૂર્ણકૃપા હતી. તેથી સનંદન ધારતો હતો કે ગંગામાં ગમે તેટલું પાણી છે, પણ મને કશી અડચણ આવશે નહિ એવા પૂર્ણ વિશ્વાસમાં નહિ ડુબી જવાના ભય વિના પાણીમાં પગ મૂકી ચાલવા માંડયું. એટલે ગુરૂ કૃપાથી તેના પગ નીચે કમળ ઉત્પન્ન થયાં. ઉંડા પાણીમાં પણ કશી અડચણ આવી

નહિ. ગંગામાં તેના પગ નીચે કમળ ઉત્પન્ન થવાં ત્યારથી શંકરાચાર્યે તેનું નામ પદ્મપાદ પાડયું.

આચાર્ય એક વખતે શિષ્યોને બ્રહ્મવિદ્યાનો બોધ આપતા હતા. તે વખતે પાશુપત મતાભિમાનીઓ પાસે બેઠા હતા, તેઓ વિવાદ કરવા લાગ્યા કે;—" કાર્ય, કારણ, યોગ, વિધિ અને દુઃખાંત એવા મોક્ષના સાધન ભૂત પાંચ પદાર્થોને પશુપતિ ઇશ્વરે ઉત્પન્ન કર્યા છે. કાર્ય—મહતત્વાદિ, કારણ—મૂળ ભૂત પ્રકૃતિ છે. યોગ—સમાધિ છે. વિધિ—ત્રિકાળસ્નાનાદિક છે, દુઃખાંત—મોક્ષ છે. એમાં મૂળ ભૂત પ્રકૃતિ એજ જગતનું ઉપાદાન કારણ છે અને પશુપતિ ઇશ્વર તે નિમિત્ત કારણ છે. ઘડાનું કુંભાર એ નિમિત્ત કારણ છે, તેનું પણ સદ્દષ્ટાંત કરવું છે. માટે તમારૂં બ્રહ્મ એ જગત્‌નું ઉપાદાન કારણ છે, એ કહેવું અસંભવિત છે; કારણ કે અવયવ યુક્ત જડ અને અશુધાદિ લક્ષણોથી યુક્ત જગત્ છે. એવા જગત્‌નું ઉપાદાન કારણ બ્રહ્મ કેમ સંભવે ? જેમાં ઉત્પન્ન થાય છે, તેનો ગુણ-ધર્મ તેનામાં રહેવો જોઇએ. પણ બ્રહ્મનો જે ધર્મ તે જગતમાં દેખાતો નથી. માટે બ્રહ્મ એ જગત્‌નું ઉપાદાન કારણ છે એ કેમ માની શકાય ?"

આચાર્યે કહ્યું કે;—" તમે જે બ્રહ્મથી ભિન્નનિમિત્તને ઉપાદાન કારણનો સ્વીકાર કરો છો તે યોગ્ય નથી. બ્રહ્મવિના બીજાને નિમિત્ત કારણત્વ કે ઉપાદાન કારણત્વ માનીએ તો ઉપનિષદમાં જેના જ્ઞાનથી અશ્રુતશ્રુત થાય છે અને અવિજ્ઞાન વિજ્ઞાન થાય છે, ઇત્યાદિ જણાવેલું છે, તેને બાધ આવે છે. નિમિત્ત કારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થતું નથી. માટે આ ઠેકાણે ઉપાદાન કારણનેજ ગ્રહણ કરવું જોઇએ. તેને ઠેકાણે જો પ્રકૃતિનું ગ્રહણ કરીએ, તો બ્રહ્મ એક છે અને અદ્વીતીય છે, એ શ્રુતિ વચનને બાધ લાગે છે." જગતની ઉત્પત્તિની પૂર્વે બ્રહ્મ વિના કોઇપણ પદાર્થો નહોતા એવું પ્રતિપાદન કરેલું છે. તેથી પ્રકૃતિને ઉપાદાન કારણ ન માનતાં બ્રહ્મનેજ માનવો જોઇએ. કાર્યમાં ઉપાદાન કારણનો કાંઇ પણ અંશ હોવો જોઇએ એવો જે તમારો મત છે તે બરાબર નથી; કેમકે છાણમાંથી વિંછી આદિ ઉત્પન્ન થાયછે; પણ તેમાં છાણનો જરાપણ અંશ જોવામાં આવતો નથી. કાર્ય અને ઉપાદાન કારણ એ બેનું સાદૃશ્યપણું પણ આથી સંભવતું નથી. દેહાદિકથી થનારાં કાર્ય અનિત્ય છે. માટે બ્રહ્મ એજ મુખ્ય માનવો જોઇએ." ઇત્યાદિ ઘણી પ્રકારે પાશુપત મતનું ખંડન કર્યું. તેથી તેમણે પોતાના મત મૂકીને આચાર્યનો મત ગ્રહણ કર્યો.

**વ્યાસનો મેળાપ**—આચાર્ય એક વખતે ગંગા કિનારે શિષ્યોને વ્યાસ સૂત્રનું ભાષ્ય ભણાવતા હતા; ત્યાં એક વૃદ્ધ બ્રાહ્મણ આવ્યો, તેણે પૂછ્યું કે તમે શું ભણાવો છો ? આચાર્યના બોલ્યા પહેલાં એક શિષ્યે કહ્યું કે, આ અમારા ગુરૂ છે તેમને સર્વ ઉપનિષદ્ અને વ્યાસસૂત્ર ઉપર અદ્વૈતવાળું ભાષ્ય કર્યું છે, તે અમને શિખવે છે. એ સાંભળી વૃદ્ધ બ્રાહ્મણે કહ્યું કે,—તમે વ્યાસસૂત્રના ભાષ્યકાર હો, તો વ્યાસ સૂત્રના ત્રીજા અધ્યાયમાં પ્રથમ સૂત્ર છે, તેનું વ્યાખ્યાન કરી બતાવો. એપરથી આચાર્યે નિરભિમાનથી તેના કહેલા સૂત્રનો ભાવાર્થ કહ્યો કે;—"મરણ વખતે ભૂત સૂક્ષ્મ દેહ બીજથી યુક્ત જીવ એક દેહ મૂકીને બીજા દેહમાં જાય છે, ત્યારે પંચીકૃત પંચભૂતના સૂક્ષ્મ ભાગથી યુક્ત થઇને જાય છે." તાણ્ડિત શ્રુતિમાં જૈમિનિએ ગૌતમને એજ પ્રમાણે જણાવેલું છે. આ ખુલાસો સાંભળી બ્રાહ્મણે પરીક્ષા લેવા, તેના કરેલા ખુલાસાનું ખંડન થાય એવા કેટલાક પ્રશ્નો પૂછ્યા, પણ આચાર્યે તેને તોડી પાડવા શ્રુતિઓનાં પ્રમાણ આપી પોતાના મતનું મંડન કર્યું. એ રીતે પરસ્પર ઘણી પ્રકારે ખંડન મંડન આઠ દિવસ સુધી ચાલ્યા કર્યું. છેવટ શંકરાચાર્ય જીત્યા.* આચાર્યે પોતાનો મત સિદ્ધ કર્યો, તે જોઇ વ્યાસે પ્રસન્ન થઇ દર્શન આપ્યું. આચાર્યે પાસે જઇ નમન કર્યું.

વ્યાસે આચાર્યના કરેલા બ્રહ્મ સૂત્રપર અદ્વૈત સિદ્ધાંત પ્રતિપાદક શારિરક ભાષ્યને સંમતિ આપી કહ્યું કે;—"તમે સર્વજ્ઞ છો, તમે અમારી પદવીને પામેલાજ છો. તમારા અખંડિત પાંડિત્યથી મને ઘણો સંતોષ થયો છે. તમારાથી હું ઘણો રાજી થાઉં છું. તમોએ મારા સૂત્રપર ભાષ્ય કર્યું છે, એવું શ્રી શંકરના દૂત સંભાકરણથી મેં જાણ્યું હતું. એ ભાષ્ય કેવું થયું છે, તે જોવાને આવ્યો છું." આચાર્યે તેમને ભાષ્ય જોવાને આપ્યું, તે જોઇને તેમણે અભિપ્રાય આપ્યો કે—"મારા સૂત્રપર પૂર્વે ઘણા વિદ્વાનોએ ભાષ્ય કર્યાં છે, અને હજુ પણ કરશે, પણ તમોએ તેનો જે ગુઢ અર્થ પ્રકાશ કર્યો છે. એવું તેઓ કદી કરી શક્યા નથી, અને હવે પણ તમારા જેવું કરશે કે નહિ તેની શંકા છે. હવે તમે ઉપનિષદ્ ઉપર વ્યાખ્યાન કરો અને દ્વૈતવાદીઓને જીતો." આ સાંભળી આચાર્યે

---

* સાંખ્ય, બૌધ, જૈન, કણાદ, આદિના મતોનાં વિસ્તારથી ખંડન જોવાં હોય તો વ્યાસ સૂત્ર પર શંકર શારિરક ભાષ્ય નામના ગ્રંથમાં જોવાં. એ અદ્વૈત સિદ્ધાંત માટે અને બીજા મતો શી રીતે ખોટા છે, એ સર્વે તેમાં વાંચવા લાયક છે.

પોતાનાં કરેલાં ઉપનિષદોનાં ભાષ્યો બતાવ્યાં. તે ભાષ્યો શિષ્યોને શિખ-વ્યાં છે અને દ્વૈતવાદીઓને જીત્યા છે. હવે વિશેષ કરવાનું નથી, આદી કહી બતાવી જણાવ્યું કે, હવે આપ એક મૂહુર્ત્ત ( બે ઘડી ) રોકાઓ. મારૂં આયુષ્ય પૂરૂં થવાથી આ દેહ મણિકર્ણિકામાં મૂકી કૈલાશમાં જવાનો છું. એ સાંભળી વ્યાસે દેહ મૂકી દેવાની ના પાડી જણાવ્યું કે, હજુ તમારે કેટલાક વિદ્વાનોને જીતવા છે; જો કે તમે તેવા ગ્રંથો કર્યા છે, પણ જાતે જીતવાની જરૂર છે. માટે હું તમને બીજાં સોળ વર્ષનું આયુ-ષ્ય આપું છું, એમ કહી અંતર્ધ્યાન થઇ ગયા.

આ પછી આચાર્યે ભટ્ટપાદને મળવાનો વિચાર કર્યો. પ્રથમ પ્રયા-ગમાં આવ્યા ત્રિવેણીની સ્તુતિ કરી તેમાં સ્નાન કર્યું. તેટલામાં સમાચાર મળ્યા કે ભટ્ટપાદ તુષાગ્નિ—ધાન્યનાં છોડાં સળગાવીને તેમાં બળી મરે છે. આ સાંભળી આચાર્ય ત્યાં ગયા. શિષ્યોએ ભટ્ટપાદની પૂજા કરી. આચાર્યે પોતાનું ભાષ્ય બતાવ્યું. એ જોઇ ભટ્ટપાદ ખુશી થયા અને જણાવ્યું કે; મેં ઈશ્વરને નહિ માનતાં વેદનેજ સ્વતઃપ્રમાણ્યથી સિદ્ધ કર્યા છે. તથા ગુરૂદ્રોહ× પાપથી મુક્ત થવાને બળી મરૂં છું. આચાર્યે જણાવ્યું કે તમે જે કર્યું છે તે યોગ્યજ કર્યું છે. તેથી કાંઇ પાપ થયું નથી, હું તમને મારા કમંડળનું જળ છાંટી બચાવું એ સાંભળી ભટ્ટપાદે જીવવાની ઇચ્છા બતાવી નહિ. પરંતુ જણાવ્યું કે તમે મને જીતવાને આવ્યા છો, એ મેં જાણ્યું છે, પણ મારો શિષ્ય મંડન મિશ્ર જે મારા કરતાં અધિક નિપુણ છે, તેને જઇ જીતો એટલે સર્વને જીત્યા સમજશો. આપ સાક્ષાત્ શંકર છો, તો મને તારક મંત્રનો ઉપદેશ કરી કૃતાર્થ કરો. પછી શંકરાચાર્યે કાર્તિક સ્વામીનો અવતાર જે ભટ્ટપાદ તેને તારક મંત્રનો બોધ કર્યો. તેથી એ મુક્તિને પામી પરમ ધામમાં ગયા આચાર્ય મંડન મિશ્રને મળવા આકાશ માર્ગે માહિષ્મતી નગરી અથવા ચોળી માહેશ્વરમાં આવ્યા. તે રોજ મંડનને ઘેર શ્રાદ્ધ હતું. તેથી કોઇ ભિક્ષુક અંદર ન આવે, માટે ઘરનાં દ્વાર મજબુત બંધ કર્યાં હતાં. એ જોઇ આચાર્યે પોતાની યોગ શક્તિથી અંદર પ્રવેશ કર્યો. શ્રાદ્ધ ભોજન માટે વ્યાસ અને જૈમિની આવ્યા હતા, તેમણે આચાર્યનો ઘણો સત્કાર કર્યો. મંડન પંડિતે આ કોઇ સન્યાસી છે; એમ જાણ્યું હતું, શ્રાદ્ધ વખતે ક્રોધ કરવો ન જોઇએ, એવી શાસ્ત્રની મર્યાદા છે, છતાં તેમને શ્રાદ્ધ વખતે આવેલા જોઇ, તેમણે ક્રોધથી વ્યાસ અને જૈમિની સમક્ષ વિવાદ આદર્યો.—

× સુગતો પાસે તેમનાં શાસ્ત્ર શીખી તેમનોજ નાશ કરાવ્યો છે.

**શંકરાચાર્ય અને મંડન મિશ્રનો સંવાદ**—" મંડન મિશ્રે કહ્યું કે;-અરે ! મૂંડિઆ ઘરનાં દ્વાર બંધ હતાં છતાં આ શ્રાદ્ધ સમયે તું ક્યાંથી આવ્યો ? શંકર--તું વિદ્વાનોનો શિરોમણી છે છતાં આવી રીતે કેમ બોલે છે ? હું પ્રશ્ન કરતો નથી ને તું બોલેછે, તો તું મને કહેતો નથી, પણ બીજા કોઇને કહેતો હઇશ. મંડન--તેં શું મદિરા પીધો છે ? શંકર--સૂત્રામણિયજ્ઞમાં તમે એમજ કરો છો. અમે એમ સમજીએ છીએ કે એ ઠેકાણે દૂધ પીવું એમ કહ્યું છે. મંડન--ઓ માંસ ભક્ષક ! તું મસ્ત થયો છે. શંકર--સન્યાસીને મધુ માંસ રહિત ભિક્ષા કરવી કહી છે, તેથી અમે કદી ખાતા નથી, પણ સોમયાગાદિકમાં તું ખાય છે. મંડન-ગધેડાથી પણ ન ઉપડે એવી તું કંથા ઉચકે છે, ત્યારે તને ચોટલી જનોઇ શું ભાર કરતાં હતાં ? શંકર-તારા બાપ ગધેડે પણ કંથા ઉચકાય નહિ, પણ ચોટલી ને જનોઇ રાખ્યાથી, શ્રુતિને ભાર લાગે છે. મંડન—સ્ત્રીનું પાલણપોષણ કરવાની શક્તિ રહી નહિ, ત્યારે તેં મુંડાવ્યું; ત્યારે આવડાં પુસ્તકો અને શિષ્યોનો ભાર કેમ વેઠી શકે છે ? જાણી તારી બ્રહ્મનિષ્ઠતા ! શંકર--ગુરૂની સેવા કરવામાં આળસને લીધે તું સ્ત્રી સેવનમાં નિષ્ઠા રાખી કર્મનિષ્ઠપણું કરે છે, એ જાણી તારી કર્મનિષ્ઠતા ? મંડન--સ્ત્રીના ગર્ભમાં રહી, સ્ત્રીએ પાળી પોષી મોટો કર્યો, તેનીજ તું નિંદા કરે છે, તેથી તારૂં કૃતઘ્નીપણું જણાઇ આવે છે ? શંકર--અરે મૂર્ખ ! જે સ્ત્રીઓનું તેં સ્તનપાન કર્યું, જે સ્ત્રીના યોનીથી તું જન્મ્યો, તે જાતિ સાથે મૂર્ખ તું રમણ કરે છે ? મંડન--અગ્નિ હોત્રાદિક કરવાં તેં મૂકી દીધાં છે, તેથી તને શ્રુતિ પ્રમાણે ઇંદ્રની હત્યનું પાપ લાગે છે શંકર--તું શ્રુતિ પ્રમાણે પરમ પદને જાણતો નથી. તેથી આત્મ હત્યાને પામે છે, તેનો તું પ્રથમ વિચાર કર.

મંડન--તું દ્વારપાળને સૂચવ્યા વિના ચોરની પેઠે કેમ આવ્યો ? શંકર--તું ભિક્ષુકનો ભાગ ભિક્ષુકને ન આપતાં ચોરની પેઠે કેમ ખાઇશ? મંડન—कर्मकालेनसंभाष्योऽहं--શ્રાદ્ધ કર્મ કરતી વખત હું નહિ બોલું. શંકર—સંસ્કૃત બોલવામાં યતિ ભંગ કરનારા તારૂં જ્ઞાન જણાઇ ચૂકયું ? યતિભંગનો સમાસ આ ઠેકાણે ષષ્ઠીના સમાસનો અર્થ ન કરવો પણ પંચમીના સમાસનો અર્થ 'યતિથી ભંગ પામેલો છું.' એવો કરવો. મંડન—તે બ્રહ્મ ક્યાં ? આ સન્યાસ ક્યાં ? અને આ કળીકાળ ક્યાં ? આ તો સ્વાદિષ્ટ ભોજન કરવાની ઇચ્છાથી તેં આ વેષ ધારણ કર્યો છે, એમ સમજાય છે. શંકર—ક્યાં સ્વર્ગ ? અને ક્યાં દુરાચાર ? ક્યાં અગ્નિહોત્ર ? અને ક્યાં કલિકાળ ? કેવળ તેં કામની-મૈથુનની કામ-

નાથી કર્મ કરવા આ વેષ ધારણ કર્યો લાગે છે. " એ રીતે મંડન પંડિતનું બોલવામાં ઉદ્ધતપણું જોઇ વ્યાસ તથા જૈમિનીએ તેને ચેતવ્યો કે, " જેણે અદ્વૈતપણાનું સ્થાપન કરેલું છે, એવા યતિને તું ન કહેવાનું કહે છે એ ઘટીત નથી " ઇત્યાદિ કહ્યું. તેથી મંડને શાંત થઇ આચાર્યનું વિધિથી પૂજન કર્યું, ક્ષમા માગી, ભિક્ષા કરવા ઉઠવાનું કહ્યું. શંકર—" મંડન ! હું વાદરૂપી ભિક્ષાની ઇચ્છાથી આવ્યો છું. તેથી તારે તેની ભિક્ષા આપવી. આપણા બંનેમાં જે હારે તે તેનો શિષ્ય થઇ રહે. આ સિવાય બીજી ભિક્ષાની મારે વધારે ઇચ્છા નથી. " પછી વાદ વિવાદ કરવાનું કબુલ કરી ભિક્ષા કરવા ઉઠયા. વ્યાસ, જૈમિની, શંકરાચાર્ય અને મંડન સર્વ સાથે બેઠા.

મંડનમિશ્ર પંડિત ઘણા દિવસથી વિવાદ કરવા ઇચ્છતો હતો, વિવાદમાં તે કોઇને ગણતો નહિ, આ જોગ તેને મળ્યો તેથી રાજી થયો. તે ઇશ્વરને ન માનનારો પૂર્વમિમાંસક હતો. તેથી તેને નિરીશ્વરવાદી કહેતા હતા. વિવાદ કરવાનો દિવસ નક્કી કર્યો. શંકરાચાર્ય વિવાદ કરવાને તૈયાર થઇ બેઠા મંડન મિશ્ર પણ પોતાની સ્ત્રી સરસ્વતીને સાથે લઇને આવ્યો. પ્રથમ બંનેએ પ્રતિજ્ઞા કરી. શંકરાચાર્ય—' બ્રહ્મ સત્ય છે. તે હું સિદ્ધ કરી આપીશ. જો હું હારીશ, તો ભગવાં વસ્ત્ર તજી ધોળાં વસ્ત્ર પહેરી ગૃહી થઇશ હાર જીતનો નિર્ણય સરસ્વતી કરશે. " મંડન પંડિત—" વેદનો કર્મકાંડ એજ સત્ય છે, એ હું સિદ્ધ કરી આપીશ; જો હું હારીશ તો ગૃહીપણું તજીને ભગવાં વસ્ત્ર પહેરી સંન્યાસી થઇશ હારજીતની સાક્ષી સરસ્વતી છે. " સરસ્વતીએ સાક્ષી રહેવાની વાત કબુલ કરી. પછી સરસ્વતીએ બંનેના ગળામાં ફુલની માળા પહેરાવી કહ્યું કે, જેના ગળામાં આ ફુલની માળા કરમાશે, તેની હાર થઇ હું સમજીશ. પછી વિવાદ શરૂ થયો. અંતરિક્ષ દેવો વિમાનમાં બેસી જોવા ઉભા રહ્યા.

મંડન—" જીવ અને ઇશ્વરનું એકપણું છે, એવો જે તમારો મત છે, તેને માટે કાંઇ પણ પ્રમાણ નથી. જે ઉપનિષદનાં પ્રમાણ આપો છો, તેમાં કર્મ સફળતા નથી તેથી તમારો મત મારે માન્ય નથી. ' એ સાંભળી શંકરાચાર્યે તેમને શ્રુતિઓનાં ઘણાં પ્રમાણો આપી મંડન પંડિતના મતનું ખંડન અને પોતાના મતનું મંડન કર્યું. એ વિવાદ કેટલાક દિવસ સુધી ચાલ્યા કર્યો. તેમાં બ્રહ્મ સત્ય એ, સિદ્ધ કરી આપી આચાર્યે તેનું સ્થાપન કર્યું. મંડન પંડિતના ગળામાંની ફુલની માળા કરમાઇ ગઇ. એ જોઇ સરસ્વતીએ આચાર્યનો જય થયો દર્શાવ્યો. આ વિવાદમાં સર-

સ્વતીને પણ સાક્ષી રહેતાં સુધીનો દુર્વાસા મુનિનો શાપ હતો તે મુક્ત થયો. તેથી એ બ્રહ્મલોકમાં જવાને તૈયાર થયાં, પણ આચાર્યે તેને અટકાવી પ્રાર્થના કરી કહ્યું કે, હું તમને કહું ત્યારે જજો. સરસ્વતી તેમનું વચન માની રહ્યાં. મંડન પંડિતના મતનું અનેક પ્રમાણો આપી ખંડન કર્યું. પરંતુ તેના મનમાં એમ આવ્યું કે, સર્વ ભૂત ભવિષ્યને જાણનારા જૈમિનીનાં કરેલાં પદોનું ખંડન કેમ થઇ શકે ? એવા તેમના સંશયથી શંકરાચાર્યે કહ્યું કે, જૈમિનીના વચનોનું ખંડન થયું નથી, તેમણે જરાએ ભૂલ કરી નથી, પણ આપણેજ પૂર્ણ જ્ઞાન વિના તેમના અભિપ્રાયને બરાબર સમજી શકયા નથી. એમ કહી જૈમિનીના સૂત્રાર્થને બરાબર સમજાવ્યો, પણ તેમનો સંશય ગયો નહિ. એપરથી જૈમિનીનું સ્મરણ કરતાં તેમણે આવી જણાવ્યું કે;—" આચાર્યે જે અર્થ કર્યો છે તેજ ખરો છે તેનો તારે સ્વીકાર કરવો. આ સાક્ષાત્ શિવનો અવતાર છે. શિવપુરાણમાં ચાર યુગમાં ચાર મોટા જ્ઞાનીઓ થવાનું ભવિષ્ય જણાવ્યું છે. તેમાં પ્રથમ કૃતયુગમાં કપિલ, ત્રેતાયુગમાં દત્તાત્રેય, દ્વાપરમાં વેદ વ્યાસ અને કલિયુગમાં શ્રીશંકરાચાર્ય છે. માટે તારે તે મતને પ્રમાણ ગણી સંસાર સાગર તરવો એ ઘટીત છે " એ પ્રમાણે કહ્યાથી મંડન પંડિત શાન્ત થયા, શંકરાચાર્ય પાસે માફી માગી અને સર્વ ત્યાગ કરી શરણે આવી આજ્ઞા પ્રમાણે કરવા તૈયાર થયા.

શંકરે મંડનમિશ્રપર કૃપા કરી સરસ્વતી સામું જોયું. સરસ્વતીએ તેમનો આશય જાણી લીધો. તેપરથી સરસ્વતીએ જણાવ્યું કે, " પત્નીએ પણ આત્માની અર્ધાંગના છે એવું શ્રુતિમાં કહ્યું છે, માટે મને જીતો ત્યારે ખરા." એ પરથી આચાર્યે સરસ્વતી સાથે સત્તર દિવસ સુધી વિવાદ ચલાવ્યો. તેમાં સરસ્વતી હાર્યા. સરસ્વતીએ શંકરને જીતવા કઠિન જાણ્યા. આચાર્ય બાળવયમાં સંન્યાસી થયા છે. માટે તેઓ કામ શાસ્ત્ર જાણતા નહિ હોય, એવા વિચારથી તેમને કામ કળાના પ્રશ્નો પૂછ્યા, પણ શંકર સર્વજ્ઞ હતા, તેમનાથી કાંઇ અજાણ્યું નહોતું, તે ધારે તે કરવા શક્તિમાન હતા, પણ મર્યાદાને આધિન હતા. પ્રશ્નોના ઉત્તર ન આપે તો અસર્વજ્ઞપણું જણાય અને ઉત્તર આપે તો યતિ ધર્મને બાધ આવે. જાહેર રીતે ઉત્તર આપી શકાય તેવું નહોતું. તેથી અજાણ્યા હોય તેવી રીતે સરસ્વતીપાસે એક માસની મુદત માગી, તે સરસ્વતીએ આપી.

આચાર્ય પોતાની કાર્ય સિદ્ધિ માટે તૈયાર થયા. અમરક રાજા મૃગયાના પરિશ્રમથી મૂર્છિત થઇ મરણ પામ્યો હતો, એવું આચાર્યે યોગ બળથી જાણી લીધું, તેના મૃત દેહમાં યોગ બળથી પ્રવેશ કરી, તેમની

રાણીઓના હાવ ભાવનો અનુભવ લેવા ધાર્યો. પદ્મપાદે તેમ કરવામાં શંકા કરી, ત્યારે આચાર્યે જણાવ્યું કે, " આસક્તિ રહિત પુરૂષને કોઇ જાતનો દોષ લાગતો નથી, જેને હુંપણું મૂળમાંજ હોતું નથી, તેને કોઇ કાર્ય અડચણ કરી શકતું નથી, તત્વવેત્તા કોઇ કાર્યથી લેપાતા નથી. હુ આ શરીરથી કામ શાસ્ત્રનો અનુભવ લેવા ધારૂં, તોપણ મને અડચણ નથી, પણ પરંપરાના સંપ્રદાયને બાધ ન આવે જાણીને બીજા શરીરમાં પ્રવેશ કરી અનુભવ લેવા ધાર્યો છે. " ઇત્યાદિ દાખલા, દૃષ્ટાંતો અને શાસ્ત્ર પ્રમાણોથી તેમની શંકા દૂર કરી. આચાર્ય તરતજ આકાશ માર્ગે એક વનમાં તળાવ હતું ત્યાં આવી ઉતર્યા. ત્યાં એક ગુફા હતી, ત્યાં પોતાના દેહને શિષ્યોના સંરક્ષણ તળે મૂકી અમરક રાજાના દેહમાં પ્રવેશ કર્યો.

અમરક રાજા તરતજ આળસ મરડી બેઠો થયો. તેથી રાણીઓ અને પ્રધાનો આદિ સર્વ આનંદ પામ્યા. રાજા સંજીવન થયો જાણી પુરોહિતોયે તેમનાપર શાંતિક્રિયા કરી. ઇંદ્ર જેમ સ્વર્ગનું પાલન કરે, તેમ રાજા પ્રજાનું ઉત્તમ રીતે પાલન કરવા લાગ્યો. દેશમાં જળ, ફળ અને સમૃદ્ધિ અધિક થવા લાગ્યાં. રાજાનું તેજ પ્રથમ કરતાં કોઇ અલૌકિક જણાતું હતું, તેમજ દિવ્ય ગુણોવાળો જણાતો હતો. ઇત્યાદિથી આ કળિકાળ પણ ત્રેતાયુગ જેવો લાગતો હતો. આ ઉપરથી પ્રધાને એવો વિચાર કર્યો કે; આ કોઇ પૂર્ણ ઐશ્વર્યવાન યોગીરાજે રાજાના શરીરમાં કેમ જાણે પ્રવેશ કર્યો નહોય ! માટે એ ફરી પોતાના દેહમાં ન જાય તેવો ઉપાય કરવો. એમ વિચારી નોકરોને આજ્ઞા કરી કે જ્યાં તમે કોઇ મૃતદેહ પડેલો દેખો, તેને તેજ સ્થળે બાળી મૂકજો. એવી પ્રધાનની આજ્ઞાથી વનમાં ચારે તરફ નોકરો ફરવા લાગ્યા.

આચાર્યે રાજાના દેહમાં પ્રવેશ કરી વાત્સાયન કામશાસ્ત્ર પ્રમાણે કામકળાનો અનુભવ મેળવ્યો. વાત્સાયન સૂત્ર આધારે પોતાના અનુભવથી કામશાસ્ત્ર સંબંધી નવિન વિષયોથી ભરપૂર એક ગ્રંથ બનાવ્યો. એક માસની મુદત પુરી થવા આવી હતી. તેથી શિષ્યોને ચિંતા થવા લાગી, પદ્મપાદે સર્વ શિષ્યોને ધીરજ આપી, આચાર્યના દેહને સંભાળી રાખવા ભલામણ કરી, પોતે કેટલાક શિષ્યને સાથે લઇ શોધતા શોધતા ગાયક વેશે અમરકરાજાની નગરીમાં આવ્યાં. તજવીજથી અંતઃપુરમાં રાજા હતો ત્યાં પ્રવેશ કર્યો; જઇ "માર્મિક " ગાયન કર્યું. રાજા સમજી ગયો. ગાયકોને સાનમાં સમજાવી રજા આપી પોતે રાજાના શરીરમાંથી નીકળીને ગુફામાં શિષ્યોનાં રક્ષણ નીચે દેહ હતો ત્યાં આવ્યા, જુએ છે તો પોતાનો દેહ પ્રધાનની આજ્ઞાથી અગ્નિસંસ્કાર થતો જણાતાં તરત તેમાં પ્રવેશ

કર્યો કે, દેહમાં સંજ્ઞા આવી; નૃસિંહ ભગવાનનું સ્મરણ કરતાં તેણે અગ્નિ શાંત કર્યો ગુફામાંથી શિષ્યો સાથે બહાર નીકળી મંડનમિશ્રને ઘેર આવ્યા.

સરસ્વતીએ વંદન કરી કહ્યું કે; " હે બ્રહ્મન્ ! તમે સર્વ વિદ્યાના, સર્વ ભૂત-પ્રાણીઓના ઇશ્વર અને બ્રહ્મણોના પણ અધિપતિ સાક્ષાત્ શિવ છો, મને કામકળામાં જીતવાની એક માસની મુદત માગી હતી એ કેવળ મનુષ્ય ધર્મને અનુસરીને તમે કર્યું છે. તમે સર્વજ્ઞ છો, સર્વજ્ઞને સર્વ સહેલ છે, હવે હું જાઉં છું, " એ સાંભળી શંકરાચાર્યે સ્તુતિ કરી ઋષ્ય શૃંગ નામે સ્થાનમાં શારદા નામથી રહેવાનું કહ્યું. સરસ્વતીએ તેમ કરવા હા પાડી બ્રહ્માના પરમ ધામમાં ગયાં. મંડન મિશ્રને આચાર્યે સંન્યસ્તની દીક્ષા દીધી તત્ત્વમસિ મહા વાક્યનો ઉપદેશ આપ્યો. તેમજ ગુરૂ મહિમાને સારી રીતે સમજાવ્યો, મંડનમિશ્ર સુરેશ્વ એ નામથી આચાર્યના મુખ્ય શિષ્યોમાં ગણાવા લાગ્યા.

આચાર્ય દુષ્ટ પાખંડ મતોનું ખંડન કરતા, ભક્ત લોકોને સદ્બોધ દેતા અને અદ્વૈત માર્ગનું સ્થાપન કરતા અનેક દેશોમાં ફરતા ફરતા દક્ષિણના મહારાષ્ટ્રાદિ દેશોમાં પોતાનો મત તથા ગ્રંથોનો પ્રચાર કરતા શ્રીશૈલ નામના પર્વત ઉપર પધાર્યા, ત્યાં તેમણે પાતાળ ગંગામાં સ્નાન કર્યું, મલ્લિકાર્જુન નામે શિવલિંગની પૂજા કરી, ત્યાં શ્રેષ્ઠ શિષ્યોને શારિરક ભાષ્ય ભણાવ્યા. અહીં પાશુપત, વીરવૈષ્ણવ, શૈવ, અને માહેશ્વર મતવાળાને સુરેશ્વરાદિ શિષ્યોએ જીત્યા તેમાં કેટલાક આચાર્યના શિષ્ય થઇ રહ્યા, શ્રીશૈલ પર્વતપર એક વખતે એક કાપાલિક કપટ વેશથી આચાર્યનો નાશ કરવાની ઇચ્છાથી આવ્યો. એ ભૈરવ ભક્ત કાપાલિક પોતાના ઇષ્ટની સિદ્ધિનો લાગ જોઇ બોલ્યો કે,—

" હે મહાત્મા ! સર્વજ્ઞતા, સુશીલતા, દયાળુતાદિક આપના સકલ શુભ ગુણો સાંભળીને આપના દર્શનાર્થે આવ્યો છું. આપે પરોપકાર માટે જ દેહ ધર્યો છે. આપની સત્કીર્તિ સર્વ સ્થળે ગવાય છે, આપ અદ્વીતીય બ્રહ્મને પ્રતિપાદન કરનારા ઉત્તમ યતીંદ્ર છો. આપની પાસે આવનાર મનુષ્યો પોતાના મનોર્થો સફળ કરી જાય છે. મેં આ દેહ સ્વર્ગે જવા માટે સો વર્ષ તપ કરીને ભૈરવનાથને પ્રસન્ન કર્યા છે. તેમણે મને કહ્યું છે કે;-તું કોઇ સર્વજ્ઞ પુરૂષનું અગર રાજાનું મસ્તક અગ્નિમાં હોમીશ, તો સદેહે સ્વર્ગમાં જઇશ. તેથી હું ચારે તરફ ફરૂં છું, પણ મને કોઇ તેવો મળ્યો નથી, તેથી નિરાશ થઇ આપની પાસે આવ્યો છું. આ દેહ ક્ષણભંગુર છે. મસ્તક આપવાથી આપની અપાર કીર્ત્તિ વધશે અને મારૂં

કામ થશે. મસ્તકની માગણી કરતાં મારી જીભ ઉપડતી નથી; કેમકે જીવિત કોને વહાલું ન હોય ? આપતો કેવળ બ્રહ્મ સ્વરૂપ છો, આપને શરીરની આસક્તિ નથી, આપે પરોપકાર માટેજ દેહ ધર્યો છે, આપ કૃપા કરો તો મારૂં કામ થાય. દયાળુ પુરૂષો તો પોતાનું શરીર કેવળ પરમાર્થેજ ધારણ કરે છે, આપને ધન, પુત્ર, મિથ્યા લોક તૃષ્ણા કશું નથી. પરોપકાર વિના આપને બીજું કોઇ કર્તવ્ય પણ નથી, દધીચી ઋષિએ ઇંદ્રને પોતાનાં હાડકાં કાઢી આપ્યાં હતાં. જીમુતવાહને નાગ રક્ષણ માટે ગરૂડને પોતાનો પ્રાણ આપ્યો હતો. તેથી તેમની અમર કીર્ત્તિ રહી ગઇ છે. મારી માગણી અયોગ્ય છે, તેથી હું બીહુ છું, પણ આપ જેવા પરોપકારી પુરૂષો મારા જેવા યાચકને ન આપે એ સંભવ નથી. ” ઇત્યાદિ.

આ સાંભળી આચાર્ય બોલ્યા કે;—“ હું ખુશીથી મારૂં મસ્તક આપીશ. માટે મારા શિષ્યો કે કોઇ ન જાણે તેમ તારે એકાંતે આવવું. નહિતો તારૂં કામ થવું કઠિન થશે. ” કાપાલિક રાજી થતો પોતાને સ્થળે ગયો. શિષ્યો સ્નાન સંધ્યાદિક કરવાને ગયા, ત્યારે આચાર્યે દેહ મૂકી દેવાની ઇચ્છાથી જીવનો પરમાત્મા સાથે નિયોગ કર્યો. નિર્વિકલ્પ સમાધિમાં સિદ્ધાસન વાળી બેઠા. એટલામાં કાપાલિક આવ્યો. તેણે ત્રિશૂળ ઉગામી મારવાની તૈયારી કરી; યોગ બળથી આતોજ ભાસ પદ્મપાદનાં અંતઃકરણમાં પડયો. તેથી પદ્મપાદને ક્રોધ ચડયો, તાત્કાળિક તે ધ્યાન કરી મંત્રબળથી નૃસિંહ સ્વરૂપને પામી કાપાલિકપર ધસ્યો. પ્રહ્‌લાદ સ્મરણથી જેમ હિરણ્યકશ્યપુના દેહને નૃસિંહે નખ વડે ચીરી નાંખ્યો હતો, તેમ કાપાલિકને ચીરી નાંખી મોટી ગર્જના કરી. એ સાંભળી સર્વ શિષ્યો દોડી ત્યાં આવ્યા. જોયું તો આચાર્ય સમીપ કાપાલિકને મરણ પામેલો દીઠો. પછી નૃસિંહરૂપ પદ્મપાદે જોસથી ત્રણ મોટી ગર્જના કરી. તેથી આચાર્યની સમાધી ઉતરી ગઇ, નેત્ર કમળ ઉઘડી ગયાં અને નરસિંહ સ્વરૂપ જોયું. આચાર્યે પ્રાર્થના કરવાથી નૃસિંહ સ્વરૂપ સમાઇ જઇને પદ્મપાદ મૂળ સ્વરૂપે થયા. પદ્મપાદે સર્વ વાત કહી બતાવી આ ચમત્કાર નજરે જોનાર શિષ્યોએ આચાર્યની સ્તુતી કરી.

શિષ્યો—આચાર્ય તીર્થ સ્થળોમાં ફરતા ફરતા પાપથી મુક્ત કરનાર ગોકર્ણક્ષેત્રમાં આવ્યાં ગોકર્ણેશ્વરની સ્તુતી કરી દર્શન કર્યાં, ત્યાં ત્રણ દિવસ રહી, હરિશંકર નામના દિવ્ય સ્થાનમાં આવ્યા; ત્યાં ભેદવાદીઓના ભ્રમ ટાળવાને શિવ અને વિષ્ણુ એ બે દેવો સાથે રહે છે, આચાર્યે બન્ને દેવને લાગુ પડે એવા દ્વીઅર્થી શ્લોકથી શાંન્ત ચિત્તે સ્તુતી કરી. મુકાંબિકા

દેવીના મંદિરમાં આવ્યા, ત્યાં એક બ્રાહ્મણ અને તેની સ્ત્રી પોતાના મરણ પામેલા પુત્રને ખોળામાં લઇ મહા કલ્પાંત સાથ રૂદન કરતા હતાં; એ જોઇ આચાર્યને દયા ઉત્પન્ન થઇ. તેમણે ત્રૈલોક્યનાથની સ્તુતી કરી, એ બ્રાહ્મણના પુત્રને સજીવન કરાવ્યો. એ સ્થળમાં ત્રણ દિવસ રહી **શ્રીવલી** ગામમાં આવ્યા. એ ગામમાં વેદજ્ઞ બે હજાર બ્રાહ્મણો રહેતા હતા. તેમાં પ્રભાકર નામે ઉત્કૃષ્ટ બ્રાહ્મણ સર્વે પ્રકારે સુખી હતો, પણ તેનો પુત્ર ગાંડા જેવો હોવાથી દુઃખી હતો. એનો પુત્ર મુખેથી બોલતો નહિ, ખાવાનું વખતે ખાય અને વખતે ખાતો નહિ, છોકરાઓ રમવાનું કહે તો રમે નહિ, તેઓ બહુ મારે તોપણ બોલે નહિ. તેને અક્ષર જ્ઞાન મૂળે કાંઇજ નહોતું. સાવ જડભરત જેવો દિસતો હતો. તેથી તેને ભૂતનો વળગાડ હશે, એવા વહેમથી પ્રભાકર કોઇ મહાત્માને બતાવવાને ઇચ્છતો હતો. આચાર્ય ઘણા શિષ્યો સાથે ગામમાં મહાદેવના દેવળમાં ઉતર્યા છે, એવું સાંભળીને એ પુત્રને તેડી લાવ્યો. અને આચાર્યને ચરણે નમાવ્યો. પણ તે ચરણમાં જડની પેઠે પડયોજ રહ્યો. તેથી પ્રભાકરે તેમની સર્વ હકીકત કહી બતાવી.

આચાર્યે તે બાળકને કહ્યું કે:—"ઉઠ, તું કોણ છે ! અને આવી બાળચેષ્ટા કેમ કરે છે ?" બાળકે જવાબ આપ્યો કે;—"હે ગુરૂ ! હું જડ નથી, પણ જે જડ છે તે મારા સાનિધ્યને લીધે પ્રવર્તે છે. શોક, મોહ, ક્ષુધા, પિપાસા, જરા અને મૃત્યુ એ છ ઉર્મિઓથી જનમવું, જનમ્યા પછી જીવવું, વૃદ્ધિ પામવું, ફેરફાર થવું, ઘટવું, અને નષ્ટ થવું એ ૭ ભાવ વિકારો રહિત, જે કેવળ સુખરૂપ પરમપદ છે તે હું છું. હે ગુરૂ ! આ મુમુક્ષુ લોકોને પણ મારા જેવો અનુભવ મળે એમ ઇચ્છુંછું. એટલું બોલી બાર શ્લોકથી પ્રપંચ રહિત પરમાત્માના તત્વનું નિરૂપણ કર્યું. એ બાર શ્લોકથી આત્મ તત્વ હાથમાંના આમળા પ્રમાણે પ્રકાશિત કર્યું. તેથી તે બાળક **હસ્તામલક** નામથી પ્રસિદ્ધ થયો.

આચાર્યે જાણ્યું કે તેને ગુરૂ વિના આત્મતત્વનું જ્ઞાન થયું છે. તેથી એ કોઇ યોગી હોવો જોઇએ, પછી તેના મસ્તકપર હાથ મૂકયો. પ્રભાકરને સમજાવ્યો કે આ તારા પુત્રને પોતાના દેહાદિકપર પ્રીતિ નથી, તો ઘર આદિમાં તો કયાંથી આસક્તિ હોય ! એનાથી તમને કશો લાભ પ્રાપ્ત થવાનો નથી ઇત્યાદિ કહેવાથી પ્રભાકરે તેને આચાર્યને શરણે રાખ્યો, આચાર્યે તેને બ્રહ્મવિદ્યાનું શિક્ષણ આપ્યું, ત્યાંથી આચાર્ય શિષ્યો સાથે તુંગભદ્રા કિનારે **સૃંગેરી** નામે પુરમાં આવ્યા, ત્યાં રહી શિષ્યોને ભાષ્ય શિખવ્યાં, એક મઠ સ્થાપી ત્યાંનો સંપ્રદાય ચલાવવાને **સુરેશ્વર**ને રાખ્યા.

શંકરાચાર્યને ગિરી નામનો શિષ્ય હતો. તે ગુરૂની સેવામાં નિરંતર મન રાખતો હતો. એક વખતે ગુરૂના વસ્ત્ર ધોવાને નદીએ ગયો, નિત્ય કથાનો વખત થયો પણ આવ્યો નહિ, બીજા શિષ્યો કથા આરંભનો શાંતિ પાઠ કરવાને તૈયાર થયા, પણ ગિરી આવતા સુધી થોભાવાનું આચાર્યે જણાવ્યું. તેથી પદ્મપાદે જરા ગર્વથી કહ્યું કે, એ મંદબુદ્ધિનાની શું વાટ જોવી ? પદ્મપાદના એવા ગર્વને ઉતારવાને આચાર્યે ગિરી જે નદીપર હતો, તેને ત્યાંજ ચૌદે વિદ્યા આપી દીધી. તેથી ગિરી નદીપરથી આવતાં બ્રહ્મ તત્વને પ્રકટ કરનારા તોટકવૃત્તોથી ગુરૂની સ્તુતિ કરતો આવ્યો અને ઉપનિષદ્‌ના ભાગને પ્રતિપાદન કરવા લાગ્યો. એ જોઇ પદ્મપાદાદિ શિષ્યોનો ગર્વ ઉતરી ગયો. તોટકવૃત્તથી આત્મતત્વ પ્રતિપાદન કર્યું. તેથી તેનું નામ તોટકાચાર્ય પડ્યું અને એ પણ મુખ્ય શિષ્યોમાં ગણાવા લાગ્યો. અહો ! ગુરૂ કૃપાની બલિહારી છે ! ! જે જીંદગી પર્યંત પ્રયત્ન કર્યાથી નથી પ્રાપ્ત થતું; તે ગુરૂ સેવાના પ્રતાપે સહેજ પ્રાપ્ત થાય છે ! ગુરૂની સેવાનો મહિમા અપાર છે. તે આ લોક અને પરલોક બંને સુધારે છે.

આચાર્યને પદ્મપાદ, સુરેશ્વર, હસ્તામલક અને તોટક એ ચાર મુખ્ય શિષ્યો હતા. ગુરૂકૃપાથી તેનો પ્રતાપ અલૌકિક હતો. તેને લોકો ચાર વેદરૂપ ગણતા હતા અને તેનો મહીમા ગાતા હતા. આચાર્ય શૃંગેરીમાં રહ્યા ત્યાં સુધી નિત્ય બ્રહ્મ વિદ્યાનો બોધ ચાલતો હતો. ત્યાં બ્રહ્મ વિદ્યાના ગ્રંથોપર વાર્તિક રચાવ્યાં. સુરેશ્વરે "નૈષ્કર્મ્ય સિદ્ધિ" નામે ગ્રંથ કર્યો. તેને આચાર્ય ધ્યાનપૂર્વક વાંચી આનંદ પામ્યા. યજુર્વેદના તૈત્તરિય શાખાના ઉપનિષદ્‌ ઉપર તથા કણ્વ શાખાના ઉપનિષદ્‌ ઉપર આચાર્યે ભાષ્ય કર્યાં હતાં. તેપર સુરેશ્વરે વાર્તિકો રચ્યાં. એ વાર્તિકો સુરેશ્વરે ગુરૂને અર્પણ કર્યાં પદ્મપાદે ગુરૂની આજ્ઞાથી સૂત્રભાષ્યની બે ટીકાઓ કરી. પહેલી પંચપાદી અને બીજી વૃત્તિ તથા વ્યાસ મુનિના સૂત્રો ઉપરના ભાષ્યની વિવેચના વિજયડિંડિમ્‌ નામે કરીને ગુરૂને અર્પણ કરી. ગુરૂએ નિહાળીને કહ્યું કે;— હે વત્સ ! આ ટીકામાંથી પાંચ પદજ પૃથ્વીમાં પ્રચાર પામશે અને ચાર સૂત્રના ભાષ્યનું વાર્તિકજ પ્રચારમાં આવશે. પ્રારબ્ધ કર્મથી જ્યારે તું પૃથ્વીમાં ફરી વાચસ્પતિ નામથી જન્મ ધરીશ, ત્યારે તું મારા ભાષ્યપર અતિ ઉત્તમ ટીકા કરીશ. તે પૃથ્વીના પ્રલય સુધી અચળ રહેશે." આનંદ આદિ શિષ્યોએ પણ પોતાની શક્તિ આત્મતત્વના પ્રકાશ માટે વાપરી ઘણાં ઉત્તમ ગ્રંથો કરેલા છે. પદ્મપાદ ગુરૂની આજ્ઞા લઇ તીર્થ યાત્રા કરવા જવા તૈયાર થયો. તેમને આચાર્યે ગુરૂ મહિમા વિષે અને માર્ગમાં શીરીતે વર્ત્તવું એ વિષે બોધ કર્યો હતો.

**માતાનો મેળાપ**—એક વખતે આચાર્યે ઋષ્યશૃંગ પર્વતપર ધ્યાન ધર્યું હતું. ત્યાં ધ્યાનમાં માજીને મંદવાડ આવ્યો છે અને પોતાનું સ્મરણ કરે છે એવું જાણ્યું, જાણુતાંજ શિષ્યોને ત્યાં રાખી પોતે તુરત કાલટીમાં પોતાને ઘેર માજી પાસે આવ્યા. માજીને પ્રણામ કરી કહ્યું કેઃ—હું આપના યાદ કરવાથી આવ્યોછું. શોક મૂકી દઇ જે કામ હોય તે બતાવો. માજી પોતાના પુત્રને જોઇ ખુશી થયા અને ધીમેથી કહ્યું કેઃ—“ પુત્ર ! મેં મારી આ દશામાં તને જોયો એ ઘણું સારૂં થયું. મારૂં જીવિત હવે વધારે વખત ચાલવાનું નથી. તેથી શાસ્ત્ર પ્રમાણે આ દેહને યોગ્ય સંસ્કાર કરી મને પરલોક પહોંચાડજે.” આ સાંભળી આચાર્યે માજીને બ્રહ્માનંદ મળે તેવો બ્રહ્મનો બોધ કરી માતાના મનમાં ઠસાવ્યો. તેથી એ પરમપદને પામ્યાં દેહને અગ્નિ સંસ્કાર કરવા માજીને વચન આપ્યા પ્રમાણે તૈયાર થયા; પણ સગાંવાહાલાંઓએ તેમને કહ્યું કે, તમે સંન્યાશી છો, તમને એ સંસ્કાર કરવાનો શાસ્ત્ર પ્રમાણે અધિકાર નથી. આચાર્યે કહ્યું કે, મેં માજીને વચન આપ્યું છે, મને કશો બાધ લાગતો નથી ઇત્યાદિ કહ્યાથી કોઇ ત્યાં આવ્યા નહિ; એટલુંજ નહિ પણ ગામમાં કોઇએ “આગ” પણ આપી નહિ. તેથી આચાર્યે તેમને શાપ આપ્યો કે; “ આજથી તમો વેદથી ભ્રષ્ટ થશો. તમારે ત્યાં કોઇ સંન્યાસી ભિક્ષા કરવા આવશે નહિ અને તમારા ઘર સમીપમાંજ મુડદાં બાળવામાં આવશે.” પછી આચાર્યે પોતે કાષ્ઠ એકઠાં કર્યાં, માજીના જમણા હાથમાંથી અગ્નિ પ્રકટ કર્યો. એ અગ્નિવડે માજીના શબને પોતે દહન કર્યું. આચાર્યના શાપથી કેરલ દેશના કાલટીમાં આજે પણ મડદાં ઘર પાસે બાળવામાં આવે છે, કોઇ સંન્યાસી ત્યાં ભિક્ષા કરતા નથી અને બ્રાહ્મણો વેદ વિહિન છે. આપરથી સમજવાનું છે કે;—“ કોઇપણ મહાત્માનો જાણી જોઇને અપરાધ કરવો નહિ. કોઇ મહા પુરૂષને શાંત જોઇને તેને દુઃખ લાગે તેવું કાંઈ કરવું નહિ; કેમકે વખતે તેવા પુરૂષથી વંશ પર્યંતના સુખનો નાશ થાય છે.”

**તિવ્ર સ્મરણ શક્તિ**;—પદ્મપાદ રામેશ્વર તરફ યાત્રાએ ગયેલા, ત્યાં રસ્તામાં તેમના પૂર્વાશ્રમના મામાનું ઘર આવતાં;ત્યાં પોતાનાં પુસ્તકો રાખી ગયા હતા. એ પુસ્તકોમાં શંકરાચાર્યે કરેલા ભાષ્યપરની પોતે કરેલી ટીકા હતી, એ તેના મામાએ વાંચી, તેમાં પ્રભાકર, ભટ્ટપાદ આદિના મતનું ખંડન હતું. એ તેનો મામો જોઇ શકયો નહિ; કેમકે પોતે દ્વૈતવાદી હતો. તેથી એ પુસ્તકોવાળું ઘર સળગાવી દીધું. પછી પદ્મપાદ આવ્યા, તેણે એ સાંભળી શોક કર્યો અને ફરી એવી ટીકા લખવાનો વિચાર કર્યો, તે જાણી તેને મામે તેને કંઇ ચીજ ખવરાવી દીધી. તેથી તેની બુદ્ધ મંદ થઈ જતાં, ટીકા લખવી પણ

રહી. આચાર્ય કેરલ દેશમાં હતા. ત્યાં પદ્મપાદે આવી તીર્થની વિગત કહી સંભળાવી કહ્યું કેઃ—મેં ભાષ્યપર કરેલી ટીકા મારા પૂર્વાશ્રમના મામાને ત્યાં બળી ગઇ. એટલું જનહિ પણ હવે તે લખવાની મારી મતિ ચાલતી નથી. માટે આ અપાર દુઃખમાંથી મને મુક્ત કરો. આ સાંભળી આચાર્યે દિલાસો આપ્યો અને કહ્યું કે, તેંઋષ્યશૃંગ પર્વતપર મને જે ટીકા વંચાવી હતી, તે મારા સ્મરણમાં છે, તે તું લખી લે. એમ કહી ભાષ્ય ઉપરની સઘળી ટીકા લખાવી શાંત કર્યો. કેરલ દેશના રાજા રાજશેખરે આચાર્યને પ્રથમ ત્રણ નાટક વંચાવ્યા હતાં, તેપણ બળી ગયાં હતાં. તેથી તે પણ ઘણો અફસોસમાં હતો, તેણે પણ આવી પ્રાર્થના કરી. તે પરથી આચાર્યે તેને લખાવી પ્રસન્ન કર્યો હતો. આચાર્યની સ્મરણ શક્તિ એવી અલૌકિક હતી કે તે જે એક વખત વાંચતા કે સાંભળતા તે સ્મરણમાંથી કદી પણ જતું નહિ.

શંકર દિગ્વિજય—શ્રીશંકરાચાર્ય હજારો શિષ્ય સાથે દિગ્વિજય કરવાને રામેશ્વર તરફ ચાલ્યા. સાથે સહાય કરવાને ચક્રવર્તિ સુધન્વારાજા પણ ગયા. ત્યાં શક્તિ, લક્ષ્મી ભક્ત, વિદ્યોપાસક, જંગમ, શૈવ, શારદોપાસક ઇત્યાદિને જીતીને અનંતશયન દેશમાં જઇ છ પ્રકારના વૈષ્ણવો—ભક્ત. ભાગવત, વૈષ્ણવ, પંચરાત્રી, વૈખાનસ, અને કર્મહીન એ સર્વેને જીત્યા. હિરણ્યગર્ભોપાસક, અગ્નિઉપાસક, સૂર્યોપાસક ઇત્યાદિ મતોનું ખંડન કરી ગણવર નગરમાં આવ્યા. ત્યાં કૌમુદી નદીમાં સ્નાન કરી ગણપત મત કે જેના છ ભેદ છે તેના તથા શીવના ગણને પૂજનારા એ સર્વના મતનું ખંડન કરી જીત્યા. અદ્વૈતબ્રહ્મ (એક ઇશ્વર) નો ઉપદેશ કરી કર્મ કરવાની આજ્ઞા આપી. રામેશ્વરની પૂજા કરી પાંડય, ચૌલ, અને દ્રાવિડ લોકોને તાબે કર્યાં. ત્યાંથી કાંચી નગરમાં આવ્યા. ત્યાં અંબરેશ્વર નામે શંકરના સ્થાનમાં એક માસ રહ્યા. ત્યાં મોટું દેવળ બંધાવ્યું. શિવ વિષ્ણુની મૂર્તિ સ્થાપન કરી, શિવ કાંચી અને વિષ્ણુ કાંચી નામ પાડયાં. આજે પણ એ બે સ્થળો દક્ષિણમાં પ્રસિદ્ધ છે. ત્યાં જગદંબાનું વેદોક્ત પૂજન કરવાનું ચાલુ કર્યું. અહીં આંધ્ર લોકોને તથા તામ્રપર્ણીને કિનારે વસતા ભેદ વાદીઓને જીતી વશ કર્યા. વ્યંકટેશ્વર પૂજન કરી વિદર્ભ દેશની રાજધાનીમાં પધાર્યા. ત્યાં કાપાલિક મતવાદીઓને જીત્યા. ત્યાંથી કર્ણાટક તરફ જવાનો વિચાર કર્યો. પણ તે દેશના રાજાએ કહ્યું કેઃ—વૈદિક ધર્મ ઉપર ઇર્ષા કરનારા એ દેશમાં ઘણા કાપાલિકો રહે છે. એ આપનો યશ સાંભળીને આપને હેરાન કરશે. આ સાંભળી સુધન્વા રાજાએ કહ્યું કેઃ—કશી ચિંતા ન કરો, હું સાથે જઇ તેમને વશ કરીશ. એમ કહી સર્વ કાપાલિકોને જીતવા ઉજ્જયની નામે નગરમાં આવ્યા.

આચાર્યને આવ્યા જાણી કાપાલિકનો આગેવાન કકચ આચાર્ય પાસે આવી બોલ્યો કે:—"તમે ભસ્મ ધારણ કરો છો, પણ મનુષ્યના માથાની પવિત્ર ખોપરી રાખવાને બદલે ખપ્પર કેમ રાખો છો ? અને ભૈરવની ઉપાસના કેમ કરતા નથી ? લોહીથી ભરેલા મસ્તક રૂપ કમળોથી ભૈરવની પૂજા કર્યા વિના અને સુંદર સ્ત્રીનું આલિંગન સિવાય ભક્ત જનોને આનંદ કેમ થાય ?" ઇત્યાદિ સાંભળી સુધન્વા રાજાએ તેમને ધિક્કારી કાઢી મૂકયો. તેથી કકચને ઘણી રીસ ચઢી. સર્વેનાં માથાં ફોડી નાંખવા કેટલાક કાપાલિકોને ઉશ્કેરી લડવા તેડી લાવ્યો. સુધન્વા રાજા તેની સામે લડયો. બીજી તરફથી એક હજાર કાપાલિકો આચાર્ય અને તેના શિષ્યોને મારી નાંખવા ધસી આવ્યા, શિષ્યો ભય પામવા લાગ્યા, આચાર્યે કાપાલિકોનું ટોળું આવતું જોઇ પોતાના હુંકારથી અગ્નિ પ્રગટ કર્યો. તેનાથી કાપાલિકો બળી ભસ્મ થયા. સુધન્વા રાજાએ પણ હજારો કાપાલિકોનાં મસ્તકો કાપી નાંખ્યાં. કાપાલિકોની હાર થઇ, તેથી કકચ પોતાનો પ્રભાવ બતાવવા આવ્યો. તેણે ભૈરવનું ધ્યાન કર્યું કે હાથમાંની ખોપરી મદિરાથી ભરાઇ ગઈ, તેમાંથી અર્ધ પોતે પીધો, ફરી ધ્યાન કરતાં ભૈરવ પ્રકટ થયા. તેમને તેણે કહ્યું કે;—"આપના ભકતોનો દ્રોહ કરનાર આ શંકરાચાર્યને મારી નાંખો." એ સાંભળી ભૈરવનાથે ક્રોધ કરી કહ્યું કે,—"તું મારા રૂપભૂત શંકરાચાર્યનો કેમ અપરાધ કરે છે?" એમ કહી તેનુંજ માથું કાપી લીધું.

શંકરાચાર્યે ભૈરવનાથની સ્તુતિ કરી. કાપાલિકોનો નાશ થવાથી બ્રાહ્મણો ખુશી થયા. એ રીતે નાસ્તિક મતવાદી ચાર્વાક, સૌગત—બૌદ્ધ, ક્ષપણક, જૈન ઇત્યાદિને જીતીને અનુમલ્લ પુરીમાં આવ્યા, ત્યાં મલ્લારીના ભકતોને જીત્યા,ત્યાંથી પશ્ચિમ દિશામાં ભરૂચ નામે નગરમાં આવ્યા, ત્યાં વિષ્વક, સેનમત અને મન્મથ મતવાળાને જીતીને અદ્વૈતને માનતા કર્યા, ત્યાંથી ઉત્તર દિશામાં માગધપુરમાં આવી કુબેર અને ઇંદ્રમતનું ખંડન કર્યું, ત્યાંથી યમમથ પુરમાં યામ્ય મતનું ખંડન કરી જીત્યા. પ્રયાગમાં આવી વરૂણ, શુન્ય મતવાદી અને વારાહ મતનાઓને બ્રહ્મોપાસક કર્યા. સંઘ અને ગુણનેજ મુખ્ય માનનારાને જીતી સાંખ્ય, કપિલ મતનું ખંડન કર્યું, ત્યાંથી આચાર્ય શિષ્યો સાથે વારાણસી—કાશી ક્ષેત્રમાં આવ્યા. આ વખતે તેમની પાસે શિષ્યોનું મોટું ટોળું હતું. તેમાં કેટલાક દેવોના અવતાર હતા. દેવો આચાર્યને સહાય કરવા માટે અવતાર લઇ શિષ્ય થયા હતા.—

પદ્મપાદ વિષ્ણુનો આવતાર, હસ્તામલક એ વાયુનો અવતાર, ઉદક

એ શિલાદપુત્ર, સુરેશ્વર એ બ્રહ્માનો અવતાર, સનંદન એ અરૂણનો અવતાર, ચિત્સુખ એ વરૂણનો અવતાર, ત્રોટક એ વાયુનો દશાંશ અવતાર, એ સિવાય–જ્ઞાનઘન, જ્ઞાનોત્તમ; સિંહગિરીશ્વર, ઈશ્વર તીર્થ, નૃસિંહમૂર્તિ, વીતરણ, વિદ્યાશંકર ભારતી, કૃષ્ણ, વિદ્યાસૈન્ય, ચંદ્રશેખર, નૃસિંહભારતી. શંકરભારતી, પુરષોત્તમભારતી, રામચંદ્રભારતી, ઈમાદિભારતી, અભિનવસચ્ચિદાનંદભારતી. ઈમાદિસચ્ચિદાનંદભારતી, અભિનવસચ્ચિદાનંદભારતી, વગેરે ઘણા શિષ્યો હતા. તેમાંના ઘણાખરા આગળ જતાં આચાર્યની પદવીને પામ્યા હતા. અને મોટા વાર્તા ગ્રંથો અને ભાષ્યો આદિ ઉપર ટીકા કરનારા થયા છે. તથા વેદાંત શાસ્ત્ર ઉપર નિબંધ રૂપ ગ્રંથના કરનારા થઇ ગયા છે. કાશીમાં એ વખતે ત્રણ માસ રહ્યા હતા. એ સમયે **ભાસ્કર** અને **મુરારી મિશ્ર** પંડિત હતા; ત્યાં જે કર્મવાદીઓ કર્મનેજ મોક્ષ માનનારા હતા, તેમને તથા ચંદ્ર, મંગળ, આદિ નવગ્રહ, પિતર, ગંધર્વ, અને ભૂત ઉપાસકો એ સર્વેને જીતી બ્રહ્મત્વવાદી કર્યા. એ રીતે અદ્વૈતનું સ્થાપન કરી પશ્ચિમ સમુદ્ર તરફ જઇને ત્યાંના કુમતોનું ખંડન કરી ગોકર્ણમાં આવ્યા.

આચાર્યે ત્યાં સમુદ્ર સ્નાન કરી મહાબલેશ્વરનાં દર્શન કર્યાં, ત્યાં નીલકંઠ નામે વિદ્વાન શૈવમતી હતો. તે પોતાના મતનું મંડન કરવા સારાસારા શિષ્યોને સાથે લઇ આચાર્યને અભિવંદન કરી ઉભો રહ્યો, એ જોઇ સુરેશ્વર આચાર્યની રજા લઇ તે સાથે વિવાદ કરવા આવ્યા. સુરેશ્વરનું વાક્ કૌશલ એ જાણતો હતો. તેથી તે સાથે વાદ કરવાની ના પાડી, આચાર્ય સાથે વાદ કરવાની માગણી કરી. તે ઉપરથી આચાર્યે તેની સાથે વિવાદ કરી તેના મતનું ખંડન કર્યું. નીલકંઠ પોતાના મતનું રક્ષણ કરવાને બદલે અદ્વૈત મતનો નિર્ણય કરવા લાગ્યો કે;—"तत्व मसि" થી જીવ અને ઇશ્વરનો અભેદ માનો છો એ બરાબર નથી, કેમકે અજવાળા અને અંધારામાં પરસ્પર વિરૂદ્ધ ધર્મને લીધે તેમનું ઐક્ય સંભવતું નથી, તેમ જીવ અને ઇશ્વરના વિરૂદ્ધ ધર્મ હોવાથી એક રૂપપણું અસંવિત છે." એવાં એવાં અનેક દર્ષ્ટાંતો આપી જીવ અને ઇશ્વરનો ભેદ સિદ્ધ કરવા લાગ્યો. આચાર્યે તેના કરેલા અર્થને ખોટો ઠરાવી, ખરો અર્થ સમજાવ્યો કે;—" જીવ કાર્યોપાધિ છે અને ઇશ્વર કારણોપાધિ છે. પણ તેમનો ચિદંશ એકજ છે. ઇત્યાદિ રીતે શ્રુતિવાકયોથી તેનું ખંડન કર્યું. તેથી નીલકંઠ અને તેના હરદત્તાદિ શિષ્યો સર્વે આચાર્યના શિષ્ય થઇને રહ્યા.

આચાર્યે તે પછી સૌરાષ્ટ્રાદિ દેશોમાં અદ્વૈતનું સ્થાપન કરી દ્વારકામાં

આવ્યા. ત્યાં શંખ, ચક્રાદિ ચિન્હો ધારણ કરનારા પાંચ ભેદને માનનારા પાંચ રાગ્ય મતના વિદ્વાનોને તથા વૈષ્ણવ, શૈવ, શાક્ત અને સૌર મતના અગ્રેસરોને જીતીને ઉજ્જયની નગરીમાં આવ્યા, ત્યાં મહાકાળેશ્વરની પૂજા કરી. ભટ્ટ ભાસ્કર કુત્સિત મત તજી શુદ્ધાદ્વૈત થતો નહોતો, તેના મતનું ખંડન કર્યું. તેથી તે આચાર્યનો શિષ્ય થઇ રહ્યો, ત્યાંથી આચાર્યે બાલ્હિક દેશમાં આવી અર્હત્ સંજ્ઞાવાળા જૈન ધર્મના આચાર્ય સાથે વાદ કરી તેમને જીત્યા. નૈમિષક્ષેત્રમાં ભાષ્યનો પ્રચાર કરી દરદ, ભરત, શૂરસેન, કુરૂ અને પાંચાલાદિ ઘણા દેશોના વિદ્વાનોને જીત્યા. પછી શ્રીહર્ષ સમર્થ વિદ્વાન હતો. તેને પ્રભાકર, ભટ્ટભાસ્કર અને ઉદેયન જેવા મહા પંડીતો જીતી શક્યા નહોતા, તેને આચાર્યે વિવાદ કરી જીતી લીધો. ત્યાંથી કામરૂદેશમાં જઇને શક્તિ મતવાદી અભિનવગુપ્તને જીત્યો. અભિનવગુપ્તે વિચાર કર્યો કે મને આજ સુધી કોઇ હરાવી શક્યું નહોતું, તે આ આચાર્યે જીત્યો; માટે એ નિશ્ચે કોઇ દેવાંશી પુરૂષ હશે. એવો વિચાર કરી તેણે આચાર્યનો નાશ થાય તેમ કરવાનો ઉપાય આદર્યો. પોતે કપટ ભાવથી શિષ્ય થઇ સાથે રહ્યો. આચાર્યે ઉત્તર દેશના લોકોને તથા વિદેહ અને કોશલ દેશના લોકોને પોતાના મતમાં લીધા. પછી અંગ અને બંગ–બંગાલા દેશમાં આવ્યા, ત્યાં પ્રસિદ્ધ પંડિત મુરારિમિશ્ર, ઉદયન, અને ધર્મગુપ્ત મિશ્રને જીત્યા. તેથી ગૌડલોકો આચાર્યની સ્તુતિ કરવા લાગ્યા. પછી મિથ્યાપક્ષનો સ્વીકાર કરનારા બૌદ્ધ મતનાને જીતી અદ્વૈત મતનો સર્વત્ર પ્રચાર કર્યો.

અભિનવગુપ્તના મતનું ખંડન થયું હતું, પોતે અદ્વૈત મતનો સ્વીકાર કર્યો હતો, પણ જ્યારથી જીતાઓ ત્યારથી આચાર્યને મારી નાખવાને ઇચ્છતો હતો, તેથી તેણે અભિચારક પ્રયોગ કર્યો. એ પ્રયોગથી આચાર્યને વૈદ્યથી પણ ન મટે એવો ભગંદરનો રોગ થયો. આ વખતે તોટક શિષ્ય આચાર્યની સેવામાં હતો. સર્વ શિષ્યોએ મળી આચાર્યને એ રોગનો ઉપચાર કરવાની વિનંતી કરી, પણ પોતાને શરીર ઉપર ભાવ નહોતો. તેથી ઔષધી કરવાની ના પાડી, પણ શિષ્યોના આગ્રહથી છેવટ હા પાડી. ઘણા વદ્યોએ દવા કરી પણ કાંઇ ફેર પડયો નહિ. પછી આચાર્યે શંકરનું સ્મરણ કર્યું કે, શંકરે અશ્વિનીકુમારને બ્રાહ્મણના વેષે મોકલ્યા. તેણે જણાવ્યું કે, "આ રોગ શત્રુએ કરેલો છે અને તે અભિચારક પ્રયોગથી થયો છે. તેથી તેની ચિકિત્સા થવી મુશ્કેલ છે." એટલું કહી ચાલતા થયા.

આચાર્યને મનતો શત્રુ અને મિત્ર સમાન હતા. તેને સર્વપર ભાવ હતો. તેથી તે કાંઇ પણ કરવા ઇચ્છતા નહોતા, પણ પદ્મપાદ જે શિષ્યોમાં

શ્રેષ્ઠ અને મંત્રશાસ્ત્રમાં પ્રવિણ હતો, તેને શત્રુપર ક્રોધ ચઢયો. તેણે ગુરૂનો રોગ મટાડવા ચમત્કારિક મંત્રનો જપ કર્યો. તેથી આચાર્યના શરીરમાંથી એ રોગ મટી જઇ અભિનવગુપ્તના શરીરમાં પેઠો. તેથી એ મરણ પામ્યો. આ પરથી સમજવાનું છે કે;—અંતે " ખોદે તે પડે " મહાત્માઓને સતાવનારા કદી સુખી થતા નથી. તેમને તેમના કૃત્યનું ફળ મળી રહે છે.

આચાર્ય એક વખતે ગંગા કિનારે રેતીમાં પરિબ્રહ્મના ધ્યાનમાં બેઠા હતા. તેવામાં તેણે ગૌડપાદ નામે મહાન્ યોગીને જોયા. આચાર્યે તેમની પૂજા કરી. પછી ગૌડપાદ બોલ્યા કે;—" ગોવિંદપાદે તમારી કીર્તિના ઘણાં વખાણ કર્યાં. તેથી તમને જાતે મળવાને તથા તમારૂં કરેલું બ્રહ્મસુત્ર ઉપરનું ભાષ્ય જોવાને આવ્યો છું." આચાર્યે ગુરૂનું સ્મરણ કરી ભાષ્ય બતાવ્યું અને માંડુક્ય તથા ગૌડપાદીયકારિકા ભાષ્ય બતાવ્યાં. એ જોઇ ગૌડપાદ ઘણા પ્રસન્ન થયા અને તેમનાં વખાણ કરી આશિર્વાદ આપી ચાલતા થયા.

**સર્વજ્ઞપીઠ**–કાશ્મિર દેશમાં શારદા(સરસ્વતી)દેવીનું સ્થાન છે. એ શારદા દેવીના સ્થાનને ચાર દ્વાર છે. તેમાં સર્વજ્ઞ પીઠ નામનું એક આસન છે. તે આસન પર જે સર્વજ્ઞ અને પવિત્ર હોય તેજ બેસી શકે એવો નિયમ છે. પુર્વ, પશ્ચિમ, અને ઉત્તર એ ત્રણ દિશા તરફના સર્વજ્ઞોએ આવીને પોતપોતાની દિશા તરફનાં દ્વાર ઉઘાડયાં હતાં. માત્ર દક્ષિણ દેશમાં કોઇ સર્વજ્ઞ નહિ હોવાથી એ દિશાનું દ્વાર બંધ હતું. તેથી આચાર્ય કાશ્મિર દેશમાં આવ્યા. આવી દેવીના મંદીરમાં જવાનો વિચાર કર્યો, ત્યારે ત્યાંના કેટલાક વિદ્વાનોએ આવીને કહ્યું કે;–" અહીં સર્વજ્ઞપણાની પરીક્ષા આપીને દક્ષિણ દિશા તરફનું દ્વાર ઉઘાડો, ઉતાવળ ન કરો. આચાર્યે તેમને ખુશીમાં આવે તેવા પ્રશ્ન પૂછવાનું કહેતાં, વિદ્વાનોએ જુદા જુદા મતોના પ્રશ્નો પૂછ્યા, આચાર્યે તેના બરાબર ઉત્તર આપી સર્વેને પ્રસન્ન કર્યા. સર્વ વિદ્વાનોએ આચાર્યની વિધિસર પૂજા કરી દ્વાર ઉઘાડી અંદર જવાની રજા આપી. આચાર્યે પદ્મપાદનો હાથ પકડી વિદ્યા ભદ્રના આસનપર ચઢવાનો વિચાર કર્યો, તેવામાં આકાશ વાણી થઇ કે, "તમે સર્વજ્ઞ છો એમાં જરા પણ સંશય નથી, એની પ્રથમ પરીક્ષા થઇ ગઇ છે, જો સર્વજ્ઞ નહો તો બ્રહ્માના અવતાર રૂપ મંડનમિશ્ર તમારાથી જીતાઇને શિષ્યપણાને કેમ પામે? પણ આ ઠેકાણે એકલું સર્વજ્ઞપણું કામ લાગતું નથી, તે સાથે સર્વ પ્રકારના શુદ્ધપણાની પણ જરૂર છે. તે તમારામાં છે કે નહિ એ જોવાનું છે. તેથી ઉભા રહો ઉતાવળ ન કરો. તમે યતિ ધર્મમાં છતાં અનેક અંગના-

ઓનો ઉપભોગ લીધો છે. તે થી તમે શુદ્ધ નથી. સર્વજ્ઞતાની સાથે નિર્મળતા જોઇએ. ”

આ સાંભળી શંકરાચાર્યે જવાબ આપ્યો કે;-મેં જન્મથી માંડીને આ શરીરથી કોઇ પણ પાપ કર્મ કર્યું નથી. તેથી મને જરા પણ સંશય નથી, દેહાંતરથી જે કાંઇ થયું હોય તેથી તે દેહના કર્મથી આ દેહ લિપ્ત ન થવો જોઇએ. ” આચાર્યનું આ કહેવું સર્વેએ માન્ય રાખ્યું. પછી સર્વજ્ઞ પીઠ ઉપર ચઢી બેઠા, ત્યાં કેટલાક દિવસ રહીને ઋષ્યશૃંગ આશ્રમમાં આવ્યા. ત્યાં કેટલાક શિષ્યોને રાખ્યા અને કેટલાકને સાથે લઇને બદ્રીકાશ્રમમાં આવ્યા. ત્યાં પાતંજલ મતવાળાઓને જીતી તેમને અદ્વૈતનો ઉપદેશ કર્યો. આયુષ્ય પૂર્ણ થવા આવ્યું હતું, તેથી હિમાલયમાં કેદારનાથ નામના સ્થાનમાં આવ્યા. ત્યાં ઉના પાણીની ઇચ્છાથી કેદારનાથની પ્રાર્થના કરી. તેથી કેદારેશ્વરે પ્રસન્ન થઇ ઉના પાણીનો ઝરો પ્રકટ કર્યો. એ ઝરો આજે “ તપ્તતોયા ” નામથી પ્રસિદ્ધ છે. આચાર્યે સર્વ કાર્ય સંપૂર્ણ કરી કૈલાશમાં પધારવાની ઇચ્છા કરી. સર્વ દેવો કેદાર ક્ષેત્રમાં આવી શંકરાચાર્યને સ્વધામમાં પધારવાની સ્તુતિ કરવા લાગ્યા. આ સ્તુતિ સાંભળતાં શ્રી શંકર યુધિષ્ઠિર શક ૨૧૯૦ ના દુર્મુખ સંવત્સરના માગસર માસમાં કૈલાસમાં પધાર્યા.

શંકરાચાર્ય વિષે જે ભવિષ્ય વચનો હતાં. તેના કરતાં પણ તેમણે હજાર ગણાં વધારે પરોપકારી કાર્યો કર્યા છે. પરધર્મિઓથી ભ્રષ્ટ થયેલા લોકોને સત્ય ધર્મમાં લાવ્યા હતા. તેમણે સત્ય ધર્મને પ્રવર્ત્તાવવાના કાર્ય સિવાય ક્ષણ પણ વખત નકામો ગુજાર્યો નથી. તેનું ફળ આજે આપણે શુદ્ધાદ્વૈતને માનતા થયા છીએ. તેમણે આપણને મુક્તિ મેળવવાનો સત્ય અને સરળ માર્ગ શોધી આપ્યો છે. તેનાં સત્ય સિદ્ધાંતને અર્વાચીનકાળના યુરોપ, અમેરિકા જેવા સુધરેલા દેશના વિદ્વાનો પણ મનન કરવા લાગ્યા છે. એજ તેમના મહત્વને દર્શાવી આપે છે. સર્વમાં સમાન થવું,સત્ય સિદ્ધાંતનો પ્રકાશ કરવો અને તે કરોડો લોકો માન્યની સાથે માને એ કાંઇ દૈવી પુરૂષ વિના બનતું નથી. તેમના તત્વ જ્ઞાનની ખુબી અર્વાચીન સર્વત્ર ગણાવા લાગી છે. એ શું થોડા આનંદની વાત છે ?! આ મહાન્ પુરૂષ જેવા આ કલિકાળમાં કોઇ પણ થયા નથી. તેઓ આજથી કેટલા વર્ષપર થઇ ગયા હશે, એ વિષે બહુ મત છે, પણ એવું જાણવામાં આવે છે કે, તેમને થઇ ગયાને (૨૮૦૦) બેહજાર વર્ષ ઉપર થવાં જોઇએ.

**ધર્મ વ્યવસ્થાઃ**–આચાર્ય સર્વજ્ઞ હતા. તેથી જેમપ્રલયકાળના સમુદ્રના વેગ

આગળ કાંઇ પણ ટકી શકતું નથી, તેમ તેમના સત્ય સિદ્ધાંત સામે કોઇ મત પંથો ટકી શકયા નહોતા. આ મહાત્માએ અહિંસક યજ્ઞ યાગકર્મો કરવાનું અને વેદાંત શાસ્ત્રે સ્વીકારેલું પ્રાચીન શિવ પૂજન ચાલુ કર્યું. સર્વ પ્રજાને એક ઇશ્વર માનવા સંબંધી સંપૂર્ણ જ્ઞાન આપ્યું. સર્વ સ્થળે શિવાલયો બંધાવ્યાં, પાઠશાળાઓ અને ધર્મશાળાઓ આદિ ધર્મના પારમાર્થિ કાર્યો કરાવ્યા. ઉપનિષદોનાં ભાષ્યો કરી વેદનો ઉદ્ધાર કર્યો. વેદના જ્ઞાનકાંડની પૂર્ણતા બતાવી, બ્રાહ્મણોને જાગૃત કરી ધર્મ સંરક્ષણ કરવાની આજ્ઞા આપી. સ્મૃતિના નિયમ પ્રમાણે રાજા, પ્રજા આદિ સર્વને ધર્મ વહેંચી આપ્યો અને તેમની દેખરેખ રાખવાની આજ્ઞા બ્રાહ્મણોને કરી ગયા છે. **બ્રહ્મચારિ, ગૃહસ્થ, વાનપ્રસ્થ,** અને **સંન્યાસ** એ ચાર આશ્રમ ચાલુ કર્યા. અગ્નિહોત્ર વગેરે શ્રૌત, સ્માર્ત કર્મો કરવાની પદ્ધતિ બાંધી, કર્મકાંડનો ઉદ્ધાર કર્યો. એ રીતે વેદોક્ત ધર્મને પ્રાચીનકાળ પ્રમાણે યથાર્થ લાવી મૂકયો હતો.

**શંકરાચાર્યનો સિદ્ધાંત:**—“ બ્રહ્મ એક છે, તે જ્ઞાનમય, આનંદમય, અને શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ છે. બ્રહ્મ તેજ સત્ય છે. સિવાય સર્વ વસ્તુ માયીક અને ક્ષણભંગુર છે. માટે અસત્ છે. સર્વ જગત્ બ્રહ્માત્મક છે. જેમ સૂર્યને વાદળાંનું આવરણ થયે સૂર્યનું તેજ દેખાતું નથી અથવા ઝાંખું થાય છે, તોપણ તેથી સૂર્યને કાંઇજ લાગતું વળગતું નથી. તેમ તેનું મહાત્મય અને શક્તિ ન્યૂન થતી નથી. તેજ રીતે બ્રહ્મથી આગળ રૂપાંતર થઇ ઉત્પન્ન થયેલી માયાનું આવરણ અથવા આચ્છાદન આવ્યાથી બ્રહ્મનું મૂળ સત્યરૂપ યથાર્થ જણાતું નથી. તે છતાં અલ્પજ્ઞાનીઓ જેવી રીતે સમજે છે, તેવી રીતે નથી. સૂર્યની પેઠે બ્રહ્મની મોટાઇ અને સામર્થ્ય એમાં કાંઇ ન્યૂન થતું નથી, ઇત્યાદિ ”

**મઠોની વ્યવસ્થા;**—આચાર્ય એ અદ્વૈત ઉપદેશ ચાલુ રહેવા માટે જુદે જુદે સ્થળે મઠો સ્થાપી સંપ્રદાય ચલાવવાને પોતાના મુખ્ય મુખ્ય શિષ્યોને રાખ્યા. તેના મઠો આ પ્રમાણે છે;—**શારદામઠ**—દ્વારકાંમાં છે. **ગોવર્ધન મઠ**—જગનાથમાં છે. **જોશી મઠ**—બદ્રિકેદારમાં છે. **શૃંગેરી મઠ**—શૃંગેરીમાં છે. **સુમેરૂમઠ**કાશીમાં છે. **પરમાત્મમઠ, સહસ્રારક મઠ,** એ સર્વ મઠોની વ્યવસ્થા તેમના મઠામ્નાય નામના ગ્રંથમાં છે.

**સંન્યાસિના પ્રકાર;**—આચાર્યે દશ પ્રકારના સંન્યાસિની વ્યવસ્થા કરી છે. **તીર્થ, આશ્રમ, વન, અરણ્ય, ગિરી, પર્વત, સરસ્વતી, સાગર, ભારતી,** અને **પુરી** એ દશ છે.

**શંકરાચાર્યના ગ્રંથો;**--આચાર્યે ઘણા ગ્રંથો કર્યા છે. તેમાંના કેટલાકનાં નામ તો આગળ આવી ગયાં છે. તે સિવાય જે જાણુવામાં છે, તે આ પ્રમાણે;—પ્રબોધ સુધાકર, સંક્ષેપ શારિરક, ઉપદેશ સહસ્રી, સૌંદર્ય લેહેરી, ન્યાય કુસુમાંજલી, અમરૂશતક, વેદાંત પરિભાષા, કામાક્ષી અષ્ટક, નક્ષત્રમાળા, લલિતા સ્તવરાજ, શિવમાનસ પુજા, શિવસર્વોત્તમ, વિષ્ણુ સહસ્ત્ર નામ ભાષ્ય, તત્વાનુસંધાન, અદ્વૈતકૌસ્તુભ, વેદાંત મુક્તાવળી, શિવસ્તોત્ર; આદિ ઘણા ગ્રંથો કર્યા છે. ઉપનિષદ્‌નાં ભાષ્યો, શારિરક ભાષ્ય, વાર્ત્તિકો, કારિકાઓ અને ટીકા આદિ ગ્રંથો કરેલા છે. તે સર્વ ઘણા જ્ઞાન સંપન્ન અને મનન કરવા યોગ્ય છે. તેમનો સિદ્ધાંત જાણીને તે પ્રમાણે વર્ત્તવાથી મોક્ષની પ્રાપ્તિ થઇ જન્મ મરણનો ફેરો ટળે છે. ૐ શાન્તિ ! શાન્તિ ! ! શાન્તિ ! ! !



# પ્રકરણ. ૧૦ મું.

## ધર્મપ્રવર્તકો.

### વિશિષ્ઠા દ્વૈતમત પ્રવર્તક.

### શ્રીરામાનુજાચાર્ય.



શ્રીવિષ્ણુની મૂર્ત્તિની પૂજા કરવાનો પ્રથમ વહિવટ **વિષ્ણુસ્વામી** એ ચલાવ્યો. તેની પરંપરામાં થયેલા **બિલ્વમંગળજી** ની પછી **વૈષ્ણવ પંથનો** ઉપદેશ કરનારા આચાર્યોમાં **શ્રી રામાનુજ પહેલા** આચાર્ય ગણાય છે. તેમનો જન્મ ઇ. સ. ૧૧૧૯ ના વર્ષમાં થયાનું જણાય છે. તેમના પિતાનું નામ **કેશવાચાર્ય,** અને માતાનું નામ **કાન્તિમતિ** હતું, તેઓ દ્રાવિડ દેશમાં **શ્રીપેનુમ્ભુતૂર—ભૂતપુરી** નામે ગામમાં રહેતા હતા. એ ગામ મદ્રાસની પાસે ચોવીશ મૈલપર કાંચી અથવા હાલ જેને કાંજેવરમ કહે છે, તેના માર્ગમાં આવેલું છે.

**શ્રીરામાનુજને** આઠમે વર્ષે તેમના પિતાએ જનોઇ દીધું. તે પછી તુરત ઇ. સ. ૧૧૨૭ માં તેઓ પોતાના મામા **યાદ પ્રકાશની** પાસે વિદ્યાભ્યાસ કરવા સારૂ ગયા. ત્યાં તેમણે વેદ વગેરે ઘણાં શાસ્ત્રોની અને શંકરમતનો અભ્યાસ કર્યો. તે પછી તેમણે પોતાના ગામમાં એક આંબલીના વૃક્ષ નીચે બેસી કેટલાક વખત સુધી **શ્રીરામચંદ્રની** ઉપાસના કરી હતી. તે પછી સંસાર સુખની તિવતૃષ્ણાવાળા કેવળ કર્મજીજ્ઞાસુ પુરૂષોનું લક્ષ ઇશ્વર ભક્તિ કરવા તરફ વાળવાનો દ્રઢ સંકલ્પ કર્યો. પછી વેદ અને ઉ-નિષદ્નો કાંઇક મૂળ આધાર લઇને જનપ્રિય લાગે, એવો ઉપાસના અને ભક્તિનો મનોરંજક **વિશિષ્ઠાદ્વૈત** સંપ્રદાય ચલાવ્યો.

રામાનુજે મૂળ દર્શનોમાંના ન્યાય દર્શનને અનુસરી જીવ અને ઇશ્વરનો ભેદ બતાવીને **બ્રહ્મમીમાંસા** અથવા **અદ્વૈત** દર્શનનું ખંડન ક-રવાનો પ્રયત્ન કર્યો. તેમના ભક્તિ માર્ગને મુખ્ય બતાવવા અને **શ્રીરામ** તથા

વિષ્ણુને પરમ પુરૂષ અવતાર રૂપે ઇશ્વર ઠરાવવાનો આગ્રહ છે. મૂળ જે અદ્વૈત છે, તે કૈવલ્ય રૂપે મનાયેલું છે, તેને રામાનુજ યથાર્થ ગણુતા નથી. પણ જીવને ઇશ્વરનો ભેદ બતાવી-વિષ્ણુ એ જગતનું આદિ કારણ છે અને સરજનહાર એક અદ્વૈતીય બ્રહ્મ છે; એવો પ્રથમ મલ્લુકેત શેહેરના બ્રાહ્મણોને ઉપદેશ આપી, તેમને શિવમતમાંથી પોતાના વિષ્ણુ મતમાં લીધા. પછી તેઓ દક્ષિણના ચોલા રાજાના જુલમથી નાશીને મ્હેસુરના જૈન રાજા પાસે આવ્યા. એ રાજાની પુત્રીને ભૂત વળગ્યું હતું, તે તેમણે કાઢયું. તેથી રાજાએ અત્યંત ખુશી થઇ, તેને મોટી બક્ષીસ આપી અને એ રાજાએ પણ વૈષ્ણુવ ધર્મ અંગિકાર કર્યો, ત્યારપછી અનેક નાના ક્ષેત્રોમાં જઇને ત્યાંના બ્રાહ્મણોને વૈષ્ણુવ માર્ગનો ઉપદેશ કર્યો હતો.

સામાનુજ પોતાના **યમદુનાચાર્ય** નામે શિષ્યને સાથે લઇને-તિરૂપતિ, જગન્નાથ, કાશી, અને જયપુર જઇને તીર્થયાત્રા કરી. તે સ્થળોમાં તેમણે વૈષ્ણુવ ધર્મ બરાબર સ્થાપન કર્યો. કેટલાક મઠ બાંધ્યા. આ મહાત્માનો વૈષ્ણુવ ધર્મ સંબંધી ઉપદેશ સાંભળીને જયપુરનો મહારાજ અતિઆનંદ પામ્યો. તેમણે કેટલાક જૈન લોકોને દુઃખ આપી મારી નાખ્યા. આચાર્યે વૈષ્ણુવો માટે જયપુરમાં એક મઠ બાંધ્યો. એ પછી મુસાફરી કરતા બદ્રિનારાયણુનાં દર્શન કરી સ્વદેશમાં પાછા આવ્યા.

આચાર્યે પોતાના મતના કેટલાક ગ્રંથો કર્યા. પોતાની ૫૦ વર્ષની ઉમર થતાં સર્વ પ્રપંચનો ત્યાગ કરીને ચતુર્થાશ્રમ સંન્યાસ લીધો. તે પછી ભગવત્ ભજન, ન્યાય અને વેદાંતના ગ્રંથો વાંચી તેનું મનન કરવામાંજ સઘળી જીંદગી ગાળી પેનુમ્રુતુરમાં સમાધિસ્થ થયા. ઘણા શિષ્યો તેમને શેષનો અવતાર માને છે, તેમની તાદશ્ય ધાતુની મૂર્ત્તિ કરી ત્યાંના મઠમાં સ્થાપન કરી છે. તેમના શિષ્યો તેમને મુખ્ય બાર અવતારમાં ગણે છે.

**આ સંપ્રદાયની ગાદી**—રામાનુજાચાર્યની ગાદી (૧) તાદીર માં છે, તેનું નામ-તિંગળ. (૨) ગળતા ગામમાં છે. (૩)અહોબળી મઠમાં છે, તેનું નામ વડગળ છે. (૪) રેવામાં એક ગાદી છે. વડગળ અને તિંગળ આદીવાળા કાંઇ પણ સંપ્રદાય ભેદને લીધે વખતો વખત ટંટો કરે છે.

**મુખ્ય સિદ્ધાંત**—રામાનુજાચાર્ય સંપ્રદાયના મુખ્ય સિદ્ધાંતો એવા છે કે;-"અદ્વૈતબ્રહ્મ છે, પણ કૈવલ્ય નથી, વિશિષ્ટ છે. બધું બ્રહ્મમય છે. પણ તે બ્રહ્મમાંજ જીવ અને જડ એવા બે ભેદ છે, તે અન્યોઅન્ય વિલક્ષણ છે અને બ્રહ્મથી પણ વિલક્ષણ છે. અંતર્યામી રૂપે હરિ (બ્રહ્મ)

સર્વમાં છે, પણ ચિત્ત (જીવ) અને અચિત (જડ) એ તેનાથી જુદા. છે. એકજ બ્રહ્મના ત્રણ અંગ છે. નામાદિ રૂપે સર્વદા ભેદ મયી સૃષ્ટિ છે. હરિ, ચિત, અને અચિત એ ત્રણ રૂપે વિશ્વ માત્ર બ્રહ્મમય છે. તેથી બ્રહ્મ ચિદ્ ચિદ્વિશિષ્ટ છે. ત્રણે પોતપોતે અદ્વૈતજ છે, પણ અન્યો અન્યથી સર્વદા ભિન્ન છે.

અદ્વૈત મતમાં બ્રહ્મને કેવલ જ્ઞાન રૂપે ગણ્યું છે અને જગત્ માત્ર માયા રૂપે ઠરાવી અજ્ઞાન મય ગણ્યું છે. જ્ઞાનમયતામાં અજ્ઞાન હોયજ કેમ એવો વિરોધ બતાવી રામાનુજે વીશિષ્ટ રીતે અદ્વૈત સ્વીકારેલું છે. પરમેશ્વર પુરૂષ છે અને તે સગુણ છે. જગત્નોકર્તા અને મુક્તિદાતા પણ તેજ છે. મનુષ્યનો જીવ પણ સગુણ છે. તે મુક્તિ થયે ઈશ્વર તુલ્ય થાય છે. પણ તેને જગત્ ઉત્પન્ન કરવાની શક્તિ નથી, એટલીજ ન્યૂનતા છે. બાકી મુક્ત થયો એટલે જીવ સગુણ અને બ્રહ્મ પણ સગુણ એ બંને સરખાજ છે. સગુણ જીવને સગુણ બ્રહ્મ સાથે ઐકયપણું થતું નથી, પણ પોતે જુદો અને સગુણ બ્રહ્મ જુદું છે એવું જે જીવને ભાન થાય છે, તે તો માત્ર અજ્ઞાન છે અને તેજ અવિદ્યા કહેવાય છે.

**મોક્ષવ્યવસ્થા**—રામાનુજાચાર્યે સાન્નિધ્ય અને સાલોક્યાદિથી મોક્ષ વ્યવસ્થા માની છે. હરિના સ્વર્ગમાં જઇ જીવો મુક્ત રૂપે નિરંતર વસે છે એમ બતાવ્યું છે. તેમણે અવતારોને બ્રહ્મરૂપે ગણ્યા છે. તેઓ શ્રીરામાવતારને મુખ્ય પૂજે છે. તેમ શ્રીકૃષ્ણાવતારને પણ પૂજ્ય માને છે. પરમ કરૂણાકર ભક્ત વત્સલ પર બ્રહ્મ ભક્તોના ઉદ્ધારને અર્થે અવતાર ધારણ કરે છે. તેમની ઉપાસના કરી અંતર્યામીની પરમકૃપા સંપાદન કરવી તેજ મુક્તિ.

**ઉપાસના**—ઉપાસના પાંચ પ્રકારની છે. (૧) **અભિગમન**—દેવતા સ્થાનમાં માર્જનાદિક કરવું તે-(૨) **ઉપાદાન**—ગંધપુષ્પાદિ પૂજા સામગ્રી પ્રાપ્ત કરવી તે-(૩) **ઈજ્યા**—પૂજન કરવું તે-૪) **સ્વાધ્યાય**—મંત્ર જપ અને વૈષ્ણવ સૂકતાદિ પાઠ કરવો તે. (૫) **યોગ**—અંતર્યામીનું ધ્યાન કરવું તે. એ રીતે પાંચ પ્રકાર છે. યોગ થતાંજ પરમ કુરૂણાકર ભગવાન પોતાના ભક્તને સ્વધામમાં નિત્યમુક્ત કરી સ્થાપે છે; એવો તેમનો સિદ્ધાંત છે.

**આચાર;**—આ સંપ્રદાયનું તાત્પર્યજ ભક્તિ છે. પરમાત્માને નારાયણ કહ્યા છે. તે લક્ષ્મીનાપતિ છે એમ કહ્યું છે. રામકૃષ્ણાદિ અવતાર તે નારાયણના છે, એમ ગણી તેમની મૂર્તિ દેવાલયોમાં સ્થાપન કરી, નાના પ્રકારની

વસ્ત્રાલંકારો ધારણ કરાવે છે. ગંધ, પુષ્પાદિક અને વિવિધ પ્રકારના નૈવેદ્ય ધરાવે છે. એ રીતે પૂજા કરવાનો મનોરંજક સંપ્રદાય ચલાવ્યો. તેથી ઘણાં સ્ત્રી પુરૂષોની વૃત્તિ તે તરફ વળી. મૂળ અધિષ્ઠાતા એક ઇશ્વર—નારાયણ છે, તેથી રામાનુજ સંપ્રદાયને શ્રીસંપ્રદાય પણ કહે છે.

આ સંપ્રદાયમાં સાધુઓ પણ હોય છે. તેઓ બીજાને **દાસોऽस्म्यहम्** એવો નમસ્કાર કરે છે. સાધુઓ બ્રહ્મચર્ય પાળે છે, એ મતવાળા કપાળમાં શ્રી–આકારનું તિલક કરે છે. ગોપીચંદનાદિવાપરે છે. સાધુઓ દંડ કમંડલુ રાખતા નથી. આદિ તેમનો આચાર છે.

**આ સંપ્રદાયમાંથી નીકળેલા-મત-પંથો**—રામાનુજાચાર્યને થઈ ગયા પછી કેટલેક વર્ષે રામાનુજ સંપ્રદાયના દ્રાવિણ આચાર્યમાં—**રામ** નામનો સાધુ થયો. તેણે **આનંદ સંપ્રદાય** ચલાવ્યો. તે રામાનુજ મતને ઘણો ખરો અનુસરીને છે. તેનું નામ **રામાનંદી સંપ્રદાય.** આ મતના હજારો વૈરાગી ભરતખંડમાં છે. આ વૈરાગીમાં પણ **સંજોગી** અને **નિહંગી** વગેરે મત નીકળયા છે. **કબીર** પણ રામાનંદનો શિષ્ય હતો. તેણે આનંદ સંપ્રદાયમાં કેટલુંક કલ્પિત મેળવીને પોતાના નામનો **કબીર પંથ** કાઢયો. તે પંથમાંથી પણ **બાર** ઉપદેશક નીકળ્યા.

દક્ષિણ દેશમાં સંવત ૧૮૦૮ માં રામાનુજ મતમાં—**ગળતાની** ગાદીના આચાર્યમાં એક **રામાચરણ** સાધુ થયો, તેણે મૂર્ત્તિપૂજા,ઉપાસનાદિ નિયમના ઘણાજ પ્રકાર વધાર્યા રાજપૂત લોકોમાં તેની એક ગાદી છે. તેને **રામાચરણ સંપ્રદાય** કહે છે. તે સંપ્રદાયમાંથી **નિરંજન** અને **રામસ્નેહી** એ ઉપસંપ્રદાય નીકળયા. એ રીતે રામાનુજાચાર્ય સંપ્રદાય બહુ વિસ્તાર પામ્યો છે.

**રામાનુજાચાર્યના ગ્રંથો**—(૧) **વ્યાસસુત્ર ભાષ્ય** જેને શ્રીરામાનુજ ભાષ્ય કહે છે. (૨)-ગીતા ભાષ્ય, (૩)-ન્યાયામૃત. (૪)-વેદાંત પ્રદીપ, (૫)-તર્કભાષ્ય, (૬)-વેદાર્થ સંગ્રહ, (૭)-વેદાન્ત તત્વસાર, ૮ - શ્રૌત્ત ભાષ્ય, (૯)-શતદૂષણી, (૧૦)-નારદીયપંચરાત્ર, (૧૧)-ત્રિંશતધ્યાન, (૧૨)-ચૈડમારૂતી, (૧૩)-વિષ્ણુપૂજા (૧૪)-વિષ્ણુ પ્રબોધન. (૧૫)-રંગનાથ સ્તોત્ર, (૧૬)-ત્રિગદ્ય, (૧૭)-સિદ્ધાંત, (૧૮)-વિષ્ણુ સહસ્ત્રનામ, (૧૯) વાદિશષ્ઠાદ્વૈત ઇત્યાદિ ઘણા સારા ગ્રંથો રચીને તેમણે પોતાના સંપ્રદાયવાળાઓને સરળતાનો માર્ગ કરી આપ્યો છે.

વિષ્ણુ પ્રબોધનમાં—વિષ્ણુની સ્તુતિરૂપે પ્રાતઃસ્મરણ છે. રંગનાથ સ્તોત્રમાં—ત્રિચિનાપલ્લી અથવા શ્રીરંગપટ્ટણની મૂર્ત્તિની સ્તુતિ છે. ત્રિ-

ગદ્યમાં—ત્રણગદ્યનો સંગ્રહ છે. પ્રથમ-વિષ્ણુલોકગદ્યમાં—વૈકુંઠ લોકની રચના, પદાર્થ અને ઐશ્વર્યનું વર્ણન કર્યું છે. બીજું—શ્રીરંગગદ્યમાં વિષ્ણુની સ્તુતિ, છે. ત્રીજું—શરણુગદ્યમાં—વિષ્ણુની પ્રાર્થના અને તેને જુદા જુદા ભાવથી કેમ શરણે જવું તેનો પ્રકાર છે. સિદ્ધાંત નામે ગ્રંથમાં—પોતાના મતનું સ્થાપન કર્યું છે. વિષ્ણુસહસ્ત્રમાં—વિષ્ણુની સ્તુતિ, સંધ્યાવંદન, સ્નાનવિધિ, ઊર્ધ્વપુંડ્ર ધારણ, ઇત્યાદિ રામાનુજ મતનો આચાર અને સંપ્રદાયનું વર્ણન કર્યું છે. એવી રીતે સર્વ પ્રકારની વ્યવસ્થા કર્યા પછીજ તેઓ પરમ ધામમાં ગયા હતા. તેમને થઇ ગયાને આજે આશરે ૮૫૪ વર્ષ થયાં એવું સિદ્ધ થાય છે.

## દ્વૈત મત પ્રવર્તક.

### શ્રીમધ્વાચાર્ય.



આ પ્રસિદ્ધ મહાન્ પુરૂષ ઇ. સ. ના ચૌદમાં સૈકાના અંતમાં ઉ-ડીપી નામે ગામમાં થયા હતા. તેઓને ભીમઅને હનુમાનની પેઠે વાયુનો અવતાર માને છે. તેઓ વેદશાસ્ત્ર સંપન્ન, મહા વિદ્વાન, બુદ્ધિવાન અને ઉદાર બ્રાહ્મણ હતા. તેમના માતા પિતાના નામનો શોધ લાગેલો નથી, પણ તેમના ભાઇનું નામ સેનાચાર્ય હતું. આ બંને ભાઇઓ પ્રથમ હરિહર, કમ્મર, અને બુકરાય એ રાજાઓના મુખ્ય ઉપદેશક અને મંત્રી હતા.

મધ્વાચાર્ય પાછળથી શંકર મતના આનંદતીર્થ નામે સંન્યાસી થયા હતા. એવું ગ્રંથોપરથી જણાય છે. તેઓ પછી શંકરમતમાથી ફાંટા રૂપે જુદા પડયા. તેમને રામાનુજાચાર્યનો ત્રિધાતત્વ વ્યવસ્થાવાળો શ્રીસંપ્રદાય ઠીક લગ્યો નહિ. તેથી આ સમર્થ બુદ્ધિવાન વિદ્વાને તે સંપ્રદાયના લોકોની વૃત્તિને અનુસરી કેવળ કર્મ જીજ્ઞાસુ પુરૂષોને સત્વર સમજાય અને પ્રીતિ લાગે, એવી દ્વિધાવ્યવસ્થા માની લઇ- દ્વૈત મતનું પ્રતિપાદન કરેલું છે.

**મોક્ષ વ્યવસ્થા;**—આ મહાત્માએ સ્વતંત્ર અને અસ્વતંત્ર

એમ બે પ્રકારનું તત્વ છે અને તેવુંજ વિશ્વમાત્ર છે એવો નિશ્ચય કર્યો. આ સંપ્રદાયમાં મોક્ષ ચાર પ્રકારે માન્યો છે. (૧)-સારૂપ્ય, (૨)-સાલોકય, (૩)-સાન્નિધ્ય, અને (૪)-સાષ્ટિ. અશેષ સદ્દગુણ યુક્ત શ્રીભગવાનવિષ્ણુ તે સ્વતંત્ર તત્વ અને તેમની ઇચ્છાથી પ્રવૃત તથા આધિન જે જીવાદિ તત્વ તે અસ્વતંત્ર છે. પરબ્રહ્મરૂપ વિષ્ણુની ભક્તિ સેવા કરવી અને વૈકુંઠ પામવું એજ મુક્તિ છે. મનુષ્યનું જીવતત્વ છુટતું નથી, પણ પરધામમાં સ્થિત રૂપ પરમાનંદ મળી શકે છે, એમ જણાવ્યું છે.

મુખ્ય સિદ્ધાંત;—આ આચાર્યે સર્વે ઉત્પતિના મૂળ કાર્યરૂપ ઈશ્વરને વિષ્ણુ કહ્યા છે. એજ મૂળ તત્વમાંથી સઘળી સૃષ્ટિ અને બ્રહ્માદિક સર્વે ઉત્પન્ન થયેલા છે, એટલો તેમણે મૂળ વેદનો અદ્વૈતીય સિદ્ધાંત ગ્રહણ કર્યો છે.

પરમેશ્વર આ જગતનું સંરક્ષણ કરે છે અને તે કારણ પરત્વે જીવને દંડ પણ કરે છે તથા પાપ પુણ્ય પ્રમાણે જીવને જન્મ-મરણાદિક કલેશ ભોગવાવે છે. ઇશ્વર ભક્તિમાં સર્વ કર્મ જીજ્ઞાસુ, અલ્પજ્ઞાની સ્ત્રી પુરૂષોને દૃઢ ભક્તિ અને પ્રીતિ થવા માટે એવું જણાવ્યું છે કેઃ—સર્વે વસ્તુનું મૂળ કારણ જે પરમાત્મા અને સર્વે જીવ પ્રાણી એ બંને અનાદિ છે, એ પ્રકારે યુક્તિથી આત્મા અને પરમાત્માનો ભેદ બતાવ્યો છે. એટલે તે સર્વે પ્રાણીના દેહનો જે ચૈતન્ય જીવ તે પરમાત્માના ચૈતન્યથી ભિન્ન છે એમ કહેલું છે.

પરમાત્મા સ્વતંત્ર છે, અને જીવાત્મા પરતંત્ર છે. તેથી એ પરમાત્માને આશ્રયભૂત છે. એ પ્રમાણે કહ્યા છતાં જણાવેલું છે કેઃ-જીવાત્માએ પરમાત્માથી જુદો થઇ શકતો નથી; તોપણ તેનાથી જુદો છે. એ ગુહ્યાર્થ બુદ્ધિવાન-વિદ્વાન અને જ્ઞાની ધર્મ જીજ્ઞાસુ પુરૂષોનેજ સમજી શકાય એવો છે. જીવ સર્વદા વિષ્ણુનો દાસ છે. તે તેની યોગ્યતાને કદી પહોચતો નથી. માટે સર્વદા વિષ્ણુ પૂજનીય છે, તોપણ કૈવલ્યને વખતે સર્વે જીવ પમાત્માના મૂળ ચૈતન્ય સ્વરૂપમાં પાછા લીન થઇ જાય છે. તે સમયે એટલોજ ભેદ દેખાડેલો છે કે;—પરમાત્માના મહા ચૈતન્ય આગળ જીવાત્માનું ચૈતન્ય દેખાઇ શકતું નથી. તે ભિન્નપણે છે, એવો સિદ્ધાંત કર્યો છે.

આ સંપ્રદાયમાં રામ કૃષ્ણાદિ મહા પુરૂષોને અવતારી ગણી તેમની મૂર્તિને મોટા સુશોભિત દેવાલયોમાં સ્થાપના કરી, તેમની અનેક પ્રકારથી પૂજા સેવાદિ કરવાનો મનોરંજક ભક્તિમાર્ગ રામાનુજ સંપ્રદાય પ્રમાણેજ

ચલાવ્યો છે. સર્વ મનુષ્યને પ્રિય અને યોગ્ય લાગવાથી ઘણાં મનુષ્યો તે મતમાં આવ્યા છે. એ પ્રમાણે કર્યા પછી પોતાનો જે મુખ્ય હેતુ નિરેશ્વર વાદી જૈન મતનું ખંડન કરવાનો હતો, તેને હરેક રીતે ખંડન કરી કેવળ નિસ્તેજ કર્યો, અને સઇશ્વરની ઉપાસના તથા ભક્તિમાર્ગ ને શ્રેષ્ટ પંક્તિએ લાવી મૂકયો.

**આ સંપ્રદાયનીગાદી:**—આ સંપ્રદાયને પૂર્ણયજ્ઞ સંપ્રદાયકે બ્રહ્મ સંપ્રદાય કહે છે. તેમની ગાદી **ઉડીપી**માં છે, એ વગેરે સ્થળે એ મતનું પ્રબળ છે. એ મતમાં સાધુઓ હોય છે. એ સંપ્રદાય ગોપીચંદનું શ્રી-ચિન્હ કરે છે અને મધ્યમાં કાળી રેખા કરે છે.

ડા. **વિલ્સન** લખે છે કે:—"શંકરના સંન્યાસીઓને આ સંપ્રદાયવાળા નમસ્કાર કરે છે. અને શૃંગેરીનો મહંત ઉડીપી આવે છે." ગુજરાતના રાજા કુમારપાળને જૈન માર્ગ મૂકાવનાર આ મધ્વાચાર્યજ હતા. એવું યજ્ઞેશ્વર ભટ્ટ કૃત **આર્યવિદ્યા સુધાકર** ગ્રંથમાં લખેલું છે.

આચાર્યે વેદના ગ્રંથોપર ઘણી ટીકા લખેલી છે. તેમાં મુખ્ય અગત્યનું અને બુદ્ધિને પ્રકાસ કરનારૂં જે મીમાંસાશાસ્ત્ર તેનું યથાર્થ જ્ઞાન મેળવવાને માટે **નામમાળાવિસ્તાર** નામે ગ્રંથ કર્યો છે. તે પ્રથમ મીમાંસાશાસ્ત્રનું અધ્યયન કરનારાઓને બહુ ઉપયોગી છે. આ આચાર્યને થઈ ગયાને આજે આશરે ૫૦૦ વર્ષ થયાં એવું સિદ્ધ થાય છે.

---

## શુદ્ધાદ્વૈત—પુષ્ટિમાર્ગ પ્રવર્ત્તક.

## શ્રીમત્‌વલ્લભાચાર્ય



પુષ્ટિમાર્ગ પ્રવર્ત્તક મહાત્મા **શ્રીવલ્લભાચાર્યનો** જન્મ ચંપારણ્યમાં સંવત ૧૫૩૫ ના વૈશાખ વદ ૧૧ રવિવારે થયો હતો. તેમના પિતાનું નામ લક્ષ્મણભટ્ટ અને માતાનું નામ અલમગિર હતું. કેટલાક ગ્રંથોમાં તેને લમાગાર—ઇલમ્માગારૂડી પણ લખે છે. લક્ષ્મણભટ્ટ જ્ઞાતે તેલંગી બ્રાહ્મણ યજુર્વેદી તૈત્તિરીય શા-

ખાના ભરદ્વાજ ગોત્રી હતા. તેઓ તેલંગણુ દેશના કાંકરવ ગામમાં રહેતા હતા. લક્ષ્મણ ભટ્ટ અને તેમનાં પત્ની બંને શ્રીકૃષ્ણના ઉપાસિક હતાં. તેમને પ્રથમ કૃષ્ણભટ્ટ નામે એક પુત્ર થયા, પછી તેઓ સહકુટુંબ તીર્થયાત્રા કરવા માટે ગોકુળ મથુરાં અને પ્રયાગ થઇને કાશીમાં આવ્યા હતાં. તે વેળાએ કાશીમાં સંન્યાસીઓ અને મુસલમાનો વચ્ચે ટંટો ચાલતો હતો. તેથી લક્ષ્મણ ભટ્ટ કુટુંબને લઇને ચંપારણ્યમાં આવ્યા હતા. ત્યાં તેમની પત્નીને એક બીજા પુત્ર રત્નની પ્રાપ્તી થઇ. તેમનું પ્રથમનામ વલ્લ્કભ પાડયું. પણ પછીથી તે વલ્લભ નામે પ્રસિદ્ધ થયા. તેમની એ જન્મભૂમિ પર દેવળ બંધાવેલું છે, તે અદ્યાપિ સુધી છે.

વલ્લભ બાલ્યાવસ્થાથીજ તીક્ષ્ણ બુદ્ધિના, ચંચળ, ઉત્સાહી, અને હિંમતવાન હતા. પાંચમે વર્ષે જનોઇ દઇને નારાયણભટ્ટ નામે એક વિદ્વાન પાસે વિદ્યાભ્યાસ કરવાને રાખ્યા. ત્યાં વેદ, ન્યાય, પુરાણાદિ શાસ્ત્રો શીખી નિપુણ થયા હતા. લક્ષ્મણભટ્ટ પોતાને કેશવનામે ત્રીજો પુત્ર થયા પછી સંન્યાસી થયા અને વલ્લભની અગિઆર વર્ષની ઉમરે મરણ પામ્યા. વલ્લભ માતા પિતા સાથે દેશાટન કરી અનેક પ્રકારના દુઃખ સહન કરીને સહનશીળ થયા હતા. હવે માત્ર તેમને માતાનો આધાર રહ્યો હતો. અતિશ્રમ કરી કાશીમાં બ્રહ્મજ્ઞાન અને રસાયન શાસ્ત્રાદિકનું જ્ઞાન સંપાદન કર્યું; પછી માતાની રજા લઇને તીર્થયાત્રા કરવાને નીકળ્યા. દક્ષિણ તરફ જતાં એક મોટા શહેરમાં આવ્યા. એ નગરના શેઠને ચાર પુત્રો હતા. તેમાંથી દામોદરદાસ પ્રથમ શિષ્ય થયા. તેને સાથે લઇને વિજયનગરમાં આવ્યા. એ નગરના રાજા કૃષ્ણરાયલુની સભામાં સ્માર્ત્ત અને વૈષ્ણવમતમાં વિવાદ ચાલતો હતો. સભામાં વૈષ્ણવ મતને મળતા રામાનુજ, મધ્વાચાર્ય નિંબાર્ક અને વિષ્ણુસ્વામી એ ચાર સંપ્રદાયના વિદ્વાનો હતા. મધ્વાચાર્યનો પ્રખ્યાત્ શિષ્ય વ્યાસતીર્થ સ્માર્તમતનું ખંડન કરનારો હતો. એ વખતે વલ્લભ પણ ત્યાં ગયા. સર્વેએ મળી સ્માર્તમત વાળાને જીત્યા. ત્યારથી વલ્લભને આચાર્યની પદવી મળી, એવું વિઠ્ઠલનાથજીના શિષ્ય ગીરધર કવિએ પોતાના રચેલા સંપ્રદાયપ્રદીપ નામના ગ્રંથમાં લખેલું છે.

વિષ્ણુસ્વામી ત્રિદંડી સંન્યાસી થઇને સમાધિસ્થ થયા હતા. તે પછી એ ગાદી જ્ઞાનદેવને મળી. પછી તેના શિષ્ય કેશવને મળી. ત્યારથી એ ગાદીવાળા ગોસ્વામિ કહેવાવા લાગ્યા. પછી નામદેવ, ત્રિલોચન અને છેવટે એ ગાદીપર સંવત ૮૯૫માં બિલ્વમંગળ નામે પુરૂષ થયો; ત્યારે કોઇ શંકરાચાર્યે વિષ્ણુસ્વામીના પરમાત્મા સાકાર છે એવા મતનું ખંડન કરી

તેની ગાદી વિખેરી નાખી. બિલ્વમંગળ મહા યોગી હતો. તે પોતાની ગાદી ઉચ્છેદ થયાથી વાયુરૂપે દક્ષિણમાંના એક તીર્થમાં રહ્યો હતો એવું કહેવાય છે. તેમણે પછી ૭૦૦ વર્ષે વલ્લભાચાર્યને મંત્રોપદેશ કરી, પોતાનો વિષ્ણુ સ્વામિનો સંપ્રદાય ચલાવવાનું કહ્યું. તે ઉપરથી વલ્લભાચાર્યે બિલ્વમંગળને કેટલેક ઠેકાણે ગુરૂ ગણી નમન કર્યું છે અને વિષ્ણુ સ્વામીના શિષ્ય પરંપરા મનાય છે. એ રીતે વલ્લભાચાર્યને વિષ્ણુસ્વામી સંપ્રદાય ચલાવવાનો અધિકાર મળ્યો, ત્યારથી એ ગોસ્વામિ અથવા ગોસાઈ કહેવાય છે. એ સંપ્રદાયમાં આચાર્યે પોતાનો મત મેળવી પુષ્ટિમાર્ગની મુખ્ય ગાદી ગોકુળમાં સ્થાપી. તેથી એ ગોકુલસ્થ પણ કહેવાય છે. કોઇ તો ગોકુલીઆ ગોસાઇ પણ કહે છે.

મહાત્મા વલ્લભચાર્યને અગ્નિ પુત્ર અથવા અગ્નિનો અવતાર ગણે છે. તેમણે રામાનુજ, મધ્વાચાર્ય આદિ વૈષ્ણવ સંપ્રદાયનો અનાદર કરી અદ્વૈતપક્ષને ગ્રહણ કર્યો. આ સંપ્રદાય વિષ્ણુ સ્વામિના મતનોજ વિવેક છે એવું કહેવાય છે. વિષ્ણુસ્વામીએ વાસ્તવિક રીતે તો અદ્વૈતનેજ સ્વીકારેલ છે, પણ પ્રાચીન નિરાકાર અદ્વૈત ન સ્વીકારતાં સાકાર અદ્વૈતનેજ સ્વીકારેલ છે અને સંન્યાસને ઇષ્ટ ગણેલ છે. એમનાજ સિદ્ધાંતને અનુસરી તેમાં પોતાનો મત મેળવી વલ્લભાચાર્યે પુષ્ટિમાર્ગ નામે સંપ્રદાય ચલાવ્યો પુષ્ટિ માર્ગને શુદ્ધાદ્વૈત પણ કહે છે. વલ્લભાચાર્યે વેદનું ભાષ્ય કરી વેદાંત ઉપર જે ટીકા વગેરેના ગ્રંથો કરેલા છે તે જ્ઞાનનો ભંડાર છે. તે બુદ્ધિવાન પુરૂષોને જાણવા યોગ્ય છે. તેમણે વેદનો મૂળ આધાર લઈ નીચે પ્રમાણે સિદ્ધાંત પ્રતિપાદન કરેલ છે.

**મુખ્ય સિદ્ધાંતઃ**—આ સૃષ્ટિ માત્ર બે પ્રકારની છે. (૧) જીવાત્મક અને (૨) જડાત્મક. એ બંનેના મિશ્ર થવાથી આ સઘળી સૃષ્ટિ બનેલી છે. જે બે પ્રકારની જણાય છે, તેના મિશ્ર થવાથી ત્રીજો પ્રકાર થાય છે. પ્રથમ-ચૈતન્ય. બીજું જડ-પ્રકૃતિ, અને ત્રીજું ચૈતન્ય અને પ્રકૃતિ બંનેનું મિશ્રપણું. એ ત્રણ પ્રકાર દેખાય છે. આ જગતમાં ભિન્ન ભિન્ન પ્રકાર નજરે પડે છે અને તે અદૃશ્ય થઇ જાય છે. એ તો તેનો કેવળ આવિર્ભાવ અને તિરોભાવ માત્ર થયા કરે છે, તેનો લય કોઇ પ્રકારે થઇ શકતો નથી. એટલે બ્રહ્માંડમાંના કોઇ પણ પરમાણુનો નાશ થઇ શકતો નથી. જે નાશ થતી વસ્તુ દેખાય છે તે તો માત્ર તે મુળ પરમાણુઓનું રૂપાંતર થયા કરે છે; તે ઉપરથી જે પદાર્થ દૃષ્ટિએ પડે છે તેને તિરોભાવ કહે છે—અને જે અદૃશ્ય અથવા રૂપાંતર થાય છે. તેને આવિર્ભાવ કહે છે. એ પોતાના સિદ્ધાંતને સિદ્ધ

કરી બતાવવાને વેદ અને ઉપનિષદ્‌નાં વાક્યો ઉપરથી તેના અર્થ પોતાના સિદ્ધાંત પ્રમાણે કરી દેખાડયા છે. આ સિદ્ધાંતને અદ્વૈત કહીએ તોપણ ચાલે. એ અદ્વૈત સિદ્ધાંત અધિક સ્પષ્ટ કરીને શુદ્ધાદ્વૈત કહ્યો છે.

**આચાર વિચાર:**—વલ્લભાચાર્યનો આવો મહા જ્ઞાનરૂપી સિદ્ધાંત છતાં, વિષય ઉત્તેજક પૂજા સેવા અને દર્શન કરાવવાનો સંપ્રદાય ચલાવવામાં તેમનો મુખ્ય શો હેતુ હશે ? તેનો ઉત્તર એવો છે કે;—ઉપર કહેલો કેવળ જ્ઞાનનો સિદ્ધાંત યથાર્થ સમજવાને નાના પ્રકારની વિદ્યાનું અધ્યયન કરી બુદ્ધિનો સંપૂર્ણ પ્રકાશ થવો જોઇએ અને વિષયભોગથી નિવૃત્તિ થવી જોઇએ; પણ તે સમયમાં મુસલમાનોના આવ્યા પછી બ્રાહ્મણ સિવાય બીજા કોઇ વર્ગમાં ઇશ્વર ભક્તિનું સાધન રહ્યું નહોતું. આચાર વિચાર પણ નિયમિત નહોતા; કેમકે કોઇ કયાં ને કોઇ કયાં પડેલું હતું. સૌ પોતપોતાની કાળજીમાં હતા. એ વર્ગના લોકોને ઠરી ઠામ થતાં સુધી તો ધર્મની જરૂર પડી નહિ; પરંતુ ઠરી ઠામ પડી કામ—કાજે લાગ્યા પછી ધર્મની જરૂર પડી. છેક રાની માણસને ધર્મની લાગણી હોતી નથી, પણ દુનિઆદારીમાં પડેલી ઉદ્યોગી જનને ઇશ્વર સંબંધી કંઇ ઓળખની જરૂર પડે છે. કોઇ પણ રીતની ઇશ્વરભક્તિ વિના તેઓને સંસાર વ્યવહારમાં ચેન પડતું નથી અને ઉદ્યોગમાં ઉમંગ રહેતો નથી. એવી સ્થિતિમાં આવેલા જે કાંઇ નવું દેખે છે તે ઝડપી લે છે. બ્રાહ્મણોનો ધર્મ સઘળો સંસ્કૃતમાં રહેલો તેથી અને બ્રાહ્મણોમાં વિદ્યા ઘટી ગયેલી તેથી બીજા વર્ગમાં અધર્મ પ્રવર્ત્તવા લાગ્યો હતો. એવા પ્રકારની એ વખતમાં સ્ત્રી પુરૂષોની વૃત્તિ જોઇ આચાર્યને જણાયું કે;—ઘણા લોકોની વૃત્તિ ઉત્તમ વિષય ભોગવવા તરફ લાગી રહેલી છે. તેથી તે રાત્રિ દિવસ મન, વચન અને કર્મથી સંસારનાજ કાર્યમાં આસક્ત થઇ ગુંચવાયલા રહે છે. ઇશ્વર સંબંધી સત્ય વિચારમાં એક ક્ષણ પણ મન સ્થિર રાખી શકતાં નથી. તેથી ઇશ્વરી સનાતન સત્ય ધર્મનો અભાવો થવા જઇ અધર્મ વધતો જાય છે. એ રીતે લોકોને ધર્મથી ભ્રષ્ટ થતા જોઇ વિષ્ણુ સ્વામી, રામાનુજ, મધ્વાચાર્ય અને નિંબાર્કએચારે સંપ્રદાયના આચાર્યના કરતાં અધિક મનોરંજક અને ભક્ષભોજ્યાદિકનો સંપ્રદાય પ્રવર્ત્તાવવા માંડયો. બાલકૃષ્ણ, અને રાધાકૃષ્ણ વગેરેની સર્વોપરી જનક્રિડાની પ્રેમ ભક્તિનો ઉપદેશ કર્યો.

આ મહાત્માના આવા ઉપદેશથી કેવળ કર્મ જિજ્ઞાસુ ઘણા લોકોનું વલણ આચાર, સુઘડતાઇ અને મંદિરનો ઠાઠ જોઇને તે તરફ વળ્યું. બાલકૃષ્ણ, અને રાધાકૃષ્ણમાં ઇશ્વર ભાવના રખાવ્યાથી સઇશ્વર ભક્તિકા-

શ્રમ રાખી અને નિરેશ્વરવાદિ જે જૈન વગેરે મત તેને કેવળ નિરતેજ કર્યો. તેથી ઘણાક વણીક, વૈશ્ય અને શુદ્ર જૈનમતનો ત્યાગ કરી વલ્લભાચાર્યના મતથી મોહપામીને ભાવિકપણે કંઠી બાંધતા થયા. ધર્મ સંબંધી વિષયમાં બ્રાહ્મણ જેવા દુરાગ્રહી કોઇજ નહિ; તેઓએ રાજના જૂલમને લીધે કે બીજી પ્રજાની દેખાદેખીથી કે દ્રવ્યના લોભે પણ પોતાનો પ્રાચીન શૈવમાર્ગ છોડયો નહિ. તેનું મન વલ્લભમતથી પણ ચલિત થયું નહિ. બીજા વર્ગમાં મોટો ફેરફાર આ મતથી થયો. જેઓ ધર્મ રહિત થઇ ગયા હતા, તેમને કોઇ પણ ધર્મ પાળવાની જરૂર હતી. એ વખતે વલ્લભમત અથવા બીજો કોઇ પણ મત નીકળ્યો નહોત, તો તેઓની દશા ઘણી ભૂંડી હોત. એ માર્ગે તેઓના નિરાશાપણાને શ્રીકૃષ્ણ ભકિતની અને ગુરૂભક્તિની મોહિનીમાં આણ્યા અને તેઓના આચાર વિચારમાં સુધડતાઈ આણી હતી.

**ધર્મ વિસ્તાર;**—વલ્લભાચાર્યે વિષય ઉત્તેજક પુષ્ટિમાર્ગનો પ્રથમ ઉપદેશ કરવા છતાં, તે પોતે મહાજ્ઞાની, નિર્લેપ અને જિતેંદ્રિય હતા. તેમનો કહેવાનો ભાવાર્થ અતિગુહ્ય સર્વોત્તમ છે. માટે કોઇ પણ જાતના વિષય ભોગની ઇચ્છા રાખતા નહિ. આ મહાજ્ઞાની પુરૂષનો દીર્ઘ પ્રયત્ન અને શ્રમ છતાં તે વખતે તેના આશ્રિત સેવક માત્ર ૮૪ થયા હતા એવું લખેલું છે. જેઓ ચોરાશી વૈષ્ણવ નામે પ્રસિદ્ધ છે. વિજય નગરના કૃષ્ણરાયલુ રાજાએ વલ્લભાચાર્યને ઘણો આશ્રય આપ્યો હતો. વ્યાસતીર્થ નામે પ્રસિદ્ધ સંન્યાસીએ વલ્લભાચાર્યને સંન્યાસ લઇ ગાદી ચલાવવાનું કહ્યું, પણ તે વાત તેણે માની નહિ. પછી તે પ્રયાગ થઇને કાશીમાં આવ્યા, ત્યાં તેણે વધારે વિદ્યાભ્યાસ કર્યો. પછી કેદારનાથ, ગયા, હરિદ્વાર, વગેરે ક્ષેત્રમાં નવવર્ષ સુધી મુસાફરી કરી. એ પ્રસંગે તેમણે જે જે કાર્ય કર્યાં, તે વિષે બેઠક ચરિત્ર નામના હિંદુસ્થાની ભાષાના ગ્રંથમાં લખેલું છે.

**દેશાટનમાં બેઠકો;**—આચાર્યે દેશાટનમાં કરેલાં કાર્યો નીચે પ્રમાણેઃ—

**મથુરામાં**—વિશ્રામ ઘાટ ઉપર મસાણ હતું, ત્યાં પોતાના કમંડળમાંથી કૃષ્ણદાસ મેઘન પાસે જળ છંટાવી ભાગવતની પારાયણ કરી. તેથી ત્યાં વસ્તી થઇ, આજે ત્યાં બેઠક છે.

**બોહોળા વનમાં**—ત્યાંના મુસલમાન અધિકારીને એક ગાયની મૂર્તિ હતી, તેને ઘાસ દાણો ખવરાવી ચમત્કાર બતાવ્યો, ત્યાં પણ બેઠક છે.

**શ્રીકુંડમાં**—કુસમોખર છે, ત્યાં ઉદ્ધવજીનો મેળાપ થયો કહે છે, ત્યાં એક ગાદીસ્થાપન કરી.

**આન્યોરમાં**—શ્રી નાથજી પ્રગટ થયા, ત્યાં મંદીર છે, અને સદુપાંડેના ઘરમાં બેઠક છે.

**ગોવિંદકુંડ**--ઉપર બેઠક કરી છે:-અને **માનસી ગંગા**-ઉપર કૃષ્ણ ચૈતન્ય વગેરે ઉપર કમંડળનું જળ છાંટી માનસી ગંગા દૂધ જેવી દેખાડી અને ત્યાં એક માસ ભાગવતની પારાયણ કરી હતી,

**સુંદરસીલા**--પાસે ગોવર્ધન પૂજા કરી, અન્નકોટનો ઉત્સવ કર્યો. પછી દામોદરદાસના ખોળામાં મસ્તક મૂકી સૂતા હતા. તેવામાં શ્રીનાથજી મળવા આવ્યા હતા એવું કહેલું છે. દામોદર દાસે આચાર્યજીને ઉઠાડવાની ના પાડી, પણ તેઓ એકદમ જાગી ઉઠયા અને શ્રીનાથજી સાથે વાતચિત કરી હતી એવું કહે છે.

**શ્રીનાથજીના મંદીર**--ઉપર દેવપ્રબોધની સુધી રહ્યા હતા. પછી ગુલાલકુંડ નામે દામોદરદાસના ગામમાં રહ્યા હતા.

**કામવનમાં સુરભીકુંડ**—ઉપર એક બ્રાહ્મણ પિશાચ થયો હતો, તે લોકોને દુઃખ દેતો હતો, તેની મુક્તિ કરીને લોકોનો ભય દૂર કર્યો હતો.

**સંકેત**—ઉપર (બરસાણામાં) આચાર્યજી પારાયણ કરતા હતા. તે વખતે એક સોળ વર્ષની સુંદર સ્ત્રી ચમર કરવા આવતી હતી; તે વિષે સેવકોએ પૂછતાં આચાર્યે જવાબ નહીં દેતા ગુસ્સે થયા હતા.

**કોકિલવનમાં**—શ્રીગોસાંઇજી એ વચનામૃત લખ્યું અને પાંચશેર દુધની ખીરથી હજાર મનુષ્યોને ભોજન કરાવ્યું.

**નંદગામમાં**—માન શ્રરોવર ઉપર ઉધ્ધવજી સાથે આચાર્યજી ૭ માસ સુધી રહ્યાં.

**ભાંડીરવનમાં**—મધ્વાચાર્ય સંપ્રદાયનો વ્યાસતીર્થ મહંત લાખો રૂપીયા દ્રવ્ય અને મોટા રાજાઓ વગેરે સેવકો લઇને શ્રીઆચાર્યજીને આવી મળ્યો.

**ચિત્રકોટમાં**—જ્યાં રામચંદ્રજી ચોમાસાના ચાર માસ રહ્યા હતા, ત્યાં આચાર્યજીએ વાલ્મિકી રામાયણ તેર દિવસ વાંચી હતી.

**ઉજ્જનમાં**—મહાકાલેશ્વરમાં ભાગવતની પારાયણ કરી ત્યાં બેઠક કરી છે.

**અયોધ્યામાં**—સરયુ નદીના તીરપર આચાર્યજી રામાયણ વાંચી હતી.

**નૈમિષ્યારણ્યમાં**—ભાગવતના શ્લોકનું વ્યાખ્યાન કર્યું હતું.

**કાશીમાં**—હનુમાનઘાટ ઉપર તથા શેઠ પુરૂષોતમદાસના ઘરમાં બેઠક કરી છે, ત્યાં પત્રાવલિલંબન તથા સંન્યાસ નિર્ણય ગ્રંથ બનાવ્યા. વિશેષ વિદ્યાભ્યાસ પણ કર્યો હતો.

**જગન્નાથજીમાં**—આચાર્યજી ત્રણ વાર ગયા હતા. ત્યાંના રાજાના મનનો સંદેહ મટાડયો હતો.

**ચંપારણ્યમાં**—આચાર્યજીનો જન્મ થયેલો, ત્યાં દેવળ બાંધેલું છે.

**દ્વારકામાં**—આચાર્યજી પારાયણ કરતા હતા, તે પ્રસંગે વરસાદ પડયો હતો, પણ કહે છે કે આચાર્યજીનાપર એક છાંટો પણ પડયો નહોતો.

**ગોકુળમાં**—ગોકુળમાં ત્રણ બેઠકો કરી છે.

એ સિવાય—વૃંદાવનમાં, મધુવનમાં, કુમોદવનમાં, પરાસોલીમાં, બહુવરવનમાં, માનસરોવરપર, સોરોજીમાં, રંગધામમાં, કાવેરી તીરપર, પંચવટીમાં, ગોદાવરી તીરપર, પુષ્કરજીમાં, અંડેલમાં, બિંદુ સરોવરપર, વિષ્ણુકાંચીમાં, શ્વેતબધુરામેશ્વરમાં, લોહાકરનાપર, અમદાવાદ પાસે અસારવામાં, ચરણાટમાં, કાંતીનાથ પર્વતમાં, જનકપુરમાં, ગુપ્તપ્રયાગમાં, ગંગાસાગરમાં, પંઢરપુરમાં, શેષાચળપર્વતપર, લક્ષ્મણ બાલાજીમાં, પ્રભાસ ક્ષેત્રમાં, ગીરનારમાં, નવાનગરમાં, ખંભાળીયામાં, મોરબીમાં, મુળગોમતીમાં શ્રી બેટ શંખેદ્વારમાં, નારાયણ સરોવરમાં, હરદ્વારમાં, વ્યાસ આશ્રમમાં, ક્ષેત્ર નદીના તીરપર. પણાન સિંધમાં, વિજયનગરમાં, સરયુ નદીના તીરપર, બદરાયજીમાં, મળીયા ચળ પર્વતપર, નૃસિંહક્ષેત્રમાં, મુક્તિક્ષેત્રમાં, મણિકર્ણીકાના ત્રૈલોક્યના આશ્રમમાં, વિશાલગંગાના તીરપર, અર્બુદા ચળ પર્વતપર, મંદાકિની પર્વતપર, કૃષ્ણા નદીના તીરપર, દક્ષિણમાં જનાર્દન ઠાકુરમાં, તામ્રપર્ણી નદીના તીરપર, મદરમદ સુદનમાં, બાબદરાયજીમાં, તોતાદ્રિ પર્વતપર, કેદારખંડમાં, બદ્રિકાશ્રમમાં, અને કૌસ્તુભ નદીપર, બદરાયજીનો મેળાપ થયો, ત્યાં બંનેએ ઢોકળાં ખાધાં, મુખીયાજીને ગિરિરાજ અને વૃંદાવનના દર્શન કરાવ્યાં. એ રીતે બેઠકો કરેલી કહેવાય છે.

આચાર્ય પછી કાશીક્ષેત્રમાં આવી રહ્યા હતા, ત્યાં પોતાની જ્ઞાતિની **લક્ષ્મી** નામે સ્ત્રી સાથે પરણ્યા અને અગ્નિહોત્ર લીધું. તેને **ગોપીનાથ** અને **વિઠ્ઠલનાથ** એ બે પુત્ર થયા હતા. સંવત-(૧૫૭૬)માં ગોવર્ધન પર્વતપર જે **શ્રીનાથજી**ની મૂર્તિ સ્થાપેલી હતી. તે મૂર્તિને મેવાડમાં લાવી પ્રતિષ્ઠા કરી અને પછી કાશીમાં આવ્યા. પછી સંવત ૧૫૮૭ ( ઇ. સ. ૧૫૩૧ ) અષાડ શુદ ૩ ને દિવસે સંન્યાસ લઇને હનુમાન ઘાટપર—૫૨ વર્ષની ઉમરે સ્વધામ ગયા. એ ઉપરથી આજે આચાર્યજીને થઇ ગયાને ૩૬૪ વર્ષ થયાં એવું સિદ્ધ થાય છે.

**વલ્લભાચાર્યે કરેલા ગ્રંથો**—**વ્યાસ સૂત્રભાષ્ય, જૈમિનીસૂત્રભાષ્ય, તત્વદીપનિબંધ, પુષ્ટિપ્રવાહમર્યાદા, સિદ્ધાંતરહસ્ય** અને **નવરત્ન** વગેરે છે.

**પ્રેમ ભક્તિ વિસ્તાર:**—વલ્લભાચાર્યની ગાદીને માટે ગોપીનાથ તથા વિઠ્ઠલનાથ બંને ભાઇઓ વચ્ચે ઢંટો થયો હતો. તેથી બંને દિલ્લીના બાદશાહ પાસે ઘણા દિવસ રહ્યા હતા. એવામાં ગોપીનાથ મરણ પામ્યાથી વિઠ્ઠલનાથને ગાદી મળી હતી. વિઠ્ઠલનાથ બુદ્ધિવાન, વિદ્વાન, અને ચંચળ હતા. તેની મનોવૃત્તિ પોતાના સેવકો શી રીતે વધે એ ઉપરજ હતી. તેથી મનુષ્ય જેમ પોતાના પુત્રને લાડ લડાવે છે અને યુવાવસ્થાવાળાં સ્ત્રી પુરૂષો જેમ અનેક પ્રકારનાં વસ્ત્રાલંકારાદિકના વિષય ભોગ ભોગવે છે. તેવી રીતે બાળકૃષ્ણ અને રાધાકૃષ્ણની મૂર્ત્તિને લાડ લડાવી તથા આચાર્યજીમાં મહાપ્રભુની ભાવના રખાવી પ્રેમભક્તિને અધિક ઉત્તેજન આપ્યું. તેથી તેના પ્રથમ (૨૫૨) સેવક થયા હતા. પછી તેમણે અનેક પ્રકારનાં મનોરંજક વ્રત, ઉત્સવાદિકના કેટલાક નિયમો બાંધ્યા. તે વખતે બાળકૃષ્ણ અને રાધા કૃષ્ણનાં વિષયી મનુષ્યને પ્રિય લાગે એવાં રસા અલંકારના પ્રેમ યુક્ત ભજન, કીર્ત્તન પ્રાકૃત વ્રજ ભાષામાં કરવાને ઉત્તેજન આપ્યું; ઇત્યાદિ પ્રકારથી વલ્લભાચાર્યના સંપ્રદાયમાં ઘણો વધારો થયો હતો. હજારો લોકો તેને અવતારી પુરૂષ માનવા લાગ્યા, તેણે હિંદુસ્તાનના ઘણા ભાગમાં એટલે પૂર્વમાં કાશી, મથુરાં, પશ્ચિમમાં કચ્છ, દ્વારિકા, ઉત્તરમાં મારવાડ. મેવાડ, અને દક્ષિણમાં પંઢરપુર, મુંબઇ; ઇત્યાદિ સ્થળે મુસાફરી કરી. તથા ભાટીયા વાણિયા, કણબી, સુતાર, લુહાર, આદિ ઘણા લોકો તેમને માનવા લાગ્યા.

**આચાર્યની ગાદી:**—વિઠ્ઠલનાથજીને રૂક્મિણી અને પદ્માવતી એ બે સ્ત્રીઓ હતી. તેનાથી તેને શોભા, કમળા, યમુના અને દેવકી એ ચાર પુત્રી અને ગીરિધર, ગોવિંદરાય, બાળકૃષ્ણ, ગોકુળનાથ, ઘનશ્યામ, રઘુનાથ, અને યદુનાથ એ સાત પુત્રો થયા. વિઠ્ઠલનાથે જુના ગ્રંથોની ટીકા કરી અને કેટલાક નવા ગ્રંથો કર્યાં. પછી સંવત ૧૬૪૭ ના મહાવદ ૭ ને દિવસે ૭૦ વર્ષની ઉમરે મરણ પામ્યા. એવું આલાપ્રસંગ વગેરે ગ્રંથોમાં લખેલું છે તે વિઠલનાથના સાત પુત્રોએ જુદે જુદે સ્થળે સાત ગાદી સ્થાપી અને પોતપોતાના જુદા જુદા સેવકો કરવા લાગ્યા. તેમાં એટલોજ તફાવત કે કોઇ ગાદીવાળા બાળકૃષ્ણની મુખ્ય ભક્તિ કરવા લાગ્યા અને કોઇ ગાદી-વાળા રાધાકૃષ્ણની મુખ્ય ભક્તિ કરવા લાગ્યા. એ રીતે કૃષ્ણના જુદા જુદા સ્વરૂપની કલ્પના કરી તેની મુખ્ય ભક્તિ પ્રસરાવી અને સંસારના વિષય સુખ ભોગવવા લાગ્યા.

**આ સર્વનો મુખ્ય સિદ્ધાંત**—સગુણ ભક્તિનો છે. સગુણનો અર્થ પાછળથી અનેક પ્રકારે જનપ્રિય લાગે તેવી રીતે કર્યો છે. ઇશ્વર સગુણ

છે એટલે તે પોતાના ધામમાં મનુષ્યાકારે પુરૂપ રૂપે છે. તે **રાધિકા** અને **લક્ષ્મી** વગેરે પત્ની સાથે નાના પ્રકારનાં ઉત્તમ સુખ ભોગવે છે અને મનુષ્યનાં કલ્યાણ અથવા બીજાં કોઇ મહત્વનાં કામ માટે પૃથ્વીપર અવતાર લે છે. તે વખતે પણ ભક્તના કલ્યાણ માટે ત્યાં નાના પ્રકારના ભોગ ભોગવે છે, પણ તે સર્વે દોષ રહિત અને નિર્ગુણ છે. જેમ અગ્નિમાં કોઇ પદાર્થ નાખીએ તે અગ્નિને લેપન કરી શકતા નથી. તેમ અવતારી ઇશ્વર સદા નિર્લેપ છે. એ સિદ્ધ કરવાને **ભાગવત, વિષ્ણુપુરાણાદિ** પ્રમાણ બતાવે છે. તેઓ વિષ્ણુને બ્રહ્મરૂપ માને છે. વિષ્ણુના અવતારોમાં પણ કૃષ્ણાવતારનેજ પરબ્રહ્મ રૂપે ભજે છે. તેનેજ પુરૂષોત્તમ કહે છે. ગોલોકાદિને સ્વર્ગ કહે છે, તેમાં શ્રીકૃષ્ણ રૂપ પરબ્રહ્મ રહ્યા છે. એ ગોલોકમાં ભગવાનની પાસે સખી ભાવે પ્રેમ રૂપમાં લીન થવું તેનેજ મોક્ષ માને છે. સખી ભાવની વાત પુષ્ટ કરવાને માટે એવી વાત જેમાં હોય તેવાં ભાગવત, વિષ્ણુપુરાણાદિનાંજ પ્રમાણ બતાવે છે. અર્થાત્–શ્રીકૃષ્ણની **બાલલીલાનું** અનુકરણ કરવામાંજ પરમધર્મ માને છે. અને ભક્તિએ કરીને આ સંપ્રદાયમાં મોક્ષ માન્યો છે- સામાન્ય લોક એમ માને છે કે ભક્તિથી જ્ઞાનનો ઉદય થઇ પરિચ્છેદ ભંગ થાય અને **સાયુજ્ય** મળે. તેઓ પ્રેમલક્ષણા ભક્તિનેજ મોક્ષ રૂપે બતાવે છે.

**આચારવ્યવસ્થા**–વલ્લભમત ગૂજરાતમાં અકબર બાદશાહે ૧૫૭૨ માં ગૂજરાત લીધું, તેની થોડી એક અગાઉ દાખલ થયો.આ મત ગૂજરાતમાં વિશેષ પ્રસરેલો છે. આ સંપ્રદાયના મૂળ વિષ્ણુ સ્વામીને ઇષ્ટ જે સંન્યાસ તેને માનતા નથી. તિલક, છાપા કરે છે ને ઉર્ધ્વ પુંડ્ર રૂપ ટીલું કરે છે. ગોપીચંદનાદિને પવિત્ર ગણે છે, ગુરૂ ગૃહસ્થ હોય છે. તેમનેજ કોઇ ઇશ્વર રૂપે માને છે અને તેની સાધનરૂપ સેવા કરે છે. કોઇતો ફળ રૂપ પણ કરે છે. એક બીજામાં જય શ્રીકૃષ્ણ, જયગોપાલ ઇત્યાદિ નમસ્કાર કરે છે.

**ॐ नमो भगवते वासुदेवाय**—એ ભાગવત મંત્રને અથવા **ॐ श्री कृ. ष्ण. श. र ण. म म**—"શ્રીકૃષ્ણ તેજ મારા આશ્રયનું સ્થાન છે." એવો અષ્ટાક્ષર મંત્ર ગુરૂ પાસેથી લે છે. અને તેનાથી શ્રીકૃષ્ણનું નામ સ્મરણ કરી માળા ફેરવે છે. શ્રીકૃષ્ણને સર્વસ્વ અર્પી પોતાની બ્રહ્મમયતા રૂપી બ્રહ્મ સંબંધ વૈષ્ણવમાત્ર કરે છે. પુત્રને અગિઆર અથવા બાર વર્ષે, અને પુત્રીને ઘણું કરી લગ્ન સમયે સમર્પણ અથવા બ્રહ્મસંબંધ તે પંથના મુખ્ય આચાર્ય કે મહારાજના હાથે અપાવવાની અગત્ય સમજે છે. એવી રીતે બ્રહ્મસંબંધ લઇને તેની કંઠી બાંધ્યા પછી નિત્ય સ્વચ્છ થઇને

પૂજન, સેવા વખતે એ મહાપવિત્ર ગણેલા મંત્રનો કોઇ ન સાંભળે તેવી રીતે જપ કરવાની સર્વ વૈષ્ણવોને આજ્ઞા કરેલી છે. તે **બ્રહ્મ સમર્પણનો** મંત્ર આ પ્રમાણે—

**ॐ श्रीकृष्णःशरणंममस[illegible]स्रपरिवत्सर**
**मितकालजातकृष्णवियोगजनितताप**
**क्लेशानंततिरोभावोहंभ[illegible]**
**देहेन्द्रियप्राणांतःकरणेनचर्माश्चदारागार**
**पुत्राप्तवित्तेहपराण्यात्मनासहसमर्पयामि**
**दासोहंकृष्णत्वास्मि. ॥ १ ॥**

**અર્થ**—સર્વેના મૂળ કારણ રૂપ જેશ્રીકૃષ્ણ અથવા સર્વવ્યાપક પરમાત્મા તે મારૂં આશ્રય સ્થાન. શ્રીકૃષ્ણના વિયોગથી એક હજાર વર્ષ સુધી અતિભારી ક્લેશ અને દુઃખ પ્રાપ્ત થયું છે. માટે હે મારા પરમ પૂજ્ય કૃષ્ણ! મારૂં શરીર, ઇંદ્રિય, પ્રાણ, અંતઃકરણ અને બીજી સર્વ ઇંદ્રિયો તથા મારી સ્ત્રી અને પુત્રાદિ સર્વ કુટુંબ સહિત મને પવિત્ર કર, હું તારો દાસ છું. **એનો ગુહ્યાર્થ એવો છે કેઃ**—"જીવાત્માને જ્યારથી માયાના આવરણથી પરમાત્મા અથવા પોતાના શુદ્ધ ચેતન્યથી વિયોગ થયો, ત્યારથી મહાકષ્ટ સહન કરવું પડયું છે. માટે હવે એ મૂળ આત્માનું મને સત્ય જ્ઞાન પ્રાપ્ત થયું છે. હવેથી એ પરમાત્માજ મારૂં શરીર છે; તેથી મારા અંતઃકરણ સહિત સર્વેદ્રિયો આદિ કુટુંબને તેમાંજ સંમીલન કરૂં છું."

વૈષ્ણવોમાં પણ મર્યાદા વગેરે ભેદ છે. મંદિરોમાં થતો પૂજા પ્રકાર મંગલા, શૃંગાર, ગ્વાલ, રાજભોગ, ઉત્થાપન, ભોગ, સંધ્યા, શયન, અને વર્ષોદિયાત્રા તથા ઉત્સવ એ પ્રમાણે છે. **શ્રીકૃષ્ણ રૂપ પરબ્રહ્મના** બાળસ્વરૂપની લીલાનું અને રાધાદિ સાથે વિનોદનું અનુકરણ કરવામાંજ એ મતની સેવાનો સમાવેશ છે અને તેટલામાંજ મોક્ષ માનવામાં આવે છે.



# ચૈતન્ય સ્વામી.



**આ** મહાત્મા પુરૂષનો જન્મ. ઇ. સ. ૧૪૦૪ ના માર્ચ (ફાગણ) મહીનામાં **બંગાલા** પ્રાંતના **નવદ્વીપ**માં થયો હતો. તેમના પિતાનું નામ **જગન્નાથમિશ્ર** અને માતાનું નામ **શચી** હતું. જગન્નાથ મિશ્ર વૈદક બ્રાહ્મણ જ્ઞાતિના હતા. તેઓ બંગાલામાં **શ્રીહટ્ટ** નામે ગામમાં પ્રથમ રહેતા હતા, ત્યાંથી ગંગા કિનારે રહેવાના ઉદેશથી નવદ્વીપમાં આવી રહ્યા હતા.

ચૈતન્ય સ્વામીનું બીજું નામ **નિમાઇ** હતું. તેઓ શરીરે ગૌરવર્ણના હતા. તેથી લોકો તેમને **ગૌરાંગ** પણ કહેતા હતા. તેમનામાં અસાધારણ બુદ્ધિ હતી. તેઓ પંડિત **વાસુદેવસાર્વભૌમ** નામના પ્રસિદ્ધ અધ્યાપકની પાસે વિદ્યાભ્યાસ કરવા રહ્યા હતા. ત્યાં તેમણે થોડા દિવસમાં ગુરૂના ઉપદેશથી ન્યાય શાસ્ત્રમાં વિલક્ષણ નિપુણતા મેળવી હતી. વાસુદેવે ન્યાય શાસ્ત્ર મિથિલાથી લાવીને નવદ્વીપમાં તેનો પ્રચાર કર્યો હતો. નવદ્વીપથી પશ્ચિમમાં એ મૈલ ઉંપર આવેલા **વિદ્યાનગર** નામની જગ્યા ઉપર વાસુદેવે પ્રથમ ન્યાય શાસ્ત્રનું વિદ્યાલય સ્થાપ્યું હતું.

**નવદ્વીપ** એ બંગાલા દેશનું એક પ્રસિદ્ધ સ્થાન છે.મુસલમાનો જ્યારે આપણા દેશમાં આવ્યા, ત્યારે એ સ્થળ બંગાલાની રાજધાની હતી. પૂર્વે નવદ્વીપ અભ્યાસને વાસ્તે પણ ઘણું પ્રખ્યાત હતું. પૂર્વ—પશ્ચિમ **ઉડિસાથી લાહોર** સુધીના, અને ઉત્તર—દક્ષિણ **નેપાળથી રામેશ્વર** સુધીના વિદ્યાર્થિઓ એ સ્થાનમાં સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા સારૂં આવતા હતા. ત્યાં જે પ્રસિદ્ધ પંડિતો થઇ ગયા છે, તેઓને લીધે બંગાલા આજ પણ આદરને યોગ્ય થઇ રહ્યું છે. સ્મૃતિ શાસ્ત્રનો પ્રખ્યાત અધ્યાપક **રઘુનંદન** પણ ત્યાં થયો છે. હાલ બંગાલામાં ઘણાક ક્રિયા કર્મો રઘુનંદનની વ્યવસ્થા પ્રમાણે ચાલે છે. **રઘુનંદન** અને **રઘુનાથ** એ બંને જણ **વાસુદેવસાર્વભૌમના** તથા ચૈતન્ય સ્વામીના ગુરૂ બંધુ હતા. રઘુનંદનની પેઠે **રઘુનાથ** પણ ઘણો વિદ્વાન હતો. તેની અસાધારણ વિદ્યા અને બુદ્ધિથી કાશી તથા મિથિલા વગેરે સ્થળોના મોટા મોટા પંડિતો પણ વિસ્મિત થતા હતા. સંસ્કૃત જાણનાર લોકો રઘુનાથ ઉંપર સર્વદા ભક્તિ અને શ્રદ્ધા કરતા હતા.

આવા પ્રસિદ્ધ સ્થળમાં ચૈતન્યની બાલ્યાવસ્થા વીતિ હતી. તેઓ સ્વ-

ર મન અને પરિશ્રમથી ન્હાની ઉમરમાં વાંચતાં લખતાં શિખીને વિલક્ષણ અભિજ્ઞ તથા બહુદર્શિ થયા હતા. એ અભિજ્ઞપણા અને બહુદર્શિ પણાથી તેઓ ઉદાર ભાવે ધર્મ પ્રચાર કરવામાં પ્રવૃત્ત થયા હતા. તેઓ સર્વદા એકાગ્ર મનથી શ્રીમદ્ ભાગવતનો પાઠ કરતા હતા. એ ગ્રંથનો વિષય તેમના મનમાં એવો દ્રઢ ઠસી ગયો હતો કે તે કદિ વિસરતો નહોતો. ચૈતન્યને લીધે એ વખતે બંગાળામાં ઇશ્વરભક્તિ અને ઇશ્વર નિષ્ઠા વિલક્ષણ રીતે પ્રબળ થઇ પડી હતી. ચૈતન્ય જે સમયે ધર્મ પ્રચાર કરવા પ્રવૃત્ત થયા હતા, તે સમયે યુરોપ ખંડના જર્મની દેશમાં પણ એક ધર્મ પ્રચારક થયો હતો. તેનું નામ **લ્યુથર** હતું.

ચૈતન્ય સ્વામીએ **લક્ષ્મી** નામની એક સુંદર કન્યાની જોડે વિવાહ કર્યો હતો. પરંતુ કેટલાક દિવસ પછી સાપ કરડ્યાથી લક્ષ્મીનું મૃત્યું થયું હતું. તેથી **વિષ્ણુપ્રિય** નામની બીજી એક કન્યા સાથે તેમનો વિવાહ થયો હતો. બાલ્યાવસ્થામાં ચૈતન્યને પિતાનો વિયોગ થયો હતો. અને તેમનો ભાઇ **વિશ્વરૂપ** સંન્યાસી થયો હતો. તેથી માતાના ભરણ પોષણનો ભાર તેમના ઉપર આવી પડ્યો હતો. તેને લીધે તેમને થોડા વખત સુધી સંસારમાં રહેવાની જરૂર પડી હતી.

**ધર્મપ્રચાર:**—ચૈતન્ય હમેશાં હરિકીર્ત્તન અને શ્રીકૃષ્ણની ઉપાસનામાં લાગેલા રહેતા. એ કીર્ત્તન **શ્રીરામ** નામે તેમના એક મિત્રના ઘરમાં રાત્રે થતું હતું. એ રીતે હરિકીર્ત્તન કરતાં પોતાની વીશ વર્ષની ઉમ્મરે ચૈતન્ય સંસાર છોડીને સંન્યાસી થયા હતા. સંન્યાસ ગ્રહણ કરીને તેમણે જૂદા જૂદા સ્થાનમાં જઇને ધર્મ પ્રચાર કરવાનો આરંભ કર્યો હતો. તેઓ જાતિ ભેદ માનતા નહિ. તેથી સર્વ જાતિના લોકોને પોતાના ધર્મમાં લાવતા હતા. તેમણે પ્રથમ ગોડના પાસે રામકાળી નામના સ્થાનમાં જઇને કેટલાક મુસલમાનોને પોતાના શિષ્ય કર્યા. તે પછી શાન્તિપુરમાં આવીને **અદ્વૈત આચાર્ય** નામે તેમના એક શિષ્યના ઘરમાં પોતાની માતાની સાથે મુલાકાત કરી હતી. ચૈતન્ય સ્વામી નિરંતર માતૃ ભક્ત હતા. માતાને તેઓ પરમ દેવતા જાણીને શ્રદ્ધા કરતા હતા. વૃદ્ધ માતા **શચી** પોતાના પરમ સ્નેહવાન પુત્રને સંન્યાસી થયેલો જોઇને ઘણાં દુઃખિત થઇને રડવા લાગ્યાં. તેમના રૂદનથી ચૈતન્યના હૃદયમાં પણ અત્યંત વેદના થઇ, તથા આંખોમાંથી અશ્રુ પડ્યાં. માતા રડતાં રડતાં બોલી કે;—"બેટા નિમાઇ! તારા ભાઇ વિશ્વરૂપે જેમ કર્યું તેમ તું કરતો ના. તું સંન્યાસી થવા છતાં પણ બાળપણની વાત ભૂલી જતો ના." ચૈતન્યે ઉત્તર આપ્યો કે;—"માં! બહુ યુગમાં પણ તમારૂં ઋણ હું ફેડી શકીશ નહિ. આ દેહ તમારો જ છે. તમે જે આજ્ઞા કરશો, તે હું હમેશાં

પ્રતિપાલન કરીશ. સંન્યાસી થયાથી મેં સંસારના સર્વ વિષય છોડ્યા છે ખરા, પરંતુ તમને કદી છોડી શકતો નથી."

ચૈતન્ય સ્વામી માતાની આજ્ઞા લઇને શાન્તિપુરથી **શ્રીક્ષેત્ર** માં ગયા. એ જગ્યા ઉપર શ્રીકૃષ્ણના અવતાર જગન્નાથ દેવની ઉપાસનામાં તેમનો ઘણો વખત નીકળી ગયો. શ્રી ક્ષેત્રમાં **સાર્વભૌમ** આચાર્ય નામે એક પ્રખ્યાત પંડિતની જોડે ચૈતન્યે મુલાકાત કરી હતી અને ભગવદ્‌ગીતાના સંબંધમાં તેની સાથે વિચાર–તર્ક કર્યો હતો. ચૈતન્ય સ્વામી એ નવદ્વીપમાં સંકીર્ત્તન કરવાની રીત ચલાવ્યા પછી એક દિવસે હરિભક્ત વૈષ્ણવો શહેરમાં ઢોલ અને કરતાલની ધ્વનિથી સંકિર્ત્તન કરતા જતા હતા. તેમને કાજીના હુકમથી તેના અનુચરોએ આવીને માર મારી ઢોલ ભાંગી નાખ્યા તથા ઝાંઝો વગેરે બળજોરીથી લેઇ લીધી અને છેવટે અપમાનીત કરીને તેમને છોડી મુક્યા. ચૈતન્યના શિષ્યોએ યવનોના એવા અસદ્ વ્યવહારથી દિલગીર થઇને ગુરૂની પાસે જઇ સર્વ હકીકત કહી બતાવી.

ચૈતન્ય ઇશ્વર પ્રેમિક હતા. આવા વિશ્વાસપૂર્ણ હૃદયની આવી વિરૂદ્ધ શક્તિના આગળ હાર થશે કે શું? જેઓનો બ્રહ્મ શક્તિ ઉપર વિશ્વાસ હોતો નથી, અથવા જેઓ દુર્બળ વિશ્વાસ લેઇને સંસારના માર્ગમાં આગળ વધે છે, તેઓ વિરૂદ્ધ શક્તિના આગળ મસ્તક નમાવે છે. પરંતુ ચૈતન્યે પોતાના પ્રાણમાં જે ધર્મ બળ અને અતુલ્ય તેજ એકઠું કર્યું હતું, તે બળે તથા તે તેજે તેમને બમણા ઉત્સાહિત કર્યા. તેમણે પોતાના શિષ્યોને ફરીને ઢોલ તથા ઝાંઝો લેઇ સંકીર્ત્તન કરવાની આજ્ઞા આપી. ગુરૂ દેવની આજ્ઞા પ્રમાણે ઘણા શિષ્યો એકઠા થઇને કીર્ત્તન કરતા કરતા કાજી સાહેબના ઘર તરફ ચાલવા લાગ્યા. કાજી સાહેબની સત્તા હાલના જીલ્લા માજીસ્ટ્રેટ કરતાં કાંઇ ઓછી નહોતી. તે છતાં ચૈતન્ય સ્વામીનો આ વ્યાપાર જોઇને સર્વ આશ્ચર્ય પામ્યા. પરંતુ ચૈતન્ય અને તેમના શિષ્યોના મનમાં જરા પણ ભયનો સંચાર થયો નહોતો. કાજી સાહેબે જ્યારે જાણ્યું કે વૈષ્ણવો કીર્ત્તન કરતા ટોળાબંધ પોતાના ઘર તરફ આવે છે; ત્યારે તેઓ ભયભીત થઇને ઘર છોડી નાશી ગયા. ચૈતન્યના શિષ્યો કીર્ત્તન કરતા કરતા કાજી સાહેબના ઘરમાં પેઠા. શિષ્યોમાંથી જેઓ ક્રોધી સ્વભાવના હતા, તેઓ કાજીનું ઘર તથા બગીચો ખરાબ કરવા લાગ્યા; પરંતુ ચૈતન્યનું ક્ષમાશીલ હૃદય તેથી દુઃખિત થયું. તેમણે શિષ્યોના એવા અસદ્ વ્યવહારથી વિરક્ત થઇને તેમનો તિરસ્કાર કર્યો. પછી કાજીને બોલાવીને તેમની જોડે મધુર પ્રેમાલાપ કરીને તેઓ પાછા ગયા. કાજીએ કબૂલ કર્યું કે, હવે હું વૈષ્ણવોના

ઉપર જુલમ ગુજારીશ નહિ. કેવું અનુપમ તેજ! એજ ખરૂં સત્સાહસ છે. દુર્બળને પીડા કરવી એ સત્સાહસનું કામ નથી. પરંતુ વિશ્વાસના અક્ષય કવચથી સુરક્ષિત થઇને સબળના અન્યાય વ્યવહારના પ્રતિપાદને દમન કરવું, એ સત્સાહસની મહત્તા છે.

ચૈતન્યને જીવનનો ભય નહોતો. ખરી રીતે તેમની અંદર પ્રભુ ઉપરના વિશ્વાસનું તેજ વિજળીના પ્રવાહની પેઠે હૃદયમાં સંચારિત થયું હતું. ચૈતન્ય પાદશાહી શક્તિના ભયથી પ્રભુ ઉપરના વિશ્વાસને તુચ્છ ગણી, ધર્મને ઉંડા પાણીમાં ડૂબાવીને પોતાના ઘરમાં બેસી રહે એવો નહોતો. તેમણે ધર્મને માટે પ્રાણને તુચ્છ ગણ્યો હતો. મનુષ્યના હૃદયમાં ખરૂં ધર્મ સંચારિત થયાથી તે પૃથ્વીની બીજી બધી શક્તિને તુચ્છ કરી શકે છે. મૃત્યુ અને ભય તે વેળાએ છેટે નાશી જાય છે. તે વેળાએ માણસ પોતાની તરફ જોવાને માટે વખત મેળવી શકતો નથી. સર્વદા તે પ્રભુરૂપ ધ્રુવ તારાના ઉપર એટી નજરથી મુગ્ધ થઇ જાય છે, ત્યારે મંત્ર મુગ્ધ સાપની પેઠે કર્ત્તવ્ય પંથમાં આગળ વધે છે. આવી સત્સાહસિકતા સર્વ ઠેકાણે વખાણને પાત્ર ગણાય છે.

ચૈતન્ય સ્વામીએ **જગાઇ** અને **માધાઇ** નામે જે બે બ્રાહ્મણના પુત્રો બાલ્યકાળથી દારૂ પીવાની લતમાં પડયા હતા. તેઓ યુવાનીમાં કોઇપણ અધર્મનું કામ કરતા ડરતા નહિ. માંસ ભક્ષણ પણ કરતા હતા. આ બંને ધર્મભ્રષ્ટ અને પાપી માણસોનાં દુષ્ટ કૃત્યની વાત જાણીને તેમને પોતાના શિષ્યો નિત્યાનંદ અને હરિદાસ મારફતે ઉપદેશ કરીને તેમને સર્વ કુકર્મોથી મુક્ત કરી ભક્ત મંડળમાં દાખલ કર્યાં હતા. ચૈતન્ય સ્વામી શ્રીક્ષેત્રમાં કેટલાક દિવસ રહીને દંડકારણ્યમાં જતી વખતે માર્ગમાં શ્રીરંગપટ્ટણ જોઇને તથા કાવેરી નદીમાં સ્નાન કરી, શ્વેતબિંદુ રામેશ્વરમાં આવ્યા હતા.

દક્ષિણ પંથમાં જે સર્વે પંડિતો રહેતા હતા, તેમની જોડે ચૈતન્ય સ્વામીનો ઉદાર ભાવ, સરળ વ્યવહાર, અને શાસ્ત્રજ્ઞાન જોઇને બહુ સાનંદાશ્ચર્ય પામ્યા હતા. એટલુંજ નહિપણ એ તરફના રાજાઓએ તેમને સારૂં સન્માન આપ્યું હતું. સ્વામીએ ભોગ સુખનો ત્યાગ કર્યો હતો. તેથી તેઓ કોઇ રાજસભામાં જતા નહોતા.

ચૈતન્ય સ્વામીનો એક બંધુ **શ્રીનિવાસ** જ્યારે દક્ષિણમાંથી નવદ્વીપમાં જવા નીકળ્યો, ત્યારે સ્વામી એ એક વસ્ત્ર અને જગન્નાથ દેવનો કંઇક પ્રસાદ શ્રીનિવાસના હાથમાં આપીને કહ્યું કે;—" ભાઇ શ્રીનિવાસ ! આ વસ્ત્ર અને પ્રસાદ મારી માતાને આપીને કહેજે કે, હું સંન્યાસી થવાથી

ઘરમાં રહી શકતો નથી અને તમારી મનગમતી સેવા કરી શકતો નથી. તેથી જે અપરાધ થયો છે, તે ક્ષમા કરજો. મેં એક લેખે મૂર્ખના પ્રમાણે કામ કર્યું છે. મૂર્ખ સંતાન માતાની આગળ ક્ષમા પામવાને સંપૂર્ણ અધિકારી છે." ચૈતન્ય સ્વામી નિરંતર સરળ સ્વભાવના અને માતૃ ભક્ત હતા. એ વાત આપરથી સિદ્ધ થાય છે.

ચૈતન્યસ્વામી દક્ષિણ દેશથી પોતાના શિષ્યોને મળવા પાછા બંગાલામાં આવવા નીકળ્યા. કટક આગળ આવી એક મુસલમાન જમીનદારને પોતાનો શિષ્ય કર્યો હતો. ઉડિષ્યાના વાવ્યખૂણામાં અનેક ભીલને પોતાના ધર્મમાં દિક્ષિત કર્યા હતા. ત્યાંથી બળભદ્ર ભટ્ટાચાર્ય નામે એક સોબતી સાથે વૃંદાવનમાં જવા નીકળ્યા હતા. કાશીમાં તેમને જોવા માટે ઘણાં માણસો એકઠાં થયાં હતાં. કાશીના બ્રાહ્મણો જોડે ધર્મ સંબંધમાં વાતચિત કરીને પ્રયાગમાં આવ્યા હતા. ત્યાં રૂપ નામે પંડિતની જોડે મુલાકાત થઈ હતી. ત્યાંથી વૃંદાવનમાં આવી પાંચ પઠાણોને પોતાના શિષ્ય કર્યા હતા. પઠાણોને વૈષ્ણવ ધર્મમાં દિક્ષિત કર્યાથી તેઓ ઉત્તર હિંદુસ્થાનમાં **પઠાણ ગોસાંઈ** નામથી પ્રસિદ્ધ છે.

ચૈતન્ય સ્વામી એ એવી રીતે જુદાં જુદાં સ્થાનમાં ધર્મ પ્રચાર કરીને તથા જુદી જુદી જાતિના માણસોને પોતાના મતમાં લાવી ત્યાં તેમણે ૬ વર્ષ કહાડયાં. તેની આગમચ ૧૮ વર્ષ સુધી ઉડિષ્યામાં રહીને જગન્નાથ દેવની ઉપાસના અને હરિકીર્ત્તન કર્યું હતું. તેઓ ઈશ્વરના ચિંતવનમાં એવાતો આસક્ત હતા કે તેમનું મન બીજે ક્યાંય પણ જતું નહોતું અને તેથીજ તેઓ મરણ સમયે ગાંડા જેવી સ્થિતિને પામ્યા હતા. એક વેળાએ વસંત કાળની રાત્રિના પૂર્ણચંદ્રનો પ્રકાશ હતો. તે સમુદ્રના શ્યામ વર્ણ પાણીમાં અત્યંત શોભા વધારતો હતો, તે સમયે ચૈતન્યસ્વામી અપૂર્વ શોભા જોઈને ઉન્મત્ત જેવા થઈ ગયા અને યમુનાના કાળા રંગના જળમાં શ્રીકૃષ્ણ જળ ક્રિડા કરે છે, એવું મનમાં લાવીને તેઓ સમુદ્રમાં પડી, પોતાની ૮૦ વર્ષની ઉમ્મરે સ્વધામ સિધાવ્યા. તેઓ ને બંગાળા વગેરે પ્રાંતોમાં તેમના શિષ્યો શ્રી વિષ્ણુનો અવતાર માની પૂજે છે.

**મુખ્ય સિદ્ધાંત**—" બધા આદમી ભક્તિ કરી શકે છે, અને બધી જ્ઞાતિઓના માણસો ભક્તિથી શુદ્ધ થઈ શકે છે; પૂર્ણ નિઃસંશય આસ્થા અને નિરંતર ભજન એ તેમના પંથની મુખ્ય દિક્ષા છે. મોક્ષ માર્ગ પૂજા ક્રિયામાં નથી, પણ ધ્યાનમાં છે. ધર્મ ગુરૂની આજ્ઞા માનવી, એ તેમના પંથનું એક મુખ્ય લક્ષણ છે; પરંતુ તેમણે પોતાના શિષ્યોને તાકીદ આપી

છે કે, ગુરૂ અને બીજાને પિતા પ્રમાણે પૂજ્ય ગણવા, પણ દેવ પ્રમાણે પૂજવા નહિ. હિંદના બીજા બધા ધર્મ માર્ગોની પેઠે તેમના સંપ્રદાયનો મોટો હેતુ **'આત્માની મુક્તિ છે'** તેમનો મત એવો છે કે,—મુક્તિ એટલે નિર્વાણ, તે પૃથક્ આત્માના અસ્તિત્વનો નાશ નહિ, પણ દેહના કલંકથી અને દોષથી તદ્દત છુટવું.

**આચાર વ્યવસ્થા**—આ ચૈતન્ય પંથમાં પ્રત્યેક નાતના માણસો છે, તો પણ જે ગોસાંઈઓ ચૈતન્યના પ્રથમ શિષ્ય હતા. તેમના વંશજોનો અમલ તેઓ સ્વીકારે છે. તેમાં કુંવારા અને પરણેલા બેઉ દાખલ થઇ શકે છે. બ્રહ્મચારીઓ અને ભીખમાગતા ફરનારા વેરાગીઓ પણ એ માર્ગમાં છે.તથાપિ તેમના ધર્મ ઉપદેશકો ઘણું કરીને પરણેલા માણસો છે. તેઓ કૃષ્ણ મંદિરની આસપાસ જથાબંધ બાંધેલાં ઘરોમાં પોતાના બૈરાં છોકરાં સાથે રહે છે, એ રીતે ઓરિસામાં ચૈતન્યની ભક્તિ કૌટુમ્બિક બની છે. જમીનદારો પોતાના કુટુંબને સારૂ બંધાવેલાં અને તેમને અર્પણ કરેલાં મંદિરોમાં નિત્ય તેમની પુજા અને તેમનું ભજન કરે છે. ચૈતન્ય સ્વામીના મરણ પછી તેમના પંથમાં એક ઉપપંથ નીકળ્યો છે.

**ઉપપંથ**—ચૈતન્ય સ્વામીના પંથમાંથી નીકળેલા **ઉપપંથમાં**—સ્ત્રીઓ પોતાની મેળે આત્મજ્ઞાન વધારી શકે છે એમ સિદ્ધ કર્યું છે. તેમનામાં કુંવારા બાવા, અને કુંવારી બાવીઓ રહે છે.બાવીઓ માથે ચોટલાની એક લટ રાખી બાકીનો ચોટલો મુંડાવે છે. બાવા અને બાવીઓ ભેગા મળીને વિષ્ણુ ભગવાન તથા ચૈતન્ય એ બંનેના સ્તવન ભજન ગાય છે, અને ગાતાં ગાતાં નાચે છે.

સંસારમાં રહેલાં બૈરાંને ભણાવવાને એ બાવીઓ ઉપયોગી છે. એ તેમના માર્ગનો ખરેખરો અગત્યનો મત છે, બંગાળાના સારા કુટુંબોના જનાનાને ઘણા વખત લગી ભણાવવા જઇ શકનારા માત્ર તેઓજ હતાં. આજથી ૫૦ વર્ષ પહેલાં સ્ત્રી કેળવણીનો સુધારો તેમણે દાખલ કર્યો, અને એ પંથ કલકત્તામાં ફેલાયો, તેનું કારણ એ સ્ત્રી કેળવણીની ગુંજ ગણાય છે.

મહાત્મા ચૈતન્ય સ્વામીએ ભરતખંડના ઘણા સ્થળોમાં ફરીને ઘણા મનુષ્યોને પાપકર્મથી મૂકાવી પરમ ધાર્મિક કર્યા. તેઓ સર્વદા દુ:ખીઓના દુ:ખ મટાડવાનો યત્ન કરતા હતા. તેમજ રોગમાં ઔષધો અને શોકમાં સાંત્વન આપીને સૌને સહાય કરતા હતા. તેમણે સર્વ પ્રકારના સુખભોગનો ત્યાગ કર્યો હતો. સારાં ખાવાને માટે કે સારાં વસ્ત્રને માટે તેમણે કોઈ પાસે

યાચના કરી નહોતી. તેઓ સામાન્ય સંન્યાસીના વેશથી અને સામાન્ય ગરીબના ભાવથી ચારે બાજુએ ફરતા હતા. કેવળ ધર્મ પ્રચાર અને પારકા ઉપર ઉપકાર કરવો એજ તેમની સત્ય નિષ્ઠા હતી. એવા પરોપકારી અને ધર્મ પરાયણ મહાત્મા ચૈતન્ય સ્વામીનું નામ પૃથ્વીના ઘણા સુધરેલા દેશોમાં પ્રકાશિ નીકળી અમર થયેલું છે, ધન્ય છે એવા મહાત્માને !!!

## ગુરૂ નાનકશાહ.



ભારત વર્ષમાં **શિખધર્મ**ના સ્થાપક અને આદિ ગુરૂ મહાત્મા **બાબાનાનક** અથવા **નાનકશાહ**નો જન્મ ઈ. સ. ૧૪૬૯ માં **લાહોર**થી દક્ષિણમાં દશ મૈલપર આવેલા **કાનાકુચાન** નામે ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ **કાલુબેદી**—અથવા **વેદી** હતું. તેઓ જ્ઞાતે **બેદી—વેદી** વંશના ક્ષત્રિય હતા. **વેદી** વંશ **શ્રી રામચંદ્ર** પુત્ર **કુશ** કુલોત્પન છે. તેઓ **બેદી—વેદી** શી રીતે કહેવાયા, એ વિષે પંજાબમાં એવી એક દંત કથા છે કેઃ—

શ્રી રામચંદ્રના પુત્ર **કુશે** કુશાવતી અને **લવે** લવકોટ એ બે નગરી વસાવી હતી; ત્યાં એ બે વંશના પુરૂષો રાજ્ય કરતા હતા. **લવ** કોટને હાલ લાહોર કહે છે. કેટલેક કાળે બંને વંશમાં કુશંપ પેઠો. કુશાવતીના રાજાએ ઘણું સૈન્ય લઈ **લાહોર**ના **લવ**વંશ વાળાનું રાજ્ય લીધું; તેથી ત્યાંનો રાજા લાહોર છોડી દેશનિકાલ થયો,અને દક્ષિણ પંથના રાજા **અમૃત**ને આશ્રયે આવી રહ્યો. અમૃત મહારાજે તેમને માન સહિત રાખીને તેમના ઉત્તમ ગુણોથી તેમને પોતાની કન્યા પરણાવી; એટલુંજ નહિ પણ મરતી વખતે પોતાના રાજ્યના વારસ કર્યો. અમૃત રાજાની કન્યાને **સદીરાવ** નામે પુત્ર થયો. તે ઘણો બુદ્ધિવાન અને બહાદુર હતો, તેણે પોતાના પિતાનું મૃત્યુ થયા પછી આજુ બાજુના ઘણા રાજ્ય જીતી લઈ રાજ્યની સીમાવધારી. એક વખતે તેના મોટા મંત્રીએ સદીરાવને જણાવ્યું કે;—"આપ અસંખ્ય નગરના રાજા છો,પણ આપે આપના પિતાનું રાજ્ય કર્યું નથી.આપના પિતાનું રાજ્ય પંજાબ છે. આપના કાકાથી આપના પિતાને દેશ નિકાલ થયો છે," આ સાંભળી સદીહાવે લશ્કર લઈ લાહોરપર ઘેરો ઘાલ્યો અને કુશવંશના કુલ પુત્રને હરાવી રાજ્ય લીધું. કુલપુત્ર રાજ્યભ્રષ્ટ થવાથી સંન્યાસી વેશે અનેક સ્થળે મુસાફરી કરી છેવટ પુણ્ય ભૂમી **કાશી ક્ષેત્ર**માં આવી રહ્યો. ત્યાં તેમણે

વેદાભ્યાસ કર્યો. એક વખતે વેદમાં તેમને એવું વાંચવામાં આવ્યું કે;—

"જુલમ ગુજારવો એ મહાપાપ છે, મનુષ્ય જુલમ ગુજાર્યાથી કદી દયાની આશા રાખી શકતો નથી," આ વેદ વચનથી કુલપુત્રના હૃદયમાં જખમ લાગ્યો. તેણે જુલમ કરી ભાઇને રાજ્યમાંથી ક્હાડી મૂક્યો હતો. તેથી તે ઘણો પસ્તાવા લાગ્યો. દુઃખિત હૃદયે પોતાના પાપની માફી માગવાને કાશીથી સદીરાવ પાસે લાહોર આવ્યો. કુલપુત્ર લાહોર આવી સદીરાવ પાસે વેદ વાંચીને પોતાના અપરાધની ક્ષમા માગી. સદીરાવ કાકાના મુખથી વેદ સાંભળી ઘણો ખુશી થયો, અને તેને અપરાધની ક્ષમા કરી, ફરી લાહોરની ગાદીએ બેસાડયો. એ રીતે તેને ફરી લાહોરની ગાદી મળી. એ કુલપુત્રે વેદાભ્યાસ કર્યો હતો અને સદીરાવ પાસે વેદ વાંચ્યા હતા. તેથી એ કુલપુત્રના વંશના તે **વેદી—બેદી** કહેવાયા. મહાત્મા **નાનક**નો પિતા કાલુ એ વંશનોજ **વેદી** ક્ષત્રિય હતો.

કાલુવેદી **તલવંદી** ગામના રહીશ હતા. પરંતુ નાનકનો જન્મ પોતાના મોસાળ કાનાકુચાન ગામમાં થયો હતો. કાલુ વેદી ગરીબ સ્થિતિનો, પણ વગવાળો, અને આબરૂદાર માણસ હતો. તે હિસાબ રાખવાનું કામ કરતો હતો. તેના પિતાનું નામ **શિવરામ** અને માતાનું નામ **બનાશી** હતું. કાલુવેદીને આ નાનક પુત્ર સિવાય **નાનકી** નામે પુત્રી હતી. તેને કપુરથલાના રાજ્યમાં આવેલા **મુલતાનપુરના જયરામ** નામે કણિયા સાથે પરણાવી હતી.

**બાળચરિત્ર:**—બાબા નાનકના બાલ્યાવસ્થાનું ચરિત્ર ઘણું આશ્ચર્યકારક છે. એના જન્મ વખતે સુયાણિએ ઘણા મનુષ્યોનું ટોળું જાણે આ મહાપુરૂષને આનંદથી આવકાર આપતું હોય એવો અવાજ સાંભળ્યો હતો એવું વર્ણન છે. આ સ્થળ આજે **નાનકી** નામે ઓળખાય છે. ત્યાં આજે એક મંદીર બાંધેલું છે. તે પાસે એક સુંદર સરોવર છે, ત્યાં નાનક બાલ વયે પોતાના સોબતીઓ સાથે રમતો હતો. તે સ્થળ આજે **બાળકવિદા** નામે પ્રસિદ્ધ છે. એક દિવસે નાનક ઢોરો ચારવા ગયા હતો, ત્યાં ઉંઘી ગયો. એટલામાં ઢોરો ખેતરમાં પેસી ગયાં અને પાકને નુકશાન કર્યું. તે સ્થળ **કિઆરા સાહેબ** નામે પ્રસિદ્ધ છે. ત્યાં પણ એક સુંદર ભવ્ય મંદિર બાંધેલું છે.

**શિક્ષણ:**—નાનકે ફારસી ભાષાનું અને હિસાબનું જ્ઞાન મેળવ્યું હતું.તેનું ચિત્ત સંસારમાં ચોંટતું નહોતું,તેને જે કામ સોંપવામાં આવતું તેમાં તે ચિત્તને લગાડતો નહોતો. એવી તેની બેદરકારી જોઈ કાલુએ તેને કોઈ વેપારમાં નાખવાનો વિચાર કર્યો. **બાલા** નામે એક સિંધ જાતિના જાટ સાથે **ચાલીશ**

રૂપિઆ આપી દેશાવર વેપાર કરવાને મોકલ્યો. ' ધાર્યું ધણીનું થાય ' કાલુની ઇચ્છા પાર પડી નહિ. નાનકને માર્ગમાં સંન્યાસીઓના ટોળાનો મેળાપ થયો. તે સાથે કેટલીક વાત કરતાં તેમને એવું જોવામાં આવ્યું કે, આ સાધુઓને ઘર, વસ્ત્ર કે ખોરાક કશું રાખવાની જરૂર રહેતી નથી, એ જાણી ઘણું આશ્ચર્ય પામ્યો. એ સંન્યાસીઓના મુખથી—" વસ્તુ માત્રના નિરુપયોગ અને મિથ્યા પણું, વસ્તીમાં રહીને સંસારની ખટપટમાં ભાગ લેવાથી જીવને ઘણી તરેહનો ભય રહે છે " ઇત્યાદિ શિક્ષણ મળ્યું.

નાનકે પોતાની પાસેના રૂપિઆ સંન્યાસીઓને આપી દેવા માંડ્યા, પણ તેમણે તે લીધા નહિ, માત્ર અન્ન લેવાની હા પાડી. તે પરથી નાનકે પાસેના ગામમાંથી બધા રૂપિયાનું સિધું લાવી તેમને ભોજન કરાવ્યું. પાસે કાંઈ પણ રહ્યું નહિ, તેથી ઘેર આવ્યો, પણ પિતાના ભયથી એક મોટા વૃક્ષની ઝુકી રહેલી ડાળીઓમાં સંતાઈ રહ્યો. એના પિતા કાલુએ આવી ઘેર તેડી જઈ પૂછતાં, તેણે સર્વ વૃત્તાંત જણાવી કહ્યું કે;—" તમે મને રૂપિઆ સારા કાર્યમાં રોકી સારો લાભ મેળવવા આજ્ઞા કરી હતી. માટે મેં મારા રૂપિઆ ધર્મના કાર્યમાં રોકી પુન્યનો લાભ પ્રાપ્ત કર્યો છે. " આ સાંભળી કાલુ ગુસ્સે થઈ મારવા દોડ્યો. પણ **રાયભોલારભટ્ટી** નામે તે ગામનો જમીનદાર હતો, એ વચ્ચે પડ્યો અને કાલુને નાનકે વાપરેલા રૂપિઆ આપીને તે હવે નાનકને દબાવે નહિ કે ગેરવર્તણુક તેનાપર ચલાવે નહિ એવી તાકીદ કરી; કેમકે એ જમીનદારે નાનકની આશ્ચર્યકારક વાતો સાંભળી હતી અને તેની ઉંચ વર્તણુક જોઈને તેના વિષે સારો વિચાર ધરાવતો હતો. જે ઠેકાણે નાનકે સન્યાસીઓને જમાડ્યા હતા, તે સ્થળ આજે " **ખરાસૌદા (ખરોલાભ)** " નામે પ્રસિદ્ધ છે. જે વૃક્ષની ઝુકેલી ડાળીઓ નીચે તે સંતાયો હતો, તે **માલ સાહેબ** નામે આજે ઓળખાય છે.

નાનક કાંઇ પણ કામ નહિ કરતા ફર્યા કરતો. તેથી તેમના પિતા ઘણા દીલગીર રહેતા હતા; પરંતુ તેમની મા વાત્સલ્ય ભાવથી પુત્રનો પક્ષ કરતી હતી. તેથી નાનકને તેના પિતાએ જલંધર દુઆબમાં વેન નદીના તીરપર આવેલા **સુલતાનપુર** ગામમાં તેની બેન **નાનકી** પાસે મોકલી દીધો. આ નગર લાહોરથી દિલ્હી જતાં માર્ગમાં આવે છે, ત્યાં દિલ્લીના શેહેનશાહનો સગો **દોલતખાંન** લોદી સૂબો હતો. તે એજ નગરમાં રહેતો હતો. એજ પુરૂષે **બાબરને** હિંદુસ્તાનપર ચઢી આવવાને બોલાવ્યો હતો, જે પાછળથી ખટપટ કરતો જણાયો હતો. એ વાત ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. આ દોલતખાંન નવાબ સાથે નાનકના બનેવી **જયરામને** મોટી વગ હતી. તેણે નાનકને એના ઘરના કોઠારીની જગોપર રખાવ્યો. નાનક પોતાની પાસે જે દ્રવ્ય અને અન્ન

રાખવામાં આવતું, તેમાંથી તે સાધુ ફકીરોને દાન કરી દેતો, એ વાત કેટલીક મુદતે જણાતાં તેનો હિસાબ તપાસ્યો, તો ઉલટા નાનકના નાણાં લેણાં નીકળ્યાં હતાં. આ અજબ ચમત્કાર જોઈ નવાબ વગેરે આશ્ચર્ય થયા હતા. એવું તેના ચરિત્ર ગ્રંથોમાં લખેલું છે.

નાનકને સંસાર ઉપર પ્રીતિ નહોતી. તેથી પરણવાને જરા પણ ઇચ્છા રાખતો નહોતો. પણ તેના બનેવી વગેરેના આગ્રહથી ગુર્દાશપુર જીલ્લામાં બટાલા પરગણે **લાખોકી** નામે ગામ છે. ત્યાં છાનગોત્રી ક્ષત્રિ **મૈલાની** પુત્રી **સુલક્ષણી** સાથે પરણ્યો. તે સ્ત્રીથી તેને **શ્રીચંદ** અને **લખણીદાસ** નામે બે પુત્રો થયા. શ્રીચંદે **ઉદાસી** પંથ કહાડયો. તેના અખાડા આજે પણ **પંજાબમાં** ઘણા છે. લખણી વંશમાં ઘણા વેદી—બેદી ક્ષત્રિયો થયા. એ સર્વે અદ્યાપિ સુધી પોતાના વંશની પવિત્રતા માટે ગર્વ ધરાવે છે, પણ પોતાના વંશના સદ્ગુણો તેનામાં જોવામાં આવતા નથી. નાનકે પોતાના વંશની પુત્રીઓને દુધ પીતી કરવાની મના કરેલી છે તથા પોતાને મળેલું ગુરૂપદ, પોતાની પાછળ પોતાના વંશનાને નહિ આપતાં; કોઇ એક યોગ્ય શિષ્યને આપવાની આજ્ઞા કરી છે; કેમકે વંશનાને ગુરૂપદ મળે તો વખતે ગુરૂપદના ગર્વમાં આવી પંથમાં બગાડો કરે, એવી સમજણથી તેણે મરણ વખતે પોતાના શિષ્યોમાંથી એકને ગુરૂપદ આપ્યું હતું,

નાનકને સંસાર પ્રિય નહોતો. તેથી મુસાફરીમાં કુટુંબને સાથે રાખતો નહિ. બે પુત્રો થયા પછી તરત તેણે સંસાર તજવાનો વિચાર કર્યો. જીવન અધિકાર અને દ્રવ્ય મિથ્યા છે, એમ સમજી નિત્ય એક વડનીચે બેસી વિચાર કરતો. તે વડ આજે **બાબાકાવડ** નામે પ્રસિદ્ધ છે. એક વખતે તે નદીએ સ્નાન કરવા જતાં તે આખો દિવસ પાણીમાં ઉભો રહ્યો હતો. તે આજે **સંતઘાટ** નામે અને જે દુકાનમાં બેસતો તે **હાટસાહેબ** નામે ઓળખાય છે. તેનાં વાપરેલાં કાટલાં આજે તેના માન માટે દેખાડવામાં આવે છે.

**સંન્યાસ;**—નાનકે ઘણીક રીતે વિચાર કરી અંતે ઘર છોડી વનવાસ કર્યો. તેમ નહિ કરવાને તેના મિત્રોએ તેમજ પોતાની પુત્રી અને દોહિત્રોનેનિરાધાર જોઇ તેના સસરાએ ઘણું સમજાવ્યો,પણ તેણે માન્યું નહિ.તેથી તેને સસરે દોલતખાંન પાસે એવો હુકમ કહડાવ્યો કે;—નાનકે એકદમ પોતાની નોકરીપર હાજર થવું. પણ મસ્ત પુરૂષ હમેશાં મસ્તજ હોય છે. તેણે ત્હેના હુકમને નહિગણકારતાં એવી છટાદાર ભાષામાં ઉત્તર વાળ્યો કેઃ—"હું માત્ર પ્રભુનો સેવક છું, કોઇ પણ આ લોકના શેઠને ઓળખતો નથી." ઇત્યાદિ જણાવ્યું હતું ત્યાગી પુરૂષને રાજા કે બીજાને કોઇ શું કરવાનો હતો ? તે લોકો કોઇના

તાબેદાર રહેતાજ નથી. માત્ર એક ઇશ્વરનાજ સેવક થઇ ફરે છે.તેને કોઇની પરવા રહેતી નથી. જેનું ચિત્ત સચોટ ઇશ્વમાં ચોંટયું છે, તેને કોઇની પરવા રહેતી નથી. જેનું ચિત્ત ઇશ્વરમાં ચોટયું હોય છે, તેને ત્યાંથી ઉખેડી સંસાર ની લલુતામાં કોઇ પણ નાખવા સમર્થ નથી. નાનકનો ત્યાગ દૂર કરવાને જેટલા જેટલા ઉપાયો કર્યા તે સઘળા મિથ્યા ગયા. નાનકે પોતાની સ્ત્રી, છોકરાંને પોતાના સસરાને ત્યાં મોકલી આપી સંન્યાસ ધારણ કર્યો. પોતાની બેન નાનકીની રજા લઇને ગામેગામ ફરવા લાગ્યો. બાળા અને માર્ધન એ બે સાથે ચાલ્યા.

નાનક સાથે માર્ધન મુસલમાન જાતનો ગવૈયો હતો, તે પોતાની ખુશીથી સાથે આવ્યો હતો. જે વખતે ગુરૂ નાનક ધ્યાનસ્થ થાય અથવા ભજન કરે, ત્યારે તે પોતાની સારંગી બજાવી મદદ કરતો. તેમને અદ્યાપિપર્યંત ભાઇબાળા અને ભાઇમાર્ધન નામે માન આપી યાદ કરે છે. માર્ધન ભૂખાળવો વધારે હતો, તેથી લાલચમાં લપટાઇ જતો, તેમાંથી કેટલીકવાર નાનકે છોડાવ્યો હતો. આ યવન ગવૈયો જગતકર્તા પ્રભુની સ્તુતિ સિવાય ગાતો નહિ. " તુહિ નિરંજન કિરતાર નાનક બન્દા તેરા" એ ઢબનાં તેનાં પદ ઘણાંજ સરસ છે. નાનક કેટલાક દિવસ બંધ આંખે ધ્યાનમાં બેસી રહેતો, ત્યારે ઇશ્વર સિવાય બીજો વિચાર કરતો નહિ. એ ફરતો ફરતો રચના દુઆબના ગૂજરાત જીલ્લામાં અમીનાબાદ શેહેરમાં આવ્યો; ત્યાં લાલાઠાકુર નામે પ્રમાણિક અને સદ્ગુણી પુરૂષના ઘરમાં ઉતારો કર્યો. વજીર મલેક ભાગુએ પોતાને ત્યાં ઉતરવાને આગ્રહ કર્યો, પણ એ ગરીબોનાપર જુલમ ગુજારતો, તેમજ તેણે પોતાનું દ્રવ્ય પ્રજાને રંજાડીને ભેગું કર્યું હતું. માટે નાનકે તેને ત્યાં ઉતરવાની ચોખી ના પાડી હતી. કરણ વગેરે દાનેશ્વરોનાં નામો પ્રસિદ્ધ છે, તેજ પ્રમાણે જલંધર દુઆબમાં મીસર રૂપલાલનું નામ પ્રસિદ્ધ છે, " જુલમગાર અધિકારીઓને અને તેના કુટુંબને અંતરમાં ઉંડા નિશ્વાસ મૂકી પ્રજા શાપ દે છે. એનું ફળ અંતે તેઓ ભોગવે છે. દુષ્ટ માર્ગે સંપાદન કરેલું દ્રવ્ય અંતે અવળે માર્ગેજ ચાલ્યું જાય છે." પરિણામે—જીસ મુલસે આયા, ઉસ મુલસે ગયા. નફેમેં દો જુતિઆં. એ કહેવત પ્રમાણે થાય છે.

નાનકે અમીનાબાદમાં બિછાનાપર નહિ ઉંઘ લેતાં રોડાં પાથરી ઉંઘ લીધી હતી. તેથી એ સ્થળ આજે રોડી સાહેબ નામે ઓળખાય છે. તે જે વખતે અમીનાબાદમાં હતો, તેજ વખતે બાબરે હિંદુસ્થાન પર

ચડાઇ કરી અમીનાબાદ જીત્યું. ગામમાં લૂટ કરી. તે લૂટનો માલ ઉપાડ-વાને ગુરૂનાનકને વેઠે પકડયો હતો. સાથે માર્ધન અને બાળા પણ બોજો ઉપાડી ચાલતા હતા. માર્ધન રૂબાબ બજાવતો હતો; નાનકને માથે એવો બોજો હતો કે તે બાબરની સન્મુખ ખુલ્લવાનો હતો. આ મસ્ત ટોળીને ગાતી બજાવતી વિચિત્ર વેષે જોઇ બાબર ઘણું આશ્ચર્ય પામ્યો. એટલુંજ નહિ પણ નાનકની વાતો સાંભળીને તો તે ઘણોજ ખુશી થયો હતો અને તેને ઘણું માન આપ્યું હતું.

નાનકે યુવાવસ્થામાં હિંદુ, મુસલમાન ધર્મના શાસ્ત્રનું અને વેદ, પુરાણાદિનાં સઘળાં તત્વોનું જ્ઞાન સંપાદન કર્યું હતું. તેમાં તેના ક્રિયાકાંડ ઉપર તેને કંટાળો આવ્યો. વેદના જ્ઞાનકાંડને માન્ય કર્યો છે. તેનાથી ઇશ્વરને ઓળખી શકાય છે એવું તેને સિદ્ધ થયું હતું. તે કહેતો કે;—"જેનાથી હૃદયની શાંતિ થાય, જેનાથી પવિત્ર અને ઉદાર ઐશ્વરિક તત્વ ફેલાય તેનેજ જીવનનો સાર ધર્મ જાણીને તે પર વિશ્વાસ કરવો." નાનક સર્વના ધર્મશાસ્ત્ર અને સર્વ પદ્ધતિમાં અનેક પ્રકારના ખોટા વહેમો જોઇને ખેદ પામતો. તે સન્યાસી વેષે ભારત ભૂમિના નાનાં સ્થાનોમાં ફર્યો, અનેક સાધુ, સંતો અને વૈરાગીઓ સાથે વાતો કરી, પછી અરબસ્તાનમાં ગયો. ત્યાં ફકિરોનાં કામો તેણે જોયાં, પણ તેમાં કાંઇ પવિત્ર સત્યતાનો આભાસ દીઠો નહિ; સઘળે સ્થળે કર્મકાંડનો શોચનીય વિકાર અને ખોટા વેહેમોની ભયંકર મૂર્ત્તિઓ જોવાથી દીલગીર થતો દેશમાં આવ્યો. પછી જાતિમાં, સંપ્રદાયમાં અને ધર્મ શાસનમાં ફેરફાર કરવા માંડયો. પોતાની સુતીક્ષ્ણ બુદ્ધિ અને પ્રબળ જ્ઞાન બળથી ઉદાર અને સમદર્શીતાની પદ્ધતિ ફેલાવવાનો પ્રયત્ન કર્યો. પછી પોતે સંન્યાસ ધર્મ અને સંન્યાસી વેષ છોડી દઇને ઇરાવતીને કિનારે કિર્તીપુર નામે ધર્મશાળા સ્થાપન કરી. પોતાનો પંથ પ્રવર્ત્તાવવાને શિષ્યો એકઠા કર્યા હતા. ઇત્યાદિ કરી કીર્તિપુર ધર્મ-શાળામાં કુટુંબ અને શિષ્યોમાં વસીને પોતાની જીંદગી પુરી કરી. ઈ. સ. ૧૫૬૯ માં ૭૦ વર્ષની ઉમરે તેના અમર આત્માએ સ્વર્ગવાસ કર્યો. એને થઇ ગયાને આજે ૩૨૫ વર્ષ થયાં એવું સિદ્ધ થાય છે.

નાનકના સ્વર્ગવાસ પછી તેનાં મૃત દેહને હિંદુશિષ્યોએ બાળવાની અને મુસલમાન શિષ્યોએ સમાધિ આપવાની હઠ લીધી. તેથી બંને શિષ્ય ટોળાં વચ્ચે કજીઓ થયો હતો. પછી અંતે બંને ટોળાંએ તેનું શબ લેવાને ઢંકેલું વસ્ત્ર ઉઘાડી જોયું, તો ત્યાં શબ નહોતું. એ પરથી જણાય છે કે ગડબડમાં કોઇ શિષ્ય તેના શબને ઉપાડી ગયું હશે. શિષ્યોએ શબ નહિ

જોવાથી પછી જે વસ્ત્ર માથે ઢાંકેલ હતું, તેના બે સરખા કડકા કર્યા. હિંદુઓએ એ વસ્ત્રને ધર્મની રીતે બાળ્યું અને મુસલમાન શિષ્યોએ તે અરધા વસ્ત્રને ધર્મની રીતે સમાધિ કર્યું. બાળવાની જગ્યોએ મંદિર અને સમાધિની જગ્યોએ સ્તંભ ઉભો કર્યો. એ નિશાનીઓ આજે ઇરાવતીના વેગથી નાશ પામી છે.

નાનકના મતનો પ્રથમ પ્રસાર **પંજાબના** મજબુત, બળવાન અને સરળ સ્વભાવના લોકોમાં થયો. પછી ધીમે ધીમે મુસલમાનો પણ એ મતમાં આવવા લાગ્યા. એ મતની સઘળી વાત ગુરૂ ગોવિંદે લખેલા **આદિગ્રંથ**માં જણાવેલી છે. નાનકે દેશમાંથી ક્રિયાકાંડનાં અનુષ્ઠાનો અને જાતિ અભિમાનનો નાશ કર્યો. દેશમાં ભાઇચારો વધે, સર્વશુદ્ધ ધર્મે અને સાધુવૃત્તિથી ચાલે એવો પ્રયત્ન કર્યો હતો.

**નાનકપંથના સિદ્ધાંત**—જુદી જુદી જાતિમાં અને જુદા જુદા મતના થઇને રહેવું ઠીક નથી, દેવાલયમાં જઇને યજ્ઞયાગ કરવા નહિ. અને એ પ્રસંગે બ્રાહ્મણભોજન કરાવવું નહિ, ઇંદ્રિયો અને મનને વશ રાખવાં, આત્મશુદ્ધી નાનકનો મૂળ મંત્ર છે, પોતાનો આત્મા ઇશ્વરનો અંશ છે, સત્ય બોલવું, **વેદના જ્ઞાનકાંડને** માનવો, ઋતુકાળ સાચવવો, માંસમદિરાનો ઉપયોગ ન કરવો, ગુરૂઓની આજ્ઞા એજ ઇશ્વર આજ્ઞા છે, મૂર્ત્તિ પૂજન અસત્ય છે, ઇશ્વર અવતાર લેતો નથી; ગૌબ્રાહ્મણ, સંતસાધુઓની સેવા કરવી, સ્મૃતિપુરાણને ન માનવાં, ગુરૂએ લખેલો ગ્રંથ તેજ વેદરૂપ છે, તેની પૂજનપાત્રી કરવી; અધર્મિઓનો નાશ કરવાથી પ્રભુ પ્રસન્ન થાય છે, મોટી ઉંમરે લગ્ન કરવાં, વ્યભિચાર કરનારને ચાંડાળ કહેવો, પોતાનો આત્માજ ઇશ્વર છે, એનું નામ ગોવિંદ છે. ગોવિંદનું બીજું નામ **સોહં** છે; ધ્યાન, ધારણા, અને સમાધિથી સ્વર્ગે જવાય છે. આપણી કાયા ગોવિંદનું મકાન છે. તેથી જીવ હિંસા ન કરવી, પરધર્મિઓનો નાશ કરવો. અપવાસો, મિત્તાહાર વગેરે નિયમો પાળવાથી શરીરના વિકારો દૂર થાય છે અને ગોવિંદની જ્યોતિ દર્શાય છે. શુદ્ધ અંતઃકરણથી એક ઇશ્વરની ઉપાસના કરવી. ઇશ્વર એક છે ઘણા નથી, ખરો વિશ્વાસ એ એક પર રાખવો. જુદા જુદા પ્રકારના ધર્મ જોવામાં આવે છે તે માત્ર મનુષ્યના કલ્પિત છે; આત્મજ્ઞાનથી ઇશ્વરનું તત્વ જાણવામાં આવે છે, તે જ્ઞાન લાભ મેળવવાનો પ્રયત્ન કરવો. સત્કાર્ય અને સદાચારથી સર્વ શક્તિમાન પ્રભુના આશિર્વાદને પાત્ર થવાય છે. સંસાર વૈરાગ અને સંન્યાસ ધર્મની જરૂર નથી, સાધુઓ અને આત્મનિષ્ઠ ગૃહસ્થો બંને ઇશ્વરની આગળ સરખા છે.

જેનું હૃદય ચિંતવે છે તેજ સાચો હિંદુ અને જેનું જીવન પવિત્ર છે તેજ ખરો મુસલમાન છે. ઇત્યાદિ સિદ્ધાંતો પ્રવર્ત્તાવ્યા.

**ઉપાસના પદ્ધતિ**—ઉપાસના પદ્ધતિ જે પ્રમાણે સર્વ સમયમાં સર્વ સ્થળે ચાલતી તેજ ચાલુ રાખી. તેણે પોતાને ઇશ્વરનો એક દાસ અને વિનયી આજ્ઞા પ્રવર્ત્તાવનાર કહ્યો છે. તે કદી આત્મ પ્રસંસા કરતો નહિ. ધર્મ પ્રચાર કરવામાં તે કદી કલંકિત થયો નથી. તે કહેતો કે;–“ઇશ્વરની વાત સિવાય બીજા કોઇ હથિયારથી યુદ્ધ કરશો નહિ. આપણા મનની પવિત્રતા સિવાય સાધુ ધર્મ પ્રચારકોનું બીજું કંઇ અવલંબન નથી.” એ રીતે નાનકે ઘણા કાળની ભ્રાંતિનો વિનાશ કરીને મનુષ્યોને પોતાના પંથમાં લીધા હતા અને તેની ધર્મ પદ્ધતિ જોઇને ધીરે ધીરે ઘણા મનુષ્યો તેમાં આવ્યા. તેથી તે એક સંપ્રદાય થઇ પડયો.

**શિખધર્મ—નાનકપંથ**—નાનકના પ્રવર્ત્તાવેલા ધર્મને શિખધર્મ—નાનકપંથ પણ કહે છે. એ ધર્મના લોકો પોતાને **શિખ** કહે છે. શિખ એ શબ્દ શિખ—(ચોટલી) શબ્દનો અપભ્રંશ છે. એના પંથમાં જાતિભેદ નથી. તેથી ગમે તે જાતનો શિષ્ય કરવામાં હરકત નથી. **સુત્રા** તથા **મરદાના** આ બંને એના મુખ્ય શિષ્ય હતા, પણ એ કઇ જાતના હતા, તેનો પતો લાગતો નથી. શિખલોકો માથે શિખા એટલે ચોટલી રાખે છે. નાનકના મરણ પછી તેની ગાદીએ **આગડશાહ** બેઠો, તે પછી અનુક્રમે **અમીરદાસ, રામદાસ, અર્જુનદાસ, હરગોવિંદ, તેગીબહાદર, ગુરૂગોવિંદ** અને **બંદગુરૂ**, એ મુખ્ય ગાદી ચલાવનારા થયા છે. છેવટ એની ગાદીપર **રણજીતસિંહ** બેઠો હતો.

ગુરૂગોવિંદે પોતાના શિષ્યોને હથિયાર બાંધતાં શીખવ્યાં અને તલવાર પકડાવી મુસલમાની રાજ્યોનો પરાજ્ય કર્યો હતો. નાનકપંથી અથવા શિખ ધર્મી લોકો, જેને શિખ કહે છે, તેઓ લડાઇમાં ઘણા બહાદુર છે. તેમણે ઘણી લડાઇઓમાં મોટી મોટી જીતો મેળવેલી છે. નાનક કવિતા કરી જાણતો હતો. તેની ઘણી કવિતા દોહા અને ચોપાઇ બંધ છે. તેણે **નાનકવિલાસ** નામે ગ્રંથ કર્યો છે. એની કવિતા ઘણી પ્રસિદ્ધ છે. તેમાંનું એક પદ નીચે પ્રમાણે છે;

દાન કરો ગરિબસે બાબા, મગરૂરીસેં ધોકા હૈ. ॥ ધ્રુ ॥
ચાર ખુટકી જાગીર હમકું, તોટા નહિ કુચ્ય ખાનેકું;
તુમકૂં હુશાર કરના કરકર, ઘરઘર ફિરતે ભિક્ષાકું. ૧
તુમકૂં હમકૂં સબ દુનિયાકૂં, પાલન વાલા જૂદા હૈ;
તું કહેગા મૈં દાતાહૂં, માલ કહાંસેં લાયા હૈ ૨
ચેતન સબસેં ઉંચા બાબા, ખાવે પીવે આરામસેં;

શાલ દુશાલા જોરૂ લડકે, ભૂલના નહિ ગજબાજીસેં. ૩
ભૂલ જાવેતો ભિછા ન મિલે, નહિ લંગોટી મિલનેકી;
જમદૂતોકા સોટ્રા શીરપર, બાત ભલી નહિ હોનેકી. ૪
કહે નાનક સુન મેરે ભાઇ, હુશાર હોના અછા હૈ
નહિ માને તો ખુશી હૈ તેરી, હમસે બી કયા પરવા હૈ. ૫
દાન કરો ગરીબસેં બાબા, મન મગરૂરીસેં ધોકા હૈ. ॥

ઇત્યાદિ તેની કવિતા ઘણી રસીક અને બોધક છે. નાનકનું ચરિત્ર ઘણી ભાષામાં લખાએલું છે. આ સ્વપરાક્રમી મહાપુરૂષે પોતાના આત્મબળથી પરાક્રમો કરી પંજાબના બહાદુર લોકોને પોતાનો મત માનતા કર્યા. એ શું તેનું ઓછું મહત્વ દર્શાવે છે? ધન્ય છે નાનકના નામને!!!

## કબીર.



આ મહા **સિદ્ધ** પુરૂષનો જન્મ ક્યાં, ક્યારે, અને કઇ જ્ઞાતિમાં થયો. તે વિષે જૂદા જૂદા મત છે. કોઇ કહે છે કે;–**નિમા** નામનો એક મુમનો એક વખતે કપડાં વણવાનું સૂતર ધોવાને **ભાગિરથી** નદીને કિનારે ગયો હતો. તે વખતે પાણીના વહેનમાં એકનાનું બાળક તણાતું આવતું હતું. તે તેના જેવામાં આવ્યાથી તેને ઘેર લાવી, પોતાની સ્ત્રી **નુરા**ને સોંપ્યું. તે તેણે પાલન પોષણ કરી મોટું કર્યું, તેજ **કબીર**. કોઇ કહે છે કે તેનો જન્મ છીપમાં થયો, કબીર પંથના લોકો કહે છે કે;—એ ખાન દેશમાં આવેલા કાશી નામે ગામના **લહર** નામે તળાવમાં કોઇએ તરત જન્મેલું બાળક નાખી દીધેલું, તે મુમના જ્ઞાતિના વણકરને મળ્યું હતું, વળી **ભક્તમહાત્મ્ય** નામે સંસ્કૃત ગ્રંથમાં લખ્યું છે કે;—" પ્રાચીન કાળમાં વેદાન્તાભ્યાસ રહિત એક બ્રાહ્મણ હતો. તે પોતાના સ્ત્રી છોકરાંનું પાલણ પોષણ કરવા માટે કારીગરીનું કામ કરીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. એક વખતે તે સૂતર લેવા વણકરને ઘેર ગયો હતો. ત્યાંથી ઘેર આવતાં તાવ ચડયો, દૈવયોગે તે તાવમાંજ મરણ પામ્યો. મરણની વેળાએ તેણે વણકરને યાદ કર્યો હતો. તેથી તેનો વણકરના ઘરમાં જન્મ થયો હતો. તે જ " **કબીર.** "

વળી પ્રખ્યાત્ **ભક્તમાળા** નામે ગ્રંથમાં લખ્યું છે કે;–" **મહાત્મા રામાનંદ** સ્વામીના એક બ્રાહ્મણ શિષ્યની વિધવા કન્યા દર્શન કરવા

આવેલી, તેને સ્વામીના મુખમાંથી " પુત્રવતી ભવ " એવો આશિર્વાદ અપાઇ ગયો, તે આશિર્વાદ વૃથા થયો નહિ. યથા સમયે બાળ વિધવા બ્રાહ્મણ કન્યાએ એક પુત્રને જન્મ આપ્યો; પરંતુ લોકોના અપવાદના ભયે તેણે એ પુત્રને વગડામાં મૂકી દીધો, તે કોઇ વણકરને હાથ આવવાથી તેણે તેને પાળી પોષી મોટો કર્યો અને તેનું નામ **કબીર** પાડ્યું. ગમે તેમ હો, પરંતુ એટલું તો સિદ્ધ થાય છે કે;—કબીરનો જન્મ ઉચ્ચ જ્ઞાતિમાં થયો હતો અને તે મુમના જ્ઞાતિના **નિમા** નામે વણકરને ત્યાં ઉછરી મોટો થયો હતો.

કબીર વણકરના ઘરમાં રહી મોટો થયો અને કપડાં વણવાનું શીખ્યો હતો. તેના વડે તે પોતાનું ગુજરાન ચલાવતો હતો. લાયક ઉમરે થતાં પરણ્યો. તે સ્ત્રીથી તેને **કમાલ** નામે પુત્ર થયો હતો. કબીરને પુર્વ જન્મના સંસ્કારને લીધે બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થયું હતું. **રામનીભક્તિ**માં રસબસ થઇને બાળપણથીજ તેમાં તત્પર રહેતો. તે પ્રમાણે તેનો પુત્ર **કમાલ** પણ ભક્ત મંડળીમાં ગણાવા લાયક થયો હતો.

કબીર કહેતો હતો કે;—અહો ! આ સંસાર અસાર છે, આ જીંદગી કમળ પત્રપરના પાણીની પેઠે છે. અરે ! આ **કાશી ધામ**માં કોણ મારો ગુરૂ થશે ? કોણ મને આ સંસાર સાગરમાંથી તારશે ? ગુરૂ નહિ મળ્યાથી આ દેહ રૂપી નાવ કેવી રીતે ચાલશે ? એમ વિચારતો એક દિવસે તેણે કેટલાક સાધુઓની પાસે જઇને પોતાનો હેતુ જણાવ્યો. સાધુ વૈષ્ણવોએ પૂછ્યું કે; તું જ્ઞાતે કોણ છે ? તેણે કહ્યું કે;—" હું વણકર છું, રામાનંદનો શિષ્ય થવા ઇચ્છું છું " વૈષ્ણવોએ તેની મશ્કરી કરી કહ્યું કે, " તું મ્લેચ્છ છે " તો તારા ગુરૂ કોણ થશે ? " એવાં તેનાં વચનથી કબીર નિરાશ થઇને ઘેર ગયો. મનકામના પૂર્ણ ન થવાથી અસ્થિર ચિત્તે કાશીમાં ફરવા લાગ્યો. જેને તેને પૂછતો કે;—" ગુરૂ **રામાનંદ** ક્યાં રહે છે ? તે પરથી એક સાધુએ કહ્યું કે; " ગુરૂ રામાનંદ અમુક જગ્યોએ રહે છે. સવારના પહોરમાં બહારનો દરવાજો ઉઘાડીને દરરોજ ગંગામાં સ્નાન કરવા જાય છે. તું રાત્રે તેના બહારના દરવાજા સામે સૂઇ રહેજે. ત્યાં તારી મનકામના સિદ્ધ થશે. "

**ગુરૂ દીક્ષા**;—કબીરે તેમના બતાવ્યા પ્રમાણે કર્યું. એટલામાં નિત્યને સમયે રામાનંદ સ્વામી તે માર્ગેથી નીકળ્યા કે, તરત કબીરના શરીરપર તેમના પગનો સ્પર્શ થયો; કબીરે પણ મોટા માનની સાથે ગુરૂપગ ધારીને ચુંબન કર્યું. રામાનંદે એક મ્લેચ્છના શરીર ઉપર પગ લાગેલો જોઇને " રામ ! રામ ! તું કોણ છે ? " એવું કહ્યાથી કબીરનો મનોર્થ પૂર્ણ થયો. તેણે રામાનં-

ઈને ગુરૂ માની લઈને સાષ્ટાંગ પ્રણામ કર્યા.

કબીર **"રામ"** નામનું સ્મરણ કર્યા કરતો. તે સિવાય કંઈ નામ ઉચ્ચાર કરતો નહિ. કેવળ રામ નામજ પરમ મુક્તિની પાયરી ધારતો હતો. ત્યારથી તિલક માળા ધારણ કરીને કાશીમાં બીજા વૈષ્ણવોની પેઠે રહેતો હતો. કબીરને નિત્ય કીર્તન કરવાનો નિયમ હતો. તેજ પ્રમાણે એક દિવસે કીર્તન કરતો હતો, ત્યારે કહેવા લાગ્યો કે આ સર્વ કૃપા **રામાનંદ** સ્વામીની છે. આ વાત રામામંદ સ્વામીને કાને ગઈ; ત્યારે તેઓ આશ્ચર્ય પામી મનમાં કહેવા લાગ્યા કે;—મેં કબીરને અનુગ્રહ કર્યો નથી, છતાં તે બીજા લોકો પાસે મારૂં નામ લે છે, તો આ વાતનો એક વખત પ્રત્યક્ષ અનુભવ કરવો જોઈએ. આમ વિચાર કરી સ્વામીજીએ પોતાના શિષ્યોને કહી રાખ્યું કે, કબીર જ્યારે કીર્તન કરવા ઉભો રહે; ત્યારે મને ખબર આપવી. પછી એક દિવસે તેમની આજ્ઞા પ્રમાણે શિષ્યોએ આવી સ્વામીને ખબર આપ્યા કે, કબીર કીર્તન કરવાની તૈયારીમાં છે. આ સાંભળી રામાનંદ સ્વામી ત્યાં ગુપ્ત રીતે જોવા ગયા અને એક બાજુપર તે ન જાણે તેમ ઉભા રહ્યા.

કબીરે સરૂવાતમાં રામાનંદ સ્વામીનું નામોચ્ચારણ કરી કીર્તનનો પ્રારંભ કર્યો. તે યવન ( કબીર ) નું કૃત્ય જોઈ રામાનંદ સ્વામીએ તેની પરીક્ષા કરવા રીસથી પોતાના પગની ચાખડી કબીરપર ફેંકી, તે તેના મસ્તકમાં વાગી. જો કે ચાખડી વાગવાથી કબીરને દુઃખ થયું; તોપણ તે નહિ ગણકારતાં તેનેજ ગુરૂ પ્રસાદ માની વધારે આનંદ યુક્ત મુખમુદ્રાથી રામાનંદ સ્વામીનું નામ લઈ ભજન કરવા લાગ્યો. એપરથી રામાનંદ સ્વામીએ પૂછતાં તેણે હીકર જોડી ધૈર્યતાથી કહ્યું કે;—

" હે નાથ ! આપ શું વીસરી ગયા કે ? તે દિવસે રાત્રિએ હું આપના દરવાજા ઉપર સુતો હતો,આપે મારા શરીરપર પગ મૂકીને **"રામ"** નામનો ઉચ્ચાર કર્યો હતો,તે દિવસે મેં **રામનામનો મંત્ર** મેળવ્યો છે; તે દિવસથી નિત્ય રામ નામ જપું છું. પ્રભો ! એમાં જો મારો અપરાધ થયો હોય તો દયા કરીને તે ક્ષમા કરશો, " રામાનંદે કબીરને ભક્ત જાણી લઈ ક્રોધ પરિત્યાગ કર્યો. હસતાં હસતાં તેને આશિર્વાદ આપી સંતુષ્ટ થયા. અને તેને તત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો. તે દિવસથી તે એક ભક્ત તરીકે ઓળખાવા લાગ્યો હતો.

**પરમાર્થમાં પ્રેમ**;—કબીર મહા દયાળુ,શાન્ત,પરોપકારી,જ્ઞાની,વૈરાગ્યશીલ, ઉપાશક અને ભક્ત હતો.એ નિત્યનિઃસ્પૃહી રહેતો.પરને દુઃખી જોઈને તેનું ચિત્ત

બળ્યા કરતું. ઘરનો ગરીબ હતો, તોપણ બને તેટલો પરમાર્થ કરવાને ચુકતો નહિ. એક દિવસે ઘરમાં ખાવાનું નહોતું. તેથી એક કપડું લઇને વેચવા જતો હતો; રસ્તામાં એક વૃદ્ધ મળ્યો, તે શિયાળાની ટાઢથી ધ્રૂજતો હતો, તેણે કબીર પાસે વસ્ત્ર માગ્યું. કબીરે ગરીબની દુર્દશા જોઇ વગર સંકોચે કપડું આપી દીધું, પણ તરત તેને સંસારની વાત યાદ આવી. અહો ! આજે મારા ઘરમાં અનાજ નથી, મારી માતા વાટ જોઇ બેઠી હશે; પણ મને આજે ગરીબને વસ્ત્ર આપીને જે પરમ સુખ થયું છે, એવું સુખ મેં કદી મેળવ્યું નથી. મારા નશીબમાં તો જે થવાનું હશે તે થશે. કબીર ઘરમાં આવ્યો, આવીને જોયું તો મા રસોઇ તૈયાર કરીને વાટ જુએ છે. કબીરે પૂછ્યું, મા ! આજે આપણો સંસાર કેવી રીતે ચાલ્યો. આપણી પાસે તો આજે કંઇ નહોતું.” મા એ કહ્યું, “ તું શું કહે છે કબીર ! તેંજ માણસ મોકલીને મને અનાજ મોકલ્યું છે.

આ સાંભળી કબીર આશ્ચર્ય પામ્યો; ગદ્ ગદ્ ભાવથી કહેવા લાગ્યો. મા ! તનેજ ધન્ય છે, સાક્ષાત્ ભક્તવત્સલ ભગવાન્ આવીને તમને અનાજ આપી ગયા છે, મા ! ગરીબ દુઃખીને અન્ન આપો. ધનતો સર્વનો ધણી ઇશ્વર પૂરશે, ધનની આપણને શી ફિકર છે ! ” કબીરની માતા ત્યારથી ગરીબોને અન્ન આપવા લાગી હતી. કબીરની દાતાપણાની વાતો સાંભળીને ઘણાં મનુષ્યો આવવા લાગ્યાં, તેમને તે આપી સત્કાર કરતો. એક વખતે પુષ્કળ મનુષ્યો આવી ઉભા, પાસે કાંઇ દેવાને નહોતું. તેથી ઘર બહાર જઇ વિચારવા લાગ્યો, તેટલામાં ભગવાને કબીરરૂપ ધરી સર્વ ગરીબોને ઇચ્છીત આપી વિદાય કર્યા. કબીરે આવી જોયું તો એ સર્વ ઇષ્ટદેવનો પ્રભાવ દીઠો. તેથી વારંવાર ઇષ્ટદેવને પોકારી બોલાવવા લાગ્યો હતો.

કબીરે એક વખતે એક રાજાને પોતાની સિદ્ધતા બતાવી ભક્ત કર્યો હતો. તેણે ધન આપતાં તેને કહ્યું હતું કે;—રાજન્! ધન રત્નની દરકાર શી છે ? જીવન અને મરણ બંને એક સરખાં છે,હું મૂર્ખ છું ! હું આ પેટ ભરવાને માટે સામાન્ય ધનની ઇચ્છા રાખતો નથી, જેઓ ગરીબ, ભૂખ્યા, તરસ્યા, અને પૈસાને માટે આતુર છે, તેઓને આપની ઇચ્છા મુજબ ધન આપો. આપને તેથી મોટું પુન્ય થશે. રાજા આનંદિત ચિત્તે મહેલમાં પાછો ગયો અને ત્યારથી એ કબીરના ઉપદેશ પ્રમાણે દાન કરતો હતો.” કબીરને એક વખતે સાધુ સંતને રસોઇ દેવા માટે ઘરમાં કાંઇ નહોતું, તેથી પોતાની સ્ત્રીને એક વાણીયાને ઘેર ઘરેણે મૂકી હતી અને સિધું લાવી ભોજન તૈયાર કરી સર્વને જમાડયા હતા. તેમજ એક વખતે રાજાનો કોઠાર ફાડીને તેમાંથી જોઇતા સામાનની ચોરી કરી તમામ સાધુ સંતોને ભોજન કરાવ્યું હતું. એવી

વાત ભક્ત વિજય નામે ગ્રંથમાં છે.તે પરથી જણાય છે કે, એના અંતઃકરણમાં કરૂણાનો દ્રઢ નિવાસ હતો.

**સમજાવવાની યુક્તિ;**—મહાત્મા કબીરનામાં બીજાઓને પારમાર્થીક બાબતો યુક્તિથી ઠસાવી દેવાની ચતુરાઇ હતી. તે વિષે એવું કહેવાય છે કે;-એક વખતે એકસખસે આવી પ્રશ્ન કર્યો કે પ્રપંચમાં રહી પરમાર્થ થતો નથી, એમ કેટલાએક કહે છે તે ખરૂં છે કે ખોટું ? કબીરે કહ્યું, કે, આ બાબતનો ઉત્તર હું તમને આવતી કાલે દઇશ. ત્યાં સુધી તમો મારે ઘેર રહો. એમ કહી તેને રોકયો અને બીજે દીવસે સૂતરના તાણા માંહેલા તાંતણા જુદા કરવા માટે તડકો છતાં પોતાની સ્ત્રીને દીવો કરી લાવવા હુકમ કર્યો; એટલે તે દીવો લાવી તરત દીવાને અજવાળે તાંતણા જુદા કરી દીવો પાછો લઇ જવા કહ્યું. આ વાત તેણે દિવસના બપોર વખતે કરેલી જોઇ પેલો માણસ આશ્ચર્યમાં ડુબી ગયો અને વિચાર કરવા લાગ્યો કે કબીરને ડાહ્યો કહેવો કે ગાંડો ! પરંતુ તે વાત મનમાં રાખી કેટલાક વખત પછી તેણે કબીરને પૂછ્યું કે મારી શંકાનું નિવારણ ક્યારે કરશો ! કબીર બોલ્યો કે તે વિષેનો જવાબ મેં તમને ઘણા વખત પહેલાં આપી દીધો છે, પણ તે તમારા ધ્યાનમાં આવેલ નહોય એમ દેખાય છે. માટે ખુલ્લું કહી બતાવુંછું તે સાંભળો. બપોરે તડકાના અજવાળાથી દીવાનું અજવાળું વિશેષ નથી, છતાં તાંતણા જુદા કરવા મેં મારી સ્ત્રીને દીવો કરી લાવવા કહ્યું. ત્યારે તે બિલકુલ તકરાર કર્યા વગર છાનીમાની દીવો લાવી, જે ને એવી જાતની સરળ હૃદયની સ્ત્રીની અનુકૂળતા હોય તો જ પ્રપંચમાં રહીને પરમાર્થ થાય છે, બીજી રીતે થતો નથી. આ સાંભળી આવેલ ગૃહસ્થ સંતોષ પામી પોતાને ઘેર ગયો હતો.

**સિદ્ધતા;**—કબીર થોડા દિવસ પછી તીર્થયાત્રા કરવાને નીકળ્યો. મથુરા વગેરે સ્થળમાં જઇને દિલ્લી ગયો.એ વખતે દિલ્લીમાં **સિકંદરલોદી** બાદશાહ હતો. કોઈ દુષ્ટ મનુષ્યે જઈ યવનરાજને કહ્યું કેઃ-કબીર નામે એક દાંભિક સાધુ આવીને ઘણા મનુષ્યોને ઠગે છે. માટે તેને શિક્ષા કરવી જોઇએ. સિકંદરે કબીરને પકડવાનો હુકમ કર્યો. સિપાઇએ આવી કબીરને પકડયો અને કહ્યું કે, તને બાદશાહ ફાંસી દેશે. પછી બાદશાહ પાસે લાવી ઉભો રાખ્યો સીપાઇએ તેને સલામ કરવાને કહ્યું, પણ કબીરે કશું નહિ ગણકારતાં હસી કહ્યું કે, " કોને સલામ કરૂં ? આ દુનિઆમાં કોઇ મારનારો નથી. " એ સાંભળી બાદશાહને ઘણો ગુસ્સો ચઢયો અને કબીરને સાંકળે બાંધી યમુનાના ઉંડા પાણીમાં ડૂબાવી દીધો. યમૂનાના કાળા પાણીમાં કબીર અદૃશ્ય થઈ ગયો, પણ થોડીવારે તેની પેલી તરફ ફરતો જોયો. ફરી તેને પકડાવી કા-

એની ખડકેલી સળગતી ચેહમાં ફેંકી દીધો, પણ કબીરનો વાળ સરખોએ ખંડિત થયો નહિ. એ જોઈ બીજા દુષ્ટોના ભમાવવાથી બાદશાહે ક્રોધે ભરાઇ હાથીને પગે કચરાવી મારી નાખવાનો હુકમ કર્યો, પણ જેના ઉપર ભગવાનની કૃપા હોય છે. તેને એક તો શું પણ હજારો હાથીઓ પણ શું કરવાના હતા ? કબીરપર હાથીને છોડયો, પણ એ હાથી કબીરને સિંહ રૂપ જોઇને ભયથી નાશી ગયો. એ જોઈ સિંકંદર બાદશાહ આશ્ચર્ય સાથ કબીરની પ્રશંસા કરવા લાગ્યો. બાદશાહે તેને માન આપી પોતાના અપરાધની ક્ષમા માગી. યવનરાજે જાણ્યું કે આ મહાત્મા પુરૂષ છે, એમની છેડ કરવી સારી નથી. પછી માન આપી વિદાય કર્યો.

**દેહત્યાગ;**—કબીર દિલ્લીથી કાશી ક્ષેત્રમાં આવ્યો.અહીંઆં તે સંસારનું અનિત્યપણું સમજીને આત્મજ્ઞાન મેળવવા યત્ન કરવા લાગ્યો.કબીરની મહત્વતા જે જાણુતા નહિ, એવા મનુષ્યો તેને દુઃખ દેતા; તે હવે તાબે થઇ માન આપવા લાગ્યા હતા. એક વખતે તેણે શિષ્યોને બોલાવી કહ્યું કે;—“ મારે હવે જવાનો વખત થયો છે બેટાઓ ! તમે કાશીના રહેવાશી શિષ્યોને ખબર આપો કે મણિકર્ણિકાના ઘાટ ઉપર મારી જોડે સર્વ આવી મળે. ” શિષ્યોએ તે પ્રમાણે સર્વ સ્થળે ખબર આપ્યા. ઘણાં મનુષ્યો ઘાટ ઉપર એકઠાં થયાં; સર્વ કબીરની વાત સાંભળવા માટે આતુર થયા, કબીરે પોતાના મિત્રોને આવેલા જોઇને કહ્યું કેઃ—“ આજે હું પરલોકે જઇશ. મારા જીવનની લીલા પુરી થઈ છે. ભાઇ હું મ્લેચ્છ ઘરમાં રહી કર્મ સૂત્રથી વૈષ્ણવ થયો છું. આ મિથ્યા અપવિત્ર શરીર હવે રાખવાનું ફળ શું ?' મિત્રો ! મગર રાજ્યમાં મારો મોક્ષ થશે. ”

કબીરનાં આ વચનો શ્રવણ કરીને સર્વ શોકાતુર થયા. તેમને મધુર વચનોથી દેહની અનિત્યતા સમજાવી સર્વને શાન્ત કર્યાં. થોડી વારે કબીર સૂતો, માથે વસ્ત્ર ઓઢ્યું. ઘણીવાર થતાં શિષ્યોએ ઉઠાડવાની ઘણી કોશીશ કરી પણ તેમનું કાંઇ વળ્યું નહિ. સર્વના જાણવામાં આવ્યું કે એના પવિત્ર આત્માએ સ્વર્ગ વાસ કર્યો. તેથી સર્વ ઉદાસ થયા અને રૂદન કરવા લાગ્યા. થોડી વારે સર્વ સામાન્ય વર્ગના મનુષ્યોમાં વિજાતીયભાવ ઉત્પન્ન થયો. હિંદુ, મુસલમાન શિષ્યોમાં શબ લેવા તકરાર થઇ હતી. તેટલામાં તેના અર્ધ શરીરપર તુલશી અને અર્ધ શરીરપર મરવો દેખાઓ. તુળશીને લઇ જઇ કાશીના રાજા **વીરસિંહે** બાળી અને તેની રાખ ત્યાંના **કબીર ચૌર** નામે જગાએ દાટી. મુસલમાન શિષ્યોએ મરવાને લઇ ગોરખપુરની નજીક **મગર** નામે ગામમાં દાટ્યો. અને તેનાપર સમાધિ સ્તંભ બાંધ્યો. કબીર **ચૌર** અને **મગરની** સમાધિ કબીરપંથીઓનું તીર્થ સ્થાન ગણાય છે.

આ પ્રમાણે જોતાં કબીર એક મહાપુરૂષ હતો. તે ગમે તે જાતનો હતો, પણ તેને હિંદુ, મુસલમાન સર્વે સરખા હતા. કોઇ કહે છે કે તે જપ, પૂજાદિ માનતો નહિ. તે એ સંબંધે કહેતો કે;—

**मनकाफेरत जनमगयो, गयोनमनकाफेर**
**करकामनका छोडकर, मनकामनकाफेर ॥**

કબીરે **સુખનિધાન** નામે ગ્રંથ કર્યો છે. તેમાં પોતાના સંપ્રદાય વિષે લખેલું છે. તેમજ બીજા ગ્રંથો લખ્યા છે. તે દોહા અને પદબંદ્ધ છે. આ કવિતા તમામ હિંદુસ્થાની ભાષામાં છે. તેની છેવટ **'કહે કબીર'** 'કહત કબીર' 'દાસ કબીર' એ વાક્ય ઘણું કરીને આવે છે. તેની સર્વ કવિતાનો સંગ્રહ **ચોવડા** ગામમાં છે એવું કબીર પંથવાળા કહે છે. કબીરને પૂજા સેવા કરવાની રીત બાળચેષ્ટા જેવી લાગી હતી. તેથી તેણે એકેશ્વરી ભક્તિનો બોધ કરવા માંડયો હતો,

**શિષ્યો અને ગ્રંથો;**—કબીર પંથવાળા પરસ્પર **બંદગી સાહેબ** અગર **સત સાહેબ** કહે છે. **સત ગોપાલ** અને **ધર્મદાસ** એ બે મુખ્ય શિષ્યો હતા. એ બંનેએ મળી **ગોરખનાથ કથા, આનંદ સાર, શબ્દાવળી, મંગળ બસંત, હોરી, રેખતા,** ગુલના, **કહાર, હિંદોળા, બારમાસ,** છંચર અને **આલીફનામા** એવા નાના મોટા ગ્રંથો લખેલા છે. તે સિવાય **બિજક** નામે ગ્રંથ **ભાગોદાસ** નામે કોઇ કબીર પંથીએ લખેલો છે. એ શિષ્યો સિવાય કબીરને **કમાલ, જમાલ વિમાલ, બુધન** અને **દાદુ** એ પાંચ શિષ્યો હતા. તેમણે પણ પોતાના મત પ્રસરાવ્યા હતા, પણ તેમાં વિદ્વાન પુરૂષો નહિ થવાથી તથા દ્રવ્યાદિક મેળવવાની લલુતાથી એ પંથો માત્ર નામના રહ્યા છે.

**કબીરમઠ;**—કબીર પંથના મઠોમાં જેમ હાંડીઓ ટીંગાડીએ તેમ શાહમૃગનાં ઈંડા જગો જગોએ ટીંગાડેલા હોય છે.તેપરથી ધારી શકાય છે કે તે કબીર પંથનો મઠ છે. તે પંથના સાધુઓને મેદાનમાં કીર્ત્તન કરવું હોય ત્યારે ધોળા લૂગડાના ધજાગરા ફરતા ખોસીને વચ્ચે કીર્તન કરે છે. રામાનુજાચાર્ય સંપ્રદાયમાંથી પ્રથમ રામાનંદી સંપ્રદાય નીકળ્યો અને તેમાંથી કબીર પંથ નીકળ્યો.

રામાનંદી અને કબીર પંથની તીલક કરવાની રીતિ એક સરખી છે. તેમાં તફાવત માત્ર એટલો કે રામાનુજ સંપ્રદાયવાળા વચલી લીંટી પીળી કરે છે અને રામાનંદી તથા કબીરપંથી રાતી લીટી કરે છે. કબીરપંથમાંથી હાલ જુદા જુદા ૧૨ પંથ નીકળ્યા છે, કબીરની જાતિ માટે જેવી ગડબડ છે, તેવીજ તેના સમય વિષે કબીરપંથીઓએ ગડબડ કરેલી છે. તેનો જન્મ

ક્યારે થયો તે વિષે કબીરપંથના લોકો એવું કહે છે કે, તે સંવત ૧૨૦૫ અગર શાકે ૧૦૭૦ માં એનો જન્મ કાશીમાં થયો અને મરણ સંવત ૧૫૦૫ માં અથવા શાકે ૧૩૭૦ માં આશો શુદ એકાદશીને રોજ મગર-નામે ગામમાં થયું. આપરથી તે ૩૦૦ વર્ષ જીવ્યો હતો એમ મનાવવાનો પ્રયત્ન કરેલો છે, તે ગમે તેમ હોય, પણ તે સિકંદર લોદીના વખતમાં હતો. તે મુસલમાની ઇતિહાસ વગેરે ગ્રંથોથી જણાયેલું છે. સિકંદર લોદી સંવત ૧૫૪૪ માં ગાદીએ બેઠો હતો. એ વખતે કબીર હતો એવું સિદ્ધ થાય છે. એ પરથી તેને થઇ ગયાને આશરે ૪૦૭ વર્ષ થયાં.

**કબીરપંથનો સિદ્ધાંત**—ઇશ્વર એક છે અને તે સર્વ શક્તિમાન તથા સર્વ વ્યાપક છે. તે આપણા દેહમાં અખંડ જ્યોતિરૂપે પ્રકાશે છે, તેને જાણવાને યોગાભ્યાસ, દેહકષ્ટ અને પવિત્રતાની જરૂર છે. ધર્મશાસ્ત્ર એ જ્ઞાન ઉદ્દય કરનારા ગ્રંથો છે. પુનર્પિ જન્મ મરણ થાય છે, પાપ પુણ્ય છે. ઇશ્વરનું ધ્યાન કરવું એજ મોટો ધર્મ છે. સત્ય જ્ઞાનથી ઇશ્વર ઓળખાય છે. ગૌ, બ્રાહ્મણની સેવા કરવી; માંસ, મદિરા અને વ્યભિચારનો ત્યાગ કરવો. જીવ હિંસા કરવી નહિ. સત્ય, દયા, દાન, ક્ષમા, અહિંસા ભક્તિ અને વૈરાગ્યાદિ લક્ષણોથી તારણ થાય છે. ઉંચ નીચનો સંબંધ નથી પણ કર્મથી સર્વ જુદા છે; ઇત્યાદિ સિદ્ધાંત છે.

કબીરે હિંદુ, મુસલમાનનો ભેદ રાખ્યો નહોતો. **રામ** અને **રહિમ** એક છે, જુદા નથી. ધર્મનો પ્રચાર કરવાને તેણે ભાષામાં ભજનો રચ્યાં છે. એનું વલણ વેદાન્ત શાસ્ત્રપર હતું. એ આત્મજ્ઞાની હતો એવું તેના ભજન કીર્તનો વગેરેથી જણાય છે. એનાં ભજન, કીર્તનો વગેરેમાં આત્મ-જ્ઞાનનો માર્મિક ઉપદેશ વિશેષ આવે છે.

## दोहो.

પથરી ભીતર અગિનિહૈ, વાંટૈ પીસૈ કોઇ;
લાખ યતન કરિ કાઢવી, આગિન પરગટ હોઇ. ૧
હૈ હૈ તો સબકોઉ કહૈ, નાહી કહૈ ન કોઇ;
કબીર ઐસા ન મિલા, યહ વૈડાડૈ સાઇ. ૨
હૈ જુ કહૌ તૌ નાહિં હૈ, નાહીં કહૌં તૌ હૈં;
હૈ નાંહીં કે વીચમે, જો કછું હૈ સો હૈ, ૩
લખત લખત જબ લખિ રહૈ, છકત છકત છકિ જાઈ;
બ્રહ્મ ટટો વૈ આપને, તવ આનંદ ઉર ન સમાઇ. ૪



# સહજાનંદ સ્વામી.



આ મહાત્માનો જન્મ ઈ. સ. ૧૭૮૧ ના એપ્રિલ માસની તા. ૧૦ મીએ એટલે સંવત ૧૮૩૭ ના ચૈત્ર શુદ ૯ ને દિવસે થયો. તેનું જન્મનું નામ **હરિકૃષ્ણ** અથવા **ઘનશ્યામ** હતું. તેના પિતાનું નામ **ધર્મદેવ** અને માતાનું નામ **ભક્તિદેવી** હતું. તેઓ જ્ઞાતે સરવરીયા બ્રાહ્મણ સામવેદી હતા. તેઓ અયોધ્યા પાસે સાતગાઉ ઉપર આવેલા **છપૈયામાં** રહેતા હતા. તેમનું ગોત્ર **સાવરણી** હતું. અયોધ્યામાં તે વખતે નવાબ નાનો હોવાથી તેની મા બેગમ રાજ કરતી હતી. હરિકૃષ્ણની ઉમર આશરે અઢી વર્ષની થતાં, તેમના માતાપિતા પરિવાર સહિત અયોધ્યામાં આવી રહ્યાં. હરિકૃષ્ણને એક મોટાભાઇ **રામપ્રતાપજી** અને બીજા **ઇચ્છારામજી** નામે નાનાભાઇ હતા. હરિકૃષ્ણને આઠમે વર્ષે જનોઇ દીધું અને વેદારંભ કરાવ્યો.

**બાલ્યાવસ્થા;**—આ મહાન્ પુરૂષને બાળપણમાંથીજ દેવદર્શન કરવા જવું, તીર્થયાત્રા કરવી, જપ, તપ અને વ્રત કરવા બહુ ગમતાં હતાં–તેમની અગીયાર વર્ષની ઉમર થતાં, તેમના માતા પિતાએ સ્વર્ગવાસ કર્યો. તે પછી આ મહાત્મા અયોધ્યાથી બ્રહ્મચારીને વેશે તીર્થયાત્રા કરવા ચાલી નીકળ્યા. પ્રથમ તેમણે બદ્રિનાથનાં દર્શન કરીને હિમાલયની આસપાસનાં તીર્થ કર્યાં. ત્યાં તેમને ગોપાળયોગીનો મેળાપ થયો. તેમની પાસે તેમણે અષ્ટાંગ યોગનો અભ્યાસ કર્યો. ત્યાંથી તેઓ સેતુબંધ રામેશ્વરનાં દર્શન કરી, પંઢરપુરમાં વિઠ્ઠલનાથજીનાં દર્શન કર્યાં. ત્યાંથી તાપી, નર્મદા, મહી અને સાબરમતી ઉતરીને ભાલ દેશમાં ભીમનાથનાં દર્શન કર્યાં. ત્યાંથી ગોપનાથનાં દર્શન કરી માંગરોળ આવ્યા. ત્યાંથી ચાલી સંવત ૧૮૫૬ ના શ્રાવણ વદ ૬ ના રોજ લોજ ગામમાં આવ્યા. ત્યાં રામાનંદ સ્વામીનો અખાડો હતો. તે વખતે રામાનંદસ્વામી કચ્છ-ભુજમાં હતા.

**દિક્ષા**—રામાનંદસ્વામીના મુખ્ય શિષ્ય મુક્તાનંદ વગેરે પચાસ

સાધુઓ લોજમાં રહેતા હતા. તેમની જગ્યામાં આ મહાત્મા આવી રહ્યા. રામાનંદસ્વામી રામાનુજ આચાર્યના મતના હતા; પણ તે મતમાં કેટલો એક સુધારો કરીને લોકોને અસરકારક ઉપદેશ કરતા હતા. તેથી તેમનો ધર્મ નવો છે એમ લોકોને લાગતું હતું. તેમણે તીર્થવાસીઓને માટે છત્રીશ ગામોમાં સદાવ્રત બાંધ્યાં હતાં. કોઇ તીર્થવાસી મુમુક્ષુ હોય, તે રામાનંદનો ઉપદેશ સાંભળી ત્યાંજ રહી જતા અને રામાનંદસ્વામીના શિષ્ય થતા હતા. રામાનંદસ્વામીના શિષ્યો અને તેમની સાધારણ જગ્યો અમદાવાદથી ભૂજ સુધી હતી. રામાનંદસ્વામીએ કચ્છ—ભૂજથી આવી મહાત્મા હરિકૃષ્ણ જેઓ બ્રહ્મચારી હતા. તેમને ભાગવતી દિક્ષા આપી, **સહજાનંદસ્વામી** એવું નામ પાડ્યું. લોકો તેમને બીજું નામ--**સ્વામીનારાયણ** કહેવા લાગ્યા. પછી સંવત ૧૮૫૮ માં રામાનંદસ્વામીએ પોતાની ગાદી **સ્વામીનારાયણ**-ને આપી; પોતે દેહ ત્યાગ કર્યો. આ વખતે સ્વામીનારાયણની ઉમર ૨૧ વર્ષની હતી. તેમના કેટલાક ચમત્કાર જોઇને **મુક્તાનંદસ્વામી** આદિ સાધુઓ તેમને ઇશ્વરરૂપ માનવા લાગ્યા. રામાનંદસ્વામીનો એક શિષ્ય **રઘુવીરદાસ** હતો. તે સ્વામીનારાયણથી જુદો પડ્યો. તેની જગ્યા હાલ અમદાવાદમાં છે. અને તેના થોડા ઘણા શિષ્યો પણ છે.

સમાધિ વિષે;—સ્વામીનારાયણે માંગરોળમાં જઇને સમાધિનું પ્રકરણ ચલાવ્યું. **સમાધિ** બે પ્રકારની છે. (૧) **હઠયોગની** અને (૨) **રાજયોગની.** તેમાં આસનવાળી પ્રાણાયમ કરીને—એટલે પ્રાણને નિયમમાં લાવીને અભ્યાસ કરી, કેટલાક યોગીઓ સમાધિ ચડાવે છે, તેને **હઠયોગની સમાધિ** કહે છે. અને ઇશ્વરનું ધ્યાન કરતાં અને તેનો મહિમા વિચારતાં અતિ આશ્ચર્ય ઉપજે, શરીરનાં રૂવાટાં ઉભા થાય, આંખમાં આંસુ આવે, પછી પ્રેમની અતિશય અસર થવાથી નાડી અને પ્રાણ ચાલતા બંધ થાય, તેને **રાજયોગની સમાધિ** કહે છે. તે સમાધિવાળાને જેવો પોતાના અંતઃ-કરણમાં ભાવ હોય, તેવા ભગવાનનું અને તેના ધામનું તથા રૂપનું દર્શન થાય છે. સ્વામીનારાયણના શિષ્યો હઠયોગની સમાધિ કરતા નથી, પણ તેઓના કેટલાક શિષ્યો તેમના સામું જોતા, કે પરગામમાં રહીને સ્વામી સહજાનંદનું ધ્યાન કરતાં અતિશય પ્રેમાતુર થવાથી તેના નાડીને પ્રાણ બંધ થઈ જતા હતા અને ઇચ્છીત ધામનું દર્શન થતું હતું. એવી રાજયોગની સમાધિ થતી હતી. તેમજ જે સહજાનંદ સ્વામીનો શિષ્ય ન હોય, તે પણ તેમની પાસે જઈને આંખે આંખ મેળવે, એટલે તેને સમાધિ થતી હતી એવું કહે છે.

**ધર્મવિસ્તાર;**—સ્વામીનારાયણનો ધર્મ સમાધિના પ્રકરણથી ઘણો જ વધવા લાગ્યો. કચ્છ કાઠિયાવાડ અને ગુજરાતમાં સ્વામીનારાયણ જ્યાં જ્યાં ગયા, ત્યાં ત્યાં તેમના ઉપદેશથી તથા તેમના સાધુઓના ઉપદેશથી ધર્મ વધવા લાગ્યો. કાઠિયાવાડમાં ગઢડાનો દરબાર કાઠિ દાદાખાચર શિષ્ય થવાથી સ્વામીનારાયણે ગઢડામાં તેમના દરબારમાંજ સ્થિતિ રાખી હતી. અયોધ્યાથી રામગલોલો નામે ખાખી પોતાનું ઝુંડ લઇને, નોબત નિશાન અને રણશીંગડા સાથે રાખીને દ્વારકાં જાત્રા કરવા જતા હતા, તેણે કાઠિયાવાડમાં આવતાં સ્વામીનારાયણનો મહિમા સાંભળ્યો. તેથી તેણે તેમના પાસે જઇને થોડા દિવસ મુકામ રાખી ઉપદેશ સાંભળ્યો. તેથી તેમના મનમાં એવી ઇચ્છા થઈ કે હું અહીં સ્વામીનારાયણનો સાધુ થઇને રહું તેણે પછી પોતાના સરજામને જવાની રજા આપી, પોતે સ્વામીનારાયણના શિષ્ય થયા અને તેમનું આનંદાનંદ સ્વામી નામ પાડયું. એજ રીતે કેટલા એક વેરાગીઓ, વેદાંતીઓ અને સંન્યાસીઓ તથા જૈનના ગોરજીઓને ઉપદેશ આપી પોતાના સાધુ કર્યા. તેઓ કૃષ્ણાનંદ, દેવાનંદ, વગેરે નામોથી પ્રસિદ્ધ છે. તેઓ એવો તો વૈરાગ્યનો અસરકારક ઉપદેશ આપતા હતા, કે તે સાંભળી કેટલાક પોતાની નાની ઉમરમાં પોતાની સ્ત્રીઓને મૂકી સંસાર નો ત્યાગ કર્યો હતો. ઘણા કાઠીઓ સત્સંગી થયા હતા. તેઓ દારૂ માંસના ખાનારા અને લૂટફાટ કરનારા હતા, છતાં તેઓ બ્રાહ્મણના જેવો આચાર પાળવા લાગ્યા. તેઓ ગળ્યા વગરનું દુધ કે પાણી પીતા નહિ, માંખીની પણ હિંસા કરે નહિ એવા નિયમ પાળનારા થયા. કાઠિ તાલુકદારની દીકરીઓ નામે રાજબાઈ, જીતુબાઇ, અને લાડુબાઇ વગેરે નાનપણથીજ સંસારનું સુખ હરામ કરી ઇશ્વર ભક્તિમાંજ રહેવા લાગ્યાં. આ બુપર્વત પાસે ખાણ ગામના લાડુ બારોટ જેઓ કવિતા કરવામાં ઘણાજ હુશિયાર હતા. તેમણે કાઠિયાવાડના રાજસ્થાનોમાં ઇનામો મેળવ્યાં હતાં. ભાવનગરના વજેસિંહજી મહારાજ પાસેથી પણ ઈનામ મેળવ્યું હતું. તેઓ ગઢડામાં સ્વામીનારાયણ પાસે આવ્યા. તેમના ઉપદેશથી વૈરાગ્ય ઉપજતાં સંસાર સુખ તજી સાધુ થયા. તેમનું નામ બ્રહ્માનંદ પાડયું.

**લોકોનો દૃઢ વિશ્વાસ;**—એક વખતે સહજાનંદ સ્વામીએ કચ્છમાંથી કાઠિયાવાડના કેટલાક વતનદાર કાઠીઓ, રાજપૂતો અને વાણીઆઓ વગેરેને એવા પત્રો લખાવી મોકલ્યા કે, જો તમારે કલ્યાણનો ખપ હોય અને મારા વચનમાં વિશ્વાસ હોય, તો તમો તરત સંસાર તજીને દાઢી મૂછો મુંડાવી સાધુ થઇને અમારી પાસે આવવું. તે ઉપરથી તેઓ સાધુ થઇને મહારાજ

પાસે ભૂજમાં આવ્યા. માત્ર એ જણા જઈ શક્યા નહિ. તે ઉપરથી દૃષ્ટાંત અપાય છે કે, "સમજણમાં જો કચાશ હોય તો શેઠ મૂળજીભાઈની પેઠે સંસાર છોડાય નહિ." પછી જે જે સાધુ થઇને આવેલા તેમને થોડા રોજ સાધુ રાખી, પછી ઘણા આગ્રહથી સર્વને પોતાને ઘેર સંસાર વ્યવહાર ચલાવવા મોકલ્યા હતા. એ રીતે શિષ્યોના દૃઢ વિશ્વાસની તેમણે પરીક્ષા કરી હતી. પરંતુ આ ઉપરથી દેશમાં એવી બૂમ ઉડી હતી કે, સ્વામીનારાયણે બાબરો ભૂત વશ કરેલો છે. તેથી લોકોનાં મન ભમાવી શકે છે.

**ધર્મસંકટ:**—સ્વામીનારાયણે જે જે મતના લોકોને પોતાના શિષ્ય કર્યા હતા. તે મતના ધર્મ ગુરૂઓએ સ્વામીનારાયણ ઉપર ઘણું ઝેર વેર રાખવા માંડ્યું. પોતાના શિષ્ય રાજા હોય, કે પ્રજા હોય, તેમને ઉશ્કેરવા માંડ્યું. સ્વામીનારાયણ જ્યાં જાય ત્યાં ગામમાં પેસવા દે નહિ. લોકો ભેળા થઇને ધુળ ઉડાડે, પથ્થરા ફેંકે, અને ગમે તેવા શબ્દો બોલી તિરસ્કાર કરે. તે બધું તેઓ ગંભીરતાથી સહન કરતા હતા. વેરાગીઓ સ્વામીનારાયણના સાધુઓને માર્ગમાં લૂટવા લાગ્યા, કંઠીઓ તોડવા માંડી, અને શાલિગ્રામકે લાલજી હોય તેમને લઈ લેતા; વગેરે અડચણ થવા લાગી. પણ તે વખતે કોઈ રાજાઓએ તે સાધુઓનું રક્ષણ કર્યું નહિ. ત્યારે સ્વામીનારાયણે સાધુઓને કહ્યું કે, તમારૂં રક્ષણ કરે એવું ન્યાયી રાજ્ય ગુજરાતમાં થાય નહિ; ત્યાં સુધી તીલક, કંઠી, ચોટલી અને લાલજીની પૂજા રાખવી નહિ. માત્ર અલફી પહેરીને પરમહંસનો વેશ રાખવો, ઘેર ઘેર જઈ રાંધેલા અન્નના ટુકડા માગીને નદી કે તળાવ ઉપર જઈ, તે અન્ન ઉપર પાણી છાંટીને તેના ગોળા વાળી એક હાથમાં રાખી બીજે હાથે ખાવું. આ ઉપરથી સાધુઓએ તે પ્રમાણે વર્ત્તવા માંડ્યું હતું—

સ્વામી સહજાનંદ ઉપર પ્રતિપક્ષીઓ વેર રાખતા હતા તેથી કોઈ વખતે તેમને નાશી જવું પડતું અને કોઇ વખતે સંતાઇ જવું પડતું હતું. તે માટે કેટલા એક કાઠીઓ, રાજપૂતો અને ઠાકરડાઓ હથિયાર બંધ થઇને મહારાજ સાથે ફરતા હતા. અમદાવાદમાં લોલંગર બાવાનો અખાડો હતો. તેમાં કેટલાક વેરાગીઓ હથિયાર બંધ રહેતા હતા. તેઓ સ્વામીનારાયણ ઉપર વેર રાખતા હતા. તેઓએ સ્વામીનારાયણના સાધુઓ ટુકડા માગી ખાતા હતા, તેમને પકડી ખૂબ માર માર્યો. તે વખતે ત્યાં પેશ્વા તરફનો સુબો રહેતો હતો. તેની આગળ સતસંગીઓએ જઇને ફરિયાદ કરી; ત્યારે સુબે એવો જવાબ આપ્યો કે, એતો ગાયેગાયો લડી, તેમાં અમે શું કરીએ? તે પછી એક વખતે સ્વામીનારાયણ અમદાવાદ ગયા અને

શેહેર બહાર ખોખરા મહેમદાવાદ કરીને પરામાં ઉતર્યા. તેઓને મારવા લોલંગર બાવો હથિયાર બંધ પોતાની જમાત લઇને ગયો; ત્યારે સ્વામીનારાયણ સાથે જે ગરાશીયા, કાઠીઓ અને રાજપૂતો હતા. તેઓ વેરાગીઓ સામે લડયા હતા અને બંને પક્ષને હાનિ થઇ હતી. સ્વામીનારાયણે વામ માર્ગીઓનું ખંડન કર્યું હતું. તેથી તેઓએ અમદાવાદના પેશવાઈ સુબાને ઉશ્કેર્યો કે સ્વામીનારાયણ પાખંડ ચલાવે છે. માટે તેને શેહેરમાં પેસવા દેવા નહિ. પછી જ્યારે સ્વામીનારાયણ અમદાવાદમાં ગયા; ત્યારે સુબાએ છડીદારને મોકલીને કહાવ્યું કે;—જ્યાં સુધી પેશવાનું રાજ્ય રહે, ત્યાં સુધી તમારે અમદાવાદમાં પેસવું નહિ. હાલ તમે અમદાવાદમાંથી તરત જાઓ. પછી તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા હતા.

**ધર્મ કોણે ચલાવ્યો?**—કેટલાક ભોળા લોકો એમ બોલે છે કે,—મુક્તાનંદ, નિત્યાનંદ, બ્રહ્માનંદ અને ગોપાળાનંદ સ્વામી એ ચાર પંડિતો એ મળી સંપીને સ્વામીનારાયણને ઇશ્વરરૂપ ઠરાવ્યા અને ધર્મ ચલાવ્યો. પણ એ વાત અમારાથી મનાતી નથી; કેમકે ગુરૂ થવું અને સાહેબી ભોગવવી તે સૌને ગમે છે, પણ ચેલા થઇને ગુલામગીરી કરવી કોઇને ગમે નહિ. પાલખીમાં બેસવું સૌને ગમે, પણ ઉપાડવું ગમે નહિ; તો સ્વામીનારાયણ પાલખીમાં બેસતા હતા અને રાજાઓના દરબારમાં ભાવતાં ભોજન કરતા હતા. અને ઉપર લખેલા પંડિત સાધુઓ અલફી પહેરીને ઉઘાડે માથે પગમાં પગરખાં પહેર્યા વગર ઘેર ઘેર ફરીને ટુકડા માગી ખાતા હતા. સ્વામીનારાયણનું ભજન કરતા હતા અને લોકોને તેમનું ભજન કરવાનો ઉપદેશ કરતા હતા. વળી સ્વામીનારાયણે એવી આજ્ઞા કરેલી કે તમારે વસ્તીમાં રાત વાસો રહેવું નહિ, પણ વગડામાં છૂટા છૂટા ઝાડ નીચે રાતે પડી રહેવું; તો તે આજ્ઞા પ્રમાણે સાધુઓ વર્ત્તતા હતા. હજી પણ સાધુઓને મંદવાડ વગર ખાટલા ઉપર સુવાની રજા નથી. ગમે તેવી ટાઢ હોય તો પણ બંડીકે ડગલી પહેરાય નહિ. એવું દુ:ખ જો તેઓ સ્વામીનારાયણનો મહિમા જાણતા ન હોય, તો તેઓ શામાટે વેઠે !

**સત્સંગીઓની દૃઢતા:**—સ્વામીનારાયણનો ધર્મ છોડાવવા સારૂ કેટલા એકને નાતે જ્ઞાતિ બહાર કાઢ્યા; તોપણ તેણે તે ધર્મ છોડયો નહિ. કોઈ મા બાપે દીકરાને ઘરમાંથી કાઢી મુક્યો અને કોઇ દીકરાએ મા બાપને તજ્યા, પણ સત્સંગ તજ્યો નહિ. કોઈ પુરૂષ સત્સંગી થવાથી તેની સ્ત્રી રીસાઇને પીયર જતી રહી, તે ફરીથી આવીજ નહિ. કોઈ નાની ઉમરની સ્ત્રી સત્સંગી થઈ. તેથી સાસરીઆએ તેને તેડીજ નહિ, તો તે

બાઇએ ચૂડો ને ચોટલો કાઢી નાખી સ્વામીનારાયણનું ભજન કર્યું. કેટલાએક શેઠોએ ગુમાસ્તાને કાઢી મૂક્યા. તો પણ તેમણે સત્સંગ છોડયો નહિ. એવી રીતે કેટલાએક સંસાર તજીને સ્વામીનારાયણના સાધુ થયા અને બાળકુંવારા હતા, તે બ્રહ્મચારી થઇ ગયા, પણ ધર્મ છોડયો નહિ. છેલ્લીવારે સંવત ૧૯૦૪ ની સાલમાં ગુજરાતમાં ગામેગામ વાણીયા વગેરેની નાતોમાં ઘણો કલેશ ઉપજ્યો અને સગો મરી જાય તેને બાળવા સ્મશાનમાં પણ જતા નહિ. પણ તેમણે ધર્મ છોડયો નહિ. જેમ જેમ પ્રતિપક્ષીઓ સ્વામીનારાયણના ધર્મને દબાવી દેવા સારૂ વધારે હરકતો કરી, તેમ તેમ તો ધર્મ વધારે જોરથી ફેલાવા લાગ્યો. ઢેડા, વાઘરી, મોચી, દરજી, કોળી, આદિ તથા શિયાણીગામના શીવરામ ભટ્ટ જેવા શાસ્ત્રી, જેણે સંસાર તજી બ્રહ્મચારી થઇને અખંડાનંદ નામ ધરાવ્યું હતું. ગાયકવાડના ત્ર્યંબકશાસ્ત્રી, અને કેટલાક વડનગરા નાગરો સ્વામીનારાયણના શિષ્ય થયા હતા. સુરતના પારસી કોટવાળ અરદેશરજી જેઓ અંગ્રેજી અને ફારસી ભણેલા હતા. જેને સરકારે ખાનબહાદુર અને ચાર ગામ બક્ષીસ આપેલાં હતાં. તેઓ સ્વામીનારાયણના અનન્ય શિષ્ય થયા હતા. તેમણે મહારાજને કહ્યું કે, " મહારાજ ! મારૂં કલ્યાણ શી રીતે થશે ? " ત્યારે તેમણે પોતાને માથે જે પાઘ પહેરી હતી, તે આપી અને કહ્યું કે, " આ પાઘની નિત્ય પૂજા કરજો, અધર્મથી ડરજો અને ધર્મ ઉપર આસ્તા રાખજો. તેથી તમારૂં કલ્યાણ થશે. " પછી તેણે તે પાઘ કાચના ઘરામાં રાખી મૂકીને રોજ તેની પૂજા કરતા હતા. સંવત–૧૯૦૭ ની સાલમાં અલેકઝાન્ડર કીંલાક ફાર્બસ સાહેબ સુરતમાં આસિ. જડજ હતા. તેથી કવીન્દ્ર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઇ. ઈ. તેમની સાથે સુરતમાં ગયા હતા. તેઓ કારતક શુદી ૨ ને દિવસે ખા. બા. અરદેશરને ઘેર પૂજા વખતે પાઘનાં દર્શન કરવા ગયા હતા. ત્યાં અરદેશર પાઘની પૂજા કરી રહ્યા, પછી કવિએ એક સવૈયો કહ્યો હતો, તે નીચે પ્રમાણે:—

### સવૈયો.

[1]પદ ત્રાણ દીયે પ્રભુ પુજનકું, જબ [2]ભ્રાતકી ભક્તિ ભલી લગીયાં,<br>
હનુમંતકું તેલ કટોરી દીની જબ, સીયકી શુધ લીની બગીયાં;<br>
મહેતા નરસિંહકું હાર દીયો જબ, જીભમાં ભક્તિ ભલી જગીયાં;<br>
અરદેશરકું દલપત કહે, પરમેશ્વર રીઝી દીની પગીયાં. ૧

દેશ પરદેશના સત્ સંગીઓના સંગ જ્યારે સુરતમાં જાય છે ત્યારે

૧. પાવડીઓ. ૨, ભરતજીની.

અરદેશરજીને ઘેર તે પાઘનાં દર્શન કરવાને જાય છે. હાલમાં અરદેશરજીના દીકરાની વહુ વિધવા છે, તે પણ કારતક શુદ ૨ ને દિવસે સત્સંગીઓને ભેળા કરી, ધામધૂમથી પાઘની પૂજા કરાવે છે. તેમજ કેટલાએક ખોજા, મુમના અને બીજા મુસલમાનો પણ ઘણા સત્સંગી થયા છે.

**અંતકાળે દર્શન;**—આ બનાવ સ્વામી નારાયણના વખતમાં ઘણો જોવામાં આવતો હતો. સ્વામીનારાયણે દેહ મૂક્યા પછી પણ કેટલાંક વર્ષ સુધી ઘણું ચાલ્યું હતું. તે પછી જેમ જેમ વધારે વર્ષ થતાં ગયાં, તેમ તેમ તે બનવું ઓછું થતું ગયું. હાલ પણ કોઈ કોઈ ઠેકાણે એવો બનાવ બને છે ખરો. તે એવી રીતે કે સ્વામીનારાયણના શિષ્ય કોઇ સ્ત્રી કે પુરૂષને અંતકાળ થાય; ત્યારે તે કહે છે કે, મને સ્વામીનારાયણ તેડવા આવ્યા છે, એવો ભાસ થાય છે. આ વિષે કેટલાક કહે છે કે એતો એને ઝંખના થાય છે. ભલે તેમ હશે; તો પણ અંતકાળે તેવી ઝંખના થવી અને તેવો ભાસ થવો, એ કાંઈ થોડી વાત નથી. એવી પીડામાં તેથી કેટલી શાંતિ અને આનંદ થાય છે, તેનો વિચાર કરી જોવો. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે;

**मरणेयामतिः सागति र्भवेत् ।**

**અર્થ:**—મરણ વખતે જેવી બુદ્ધિ હોય, તેવી તેની ગતિ થાય છે.

**નરનારાયણની સ્થાપના;**—સંવત ૧૮૭૪ ની સાલમાં અમદાવાદનું પેશ્વાનું રાજ અંગ્રેજ સરકારે લીધું. તે વખતે કલેકટર ડુલાપ સાહેબ હતો. તેના જાણવામા આવ્યું કે પેશ્વાઈ સુબાએ અહીંયાથી સ્વામીનારાયણને કાઢી મૂક્યા છે. તેથી ગઢડે રહે છે. આ ઉપરથી તેમણે તેમને પત્ર લખી ત્યાંથી તેડાવ્યા. મંદીર બાંધવાને જગ્યા યાવતચંદ્ર દીવાકર લખીને મફત આપી. તેથી અમદાવાદમાં તે જગ્યોએ સ્વામીનારાયણે શીખર બંધ મોટું મંદિર બંધાવી તેમાં સંવત ૧૮૭૮ ના ફાગણ શુદ ૩ ને દિવસે નરનારાયણની મૂર્ત્તિઓની સ્થાપના કરી હતી. તેમજ કચ્છ-ભુજમાં પણ મોટું શીખર બંધ મંદિર બંધાવી તેમાં સંવત ૧૮૭૯ ના વૈશાખ શુદ ૫ ને દિવસે નરનારાયણની મૂર્ત્તિઓની પ્રતિષ્ઠા કરેલી છે.

**લક્ષ્મીનારાયણની સ્થાપના:**—કચ્છમાં રેશમી ભરત ભરનારા મોચી જેઓ ભણસાળી કહેવાય છે, તેઓ સ્વામીનારાયણના શિષ્ય થયા. તેથી પ્રતિ પક્ષીઓ કહેવા લાગ્યા કે, એ તો મોચીના ગુરૂ છે અથવા પોતે મોચી છે. ત્યારે ઘણા સાધુઓ અને હરિભકતોએ મહારાજને તેમનું જન્મસ્થાન પૂછી લીધું અને બે સાધુઓ છપૈયે ગયા. સ્વામીનારાયણના બંને ભાઇઓને તથા તેમના કુટુંબ અને મામાના દીકરાઓને તેડી લાવ્યા. તેથી પ્ર-

તિપક્ષીઓનાં મોં બંધ થયાં પછી વડતાલમાં શિખરબંધ દેરૂં કરાવીને તેમાં સંવત ૧૮૮૧ ના કારતક શુદ ૧૨ ને દિવસે **લક્ષ્મીનારાયણ દેવની** પ્રતિષ્ઠા કરી. વડતાલમાં જોબનપગી નામે મોટો લૂટારો રહેતો હતો. તે **જોબન વડલાલા** નામે પ્રસિદ્ધ હતો. દેશાવરમાં તેનો બહુ ત્રાસ હતો. તેમને સ્વામીનારાયણે ઉપદેશ આપી પોતાનો શિષ્ય કર્યો, ત્યારથી તેણે લૂટફાટનો ધંધો પડતો મૂક્યો હતો.

**રાઇટરેવરન્ડહેબર લૉર્ડ બીશપનો મેળાપ;**—સંવત ૧૮૮૧ ની સાલના ફાગણ વદમાં કલકત્તાના ગવરનર જનરલનો પાદરી—એટલે હિંદુસ્તાનના સર્વ પાદરીઓનો ઉપરી ગુજરાતમાં આવ્યો હતો. તેને નડીયાદમાં ઈ. સ. ૧૮૨૫ ની તા. ૨૬ મી માર્ચને દિવસે સ્વામીનારાયણનો મેળાપ થયો હતો. તેણે તે મેળાપનું વર્ણન પોતાની મુસાફરીના પુસ્તક બીજામાં પૃષ્ટ ૧૪ થી ૨૪ સુધી દશ પૃષ્ટમાં લખ્યું છે કે;—આમોદ (ખેડા જીલ્લામાં છે ત્યાં) માં તા. ૨૫ મી માર્ચને દિવસે ખેડાના કલેક્ટર **વિલીયમસે** મને કહ્યું કે;—"હિંદુ ધર્મનો સુધારો કરનાર સ્વામીનારાયણે આ જીલ્લામાં કોળી, વાઘરી, વગેરે લોકોમાં જે જંગલીપણું હતું; મતલબ કે લૂટફાટ કરતા હતા, તે કાઢી નાંખ્યું છે અને તે ઘણાજ નીતિવાળા થયા છે. તેના સાધુઓ એવો ઉપદેશ કરે છે કે રસ્તે જતા કોઈ સ્ત્રીના સામું જોવું નહિ. તે ચોરી કરવાને ધિક્કારે છે અને જે જે પરગણામાં તેમના ઉપદેશની અસર થઈ છે. ત્યાંના લોકો બીજા ગામો કરતા ઘણા ઉત્તમ અને શાંત માલમ પડે છે. તે લોકોનું સત્ય ઉપર ઘણું વલણ છે." વળી તેણે લખ્યું છે કે;—

"વિલાયતના પાદરીને હિંદુસ્તાનમાં આવીને લોકોનો આવો પ્રેમ અને માન મેળવવાને કેટલો બધો વખત જોઇએ?" (ઘણો વખત જોઇએ.) વળી જ્યારે નડીઆદ મુકામે તા. ૨૬ મીને રોજ તેમને સ્વામીનારાયણનો મેળાપ થયો, ત્યારે ધોડાસરનો ઠાકોર તથા તેનો કુંવર બસેં સવાર તથા બસેં પાયદળ હથીઆર બંધ સાથે હતા. તે જોઇ **બીશપ સાહેબ** લખે છે કે;—તે બધાંને સ્વામીનારાયણ ઉપર એટલો બધો પ્રેમ હતો કે, તેઓ બધા પોતાના જીવ સુદ્ધાંત પણ આપે. વિલાયતના પાદરીને હિંદુસ્તાનમાં આવીને લોકોનો આવો પ્રેમ અને માન મેળવવાને કેટલો બધો વખત જોઇએ?" (ઘણો વખત જોઇએ) પછી કંઈ પ્રસંગ નીકળ્યો, ત્યારે સ્વામીનારાયણે કહ્યું કે નડીઆદમાં અને આસપાસનાં ગામોમાં અમારા ૫૦૦૦ શિષ્યો છે અને આખી ગુજરાતમાં ૫૦૦૦૦ પચાશહજાર છે. (પણ કાઠીઆવાડ, કચ્છને ખાનદેશ વિષે કંઇ કહ્યું નહોતું.) પછી સાહેબે કહ્યું કે તમે મને ખેડામાં મળશો તો મને વાત કરવાની

વધારે ફુરસદ મળશે; ત્યારે મહારાજે કહ્યું કે, મારા ભત્રીજા સીતારામજીને જનોઇ દેવી છે ને વડતાલમાં રામનવમી ઉપર મોટો મેળો ભરાવાનો છે. માટે અમારાથી ખેડે આવી શકાય તેમ નથી. પછી ધર્મ સંબંધી કેટલીક વાતો કરીને જૂદા પડયા.

**દેશ સુધારક;**—અંગ્રેજ સરકારના અમલથી કેટલોક સુધારો થયો છે એમ ગણીએ; તોપણ સ્વામીનારાયણને આ દેશના સુધારકનું નામ આપી શકીએ. તેમના ધર્મમાં એવુ બંધન નથી કરવામાં આવ્યું કે, ફલાણી નાતનોજ માણસ અમારા ધર્મમાં દાખલ થઈ શકે. હરેક નાતનું માણસ તેમનો ધર્મ પાળે તે તેમનો ગણાય એવી છુટ રાખવાથી કાઠી, કોળી, રજપૂત, કણબી વગેરે ઘણા લોકો તેમના ધર્મમાં દાખલ થયા—તેમને પોતાનો ધર્મ ફેલાવતાં પ્રથમ ઘણી મુસ્કેલ પડી હતી, પણ અંગ્રેજ સરકારનું રાજ થવાથી તેમણે ઘણી ફતેહ મેળવી હતી. પણ જો મુસલમાન કે મરાઠાનું રાજ હોત, તો ઘણું મુસ્કેલ પડત. કલકત્તામાં રાજા રામમોહનરાય બાબુ હિંદુ ધર્મનો સુધારો કરવાની મહેનત કરતા હતા, પણ તેઓ કોઈ પાદરી સાથે, મુસલમાનો સાથે, અને હીંદુ સાથે ઘણી તકરાર કરતા હતા. પણ સ્વામીનારાયણ તો સૌ સાથે હળી મળીને શાંત સ્વભાવથી ધર્મ ચલાવતા હતા. તેથી રાજા રામમોહનરાય કરતાં સ્વામીનારાયણ વધારે ફતેહ પામ્યા છે. રાજા રામ મોહનરાયના શિષ્યો તેને ખરા અંતઃકરણથી ચહાતા નહોતા. પણ સ્વામીનારાયણના હજારો શિષ્યો આપણે માની ન શકાય તેવા ભાવથી ચાહતા હતા.

**વડોદરામાં પધારવું;**—શ્રીમંત શિયાજીરાવ મહારાજે સ્વામીનારાયણને ઘણું આદરમાન આપી વડતાલથી વડોદરે તેડાવ્યા અને અસ્વારી સામે મોકલીને ઘણી ધામધૂમથી પોતાના દરબારમાં પધરાવ્યા. પૂજા કરીને સારી ભેટ ધરી કહ્યું કે;—અમારા શહેરમાં તમો મંદિર બાંધો. તે પધરામણીના વર્ણનની **પ્રેમાનંદસ્વામી** એ લાવણીઓ બનાવી છે કે;—

" પધારે વટ પત્તન સ્વામી—
સહજાનંદ મહારાજ પુરણ પુરૂષોત્તમ બહુ નામી "—ઇત્યાદિ.

તે પછી ખંડેરાવ મહારાજે વડતાલમાં—લક્ષ્મીનારાયણના મંદિરમાં ઠંકોરખાનું બેસાડયું અને એક હાથી ભેટ કર્યો. તેના ખર્ચને વાસ્તે સંજાયું ગામ અર્પણ કર્યું. તેમજ અમદાવાદમાં નરનારાયણના મંદિરમાં ચોઘડીયાં બેસાડી હાથી આપ્યો અને તેના ખર્ચ માટે સોનારડું ગામ અર્પણ કર્યું છે સ્વામીનારાયણનો ધર્મ ગાયકવાડી રાજ્યમાં ઘણો ફેલાયો છે. તેપછી

વડોદરામાં શિખરબંધ મંદિર બંધાવ્યું છે.

**ગાદીની સ્થાપના;**—સંવત ૧૮૮૨ ની સાલમાં સ્વામીનારાયણે પોતાના મોટાભાઇ રામપ્રતાપજીના પુત્ર **અયોધ્યા પ્રસાદજી** અને પોતાના નાનાભાઈ ઇચ્છારામજીના પુત્ર **રઘુવીરજી** એ બનેને પોતાના દત્ત પુત્ર કરી લઇને તેમને આચાર્યની પદવી આપી. કલકત્તાથી કાશી ને ત્યાંથી ઉંજ્જેણુ થઇને પશ્ચિમમા દ્વારકાં સુધી હદ ઠરાવી. ઉત્તરભાગનો દેશ **અયોધ્યા પ્રસાદજી** ને આપી **અમદાવાદ**ની ગાદીએ બેસાડયા. અને દક્ષિણ વિભાગનો દેશ **રઘુવીરજી** મહારાજને આપીને **વડલાલ**ની ગાદીએબેસાડયા.

**મંદિરોની સ્થાપના;** –જુનાગઢમાં અને ધોળેરામાં સંવત ૧૮૮૪ ની સાલમાં શિખરબંધ મંદિરો ચણાવ્યાં. સંવત ૧૮૮૫ માં ગઢડામાં મોટું શિખરબંધ મંદિર બંધાવી તેમાં **ગોપીનાથજી**દેવની મૂર્ત્તિ સ્થાપન કરી છે. મૂળી, અને છપૈયામાં પણ શિખર બંધ દેરાં બંધાવેલાં છે. એ સિવાય ઘણે ઠેકાણે મંદિરો બાધ્યાં છે.

**ત્યાગીઓની વ્યવસ્થા;**—વર્ણાશ્રમના નિયમ પ્રમાણે–બ્રાહ્મણોની જે જે જ્ઞાતિઓને પરસ્પર પાણી પીવાનો અને જમવાનો વહેવાર છે; તેમાંના કોઇ સંસાર તજીને ત્યાગી થવા આવે, તો તેને બ્રહ્મચારીના વેશમાં રાખે છે અને તે સૌ ભેગા જમે છે. જે બ્રાહ્મણોની સાથે જળ વહેવાર ન હોય, તેવા તપોધન, સારસ્વત અને રાજગોર વગેરે તથા ક્ષત્રિય એટલે રાજપુતો તથા રાજપુતોને તેર જ્ઞાતિ સાથે જમવાનો વહેવાર છે તે, તથા વૈશ્ય–વાણિયા, કણબી–પાટીદાર, એમાંના કોઇ સંસાર તજી ત્યાગી થવા આવે, તેમને સાધુની દિક્ષા આપવામાં આવે છે. કોઇ શુદ્ર ત્યાગી થવા આવે તેને તથા કેટલા એક ક્ષત્રિયો અને કાઠીઓને સાધુઓની સેવા કરવા તથા મંદિરોનું રક્ષણ કરવા સારૂ પાળાતરીકે ધોળાં વસ્ત્ર પહેરવાને તથા હથિયાર બંધાવીને રાખે છે. તે બ્રહ્મચારી, સાધુ, પાળા આઠ પ્રકારે સ્ત્રીનો ત્યાગ રાખે છે. પાળા દાઢી મૂછો રાખતા નથી. તે ઘણું કરી સાધુઓના જેવાજ ધર્મ પાળે છે. તે સાધુ, બ્રહ્મચારીઓ ચોટલી, જનોઈ અને તુળશી ની બેવડી કંઠી રાખે છે. **સ્મૃતિઓના** આધારથીજ આવો ઠરાવ કરેલો છે. કળાયુગમાં સંન્યાસ ધર્મ પાળી શકાય નહિ માટે સંન્યાસી હાલ કરતા નથી. જડભરતનો જે આશ્રમ તેજ આશ્રમ સ્વામીનારાયણના સાધુ અને બ્રહ્મચારીનો છે. તે **ઉદ્ધવી સંપ્રદાય** કહેવાય છે. કોઇ મત વાદી પ્રશ્ન પૂછે તો તેના ઉત્તર આપવા ઘણી શ્રુતિઓ અને **સ્મૃતિ**ઓના વાક્યોનો સંગ્રહ તેમણે કરેલો છે; સાધુ બ્રહ્મચારીને એકલા ક્યાંએ જવાની આજ્ઞા નથી

પણ એકથી વધારે સાથે મળી જવાની આજ્ઞા છે. સાધુ બ્રહ્મચારીને પૈસા રાખવાની મના છે. પૈસા કોઇ આપે તો સાથે રાખેલો પાળો લે છે.

**આચાર વ્યવસ્થા;**—સ્વામીનારાયણના આચાર્યો પોતાને સ્નાન સુતક લાગે તેવી સ્ત્રીઓ વગર બીજી કોઇ સ્ત્રીઓ સાથે ભાષણ કરતા નથી અને તેઓને પોતાના પગનો સ્પર્ષ કરવા દેતા નથી. જો કોઈ વખતે અજાણ્યા એવી સ્ત્રીના વસ્ત્રનો છેડો અડી જાય, તે દિવસે નકોયડો ઉપવાસ કરે છે. કોઇ સ્ત્રીને પોતે મંત્રોપદેશ કરતા નથી. પણ આચાર્યની પત્નીઓ પતિની આજ્ઞાથી સ્ત્રીઓને મંત્રોપદેશ કરે છે. પણ પોતાના સંબંધી વિના બીજા પુરૂષો સાથે ભાષણ કરતી નથી અને તેને મોં પણ બતાવતી નથી. સ્ત્રીઓની સભામાં સ્ત્રીઓ જ કથા વાંચે છે. તેમાં નાના બાળક–પુત્રને પણ આવવા દેતી નથી. તેમજ પુરૂષોની સભામાં બે મહિનાની દીકરીને પણ આવવા દેતા નથી; કેમકે સ્વામીનારાયણની તેવી આજ્ઞા છે. માટે ઘણા ગામોમાં સાધુઓને ઉતરવાની જગ્યા જૂદી જૂદી છે. અને બૈરાંઓને કથા વારતા વાંચવાની જગ્યો પણ જૂદી જ હોય છે. મંદિરોમાં સ્ત્રીપુરૂષોને સ્પર્ષ ન થાય એવો બંદોબસ્ત રાખે છે.

**પાઠશાળાઓ;**—વડતાલ અને અમદાવાદમાં આચાર્યોનાં સ્થાન છે. ત્યાં સંસ્કૃત શાળાઓ સ્થાપી છે. ભણાવનાર શાસ્ત્રીઓ અને પુરાણીઓને પગાર આપે છે. જે વિદ્યાર્થીઓ ભણુવા આવે છે, તેમને મફત ભણાવે છે. ને તેઓને ઉતરવાની જગ્યો પણ આપે છે. તેમજ બીજી પણ કેટલીક મદદ કરે છે.

**ધર્મસિદ્ધાંતઃ**—આ મતનું મુખ્ય તાત્પર્ય સગુણ ભક્તિ જ છે. પરમાત્માને નારાયણ કહ્યા છે. તે લક્ષ્મીપતિ છે. શ્રીકૃષ્ણાદિ અવતાર તે નારાયણના છે, એમ ગણી તેમની મૂર્ત્તિ દેવાલયોમાં સ્થાપન કરી પૂજન કરવામાં આવે છે. તેઓ વલ્લભાચાર્યની પેઠે શુદ્ધાદ્વૈતને માને છે. તેમના શિષ્યોને શાસ્ત્રમાં જણાવેલાં ઉપપાતક અને મોટાં પાંચ પાતકો નહિ કરવાની આજ્ઞા છે. તે પાંચ મહાપાપનાં નામ;—

**( ૧ ) બ્રહ્મહત્યા, ( ૨ ) સુરાપાન, ( ૩ ) ચોરી, ( ૪ ) ગુરૂપત્નીનો સંગ, (૫) તેવાં પાંચ પાપ કરનારની સોબત કરવી તે. સાંસર્ગીક** પાંચમું મહાપાપ કહેવાય, પણ કળીયુગમાં સાંસર્ગીક પાપ લાગતું નથી.—દારૂ, માંસ, ચોરી અને વ્યભિચાર એ ચાર વાનાં તજવાં, અને સ્વામીનારાયણ ઉપર ખરાં અંતઃકરણથી ભાવ રાખવો. અને તેના નામની પાંચ માળાં ફેરવવી, અફીણ, ગાંજો, ભાંગ, તમાકુ, મફર, માજમ, વગેરે કેટલીક કેફી વસ્તુઓ છે, તે દારૂના પેટામાં છે—તેનો તથા કોઈ

પ્રાણીની હિંસા કરવી તેનો ત્યાગ કરવો. પાણી અને દૂધ ગળ્યા વગર પીવું નહિ, શોધ્યા વગરનું અન્ન તે માંસના પેટામાં છે તેનો ત્યાગ કરવો રસ્તામાં પડેલી ચીજ લેવી નહિ, ધણીયાતી વસ્તુ—ફુલ, ફળ, વગેરે ચીજ તેના ધણીની રજા વગર લેવી નહિ. લાંચ લેવી એ પણ ચોરી કર્યાં બરોબર છે, માટે કોઇ પાસેથી લાંચ લેવી નહિ. કોઇ સ્ત્રીની મશ્કરી કરવી કે અપશબ્દ બોલવો, કે પર સ્ત્રીના સામું ખોટી નજરથી જોવું, તે વ્યભિચારના પેટામાં છે, તેનો ત્યાગ કરવો. ન્હાવું, ધોવું, સ્વચ્છ રહેવું, પૂજા કરવી, પાઠ કરવો, ગરીબ ઉપર દયા રાખવી અને હરકોઇ ઉપર ક્ષમા કરવી ઈત્યાદિ છે. **યાજ્ઞવલ્કય સ્મૃતિમાંથી સતસાર** :લઇને ૨૧૨ શ્લોકની **શિક્ષાપત્રી** બનાવી છે અને તેમાં જણાવ્યું છે કે;—આમાં જણાવ્યાં પ્રમાણે જે ચાલશે તેનું કલ્યાણ થશે.

**માન્ય કરેલાં સત્ શાસ્ત્રો**;—હિંદુઓનાં શાસ્ત્રોમાંથી નીચે પ્રમાણે આઠ શાસ્ત્રો માન્ય કરેલાં છે—(૧) ચારવેદ, (૨)વ્યાસસૂત્ર (૩) શ્રીમદ્ ભાગવત, (૪) ભારતમાંથી વિષ્ણુ સહસ્ત્ર નામ, (૫) ભગવતગીતા, (૬) વિદુર નીતિ, (૭) સ્કંધપુરાણનુ વાસુદેવ મહાત્મ્ય, યાજ્ઞવલ્કયસ્મૃતિ, એ શાસ્ત્રો પ્રમાણે ચાલવા જણાવેલું છે. **કરેલા ગ્રંથો**;—વ્યાસસૂત્ર ઉપર ભાષ્ય, અને સત્સંગજીવન, આદિસંસ્કૃત ગ્રંથો છે. સિવાય—વ્રજભાષામાં, ગુજરાતીમાં, પ્રાકૃતગ્રંથો અને હજારો કીર્ત્તનો છે.

**કવિઓ**—શતાનંદ, ગોપાળાનંદ, નિત્યાનંદ, વાસુદેવાનંદ, ભગવાનાનંદ, યોગાનંદસ્વામી, વગેરે સંસ્કૃત કવિઓ હતા. તે પછી અચિત્યાનંદ નામે સંસ્કૃત મહા કવિ થઇ ગયા, તેમણે પણ સંસ્કૃત ગ્રંથો ઘણા કરેલા છે, અને બ્રહ્માનંદ, પ્રેમાનંદ, મુક્તાનંધ, નિષ્કુળનંદ, અને દેવાનંદ આદિ ભાષાના કવિઓ પણ ઘણા હતા

**દેહોત્સર્ગ**;—સૂર્યના તેજ પ્રતાપથી જેવી રીતે બાજે ઘણે ઠેકાણે પ્રકાશ થાય છે; તેવી રીતે સ્વામીનારાયણના શિષ્યો૮ એકલા સુધર્યા એમ નહિ, પણ તેમની રીત ભાત જોઇને બીજા લોકો પણ સુધરવા લાગ્યા. એવી રીતે સ્વામીનારાયણે ધર્મમાં સુધારો કર્યો, મંદિરો બાંધ્યાં. અને ગ્રંથો રચાવ્યા, ઇત્યાદિકાર્યો કરી ધર્મના ઊંડા પાયા નાખ્યા, ધર્મનાર ક્ષણ માટે આચાર્યો સ્થાપ્યા, ઇત્યાદિ કાર્યો પૂર્ણ કરી—સંવત ૧૮૮૫ના જેઠ શુદ ૧૦ ને દિવસે ગઢડામાં દેહત્યાગ કરી સ્વધામ ગયા. સ્વામીનારાયણે જ્યારે દેહ ત્યાગ કર્યો ત્યારે તેના ધર્મમાં પરમ હંસ ૧૫૦૦ હતા અને હરિભકતો એ લાખથી વધારે હતા. એ રીતે આ મહાત્મા દેશના લોકોને સતધર્મ રસ્તે-વાળી અક્ષય કીર્ત્તિ રાખી ગયા છે, ધન્ય છે તેમને ! ! !



# दयानंद सरस्वती.



ભારત ભૂષણ મહાત્મા શ્રી શંકરાચાર્યના પછી સુમારે એક હજાર વર્ષે ભારત વર્ષમાં વેદ ધર્મનો ઉદ્ધાર કરવાને માટે એક મહા પુરૂષે જન્મ લીધો હતો. અને તે આ મહાત્મા સ્વામી દયાનંદ સરસ્વતી જ હતા. તેમના જીવનનો પહેલો ભાગ તેમણે પોતાને હાથે લખેલો છે. તે આ પ્રમાણે છે;—" હું કાઠિયાવાડમાં આવેલા મોરબી સંસ્થાનના એક ગામમાં સંવત૧૮૮૧માંઔદિચ્યજ્ઞાતિનાએક બ્રાહ્મણ કુટુંબમાં જન્મ્યો હતો.મારા માતા પિતાનાં તથા મારી જન્મ ભૂમિનાં નામ પહેલેથીજ દેવાનું મેં દુરસ્ત ધાર્યું નથી; કેમકે મને મારા ધર્મ પ્રમાણે તેમ કરવાની મનાઇછે.

**અભ્યાસ**—પાંચ વર્ષની ઉમરમાં મેં દેવનાગરી લીપિ ભણવા માંડી હતી. આ વખતે મારા મા બાપે મારી જાતિ, ધર્મ અને કુટુંબ ધર્મની ક્રિયામાં પ્રવિણ કરવા સારૂ લાંબાં સ્તોત્ર શ્લોકાદિ મોઢે કરાવવા માંડયા હતા. આઠ વર્ષની ઉમ્મરે હું ઉપવિત ધારણ કરીને ગાયત્રી, સંધ્યા, અને તેની ક્રિયા, રૂદ્રાધ્યાય, તથા યજુર્વેદ સંહિતા શિખ્યો હતો. મારો કુળ ધર્મ શિવ માર્ગનો હતો. તેથી મારા પિતાએ મને પાર્થિવ પૂજા કરવાનું શિખવ્યું હતું. મારૂં વય ચૌદ વર્ષનું થયું, ત્યારે યજુર્વેદ સંહિતા આખી, અને શબ્દ રૂપાવળીનો કેટલોક ભાગ તથા વ્યાકરણ શીખ્યો હતો. મારા પિતા મારી ઇચ્છા ઉપરાંત મારા પાસે અપવાસ અને પૂજા કરાવતા, તે મેં યુક્તિથી મૂકી દઇને મેં મારા અભ્યાસમાં બધો વખત રોકવા માંડયો. તેથી મારાથી નિઘંટ, નિરૂક્ત, પૂર્વમીમાંસા, અને બીજાં શાસ્ત્ર તથા કર્મકાંડનાં પુસ્તકોનો સારો અભ્યાસ થઇ શક્યો. મારે સોળ વર્ષની ઉમ્મરમાં મારી એક પ્રિય બ્હેનનું અકાળ મરણ થયું, તેથી મને બાન્ધુ વિયોગની ભારે વેદના થઈ. તે વખતથી માણુસના ક્ષણભંગુર દેહ વિષે તથા અંતકાળનું અખંડ સુખ જે મુક્તિ ને મેળવવાનાં સાધન શી રીતે મળે ? એ વિષે મારા મનમાં

કંઈ કંઈ વિચાર થયા. તેનું પરિણામ એ થયું કે મેં દેહકષ્ટ છોડી દઈ આત્મશોધન તરફ લક્ષ લગાડયું. મારી ૧૮ વર્ષની ઉમ્મરમાં વળી મારો એક કાકો કે જે મારા ઉપર અત્યંત પ્રીતિ રાખતા હતા, તેમનું મૃત્યું થયું. તેથી મારા મન ઉપર વધારે અસર થઈ. મને એમ લાગ્યું કે, આ નાશવંત જગતમાં કશું સ્થિર નથી. તથા આવી અનિત્ય જીંદગીમાં શા સારૂ જીવવું ? ને શા માટે ફિકર કરવી ? જો કે મેં મારાં મા બાપને મારા મનની ખરી સ્થિતિ શી ને કેવી છે, તે જાણવા દીધું નહોતું. પરંતુ નહિ પરણવા વિષે મેં મારા મિત્રોની આગળ વાત કરેલી, તે તેમણે મારા માતા પિતાને જણાવી દીધા. તેથી તેમણે મારી ૨૦ વર્ષની ઉમ્મર થતાંજ મને પરણાવી દેવાનો વિચાર કર્યો. તે દરમ્યાનમાં મેં કાશીમાં વિદ્યાભ્યાસ કરવા જવાની રજા માગી પણ તે તેમણે આપી નહિ.

આ પછી અમારા ગામથી ચારેક ગાઉ ઉપર એક મારો વિદ્વાન મિત્ર હતો, તેની પાસે જઇને મેં વિદ્યાભ્યાસ કરવા માંડયો. મારૂં ૨૧ મું વર્ષ બેઠું એટલે મારાં મા બાપે મારા લગ્નની તૈયારી કરવા માંડી. હવે મને એમ લાગ્યું કે તેઓ મને વધારે વિદ્યાભ્યાસ કે બ્રહ્મચર્ય વ્રત પાળવા દેનાર નથી. એવું જોઇને મેં મારો પોતાનો અને લગ્નની વચ્ચે અનંત અટકાવ લાવવાનો દ્રઢ નિશ્ચય કર્યો.

**ઘરનો ત્યાગ;**—સંવત ૧૯૦૩ ના વર્ષમાં એક દહાડે સાંજરે કોઇને જણાવ્યા વગર પાછા કદિ ઘેર નહિ આવવાના વિચારે મેં પોબાર ગણ્યા. ને સાયલામાં **લાલાભક્ત**ના ધામમાં જવા ધાર્યું. તેઓ મોટા વિદ્વાન ભક્ત છે, એવું મેં સાંભળ્યું હતું. તેથી હું ત્યાં ગયો. અહિં મને એક બ્રહ્મચારી મળ્યો, તેના કહેવાથી હું સાધુ થયો. તેમણે મને સાધુની પંક્તિમાં દાખલ કરી શુદ્ધ ચૈતન્ય એવું નામ આપી, તેમના જેવાં ભગવાં વસ્ત્ર પહેરાવ્યાં. એવે વેષે હું અમદાવાદ પાસેના કોઠ ગાંગડ ગામમાં ગયો. ત્યાં મને એક ઓળખીતો માણસ મળ્યો. તેનો અચંબો અને મારો ગભરાટ બંને સરખાં હતાં. તેના પુછવાથી ગભરાટમાં મારા મનના સઘળા વિચાર તેની આગળ મારાથી કહી જવાયા; એટલું જ નહિ પરંતુ હું અહિંથી સિદ્ધપુર જવાનો છું, એ પણ કહી દીધું. પછી હું સિદ્ધપુર ગયો.

પેલા ઓળખીતા માણસે મારી સર્વ હકીકત મારા મા બાપને લખી જણાવી. તેથી મારા પિતા મને શોધતા શોધતા સિદ્ધપુર આવ્યા અને તેમણે મને શોધી કાઢયો. તેઓ મારો સાધુનો વેષ જોઇને બહુ ગુસ્સે થયા. મેં સમયસુચકતા વાપરી તેમને હું નમી પડયો. મેં કરેલા

કૃત્ય માટે પસ્તાવો કરી તેમની સાથે ઘેર આવવાની ઈચ્છા જણાવી. તે છતાં તેમણે ગુસ્સે થઈ મારો ભગવો ઝભ્ભો ફાડી નાંખ્યો. અને હાથમાંનું તુંબડું ખેંચી લઈને ફેંકી દીધુ તથા મારાપર કેટલાક શબ્દોનો પ્રહાર કર્યો. આટલું છતાં મારી શુભ ઈચ્છાનો જુસ્સો જરાએ નરમ પડયો નહોતો. હું તેમની પાસેથી છટકી જવાનો લાગ શોધતો હતો. તેથી રાત્ર બધાને ઉંઘતાં જોઈને હું નાશી ગયો. થોડેક છેટે જઈને રસ્તા ઉપર એક દેવળની પાસેના ઘટાદાર ઝાડ ઉપર આખો દિવસ રહ્યો. ત્યાં પાછા મને શોધવા આવેલા મારા પિતાને તથા તેમની સાથેના સિપાઈઓને મેં ઝાડ ઉપર રહીને જોયા હતા. પણ તેમણે મને નહિ દેખવાથી તેઓ જતા રહ્યા હતા. ત્યાંથી હું રાત્રે નીચે ઉતરી ફરતો ફરતો અમદાવાદ થઈને વડોદરે ગયો હતો.

વડોદરામાં કેટલાક દિવસ રહીને ચેતન મઠના દેવળમાં **બ્રહ્માનંદ** અને બીજા કેટલાક બ્રહ્મચારી તથા સન્યાસીઓની સાથે વેદાંત શાસ્ત્ર વિષે મેં વાદવિવાદ કર્યો હતો. હું પોતે તથા બ્રહ્મ એટલે ઈશ્વર, તે એકજ છીએ, એ વાતની આ ઠેકાણે **બ્રહ્માનંદે** તથા બીજા પવિત્ર પુરૂષોએ મારી ખત્રી કરી આપી. " **अहं ब्रह्मास्मि** " એટલે હું પોતે બ્રહ્મ છું. જીવ એટલે આત્મા અને શિવ એટલે બ્રહ્મ,તે વસ્તુતઃ એકજ છે. એમ મેં તે વખતે જાણ્યું. અને હજુ પણ મારી એ વાત વિષે પક્કી ખાતરી છે.

**સન્યાસ દીક્ષા;**–આપછીમારો**સચ્ચિદાનંદપરમહંસ**સાથે મેળાપ થયો હતો. તેમની સાથે આત્મવિદ્યા તથા બીજાં કેટલાંક શાસ્ત્રોસંબંધીમેં છૂટથી વાત કરી હતી. ત્યાંથી હું નર્મદા તીરે ચાણોદ કન્યાળી નામે પવિત્ર ધામ કે જ્યાં ઘણા વિદ્વાન બ્રહ્મચારી તથા સંન્યાસી રહે છે ત્યાં ગયો. અહીં-અહીંમને પહેલ વહેલાં ખરા દીક્ષિત તથા યોગ શાસ્ત્રથી જાણીતા સુજ્ઞ જનો તથા ચિદાશ્રમ જેવા સંન્યાસી તથા બીજા બ્રહ્મચારી મળયા. તેમની સાથે કેટલીક વાત ચિત થય પછી મારે પરમાનંદ પરમહંસ પાસે ભણવાનો ઠરાવ થયો. તેથી ત્યાં કેટલાક મહિના સુધી રહીને મેં વેદાંત સાર, આર્યહરિ મિડેતોટક, વેદાંત પરિભાષ્ય, અને બીજા તત્વબોધક પુસ્તકોનો અભ્યાસ કર્યો. આ વખતે હું બ્રહ્મચાર્ય અવસ્થામાં હોવાથી મારે હાથે રાંધવું પડતું હતુ. તેથી મારા અભ્યાસને ખલેલ પહોચતી. એ કારણથી મેં ચોથા આશ્રમ સંન્યસ્તમાં દાખલ થવાનો પ્રયત્ન કર્યો. પછી **પૂર્ણાનંદ સરસ્વતી** નામે સ્વામી પાસેથી મેં સંન્યાસીની દીક્ષા લીધી. ને મારૂં નામ તેમણે **દયાનંદ સરસ્વતી** પાડયું.

સંન્યસ્ત સંસ્કાર સમાપ્ત થયા પછી ગુરૂ દ્વારકાં તરફ સિધાવ્યા

અને હું ચાણોદ કન્યાળીમાં એક સાધારણ સંન્યાસી તરીકે રહ્યો. પછી હું વ્યાસાશ્રમમાં એક યોગાનંદ કરીને સ્વામી પાસે યોગ વિદ્યા શીખવા ગયો. ત્યાં એ વિષયનું શરૂઆતનું શિક્ષણ પુરૂં થયા પછી હું પાછો ચાણોદ આવ્યો. ત્યાં મને બીજા બે યોગી નામે જવાળાનંદ પુરી તથા શિવાનંદગીરીનો મેળાપ થયો. તેમણે મને યોગ વિદ્યાની પ્રાપ્તિની બાકી રહેલી રીતો તથા તેના ગુહ્ય મર્મનો ભેદ બતાવ્યો. એ મહાન વિદ્યાની પ્રાકૃતિક ક્રિયાઓ મને જે આવડે છે, તે તેમનોજ પ્રતાપ છે. પછી હું વધારે મહાન્ યોગી જનોને મળવા સારૂ આબુગિરી ઉપર ગયો. ત્યાં મને ભવાનીગિરી શિખર ઉપર કેટલાક યોગી પુરૂષો મળ્યા. તેમની પાસેથી યોગ વિદ્યાની બાજી કેટલીક તરેહવાર રીતો તથા ક્રિયાઓ શીખ્યો. હરિદ્વાર આગલ કુંભ મેળામાં ઘણા તત્વવેત્તાઓ અને મહંત પુરૂષો મળે છે, ત્યાં હું સંવત ૧૯૧૧ માંગયો હતો. ચંદીના જંગલમાં મેં એકાંત વાસ રાખીને કેટલાક દિવસ સુધી યોગ ક્રિયાઓનો મહાવરો કર્યો હતો. મેળો વેરાયા પછી મેં ઋષિકેશના મકાનમાં કેટલાક શુદ્ધ અને પવિત્ર યોગીઓ તથા સંન્યાસીઓ સાથે યોગ વિદ્યાનો અભ્યાસ અને ક્રિયાઓ કરી હતી. હરિ દ્વારમાંથી નીકળી ને હું શ્રીનગર ગયો હતો, ત્યાંથી ઇંદ્રિપ્રગાગ, ગુપ્ત કાશી, ગૌરીકુંડ તથા ભીમ ગુપ્તની ગુફાઓ જોઇને બદ્રીનાથ ગયો હતો અને ત્યાંથી જોષિમઠ વગેરે ઘણી જગોએ મુસાફરી કરી હતી તથા ઘણાક જ્ઞાનિ પુરૂષોની મુલાકાત લીધી હતી." આટલે સુધી સ્વામીજીએ પોતાને હાથે લખેલી હકીકત જણાવી છે.

**વેદધર્મ પ્રચારવા પ્રયાસ;**—સ્વામીજીએ મુસાફરી કરતા કરતા કાશી ક્ષેત્રમાં આવ્યા. ત્યાં તેમણે વેદ ભાષ્ય, ન્યાય, ષડ્ દર્શન અને શંકરાચાર્યના ગ્રંથોનું અધ્યયન કરી કુશળતા મેળવી હતી. એ સમયે બંગાલામાં બાબુ કેશવચંદ્રસેન નો બ્રાહ્મસમાજ પંથ જોર પર હતો. એ પંથનાં મૂળતત્વો યુરોપિયનોના મતને અનુસરતાં સ્વામીના જોવામાં આવ્યા. વળી ગુજરાત, કાઠિયાવાડની મુસાફરીમાં તેમણે જુદા જુદા લોકો, પંથો, ગુરૂઓ, અને સ્વામીઓ જોયા હતા. ઠેર ઠેર મૂર્ત્તિ પૂજા, અનીતિ, અને અનાચાર તોડી નાખીને ભારત વર્ષના આર્યોમાં એક અનાદિ વેદ ધર્મ સ્થાપિત કરવા તેમની વૃત્તિ દોડી. તેમજ જાતિ ભેદ, બાળલગ્ન, પ્રવાસનો અટકાવ, વગેરે પ્રકારની જે નાહાનિયો આર્યધર્મ વિરૂદ્ધ દેશને દુઃખમાં નાખનારી અને તે એકદમ તજી દેવા યોગ્ય જણાઈ હતી, તે તરફ તેનું ચિત લાગ્યું હતું, તેના હૃદયમાં દેશની દાઝ ઘણી હતી. તેથી શાસ્ત્રોના પ્રમાણ વડેજ સુધર્મ પાછો સ્થાપન કરવા પોતાનું સઘળું આયુષ્ય અર્પણ કર્યું હતું.

સ્વામી સંસ્કૃત, હિંદી, અને ગુજરાતી ભાષા બોલતા હતા. વિદ્વાનો સામે સંસ્કૃતમાં વિવાદ કરતા, અને સાધારણ લોકોની સભામાં હિંદી ભાષામાં ભાષણ કરતા હતા. તેથી સર્વ સમજી શકતા. તેમની ભાષણ કરવાની ખૂબી ઓરજ હતી, તે એવી રીતે નિયમસર દાખલા દલીલો સાથે સર્વ સાંભળે ને સમજે તેમ સ્પષ્ટ ભાષણ કરતા કે શ્રોતાના મન ઉપર સચોટ છાપ પડી રહેતી. તેમની વાણી અસરકારક ને જુસ્સાદાર હતી, ચેહેરો ભવ્ય ને વજનદાર હતો, મોટામોટા વિદ્વાનો તેમના સામે તકરાર કરવાને ઉમંગભેર આવતા, પણ તેમનાં અસરકારક ભાષણો સાંભળી મુંગે મોંઢે પાછા જતા. તેમનું ભાષણ સાંભળવા હજારો લોકો એકઠા થતા, તેમાં કોઈ પણ તેનું ભાષણ તોડવાને સમર્થ નહોતું. ભાષણ કરવામાં કોઇનો પણ ડર રાખતા નહિ. ભાષણ સાંભળવા હજારો લોકો બેઠા હોય તેમાં ગમે તો રાજા, ધનવાન, અમલદાર કે ગમે તો ગવરનર જનરલ હોય તોપણ જાણે સઘળા પોતાના શિષ્યજ બેઠા હોય, તેમ જાણીને ગંભિર ચેહેરે ઉંચા સ્વરથી ને નિડરપણે દ્રઢતાથી વગર અચકવે ને ક્રમ ભંગ કર્યા વગર અચૂકપણે બે ત્રણ કલાક સુધી નિરંતર વક્તૃત્વ ચલાવ્યા કરતા. તેમની ખંડન કળા ઉત્તમ હતી. ગંભિર હાસ્ય રસનું બળ વિશેષ જણાતું હતું, અને આર્યાભિમાન ઉભરાઈ જતુ હતું.

સ્વામી વેદ સંહિતાનું પ્રમાણ કબૂલ કરી તેને ઈશ્વરદત્ત કહેતા. પણ બ્રાહ્મણાદિ બીજા ગ્રંથો ને મનુષ્યકૃત માની તેને માત્ર સાક્ષીભૂતજ કબૂલ રાખતાં હતા. આશ્ચર્ય જેવી વાત એ છે કે, તેઓ વહેમથી બિલકુલ વિરક્ત હતા. ઇંગ્રેજી અભ્યાસ કર્યો નહોતો. પણ બાઈબલ, અને કુરાન, વગેરે પરધર્મનાં પુસ્તકો સાંભળી કે વાંચીને અભ્યાસ કર્યો હતો. એ રીતે તેમણે બોહોળું જ્ઞાન અને અનુભવ મેળવ્યો હતો. તેથી દરેક ધર્મના મત-પંથોનું ખંડન કરવામાં ફતેહ મેળવતા હતા. સાથે શિષ્યો પણ કેટલાક રહેતા હતા.

સ્વામીએ પ્રથમ મૂર્ત્તિપૂજા ઉપર મોટો હુમલો કર્યો. તેથી કેટલાક લોકો સામે થયા હતા. કાશીમાં રાજા જયકૃષ્ણના પ્રમુખપણા નીચે ૮૦૦-૯૦૦ પંડિતોની સભા મેળવી; સ્વામીએ પંડિતો સામા વાદવિવાદ ચલાવીને મૂર્ત્તિ પૂજા વેદમાં નથી એવું સિદ્ધ કરી જય મેળવ્યો. તેથી સ્વામીની કીર્ત્તિ દેશોદેશ પ્રસરી ગઈ. સુધારાવાળાને સ્વામીનો મોટો આશ્રય મળ્યો. સામા પક્ષવાળા વાદવિવાદમાં હાર્યાથી સ્વામીનો નાશ કરવા તત્પર થયા. એકવાર કોઇએ પાનમાં ઝેર દીધું, પણ તરત ઉપાય કરવાથી ઉગર્યા હતા. કાનપુરમાં

ચોરીનું ખોટું તહોમત મૂકી સપડાવવાનો વિચાર કર્યો હતો, પણ કોર્ટમાં નિર્દોષ જણાતાં છૂટી ગયા હતા. વળી અનુપમની પાસે કર્ણ નામે ગામ છે, ત્યાં ચક્રાંતિ રામાનુજના ચેલાએ સ્વામીનો શિરછેદ કરવાનું દુષ્ટ કામ આદર્યું હતું. તે વખતે સ્વામી નગ્નાવસ્થાએ શરીરે સઘળે માટી ચોપડીને યોગીના વેશમાં બેઠા હતા. ત્યાં એક માણસ કનાતનો પડદો ઉંચો કરી તાગી તલવારે અંદર ઘુસવા લાગ્યો, ત્યારે જોગીવેશમાં બેઠેલા સ્વામીનું સ્વરૂપ તેને વિકાળ જણાયું; એટલુંજ નહિ પરંતુ સ્વામીએ તેને એવી મરદાની ભાષામાં બે બોલ કહ્યા કે, તે ત્યાંનો ત્યાં શિથિળ થઈ ગયો, અને છાનોમાનો નાશી ગયો. એ રીતે સ્વામી બધામાં બચ્યા હતા.

સ્વામીને કલકત્તામાં બ્રહ્મોસમાજવાળા પ્રખ્યાત કેશવ ચંદ્રસેન સાથે વેદ અને પુનર્જન્મ સંબંધી કેટલીક વાર સંવાદ થયો હતો. સ્વામી વેદને અનાદિ ઈશ્વરોક્ત માનતા હતા, પણ આ બંને વાતને બ્રહ્મોસમાજ વાળા કબૂલ કરતા નહોતા. બ્રહ્મોસમાજ વાળા સમાજની વર્ષગાંઠને દિવસે ભારે ઠાઠમાઠ ને વરઘોડાનો ઢોંગ કરતા હતા, તે ઉપર તથા તેમનામાં પડેલા મત ભેદ ઉપર સ્વામીએ સખત ટીકા કરી હતી; ત્યાંથી સ્વામી હરિદ્વાર વગેરે ઠેકાણે બોધ કરતા મુંબઈ આવ્યા. ત્યાં પણ મૂર્તિપૂજા વિરૂદ્ધ ભાષણો આપ્યાં. પણ કોઈ તેની સામે ટકી શક્યું નહિ. તેમજ પ્રવાસ, બાળલગ્ન, આચાર્યોનો અનાચાર, જૂદા જૂદા મત-પંથો, આદિ વિષે ભાષણો આપી સર્વને છક્ક કરી નાખ્યા હતા; ત્યાંથી સુરત, ભરૂચ, અમદાવાદ થઈ રાજકોટ આવ્યા હતા; ત્યાં વિદ્વાન મંડળને પોતાના પક્ષમાં લઈ આર્યસમાજ સ્થાપી હતી; ત્યાંથી ઉત્તર હિંદુસ્થાનમાં મુસાફરી કરવા ગયા. આ વખતે તેમણે વેદનું ભાષ્ય કરી, ચોપાનીયાના આકારમાં બહાર પાડવા માંડયું હતું. લખનોર અને કલકત્તા થઈ લાહોર આવ્યા; ત્યાં પણ ઘણાં ભાષણો આપ્યાં સ્વામી મુખ્યત્વે તો મૂર્તિપૂજા વિરૂદ્ધ હતા, તેમજ બાળલગ્નના કટ્ટા વૈરી હતાં. પુનર્જન્મના હિમાયતી અને પુનર્વિવાહની વિરૂદ્ધ હતા.

સ્વામી દેશીઓની સ્થિતિ સાથી બગડી છે, તેના મૂળમાં ક્યા ક્યા સળા લાગેલા છે, તેનો તેણે સારો અભ્યાસ કર્યો હતો. તેથી દેશીઓ શી રીતે સુધરે અને સારા થાય, એ વાત ભાષણમાં વારંવાર લાવતા હતા. જૂદા જૂદા મત-પંથો તૂટીને આખા ભારત વર્ષમાં આદિ અનાદિ એક વેદ ધર્મ પ્રવર્ત્તે એવી તેની ઈચ્છા હતી. કે જેથી ધર્મને બહાને દેશીઓમાં ચાલતો કુસંપ બંધ પડે. બાળલગ્નથી દેશીઓ ઠીંગણા, નબળા, બળહીન અને અક્કલહીન થઈ ગયા છે. તે તથા તેથી ઘણી વિધવાઓ થાય છે. તે બાળલગ્ન બંધ થવાથી અટકે. માટે પોતાના ભાષણમાં બાળલગ્ન ઉપર પણ સખત મારો ચલાવતા.

**બ્રહ્મચર્યનો આગ્રહ;**—સ્વામી લોકોને બ્રહ્મચર્ય પાળવાનો આગ્રહ કરતા. બ્રહ્મચર્યથી શરીરમાં વિર્યનો વધારો થાય છે, બળ વધે છે, શરીર કદાવર, અને મજબુત થાય છે. માટે સ્ત્રીએ-૧૬ વર્ષની અંદર અને પુરૂષે-૨૪ વર્ષની અંદર લગ્ન કરવું નહિ. વધારેમાં વધારે સ્ત્રીએ-૩૦ વર્ષે અને પુરૂષે-૪૮ વર્ષે પરણવું ઉત્તમ ગણેલું છે. પ્રાચીન કાળની ઋષિ મુનિઓની રીતિને પસંદ કરેલી છે. જાતિ બંધનથી પણ દેશીઓને ઘણું સોસવું પડે છે. તેથી તેઓ દેશના ભલામાં એક સંપથી પુરતો ભાગ લઈ શકતા નથી. એ માટે સ્વામીને ઘણું લાગતું. તેથી તે ઉપર ઉતરી પડતા હતા. તેઓ પ્રાચીન કાળની વર્ણવ્યવસ્થાને પસંદ કરતા હતા અને વર્ણાશ્રમનો ધર્મ પાળવા આગ્રહ કરતા હતા. પંચયજ્ઞ, સંસ્કારાદિ કરવાની, વેદાધ્યન કરવાની અને વેદમાં કહેલા-એકેશ્વર-એક ઈશ્વરને માનવાની લલામણ કરતા હતા.

**દેશી રાજ્ય;**—સ્વામીજીની દૃષ્ટિ દેશી રાજ્યોતરફ પડી. દેશી રાજ્યોની વ્યવસ્થા બગડેલી હતી. તેઓ અદેખા, દ્વેષી, આળસુ, અફીણી, કે દારૂડીયા થઈ ગયા હતા. તેમના દરબારમાં નાયિકા કે રાખેલીઓ સત્તા ધારી થઈ પડી છે. રાજાઓ અજ્ઞાન રહી ખટ પટીયા કારભારીઓના તાબામાં માટીના પુતળા જેવા થઈ ગયા છે, પ્રજા પીડાય છે. રાજાઓનો શો ધર્મ છે એ સમજતા નથી; ઈત્યાદિ જોઇને તેમને દેશી રાજાઓ માટે ઘણું લાગતું હતું. તેથી મેવાડમાં આવ્યા. મેવાડના રાણાને બોધ આપી પોતાના પક્ષમાં લીધો. જોધપુરના મહારાજાનું આમંત્રણ આવવાથી ત્યાં ગયા. ત્યાં પોતાના ઉત્તમ જ્ઞાનનો પ્રકાસ પાડયો. તેના તેજથી રાજપુતાનાના રાજ્ય કર્તાઓ જાગૃત થયા અને પોતાની પ્રજા પ્રત્યે પોતાનો શો ધર્મ છે, તે સમજવા લાગ્યા. ઉદેપુર અને જોધપુરના મહારાજાઓ સ્વામીને પોતાના ગુરૂ તરીકેનું માન આપવા લાગ્યા. એ રીતે સ્વામીજી પોતાની શુભ ધારણામાં ફતેહ પામ્યા ખરા, પરંતુ હિંદના કમ નશીબે એ મહા કાર્ય અધુરૂં મૂકીને એજ કામની ખટપટમાં પોતાના પવિત્ર આત્માનો ભોગ થઈ પડયા. એવું કહેવાય છે કે;—રાજપૂતાનામાં જોધપુરના મહારાજાને નાયિકાનો સંગ હતો. એ વાત સ્વામીના જાણવામાં આવ્યાથી તેમણે એક દિવસે પ્રસંગોપાત મહારાજાને એકાંતમાં કહ્યું કે;—" રાજા સાહેબ ! કભ સિંધ ઓર કુતિયોંકા સમાગમ હોતા હૈ ? "

રાજા—મહારાજ ! આપકે પ્રશ્નસે મેરેકો બોત આશ્ચર્ય હોતા હૈ. સિંધ ઓર કુતિયોંકા સમાગમ મૈને કભ નયનોંસે દેખાભી ક્યા, પન શ્રવનોંસે સુના ભી નહિ હૈ !

સ્વામી—નહિ રાજા સાહેબ ! મેં વો આપકે રાજ્યમેં હર હમેશ હોતા સુનતા હું.

રાજા—સ્વામીજી ! મેં આપકી ગૂઢ બાતામેં કુછ સમજતા નહિ હું. ઉસસે કૃપા કરકે મેરેકો સમઝાના ચાહિયે.

સ્વામી—બોલો રાજા સાહેબ ! ઉત્તમક્ષત્રિય વંશમેં ઉત્પન્ન ભયે જો રાજન હૈ સો સિંધ કે સમાન હેકિ નહિ હૈ ?

રાજા—હાં, મહારાજ સત્ય હૈ.

સ્વામી—ઓર જો બેસ્યા સ્ત્રીયોં હૈ વો કુતિ યોંકિ માફક હેકિ નહિ હે?

આ પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાંજ મહારાજા સમજી ગયા કે, સ્વામીજીના કહેવાનો ભાવાર્થ મારા ગણિકા સંગ માટેજ છે. તેથી તેઓ બોલ્યા કે;—મહારાજ ! મૈં મલિનમતિકોં આજ આપને જો પરોક્ષ સદુપદેશ દિયા, ઉસકેલીએ મૈં આપકા જન્મ પર્યંત ઉપકારી—કિંકર હું. આપ કે કહેનેકા ભેદ શુદ્ધ અંતઃકરનસે સમજ કે મૈં ગ્રહન કરતા હું. ” આ પ્રમાણે વાતચિત થયા પછી તેજ દિવસથી એ શ્રદ્ધાળુ મહારાજાએ પેલી ગણિકાનો ત્યાગ કર્યો હતો.

**ઝેરનો પ્રવેસ;**—એ ગણિકાએ જાણ્યું કે મારો પરિત્યાગ કરાવનાર સ્વામીજી છે. ત્યારે તે તેમના ઉપર ઘણીજ ગુસ્સે થઇ, પણ સ્વામીજીને તે શું કરી શકે ? આ વખતે સ્વામીજી તો મહારાજાના પણ મહારાજા હતા. તેમ વળી સંસાર વ્યવહાર સાથે તેમને કંઇપણ સંબંધ ન હતો. ગણિકાએ વિચાર્યું કે જો કોઇપણ રીતે આ બાવાનું કાસળ જાય તો હું મારી એકજ મુલાકાતમાં પાછો રાજાને મેળવી લઉં. એમ વિચાર કરીને તેણે યુક્તિ પ્રયુક્તિઓ કરી, પણ તેમાં પાર પડી નહિ. અંતે તે ગણિકાએ સ્વામીના રસોઇયાને લાંચ આપીને ફોડ્યો. અને તેની મારફત સ્વામીના ભોજનમાં નંખાવ્યું. એ ભોજન જ્યારે સ્વામીજીની સમક્ષ આવ્યું અને થોડું જમ્યા, તેવાજ તેઓ સમજી ગયા કે, ભોજનમાં ઝેર છે. તેનું કારણ અને વિધિ પણ અનુમાનથી બરાબર તેઓ સમજી શક્યા. તે છતાં ‘ ઇશ્વરની ઇચ્છા એવી હશે. ’ એમ સમજીને તેમણે પાસે ઉભેલા ઘાતક રસોયાને એક પણ ક્રોધનો શબ્દ કહ્યો નહિ. અહા ! કેવી ઉત્તમ અને અલૌકિક ક્ષમા ? તરતજ સ્વામીજીએ મહારાજા અને પોતાના જે શિષ્યો ત્યાં હાજર હતા, તેમની પાસે બીજું કાંઇપણ જણાવ્યા વગર નીચે પ્રમાણે બોલ્યા કે;—

**છેલ્લાં વચનો:**—“ મારી ઇચ્છા હજુ દશ વર્ષ વધારે દુનિયામાં

રહેવાની હતી, અને ધારણા હતી કે, હું બીજા કેટલાક શિષ્યો મેળવીને-"પૃથ્વી વેદ મય કરીશ." પણ હવે મારે થોડા કલાક પછી આ નાશ વંત દેહ અને દુનિઆ ને છોડી પવિત્ર પિતાની સેવામાં હાજર થવાનું છે. મારી ઇચ્છા પ્રમાણે હું દુનિયામાં વિશેષ કાળ રહી શકયો નહિ. તેથી મને દિલગીરી થતી હશે. એમ તમે ધાર શોમાં; કેમકે મારે હજુ જીવવું હોયતો તે મનુષ્ય શક્તિની બહાર નથી. પણ આ દુનિયારૂપ નાટકશાળામાં હું મારો વેશ ભજવી રહ્યો છું. હું મારા કર્ત્તવ્યથી વિમુખ થયો નથી. તેથી મે મારી તરફ પરમકૃપાળુ પરમેશ્વર કે જે વેદ અને જગતના કર્ત્તા છે, તેમની પ્રતરાજી ખેંચી લીધી નથી. તોપણ મારે જે વિશેષ કરવાની ઇચ્છા હતી, તેમાં તે પરમ દયાળુ પરમેશ્વર સંમતી આપતા નથી. માટે હું તમારી પાસેથી રજા લઉં છું. માયાળુ રાજા સાહેબ! અને મારા આજ્ઞા કારી શિષ્યો! તમે દિલગીર થશો નહિ. જે પવિત્ર સ્થળમાં અસત્ય, અનાચાર, અધર્મ, અમંગળ, અવ્યવસ્થા, અન્યાય અનીતિ, અસ્થિરતા અને નાશ, યા ફેરફાર થવો એમાંનું કંઇજ નથી. એવા તેજોમય પવિત્ર સ્થાનમાં હર હમેશને માટે રહેવા અને કૃપાળુ પરમેશ્વરની સેવામાં હાજર થવાંને હું જાઉં છું. તેમાં શી દીલગીરી છે? મારા વ્હાલા શિષ્યો! હું તમને તેમજ તમારા ધર્મ બંધુઓને આ છેલ્લામાં છેલ્લી અને પવિત્ર આજ્ઞા ઇશ્વિર ઇચ્છાથી કરૂં છું કે, તમે પૃથ્વીમાં ઘુમો, સ્થળે સ્થળે પવિત્ર વેદની સ્થાપના કરી તેના કર્ત્તાની ઓળખાણ આપો, અને મનુષ્યના જીવનનો ઉદ્ધાર કરો."

**દેહત્યાગ;**—આ પ્રમાણે એ મહાત્મા પુરૂષે પોતાના જીવનમાં છેલ્લું ઉપદેશક ભાષણ કર્યાં, પછી વિશેષ પ્રશ્નોત્તર કરવાની તેમની ઇચ્છા નહોતી. તેથી તેઓ તુરત ત્યાંથી નીકળીને **અજમેર** ગયા. ત્યાં તા. ૩૦ મી અકટોંબર સને ૧૮૮૩-સંવત ૧૯૩૯ ના આસો વદી અમાસને મંગળવારે-એટલે દીવાળીના શુભ દિવસે સાંજના દીપ પ્રગટ થવાને સમયે તેમનો પવિત્ર આત્મા આ લોક છોડીને પરમ ધામમાં ચાલ્યો ગયો. એ રીતે આ ભારત ભૂષણ વેદ વિદ્યા પારાંગત અને સંરક્ષક, સુધારણાનો સ્થાપક અને અર્વાચીન કાળનો આપણો એક મોટો દેશ દીપક અકસ્માત્ અલોપ થઇ ગયો! સ્વામીજીનું વય મરણ સમયે ૫૮ વર્ષનું હતું. તેમનું શરીર અખંડ બ્રહ્મચર્ય બળથી નિરોગી, સુદ્રઢ અને મહા જુસ્સાદાર હતું. તેમણે મરણ સમયે છેલ્લા શ્વાસે-'**ઇશ્વરી ઇચ્છા બળવત્તી રહો**' એવું કહ્યું હતું. સ્વામીજીએ હિંદનાં રાજ્યોને સુધારવા પ્રયત્ન કર્યો હતો, પણ હિંદના કમનસીબે આ મહાપુરૂષ એ કાર્ય અધુરૂં મૂકીને હિંદની પ્રજાને શોક સાગરમાં ડૂબાવી સ્વધામમાં ગયા.

**મહત્તકાર્યો;**—સ્વામીજીને દેશોન્નતિ કરવાની દાઝ ઘણી હતી. તેથી પોતાના ભાષણમાં નીતિ, વિદ્યા, વેપાર, હુન્નરકળા, સ્ત્રી કેળવણી, વગેરેને ભૂલતા નહિ. તેઓ દેશોન્નતિના કાર્યમાંજ નિશદિન મંડયા રહેતા હતા. સ્વામીજીએ જ્યાં જ્યાં ભાષણો કર્યાં હતાં; ત્યાં ત્યાં **આર્યસમાજ** સ્થાપિ છે. એવી આર્યસમાજો આજે આશરે (૧૦૦૦) એકહજાર ઉપર હશે. ઠેઠ **લંડનમાં** પણ એક શાખા સ્થાપેલી કહેવાય છે. તેમણે જુદે જુદે સ્થળે ભાષણો આપ્યાં હતાં. તેમણે **ઋગવેદનું** અરધ અને **યજુર્વેદનું** સંપૂર્ણ ભાષ્ય કર્યું છે. તે સિવાય—**સત્યાર્થપ્રકાસ, સંસ્કારપદ્ધતિ,** અને **આર્યાભિવિનય,** વગેરે ૨૦ ગ્રંથો કરેલા છે. સ્વામીજીએ પોતાની જીંદગીમાં ૩૨૦૦ ઉપર સંસ્કૃત પુસ્તકો વાંચ્યા હતા. ૧૮૦૦ પ્રાકૃત ગ્રંથોનું અવલોકન કર્યું હતું. તેઓ ગુરૂનું નામ ધારણ કરવાને ઇચ્છિતા નહોતા; તોપણ આજે તેમના ચેલાઓ ૧૦૦૦ ઉપર છે. તેમના મતને માનનારાઓ લાખો છે. એ કાંઈ તેમની ઓછી મહત્તા નથી!!!

સ્વામીની આખા દેશમાં **ઐક્ય** કરવાની ઇચ્છા, એમના અકાળે મરણથી અપૂર્ણ રહી ગઈ એ મોટો ખેદ છે. હાલ તેમના જેવો બીજો **નરરત્ન** પેદા થવો દુર્લભ છે. તેઓ સામાનું મત તોડવામાં અને પોતાનું મત સમજાવવામાં એક્કા હતા. તેઓ સામાના મતનું એવી સરસ યુક્તિ પ્રયુક્તિથી ખંડન કરતા કે તેનું મોંજ બંધ થઈ જતું, કે તે ફરી બોલવાની હિંમતજ કરે નહિ. પ્રશ્નનું નિરાકરણ પણ ઘણી ચપળતા, યુક્તિ, અને તાત્કાલિક તિવ્ર બુદ્ધિથી કરતા કે, સામાને પરમ સંતોપ થતો હતો. એવા એ પ્રબળ બુદ્ધિના હતા.

સ્વામીના આવા સામર્થ્યથી જે ઇંગ્રેજી ભણેલાઓની **વેદ** ઉપરથી આસ્તા ઉઠી ગઈ હતી; તેઓ વેદને માનતા અને સ્વધર્મને પાળતા થયા. પરધર્મિ પાદરીઓનો દોર તૂટી ગયો. ગૌ વૃષભની ઘાત થતી અટકાવવા તત્પર કર્યા, સ્વદેશાભિમાનનું શૂર ઉત્પન્ન કર્યું. પ્રાચીન કાળનું જે શ્રેષ્ઠ એ સર્વ સમજવા લાગ્યા. સર્વમાં મદ્ય. માંસથી વિરક્ત થવાની જાગૃતિ આવી. સર્વ નીતિપર પ્રીતિ રાખતા શીખ્યા; પુનર્જન્મ, યજ્ઞકર્મ વર્ણાશ્રમના ધર્મ ઇત્યાદિને સમજતા થયા.

**સિદ્ધાંત;**—આર્યસમાજ બોધ કરે છે કેઃ—**આર્યાભિમાન** એજ **બીજ, વેદ** ઉપર આસ્તાએ **શક્તિ,** તેણે કરી લોકોનું **ઐક્ય** કરી પૂર્વનાં આર્યની મહાલક્ષ્મી પ્રાપ્ત કરવી એજ **શ્રેષ્ઠત્વ;** ઇત્યાદિ. સિદ્ધાંત તેમનો બહુજ ઉત્તમ અને ઉન્નતિકારક છે. ધન્ય છે આવા આર્યાભિમાની ધર્મવીર મહા પુરૂષને ! કે જેને ધર્મ અને પર હિતાર્થેજ પોતાનો પ્રાણ આપી જગતમાં સુદૃષ્ટાંતરૂપ અમરકીર્તિ રાખી ગયા છે. એવા મહાપુરૂષો આ દેશમાં પુનઃ પ્રગટ થાઓ?!!

---

# લીંગાયત મતપ્રવર્તક.

# બસવ.

---



આ પ્રસિદ્ધ પુરૂષ આરાધ્ય જાતનો તેલંગી બ્રાહ્મણ હતો. એના પિતાનું નામ **મહાદેવભટ્ટ** અને માતાનું નામ **મદલંબીકા** હતું. એ વિજાપુરની પુર્વ તરફ મુદેવિહાલ તાલુકાગાં **આગેવાડી** ગામમાં રહેતો હતો, બસવને **પદ્માવતી** અને **નાગબલીકા** નામે બેનો હતી, પદ્માવતીને જૈનધર્મી **બીજલરાજા** સાથે અને નાગલંબીકાને એક બ્રાહ્મણ સાથે પરણાવી હતી. પદ્માવતીને બ્રાહ્મણની પુત્રી છતાં રાજા સાથે શું કારણથી પરણાવી હશે ? તેના જવાબમાં તેણે જાતિ ભેદ તોડયો હતો. મહાદેવભટ્ટને પ્રથમ કાંઈ પણ સંતતી નહોતી. માટે તેણે પોતાના કુળસ્વામી **નંદીનાથ**ની ઘણી સેવા કરી, ત્યારે તેની કૃપાથી મદલંબીકાને ગર્ભ રહ્યો, પણ એ ગર્ભ તેના પેટમાં ત્રણ વર્ષ સુધી રહ્યો. તેથી તેને ઘણી વેદના થવા લાગી, માટે તેને પોતાના ગર્ભનો છુટકો થવા નંદીનાથની પ્રાર્થના કરી. ત્યારે તેણે સ્વપ્નામાં આવી જણાવ્યું કે; આ ભૂલોકમાં **વીરશૈવધર્મ**ની સ્થાપના કરવા સારૂં હું પોતે તારા પેટે અવતરીશ. માટે મારો જન્મ થતાં મારૂં નામ બસવ* પાડવું. આ સ્વપ્ન થયા પછી ગળામાં લીંગ ધારણ કરેલા પુત્રનો જન્મ થયો. તેનું નામ **બસવ** પાડયું. એનો જન્મ શાલીવાહનના ૧૧ અગીઆરમા શકમાં થયો. બસવને તે પછી એ બેનો અવતરી હતી. બસવની બુદ્ધિ તીક્ષણ હતી. થોડા વખતમાં પોતાની જાતના આરાધ્ય બ્રાહ્મણના ધર્મશાસ્ત્રમાં સારો નિપુણ થયો. પછી મહાદેવભટ્ટ પોતાનું ગુજરાન પોતાના ગામમાં નહિ ચાલી શકવાથી સર્વ કુટુંબ સાથે **કલ્યાણમાં** આવી રહ્યો. આ કલ્યાણ ગામ **કલબુર્ગા** નજીક આવેલું છે. જે વખતે મહાદેવભટ્ટ ત્યાં રહેવા આવ્યા, તે વખતે ત્યાં બીજલરાજા રાજ કરતો હતો, એ જૈનધર્મી હતો. બસવને આઠમું વર્ષ બેઠું, ત્યારે તેના પિતાએ તેને જનોઈ આપવાની તેયારી કરી, તે પ્રસંગે પોતાની જ્ઞાતિના સર્વ બ્રાહ્મણો અને રાજના અધિકારી મંડળને આમંત્રણ કરી સભા કરી. એ વખતે સર્વની સમક્ષ બસવે ઉભા થઇ કહ્યું કે;—" હું જનોઈ લઇશ નહિ, મારે બ્રાહ્મણાદિ વર્ણની જરૂર નથી, હું **શિવ** ભક્ત છું, જ્ઞાતિ રૂપી જે વૃક્ષ છે તેનાં મૂળ શોખે

---

* તેલંગી તથા કાનડી ભાષામાં નંદીને બસવ કહે છે.

ઉખેડી નાખવા હું જન્મેલો છું.” આવાં તેનાં વચન સાંભળીને સર્વ ઘણા આશ્ચર્ય પામ્યા. સૌને એવો નિશ્ચય થયો કે એ કોઈ અવતારી પુરૂષ છે. એ વખતેજ બીજલ રાજાના કારભારીએ તેની હુશિઆરી અને બુદ્ધિ આદિ જોઈને પોતાની કન્યા ગંગાદેવીનું સમપણ એ સાથે કર્યું અને થોડા કાળ પછી એનો વિવાહ કર્યો. એ પછી બીજલરાજા સાથે પદમાંવતીને પરણાવી હતી એવું જણાય છે.

બસવ યોગ્ય વયે આવતાં ઘણો હુશિયાર, અને ડાહ્યો જણાયો હતો. અને કારભારી બળદેવ તેનો સસરો થયો હતો, એ કારણથી તેને રાજ્યમાં સારા દરજ્જાની જગો મળી હતી. બસવે પોતાના અધિકારનું કામ ઘણા પ્રયત્નથી કર્યું. એટલામાં એનો સસરો બળદેવ મરણ પામ્યો. રાજાએ બસવને કારભારીની, સેનાપતિની અને જામદારખાનાની એમ ત્રણ જગ્યોનો અધિકાર સોંપ્યો. બસવ પ્રધાન થયા પછી બીજલ રાજાએ એક બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું. એ બીજી સ્ત્રી સાથે રંગભોગ-વિલાસ ભોગવવામાંજ રાજા દિવસ ગુજારવા લાગ્યો,રાજનાં સઘળાં કામનો ભરૂસો બસવ ઉપર મૂકી દીધો. આ લાગ જોઈબસવને જે જે કાર્ય કરવાનાં હતાં તેનો આરંભ કર્યો. પ્રથમ રાજ્યમાંજુના અમલદારો હતા, તેમાં જે પોતાને પ્રતિકૂળ હતા તેમને રજા આપી, તે જગ્યોએ પોતાના પક્ષના માણસોને રાખ્યા. મોટા મોટા ગરાશીઆ તથા ઇનામદારોને તેમનીજમીન જપ્ત કરવાની બીક બતાવી. તેથી તે લોકો બીકને લીધે બસવના પક્ષમાં મળી ગયા. એ રીતે રાજ્યના તમામને પોતાના પક્ષમાં લીધા, કોઈ પણ તેની બીકને લીધે વિરૂદ્ધ પક્ષમાં નહોતું. પછી બસવે પોતાનો ધારેલો નવો ધર્મ સ્થાપવાનો પ્રયત્ન કર્યો.

બસવે નવો ધર્મ કાઢ્યો, તેમાં જાતિભેદ મુદલ પાળવો નહિ, શિવ તથા તેનું વાહન નંદી એ બેનેજ ભજવું. એ સિવાય કોઇને ભજવુંજ નહિ એવો નિયમ ઠરાવ્યો. આરાધ્ય બ્રાહ્મણોમાં દંડને શીવલીંગ બાંધવાનો રીવાજ હતો, તે કાઢી નાખી ગળામાં શીવલીંગ બાંધવાની રીત કાઢી. એ સિવાય માંસ ન ખાવું. કોઈ વસ્તુ ઈશ્વરને અર્પણ કર્યા વિના ન ખવાય એવો બ્રાહ્મણોનો રિવાજ હતો તે જેમનો તેમ રાખ્યો. બસવ નંદીનો અવતાર છે એમ પોતે કહેતો. આ ધર્મ બ્રાહ્મણથી તે ઢેઢ સુધી તમામ જાતને પાળવાની છુટી હતી. સર્વની યોગ્યતા સમાન રાખવી એવો ઠરાવ કર્યો. આ ધર્મ કર્ણાટકમાં તરત પ્રસર્યો, તેનાં કારણ આ પ્રમાણે છે;—

(૧) આ ધર્મ આરાધ્ય બ્રાહ્મણના ધર્મમાં થોડો ફેરફાર કરીને રચેલો હતો.

(૨) બસવના હાથમાં રાજ્યની કુલ સત્તા હતી. તેથી જબર જસ્ત હતો.

(૩) જાતિભેદ નહિ હોવાથી ઢેઢને પણ બ્રાહ્મણની પગંતમાં ખુશીથી બેસી જમવાની છુટ થઈ. તેથી નીચ જાત તે ધર્મમાં ઘણી ભરાણી.

(૪) રાજાનો ખજાનો બસવના હાથમાં હતો. તેમાંથી જોઇએ તેટલો પૈસો એ માટે ખર્ચ કરતો, પોતાના ધર્મમાં જે લોકો આવે, તેને પૈસાનો આશ્રય આપતો, ખાવા પીવાથી ચેન કરાવતો. તેથી ચોર, વ્યભિચારી, દુર્વ્યસની આદિ કુછદીષ્ટ લોકોએ ધર્મ સ્વીકાર્યો.

( ૫ ) બ્રાહ્મણ તથા જૈન લોકોમાં ધર્મ સંબંધી ટંટો ચાલતો હતો. તેથી ખરા બ્રાહ્મણોને બસવ તરફ લક્ષ દેવાનો અવકાશ મળ્યો નહિ. નહિ તો ખરા બ્રાહ્મણો એનો મત તોડવાને પ્રયત્ન કરત અને તેથી એ પ્રચાર પામી શકત નહિ. બીજલ રાજાની કચેરીના અધિકારીઓ બસવની ચાડી વારંવાર કરતા હતા, પણ રાજાએ એ તરફ જરા પણ લક્ષ આપ્યું નહિ. તેથી બસવનો અધિકાર અને વજનદારી પ્રતિદિન વધતી ચાલી અને તેથી બસવના અનુચારી લોકોની સંખ્યા વધારે થતી ચાલી; કેમકે બસવના ધર્મમાં રોજ મિષ્ઠાન્નની ધુમ મચી રહેતી. તેથી લાલચુ લોકો તે ધર્મને અનુસરવા લાગ્યા હતા.

કલ્યાણ શેહેરના ૧૨ બાર હજાર લોકો લીંગાતધર્મના થઈ ગયા હતા. તેમાં **ઓમ્ભીદેવ** નામે એક લીંગાયત જબરો અને હુશિઆર ચોર હતો, તેપર બસવની ઘણી કૃપા હતી. આ ચોરની વાત બસવ પુરાણમાં લખેલી છે. એ રીતે ઘણાં વર્ષ ગયા પછી બીજલ રાજાને બસવનાં કૃત્ય ઠીક લાગ્યાં નહિ. તેથી તેણે બસવને કેદ કરવાનો વિચાર કર્યો. આ વાત બસવને કાને પડી, તેથી એ કલ્યાયણનગરી છોડી તત્કાળ નાશી ગયો. રાજાએ તેનો પીછો લીધો. એ વખતે બાર હજાર લીંગાયતો બસવને આવી મળ્યા. તેથી બસવે રાજા સાથે યુદ્ધ કર્યું, તેમાં રાજા હાર પામી બસવને શરણે થયો. પછી રાજા તથા બસવ એકત્ર થઈ કલ્યાણ શેહેરમાં આવ્યા અને પ્રથમ માફક બસવ કારભાર ચલાવવા લાગ્યો, પણ તેની વૃત્તિ શુદ્ધ નહોતી. તેણે રાજાને મારી નાખવાનો પ્રપંચ આદર્યો હતો. એનો મુખ્ય હેતુ એ હતો કે;—રાજાને મારવાથી તેનો પુત્ર **વીરવિજલ** નાનો છે, તે મોટો થાય ત્યાં સુધી મન ધાર્યું કરવામાં અડચણ પડવાની નથી. એમ ધારી હેતુ સાધવામાં પડયો હતો. એક વખતે બીજલ રાજા કોલાપુરના મહામંડલેશ્વરે કરેલું બંડ શાન્ત કરીને કલ્યાણ આવતો હતો. માર્ગમાં ભીમા નદીને કાંઠે બસવે ખોરાકમાં ઝેર દીધું. તેથી રાજા ત્યાંજ મરણ પામ્યો. પણ આ

વિષે બસવ પુરાણમાં લખેલું છે કે; રાજાનો ઘાત બસવે જગદેવ, બોમ્મી-દેવ, અને માલેય આ ત્રણે લીંગાતને હાથે કરાવ્યો હતો. જગદેવ વગેરે એ ત્રણે આસામી બસવના મસાલચી હતા, તેઓએ મસાલમાં હથિયારો છુપાવી રાખીને રાજાનો વધ દરબારમાં કર્યો હતો. શાલીવાહન શક ૧૦૭૬-૭૭ માં બીજલ રાજા મરણ પામ્યો. તેને શીલા લેખનું પણ પ્રમાણ મળે છે.

બસવે બીજલ રાજાને મરાવ્યો, તેથી તેને એવી બીક લાગી કે, રખેને બીજલરાજાનો પુત્ર વીરવિજલ પોતાના બાપનું વેર લે. માટે અહીં રહેવું વાજબી નથી, એમ ધારી અહીંથી નાશીને મલબાર કિનારે **વીરા-સમુર** નામે નાના શેહેરમાં જઇને રહ્યો. થોડો વખત થતાં એના મનમાં ધાર્યા મુજબજ વીરવિજલ પાછળ આવ્યો. આવી શેહેરને ઘેરો ઘાલ્યો. હવે બસવને વિચાર થયો કે બચાવ શી રીતે કરવો ? કોઈ પણ ઉપાય સુઝયો નહિ, એટએ એક વાવમાં ડૂબી મુવો. આ વાત વીરવિજલને જાણ-વામાં આવતાં, તેણે શેહેરમાં જઇને તેના મુડદાને કાઢી ગઢ બહાર ફેંકી દીધું. તે રોજથી એ શેહેરનું નામ **ઉળવી** પડ્યું. આ ગામને લીંગાયત લોકો માને છે અને સંઘ ક્હાડી યાત્રાએ જાય છે. આ રીતે બસવના મર-ણની હકીકત જૈન ગ્રંથમાં લખેલી છે. લીંગાયત લોકો કહે છે કેઃ—મલ-પ્રભાનદી અને કૃષ્ણનદી એ બંનેના સંગમમાં **સંગમેશ્વર** નામે શિવલીંગ છે, તેમાં બસવ પેસી અદૃશ્ય થયો. તે દિવસથી લીંગના મસ્તક ઉપર ઉંડા ખાડાની નિશાની છે એવું પ્રમાણ બતાવે છે, પરંતુ ઉલવીમાં મરણ પામ્યાની જૈન લોકોએ લખેલી હકીકત સંભવતી લાગે છે.

લીંગાયત ધર્મ બસવના વખતથી કર્ણાટમાં ચાલુ થયો. તે અદ્યાપિ સુધી ચાલે છે. હાલ કર્ણાટકના દક્ષિણ ભાગમાં જ્યાં લોકો કાનડી ભાષા બોલે છે, ત્યા આ ધર્મના લોકો છે. તેમજ કાનડા જીલ્લામાં, નિજામના રાજના ઘણા ભાગમાં અને સુડા, મેહીસુર, બલારી વગેરે પ્રાંતમાં લીંગા-યતની ઘણી સંખ્યા છે. પરંતુ આ ધર્મની યોગ્યતા બ્રાહ્મણના ધર્મના જેવી મુદલ નથી; કારણ બ્રાહ્મણનો વૈદકધર્મ હિમાલયથી દક્ષિણ સમુદ્ર સુધી અને પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધી આખા હિંદુસ્તાનમાં ભરપૂર છે, તેમ આ ધર્મ નથી; આ ધર્મ વૈદકધર્મનો પેટા પંથ છે. લીંગાયત લોકો દક્ષિણ સિવાય બીજા ભાગોમાં દેખાતા નથી.

**રીતભાત**—હાલ બંગાલામાં જે નવો **બ્રહ્મધર્મ** (બ્રહ્મોસમાજ) નીક-ળેલો છે,તેના જેવોજ આ લીંગાયત ધર્મ છે,એમ કહેવામાં કંઈ પણ અડચણ નથી. જાતિભેદ નહિ પાળવો એ મત બંને ધર્મનો સરખો છે, તેમજ રજસ્વલાની આભડછેટ, સુતક, મરણના શૌચની આભડછેટ એ બંને ધર્મમાં

ન પાળવાનો સરખો મત છે. હાલ લીંગાયત લોકોમાં સંસ્કૃત ભણવાની ઘણી ઉત્કંઠા વધેલી છે. તેથી લીંગાયતમાં આજે સંસ્કૃત વિદ્વાનો ઘણા જોવામાં આવે છે. માત્ર ભક્તિ સંબંધમાં દ્વેષથી મધ્વસંપ્રદાયવાળા લીંગાયતને અડવાથી નહાય છે અને લીંગાયતો મધ્વસંપ્રદાયવાળાને અડવાથી આભડછેટ માની નહાય છે એવી રીત કર્ણાટકમા છે. લીંગાયતની સ્ત્રીઓ રજસ્વલાની આભટછેટ બિલકુલ માનતી નથી. એ વિષે તેઓનો એવો મત છે કેઃ—" ભુસી રાખને થઇ પાક " ભસ્મ લગાડવાથી પોતને પાક થઈ સમજે છે. લીંગાયત ધર્મની સ્ત્રીઓ નિત્ય લીંગાયતના પગ ધોઈ તીર્થ લીધા વિના અન્ન લેતી નથી.

**સિદ્ધાંત**–લીંગાયતોને **શ્રીમાન્ શંકરાચાર્યનો** શુદ્ધાદ્વૈતમત ઘણું કરી માન્ય છે. લીંગાયત ધર્મના લોકો **શિવલીંગને** પૂજે છે, અને સર્વદા શરીર ઉપર પણ લીંગધારણ કરે છે, ઘણું કરી તો કંઠે લટકાવે છે, તે કારણથી એ બધા લીંગાયતો કહેવાય છે. તેને **જંગમ સંપ્રદાય** પણ કહે છે. તે સંપ્રદાય શિવમાર્ગને અનુસરીને નીકળ્યો છે. તેમને દક્ષિણમાં **વીરશૈવ** કહે છે. તે બધા **બસવપુરાણને** માને છે. એ પુરાણ શાલી વાહનના ૧૧ મા શતકમાં રચ્યું એમ મનાય છે. એમાં ત્યાગી અને ગૃહસ્થ બંને હોય છે. વિરક્ત શૈવો તો ઘણા હોય છે. પણ ગૃહસ્થોએ ઘણા છે. ગૃહસ્થો લીંગપૂજા, ભસ્મ, રૂદ્રાક્ષ, અને ત્રિપુંડ ધારણ કરે છે. આ લીંગાયત ધર્મ પ્રવર્તક બસવને જન્મ્યાને આજે આશરે ૮૦૦ આઠસો વર્ષ થવા આવ્યાં એવું સિદ્ધ થાય છે.



# પ્રણામીપંથ પ્રવર્ત્તક.

## શ્રી દેવચંદજી

તથા

## શ્રી પ્રાણનાથજી.



શ્રીમાન મહાત્મા **દેવચંદજી** અને **પ્રાણનાથજી** એ બંને **પ્રણામી પંથના** પ્રવર્ત્તક ગણાય છે. પ્રણામીપંથને-**ખીજડાપંથ**-પણ કહે છે. મહાત્મા **શ્રી દેવચંદજી** જ્ઞાતે કાયસ્થ હતા. તેમનો જન્મ મારવાડમાં **ઉમરકોટ**માં સંવત ૧૬૩૮ માં થયો. તેમના પિતાનું નામ **મનુ** મહેતો અને માતાનું નામ **કુંવરબાઈ** હતું.તેમના ઘરના વાડામાં **બાળમુકુંદજી**ની મૂર્ત્તિ હતી. તેમની નિત્યસેવા ભક્તિ કરતા હતા.

દેવચંદજી મહારાજ બાળપણથીજ પ્રબળ બુદ્ધિના, સાત્વિકવૃત્તિના, દયાળુ, હિંમતવાન, અને ઉત્સાહી હતા. તેઓએ પિતા માતાના આશ્રયે રહી વિદ્યાભ્યાસ કર્યો હતો. વર્ષ ૧૦ ની ઉમર થયા પછી દેવસેવામાં પ્રીતિ રાખવા લાગ્યા હતા. એ દિવસ ગામ બહાર એક-શ્યામ પિંગળનું દેવળ હતું. ત્યાં પૂજા કરવાને ગયા હતા, એ વખતે તેમને એવો વિચાર આવ્યો કે;-"હું કોણ છું? હું ક્યાંથી આવ્યો? અને ક્યાં જવાનો છું? આ દેખાતું જગત્ શું છે? પરમાત્મા પરિબ્રહ્મ ક્યાં છે? કેના સ્થાનમાં વસે છે? તેમને શી રીતે પામી શકાય? ઈત્યાદિ વિચાર આવતાં, ને સર્વના શોધ કરવા લાગ્યા. એ વિચારમાં ને વિચારમાં પરદેશ ચાલી નીકળ્યા. સાથે કોઈ નહોતું. માર્ગમાં એક મહા પુરૂષનો મેળાપ થયો. તેમણે તેમને પરમાત્માના સ્વરૂપનો બોધ કર્યો. ત્યાંથી આગળ ચાલતાં, માર્ગમાં ઉમરકોટના રાજાની જાન લઈ **લાલદાસ** નામે વજીર કચ્છમાં જતો હતો, તેનો મેળાપ થયો, તેઓ તેમને પોતાની સાથે કચ્છમાં તેડી ગયા; ત્યા પરમાત્મા સંબંધી ચિંતવન કરવા લાગ્યા. ત્યાં જે જે મત-પંથો ચાલતા હતા, તે સર્વે જોયા; પરંતુ તેમાંથી તેમના મનનું સમાધાન થયું નહિ. તેથી ત્યાંથી ચાલી નીકળ્યા. સંન્યાસી વેશ ધારણ કરી, અનેક શાસ્ત્રોનું અવલોકન કર્યું, પણ તેમાંથી પરમાત્મા સંબંધી નિશ્ચય થયો નહિ.

મહાત્મા દેવચંદજી ભૂજમાં આવી **હરદાસજી**ને ત્યાં ઉતર્યા. તેમનો પ્રેમ અને સેવા જોઈ આનંદ થયા. ત્યાં કાંઇક પરમાત્માંના સ્વરૂપની પ્રાપ્તિની આશા બંધાણી. તેને ત્યાં જપ, તપ, કરવા લાગ્યા. **હરદાસજી** બાળ મુકુંદજીનો પરમભક્ત હતો, તેમણે બાળમુકુંદજીનાં દર્શન કરાવ્યાં. હરદાસના કેટલાક શિષ્યોએ દેવચંદજી મહારાજને કહ્યું કે;–તમો અમને પરમાત્માનો નિશ્ચય કરાવો, પણ તેમને તે સ્વરૂપનો નિશ્ચય થયો નહોતો. તેથી કાઠિયાવાડ ઇલાકામાં દરિયા કિનારા નજીક આવેલા–**નૌત્તમપૂરી–નવાનગર,** જેને **જામનગર** પણ કહે છે ત્યાં આવ્યા. ત્યાં **શ્યામસુંદર**ના મંદિરમાં **કાનજીભટ્ટ** નામે બ્રાહ્મણ નિત્ય ભાગવતની કથા કરતા હતા. ત્યાં દેવચંદજી મહારાજ નિત્ય કથા સાંભળવા જતા હતા. આ વખતે તેમની ઉમર ૪૦ વર્ષની થઈ હતી; તોપણ જપ, તપ, અને ધ્યાન કરવા કદી ચૂકતા નહિ. તેમનું ચિત્ત નિરંતર પરમાત્મામાંજ લાગી રહ્યું હતું. કહે છે કે;–એક દિવસે તેમને શ્યામસુંદરના મંદિરમાં સાક્ષાત્ **શ્રીકૃષ્ણ**નાં દર્શન થયાં હતાં. તે પછીથી તેઓ નિરંતર ધર્મોપદેશ કરવામાં કાળ ગુજારવા લાગ્યા. જામનગરમાં **ગાંગજીભાઇ** કરીને શેઠ હતા. તેઓ તેમના પ્રથમ શિષ્ય થયા, અને તે પછી પ્રતિદિન ઘણા શિષ્યો વધવા લાગ્યા હતા.

**શ્રી પ્રાણનાથજી નૌત્તમપુરી–જામનગર**ના રહીશ હતા. તેમના પિતાનું નામ **કેશવજી ઠકર** હતું, અને માતાનું નામ **ધનબાઈ** હતું. કેશવજી ઠકર જાતે લુવાણા હતા. તેઓ તે વખતે જામનગરના રાજાના દીવાન હતા. તેમની પત્ની ધનબાઈ પવિત્ર મનની અને દયાળુ હતી. તેમને પેટે સંવત ૧૬૭૫ માં શ્રી પ્રાણનાથજીનો જન્મ થયો. તેમની ઉમર ૧૨ વર્ષની થતાં, તેમને શ્રી દેવચંદજી મહારાજનો મેળાપ થયો. શ્રી પ્રાણનાથજીના ઉત્તમ ગુણો જોઇને તેમને મહાત્મા દેવચંદજીએ તારતમ્ય જ્ઞાનનો ઉપદેશ કર્યો. તેથી તેના અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થયો; ત્યારથી પ્રાણનાથજી નાનાં પ્રકારનાં દેહ કષ્ટો વેઠી જ્ઞાનમાં વૃદ્ધિ કરવા લાગ્યા. તેઓશ્રી દેવચંદજીના આજ્ઞાથી અરબસ્તાનમાં ગયા; ત્યાં ગાંગજી શેઠનો ભાઈ ખેતો વેપાર અર્થે રહેતો હતો, તેને ઉપદેશ કર્યો: પણ તેને કંઈ અસર થઈ નહિ. થોડા દિવસ ત્યાં રહી પાછા જામનગર આવ્યા. ત્યાંથી સુમારે સંવત ૧૭૧૦ માં **ધ્રોલ–ધવલપુર**માં આવ્યા. એ વખતે ધ્રોલમાં **કલોજી ઠાકોર** રાજા રાજ્ય કરતો હતો. તેના એ કારભારી થયા. ઉત્તમ પ્રકારે કારભાર ચલાવી પ્રજાની પ્રીતિ મેળવી હતી. સંવત ૧૭૧૨ માં શ્રી દેવચંદજી માહારાજે તેમને જામનગરમાં બોલાવી ધર્મોપદેશ આપવાની આજ્ઞા કરી. તેથી તેઓ

નિરંતર ધર્મોપદેશજ કરવા લાગ્યા. તેવામાંજ એટલે સંવત ૧૭૧૨ માં શ્રી દેવચંદજી મહારાજ પરમધામમાં ગયા.

**શ્રી પ્રાણનાથજી**—આ મહાત્માના જ્ઞાનમાં પ્રતિદિન વૃદ્ધિ થવા લાગી હતી. તેઓ હવે જપ, તપ અને ધ્યાનમાં નિરંતર રહેવા લાગ્યા. તેઓમાં ધર્માચાર્યને યોગ્ય ગુણો પ્રાપ્ત થયા પછી તેઓ દેશ વિદેશ ધર્મોપદેશ કરવા નીકળ્યા. પ્રથમ જુનાગઢ, દીવબંદર, વેરાવળ, માંગરોળ, પોરબંદર અને ત્યાંથી કચ્છમાં ગયા. સર્વ ઠેકાણે તેમના ઉપદેશથી શિષ્યો થવા લાગ્યા. ભૂજમાં થોડો વખત રહી સિંધમાં ગયા. નગરઠઠ્ઠામાં થોડા દિવસ રહી ત્યાં ઘણા શિષ્યો કર્યા. ત્યાંથી **અરબસ્તાનમાં મસ્કત** બંદરે આવ્યા. ત્યાં સેવકો કરી સિંધના—આવાસ બંદરે આવ્યા. ત્યાંથી નળીયા, અને કોઠારા થઈ ધોરાજી આવ્યા અને ત્યાંથી સુરત આવ્યા. એ વખતે તેણે ઘણા શિષ્યો કર્યા હતા. સુરતમાં તેમણે **કળશ** નામનો ગ્રંથ કર્યો હતો. ત્યાંથી ગુજરાતના ઘણા ભાગમાં ફર્યા. તે પછી મારવાડમાં આવેલા મેરતા નામે ગામમાં આવ્યા. ત્યાં એક **લાભાનંદ** નામે યતી સાથે ધર્મસંબંધી વિવાદ થયો હતો. મેરતાથી હરિદ્વારના મેળામાં ગયા; ત્યાં ઘણા સંત સાધુ સાથે ધર્મસંબંધી ચર્ચા કરી હતી; ત્યાંથી જાત્રા કરી દિલ્હીમાં આવ્યા.

શ્રી પ્રાણનાથજી જે વખતે દિલ્હીમાં આવ્યા તે વખતે ત્યાં **ઔરંગજેબ** બાદશાહ હતો. તે હિંદુઓ ઉપર ઘણો જૂલમ ગુજારતો હતો. તેને તે કામથી અટકાવવા પોતાના કેટલાક શિષ્યો તેમની પાસે મોકલ્યા, પણ બાદશાહના કાજીએ તેમનું કંઈ લક્ષમાં લીધું નહિ. તે ઉપરથી બાદશાહને નવાજ પઢવા જવાની મસીદના માર્ગમાં જઈને તેમના કેટલાક ચેલાઓ ઉભા રહ્યા, અને કહ્યું કે;–ઇશા **મેહદી ઇમામ** પધાર્યા છે. **કુરાન**માં જે વખતે ઉત્પન્ન થવાનું લખેલું છે, તેજ વખતે પધાર્યા છે, વગેરે કહી તેમણે કેટલાક ચમત્કાર બતાવ્યા અને ઉપદેશ આપ્યો. તેથી બાદશાહના કેટલાક નોકરો અને બીજાં માણસો ઘણાં આશ્ચર્ય પામ્યા. દિલ્હીમાં થોડો વખત રહી ઉદેપૂર આવ્યા અને ત્યાંથી મંદસોર, થઈ ઉજ્જેન આવ્યા. એ વખતે ઘણા શિષ્યો સાથે હતા. ઔરંગાના રાજાને બોધ કરી શિષ્ય કર્યો. રામનગરના રાજાએ પણ ઘણી આગતાસ્વાગતા કરી હતી.

શ્રી પ્રાણનાથજીના દિલ્હીમાંથી ગયા પછી કેટલેક દિવસે **ઔરંગજેબ** બાદશાહે પોતાના માણસો પાસેથી સાંભળ્યું કે, અહીં કોઇ મહાત્મા પધાર્યા હતા. તેથી તેણે **શેખબીદર** નામે સરદાર અને શેઠ **ભીખા** નામે અમલદારને કેટલાંક માણસો સાથે તેડવાને મોકલ્યા. તેમને શ્રીપ્રાણનાથજીએ ધર્મોપદેશ કર્યો. તેથી શેખબીદર અને તેમની સાથેના કેટલાક મુસલમાનો પો-

તાનો ધર્મ તજી પ્રાણનાથજીના ધર્મમાં આવ્યા. ઔરંગઝેબ પણ તેના ઉપદેશ અને ચમત્કારોથી છક થઇ ગયો હતો.

શ્રીપ્રાણનાથજી મહારાજની ખ્યાતિ સાંભળીને ઝરણાપટ્ટણથી મહારાજા **છત્રસિંહજી**એ તેમને તેડવાને માણસો મોકલ્યાં. તેથી તેઓ ત્યાં ગયા. રાજાએ તેમનું ઘણું સન્માન કર્યું. રાજા પોતાના કુટુંબ સાથે એ ધર્મમાં આવ્યો, ત્યાં ઘણો વખત રહી પોતાંના ધર્મની સ્થાપના કરી. **ચિત્રકોટ**ની આસપાસના ઘણાં રાજાઓને પણ પોતાના ધર્મમાં લીધા. પછી કાલિપ શહેરમાં આવી એક સભા ભરી ધર્મોપદેશ કર્યો. એ રીતે ઘણા દેશોમાં **પ્રણામીપંથ**નો ફેલાવો કરી સંવત ૧૭૫૧ માં પરમધામમાં ગયા.

**ઝરણાપટ્ટણ**—ઝરણાપરણામાં તેમની સમાધિ ઉપર લાખો રૂપિઆ ખરચ કરીને તેના શિષ્યોએ મોટું મંદિર બાંધેલું છે. તેના પૂજારાઓને **ધામી** કહે છે. છત્રશાલજી મહારાજના પછી તેના વંશના કેટલાક રાજાઓ એ ધર્મમાં હતા. પાછળથી પૂજારાઓ સાથે કંઇ તકરાર થવાથી તેઓ ધર્મ માનતા નથી; તોપણ હજુ રાજા ગાદીએ બેસતી વખતે પ્રથમ તે મંદિરમાં જઇ તિલક કરાવે છે અને તે પછી ગાદીએ બેસે છે. તેમજ રાજાએ વર્ષના ચોકસ દિવસે મંદીરમાં દર્શને આવવું એવી ફરજ છે અને તેને સેવા કરવાનો હક છે.

**નૌત્તમપુરી**—જામનગરના જે સ્થળે શ્રીદેવચંદજી સમાધિસ્ત થયા, એ જગ્યાએ હાલ સુશોભિત મોટું મંદિર છે. એ મંદિરની લગોલગ એક ખીજડાનું વૃક્ષ છે. તે ઉપરથી એને **ખીજડામંદિર** કહે છે અને એ પંથને પણ **ખીજડાપંથ** કહે છે. એ પંથના એક બીજાને મળે છે, ત્યારે પરસ્પર **પ્રણામ** કરે છે. તે ઉપરથી એ **પ્રણામી-પ્રણામીપંથ** પણ કહેવાય છે. તેમજ તેને **મેરાજપંથ** પણ કહે છે. મેરાજ-સંદેશો લાવનાર એવો અર્થ થાય છે. શ્રીદેવચંદજીના પુત્ર **બિહારીદાસજી**ને જેઓ માને છે, તેઓએ પોતાની ગાદી **ચાકળા** ઉપર સ્થાપન કરી, તે ઉપરથી તેઓ **ચાકળાપંથી** કહેવાય છે અને તેના મંદિરને **ચાકળામંદિર** કહે છે. શ્રી દેવચંદજી તથા પ્રાણનાથજીએ પ્રગટ થઇને હિંદુ અને મુસલમાની ધર્મની એક્યતા કરી હિંદુધર્મનું સંરક્ષણ કર્યું હતું.

**મુખ્યગાદી;**—એ પંથની મુખ્યગાદી (૧) **નૌત્તમપુરી**—જામનગરમાં છે. (૨) **સુરતમાં** અને (૩) **ઝરણાપટ્ટણ**માં છે.

**સિદ્ધાંતો;**—**શ્રીકૃષ્ણ** ભગવાનના ૧૧ વર્ષ અને ૫૨ દિવસના સ્વરૂપને માને છે. પ્રેમભક્તિ તેમનામાં મુખ્ય છે. તે ધર્મના શિષ્યો અને

સાધુઓ વૈષ્ણવ ધર્મવાળાના કરતાં જરા નાક ઉપરથી તીલક કરે છે અને વચમાં કંકુની બિંદી કરે છે. કંઠમાં તુળશીની માળા પહેરે છે. શ્રીપ્રાણનાથજીએ **કુલીયમસ્વરૂપ** નામે ગ્રંથ કર્યો છે, તેમને પવિત્ર માની મુખ્યત્વે કરીને દરેક મંદિરમાં પૂજા કરે છે અને વસ્ત્રાલંકાર ધરાવે છે. તે સિવાય મંદિરમાં મૂર્તિ નથી. એ પંથના સાધુઓ યોગ અને આત્મજ્ઞાન પર વધારે પ્રીતિ ધરાવે છે. એમના ધર્મ સિદ્ધાંતો સાથે કાંઇક વૈષ્ણવ અને ઇસ્લામી—મુસલમાની ધર્મના મૂળ તત્ત્વોને ગ્રહણ કરેલાં છે. એ ધર્મમાં **અદ્વૈત** બોધપૂર્વક **યોગાભ્યાસ** આચરતા જણાય છે. આચાર્ય ત્યાગી હોય છે. એ પંથવાળા સ્નાન, શૌચાદિકથી પવિત્ર રહી, **શ્રીકૃષ્ણ**ના બાળસ્વરૂપનું ધ્યાન કરે છે. ઇત્યાદિ.

આ પંથના આચાર્યોએ મુસલમાનોને પણ પોતાના ધર્મમાં લેવાનો પ્રયત્ન કર્યો છે. એ પંથવાળા કાઠિયાવાડ, ગુજરાત, અને ઉત્તર હિંદુસ્થાનમાં ઘણા છે. એ રીતે શ્રીદેવચંદજીએ અને પ્રાણનાથજીએ પોતાના આત્મબળવડે ઘણા લોકોને ધર્મ રસ્તે વાળ્યા, એ તેમની મહત્તા દર્શાવે છે. ધન્ય છે તેઓને!!!

---

# બ્રહ્મોસમાજ સ્થાપક.

## રાજા રામમોહનરાય.



આ **બ્રહ્મો સમાજ** સ્થાપક પ્રસિદ્ધ વિદ્વાન પુરૂષ **બ**ંગાલા ઇલાકાના **બર્દ્વાન** પ્રાંતના—રાધાનગરમાં રહેતો હતો. એ જાતે રાઢ બ્રાહ્મણ હતો. તેના પિતા **રામકંદરાય** મુર્શિદાબાદની સરકારનો નોકર હતો. એના દાદાએ તો **સૂરાજદ્દાલા**ના વખતે મુર્શિદાબાદના દરબારમાં મોટાં મોટાં કાર્યો કરીને ઘણી કીર્ત્તિ મેળવી હતી. એ રીતે જોતા એ ખાનદાન કુલનો પુરૂષ હતો. એનો જન્મ સને ૧૭૭૪ માં થયો હતો. ઉમ્મર લાયક થયે તેણે—સંસ્કૃત, ઇંગ્રેજી, બંગાલી, આરબી, ફારસી, હિંદી, ઉર્દુ, ગ્રીક, લાટીન, ફ્રેંચ, અને હિબ્રુએ સર્વ ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો. એ સિવાય—નીતિશાસ્ત્ર, ન્યાય શાસ્ત્ર, જ્યોતિષ્ય શાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, પદાર્થ વિજ્ઞાન, ગણિત, અને માનસશાસ્ત્ર, વગેરેનું

જ્ઞાન સંપાદન કર્યું હતું. તેથીએ મહાન વિદ્વાન થયો હતો. તેની બુદ્ધિ તિવ્ર હતી, હિંમતવાન, ઉત્સાહી, પરોપકારી અને દયાળુ હતો.

આ વિદ્વાન પુરૂષને ધર્મ ઉપર શ્રદ્ધા નહોતી. સોળ વર્ષની વયમાં તેમણે **મૂર્ત્તિપૂજા નિષેધક** નામે ગ્રંથ કર્યો હતો. એવા તેનાં આચરણથી સગાંવહાલાંઓ સાથે બનતું નહોતું. તેથી તે વીશ વર્ષની વયમાં—કાશી, પ્રયાગ, મથુરાં, દિલ્લી, તિબેટ, અયોધ્યા, અને ગયા આદિ ભરતખંડના ઘણા ભાગમાં મુસાફરી કરીને પાછો પોતાના વતનમાં આવ્યો. સને ૧૮૦૩ માં એનો પિતા અને નાનો ભાઈ **જગમોહનરાય** મરણ પામ્યો. તે પછી તેને રંગપુરમાં સિરસ્તેદારની જગ્યા મળી. નોકરી કરતાં થોડી જમીન વેચાતી લીધી. તેની તેને વાર્ષિક પેદાશ દશ હજાર રૂપિયાની થવા લાગી હતી. પછી નોકરી છોડી દઈને કલકત્તામાં આવી રહ્યો.

આ વિદ્વાન પુરૂષે કલકત્તામાં આવ્યા પછી ત્યાં તેણે સુધારો કરવાના ઘણા પ્રયત્નો કરવા માંડયા. તેમાં એ ૪૦ વર્ષની ઉમરે ફતેહ પામ્યો હતો. તેણે એવો નિશ્ચય કર્યો હતો કેઃ—ધર્મોન્નતિ થયા વિના નીતિ, રાજ્ય, ઇત્યાદિ કોઇપણ વિષયમાં ઉન્નતિ થનાર નથી. એ માટે તેણે સર્વને સહજ સિદ્ધ થઈ શકે એવો સરળ ધર્મ માર્ગ યોજવાનો પ્રયત્ન કર્યો. પ્રાચીન—વેદોપનિષદાદિના **બ્રહ્મધર્મ**નેજ તેણે સ્વીકાર્યો હતો. લોકોને બોધ થવા માટે **વેદાંત પ્રકરણો**ને બંગાલી ભાષામાં ભાષાંતર કરી છપાવ્યાં. **કેનોપનિષદ, કઠોપનિષદ** અને **મુંડકોપનિષદ**; વગેરે ઉપનિષદનું ઇંગ્રેજી અને બંગાલી ભાષામાં ભાષાંતર કરી છપાવીને ઘણો ફેલાવો કર્યો. (**ખ્રિસ્તીશાસ્ત્ર**માંના વ્યવહારોપયોગી ભાગમાંથી કેટલાક વાક્યો ચૂંટી કાઢીને **સુખ અને શાન્તતાનો માર્ગ** એ નામનું પુસ્તક પ્રગટ કર્યું.

**બ્રહ્મોસમાજની સ્થાપનાઃ**—આ વિદ્વાન સુધારકે સને ૧૮૨૮ માં **બ્રહ્મો** અથવા **બ્રહ્મ સમાજ** સ્થાપી. તે સમાજ દર બુધવારે ભરવી શરૂ કરી હતી. તેના ઉપદેશથી પ્રતિદિન ઘણા મનુષ્યો તેના મતમાં આવ્યા. કલકત્તામાં હિંદુઓના તે વખતે પ્રમુખ ગણાતા **બાબુ પ્રસન્નકુમાર** અને **બાબુ દ્વારકાનાથ ઠાકુર** એ પ્રસિદ્ધ પુરૂષો પણ એ મતમાં સામેલ થયા. એ વખતે **બ્રહ્મસમાજ**ના વિરૂદ્ધ બીજી એક **ધર્મસભા** લોકોએ સ્થાપી. એ બંન્ને વચ્ચે ધર્મ સંબંધી વિવાદ ઘણો ચાલવા લાગ્યો. પછી તેમણે સને ૧૮૩૦ માં **સતી** થવાનો રિવાજ અટકાવવા પ્રયત્ન કર્યો. એ માટે **ઘણીવાર ભાષણો** આપ્યાં અને એ ગ્રંથો રચી એ રિવાજ બંધ કરાવ્યો.

**યુરોપનો પ્રવાસ;**—પાર્લામેન્ટ ઇસ્ટ ઇંડિયા કંપનીને નવી સનંદ

આપવાની હતી, અને દિલ્લીના બાદશાહને રાજાનું માન આપતો અટકાવાનો વિચાર કર્યો હતો. એ માટે બાદશાહે અપીલ કરવાને મુખ્ય વકીલ તરીકે બાબુ **રામમોહનરાયને રાજાનો** ઇલકાબ આપી ઇંગ્લાંડ મોકલ્યા. તેઓ પ્રથમ થોડો વખત લીવરપુર રહી પછી લંડન ગયા. ત્યાં તેને ઘણું માન આપવામાં આવ્યું હતું. **લોર્ડ બ્રોહામ** સાથે તેને ઘણી મિત્રતા થઈ **સર. જી. સી. હાબહૌસ, બોર્ડ ઓફ કંટ્રોલ** ની સભાનો પ્રમુખ હતો. તે એને દરબારમાં તેડી ગયો. ત્યાં મહારાજાએ ઘણો સત્કાર કર્યો, અને પરદેશી વકીલોમાં નિમણુક કરી. એ પછી તેમને સર્વ પ્રકારની સભાઓ તરફથી આમંત્રણ થયાં હતાં. હિંદુસ્થાનની સ્થિતી વિષે ત્યાંના લોકોને વાકેફ કરવા પોતાની ઉત્તમ વક્તૃત્વ શક્તિથી ભાષણ દ્વારાએ ઘણો પ્રયત્ન કર્યો હતો.

બાબુ રાજા રામમોહનરાય સ્પષ્ટ વક્તા હતા. એનાં ભાષણો સાંભળી લોકો છક થઈ જતા. હિંદુસ્થાનનું વસુલાત ખાતું, ન્યાય ખાતું અને લોકોની સ્થિતિનું વિવેચન એ નામે ગ્રંથ પ્રસિદ્ધ કર્યો. તેમાં હિંદુસ્થાનની વ્યર્થ નિંદા કરતાં પોતાના દેશી ભાઈઓની સ્થિતિ સુધારવા વિષે ઉત્તમ લખાણ કર્યું છે. હિંદુસ્થાનની દબાઈ ગયેલી કરોડો પ્રજાનો તેણે ઘણો બળાપો કર્યો છે. એક વખતે આ દેશની વહારે ધાનાર એના જેવો સ્વદેશાભિમાની પુરૂષ કોઇ નહોતો. તેણે એ વખતે પ્રજા હિતાર્થે ઘણુંજ કર્યું છે. સને ૧૮૩૨ માં ફ્રાન્સમાં ગયા; ત્યાં તેને ત્યાંના રાજાએ ઘણા માન સાથે તેને બેવાર ભોજન માટે તેડ્યો હતો. સને ૧૮૩૩ માં ઈંગ્લાંડના **બ્રિસ્ટલ** બંદરે આવ્યો, ત્યાં તાવની બિમારીમાં મરણ પામ્યો.

આ મહાપુરૂષ યુરોપના પ્રવાસ પહેલાં પોતાના મિત્રોને કહેતો હતો, કે મારા મરણ પછી મને **હિંદુ, ખ્રિસ્તી,** અને મુસલમાનો પોતપોતાના મતનો કહેશે. એ ભવિષ્ય પ્રમાણેજ તેના મરણ પછી બન્યું હતું.

**સિદ્ધાંત;**—રાજા રામમોહનરાયે **બ્રહ્મસમાજ** સ્થાપી તેણે એવું **જાહેર** કર્યું કે;—ઇશ્વરે જાતિ, પદવી, અને સંપત્તિનો ભેદ નહિ રાખતાં, મનુષ્ય માત્રને ભૂખ, તરસ અને મરણ વગેરે માટે એક સરખાં પાત્ર કર્યા છે. માટે સમાનતા રાખવી, જાતિભેદ ન પાળવો, મૂર્તિપૂજા નહિ કરતાં એક નિરંજન નિરાકાર દેવને માનવો, તેણે **વેદોપનિષદના બ્રહ્મધર્મનેજ** સ્વીકાર્યો હતો. લોકોને બોધ થવા **વેદાંત** પ્રકરણોને બંગાલી ભાષામાં ભાષાંતર કરી છપાવ્યાં. **કેનોપનિષદ, કઠોપનિષદ** અને **મુંડકોપનિષદ** વગેરે ઉપનિષદોનું **ઈંગ્રેજી** અને બંગાલીમાં ભાષાંતર કરી છપાવ્યાં. **ખ્રિસ્તી શાસ્ત્રમાંના** વ્યવહારોપયોગી ભાગમાંથી કેટલાંક વાક્યો ચૂંટી **કાઢીને મુખ**

અને **શાન્તતાનો માર્ગ** નામે પુસ્તક પ્રગટ કર્યું હતું ઈત્યાદિ પુસ્તકો પ્રગટ કર્યાં હતાં.

રાજા રામમોહનરાયના યુરોપ ગયા પછી **બ્રાહ્મસમાજ** વિંખાઇ ગઇ **હતી.** તેને બદલે **રામચંદ્ર પંડિત,** તેના મિત્રો અને શિષ્યોએ **તત્ત્વબોધિની** નામે સભા સ્થાપી, અને ધર્મ વિષે **તત્ત્વબોધિની** નામે પત્રિકા પ્રગટ કરીને તેનો ઘણો પ્રસાર કર્યો. એ પત્રિકા બંગાલાના ઘણા ભાગમાં **પ્રસરી હતી.** તેમજ એ સભાને અંગે એક પુસ્તકશાળા સ્થાપી. એ સમાજના ઘણા સભાસદો થયા હતા. રાજા રામમોહનરાયનો પુત્ર **રામપ્રસાદરાય** એનો મંત્રી હતો. રાજારામ મોહનરાયના **વેદાંત** વિચારને મૂકી દઇને-તેના કેટલાક અનુયાયી જુદી પ્રકારે **બ્રહ્મને** સમજાવવા લાગ્યા. તેઓએ-**જીવ** અને **ઈશ્વરનો** ભેદ માન્યો. જીવે ઇશ્વરની સ્તુતિ, ભક્તિ શુદ્ધ પ્રેમપૂર્વક **કરવી.** મૂર્તિ વગેરેને માનવાં નહિ. જાતિ ભેદ નહિ માનતાં, લગ્નાદિ વ્યવસ્થા આર્યધર્મ શાસ્ત્રથી નવીન ઠેરવી. એ આદિ સિદ્ધાંતો દર્શાવી જુદા પડયા.

**મળ બ્રાહ્મસમાજ** અને **સાધારણ બ્રાહ્મસમાજ** ઇત્યાદિ વિભાગો મત મતાંતરોથી પડી ગયા. બંગાલા ઇલાકામાં મૂળ સુધારક પુરૂષ બાબુ રાજા રામમોહનરાયજ થયો. એ સ્વદેશ પ્રેમીનર પ્રજા હિતાર્થે ઘણો પ્રયત્ન કરી, ભારત વર્ષમાં અચળ નામના રાખી ગયો છે. ધન્ય છે એ સ્વદેશ ભક્તને ! ! !

---



# પ્રકરણ ૧૧ મું

## જૈન તીર્થંકરો.

### અર્હંત્—અરિહંત.



આ પ્રસિદ્ધ જૈનાચાર્ય અથવા જૈનધર્મનો સ્થાપક અર્હત્ યુધિષ્ઠિર શક ૧૫૪૫ ના તારણ નામે સંવત્સરમાં બહાર પ્રાંતના પટણા શહેરમાં જન્મ્યો હતો; એવું જૈન ગ્રંથમાં લખેલું છે. મહાત્મા રાજર્ષિ ઋષભ દેવની અંતર્નિષ્ઠા સંપાદન નહિ કરતાં કોકણક અથવા કોકવેક નામે દેશના રાજાએ માત્ર તેમનો બાહ્યાચાર જોઇને બાહ્યકર્મનો ત્યાગ કરી દિક્ષા લીધી હતી. એજ વખતથી જૈનધર્મનું બીજ રોપાયું હતું, એમ કહીએ તો કાંઇ ખોટું નથી. પરંતુ એ વખતે વેદ ધર્મિ રાજાઓ તથા બ્રાહ્મણો વિદ્વાન અને વિચારશિલ હતા. તેથી તેમણે એ નવા પંથનું માથું ઉંચું થવા દીધું નહોતું, અંને એજ કારણથી તે ધર્મ એ વખતે વૃદ્ધિ પામ્યો નહોતો. પણ કલિયુગ આવતાં રાજાઓ અને બ્રાહ્મણોની આસ્તા વેદધર્મ ઉપર કમ થવાથી એ ધર્મની વૃદ્ધિ થતી ચાલી હતી. કલિયુગમાં આ ધર્મનું બીજ જે જે નામથી વિસ્તાર પામ્યું, એ વિષે યજ્ઞેશ્વર ભટ્ટકૃત આર્ય વિદ્યા સુધાકર નામના સંસ્કૃત ગ્રંથમાં લખેલું છે કે;—આરંભમાં લોકાયત દેહ એજ આત્મા એવો મત પ્રતિપાદન કરનાર ચાર્વાક ઉત્પન્ન થયો. તેણે વેદ ધર્મ ખંડન કરવાને પ્રયત્ન કરેલો, ત્યાર પછી કચ્છ ( કાછડી ) રહિત બુદ્ધ ઉત્પન્ન થયો અને તેના પછી દીગંબર અને શ્વેતાંબર એવા બે ભેદથી ઘણા પ્રકારના જૈન ઉત્પન્ન થયા. આ સર્વ ધર્મ પરલોકને માનતા નથી. બૌધ્ધે ચાર્વાકનો મત ખંડન કરી પોતાનો મત સ્થાપ્યો. તેમજ અરિહંતે બૌદ્ધ મત માંહેલા સિદ્ધાંત **सर्वक्षणिकंक्षणिकं—सर्व** જગત્ ક્ષણિક છે. તે ખંડન કરી પોતાનો મત સ્થાપન કર્યો.

અર્હન્ અને બૌદ્ધાચાર્ય વચ્ચે એ સંબંધી સંવાદ થતાં અર્હને કહ્યું કેઃ—પેદા થયેલી વસ્તુ માત્ર ક્ષણિક છે એવું તમે માનો છો, તો તે ફળ

મળવાનાં સર્વ સાધનો વ્યર્થ જશે; કારણ કર્મ કરવાવાળો ક્ષણિક એટલે ભોગવવાને રહેતો નથી, કદાપી એક કરે છે અને બીજો ફળ ભોગવે છે એવું કહીશું, તોપણ સંભવતું નથી. માટે જે કર્મ કરે છે તેજ ભોગવે છે. માટે ક્ષણિક માનવું એ વિચારી પુરૂષને અયોગ્ય છે. વળી આ જગત્ ક્ષણિક કહો છો, પણ તેના પરિવાર રૂપથી નિત્ય છે, એટલે વખતો વખત પેદા થાય છે, તેમજ પરસ્પર નજીક રહેવાવાળી એક જાતની વસ્તુ તે કાર્ય રૂપથી નિત્ય છે. એક બાપના બે દીકરામાંથી એક પૂર્વ પ્રત્યય કર્મ કરતા અને બીજો ઉત્તર પ્રત્યય ફળ ભોગતા, એટલે એકને કર્મ કરવું અને તેનું ફળ બીજાને ભોગવવું, એવાં બે પ્રત્યયનાં કાર્ય તથા કારણ ભાવ નિયમિત છે, એવું જે તેં કહેલ છે તે પણ સંભવતું નથી. જે ગુરૂનું જ્ઞાન તેના શિષ્યને કારણ છે, તેમજ શિષ્યનું જ્ઞાન તેને કાર્ય છે, એમાં ગુરૂના જ્ઞાનથી શિષ્યે જે જે અનુભવેલું તેની આદિ શિષ્યનું જ્ઞાન હોય એમ કહેવાય નહિ; તેમજ ગુરૂએ કરેલાં કર્મનું ફળ શિષ્યને મળે એમ સંભળતું નથી. વળી ધારો કે ક્ષણિકત્વપક્ષ સ્વિકારીએ તો જ્ઞાન કાળે જ્ઞેય નહિ, તેમજ જ્ઞેય-કાળે જ્ઞાન નહિ; એ પ્રમાણે જ્ઞાન જ્ઞેય એના ગ્રાહ્ય તથા ગ્રાહકપણું સંભ-વતું નથી; તો તે ન સંભવે તો સંપૂર્ણ લોક વ્યવહારમાં અંધારૂ થશે, તું કહીશ કે જ્ઞાનમાં જ્ઞેયનો સંસ્કાર રહ્યાથી વ્યવહાર ચાલશે, પણ ક્ષણિકત્વથી સંસ્કાર રહેવો મુસ્કેલ છે. માટે આ યુક્તિ તારી બિલકૂલ ખોટી છે. ઇત્યાદી રીતે બૌદ્ધના ક્ષણિકત્વ મતનું તેમણે ખંડન કરી પોતાનો મત દર્શાવ્યો.

**અર્હન્નો સિદ્ધાંત**—અનાદી સિદ્ધ દ્રવ્ય શક્તિ, પદાર્થોનો સ્વભાવ જડ ચેતનાદિ બનાવે છે અને કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરૂષકાર એ પાંચ ઉપાદન મળવાથી વસ્તુ માત્ર બનતી જાય છે. જગતનો કર્ત્તા એવો કોઇ ઇશ્વર સિદ્ધ થઇ શકતો નથી. જેઓ મુક્ત થઈ ગયા છે, તેજ અષ્ટાદશ દૂષણ રહિત ઇશ્વર છે. તેનેજ જિન્ અથવા અરિહંત આદિસંજ્ઞા આપે છે. બ્રહ્મરૂપજ સત્તા ખરી અને માયા એ મિથ્યા માની તેનો અના-દર કરે છે. બ્રહ્મ—આત્માને સર્વ વ્યાપી કે એકપણું માનતા નથી. ચૈતન્ય મય, જ્ઞાન સ્વરૂપ, કર્મ ભોગવનાર, જન્માદિ લેનાર અને મોક્ષનો અધિકારી એવો નિત્યરૂપ જીવ પદાર્થ માન્યો છે. બીજા પદાર્થ જીવથી વિપરીત ધર્મવાળા જડરૂપ—અજીવ એમ માન્યા છે. જીવ, અજીવ બંને અનંત છે. જીવ પ્રતિ શરીર ભિન્ન છે અને શરીર જેવડાજ પરિણામ વાળો છે, પણ જન્મ વ્યવસ્થાને લઈ, એક શરીરથી બીજા શરીરમાં જતાં, તે શરીરમાં જાય તેવડો થઈ શકવાને સમર્થ છે. છતાં અવિકારી છે. જીવ અને અજીવ

એ બે મુખ્ય તત્વ છે, એનોજ વિશેષ વિસ્તાર કરી સ્પષ્ટાર્થ માટે સાત કે નવ તત્વ માન્યાં છે. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિ-જરા, બંધ, મોક્ષ એ નવ છે. આમાં જીવ બે પ્રકારનો ગણ્યો છે. સંસારી અને મુક્ત. સંસારી બે પ્રકારનો છે, સમનસ્ક અને અમનસ્ક. સમનસ્ક બે પ્રકારનો છે, સ્થાવર અને ત્રસ. સ્થાવરના પાંચ ભેદ અને ત્રસના ચાર છે. સ્થાવર જીવ એક ઈંદ્રિવાળા છે. ત્રસ બે ઇંદ્રિવાળા, ત્રસ, ચાર, પાંચ ઇંદ્રિવાળા એમ વિસ્તારથી જીવના ૫૬૩ ભેદ બતાવ્યા છે. અને વિશ્વ આખાનાં વૃક્ષાદિ પદાર્થ તથા કીટ પતંગાદિ એમાં સમાવ્યાં છે. ધર્મથી મોક્ષ અને અધર્મથી સ્થિતિ જન્માદિ.

**મોક્ષનાં સાધનો**—મોક્ષનાં સાધનો ત્રણ છે, (૧) સમ્યક દર્શન, (૨) સમ્યકજ્ઞાન, (૩)સમ્યક ચરિત્ર. સમ્યક દર્શન—એકવાર અર્હનના પ્રતિ-પાદન કરેલા તત્વાર્થ એટલે તેનાં બોલેલાં વચનો સત્ય માનવાં. સમ્યકજ્ઞાન-જીવ માત્ર પદાર્થ જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં મમતા અને સંશય રહિત જ્ઞાન થાય તે. જ્ઞાન પાંચ પ્રકારનાં છે (૧) મતિજ્ઞાન, (૨) શ્રુતજ્ઞાન (૩) અવધિ જ્ઞાન, (૪) મતઃપર્યાય (૫) કેવળ જ્ઞાન, સમ્યક ચરિત્ર—પાતકને ઉત્પન્ન કરવાના કર્મનો ત્યાગ. એના પાંચ ભેદ છે. તેમાં (૧) અહિંસા (૨) સુનૃત (૩) આસ્તેય (૪) બ્રહ્મચર્ય (૫) અપરિગ્રહ આ ત્રણ મુખ્ય સાધનથી મોક્ષ થાય છે, એક સાધનથી થતો નથી. અર્થાત્ મન, વાણી અને કાયા એ ત્રણેનો નિગ્રહ કરી, અનેક સંકટો વેઠી જ્ઞાનમાં જવું એ રહસ્ય છે. એનું નિર્જરા તત્વ નામ છે, કે જેનાથી કર્મ માત્ર નિર્જર થાય એટલે સમગ્ર કર્મનો ક્ષય થઈ જીવનું જે સ્વરૂપમાં અવસ્થાન તે મોક્ષ, જ્ઞાનાદિથી કર્મનો ક્ષય થતાં મોક્ષ સ્વતઃસિદ્ધ થાય છે. જેમ પાણીમાં તરવા રૂપ સ્વભાવવાળા બાંચુ, માટીથી લપટાયા હોય તો પાણીમાં ડુબે છે, તેમ કર્મમાં લપટાંએલો જીવ અધોગતિને પામે છે, પણ કર્મ ક્ષય થતાં ઉત્ત-રોત્તર મોક્ષ પામતો જાય છે. મુક્ત જીવ તેજ સિદ્દ, ઇશ્વર, અર્હન્ જિન, કેવલી આદિ નામને પામે છે. એ માટે તપ, ધર્મ, યોગાદિ અંગો કરવાં કહ્યાંછે.

એ રીતે અરિહંતે જૈન મત પ્રવર્ત્તાવ્યો. તેનો ફેલાવો કર્યા પછી ધર્મ સંબંધી કેટલાક ગ્રંથો લખ્યા, જગ્યે જગ્યે પોતાના મઠ સ્થાપી તેના સારૂ રજવાડા તરફથી મઠને ઉપજ થાય એવી ગોઠવણ કરી આપી. અર્હન્ ૪૦ વર્ષની ઉમરે થયા, ત્યારે વીશુ નાંગવંશ આંહેલા દશમા રાજા મહાનંદી મરણ પામ્યા અને મગધ દેશમાં ક્ષત્રિયોનો રાજવંશ ડુબી ગયા પછી એ

ગાદીપર શુદ્રજાતિ નંદરાજા રાજ કરવા લાગ્યો; જ્યારે તેને રાજ કરતાં; ૩૫ વર્ષ થયાં; ત્યારે અર્હન્ આશરે ૯૯ વર્ષની ઉમરે યુધિષ્ઠિર શક ૧૫૭૩ ના વિકારી નામના સંવત્સરમાં જેઠ વદ ૧૨ ગુરૂવારે પુષ્કર તીર્થે પરમપદને પામ્યા. આપરથી જૈન ધર્મ પ્રસાર થયાને આજે આશરે ૩૪૦૦ વર્ષ થયાં એવું જણાય છે.

અર્હન્ના મરણ પછી જૈનમતમાં ઘણા ઘણા મત ભેદ પડી સંપ્રદાય થયા છે. એ મતના સાધુઓ ભિક્ષા માગી ખાય છે, મસ્તકપરથી વાળ ચૂંટી કાઢે છે, હાથો કમંડળ રાખે છે અને તેઓ ક્ષમાશિલ હોય છે.

---

# મહાવીર સ્વામી.



આ પરમ પવિત્ર મહાત્મા **મહાવીર સ્વામી** સર્વત્ર પ્રસિદ્ધ છે. તેઓ જૈન ધર્મના ૨૪ મા તીર્થંકર[1] ગણાય છે. તેમનો જન્મ મહાત્મા **પાર્શ્વનાથ** ના પરલોક ગમન પછી ૨૫૦ વર્ષે ક્ષત્રિકુંડ નગરમાં ચૈત્ર શુદ ૧૩ ને દિવસે થયો હતો. તેમના પિતાનું નામ **સિદ્ધાર્થ**[2] રાજા હતું અને માતાનું નામ **ત્રિશલા** હતું. સિદ્ધાર્થ **ઇક્ષ્વાકુવંશ**માં ભારતવર્ષમાંના **પાવન** નામે દેશનો રાજા હતો. તેણે પ્રથમ પુત્રનું નામ **વર્દ્ધમાન** રાખ્યું હતું, પણ પછીથી તેને ઘણોજ શક્તિવાન

---

(૧) જૈન ધર્માવલંબીઓ કેટલાક સિદ્ધ પુરૂષોને દેવતા તરીકે અર્ચના અને આરાધના કરે છે. તેઓ દુઃખથી ભરેલા આ સંસાર સાગરમાંથી પાર થયા છે. તેથી તીર્થંકર અથવા પરાગત નામથી ઓળખાય છે. જન્મ્યા પછી લાંબો વખત કઠોર તપશ્ચર્યા વગેરેના બળથી આખરે તીર્થંકરત્વને મેળવે છે. તીર્થંકરો સર્વ દેવો અને મનુષ્યોને પૂજ્ય છે. એ વાસ્તે અર્હત નામથી કીર્ત્તિત અને રાગ દ્વેષાદિ રિપુઓ જય કરીને આત્મેશ્વર અને સર્વજયી થયા છે. તેથી જિન અથવા જિનેશ્વર નામથી પ્રખ્યાત છે. તેઓની સર્વજ્ઞતા, સર્વ દર્શિતા, આપ્તતા અને રાગ્રા ભાવ વગેરે ઘણાક લોકાતિક ગુણ બતાવે છે. તેઓની સંખ્યા ૨૪ ની છે.

(૨) સિદ્ધાર્થનાં બીજાં બે નામ—શ્રેયાંસ અને યશસ્વી હતું. તેમજ ત્રિશલાનાં બે નામ—વિદેહદિન્ના તથા પ્રીતિકારિણી હતાં.

જોઇને **મહાવીર**ની સંજ્ઞા આપી હતી. મહાવીરના કાકાનું નામ **સુપાર્શ્વ**, મોટાભાઇનું નામ **નંદવર્દ્ધન** અને બ્હેનનું નામ **સુદર્શના** હતું. મહાવીરે **યશોદા** નામની એક કન્યાની જોડે વિવાહ કર્યો હતો. યશોદા દેવી સમ વીરનગરના રાજાની કુંવરી હતી. તેનાથી મહાવીરને એક પુત્રી થઈ હતી. તેનાં બે નામ પાડયાં હતાં. **અનોજ્જા** અથવા **પ્રિયદર્શના.** જામતિ નામનાં એક શિષ્યની જોડે પ્રિયદર્શનાનો વિવાહ થયો હતો. તેનાથી તેને એક પુત્રી થઇ હતી. તેનાંપણુ બે નામ પાડયાં હતાં. શેષ વતી અનેયશોવતી.

મહાવીરનું જીવન ચરિત્ર જૈનોના " **કલ્પસૂત્ર** " નામે પવિત્ર પુસ્તકમાં વિસ્તારથી લખેલું છે. તેમાં લખ્યા પ્રમાણે મહાવીર દેવત્વ અને દેવ સંબંધી લાંબુ જીવન ત્યાગ કરીને અમરપણું મેળવવા માટે તીર્થંકર રૂપથી ભૂમંડલ અવતીર્ણ થયા હતા. એ વખતે જૈન ચતુર્થ યુગનાં ૭૫ વર્ષ બાકી હતાં.

મહાવીર મહાતેજસ્વી, મહાશક્તિવાન, દયાળુ, ક્ષમાવંત, ધાર્મિક અને જ્ઞાની હતા. પોતાની ૨૮ વર્ષની ઉમરે માબાપે સ્વર્ગવાસ કર્યો. તેથી તેઓ મોટા ભાઇ નંદન વર્દ્ધન સાથે બે વર્ષ રહ્યા હતા. ૩૦ વર્ષની ઉમર થતાં તો તેને સંસાર ઉપરથી ભાવ ઉઠી ગયો. તરત સંસારની મોહ માયાનો ત્યાગ કર્યો અને સંન્યાસ ગ્રહણ કર્યો. તેમના એવા કામથી દેવતાઓ તેમજ મનુષ્યો ઘણાજ આનંદિત થયા હતાં. તેમની તપશ્ચર્યા અને દિવ્યજ્ઞાન પ્રાપ્તિનું વિસ્તાર પૂર્વક વર્ણન છે. સંન્યાસ ધર્મ ગ્રહણ કરીને બે વર્ષ પર્યંત તેમણે કઠોર તપશ્ચર્યા કરી હતી, ત્યારપછી પોતાનો ધર્મ ફેલાવવામાં અને પોતાની હમેશની ઇચ્છા જે જિનત્વ મેળવવાની હતી; તેમાં યત્નવાન થયા હતા.

**તપશ્ચર્યા**—મહાવીર સ્વામીએ ઘણા દિવસ સુધી ઉપવાસનું અવલંબન કરીને બંને નેત્રોની દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ તરફ રાખી મૌન વ્રત ધારણ કર્યું હતું. કહે છે કે એ વ્રત વખતે **ઇંદ્રદેવે** તેમના શરીરનું રક્ષણ કરવા માટે **યક્ષ**ને મોકલ્યો હતો. એવી રીતે કેટલાક દિવસ વિત્યા પછી **રાજગૃહ** પ્રદેશમાંના કોઇ ગામડાના રહેનાર **ગોશાલ** નામનો એક ચંચળ સ્વભાવનો માણસ પોતાનો ધર્મ છોડીને તેમનો સોબતી થયો હતો. આ માણસ સર્વદા બીજા માણસોની સાથે વાદવિવાદ કરવામાં એક્કો હતો. તે બિહાર પ્રાંતમાં આવેલી **શ્રાવસ્તી** તથા **વૈશાલી** વગેરે ફરીને ત્યાંના અજ્ઞાન લોકોને પોતાના મતમાં લાવવાનો પ્રયત્ન કર્યો હતો. તે પછી મહાવીર **કૌશંબી** નગરમાં ગયા. તે વેળાએ એ નગરનો અધિપતિ **શતાનીક** હતો. તેણે મહાવીરને સારૂં સન્માન આપ્યું હતું. તથા ઘણા લોકો તેમના એ મ-

તમાં દાખલ થયા હતા. એ જગ્યોએ મહાવીરે બાર વર્ષ સુધી રહીને તપશ્ચર્યા કરી હતી. અને ત્યાંજ તેમને સાંસારિક કર્મ સૂત્ર છુટી જઇને દિવ્યજ્ઞાન પ્રાપ્ત થયું હતું. તથા જિનત્વ મેળવ્યું હતું. સર્વ ઇંદ્રિયોનો નિગ્રહ થતાંજ સર્વજ્ઞ અને સર્વદર્શી થયા હતા.

મહાવીર સ્વામી એવી રીતે પોતાની ૭૨ વર્ષની ઉમરે સર્વ ક્લેશથી એકીવારે મુક્ત થયા હતા. આ બનાવ વિહાર દેશના અપાપપુરી–પાવાઅક નામની જગ્યોએ રાજા હસ્તિપાલની રાજધાનીમાં બન્યો હતો. તે વેળાએ જૈનોના અવસર્પિણી કાળના દુઃખમા સુખ નામના ચોથા યુગનાં લગભગ ચાર વર્ષ બાકી હતાં. મહાવીર સ્વામીની સંસાર મુક્તિનાં ૯૮૦ વર્ષ પછી કલ્પસૂત્ર રચાયું કહેવાય છે.

**ધર્મપ્રચાર**—મહાવીર સ્વામી જે વખતે પોતાનો મત પ્રવર્તાવવા લાગ્યા હતા. તે વખતે મગધ દેશમાં વેદની ચર્ચા ચાલતી હતી. ઘણા વેદજ્ઞ બ્રાહ્મણો સાથે વિવાદ થયો હતો. જે બ્રાહ્મણોએ જૈન ધર્મ ગ્રહણ કર્યો હતો, તેઓ ગણાધિપ અને ગણધર નામે પ્રસિદ્ધ છે. તેમણે જૈન ધર્મ ફેલાવવાને ઘણો પ્રયત્ન કર્યો હતો. મહાવીરના ૧૧ શિષ્યો હતા. તેમનાં નામ;–ઇંદ્રભૂતિ, અગ્નિભૂતિ, વાયુભૂતિ, વ્યક્ત, સુધર્મ, પંડીતપુત્ર, મૌર્યપુત્ર, અકંપિત, અચલવ્રત, મૈત્રેય, અને પ્રભાસ તેઓમાંથી બે જ શિષ્યો મહાવીરના મોક્ષ પછી જીવતા હતા. તેમનાં નામ;–ઇંદ્રભૂતિ, અને સુધર્મ તેમણે મહાવીરની મુક્તિ પછી મુક્તિ મેળવી હતી. કલ્પસૂત્રાનુસારે યતિઓ અને સંન્યાસીઓ સુધર્મના શિષ્યોના શિષ્યો થતા આવેલા છે. ટુંકામાં બાજા કોઈ શિષ્યના શિષ્ય નહોતા.

ઇંદ્રભૂતિનું બીજું નામ ગૌતમ હતું. આ નામનું સરખાપણું જોઇને જૈનો બૌદ્ધ ગૌતમને મહાવીરના શિષ્ય તરીકે બતાવે છે, એ તેમની ભૂલ છે. ઇંદ્રભૂતિ ગૌતમ ગોત્રથી ઉત્પન્ન થયેલા મગધના રહેવાશી વસુમંતિ નામના કોઇ બ્રાહ્મણનો પુત્ર હતો. તેથીજ તેને ગૌતમ એવી સંજ્ઞા હતી. અગ્નિભૂતિ અને વાયુભૂતિ તેના ભાઇઓ હતા. જ્યારે મહાવીર મગધમાં ફરતા હતા; ત્યારે તેમણે પોતાનો ધર્મ ત્યાગ કરીને જૈન ધર્મનું અવલંબન કર્યું હતું. વ્યક્ત અને સુધર્મ તે પણ બ્રાહ્મણો હતાં અને જૈન ધર્મ દિક્ષિત થયાની પૂર્વે તેઓ આર્ય સનાતન ધર્મનો ઉપદેશ આપતા હતા.

આ ઉપર લખેલા અગીયાર શિષ્યો પ્રથમ મહાવીરની સાથે ઘણા વાદવિવાદમાં પ્રવૃત્ત થયા હતા; પરંતુ છેવટે મહાવીરથી પરાજિત થઇને તેમણે પોતાનો ધર્મ છોડયો હતો. મહાવીરે સ્પષ્ટ રીતે તેમને જે ધર્મોપદેશ આપ્યો હતો, તે નીચે પ્રમાણે:—

ધર્મોપદેશ—" ઇંદ્રિય એ જ્ઞાનનો આધાર થઈ શકતો નથી. કારણ કે ઇંદ્રિય નાશથી ઇંદ્રિયને માટે જ્ઞાનનો નાશ થતો નથી. કર્મની સત્તા જરૂર માનવી પડશે. કારણ કે પાપ પુણ્યની ઉત્પત્તિ અને પાપ પુણ્યાદિ કર્મનું ફળ જોવામાં આવે છે. પાપ પુણ્યાદિ કર્મનો આધાર સ્વરૂપ જીવ પદાર્થ જરૂર છે. કારણ કે પાપ પુણ્યનું ફળ ભોગવવું પડે છે; માટે જો જીવ ન હોય, તો બીજો કોણ ભોગવશે? પરલોકનું અસ્તિત્વ જરૂર માનવું પડશે." આવી રીતના નાના પ્રકારના સંદેહ છિન્ન ભિન્ન કરીને મહાવીરે તેમના મનને એટલા બધા વશીભૂત કર્યાં હતાં કે, તેમણે તેમના ધર્મમાં દિક્ષિત થઈને તેનો ફેલાવો કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો.

મહાવીર સ્વામી **અહિંસાને પરમધર્મ** માનતા હતા. તેમના મતમાં શારિરીક ક્લેશ સહન કરવો મનુષ્યને ઉચિત છે; પરંતુ તેમ કરીને શરીર ઉપર પોતે કાંઇ પણ જુલમ કરવો ન જોઇએ. બીજાના શરીરના પ્રત્યે જેમ સદ્ વ્યવહાર કરવો જોઇએ, તેમ પોતાના શરીર ઉપર પણ કરવો જોઇએ. આ પરમ વાક્યનું અનુસરણ કરીને તેઓ જ્યારે વજ્રભૂમિ અને શુદ્ધભૂમિ વગેરે જંગલી પ્રદેશમાં ધર્મ પ્રચાર કરતા ફરતા હતા. ત્યારે તે તરફની જંગલી જાતિઓના કટુ વાક્ય અને માર અમ્લાન વદનથી સહન કરતા હતા. તેઓના ઉપર તેમનો અસંતોષ અથવા ક્રોધનો કંઈ પણ ઉદય થતો નહોતો. તેઓ કહેતા હતા કે;—

"સુનૃત વાક્યની પેઠે સારી વસ્તુ જગતમાં બીજી એકે જોવામાં આવતી નથી. સર્વદા સત્યાભાથી થવું જાઇએ. અસત્ય ઝેરની પેઠે ત્યાગવું જોઇએ. બીજા માણસની કોઇપણ વસ્તુ ચોરવી એ ઘણુંજ ખરાબ કામ છે. સંસારની છેલ્લી હદ નથી. સંસાર ક્ષેત્રની જે તરફ નજર કરીશું, તે તરફ અનંત અપાર જોઈ શકીશું. સર્વત્ર માયા મરીચિકાદિથી પ્રલોભિત થઇશું. જીવ વિવેક શક્તિની યોગ્ય પરિચાલન કરવામાં અને સર્વ ક્ષણ અવહિત ચિત્તથી કાળ ગાળવામાં સમર્થ થતો નથી. અને તેને લીધે માયા જાળમાં જકડાઈ જાય છે. માયાની જાળમાં જકડાયાથી જીવ પાપ રૂપિ કીચડમાં પડીને ધીરે ધીરે અધોગામી થાય છે. તેટલા માટે જો આપણી ઉન્નતિની આશા રાખવી હોય, તો વિવેક શક્તિને ચલાવી ને કર્મનું સારૂ નરસું સમજવાનો યત્ન કરવો જોઇએ. અને માયા જાળને કાપવાનો યત્ન કરવો જોઇએ. તેથી સંસાર સાગરમાં વિવેક શક્તિ એક માત્ર નાવ છે." ઇત્યાદિ. એવી રીતે મહાવીરે ૩૦ વર્ષ સંસાર સુખ ભોગવ્યું,—૧૨ વર્ષ તપશ્ચર્યા કરી, અને ૩૦ વર્ષ ધર્મોપદેશ કર્યો હતો. પછી પોતાની ૭૨

વર્ષની ઉમ્મરે અપાપ્પ પુરી અથવા પાવાગઢમાં ઈ. સ. પૂર્વે ૫૨૬માં સમાધિષ્ટ થયા હતા.

**જૈનધર્મ પ્રવર્ત્તક**—જૈન ધર્મનો મુખ્ય પ્રવર્ત્તક કયો માણુસ હતો. તેનો નિશ્ચય કરવો ઘણો કઠણુ છે. જૈનોમાં કોઈ શ્રેણી પાર્શ્વનાથને પૂજે છે, અને કોઈ શ્રેણી મહાવીર સ્વામીની પૂજા કરે છે. જેઓ પાર્શ્વદેવને પૂજે છે, તેઓ પાર્શ્વનાથને જૈન ધર્મનો સ્થાપનાર કહે છે. જેઓ મહાવીરની અર્ચના કરે છે, તેઓ મહાવીરને ધર્મ પ્રવર્ત્તક તરીકે માને છે.

જૈનશાસ્ત્રોમાં જિન વંશના વર્ણુનની વેળાએ લખ્યું છે કે;-પાર્શ્વનાથ ૨૩ મા અર્હત્ અને મહાવીર ૨૪ મા અર્હત્ છે. પાર્શ્વનાથે સો વર્ષની ઉમ્મરે સમેત શિખર ઉપર અને મહાવીરે ૭૨ વર્ષની ઉમ્મરે પાવાગઢમાં મુક્તિ મેળવી હતી. કલ્પસૂત્રાનુસારે* આ બે બનાવમાં ૨૫૦ વર્ષનું છેટું હતું. પાર્શ્વનાથના સાધુઓ શ્વેત વસ્ત્ર પહેરે છે, પરંતુ મહાવીરના સાધુઓ દિગંબર-દિશારૂપી વસ્ત્ર પહેરે છે એટલે નગ્ન રહે છે. પરંતુ અર્વાચીન રંગેલાં વસ્ત્ર પહેરે છે. બંને ટોળામાં પ્રીતિ જોવામાં આવતી નથી. મહાવીરનો સોબતી ગોશાલ પાર્શ્વનાથના શિષ્યોની જોડે કેવળ વિવાદ કરતો હતો વિવાદનું મોટું કારણુ પહેરવાનાં વસ્ત્રનો ભેદ માત્ર હતો.

જૈન ધર્મના આદિ સ્થાપનારનો જોઈએ તેવો વિશ્વાસપાત્ર કંઈ પણ પતો મળતો નથી. પરંતુ ઘણા કાળથી જૈન ધર્મનો મત જનમંડળમાં ચાલવાનો આરંભ થયા પછી પાર્શ્વનાથની ઉત્પત્તિ થઈ. તેમણે પોતાની શક્તિથી લોકોને પોતાના મતમાં લાવીને પોતાનો સંપ્રદાય ચલાવ્યો. ત્યાર પછી મહાવીરે પોતાના બુદ્ધિબળથી ઘણાક શિષ્યોને એકત્ર કરીને પોતાના નામની કીર્ત્તિ કરી અને ઘણા લોકો તેમના સંપ્રદાયમાં સામેલ થયા. આવી રીતે સંપ્રદાય ભેદથી બે જણા ધર્મ પ્રવર્ત્તક થયા; પરંતુ ખરી રીતે તેઓ જૈન ધર્મના મુખ્ય પ્રવર્ત્તક નથી. તેઓ જનમંડળના નેત્રો સ્વરૂપ છે, એમ કહીએ તો ચાલે. જેમ બુદ્ધ દેવ બૌધ ધર્મનો સ્થાપનાર

---

* ગુજરાતના રહીશ ભદ્ર બાહુ નામના પુરૂષે ઈ. સ. ૪૧૧માં કલ્પસૂત્ર રચ્યું હતું. ગુજરાતના ધ્રુવસેન રાજાના સમયમાં ભદ્રબાહુ હતો. ઈ. સ. પૂર્વે ૫૨૬માં મહાવીર સ્વધામે ગયા હતા. કલ્પસૂત્ર જૈન શાસ્ત્રનું શિરોભૂષણુ છે. તે જૈનોને ઘણીજ આદરણિય અને આરાધનની વસ્તુ છે. જૈનોનાં બીજાં ધર્મ પુસ્તકોની પેઠે કલ્પસૂત્ર પણુ પ્રાકૃત માગધી ભાષામાં લખેલું છે.

છે, તેમ જૈન ધર્મનો સ્થાપનાર કોઇ જાણવામાં નથી.

**જૈનોના સંપ્રદાય ભેદ**—આ જગાએ જૈનોના સંપ્રદાય ભેદ વિષે બે વાતો લખવી નિર્થક ગણાશે નહિ. જૈનો **દિગંબર** અને **શ્વેતાંબર** એવા બે સંપ્રદાયમાં વહેંચાયેલા છે. દિગંબરોને પહેરવાનાં વસ્ત્ર નહોતાં તેથી તેઓને દિગંબર કહેતા હતા. દિગંબર જૈનો પોતાને મહાવીરના શિષ્યો કહીને માને છે. આજકાલ તેઓ રક્તાંબર અથવા રક્તપટ તરીકે ઓળખાય છે. કારણકે તેઓના યતિઓએ હમણાં ખાવાની વેળા સિવાય બીજા સર્વ સમયમાં રંગેલાં વસ્ત્ર પહેરવાનો આરંભ કર્યો છે. દિગંબર જૈનો તીર્થંકરોની મૂર્ત્તિઓને વસ્ત્રાલંકાર પહેરાવતા નથી. તેઓ ૧૬ જાતનાં સ્વર્ગ અને ૧૦૦ પ્રકારના ઇંદ્રનું અસ્તિત્વ માને છે. તેઓ સમાર્જની (ઝાડુ) અને જળ-કમંડળ હાથમાં રાખીને સર્વ મુસાફરી કરે છે. તેમ કરવાનું કારણ એ છે કે, અજાણમાં કોઇ જીવની પ્રાણહિંસા નિવારણને માટે તેમના હાથમાંના ઝાડુના યોગે કોઈ જગા સાફ કરીને પછી તેના ઉપર બેસે છે. જ્યારે પાણી પીવાની જરૂર જણાય, ત્યારે બીજાએ આપેલું પાણી પીધાથી તે પાણીમાં કદાપિ કિટાદિ કોઈ જીવ હોય, તો તેની જીવહિંસા થાય, અને પાપમાં પડાય, માટે પાણીનું કમડળું તેઓ સાથે રાખે છે. ઇત્યાદિ નાના પ્રકારના વિશ્વમાં બંને સંપ્રદાયમાં મત ભેદ જોવામા આવે છે.

**આચાર વિચાર;**—જૈનોમાં સાધારણ **યતિ** અને **શ્રાવક** એવા બે સંપ્રદાય છે. યતિઓ ઉદાસીન અને યોગી હોય છે. તેઓ કેવળ ભીક્ષા માગીને પોતાનું પેટ ભરે છે. કોઇ જાતનો ધંધો રોજગાર કરવાને ચાહતા નથી. સ્ત્રીઓનો સહવાસ કરવાને ધિક્કારે છે. અને લોકાલય શૂન્ય પ્રદેશમાં મઠ બાંધીને ત્યાં રહે છે. તેઓ "**અહિંસા પરમો ધર્મ**" એ મત ઘણાજ આડંબરની સાથે દેખાડે છે. તેઓ બેસવાની જગા ઝાડુથી સાફ કરીને ત્યાં બેસે છે. તેઓ કદિ પણ જૈનમંદિરમાં પુરોહિત થતા નથી. પુરોહિતનું કામ ઘણું કરીને બ્રાહ્મણોથી કરાવે છે. યતિઓ પૂજાદિ કાર્ય કરતા નથી ખરા, પરંતુ જૈન મંદિરમાં ધર્મ શાસ્ત્ર વાંચે છે.

**શ્રાવકો** સંસારી હોય છે. તેઓ યતિઓને ભિક્ષા આપે છે, અને પાર્શ્વનાથ તથા મહાવીર સ્વામીની વિશેષ રૂપથી અર્જના કરે છે. શ્રાવકો ગૃહસ્થાશ્રમી હોવાથી સંસારનાં કાર્યોમાં લાગેલા હોય છે, પરંતુ યતિઓ સંસાર ત્યાગી, સ્વલ્પાહારી અને ક્લેશ સહન કરનારા સંન્યાસીઓ માત્ર છે. તેઓ સંસારાશ્રમ ત્યાંગ કરીને યતિ થાય છે. તેઓ દેવ પ્રાર્થના

વગેરે કરતા નથી. જૈન શ્રાવકો મંદિરાદિ પ્રતિષ્ટિત તીર્થંકરની પૂજા કરે છે. એટલુંજ નહિ પરંતુ ઘણુંક બીજા હિંદુ દેવદેવીઓની પણ આરાધના કરે છે અને હિંદુઓના ઘણા ખરા આચાર અને જાતિભેદ પાળે છે. તેઓ જીવહિંસા કરતા નથી, વર્ષમાં અમુક દિવસે મીઠું, ખાટું, મધુર, અને ફળ, મૂળ તથા કંદ વગેરે કેટલીક વસ્તુઓ ખાતા નથી. તેઓ નીતિશાસ્ત્રના મુખ્ય પાંચ નિયમો વિશેષ રૂપે પાલન કરે છે. તે પાંચ નીતિ નિયમ આ પ્રમાણે છે;—(૧) જીવ હત્યા કરવી યહિ. (૨) સર્વદા સત્ય બોલવું,(૩) સરલ અને સારા સ્વભાવના થવું, (૪) પતિ અને પત્નીએ એક બીજા ઉપર વિશ્વાસ રાખવો. (૫) પાર્થિવ વાસનાઓનું દમન કરવું.

**મહાવીરનો સિદ્ધાંત;**—ઇંદ્રિયો નાશ થવાથી તેનું જ્ઞાન નાશ થતું નથી. કર્મની સત્તા જરૂર માનવી પડશે; કારણ પાપ પુણ્યની ઉત્પત્તિ જોવામાં આવે છે. પાપ પુણ્યાદિ કર્મફળ, પાપ પુણ્યાદિ કર્મનો આધાર, સ્વરૂપ, જીવ, પદાર્થ એ વર્ત્તમાન છે. પાપ પુણ્યનું ફળ ભોગવવું પડે છે અને જીવ ન હોય તો કોણ ફળ ભોગવશે? પરલોક છે, અહિંસા એ પરમ ધર્મ છે. મનુષ્યે શરીર ક્લેશ સહન કરવા, પરંતુ અતિ ક્લેશ ન વેઠવો. જેવી રીતે બીજાના શરીર ઉપર વ્યવહાર કરીએ છીએ, તેવીજ રીતે પોતાના શરીર ઉપર કરવો. જૂઠું બોલવું એ મહા પાપ છે, મનુષ્યે સર્વદા સત્યજ બોલવું જોઇએ. મિથ્યા બોલવાનો ઝેરની પેઠે ત્યાગ કરવો, પારકા મનુષ્યની કંઈ પણ ચીજ ચોરવી એ પાપ છે. જીવ માત્રથી દયા રાખવી, સંસારની માયા જાળમાં ફસાયાથી જીવ પાપ પંકમાં પડીને અધોગતિ પામે છે. માટે પોતાની ઉન્નતિની આશા રાખનારે વિવેક શક્તિથી વિચાર કરીને કર્મના ફળાફળ સમજી લઈ, માયાને કાપી નાખવાનો પ્રયત્ન કરવો. ઈત્યાદિ.

**જૈનોમાં મતભેદ;**—જૈનોમાં મહાવીર પછી આઠ જુદા જુદા મત-ભેદ વાળા થયા છે. તે પ્રત્યેકને **નિન્હવ** કહે છે. આઠમો નિન્હવ **બોટીક શિવભૂતિ** થયો. તેણે વસ્ત્ર ન પહેરનાર **દિગંબર** મત ચલાવ્યો. તે પહેલાં બધા **શ્વેતાંબરી** હતા; એવું શ્વેતાંબર વાળા કહે છે. દિગંબરવાળા પોતાનો મત પ્રાચીન જણાવે છે અને શ્વેતાંબરવાળાને અર્વાચીન કહે છે. મહાવીર સ્વામી પણ દિગંબર હતા. દિગંબરના સાધુઓ રંગેલાં વસ્ત્ર પહેરે છે, અંજળીથી પાણી પીએ છે, આચાર પાળવામાં બહુ તીવ્ર કૃષ્ટ ભોગવે છે, પણ તેઓ બૌધને માને છે, અર્હનને માનતા નથી. એના ભેદ પણ ઘણા થયા છે. શ્વેતાંબરો ધોળાં વસ્ત્ર પહેરે છે. તેમાં **પુનમિયા** ઇત્યાદિ ભેદો પડયા છે. એ પછી છેક હાલમાં બીજા પણ ઘણા ભેદ પેદા થયા છે.

અમદાવાદના એક **લુપક** નામના લેખકે સંવત ૧૫૦૮ માં જુદા **પડી** સંવત ૧૫૩૪ માં **લીંબડીમાં** નવો માર્ગ ચલાવ્યો. જૈનમાં મૂર્ત્તિ પૂજા પ્રથમથીજ છે. તીર્થંકરોની મૂર્ત્તિઓને પૂજે છે, ને જપ, કથા, વાર્તા જેને વ્યાખ્યાન—વખાણ કહે છે એ સર્વને માને છે. **લૂપકે** એ બધું ન માન્યું. એના શિષ્યોમાં સંવત ૧૭૦૯ માં **વજ રંગ** થયો, તેની પાસેથી **સુરતનો** વોહિરો **લવજી** દીક્ષા લીધા પછી છુટો પડયો અને મોઢે પાટી બાંધવા માંડી. એનાજ ચેલામાંથી પરંપરાએ કોઈ **ધર્મદાસ છીપાએ** ઢુંઢીયાનો પંથ કહાડયો. એમાં પણ વળી **તેરા પંથી** અને **વીસપંથી** એવા ભેદ છે. ઢુંઢીયા પૂજા, વખાણ, આદિ બાહ્યાચારને બહુ માનતા નથી, પણ હિંસા ધર્મ માટે સખત આચાર પાળે છે. **તેરા** અને **વીશ** પંથી એ ઉપરાંત ગુરૂને કે પુજાને પણ માનતા પથી. ઈત્યાદિ શ્વેતાંબર ગ્રંથોમાં જણાવેલું છે. તે દરેકના મત જૂદા જૂદા છે. તે બધા અત્રે લખી વિસ્તાર કર્યો નથી.

જૈન લોકો વખતના ભાગ ત્રણ યુગમાં કરે છે, અને તેઓ **૨૪ જિનો**-ને પૂજે છે. **જિનો એટલે સિદ્ધ થયેલા ધાર્મિક માણસો** એવા જિન ભૂતકાળમાં ૨૪ થયા હતા. વર્ત્તમાન કાળમાં ૨૪ થયા છે અને ભવિષ્યમા કાળમાં ૨૪ થશે. દેહેરામાં તેમની મૂર્ત્તિ સ્થાપન કરી પૂજવામાં આવે છે. ઇત્યાદિ.



# પ્રકરણ ૧૨ મું.

## નાસ્તિક મત પ્રવર્ત્તકો.

### ચાર્વાક.



આ દેહાત્મવાદી નાસ્તિક **સાંખ્ય** અને **બૌદ્ધ** મતની પૂર્વે કલિયુગ બેસતાં યુધિષ્ઠિર શકમાં થયો. આ સમયે છ નાસ્તિકો થયા, તેમાં આ પહેલો હોવાથી નાસ્તિક શિરોમણી કહેવાય છે. એ મતની મૂળ ઉત્પત્તિ દૈત્યોની બુદ્ધિને મોહ પમાડવા **બૃહસ્પતિ**એ કરી એવું કહેવાય છે. એમ કરવાનું કારણ એ હતું કે દેવો વિરૂદ્ધ દૈત્યો હતા. તેમને ધર્મથી ભ્રષ્ટ કરી, **શિવ** પાસે સંહાર કરાવવાનું હતું; બીજી તેમની મતલબ નહોતી. ( જુઓ બૃહસ્પતિ ચરિત્ર. ) એ ઉપદેશને સત્યમાની **વિરોચન** દૈત્યે સિદ્ધાંતો કર્યા. તેણે જે મત શિખવ્યો હતો, તે મતનો અનુયાયી એટલે તે મત ઉપાડી ચલાવનાર **ચાર્વાક** થયો.

ચાર્વાક યુધિષ્ઠિર શક ૬૬૧ના પ્રભવ નામે સંવત્સરમાં વૈશાખ શુદ ૧૫ રવીવારે જન્મ્યો હતો. તેના પિતાનું નામ **ઇંદુકાંત** અને તેની માતાનું નામ **સુકિવણુ** હતું. એ **અવંતી** દેશમાં ક્ષિપ્રા અને ચંબલાં નદીના સંગમપર **શંકોદ્ધાર** ક્ષેત્રમાં રહેતો હતો. અતિ પ્રાચીનકાળથી ચાલતો આવેલો વેદ ધર્મ, તેની સામા થવા નાસ્તિક ગ્રંથો રચી નાસ્તિક કુતર્કો પ્રસિદ્ધ કરવા લાગ્યો આ મતની પૂર્વે સર્વ લોકો વેદ માર્ગે ચાલતા હતા. કોઇએ પણ વેદ વિરૂદ્ધ કુતર્ક કર્યા નહોતા. પ્રથમ કુતર્ક પ્રસિદ્ધ કરનાર આજ હતો. એ વેદ, કર્મ, જ્ઞાન, અને પુનર્જન્મને માનતો નહોતો.

**ચાર્વાકનો ઉપદેશ;**—વેદ ધૂર્ત, ઠગી અને રાક્ષસોએ કર્યા છે. તે માંહેનાં કર્મ પણ તેવાંજ છે. વેદોક્ત અગ્નિહોત્ર, યજ્ઞ ગયા, ઈત્યાદિ કર્મ, દ્રવ્ય હરણ અને કષ્ટ સાધ્ય છે. એ બુદ્ધિ અને પરાક્રમ હીન લોકોની જીવિકા માટેજ ઉભાં કર્યા છે. યજ્ઞમાં પશુને માર્યાથી પશુ

સ્વર્ગમાં જતો હોય, તો યજમાન પોતાના બાપનેજ કેમ મારતો નથી કે તે તરત સ્વર્ગમાં જાય. શ્રાદ્ધમાં પિંડદાન કર્યાથી જો પિતૃ સંતોષપામતા હોય તો પ્રવાસે જનારે ભાથુ શા માટે સાથે રાખવું જોઇએ ! છોકરાં ઘેર શ્રાદ્ધ કરી પિંડ મૂકશે એટલે તેને પહોંચશે. અહીં અન્ન વગેરે દાન કર્યાથી સ્વર્ગમાં પિતૃઓને મળે છે, તો ઘરની નીચલી ભોંયે કરેલ દાન ઉપલી ભોંયવાળાને કેમ ન પહોંચે ? અને તેવું કેમ થતું નથી ! માટે શ્રાદ્ધ, દાન કરવાં વૃથા છે. દેહથી જુદો આત્મા પરલોકમાં જાય છે, તો ફરી બંધુ વગેરેના સ્નેહને માટે કેમ આવી મળતો નથી ? માટે પરલોક નથી, દેહથી જુદો આત્મા નથી કે, એ પરલોકમાં જતો નથી. દેહ એજ આત્મા છે. ઇત્યાદિ વાતો તેણે દેશમાં ઘણી ચર્ચી હતી.

જગત્ અનાદિ છે, સ્વભાવિક રીતે ઉત્પન્ન થયેલ છે, જન્મ્યા પછી જગતમાં રહેવાના માટે છે, છે, ને છે. અને મુઆ પછી આવવાના નથી. માટે નથી, નથી, ને નથી. પૃથ્વી, જળ, વાયુ અને અગ્નિ એ ચાર ભૂતોનાં તત્વો મળવાથી આ દેહ અને આખી સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે. એ તત્વો પોતાના સ્વભાવથીજ સૃષ્ટિ કાર્ય કરે છે. કાથો, ચૂનો અને પાનનો અમુક પ્રકારે યોગ થતાં, જેમ લાલ રંગ પેદા થાય છે, તથા જેમ બે પદાર્થોના ઘર્ષણથી વિજળી ઉત્પન્ન થાય છે. તેમ દેહમાં જે જીવરૂપ ચૈતન્ય શક્તિ છે એ ચાર ભુત તત્વના મિશ્રિતપણાથી ઉત્પન્ન થયેલ છે. જીવ કે ચૈતન્ય એવું જડ તત્વોથી જુદું કાંઇ પણ નથી. આ જગતનો કર્ત્તા ઇશ્વર, દેવ, પ્રજાપતિ આદિ કાંઇજ નથી—પ્રત્યક્ષ જણાતો નથી. દેહ નાશ પામ્યા પછી આવનારજ નથી, માટે પુનર્જન્મ જેવું પણ કાંઇજ છે નહિ.

દેહની ઉત્પત્તિમાં કર્મની અપેક્ષા નથી; કારણ કે કર્મ છે એ બાબત પ્રત્યક્ષ પ્રમાણ નથી. કેવળ અનુમાન સાધ્ય છે, પણ અનુમાન એતો મિથ્યા છે. એક રોગી, બીજો નિરોગી, એક દરિદ્ર બીજો ધનવાન એ આદિ સર્વ જગતની સ્વભાવિક ઉત્પત્તિનું વિચિત્રપણું છે. એતો સ્વભાવિક રીતેજ તેવાં ઉત્પન્ન થાય છે. જેમ અગ્નિ સહજ ગરમ, પાણી, વાયુ સહજ શીતળ છે એ પ્રમાણે આ દેહમાં 'હું,' અને મારો' એવો જે પ્રયોગ થાય છે. તેપરથી 'હું' મારો કહેનારો કોઇ પણ જુદો હશે એવું લાગે છે. પણ તેમ નથી. કર્મ કરવાં, વર્ણભેદ પાળવો, ઇત્યાદિ નકમું છે. દેહ એજ આત્મા છે. એમ કહી પોતાનો પક્ષ શ્રુતિ સિદ્ધ છે, એવું જણાવવાને "अन्नमब्रह्मेतीव्याजानत्" એવા વિરોચન દૈત્યના અવિચારથી થયેલા સિદ્ધાંતોનાં પ્રમાણ આપતો. માટે દેહને સુખી રાખવો. આ જગતમાં રહીએ ત્યાંસુધી ખાઇ, પી, આઓ.

ભોગવી આનંદમાં રહેવું, એજ પરમ સુખ છે, એજ સ્વર્ગ છે. આ સિવાય બીજું કોઇ સ્વર્ગ નથી. મહા કષ્ટ ભોગવી દુઃખી થવું એજ નર્ક છે. માટે જીવીએ ત્યાંસુધી સુખે રહેવું, કરજ કરીને પણ મિષ્ટાન જમવાં; કેમકે કરજ નહિ અપાય તોપણ પુનર્જન્મ નથી એટલે કશી ચિંતા નથી. પરલોક પ્રાપ્તીની આશાથી જે કોઈ હાલ ઘણું કષ્ટ સહન કરે છે, તે કાંટાની વેદના મુજબ નર્ક દુઃખજ અનુભવે છે. લોક પ્રિય રાજા એજ ઇશ્વર, તેમની આજ્ઞા પાળવી એજ ધર્મ છે અને મરણ એજ મોક્ષ છે; કેમકે પછીથી આ જગતમાં પાછું આવવાનું નથી. શરીર પીંજરાનાં ચાર ભૂતોનાં તત્વો પોતપોતાની જાતિમાં ભળી જાય છે, અને જીવ ચૈતન્ય એ એના તત્વોના સ્વરૂપમાં ભળી રહે છે. આ જગતમાં પ્રત્યક્ષ વસ્તુજ સાચી જાણવી અને અ પ્રત્યક્ષ ખોટી જાણવી. માટે પ્રત્યક્ષ એજ મોટું પ્રમાણ છે. આ સિદ્ધાંતોને ખોટા પાડવા માટે અનુમાનાદિ પ્રમાણથી કોઈ મથે, તોતે ચાર્વાકને માન્ય નથી. કેવળ પ્રત્યક્ષ પ્રમાણજ માન્ય છે

આ મતમાં **અર્થ** તથા કામ એ બે પુરૂષાર્થ ગણેલા છે. **અર્થ**–દ્રવ્યાદિ પદાર્થનું હરણ કરવું. કામ–સ્ત્રીસંભોગ વગેરે સુખ પ્રાપ્ત કરી લેવું. ઇત્યાદિ વાતો તેણે દેશમાં પ્રસિદ્ધ પાડી હતી.

આ મતવાળાને ચાર્વાક, લોકાયતિક, અને નાસ્તિક પણ કહે છે. એમાં ચાર મત પડેલા છે. **(૧) દેહનેજ આત્મા કહેવાળા (૨) ઇંદ્રીયોનેજ આત્મા કહેવાવાળા. (૩) પ્રાણ—વાયુનેજ આત્મા કહેવાવાળાં. (૪) મનનેજ આત્મા કહેવાવાળા.** તેમનાં આવા મતથી એ વખતે સ્ત્રી પુરૂષો સ્વતંત્રપણાથી મરજીમાં આવે તેમ વર્ત્તિ કુકર્મો કરવા લાગ્યાં હતાં, માંસાહાર, ચોરી, ખુન, વ્યભિચાર, પ્રપંચ, કાવત્રાં ઇત્યાદિ અનાચાર, અન્યાય અને અજ્ઞાનનું આવર્ણ આવી પડયું હતું. લોકો દુઃખી થવા લાગ્યાં હતાં. આવો તેમનો પશુવૃત્તિરૂપ ધર્મ દેશમાં શુદ્ર જેવા અજ્ઞાનો એ પણ ગ્રહણ કર્યો નહિ, પણ સ્વર્ગ મોક્ષ અને પુનર્જન્મની ભાવનામાં ઉછરેલી લોકોની બુદ્ધિને આ ધર્મે ધકકો લગાડયો અને ઉલટી ભડકાવી. ઇત્યાદિ ઇત્યાદિ, વર્ત્તણુકથી એ ધર્મે ટુંક મુદતમાંજ પોતાનો નાશ પોતેજ કર્યો. ચાર્વાક વિષે જૈન ગ્રંથ તથા સર્વ દર્શન સંગ્રહમાં લખ્યું છે કે;–ચાર્વાક યુધિષ્ઠિર શક ૭૨૭ ના શ્રીમુખ સંવત્સરના દક્ષિણાયનમાં ભાદરવા સુદ ૧૨ સોમવારે મરણ પામ્યો. એ રીતે જોતાં તેને થઇ ગયાં ને આશરે ૪૭૪૫ વર્ષ થયાં એવું આ ઉપરથી સિદ્ધ થાય છે.

# ક્ષપણક.

આ દેહાત્મવાદી પુરૂષ ચાર્વાક જેવોજ નાસ્તિક હતો. તેના વિચાર ચાર્વાકને મળતાજ હતા. ( જુઓ. ચાર્વાક ચરિત્ર. ) દ્વાપર યુગને અંતે ભારતી યુદ્ધ થયું. તેમાં ઘણાક મહારાજાઓ નાશ પામ્યા. ઋષિ, મુનિઓ અદશ્ય થયા અને વર્ણવ્યવસ્થા તૂટી. તેથી અનેક પ્રપંચી પાખંડીઓ પોતાની મરજીમાં આવે તેવો ઉપદેશ લોકોમા ફેલાવવા લાગ્યા. તેમા કોઈ કોઇને કહેનાર રહ્યુ નહિ. તેવા સમયમા યુધિષ્ઠિર શક ૬૬૦ માં ક્ષપણક ઉત્પન્ન થયો. તે એવો ઉપદેશ આપવા લાગ્યો કે;—" ઈશ્વર નથી, પરલોક નથી, પુનઃજન્મ નથી, પાપ પુણ્ય નથી. શરીરને અનેક પ્રકારનાં ગમે તેવાં કાર્યો કરીને પણ સુખ આપવું તેજ ધર્મ; ઇત્યાદિ વચનોથી નાસ્તિક શાસ્ત્ર પ્રવર્ત્તાવવા લાગ્યો.

લોકો આવો તેનો ઉપદેશ સાંભળી ચળીત મનના થયા, તેમની મતિ ભ્રષ્ટ થઈ ગઈ; અધર્મ વ્યાપી ગયો; ચોરી, વ્યભિચારી, લૂચ્ચાઈ, કપટ આદિ દુરાચાર પ્રસરી ગયો. તેથી લોકો દુઃખી થવા લાગ્યા હતાં. એ ધર્મ બહુ ચાલી શકયો નહિ, પણ તેણે જે વચનો લોકોમા પ્રસાર કર્યા હતા, તેની અસર ગઈ નહિ. લોકોના મનમાં તેથી અનેક નવી કલ્પના સ્ફુરવા લાગી; કેમકે લોકોપર અંકુશ રાખનાર અને તેમને ખરે માર્ગે દોરનાર કોઇ તે સમયે મહાપુરૂષો હતા નહિ. તેથીજ નાસ્તિક કલ્પનાઓની અસરને લીધે પછીથી બૌદ્ધધર્મ પ્રગટી આવ્યો હતો.



# પ્રકરણ ૧૩ મું.

## પેગંબરો.

### જરથોસ્ત.



જગત્ પ્રસિદ્ધ મહાત્મા **જરથોસ્ત** એ પારસી સમાજનો **દેવતા**—પેગંબર. **જરથોસ્ત ધર્મ**ના પ્રવર્ત્તકનો જન્મ ઈ. સ. પૂર્વે ૧૫૭૧ *માં ઇરાન દેશના મુખ્ય શેહેર **તેહેરાન**ની પાસે **રહે** નામે ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ **પોઉરૂ અસ્પ** અને માતાનું નામ **દોગડો** હતું. તેમના પિતા **ફરેદુન** નામે બાદશાહના વંશના હતા. પેગંબરનું કુળ **સ્પીતમ** અથવા **એચેતઆસ્પ** નામે ઓળખાય છે—જરથોસ્તને એક ધર્મપત્ની હતી. તેનાથી તેને ૩ પુત્રો અને ૩ પુત્રી થયા હતા.

ઇરાન દેશમાં એ સમયે **માજી** નામના ધર્મમત વાદીઓ અનેક પાખંડ ધર્મનો બોધ આપતા હતા. તેમણે રાજ્યમાં મોટી સત્તા મેળવી હતી. મહાત્મા જરથોસ્તે પોતાના શાસ્ત્રમાં પૂર્ણ જ્ઞાન મેળવીને એ ધર્મ મતવાદી લોકો સાથે વિવાદ ચલાવ્યો. અને મૂર્ત્તિપૂજા તથા જાદુ વગેરે વહેમોની સામે થઇને એક નિરંજન નિરાકાર ઇશ્વરનો અને સદાચારનો ઉપદેશ કર્યો. તેથી તેમના ઘણા શત્રુ થયા; પરંતુ તેમણે ઉપદેશ આપવો બંધ કર્યો નહિ. પ્રથમ **બાકટ્રીયામાં** તેમણે પોતાના ધર્મનો ફેલાવો કર્યો. ત્યાર પછી ઇરાન અને તેની પૂર્વ તરફના મુલકમાં ફેલાવ્યો હતો. તે પછી **બલખ** શેહેરમાં જઇને ત્યાંના કેટલાક પુરૂષોને પોતાના મતમાં લીધા. બાદ તેઓ પોતાની ૩૦ વર્ષની ઉમ્મરે **ધર્મ—પેગામ** લેઇને ઇરાનના શેહેનશાહ **ગુસ્તાસ્પ**ના દરબારમાં ગયા હતા. ત્યાં બાદશાહે મોટી સભા ભરીને સઘળા ધર્મમત વાદીઓને એકઠા કરી, તેમનો ધર્મવાદ સાંભળ્યો હતો. તેમાં મહાત્મા જરથોસ્તે વિવાદમાં સર્વને હરાવ્યા હતા. પરંતુ ખેદનો

* કોઇ વિદ્વાન તેમનો જન્મ ઈ. સ. પૂર્વે ૧૨૧૬ માં અને કોઇ ઇ. સ. પૂર્વે ૬૫૦૦ માં બતાવે છે. ગમે તેમ હો પરંતુ જરથોસ્ત એ ઘણા પ્રાચીન કાળમાં થયા એતો સિદ્ધ છે.

વિષય એ છે કે, તેમના કોઇ દુશ્મને ભંભેરવાથી ગુસ્તાસ્પ રાજાએ તેમને કેદ કર્યા હતા. તે છતાં દૈવઇચ્છાથી તેમનો જય થયો હતો. એવું બન્યું કે, રાજા કોઇ પ્રકારના દુઃખથી પીડા પામવા લાગ્યો; અને ઘણા ઉપાય કર્યા, પણ તેને આરામ થયો નહિ. એ વાતની મહાત્મા જરથોસ્તને ખબર થવાથી તેમણે રાજાને કહાવ્યું કે, મને મુક્ત કરીને તમે તથા દેશના લોકો મારો ધર્મ કબુલ કરો તો હું તમને સારા કરૂં. ગુસ્તાસ્પ રાજાએ એ વાત કબૂલ કરી. તેથી તેમણે તેનો રોગ મટાડીને સારો કર્યો. રાજાએ પોતાના કરાર પ્રમાણે **સેબિયન ધર્મ** છોડીને જરથોસ્તનો મત અંગિકાર કર્યો. એ રીતે જરથોસ્તે ૪૦ વર્ષની ઉમ્મરે પોતાના દેશીઓને નવો ધર્મ આપ્યો હતો.

જરથોસ્તે પછી બાકટ્રીયાના રાજાને સેબિયન ધર્મ છોડાવી પોતાના ધર્મમતમાં આણ્યો. એ રાજા **સિથીઆ**ના રાજાને ખંડણી આપતો હતો. તેને તેણે કહાવી મોકલ્યું કે, તમે જો સેબિયન ધર્મ છોડીને જરથોસ્તનો ધર્મ અંગિકાર કરો તો હું તમને ખંડણી આપું. તે ઉપરથી એ રાજાએ ગુસ્સે થઇને બાકટ્રીયાના રાજા ઉપર ચડાઈ કરી રાજધાની બલ્ખ શેહેર લેઇ લીધું; એટલુંજ નહિ પણ પેગંબર જરથોસ્ત અને બીજા ૮૦ ઉપાધ્યાઓને મારી નાખ્યા. ત્યાર પછી બાકટ્રીયાના રાજાએ લશ્કર એકઠું કરી સિથિયનોને મારી નાખી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું હતું, અને જરથોસ્તી ધર્મને સબળ પાયાપર આણ્યો હતો. એ રીતે મહાત્મા જરથોસ્તે પોતાની ૭૭ વર્ષની ઉમ્મરે શત્રુરાજાની તરવારના ઘાથી દેહ ત્યાગ કર્યો હતો.

**ધર્મનાસિદ્ધાંત**—પરમેશ્વર એક અને અનાદ્યંત છે. અનદ્યંત તત્વ નિરંતર આદિતત્વ છે. સત્ય શુભ કર્મની અધિષ્ટાતા શક્તિ **હોરમઝદ** છે અને અસત્ય અશુભ મલીન કર્મની અધિષ્ઠાતા શક્તિ **અહેરીમન** છે. ફેરસ્તાઓ તત્વ, ઋતુઓ અને મનુષ્યજાતિની વ્યવસ્થાનો નાશ કરવા પ્રયત્ન કરે છે, પણ તેઓનું ફાવવા દેતા નથી. અંતે હોરમઝદનો જય છે. જંદમાં ખોદા—પરમેશ્વરને **અહુરાજ** કહે છે. મોટા દેવતા હોરમઝદ ગણાય છે. તે બેહેસ્ત—સ્વર્ગમાં વસે છે. હોરમઝદે પ્રથમ ૭ દેવતા ઉત્પન્ન કર્યા. (૧) સખાવતના દેવને **વહમન—વમાસવું** કહે છે; (૨) સચ્ચાઇના દેવને **અરદીબેસ્ત**—અસ્વહિસ્ત કહે છે (૩) બંદોબસ્તના દેવને **ખરાથરવેરીઆ** (શેહેરેવેર) કહે છે; (૪) ડાહાપણના દેવને **અરમાઇટી** (અસફંદાર મત) કહે છે; (૫) દોલતના દેવને **હુરવટાટ**, અને **અમ્મરટાટ** કહે છે અને

(૬) ખુબ સુરતીના દેવને ખુરદાદ અને અમ્મરદાદ કહે છે. ઇત્યાદિ દેવો થકી સૃષ્ટિના પદાર્થોની વ્યવસ્થા માની છે. હાલ જરથોસ્તીઓ મૂર્તિ બનાવતા નથી, પણ આકાશને જુપિટર દેવતા ગણી તેને ઉંચી જગ્યાપર જઈ ભોગ આપે છે. સૂર્યને આફતાબ, મીથરાશ, મેહેરયજદ કહે છે; ચંદ્રને મહાતાબ, એનીઇટીસ, એનાહિત્તા અને અરદુઇશુરખાક કહે છે. પ્રકાશ એ હોરમઝદના યશનું ચિન્હ છે. ઇશ્વરના ખાફનુરમાંથી પેદા થયેલી અગ્નિની જ્યોતિ છે. તેથી આતસ–અગ્નિ તેની ઓળખાણ આપનાર છે. તેટલા ઉપરથી તેના બનાવેલા સૂર્ય અથવા જગતમાં વ્યાપી રહેલા આતસ અગ્નિમાં ચંદન, ગુગર વગેરે સુગંધી પદાર્થો હોમી હવન ક્રિયા કરી હોરમઝદની સ્તુતિ પ્રાર્થના કરે છે. વાયુ, પાણી, પૃથ્વી એ આદિ તત્વોને પણ માન આપે છે. પડતર ખેતર ખેડવું, સૂકી જમીનમાં પાણી આણવું એ કામ મનુષ્ય જાતને સુખ આપનારાં છે. માટે તે ઇશ્વરને ગમતા છે અને ઇશ્વર પોતાનાં પેદા કરેલાં પ્રાણીઓને ઉંચું સુખ થાય એવું ઇચ્છે છે. અપવિત્રતા, આભડછેટ ન રાખવી; પાણીમાં હાડકું, વાળ, મરેલાં જનાવર, ચરબી, લોહી વગેરે ગલીચ વસ્તુઓ ન રહેવા દેવી, પાણીને ગાળી સ્વચ્છ પીવું, દયા રાખવી, સત્ય બોલવું, રાક્ષસો કે મનુષ્ય મધ્યેથી જે કોઈ પાપ ને પુણ્યનું કામ કરે છે તેનો હિસાબ લઇ ન્યાય આપનાર અહુરમઝદ છે. માટે તેની આજ્ઞા પ્રમાણે વર્તવું જોઇએ. કુકર્મ કરનાર, અસત્ય બોલનાર, જીવહિંસા કરનાર, આચાર વિચાર ન પાળનાર મનુષ્ય પાપી થાય છે, માટે જગતકર્ત્તા પ્રભુ અહુરમઝદની આજ્ઞા પાળવી. સ્નાન, શૌચ, સંધ્યા, પવિત્રતા, દયા, આર્જવ, ક્ષમા, સત્સંગ આદિ કરવાની આજ્ઞા છે. જે મનુષ્ય ધર્મની આજ્ઞા ઉપર વિશ્વાસ લાવીને તે યથાર્થ પાળે છે તેનો આત્મા હોરમઝદના સ્વર્ગમાં બીજા ઉત્તમ આત્માઓની સાથે ઐક્ય રૂપથી મળી બેસે છે.

**જરથોસ્તી ધર્મ અને હિંદુ ધર્મનું મળતાપણું;**—જંદ ભાષામાં પ્રાચીન ગ્રંથ ગાથાવાણીનો છે. તે પછી ક્રિયા કર્મનું જ્ઞાન આપનાર વંદીદાદ નામે ગ્રંથ થયા. સંસ્કૃત અને જંદ ભાષામાં થોડો ફેર છે. તેથી કરીને ધર્મ, ક્રિયા કર્મ, ચાલચલણ, રૂઢી માર્ગ, હુન્નર કળા, કૌશલ્યતા વગેરે સર્વ આર્ય–હિંદુ પ્રજાને મળતાં છે. આર્યો–હિંદુઓ જેને શીવ–કલ્યાણરૂપ કહે છે. તેનેજ જરથોસ્તીઓ સુરવદેવ કહે છે. આર્યો–હિંદુઓ પોતાના એકજ ઇશ્વરને માનવાવાળા ધર્મને વેદધર્મ કહે છે. તેમજ જરથોસ્તીઓ પોતાના એક ઇશ્વરને માનવાવાળા ધર્મને માજદીયસ કહે છે. જરથોસ્તી પારસીઓ અને હિંદુઓ આર્ય કહેવાય છે, અને તેઓ પ્રાચીન કાળે સાથેજ રહેતા હતા. ત્યારે શીવ પૂજન કરતા હતા. પણ જરથોસ્ત

પેગંબર થયા પછી મુખ્ય મોટા ટોળામાં ધર્મ સંબંધી વિવાદ થયો. તેથી આર્ય પ્રજામાં મોટા બે જથા પડી ગયા. જરથોસ્ત પેગંબરે ચલાવેલા ધર્મ-સંપ્રદાયનાં લોકો હિંદુ લોકોથી જુદા પડીને ત્યાંથી હમેશાંને માટે ચાલ્યા ગયા. અને પશ્ચિમ તરફ જઇને વાલ્હિકાદિ નાના દેશમાં ભ્રમણ કરીને પારસ્તામાં જઇને પારસી નામને પ્રાપ્ત થયા, અને જે આર્યો ભારત વર્ષ-હિંદુસ્થાનમાં જઇને વસ્યા, તેઓ હિંદુ કહેવાયા. અસલી આર્ય ટોળો તમામ મૂર્તિપૂજક હતો. પણ જુદા પડયા પછી અનેક કલ્પિત રીત રિવાજો નીકળ્યા.

એક શોધક મહાન વિદ્વાન્ કહે છે કે;-જરથોસ્ત ધર્મ એ વેદ ધર્મની એક શાખા છે, અને તેમાંથી એ ધર્મ નીકળ્યો છે. તેનાં ઘણાં પ્રમાણો મળે છે. તૈતરીય સંહિતામાં યજ્ઞો પવિત વિષે જે વર્ણન કરેલું છે. તેમાં એવું જણાવેલું છે કે,-બ્રાહ્મણે સૂતરનું વણેલું બ્રહ્મસૂત્ર-જનોઈ-ધારણ કરવું; ક્ષત્રિયે શણનું અને વૈશ્યોએ ઘેટાની ઉનનું વણેલું યજ્ઞો પવિત જનોઈ ધારણ કરવું. વળી એજ પ્રમાણે આપસ્તંના ધર્મસૂત્રમાં વર્ણન કરેલું છે. કે; ઉતરોય વસ્ત્ર નહિ હોય, તો તેને બદલે એક વધારે યજ્ઞોપવિત ધારણ કરવું. હાલ આપણા જોવામાં આવે છે કે, પારસી લોકો ઘેટાના ઉનનુ યજ્ઞોપવિત ધારણ કરે છે. તેને તે લોક કુસ્તી કહે છે. તે કેડે બાંધે છે અને તેને પવિત્ર ગણે છે. ઉત્તરીય વસ્ત્રને ઠેકણે સદ્રો શરીર ઉપર રાત્રીદિવસ રાખે છે. અગ્નિનાં દેવાલય-જેને અગીયારી કહે છે, તેમાં અગ્નિનો કુંડ હોય છે તેમાં ચંદન વગેરે સુગંધી પદાર્થો હોમે છે. હિંદુઓની પેઠે અગ્નિ, પાણી, સૂર્ય, સમક્ષ ખોદા-પરમેશ્વરની પ્રાર્થના કરે છે, ધર્મ ક્રિયામાં ગૌમૂત્રનો ઉપયોગ કરે છે. ઇત્યાદિ ક્રિયા, કર્મ હિંદુ-આર્ય ધર્મને મળતાં છે.

**જરસ્થોસ્તી ધર્મના ગ્રંથો:**—જરથોસ્તી ધર્મનાં પવિત્ર લખાણો જંદ-અવસ્તામાં છે. જંદ-અવસ્તાનું ખરૂં નામ તો અવસ્તાજંદ છે. જરથોસ્તનાં પવિત્ર ધર્મનાં ફરમાનો તે અવસ્તા છે. તેનો ખુલાસો જંદ છે. અને વધારે ખુલાસો પા-જંદ છે. પારસીઓનાં ધર્મ લખાણો પુષ્કળ હતાં. પણ હાલ તેટલાં મળતાં નથી. વિદ્વાન્ પલીની જણાવી ગયો છે કે;—"જરથોસ્તે ૨૦,૦૦,૦૦૦ ધર્મ સંબંધી કવિતાઓ બનાવી હતી." એક આરબ ગ્રંથકાર અબ્બુજાફર અવતારી લખી ગયો છે કે;—"જરથોસ્તનું ધર્મ લખાણ ૧૨૦,૦૦ ચર્મપત્રો ઉપર કરવામાં આવ્યું હતું. એ સઘળાં લખાણો ૨૧ ભાગો જેને નોસકો કહે છે, તેમાં વહેંચાયેલાં હતાં." હાલ જે જરથોસ્તી ધર્મના ગ્રંથો રહેલા છે, તેમાં પ્રાચીન પુસ્તકે યશના

—હજરાની છે. તેમાં પ્રાચીન અવસ્તાની ભાષાનો અને ખુદ જરસ્થોતના બનાવેલા [ ૫ ] ગાથા—ધર્મગાયનો આવેલાં છે. વીશપરદ છે. વંદીદાદ નું એકલું પુસ્તકજ માત્ર પુરેપુરૂં રહેલું છે. સિવાય—વિસ્તારૂપ, નો-રાકઆગ, હાદોશકનોખત, દામદાદનો શક, અને ખોરદેઅવસ્તા છે. ઇત્યાદિ. રીતે આ મહાત્મા જગતમાં અમર કીર્ત્તિ રાખી ગયા છે. ધન્ય છે તેમને !!!

---

# જીજસક્રૈસ્ટ—ઇશુખ્રિસ્ત.



ખ્રિસ્ત લોકોના ઇષ્ટદેવતા જીજસક્રૈસ્ટ અથવા ઇશુખ્રિસ્તનો જન્મ ઇ. સ. ની પૂર્વે ૪ માં ડીસેમ્બર મહિનાની ૨૫ મી તારીખે જૂડિયાપ્રાંત માંહેલા જેરૂસલેમ નગરની અગ્નિ કોણમાં ૬ મૈલ ઉપર આવેલા બેથલેહેમ ગામમાં થયો હતો. તેની માતાનું નામ મેરી—મરિયમ હતું. મેરી—મરિયમ પવિત્ર મનની, દયાળુ, બુદ્ધિવાન, અને આસ્તિક હતી. તે કુમારીનો વિવાહ યાહુદી ધર્મના જોસેફ નામે સુતાર સાથે થયો હતો. મેરી યુવાવસ્થામાં આવી નહોતી, સ્ત્રી પુરૂષ તરીકેનો સંબંધ થયો નહોતો છતાં ગર્ભવંતી થઇ. તેથી જોસેફ વેહેમાયો, છુટા છેડા કરવાને તૈયાર થયો હતો, પણ પ્રભુના દૂતે આવી કહ્યું કે, તું વહેમાઇશ નહિ. મેરીને પેટે જે ગર્ભ છે, તે પ્રભુનો પુત્ર છે; વગેરે કહ્યાથી પછી તેણે તેની સાથે સંસાર માંડયો હતો, અને જીજસક્રૈસ્ટને ઉછેરી મોટો કર્યો હતો.

બાલ્યાવસ્થા;—જૂડિયાના પાદશાહ હેરોડના જાણવમાં આવ્યું કે, જીજસનો જન્મ થયો છે અને તેને માટે પેગંબર તરીકેનું મત ફેલાયું છે. એ સર્વ તેણે ઠગાઇ ભર્યું જાણ્યું, નવો ફિસાદ ઉઠવાની બીકથી બેથલેહેમની આસપાસના ગામડાઓમાં લશ્કરની ટુકડીઓ મોકલી દીધી. બે વર્ષની અંદરનાં સઘળાં બાળકોની કતલ કરવાનો હુકમ કર્યો; એવા કારણથી કે તેમાં જીજસક્રાઇસ્ટ પણ મરણ પામે. તો ઉઠેલી ગડબડાટ બંધ પડશે. જોસેફને આ હુકમની પ્રથમથી ખબર પડી ગઇ હતી. તેથી મેરી અને ઇશુખ્રિસ્તને સાથે લઇ મીસરમાં નાશી ગયો, જ્યારે હેરોડ મરણ પામ્યો. ત્યારે પાછો સ્વદેશમાં આવ્યો હતો. જોસેફ સુતારનો ધંધો કરતો હતો

અને જીજસ પણ તેજ કામમાં દાખલ થયો હતો. જીજસક્રૈસ્ટનાં માબાપ ગરીબ સ્થિતિનાં હતાં. તેથી તેમને ઘટતી કેળવણી મળી નહોતી; તોપણ તેનું મન સદા ધર્મ સંબંધી વાતોમાં બહુ ગુંથાએલું રહેતું. મુસાના ફરમાન પ્રમાણે એ પોતાના માબાપ સાથે દર વર્ષે ધર્મના કામ સારૂ જેરૂસલેમ જતો હતો અને ત્યાંથી **નાઝરેથ** આવતો હતો. ઇશુ ઉતરતી સ્થિતિમાં ઉછરી મોટો થયો હતો.

યાહુદીલોકો રૂમની સેનશાહતના તાબામાં હતા. આ વખતે રૂમનો શેનશાહ **ઓગસ્તસસીઝર** મરણપામ્યો. પછી તેનો પુત્ર **ટાઇબીરીઅસ** ગાદીએ બેઠો. તેણે જૂડિયા પ્રાંતમાં રૂમી ગવરનર તરીકે **પાનસીઅસપાઇલેટ**ને મોકલ્યો હતો. જ્યારે હેરોડે બાળકોની કતલ કરાવવા માંડી—ત્યારે યાહુદી ધર્મગુરૂ **ઝાકઆરીઆસ**ની સ્ત્રી **ઇલીઝાબેથ** પોતાના પુત્ર **જ્યોન**ને લઇ જંગલમાં નાશી ગઇ હતી. જ્યોન મોટો થતાં તેનાં માબાપ મરણ પામ્યા હતાં. જૂડિયામાં પાઇલેટ ગવરનર થયો, ત્યારે જ્યોને પ્રથમ પેગંબરનું કામ શરૂ કર્યું હતું. ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કરવા લાગ્યો હતો. લોકોને **જ્યોરડન** નદીના પાણીથી સ્નાન કરાવી ખ્રિસ્તી ધર્મમાં દાખલ કરવાની **ક્રિયા** કરતો હતો.

**ધર્મ ફેલાવતાં સંકટ;**—આ નવા ધર્મની વાત આખા જૂડિયામાં ફેલાઇ હતી. ક્રાઇસ્ટનો ઇતિહાસ લખનારા કહે છે કે;—"જ્યોન આ બધુ કાર્ય ક્રાઇસ્ટ માટેજ કરતો હતો." જ્યોન ઉંટના વણેલા વાળનો એક ઝભો પહેરતો કમરે કમર બંધ બાંધતો. ખોરાકમાં મધને લોકસ્ત નામે વનસ્પતિ ખાતો હતો. **જ્યોરડન** નદીનાં પાણી છાંટી **બાપટીસ્ટ**ની ક્રિયા કરતો. તેથી તેને **જ્યોન ધીબાપટીસ્ટ** પણ કહે છે. જીજસક્રાઇસ્ટ **જ્યોરડન** નદીને કીનારે **જ્યોન**ને આવી મળ્યો. બાપટીસ્ટ આપવાની અરજ કરી. તેથી જ્યોને તેને બાપટીસ્ટની ક્રિયા કરી પોતાનો સઘળો અધિકાર સ્વાધીન કરી દીધો. પછી જીજસક્રાઇસ્ટ પોતાની ૩૦ વર્ષની વયે ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કરવા લાગ્યો. ૪૦ દિવસ જંગલમાં જઇ રહી અપવાસ કર્યા. એ વખતે જ્યોન તેના વતી ધર્મોપદેશનું કામ કરતો હતો. આ નવા ધર્મની યાહુદીઓને જેરૂસલેમમાં ખબર પડી હતી. તેથી એ લોકો બહુ ઉશ્કેરાઈ ગયા હતા, તેમણે જ્યોનને કેટલાક સવાલો પૂછ્યા. પણ તેનો ઉત્તર તે આપી શકયો નહિ. તેટલામાં જીજસક્રાઇસ્ટ જંગલમાંથી **બેથઆબઆરા**માં પાછો આવ્યો અને પોતાના મતનો જાહેર બોધ આપવા લાગ્યો. પ્રથમ ૫ શિષ્યોને કર્યા. પછી ગાલીલીમાં પોતાની મા મેરી—**મરિયમ**ને આવી મળ્યો, ઈ. સ. ૩૦ માં **નાઝરેથ**માં રહી પોતાની જુવાનીનો ઘણો

વખત ખ્રિસ્તીધર્મનો ફેલાવો કરવામાં ગાળ્યો હતો. ઇશુખ્રિસ્ત જ્યારે યાહુદીઓ બંદગી કરવાને દેવળમાં એકઠા થતા ત્યારે પોતે પેગંબર તરીકે આવ્યાની અને પોતાના ધર્મમતની તકરારો કરતો હતો. યાહુદીઓ તેના બોધને ધિક્કારી હસી કાઢતા હતા. વખતે પથ્થરા, માટી વગેરે ફેંકતા અને અપમાન આપતા હતા, તોપણ તે નહિ ડરતાં હિંમત રાખી પોતાનું કાર્ય પાર પાડવાને મચ્યો રહેતો હતો. તેથી યાહુદીઓ તેને મારી નાખવાને ટાંપી રહ્યા હતા. તેમાંથી એ છટકીને કાપરનોમમાં નાશી ગયો.

આ વખતે હેરોડઆંટીયાસે જ્યોનધી બાપટીસ્ટને મારી નાખ્યો. ઇશુક્રાઇસ્ટે પોતાનું સ્થળ કાપરનોમ રાખ્યું. તે પાસેની એક ટેકરી ઉપર ઉભો રહીને—" પોતે ખુદા તરફથી ધર્મનાં ફરમાનો લાવ્યો છે." એવું લોકોને સમજાવવા જાહેર રીતે બોધ કરવા લાગ્યો, ત્યાંના લોકો સામે થવાથી ગાલીલી આવ્યો. આસપાસ ઉપદેશ કરી ૭૦ શિષ્યો કર્યા. તેઓમાંથી ૧૨ શિષ્યોને ચૂંટી કહાડી સાથે રાખ્યા; ત્યાંથી નાઝરેથ આવ્યો યાહુદીઓ બંદગી કરવાને દેવળમાં એકઠા થયેલા, ત્યાં ભાષણ કરીને " પોતાને મેસઇઆ ( ક્રાઇસ્ટ ) ઠરાવવાની કોશિશ કરતો હતો, " પણ યાહુદીઓએ તેની વાતને હસી કહાડીને ધિક્કારી અપમાન કર્યું. તેથી નાશી ગામડાઓમાં ઉપદેશ આપવા લાગ્યો હતો, ત્યાંથી પોતે શિષ્યો સાથે જેરૂસલેમમાં પ્રથમજ પાસઓવરના તેહેવારની ક્રિયામાં સામેલ થયો, સર્વ યાહુદીઓ સમક્ષ દેવળમાં ભાષણ આપી પોતાના મતનો બોધ આપવા લાગ્યો. યાહુદીઓ તેને ધિક્કારી બોલ્યા કે;—" તું એક દગલબાજ અને લુચ્ચો છે અથવા તને સેતાન કે ભુત પલીતોની તરફથી એમ કરવા ઉશ્કેરણી થઇ છે. " જીજસક્રૈસ્ટે એ સર્વ નાકબૂલ કરી તેઓની સાથે તકરાર કરવાનું ચાલુ રાખ્યું હતું. તેથી યાહુદીઓનો મિજાજ ગયો. તેઓએ ગુસ્સે થઈને પૂછ્યું કે;—" ખુદા તરફથી તું આવ્યો છે, તેની સાબિતીમાં તારી પાસે શું નિશાની છે? " જીજસે કહ્યું કે,—" આ દેવળને ભાગી ભૂકો કરી નાખો તેને હું ત્રણ દિવસમાં પાછું જેવું હતું તેવું કરી આપું." આ સાંભળી યાહુદીઓએ ગુસ્સે થઇ તેના ઉપર પથ્થરાઓ ફેંકી હુમલો કર્યો. તેથી જીજસને જેરૂસલેમના દેવળમાંથી નાશી જવું પડયું હતું.

**ચમત્કાર;**—ખિસ્તી લોકો જણાવે છે કે;—" તેણે ધણીવાર ભાષણો આપ્યાં હતાં, આંધળાનો દેખતા કર્યા. લંગડાઓને ચાલતા કર્યા, બેહેરાંઓને સાંભળતા કર્યા, મુડદાંઓને સજીવન કર્યા, કોહોડીઆઓને સારા કર્યા, દરિઆ ઉપર ચાલવા, માછલીઓના મરદો કર્યા. ઇત્યાદિ ધણા ચમત્કારો

કર્યા હતા. ” કેટલાક વિદ્વાન ગ્રંથકારો જણાવે છે કે, ઇશુનું ચરિત્ર લખનારાઓએ કૃષ્ણના ચરિત્રમાં જણાવેલા ચમત્કારો વગેરે કેટલુંક ઇશુ ક્રાઇસ્ટને લાગુ પાડી લખેલું છે. ગમે તેમ હોય, પણ જીજસક્રાઇસ્ટે ઘણો યત્ન કરી પુષ્કળ લોકોને વટલાવી ખ્રિસ્તી ધર્મમાં લીધા હતા. તેથી યાહુદીઓ તેના શત્રુ થયા હતા. હવે તેમનો પ્રાણ–ઘાત કરવાને ટાંપી રહ્યા હતા. છેલી વખતે જેરૂસલેમ **પાસઓવરના** તહેવાર ઉપર પોતાના ચેલાઓ સાથે ગયો, પણ શત્રુઓ મારવાને ટાંપી રહેલા હોવાથી દિવસે ભાષણો આપી રાત્રે **ઓલીવની** ટેકરી ઉપરની વાડી વગેરેમાં ગુપ્ત સ્થળે સંતાઇ રહેતો હતો. જીજસને કાંઈ કારણથી **જુદાસ** નામે એક શિષ્ય સાથે શત્રુવટ થઈ હતી. તેથી એ જુદો પડી યાહુદી ધર્મ ગુરૂઓ સાથે મળી ગયો. તેણે જીજસને સંતાઇ રહેવાની જગ્યો યાહુદી સિપાઇને બતાવી. યાહુદી લશ્કરની ટુકડી હાથમાં મસાલો લઈ હથિઆર સાથે ટેકરીપરની વાડીમાં ગઈ. મારના ભયથી જીજસની સાથેના એક ચેલા સિવાય સર્વ નાશી ગયા. સિપાઇઓએ જીજસને ઘણો માર મારી પટડી બાંધ્યો

**પ્રાણઘાત;**—ઇશુને પકડી યાહુદી વડા ધર્મગુરૂ **કોઇઆસફ—જોસફ** પાસે લઇ ગયા, ત્યાં પણ સિપાઇઓએ માર માર્યો. કોઈ મશ્કરીના વચનો બોલવા લાગ્યાં, ઇત્યાદિ પ્રકારે ઘણું દુઃખ દીધું, પણ આ સાધુવૃત્તિનો મહાનપુરૂષ સર્વ સહન કરી રહ્યો. પ્રાતઃકાળ થવા આવ્યો, ત્યાં ઘણા યાહુદી ધર્મગુરૂઓની સભા મળી. સૌએ જીજસક્રૈઇસ્ટને ફાંસીએ ચડાવી મારી નાખવાનો નિશ્ચય કર્યો, પણ એ શિક્ષા કરવાની સત્તા જૂડિયાના ગવરનર **પાઇલેટને** હતી. તે આ વખતે રૂમના પાદશાહ તરફથી બંદોબસ્ત રાખવાને જેરૂસલેમમાં આવ્યો હતો. તે પાસે લઈ ગયા. યાહુદીઓમાં જીજસક્રાઇસ્ટના પેગંબરી દાવાથી મોટી ગડબડ ઉઠી હતી. તે સમાવવાની વિશેષ જરૂર એ ધારતો હતો. યાહુદીઓએ જીજસપર ખોટા તોહમતો મૂક્યાં, અપરાધી ઠરાવ્યો. **રૂમી**ઓમાં કાયદા પ્રમાણે કોઇ પણ અપરાધીને ફાંસી દેતાં પહેલાં ફટકા મ રવાનો રિવાજ હતો. તે પ્રમાણે **પાઇલેટે** જીજસક્રાઇસ્ટને કોરડાનો ઘણો માર મરાવ્યો. તેથી શરીરમાંથી લોહી વહેવા માંડયું, સાવ અશક્ત થઈ ગયો, ત્યારે તેને સિપાઇઓને સ્વાધીન કર્યો. મારથી જીજસનું શરીર સૂજી ગયું, સાવ અશક્ત થઈ ગયો હતો; તોપણ નિર્દય સિપાઈઓએ તેના માથામાં ઝાડના કાંટાનો તાજ પહેરાવ્યો, શરીરપર જાંબુડા રંગનો ઝભો પહેરાવ્યો, હાથમાં બરૂના સાંઠાનો દંડ આપ્યો અને જે કૃશઉપર એને ફાંસી દેવાની હતી, તે ઉપડાવ્યો ( કૃશનો આકાર † આવો કેટલાક જણાવે છે ) હતો, પણ અશક્ત શરીરે કુશનો બોજો ઉપાડી શકતો નહેતો. આવી

સ્થિતિમાં તેને જેરૂસલેમની બહાર **કાલવરી** નામે મશાણ અથવા ફાંસીએ દેવાના સ્થળે લઈ ગયા. ફાંસીની પીડા ઘણી ન થાય માટે એ શુદ્ધિમાં લાવવા કંઇ માદક પદાર્થ પીવાં આપ્યો હતો, પણ તેણે ને જરા પીધો હતો, કેટલાંક નર નારીઓ તેની આવી દશા જોઈ આંખમાંથી આંસુ પાડતાં હતાં યાહુદી શત્રુઓ મશ્કરી કરી હસતા હતા. સિપાઇઓએ તેના વસ્ત્ર કહાડી લીધાં. કુશને જમીનમાં ખોસ્યો. તેની ઉપર જીજસક્રાઈસ્ટના લાંબા કરાવેલા હાથ પગમાં લોઢાના ખીલાઓ ઠોકી જડી લીધા. તેથી તને કેવી અસહ્ય પીડા થઈ હશે! તે વાંચનારે વિચારી લેવું.

ઈશુ ક્રાઇસ્ટ આવી સ્થિતિમાં ધૈર્યભાવ રાખી પાર્થના કરવા લાગ્યો કે;—"હે પીતા! તેઓને ક્ષમા કર, તેઓ શું કરે છે તે જાણતા નથી." અહો! આ દશામાં પણ તેનાં કેવાં ધૈર્યતા અને ક્ષમાનાં વચનો!! જેવો તે પ્રથમ પ્રીતિ લાવી ઉપદેશ આપતો હતો, તેવોજ કહે છે કે આ વખતે જણાયો હતો. આ વખતે કેટલાક જોનારાઓએ કહ્યું કે;—"અરે! તું મંદિર ભાગીને ત્રણ દિવસમાં પાછું હતું તેવું કરવા ચાહતો હતો, પણ જો તારામાં આટલી શક્તિ હોય તો હમણાં કુશ ઉપરથી ઉતરી કેમ આવી શકતો નથી?" તેવીજ રીતે યાહુદી ધર્મ ગુરૂઓ પણ તેમની મશ્કરી કરતા હતા. કેટલાક કહેવા લાગ્યા કે;—"તું બજાને દુઃખમાંથી મુક્ત કરાવવા ઇચ્છિતો હતો, પરંતુ તું પોતાને કેમ બચાવી શકતો નથી? જો તું ખરેખરો ઇશ્વરનો પુત્ર હોય તો કુશ ઉપરથી ઉતરીને આવે તો અમે તને માનીશું." એક બાજુએ ચોરને ફાંસીએ લટકાવેલો હતો, તે પણ બોલવા લાગ્યો કે;—"ઇશુ મહાન્ પુરૂષ, અદ્‌ભૂત કર્મા પુરૂષ જાણીને વિખ્યાત્ છે; તો પણ તે પોતાને અને મને બચાવી શકતો નથી" ઇત્યાદિ પ્રકારે સિપાઇઓ વગેરે મશ્કરીનાં વચનો બોલતા હતા. આ વખતે ઈશુના સમક્ષ તેની મા **મેરી** અને **સેંટજોન** આંસુ પાડતાં હતાં. ઇશુએ **સેંટ-જોનને** પોતાની માની સંભાળ રાખવાની ભલામણ કરી હતી. છ કલાક સુધી કુશ ઉપર રહ્યો. છેવટ અતિ દુઃખથી ધૈર્યતા તજી બોલ્યો કે;— "**એલિ, એલ, લામાસેબક્તાનિ?**" અર્થ—હે મારા પિતા! હે મારા પિતા! શા માટે તમે મારો પરિત્યાગ કર્યો?" આ દાઉદની રચેલાં ૨૨ મા ગીતનો પેલો ભાગ અતિ દુઃખની વખતે ઘણું કરીને બોલવામાં આવતો હતો,

ઇશુને જ્યારે તૃષા લાગી, ત્યારે પાણી માગવાથી નિર્દય સિપાઈ-ઓએ તેના મુખમાં ખાટો રસ લાવીને રેડ્યો હતો. આ પ્રમાણે શત્રુના

હાથથી અનેક સંકટો ભોગવતાં ઈશુએ " હે પીતા ! તારા હાથમાં મેં મારો આત્મા સમર્પણ કર્યો છે " એટલું બોલતાંજ પ્રાણ તજી દીધો હતો ( ઈ. સ. ૩૩ માં ) ખ્રિસ્તીઓ કહે છે કે;-ઈશુ પાછો ત્રીજે દિવસે જીવતો થયો હતો અને યાહુદીઓ કહે છે કે તેના મુડદાને કબરમાંથી તેના શિષ્યો છાનામાના લઈ ગયા હતા. તે એમ બતાવવાને કે તે તો કબરમાંથી સજીવન થઇ આકાશમાં ચાલ્યો ગયો ગમે તેમ હો. ઈશુખ્રિસ્તે અનેક સંકટો સહન કર્યા—કમોત હોર્યું પણ ઈશ્વર ઉપરથી આસ્થા અને સત્ય મૂક્યું નહિ. એ પાપને સદા નિર્ભયપણે ધિક્કારતો હતો, પાપીઓને ક્ષમા કરતો હતો. તે કેવળ નિર્લોભી અને પરમાર્થી હતો. આ પુરૂષે જે દેશમાં પ્રથમ નવો ધર્મ ચલાવ્યો તે દેશ વિદ્યા, વેપાર કે રાજ્ય સંબંધી સત્તા ધરાવનારો નહોતો, તે પોતે સંસારી ઉત્તમ સ્થિતિમાં નહોતો, તેમના શિષ્યો વિદ્વાન નહોતા, પણ અજ્ઞાન અને માછીઓ વગેરે હતા. તેમ છતાં તેનો ધર્મ ચોથા સૈકામાં રોમના રાજ્યમાં પ્રસર્યો હતો. આજે એને માનનારા પૃથ્વીમાં ઘણા લોકો છે. એ જીજસક્રાઇસ્ટનો અદ્દભૂત વિજય છે.

**ધર્મનાં સિદ્ધાંત**—ખુદા એક ને નિરંજન નિરાકાર જ્યોતિસ્વરૂપ છે, ઇશુને ખુદાનો પુત્ર માની તેના ચમત્કારોને ખરા માનવા, ખુદાની બંદગી કરવી, **બાઇબલ** કીતાબ ખરી માનવી. સત્ય બોલવું, ચોરી, કુકર્માદિ અનાચારોના કૃત્ય ન કરવાં, બીજાં પ્રાણીઓનો આત્મા મનુષ્યના આત્મા જેવો શ્રેષ્ટ નથી, પણ તે આત્મા માત્ર મનુષ્યના સંરક્ષણ સારૂં ઉત્પન્ન કરેલા છે. માટે મનુષ્ય સિવાય બીજાં પ્રાણીઓને મારવામાં પાપ નથી. ઇશુ ખુદા સાથે કયામતને દિવસે આવશે, ઈશુને માનનારાઓ જેટલા છે તેટલાને ખુદા બચાવશે અને બીજાને શિક્ષા કરશે ! ઇનસાફને વખતે ભક્ત પુરૂષોની મોટી પ્રશંસા થશે. ઇશુ મરણ પામી પાછો જીવતો થયો—તે પવિત્ર ભૂત ખુદા તે પિતા, ઈશુ તે પુત્ર એ ત્રણે એક રૂપ છે, એમાં ભેદ ન ગણવા. પુર્નજન્મ નથી; ધર્મ કર્મ, મૂર્ત્તિ આદિમાનનારા નરકના અધિકારી થાય છે. પ્રભુનો પુત્ર ઈશુ મનુષ્યના ઉદ્ધારાર્થે અવતાર લઈ સત્યબોધ કરી મનુષ્યના કલ્યાણાર્થેજ પ્રાણ ખોઇ ગયો છે. તેની ભક્તિજ સર્વેને તારવા વાળી છે. ક્રાઇસ્ટ જેમ પરપ્રેમથી સત્ય પ્રકાશિ મનુષ્યને તારવા આત્માર્પણ કરી ગયો. તેમ તેના ધર્માનુયાયીઓએ પણ પરાર્થે આત્માર્પણ કરવા જેવી પરમભ્રાતૃરૂપ નીતિ ધારવી. તેથી ઈશ્વર પ્રસાદરૂપ અનંત મોક્ષ છે. આ સિદ્ધાંતને માનવો એટલે તે સર્વ જ્ઞાનને પામ્યો; તે સિવાય બીજું જ્ઞાન મેળવવાની જરૂર નથી.

**ધર્મની ગાદી;**—આ ધર્મની પ્રથમ ગાદી ઇટાલીના રોમ શહેરમાં

સ્થાપન થઈ. ધર્મ ગુરૂની ગાદીપર બેસનારા આચાર્યને પોપ (ધર્મનો બાપ) કહે છે. તેની સત્તા રાજા અને પ્રજાપર વધી પડી હતી. રાજા મહારાજાઓ કરતાં પણ એની સત્તા અધિક ગણાતી હતી. તેથી રાજાપ્રજા ધર્મ વિરૂદ્ધ કદી વર્ત્તતા નહિ. જે ધર્મ વિરૂદ્ધ ચાલતા તેને પોપ શિક્ષા કરતો. મોટા મોટા રાજાઓને પણ ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાને શક્તિમાન હતો. બાપ્ટીસ્ટની ક્રિયા આદિ તેના ફરમાનથી થતી, બાઇબલનો તરજુમો થવા દેતો નહિ અને પોતાના સિવાય બીજો કોઇ વાંચે નહિ. તે એક ખુદા જેવોજ મનાતો. દેવળમાં **મેરી—મરિયમ**ની અને **સેંટજોન**ની પૂજા ચાલતી. ધર્મના સાધુઓને પરણવાની મના હતી. ઈત્યાદિ તેની સત્તાની સામે કેટલાક થયા. તેમાં કેટલાકે પોપનું ધર્માધિકારીપણું માન્યું અને કેટલાકે ન માન્યું. તેથી પરસ્પર લડાઇ થઇ, હજારો મનુષ્યો ઘણી વખત કપાઇ મુઆ—અંતે તેમાંથી ત્રણ પંથ નીકળ્યા. (૧) પોપને નહિ માનનારા તે **પ્રોટેસ્ટંટ**, (૨) પોપને માનનારા તે **રોમનકેથોલિક** અને (૩) **ગ્રીક** એમ ત્રણ પંથ થયા. તે સર્વેનો પેગંબર તો એક ઈશુખ્રિસ્તજ ગણાય છે, પણ દરેકનાં ધર્મસિદ્ધાંતો જુદા જુદા છે.

આ ત્રણ ખ્રિસ્તી પંથોમાંથી પણ બીજા આશરે ૧૫૦ ઉપર પંથો નીકળ્યા છે. તે દરેકના જુદા જુદા સિધાંત છે. એમ અનેક તર્કવિતર્કથી આ ધર્મના પ્રથમના નિયમોમાં ઘણો ફેરફાર થઇ ગયો છે. રોમનકેથોલિક દેવળોમાં તો આજે પણ ઇશુખ્રિસ્તની મા મેરી—મરીયમ વગેરેની મૂર્ત્તિઓ રાખી માનવામાં આવે છે. ખ્રસ્તિી ધર્મમાં જડ વાદી અને ચેતન્યવાદીઓ બંને છે. કેટલાક તો યોગ સાધનાને પણ માને છે અને કેટલાક આત્મજ્ઞાન—વેદાંત જ્ઞાનને પણ માનવા લાગ્યા છે. કેટલાક ઇશું—જીજસક્રાઇસ્ટનું પ્રભુપણું સ્વીકારતા નથી, કેટલાક તેને ઇશ્વર અને મનુષ્ય એ બંનેની વચ્ચેનો ગણે છે. કેટલાક બાઇબિલને ઇશ્વર કૃત્ય ગણે છે અને કેટલાક મનુષ્ય કૃત્ય ગણે છે.

ઈશુખ્રિસ્તના શિષ્યો **સેંટજેમ્સ**, **સેંટપીટર**, **સેંટજુદજ** અને **સેંટજ્યોન** તેમણે બંદગી કરવા, નેકમાર્ગે ચાલવા અને ખોદાઇ ભેદ વિષે યાહુદી ધર્મ ગ્રંથને આધારે જે લખાણો કર્યાં હતાં, તે બધાં એકઠાં કરી **સેંટપોલ** અને **સેંટ માત્થ્યુસે** તેમાં પોતાનું કેટલુંક ઉમેરી **બાઇબલ** કીતાબ બનાવી એવું કેટલાક કહે છે. ઈત્યાદિ પ્રકારે આ મહાત્માનો ધર્મ જગતના ઘણા ભાગમાં ફેલાયો છે, એ તેમની મહત્તા છે. ધન્ય છે તેમને !!

# હજરત મહંમદ—પેગંબર.



આ પ્રસિદ્ધ મહાન્ પુરૂષ **મહંમદ પેગંબર** સાહેબનો જન્મ સને ૫૭૦ ના અગષ્ટની તા. ૨૯ મીએ એટલે—મુસલમાની **રવિઉલ** મહિનાની તા. ૨૨ મીએ અરબસ્તાનમાં **મક્કા** શેહેરમાં થયો હતો. તેમના પિતાનું નામ **અબ્દુઅલ્લા** અને માતાનું નામ **આમેના** હતું. હજરત **ઇબ્રાહીમ**ના વંશમાં મહંમદ સાહેબનો જન્મ થયો હતો.

હજરત ઇબ્રાહીમના પુત્ર ઇસ્માઇલના વંશમાં કિનાનિ જિતમાં ઇ. સ. ની પાંચમી સદીમાં **કુરેશ** નામે પુરૂષ ઉત્પન્ન થયો હતો. તેમણેજ હાલનું મક્કા શેહેર વસાવ્યું હતું. અને ત્યાં **કાબતુલ્લા*** નામે મંદિરને દુરસ્ત કરાવી, તેમાં ઘણા દેવદેવીઓની મૂર્ત્તિઓ સ્થાપી હતી.

મહંમદ સાહેબના પિતાના પિતા—**અબ્દુઅલમોતાલિબ** મક્કામાં રહેતા હતા. તેમણે મક્કામાં **જમજમ** નામે પવિત્ર ગણાતો કૂવો ખોદાવ્યો હતો. રેતાળ અને પહાડી જમીનમાં જ્યાં ઠેર ઠેર ખારા પાણીનાં ઝરણો હોય, ત્યાં આવો મીઠા પાણીનો ઝરો (કૂવો) નીકળે એ બહુ અલૌકિક ગણાયજ. આ કૂવો ખોદાવવાથી અબ્દુઅલમોતાલિબની ઘણીજ કીર્ત્તિ વધી હતી. આરબલોકોના દરેક કુટુંબના જુદા જુદા ઇષ્ટ દેવતા હતા અને તેઓનાં દેવળ હતાં. તેઓ પોતાના ઇષ્ટદેવતાને નર બળિકે બીજાં પ્રાણીઓનાં બળિદાન આપતા હતા. તેવીજ રીતે મહંમદ સાહેબના પિતા **અબ્દુઅલ્લા** બળિદાનમાં અપાતા બચ્યા હતા. તેઓ **ગાજા** શેહેરમાં વેપાર અર્થે ગયા હતા. ત્યાંથી આવતાં, ૨૫ વર્ષની ઉમરે **મદીના**માં મરણ પામ્યા. તેથી

---

* કાબતુલ્લા મંદિર મક્કા શેહેરમાં છે. તે ગોળ આકારનું અને ૨૭ હાથ ઉંચું છે. તેની ચારે બાજુએ બહુ ઉત્તમ બે હારમાં થાંભલા છે, હજારો દીવા આ મંદિરમાં શોભા આપે છે. એજ મુસલમાનોનો "**કેબલા**" છે. દુનિયાના તમામ જાતના મુસલમાનો દરરોજ પાંચ વખતે એ મંદિરની તરફ જોઇને નિમાજ પઢે છે. ઇ. સ. ની પહેલાં ઘણા વર્ષોથી એ મંદિર અરબસ્તાનમાં પ્રખ્યાત છે. તેમાં ૩૬૦ દેવની મૂર્ત્તિઓ હતી. આરબો વર્ષના એક એક દિવસે તેમાંના એક એક દેવની મૂર્ત્તિની પૂજા કરતા હતા. એ રીતે આરબો પ્રથમ મૂર્ત્તિ પૂજક હતા.

તેમનાં પત્ની **આમેના** પતિવિયોગથી દુનિયાનો ત્યાગ કરવા તૈયાર થયાં હતાં; તેવામાં તેને ઇ. સ. ૫૭૦ માં પુત્ર રત્નનો જન્મ થયો. તેનું નામ **મહંમદ** પાડ્યું.

**બાલ્યાવસ્થાઃ**—મહંમદ સાહેબની માતા આમેના પતિ વિયોગના દુઃખથી શરીરે દુર્બળ થઈ ગયાં હતાં. ધાવણ ( દુધ ) આવતું નહોતું. મહંમદ સાહેબના પિતાની હાલત કંગાળ હતી. તેણે મરતી વખતે પોતાની પાછળ ૪ ઉંટ, કેટલાંક બકરાં, અને **બરકાર** નામે એક ગુલામડી એટલું મૂક્યું હતું. તેથી આમેના બહુ દુઃખી હતાં. પોતાના પુત્ર માટે ધાવ રાખવાની શક્તિ નહોતી. તેથી જેમતેમ કરી **હલીના** નામે એક પહાડી સ્ત્રીને મહંમદ સાહેબને સોંપ્યા. તે પહાડમાં પોતાને ત્યાં લઇ ગઇ, જ્યારે મહંમદ સાહેબ ૫ વર્ષના થયા, ત્યારે તે આવી સોંપી ગઈ. આમેના ૬ ઠે વર્ષે પુત્રને તેડી મદીના આવી, ત્યાં થોડો વખત રહીને મક્કા આવતાં માર્ગમાં **આવોયા** શેહેરમાં મરણ પામી. એ રીતે બાળક મહંમદ માબાપ વગરના નિરાધાર થયા. તેમને **બરકાર** ગુલામડી લઇ જઇને અબ્દુઅલ મોતાલિબને સ્વાધિન કર્યા. તેમણે ઉછેરી મોટા કર્યા. અબ્દુઅલ મોતાલિબ મક્કાના **જમજમ** કૂવાનો માલેક હતો. જાત્રાળુઓને ખાવાપીવા માટે તેનું શરણ લેવું પડતું હતું. અને **કાબતુલ્લા** મંદિરનો બંદોબસ્ત રાખવા જવું પડતું, ત્યારે મહંમદ સાહેબને સાથે તેડી જતા હતા.

**કાબતુલ્લા**—હજ કરવા આવનાર સ્ત્રીપુરૂષો આખો દિવસ અપવાસ કરતા, દેવોની પ્રાર્થના કરતા, પૂજા કરતા, પ્રદક્ષિણા કરતા, અને ભક્તિપૂર્વક પવિત્ર ગણાતા ૨ ઇંચ ઉંચા અને ૮ ઇંચ પહોળા **કાળાપથ્થરને** ચૂંબન કરતા હતા. ( આ કાળા પથ્થરને આજે પણ હજ કરવા જનારા મુસલમાનો પવિત્ર ગણી ભક્તિ પૂર્વક ચૂંબન કરે છે. ) આખો દિવસ અસંખ્ય દેવની પૂજા અને પ્રાર્થના થતી હતી, તે મહંમદ સાહેબ નિહાળીને જોતા હતા. તેથી તેના હૃદયમાં બાળપણથી જ ધર્મનો વિચાર ઉત્પન્ન થયો હતો. તેમની ૮ વર્ષની ઉમ્મર થતાં, અબ્દુઅલ મોતાલિબ મરણ પામ્યા. તેથી તેઓ પોતાના મોટા કાકા **આબુતાલેબને** આશ્રયે રહ્યા.

**અનેક ધર્મોનું અવલોકન**—મહંમદ સાહેબને લખતાં વાંચતાં મુદ્દલ આવડતું નહોતું. આખી જીંદગી તેની તેવીજ રહી હતી. વેપાર અર્થે કાકા સાથે-**મિસર, પાલેસ્ટાઇન,** અને **સિરિયા;** વગેરે દેશમાં જવાથી મુસાફરી કરવાનો લાભ મળ્યો હતો. ૨૫ વર્ષની ઉમર સુધી એકાર્ય કર્યા કર્યું. તેથી તેમને જોવા જાણવાનું ઘણું મળ્યું હતું. અનેક ધર્મના લોકોનો

સહવાસ થયો હતો. તેમની ધર્મ સંબંધી વાતો ધ્યાન દઈ સાંભળતા અને યાદ રાખતા હતા. તેમની યાદ શક્તિ બહુ સારી હતી. સિરિયાં દેશમાં બસ્રા શેહેર વેપારનું મોટું મથક હતું. ત્યાં અનેક દેશના લોકો વેપાર કરવાને આવતા હતા. ત્યાં અનેક મતના ખ્રિસ્તીઓનાં મંદિરો અને આશ્રમો હતા. **નેસ્તોરિયન**—ખ્રિસ્તી સાધુ **બાહીરા** મહંમદ સાહેબની તીવ્ર બુદ્ધિ અને ધંધામાં પ્રમાણિકપણું જોઇને મુગ્ધ થયો હતો. તેમની પાસેથી મહંમદ સાહેબે ખ્રિસ્તિ ધર્મનું મૂળ જાણ્યું હતું. બસ્રા શેહેરના નવા લોકોના નવા આચાર વ્યવહાર અને ધર્મની વાતોથી બહુ આશ્ચર્ય થયા હતા. યાહુદીઓ અને ખ્રિસ્તીઓ પોતપોતાના ધર્મનો ઉપદેશ આપવા અને જુદા જુદા ધર્મના લોકો પોતાના ધર્મની શ્રેષ્ઠતા સંપાદન કરવાને વિવાદમાં મારામારી કરતા જોયા. એક ખ્રિસ્તી ધર્મના ઉપદેશકને—ખુદા, પરકાલ, પાપપુણ્ય, અને મૂર્તિ પૂજા; વગેરેનો બોધ આપતો જોયો. ત્યારથી જ તેમનું ધ્યાન પ્રથમ ધર્મની બાબત વિષે દોડયું હતું. તેઓ લખી વાંચી તો જાણતા નહોતા. તેથી કોઈ કિતાબ વાંચી નહોતી, પણ જે જાણતા, જોતા અને સાંભળતા તેનું જ્ઞાન હૃદયમાં એકઠું કરવાનો મહાવરો પડયો હતો. એ રીતે તેમણે પોતાના અને પારકા ધર્મનું જ્ઞાન મેળવ્યું હતું.

**લગ્ન:**—મહંમદ સાહેબ બસ્રાથી મક્કા આવ્યા, પછી **કુરેશી** અને **બેદુઇન** વંશમાં પરસ્પર લડાઈ ચાલી, તેમાં તેમણે ઘણી કુશળતા અને બહાદુરી બતાવવાથી પ્રખ્યાતિ થઈ હતી. લડાઇમાંથી આવીને આરબોની રીત પ્રમાણે બકરાં ચારવા જંગલમાં જતા, ત્યાં ઉંડા વિચારમાં નિમગ્ન રહેતા હતા. તેમના કાકા **અબુતાલેબે** **કુરેશ** વંશની **ખતીજા** નામે ધનવાન વેપારી વિધવા સ્ત્રીને ત્યાં નોકર રખાવ્યા. તેથી વેપારની ચીજો ઉંટ ઉપર ભરી **બસ્રા**, **આલિપો** અને ડમાસ્ક વગેરે શેહેરમાં લઇ જઇ **ખતીજાને** ઘણું ધન મેળવી આપ્યું હતું. તે પછી શેઠાણી **ખતીજાએ** તેની સાથે લગ્ન કર્યું. આ વખતે મહંમદ સાહેબની ઉમર ૨૮ વર્ષની અને ખતીજાની ૪૦ વર્ષની ઉમ્મર હતી. આ સંબંધથી હવે તેઓ સુખમાં દિવસો ગાળવા લાગ્યા ગુજરાન ચલાવવાની ચિંતા મટી. કેટલાક સમય પછી તેમને **કાસિમ** અને **ઈબ્રાહીમ** નામે બેપુત્રો અને **જેનબ**, **રૂકઇયા**, **આકોબાબ** અને **ફાતમા** એ ચાર પુત્રીઓ થઇ હતી; પરંતુ પુત્રો તો બાળ વયમાં જ ગુજરી ગયા હતા.

**દેશમાં ધર્મના મતભેદો અને લોકોની સ્થિતિ;**—અરબસ્તાનમાં યાહુદીઓ રોમન લોકોના જુલમથી નાશીને આવ્યા હતા. તેઓ પોતાના પૂ-

ર્બોનો એકેશ્વર વાદ મૂકીને ખુદાની મૂર્તિ પૂજા કરતા હતા. ખ્રિસ્તીઓ જે આવ્યા હતા, તેઓ મેરી અને ઈશુની મૂર્તિની પૂજાજ કરતી એ તેના ધર્મનો સાર હતો. આ ધર્મમાંથી પણ કેટલાક પેટા ધર્મો નીકળ્યા હતા. ઈરાનીઓએ યાહુદી અને ખ્રિસ્તીઓ ઉપર જૂલમ કરવાથી તેઓ પણ ત્યાં આવ્યા હતા. તેથી અરબસ્તાનમાં જુદી જુદી જાતના લોકો જુદા જુદા ધર્મ પાળનારા ભેગા થયા હતા. તેઓ પરસ્પર લડી મરતા હતા. પૂર્વ અને પશ્ચિમ તરફના દેશોની સ્થિતિ બગડેલી હતી. મક્કામાં આ વખતે જૂલમ વધી પડયો હતો. લોકો ધોળે દિવસે દુર્બળનું ધન લૂટી લેતા હતા અને એક બીજાને મારી નાખતા હતા. સ્ત્રીઓપર જૂલમ ગુજરતો હતો. કાપાકાપી અને મારામારી ચાલી રહી હતી. લડાઇ અને લોહી કાઢવું એ નિત્યનું કામ થઇ પડયું હતું. સ્ત્રીપુરૂષો લજ્જા મૂકીને નાગા થઈને હાથપર તાળી આપી, નાચતા અને કૂદતા કાબતુલ્લા મંદિરની પ્રદક્ષિણા કરતા હતા અને તેમાંજ ધર્મ માનતા હતા. વ્યભિચાર વધ્યો હતો; ઇત્યાદિ રીતે દેશની સ્થિતિ બગડી ગઈ હતી.

**ઇસ્લામી ધર્મ પ્રચાર**—મહંમદ સાહેબે પોતાનો મત ફેલાવવાનો અગાઉથી વિચાર કર્યો હતો. તેણે દેશમાં ચાલતા ધર્મોની સ્થિતિ બગડેલી અને લોકોને કુસંપમાં પડેલા જોયા. આવો ઉત્તમ લાગ જોઇને પોતાનો નવો ઇસ્લામી ધર્મ ફેલાવવાનો વિચાર કર્યો. પોતે ધનવાન સ્ત્રીને પરણેલા હતા. તેથી ગુજરાન સંબંધી ચિંતા નહોતી. તેમણે ઇ. સ. ૬૧૧ માં મક્કામાં આવી—પોતાની ૪૧ વર્ષની ઉમરે પોતાની પત્ની ખતીજાને જણાવ્યું કે;—મને જબ્રીયલ ફિરસ્તો અલ્લાનો હુકમ ફરમાવી ગયો છે કે, તું તારા દેશમાં લોકોને ખરા ધર્મનો બોધ કરજે;—" ઇશ્વર એક છે, જગતમાં જે કાંઇ થાય છે, તે સઘળું તેની ઇચ્છાથી થાય છે. મૂર્તિપૂજા ઉપર તેણે કોપ કર્યો છે. સૌએ એના નામ ઉપર અને પેગંબર મહંમદના વચન ઉપર પૂરૂં ઈમાન રાખવું; " ખતીજાએ પતિના બોલવા ઉપર વિશ્વાસ રાખી સત્ય માન્યું, અને મૂર્તિપૂજા છોડી સૌથી પ્રથમ શિષ્ય થઈ. ખતીજાએ પોતાની પુત્રીઓ અને ગુલામ જૈયદ ને સમજાવી નવો ધર્મ ગ્રહણ કરાવ્યો. મહંમદ સાહેબે પોતાના કાકા અબુતાલેબના પુત્ર અલીને અને પોતાની જાતના એક મુખી અબુબેકરને સમજાવી પોતાના ધર્મમાં લીધા. અબુબેકરે કેટલાક સગા સ્નેહીઓને સમજાવી નવા મતમાં લીધા. મહંમદ સાહેબને ૧૩ શિષ્યો નિત્યના સોબતી અને મદદગાર થઈ પડયા હતા. તેમને ત્રણ વર્ષમાં માત્ર ૨૪ શિષ્યોની સંખ્યા થઈ હતી. તેઓ સર્વ તેમને મો-

ટો ટેકો આપનારા અને સરસ લડવૈયા હતા. ઇસ્લામી ધર્મમાં લાવવાની મદદ કરવા બદલ તેમણે અબુ બેકરને– "અબ્દા અલ્થા–ખોદાનો નોકર" એવો ઇલકાબ આપ્યો હતો. તેવીજ રીતે કોઈને–નર્કથી બચેલો" ઇત્યાદિ ઇલકાબ આપ્યાથી તેઓ હોંસથી મહંમદ સાહેબના કાર્યને ઉત્તેજના આપવા લાગ્યા. ત્રણ વર્ષમાં મક્કાના સત્તાવાળા અને વગવાળાને પોતાના ધર્મમાં દાખલ કર્યા. આટલો વખત સર્વ કામ છૂપી રીતે ચલાવ્યું હતું–હવે સંખ્યા વધવાથી જાહેર બહાર પડયા.

**ધર્મ પ્રચાર કરતાં પડેલાં સંકટ:**—મહંમદ–સાહેબે એક દિવસે પોતાનાં સગાં સ્નેહીઓ વગેરેને જમણ નિમિત્તે એકઠા કરી, પોતાનો પેગંબરી દાવો સમજાવવા માંડયો. તે સર્વ લોકોએ સાંભળ્યા કર્યું. પણ જ્યારે તેમણે મૂર્તિ પૂજાની જાહેર નિંદા કરવા માંડી, ત્યારે તેઓ ગુસ્સે થઇ ધિક્કારવા લાગ્યા. કોઈ પથ્થર, અને કોઈ લાકડીઓ ફેંકવા લાગ્યા. આ વખતે મહંમદ સાહેબને તેઓએ મારી નાખ્યા હોત, પણ તેના કાકા અબુતાલિબે લોકોને સમજાવી, તેમને બચાવી લીધા. કુરેશી જાતના આરબો આટલો વખત તેની આબરૂ–ઉપર હુમલો કરતા હતા. તે હવે તેના અંગ ઉપર હુમલો કરવા લાગ્યા. જ્યારે કાબતુલ્લા મંદિરની મૂર્તિઓની નિંદા કરી, ત્યારે પણ લોકોએ તેના ઉપર હુમલો કર્યો હતો. તે વખતે તેઓ ગુંગળાઇ ગયા હતા, પણ અબુબેકરે તેમને બચાવી લીધા હતા. મક્કાના આગેવાન આરબો તેને ઉપદેશ આપતા અટકાવવા લાગ્યા, પણ પોતાના મતમાં ઉમેરો થવાથી તેમનું નહિ માનતાં ઉપદેશ જારી રાખ્યો. કુરેશીઓ તેમની મૂર્ખાઈને હસવા લાગ્યા અને નવો ધર્મ માનનારા ઉપર જૂલમ ગુજારવા લાગ્યા. તેથી ૮૨ પુરૂષો અને ૧૮ સ્ત્રીઓ મહંમદ સાહેબની આજ્ઞાથી લાલ સમુદ્ર ઓળંગી એબિસિનીયામાં જઇને રહ્યા. મહંમદ સાહેબનો એક સગો ઓમર મોટો આબરૂદાર અને બહાદુર હતો, તે નવા ધર્મમાં જવાથી મક્કાના કુરેશી સરદારો વધારે ગુસ્સે થયા. અને તેના સગાઓ જે જાતના હતા, તે જાત સાથેનો સઘળો વહેવાર તજી દીધો. આ વર્ષમાં **અબુતાલિબ** ૮૦ વર્ષની ઉમરે અને **ખતીજા** ૬૪ વર્ષની ઉમરે મરણ પામ્યાં. તેથી મહંમદ સાહેબને મોટો ટેકો જતો રહ્યો.

મહંમદ સાહેબને કુરેશી જાતના આરબો વધારે સતાવવાથી તેઓ નાશીને **તાઇફ** શેહેરમાં ગયા. ત્યાંના દેવીને માનનારા લોકોએ તેમનો બોધ સાંભળ્યો નહિ, પણ ઘણું દુઃખ દેવા લાગ્યાથી તેઓ ઘણી મુશીબતે નાશીને મક્કામાં આવ્યા. ત્યાં મદિનાના લોકો યાત્રાર્થે આવ્યા

હતા. તેમાંના કેટલાકે મહંમદ સાહેબને પેગંબર તરીકે માન્યા. મદિનામાં ઇસ્લામી ધર્મ પ્રસરવાથી કુરેશીઓએ મહંમદ સાહેબને જીવથી મારી નાખનારને ૧૦૦ ઉંટ, અને કેટલુંક સોનું ઇનામમાં આપવાનું જાહેર કર્યું. મક્કાનો ગવરનર અબુસોફીયાન મહંમદ શાહેબનો કટો શત્રુ હતો. તેણે સર્વને એકઠા કર્યા. મહંમદ સાહેબને ખબર પડવાથી અલીને પોતાનો ઝુબો પહેરાવી મદિના નાશી ગયા. અહીંના લોકોએ તેને પેગંબર તરીકે માન આપ્યું. પછી ત્યાં અબુ બેકર; વગેરે તેમને આવી મળ્યા. મહંમદ સાહેબ મક્કાથી મદિના ઈ. સ. ૬૨૨ તા ૧૬ મી જુલાઇના દિવસે નાશીને આવ્યા. ત્યારથી હીજરી સન ચાલુ થયો છે.

**વેરના આવેશથી શસ્ત્રનો ઉપયોગઃ**—મહંમદ સાહેબના પ્રાણ લેવાનો તમામ મક્કાવાસીઓએ નિશ્ચય કર્યો હતો. મહંમદ સાહેબ આટલો વખતતો ધૈર્ય રાખી ઉપદેશ કર્યા જતા, નિવૃત્તિ વાસને ઇચ્છતા અને નમ્ર વચનોનો ઉપયોગ કરતા હતા. શિષ્યોને પણ કહેતા કે;—" ધર્મનો ફેલાવો કરવામાં ખુદાએ શસ્ત્રને બદલે વચનનો જ ઉપયોગ કરવાની મને આજ્ઞા કરેલી છે." આવો તેમનો પ્રથમ નિશ્ચય હતો. પણ શત્રુઓએ તેના સોબતીઓને દુઃખ દેવા માંડયું, અને તેના પોતાના પ્રાણ લેવાને ધાર્યું. ત્યારે તે હઠે ભરાઇ, તેનામાં આરબ દાખલ વેર ઉપજ્યું. એ એ કારણોથી તેણે ઉસ્કેરાઈ શૂરા આરબો જેઓ જંગલમાં રહી અહીંથી તહીં ભટકી ફરનારા અને લૂટફાટ કરી પેટ ભરનારા જંગલી લોકો જેને વહાલો રણ સંગ્રામ, તે ઉપાય કામે લગાડયો. નરમાસને બદલે જબરજસ્તી કરી તલવાર ચલાવી, ને તાબે કરવા ધાર્યું, અને તે વળી " ખુદા તરફથી જાહેર થએલું ફરમાન જણાવ્યું ! તેમજ આ લડાઇમાં મરનારને સ્વર્ગ મળશે અને અપ્સરા પરણશે. એવું સમજાવ્યું." તેથી આરબો જેને હમેશાં લૂટ કરવાની ટેવ હતી, તે તેની ઇચ્છાને ઉત્તેજન આપનારૂં હતું, તલવાર ચલાવી લૂટફાટ કરવાનું જાહેર થયેલું સાંભળી, લૂટની લાલચે ટોળાબંધ જંગલી લૂટારા લોકો એકઠા થયા. તેમને હથિયાર બંધાવ્યાં. પોતાના આગલા વેરનો બદલો લેવા, મક્કા શેહેરના કુરેશી લોકોની વેપારની ચીજો ઉંટ ઉપર ભરીને આવતી હતી, એ વણજારોને લૂટાવી. તે પછી કુરેશીઓ ઉપર ત્રણ હુમલા કર્યા, પણ તે નકામા ગયા. તેથી તેના કેટલાક સાથીઓ તેનો પેગંબરી દાવો ના કબૂલ કરી નાશી ગયા.

મહંમદ સાહેબે ચોથો હુમલો " રમજાન ના પવિત્ર ગણાતા દિવસોમાં કર્યો. આ પવિત્ર દિવસોમાં આરબોને પરસ્પર લડાઇ કરવાની મૂળથી

જ મનાઇ ચાલી આવતી હતી. તેમ છતાં મહંમદ સાહેબે વેપારની વણુજાર લૂંટાવી, ૧ માણુસને જીવથી માર્યો અને અનેકને કેદ પકડયા હતા. આ પવિત્ર દિવસમાં સલાહ સંપ રાખવાનો નિયમ તોડયાથી મદિનામાં મોટી હોહા થઈ હતી. કામ ઘણું બગડી ગયું, મહંમદ સાહેબ ઘણા ગભરાયા, પણુ યુક્તિથી લોકોને સમજાવી શાન્ત કર્યા. પણુ કેટલાક તેની વિરૂદ્ધ થઈ શત્રુને મળી ગયા.

મહંમદ સાહેબે ફરી આરબોને લૂંટની લાલચ આપી ઉશ્કેર્યા. અને મક્કાના વડા હાકેમ અબુસોફિયાનની ૧૦૦૦ એક હજાર ઉંટની વણુજાર લૂંટાવી હતી, થોડીઘણી વણુજાર મક્કામાં આવી હતી, તો પણુ અબુ સોફિયાનને ઘણું નુકશાન થયું હતું. તે વખતે લડાઇમાં બંને પક્ષના યુવાન સગાઓ મરણ પામ્યા હતા. અરબસ્તાનની મૂર્ત્તિ પૂજક જંગલી જાતો લૂંટની લાલચથી ઇસ્લામ ધર્મમાં વટલીને મહંમદ સાહેબની સરદારી હેઠળ એકઠા થવા લાગ્યા મદીનામાં તેમની સત્તા વધવા લાગી હતી. આ જોઇ કુરેશી આરબો મક્કાથી ત્રણુ હજાર માણુસોનું સૈન્ય લઈ આવ્યા. ઓહદ્દ પહાડ પાસે મોટી લડાઇ થઈ, તેમાં મહંમદ સાહેબની હાર થઈ. તેથી આરબોની કેટલીક જાતો અને યાહુદીઓ તેના પેગંબરી દાવાને ના કબૂલ કરી સામે થયા. કેટલાક સોબતીઓ ગુસ્સે થઇને માઠું બોલવા લાગ્યા. મહંમદ સાહેબે તેમને શાન્ત પાડવા અનેક યુક્તિઓ કામે લગાડી. જે યાહુદીઓએ પેગંબર તરીકે માન્યા નહિ, તેના ઉપર હુમલો કર્યો હતો.

**કાબતુલ્લા મંદિરની મૂર્ત્તિઓ અને ઘોરોનો નાશ;**—મહંમદ સાહેબ ૪૦૦ (ચારસો.) વીંણી કાઢેલા સાથીઓને લઈ, ઇ. સ. ૬૨૮મા યાત્રા–હજને બહાને મક્કા ગયા. પણુ કુરેશોએ અંદર પેસવા દીધા નહિ. તેથી પાછા મદીના આવ્યા. પછી તેમણે મોટી હીંમત કરી, દેશ દેશાવરના રાજાઓ અને સરદારોને કાગળો લખી મોકલ્યા કે;–તમે સૌ એક અલ્લા અને પેગંબર મહંમદને માનો." આ ફરમાનોનો કાગળ ઇરાન વાળાએ ફાડી નાખ્યો. કુસ્તંતુનીયા વાળાએ સખત રદીઓ લખી મોકલ્યો. કેટલાકે બહાનાં બતાવ્યાં. પણુ જે ખાલેદે હીજરી સન ૮ માં સિરિયા જીત્યું હતું, તે અને જે ઓમરે ઇજિપ્ત જીત્યું હતું, તે એ બંને મહંમદ સાહેબના માનેતા સોબતી થયા. મહંમદ સાહેબે તેમને મોટી સરદારી આપી. ખાલેદને " અલ્લાની તરવાર " એવો ઇલકાબ આપ્યો. આ સર્વની સહાયતાથી દશ હજાર માણુસનું સૈન્ય લઇને મક્કા આવ્યા. મક્કા વાસીઓ મોટું સૈન્ય જોઇ લડવાની હિંમત હારી ગયા. કેટલાક લોકો મરવાની બીકથી

તાબે થયા. કુરેશીઓનો મુખી નવો ધર્મ માની ઉગર્યો, પણ ખાલેદે તેનાં ૨૮ સાથીઓ ને મારી નાખ્યા. મહંમદ સાહેબે ૪ જણને ફાંસીએ ચડાવ્યા એ રીતે મક્કા સહેલાઇથી તાબે થયું. મહંમદ સાહેબે ઉંટ ઉપર બેસી કાબતુલ્લા મંદિરની સાત પ્રદક્ષિણા કરી અને તેના સાથીઓએ તેમાંના દેવની મૂર્ત્તિઓનો અને ધોરોનો નાશ કર્યો. મક્કા તાબે કર્યા પછી એક પ્રાંત સિવાય આખા અરબસ્તાનમાં ઇસ્લામી ધર્મ મનાવ્યો.

**મહંમદ સાહેબનો દેહ ત્યાગ**;—હજરત મહંમદ સાહેબને એક યાહુદણે ઝેર આપ્યું હતું. તેની તરત ખબર પડી જવાથી ઘણા ઉપાયો કર્યાં, પણ કંઇક અસર રહી જવાથી માથામાં દરદ ઉત્પન્ન થયું. તેની સખત પીડાથી ઇ. સ. ૬૩૨ માં આ દુનિયાનો ત્યાગ કર્યો.

**ગુણદોષ**;—હજરત મહંમદ સાહેબ રેણીમાં સાદા હતા. ઘરધંધો કરતા, તર્કશક્તિવાળા, મન હરણ કરે એવા વાચાળ, ધાર્મિક, ધ્યાની અને મતાગ્રહી હતા. તેમણે પોતાના મનની પ્રેરણા પ્રમાણે જે ખરૂં લાગ્યું તે સાચે ભાવે જણાવ્યું. તેણે જે ધર્મનો બોધ કર્યો, તે યાહુદી અને ખ્રિસ્તી ધર્મ–મતોમાંથી પોતાને જે સારૂ લાગ્યું, તે લઇને કર્યો કહેવાય છે. તેનો પ્રથમ શસ્ત્ર વાપરવાનો બોધ નહોતો–પ્રથમ તો નિવૃત્તિ વાસને ઇચ્છનારા હતા, પણ જ્યારે તેના જાતભાઇઓએ તેના પ્રાણ લેવા ધાર્યો, ત્યારેજ વેર ઉત્પન્ન થતાં–હડે ભરાઇ તલવાર વાપરવાના નિંદિત ગણાતા ઉપાયો કામે લગાડયા હતા. તેઓ બુદ્ધિમાન અને સારી સ્મરણશક્તિવાળા હતા.

**કુરાનગ્રંથ**—હજરત મહંમદ સાહેબ જે જે ધર્મનીતિ અને વ્યવહારનો બોધ આપતા હતા, તે તેના સાથીઓ લખી લેતા હતા. તેનો પાછળથી સંગ્રહ કરીને જે ધર્મ ગ્રંથ બનાવ્યો તે **કુરાન** નામે પ્રસિદ્ધ છે.

**હરિફ પેગંબરો**—હજરત મહંમદ સાહેબ સામે બીજા ત્રણ હરીફ પેગંબરો ઉભા થયા હતા, તે નીચે પ્રમાણે.—

**[૧] અલઆસીયાઃ**, **[૨] મોસાઇ લામા**, અને **[૩] સીજાજ નામે સ્રી** એ ત્રણ હતાં. એ સર્વમાં **મોસા ઈલામા** તો હજરત મહંમદ સાહેબની જીંદગી સુધી જબરો હરીફ પેગંબર હતો. તે મહંમદ સાહેબના મરણ પછીપોતાના પંથવાળાઓની મદદથી **યમામા** પ્રાંતનોહાકેમથયો હતો.

**ઇમામ–ખલીફા**;—હજરત મહંમદ સાહેબને પુત્ર ન હતો. તેથી તેનો ખરો વારસ તો તેનો ભત્રીજો **અલી** હતો. વળી તેની સાથે હજરત મહંમદ સાહેબે પોતાની પુત્રી **ફાતમા બીબીને** પોતાના એ ભત્રીજા સાથે પરણાવી હતી. તેને **હસન** અને **હુસેન** એ બે પુત્રો થયા હતા. જ્યારે

હજરત મહંમદ સાહેબ દેવલોક થયા ત્યારે તેમની કેટલીક સ્ત્રીઓ જીવતી હતી. તેમાં **આયસા** નામે સ્ત્રીએ પોતાના ધર્મની પ્રજાને જણાવ્યું કે;—મારા પિતા **અબુબેકરે** સર્વ અધિકાર ચલાવવો, એવું હજરત મહંમદ સાહેબ પોતાના અંતકાળના પ્રસંગે જણાવી ગયા છે. આ વાત પ્રજાએ માની અને **અબુબેકર ખલીફા** થયા, તેથી **અલીનું** કાંઈ ચાલ્યું નહિ. બીજી સ્ત્રી **હાફસા** ના પિતા **ઉમ્મર** ને મહંમદ સાહેબે મોટા સરદારની જગ્યો આપી હતી. તેણે પોતાની સરદારી **ઉસમાનને** આપી. તેથી **ઉસમાન ખલીફા** થયો. અને અલીનું કાંઇ ચાલ્યું નહિ. ઉસમાનને અબુબેકરના પુત્રે માર્યો, તે પ્રસંગે તેણે પોતાની સરદારી **અલીને** આપી હતી. આ ઉપરના હેવાલથી ઇસલામી–મુસલમાની ધર્મમાં પાછળથી **શીયા** અને **સુન્ની** એવા બે પક્ષ પડી ગયા છે. **સુન્ની** મુસલમાનો–**અબુબેકર, ઉમ્મર** અને **ઉસમાન** ને ઇમામ તરીકે માને છે. **શીયા** મુસલમાનો તેમને ઇમામ તરીકે કબૂલ નહિ રાખતાં–**અલીને** પહેલો ઇમામ અને બીજા અગીયાર મળી બાર ઇમામ ગણે છે. હજરત મહંમદ સાહેબને થઈ ગયા ને આજે ૧૨૮૬ વર્ષ થઈ ગયાં છે.

**ધર્મસિદ્ધાંત;**—સર્વ વ્યાપક ખુદા એક છે, તે અદ્વૈત જ્યોતિસ્વરૂપ છે, તે અવતાર લેતો નથી, ખુદાની જ્યોતિના કિરણોથી આ સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે. ખુદાની જ્યોતિ આપણા શરીરમાં વ્યાપેલી ચૈતન્યની જ્યોતિને મળતી છે. તે આપણા શરીરમાં પોતાના નુરના સામર્થ્યથી બિરાજ્યા છે, તેજ નુરની કૃતિથી આપણા શરીરનો વ્યવહાર ચાલે છે, તો પણ ખુદાએ આપણા શરીરના આત્માને ઉત્પન્ન કર્યો છે. આત્માથી અંતઃકરણ, અંતઃકરણથી સર્વ કાયા પ્રગટી અને કાયાથી આખી ખલક થઈ, તેથી કહે છે કે આ ખલક ખુદાનાનુર–તેજથી પેદા થઈ. આ નુર સર્વત્ર ચમકયા કરે છે, એ ચમકારાથી સૂર્ય, ચંદ્ર, તારા, વીજળી, અગ્નિ, આદિ પ્રકાશે છે. તેનુર સર્વત્ર વ્યાપક છે, બંદગી કરવાથી તે પ્રસન્ન થાય છે. તેને પ્રસન્ન કરવા માટે પવિત્રતા, શુદ્ધતા, સત્યતાને નેકી રાખવી પડે છે. તે સર્વત્ર એકજછે, છતાં સર્વની વાત જાણે છે. એવો સર્વ શક્તિવાન અને સંપૂર્ણ છે. જે કુરાનના ફરમાન પ્રમાણે ચાલે છે, તે સ્વર્ગને પહોંચે છે. બંદગીનો રસ્તો બતાવનાર પેગંબર છે. એમાં મહંમદ પેગંબર આખર જમાન એટલે છેલ્લા પેગંબર છે. તેના પહેલા ચાર ખલીફા ( પેગંબર ) થયા. તેને **આસાહાબ** એટલે પેગંબરના મિત્ર કહેછે. સત્ય બોલવું, ચોરી, ખુન, વ્યભિચાર, અધર્મ, અન્યાય, અસત્ય, અને માદક પદાર્થ–નીશાવાળી ચીજનો ઉપયોગ આ સર્વ કરવાની મના છે. સર્વ જીવોપર દયા રાખવી, સર્વપર ભાઇ પ્રમાણે સ્નેહ રાખવો, વ્યાજ નખાવું, માંસ મદિરાનો ત્યાગ કરવો. નિત્ય પાંચ વખત

નમાજ પઢવી, દાન કરવું, રોજા રહેવું, સ્વચ્છતા, અને પવિત્રતા રાખવી. કલમો પઢવો, નઠારા અને અપવિત્ર વિચારો દૂર કરવા; ઈત્યાદિ.

**ક્રિયાકર્મ;**—લોકોને ધર્મમાં આસ્તા રાખવા માટે પીર, પેગંબર અને ફકીરોના ચરિત્રો તથા ચમત્કારોથી ભરેલાં પુરાણની માફક ગ્રંથો લખેલા છે તે વાંચવામાં આવે છે. કલમો આ પ્રમાણે પઢાવે છે—**અશહદો અન્લાઇલાહાઇલલ્લા મોહમ્મદુન રસલુલ્લા:**" અર્થ—હું માન્ય કરૂં છું કે, પરમેશ્વર સિવાય બીજો કોઇ દેવ નથી. અને મહંમદ પરમેશ્વરનો પેગંબર—સંદેશો લાવનાર છે." કંઈપણ શુભ કાર્ય કરતી વખતે—"**બિસ્મલ્લા રહિમાન રહેમ**" અર્થ—" પરમદયાળુ પરમેશ્વરને સર્વ અર્પણ થાઓ." આ વાક્ય પ્રથમ બોલે છે. પીર, પેગંબર, અને ફકીરને માને છે. તેમની કબર કે દરઘાને પુષ્પ, ધૂપ; અને દીપ: વગેરેથી પૂજે છે. અને માને છે; તથા નાળીએર વધારે છે, વગેરે આ ક્રિયા કર્મ મૂર્ત્તિ પૂજાવાળાનાં જેવા છે. મંત્રતંત્રને માને છે,મક્કાના કાબતુલ્લા મંદિરની તરફ જોઇને નમાજ પઢે છે. કાબતુલ્લાની નીચે " મજમ " નામે પવિત્ર ગણાતો કૂવો છે, તેના પાણીથી યાત્રા–હજ કરનારાઓ નાહીને પોતાને પાક–પવિત્ર થએલા સમજે છે, અને એ કૂવાનું પાણી વાસણમાં ભરીને દેશ વિદેશ લઇ જાય છે. હજ કરવા આવેલાઓ મક્કા માંહેલા કાબતુલ્લામંદિરની પ્રદક્ષિણા વેળાએ ભક્તિપૂર્વક પાક—પવિત્ર ગણાતા કાળા પથ્થરને સાતવાર ચૂંબેછે.

**ધર્મ વિચાર;**—આ ધર્મવાળા પુનર્જન્મને માનતા નથી, કયામત—ઇનસાફને દિવસે મરણ પામેલા સર્વ સ્ત્રીપુરૂષોને એકજ વખતે ખુદા જીવતા કરી ઈનસાફ કરશે. સારાં કામ કરનારીઓને ખુદા પોતાની પાસે રાખશે, અને નઠારાં પાપી કર્મ કરનારાઓને નર્ક પીડા ભોગવાવી નાશ કરશે. મનુષ્યનો આત્મા બીજાં પ્રાણીઓના આત્મા કરતાં શ્રેષ્ટ છે. **શીયાપંથી**—ખોજા, વોહોરા આદિ પુનર્જન્મ અને ઇશ્વર અંવતાર લે છે એવું માને છે. આ ધર્મના લોકો—**નર્કને** દ્રોજખ કહે છે, તેનો ઉપરી સેતાન છે, તે મનુષ્યને નઠારી બુદ્ધિ પ્રેરે છે. **સ્વર્ગને**—જીનત કહે છે. બંદગી કરનાર સ્વર્ગમાં ખુદા પાસે રહે છે. તેઓ—**પરમેશ્વરને**—અલ્લા, હકતાંલા, મૌલા, ખુદા, કરીમ, અને બાહેદ; ઇત્યાદિ કહે છે. **કુરાનને**—કિતાબ મંજીદ અથવા કલામુલ્લાં કહે છે.

**ધર્મ વિભાગ;**—આ ધર્મમાં **શીયા** અને **સુન્ની** એવા બે મુખ્ય ભેદ છે. તે સિવાય—વાહબી, સુફી,ઈત્યાદિ ઘણા મત–પંથો મતભેદ અને ક્રિયા કર્મથી જુદા પડેલા છે. પરંતુ તે સર્વ હજરત મહંમદ સાહેબને પેગંબર તરીકે માને છે. આ સર્વ મહંમદ સાહેબની મહત્તા દર્શાવે છે. ધન્યછે તેમને!!!!

# પ્રકરણ ૧૪ મું.

## ખગોળ વેત્તાઓ.

### ભાસ્કરાચાર્ય.



ભરતખંડના આ પ્રસિદ્ધ ખગોળવેત્તા અથવા જ્યોતિષી **ભાસ્કરાચાર્ય** નિજામના રાજ્યમાં સિંહ્યાદ્રિપર્વત પાસેના **બેદર** ગામમાં શકે ૧૦૩૬ માં જન્મ્યા હતા. તેમના પિતાનું નામ **મહેશ્વર ભટ્ટ** હતું. તેઓ જ્ઞાતે બ્રાહ્મણ હતા. ત્રણ વેદ ભણેલા અને શ્રૌત, સ્માર્ત્ત કર્મમા કુશળ હતા; એટલુંજ નહિ પણ તેઓ જ્યોતિષ વિદ્યાના મોટા આચાર્ય હતા. તેમણે પોતાના આ પુત્રનાં ઉત્તમ લક્ષણ જોઇને તેનું નામ ભાસ્કરાચાર્ય પાડ્યું હતું.

ભાસ્કરાચાર્ય બાલ્યાવસ્થામાં પોતાના પિતાની પાસે ગણિત, મુહૂર્ત્ત-ગ્રંથ, સિદ્ધાંત ગ્રંથ, વેદ અને બીજાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. તે મહાવિદ્વાન, બુદ્ધિવાન, તેજસ્વિ અને શોધક હતા. તેઓ સર્વ વિદ્યામા એટલા તો પ્રવિણ થયા હતા કે, તેમનામાં શાસ્ત્રો ઉપર ગ્રંથો લખવાની મહાશક્તિ ઉત્પન્ન થઇ હતી. તેમણે શાલીવાહનશકે ૧૦૭૨ માં **સિદ્ધાંત શિરોમણી** નામનો મહાન ગ્રંથ રચીને બહાર પાડયો હતો. એ ગ્રંથ બે ભાગમા છે. એક **ગોળાધ્યાય**, અને બીજા **ગણિતાધ્યાય**, ત્યાર પછી ઈ. સ. ૧૧૫૨ માં એટલે શકે ૧૦૭૫ માં તેમણે ગણિતનો બીજો ગ્રંથ રચ્યો. તે પોતાની પુત્રી **લીલાવતી** કે જે ગણિત વિદ્યામાં ઘણી કુશળ હતી. તેને અર્પણ કરીને તેના જ નામ ઉપરથી એ ગ્રંથનું નામ **લીલાવતી** પાડયું. આગણિતનો ગ્રંથ ઘણો જ ઉત્તમ છે. તે પ્રથમ બંગાળામાં છપાયો હતો. ત્યારપછી **બીજગણિત** નામે ત્રીજો એક ગણિતનો ગ્રંથ તેમણે રચેલો છે. **લીલાવતી** અને **બીજ**ગણિત એ બંને ગ્રંથ સિદ્ધાંત શિરોમણીના ઉપોદ્ઘાતરૂપ છે, **બ્રહ્મગુપ્ત** નામે પંડિતે **બ્રહ્મસિદ્ધાત** નામે ગ્રંથ રચેલો છે. તેમાં તેણે તેના ૧૨ અને ૧૮ માં અધ્યાયનો વિષય લીધો છે. **ડાકટર ટેલર** સાહેબ પાસે હસ્ત લિખીત એક ગ્રંથ છે, તેમાં લીલાવતીમાં જે વિષય કહેલા છે, તેની સિદ્ધતા આપી છે. એ સિદ્ધતાને ઉદાહરણ કહે છે. એ ગ્રંથ પણ ઘણું કરીને ભાસ્કરાચાર્યેજ રચેલો કહેવાય છે.

મો હોય એવું લાગે છે. **ધનેશ્વર દૈવજ્ઞ** નામના એક પંડિતે **લીલાવતી** ગ્રંથ ઉપર ટીકા કરી છે, તેને **લીલાવતી ભૂષણ** કહે છે ગંગાધર પંડિતે પણ લીલાવતી ગ્રંથ ઉપર ટીકા કરી છે, તેને **અમૃતસાગર** કહે છે. આ પંડિત જંબુસરનો રહીશ હતો. એ જ્યોતિષમાં ઘણો કુશળ હતો. **રંગનાથ, સૂર્યદાસ**, અને **ગણેશ** નામના પંડિત એ ત્રણેએ **લીલાવતી** ગ્રંથ ઉપર ટીકા કરી છે.

ભાસ્કરાચાર્યે **સૂર્યસિદ્ધાંત** નામે ગણિતનો એક મોટો ગ્રંથ રચ્યો છે. તેના પર **રંગનાથ** નામના વિદ્વાને **ગુઢાર્થ પ્રકાશિકા** નામે ટીકા કરેલી છે. તેમજ **નૃસિંહગણક** અને **ભૂધર** વિગેરે વિદ્વાનોએ પણ તેના ઉપર ટીકા કરી છે. એ સિવાય **તિાથતત્ત્વ** નામે ફળ ગ્રંથ અને જ્યોતિષ તત્ત્વ નામે સિદ્ધાંત ગ્રંથ પણ ભાસ્કર ચાર્યેજ રચેલા છે.

આર્યાવર્ત્તમાં પ્રથમ જ્યોતિષ શાસ્ત્ર વિષે મહાત્મા **પરાસર–ઋષિએ** અમુક વિચારો આપ્યા હતા. ત્યારપછી **વિરાટમુનિએ** કેટલીક શોધ કરી પુસ્તકો રચ્યાં. તેના ઉપર એ મુનિના વિદ્વાન પુત્રે ટીકા કરીને તેમાં વૃદ્ધિ કરી. મહાત્મા **વેદવ્યાસે** પણ એ વિષે થોડુંક લખ્યું છે. **ભૃગુઋષિ** એ પણ **ભૃગુસંહિતા** નામે જ્યોતિષનો ઘણો ઉત્તમ ગ્રંથ રચેલો છે. ભૃગુઋષિ મહાન ખગોળવેત્તા થઈ ગયેલા છે. હિંદમાં ખગોળ–જ્યોતિષ શાસ્ત્રના મુખ્ય ત્રણ મત ચાલે છે. **(૧) પુરાણમત, (૨) જૈનમત,** અને **(૩) સિદ્ધાંતમત.** પુરાણમત વ્યાસે સ્થાપ્યું. જૈનમત બુદ્ધસૂત્ર ઉપરથી ચાલે છે. અને સિદ્ધાંતમતના આચાર્ય ભાસ્કરાચાર્ય છે.

ભરતખંડમાં જ્યોતિષવિદ્યા[1] પ્રાચીન કાળથીજ ચાલી આવે છે, તે ઉપરના લેખથી જાણવામાં આવશે. જ્યોતિષવિદ્યામાં સૂર્ય અને ચંદ્ર ગ્રહણ અમુક વખતે થશે, એવું જણાવેલું છે. છતાં તેમાંનાં ગણિત કાળે કરીને બરોબર મળતાં નહિ. તેમાં થોડી પળનો ફેર પડી જતો; કેમકે પ્રાચીન ગ્રંથોને ફરી બરાબર તપાસી શકે એવો કોઇ વિદ્વાન થયો નહોતો. જ્યારે

---

(૧) પૃથ્વી પોતાની ધરી ઉપર ફરે છે. આ વિષે ઇસ્વીસનના પાંચમાં સૈકામાં થઈ ગયેલા " **આર્યભટ્ટ** " નામે પંડિતે પોતાના ગ્રંથમાં લખ્યું છે. આ વાત યુરોપખંડમાં પ્રખ્યાત પંડિત " **ગાલેલીઓ** " એ પૃથ્વીના ફરવા વિષેનું મત જાહેર કર્યું, તે પહેલાંની છે. પૃથ્વી વાતાવરણથી વેષ્ઠિત છે. એ વિષે " ભાસ્કરાચાર્યે " પોતાના " સિદ્ધાંતશિરોમણી " ગ્રંથમાં લખ્યું છે. તેમ મેઘની ઉત્પત્તિનું ખરૂં કારણ મહાપંડિત " **કાલિદાસ** " ને પણ માલુમ હતું.

ભાસ્કરાચાર્ય થયા, ત્યારે તેમણે પોતાના અખંડ ઉદ્યોગ અને અપૂર્વ ઉત્સાહ તથા બુદ્ધિબળથી બધા ગ્રંથોનું સારી રીતે અવલોકન કર્યું. પછી તેમાં અધિક કે ન્યૂન કરવા જેવું તેમને લાગ્યું, તેટલું નવીન ગણિત કરીને તેમણે નિયમ બાંધ્યા. જો કે એ સમયે હાલની માફક દુર્બિન જેવાં કાંઈ પણ સાધનો ન હોતા. તેથી ગ્રહો તથા નક્ષત્રોનો વેધ તેમને વાંસની ભૂંગળી વડે કરવો પડયો હતો. આવી વાંસની નળીકા વડે તેણે ગ્રહો વગેરનો શોધ કર્યો, એ શું થોડા આશ્ચર્યની વાત છે?! તેણે એજ સાધન વડે ગ્રહની ઉંચાઇ, લંબાઇ, આકાર, પરિણામ, અને પૃથ્વીનું સ્વરૂપ ઇત્યાદિ સર્વ વાતો પોતાના બુદ્ધિ બળના પ્રરાક્રમથી શોધી કાઢેલ છે. તથા તેમણે કરેલું ગણિત, પૃથ્વીનો આકાર, અને ગ્રહણ વિગેરે વિષે જે જે સિદ્ધાંત તેમણે લખેલા છે, તે અર્વાચીન કાળના સુધરેલા અંગ્રેજોના સિદ્ધાંતો સાથે કેટલીક વાતે બરોબર મળતા આવે છે. એ ઉપરથી તેમની શ્રેષ્ટ બુદ્ધિની ખાત્રી થઇ શકે છે.

**ભાસ્કરાચાર્યનો એવો સિદ્ધાંત** છે કે;—પૃથ્વી ગોળાકાર અને નિરાધાર છે તથા એ સૂર્યની પાછળ ફરે છે. ગ્રહણ જે થાય છે તે પૃથ્વી અને ચંદ્રની છાયાથીજ થાય છે. વળી એ સમર્થ શોધક પુરૂષે એવું શોધેલું છે કે, પૃથ્વીને લોહ ચુંબકની પેઠે આકર્ષણ શક્તિ છે: તેનાવડે પૃથ્વી સર્વ પદાર્થોને પોતાના પાસે ખેંચી રાખીને પડવા દેતી નથી. એજ કારણથી કોઇ પદાર્થ ઉંચે ફેંકીએ, તે પાછો પૃથ્વી ઉપર આવી પડે છે. તેના એજ સિદ્ધાંત ઉપર બૌદ્ધ અને જૈન મતના કોઈ પંડિતે એવી રીતે કહ્યું કે પૃથ્વી આકાશમાં નિરાધાર છે. માટે એ સદા અવકાશમાં પડતી જાય છે. તેને ભાસ્કરાચાર્યે જવાબ આપી સિદ્ધ કરી બતાવ્યું કે, પૃથ્વીને સઘળે ઠેકાણેથી સરખું તેના કરતાં મોટા પદાર્થોનું આકર્ષણ છે, તેથી પૃથ્વી કયાએ પડતી નથી. જો પૃથ્વી અવકાશમાં પડતી જતી હોત, તો પૃથ્વી ઉપરથી એક બાણ છોડીએ તે પાછું પૃથ્વીપર આવવુંજ ન જોઈએ, કેમકે પૃથ્વી અને બાણ એ બંનેનો સ્વભાવ તમારા કહેવા પ્રમાણે પડતો છે; વળી એમ પણ ન કહી શકાય કે પૃથ્વી ધીમે ધીમે નીચે જાય છે અને બાણ વધારે જલદીથી ઉતરે છે; કેમકે મોટો અને ભારે પદાર્થ જલદી પડે છે. પૃથ્વી સૌથી વધારે ભારે છે માટે તે બાણ કરતાં જલદી નીચે જવી જોઇએ, પણ તેમ થતું નથી. બાણ પૃથ્વી ઉપરજ આવે છે અને પૃથ્વી અવકાશમાં પડતી નથી. ઇત્યાદિ પ્રશ્નોત્તર ચલાવી ભાસ્કરાચાર્યે બૌદ્ધ અને જૈન પંડિતોનો મત ખોટો છે એવું સિદ્ધ કરી આપ્યું હતું. તેમણે પૃથ્વીના ગોળપરિધના

૩૬૦ અંશ માની નિરક્ષ દેશ ( શુન્ય અક્ષાંશનો દેશ. ) લંકા માનેલ છે. લંકાની પૂર્વ પશ્ચિમદિશામાં ક્રમથી ૯૦ અંશ ઉપર યમકોટીનગર તથા રોતકપતન કલ્પી ત્યાંથી ૧૮૦ અંશ ઉપર સિદ્ધપુર માનેલ છે. તેમજ મેરૂ ( ઉત્તર ધ્રુવ ) અને વડવાનલ કિંવા અગસ્તી ( દક્ષિણ ધ્રુવ ) લંકાથી સરખા ૯૦ અંશ ઉંપર ઉત્તર તથા દક્ષિણ દિશામાં ક્રમથી છે એવું તેણે કલ્પેલ છે.

લંકામાં ઉભાં રહેતાં ઉત્તર અને દક્ષિણ ધ્રુવ આ બંને તરફ ( દ્રષ્ટી મર્યાદાવૃતમાં ) એક વખતે દર્શન થાય છે, માટે લંકા પૃથ્વીના મધ્ય ભાગે એટલે સમવૃત્ત ઉંપર છે. લંકાની ઉત્તરમાં તથા દક્ષિણમાં ક્રમથી ૨૩ાા અંશ ઉપર કર્કવૃત્ત અને મકરવૃત્ત જેને અયનવૃત કહે છે. તે આવેલા છે. તેની બંને બાજુએ સ્પર્શી, સમવૃત્તને છેદી આગળ જવાવાળું જે વૃત્ત, તેને ક્રાન્તિવૃત્ત નામ દીધેલું છે. સમવૃત્તમાં ક્રાન્તિવૃત્ત બન્ને ઠેકાણે છેદે છે, તેનું સંપાત નામ છે. અને તે એકબીજાથી ૧૮૦ અંશ ઉપર છે. લંકાથી ઉત્તર અને દક્ષિણ ધ્રુવ સુધી સીધિ ગયેલી જે પેહેલી રેષા તેનું નામ યામ્યોત્તરરેષા અગર વૃત્ત છે. એજ પ્રથમ યામ્યોત્તર ઉપર ઉજજયની શહેર છે અને તે ભૂપરિધના ૧૬ મા ભાગ ઉપર છે. માટે લંકા અને ઉજજયની વચ્ચે અંતર ૧૬૫૮ કોશનો ભૂગોળનો પરિધ સમજવો. પરિધ ૪૯૬૭ યોજન એટલે ૧૯૮૬૮ કોશ છે અને વ્યાસ આશરે ૬૩૨૫ કોશ છે. ભૂગોળના ચતુર્થાંશઉપર લોક અરસપરસ ત્રાંસા અને અર્ધઉપરના નીચે માથું ને ઉપર પગ એમ જળની છાયા મુજબ ભાસે છે, પરંતુ જેને તેને પોતાનાં પગલાંનીચે પૃથ્વી અને મસ્તક ઉપર આકાશ એમજ અનુભવ થાય છે અને આ સર્વ પૃથ્વીની આકર્ષણ શકિતથી પડી જતા નથી, એવા પ્રકારનો તેનો મત છે. પૃથ્વી સપાટ નથી પણ ગોળ છે, છતાં સપાટ ભાસવાનું કારણ, પૃથ્વી નિરાધાર છે, લંકા પૃથ્વીના મધ્ય ભાગમાં છે, સૂર્ય-ચંદ્ર-ગ્રહણ ભૂછાયાથી થાય છે, તેમજ પૃથ્વીના ભાગોમાં મહાદ્વીપો સમુદ્રો, ખંડ વગેરે વિષે સિદ્ધાંતો તેણે પોતાના સિદ્ધાંત શિરોમણી નામના ગ્રંથમા દર્શાવેલા છે.

આ નાનાંકિત સિદ્ધાંતો અને ભાસ્કરાર્ય વિષે હાલ એક નાનું પુસ્તક થએલું છે. તે રા. જનાર્દન બાળાજી મોડકે રચેલું છે. તેમાં તેણે તેનું સવિસ્તર વર્ણન કરેલું છે, તે વાંચવા લાયક છે. ફકત તેમાં લંકા ૧૬ અક્ષાંશ ઉપર છે અને સિંહલદ્વીપ માંહેલું કાંડી શહેર એજ લંકાછેએવું કહેલુંછે. તે બરાબર નથી. નવા શોધોને માટેભાસ્કરાચાર્યના ગ્રંથો પ્રત્યક્ષ પુરાવો છે. આ શોધક પુરૂષે જે જે શોધો કરેલી છે. તે તે તેણે પૂર્ણ ઉત્સાહ અને સતત્ ઉદ્યોગથી કરેલી

છે. તે અડચણોથી જરા પણ નાહિંમત નહિ થતાં પૂર્ણ ખંતથી અડચણો દૂર કરી પોતાનો ધારેલો હેતુ પાર પાડતા; કેમકે તેના મનમાં આશા અને ઉત્સાહ અખંડ રહેલાં હતાં. જે પોતાના મનમાં આશા અને ઉત્સાહ રાખી ઉદ્યોગ કર્યા કરે છે તે પોતાનાં ધારેલાં કાર્યમાં ફતેહ મેળવે છે. ઉદ્યોગી પુરૂષોએ ઉત્સાહથી કામ કરવાની ટેવ પાડવી. તેમ કરનારની ધારણા પાર પડે છે, અને મનની વૃત્તી સુખદ થાય છે. ભાસ્કરાચાર્યે આવાજ પ્રકારના ઉદ્યોગથી શોધો કરેલી છે. પોતાની પાસે યંત્રાદિ કાંઇ પણ સાધનો નહિ છતાં પણ તેણે જે જે શોધો કરેલી છે તે વિષે તેણે પોતાના ગ્રંથોમાં સર્વ સર્વ વાતો જણાવેલી છે. તે અનેક સાધનવાળા અંગ્રેજ શોધકોના મત સાથે મળતી આવે છે. એપરથી તેની પ્રબળ બુદ્ધિ અને અલૌકિક કલ્પના શક્તિ પ્રત્યક્ષ જણાઇ આવે છે.

ભાસ્કરાચાર્ય વિષે એવું કહેવાય છે કે, સૂર્યનારાયણે જૈન બૌદ્ધ, વગેરે નિરિશ્વરવાદિ નાસ્તિકમત પંથનું ખંડન કરવા સારૂ, **નિંબાર્ક** રૂપે અવતાર ધારણ કર્યો હતો. જેનાથી ચોથા સંપ્રદાય, નિંબાર્ક અથવા **નિમાવત** નામે વૈષ્ણવ મત છે તેની પ્રવૃત્તિ થવા લાગી. એ સમર્થ વિદ્વાને વેદાંત ઉપર નિંબાર્ક નામે એક ભાષ્ય રચેલું છે. તેમણે સુશોભિત દેવાલયો બાંધી તેમાં રાધાકૃષ્ણની મૂર્તિનું સ્થાપન કરી તેની ઉપાસના અને ભક્તિ કરવાનો બીજા આચાર્યોની પેઠે મનોરંજન સંપ્રદાય ચલાવ્યો. એવા ભદ્ર પુરૂષોના દીર્ઘ પ્રયત્નથી મૂળ આર્યધર્મનું બીજ આર્યાવર્ત્તમાં રહ્યું. એના મતના પુરૂષો ગોપીચંદનનું ઉભું તિલક કરી તેમાં મધ્યે કાળો ગોળ ચાંલ્લો કરે છે. એ મહાપુરૂષે પાંસઠ વર્ષની ઉમરે બ્રદ્ધરમાં સ્વર્ગવાસ કર્યો. એ ખગોળ અને ગણિત વગેરેની શોધ તથા સત્યધર્મનો સંપ્રદાય ચલાવી જગતમાં અમર નામના રાખી ગયા છે.

# વરાહ મિહિર.



ભારતવર્ષનો આ પ્રાચીન ખગોળવેત્તા ઉજ્જયિનીના પરદુઃખ ભંજન મહારાજા વિક્રમના દરબારમાં “ નવરત્ન ” પંડિતોમાંનો એક હતો. તેના પિતાનું નામ આદિત્યદાસ હતું. તેઓ જ્ઞાતે બ્રાહ્મણ હતા અને કાપિત્થ નામે ગામમાં રહેતા હતા. તેઓ સૂર્યોપાસક હતા. તેનીજ કૃપાથી વરાહમિહિર જ્યોતિષશાસ્ત્રમાં ઘણો પ્રવિણ થયો હતો. તે ઘણો બુદ્ધિશાળી અને શોધક હતો. તેના વિચાર એટલા બધા તો ગંભીર હતા કે, એ સમયના લોકો તેના બહુજ વખાણ કરતા અને માન આપતા હતા. તે ઘણો વખત વિક્રમરાજાની સભામાં રહેતો હતો. તેને સિદ્ધાર્થ વિજ્ઞાનશાસ્ત્રનું જ્ઞાન એટલું બધું હતું કે, એ સમયમાં તેના જેવો એ વિદ્યામાં કુશળ પુરૂષ બીજો કોઇ નહોતો.

વરાહમિહિરે ઘણા ગ્રંથ લખ્યા છે. તે પૈકી પહેલો ગ્રંથ કરણ તે ઘણું કરીને પંચસિદ્ધાંતિકા નામે પ્રસિદ્ધ છે તેમાં પાંચ સિદ્ધાંત છે. કેટલાક તેને ષડ્પંચાશતી પણ કહે છે. તેમાં મેષાદિ બાર રાશિઓના ભાવ, પ્રસ્થાન, મુહૂર્ત્ત, કામનો આરંભ કરવાનો દિન શુદ્ધિ, ચોરનો પતો લગાડવો, અને તેની જાત, વર્ણ વગેરે કહેવાની વિદ્યા, ઈત્યાદિ વિષયો છે. બીજો ગ્રંથ હોરાશાસ્ત્ર. તેના ત્રણ ભાગ છે. (૧) જાતક અથવા બૃહજ્જાતક તેના ૨૫ અધ્યાય છે. તેના ઉપર ઉત્પલભટ્ટે જગચ્ચંદ્રિકા નામની મોટી વિસ્તીર્ણ ટીકા લખી છે તેમજ મહિધર ભટ્ટે પણ તેના ઉપર ટીકા લખી છે. ( ) યાત્રક અથવા યાત્રાનિબંધ—તેમાં પ્રશ્ન, તિથિ, તિથિબળ, વારફળ, નક્ષત્ર, દિવસ, ગ્રહભેદ, અને લગ્નનિશ્ચય, ઇત્યાદિ જૂદાં જૂદાં પ્રકરણો ૨૧ અધ્યાયમાં છે. (૩) વિવાહપટ, અને છેલ્લો ગ્રંથ—બૃહત્સંહિતા અથવા વરાહમિહિર સંહિતા નામે રચ્યો છે. તે ઘણું કરીને આર્યાછંદમાં છે. તેમાં—સૂર્યમંડળ, અને સૃષ્ટિમાંના ચમત્કાર વિષે પ્રબંધ છે.

વરાહમિહિરના ઉપર લખેલા ગ્રંથો ઉપરથી જણાય છે કે, તે એ સમયમાં મોટો જ્યોતિષી અને શોધક પુરૂષ હતો. વરાહમિહિર, જૂદે જૂદે વખતે આકાશમાં તારા અને નક્ષત્રોનું અવલોકન કરી, ગણિત વિદ્યાની મદદથી સંવત્સરાદિ નિર્માણ કરતો હતો. અતિ પ્રાચીન ઋષિઓના ગણિત પ્રમાણે આકાશમાં જે સાત તારાઓ એક બીજાની પાસે ઝુમખા જેવા

દેખાય છે, તે **સપ્તઋષિનાતારાને** નામે ઓળખાય છે; કેમકે પૂર્વે પ્રથમ તે, તે નામના ઋષિઓએ શોધી કાઢેલા છે. જેવા કે;—(૧) ક્રતુ, (૨) પુલહ, (૩) પુલસ્ત્ય, (૪) અત્રિ, (૫) અંગિરા, (૬) વશિષ્ટ, અને (૭) મરિચી. આ તારાઓના ઉદય અને અસ્ત તથા તેઓના ઉપર કહેલા નક્ષત્રોમાં દેખવાના કાળ, ઇત્યાદિ બાબતોનું વર્ણન વરાહમિહિર સંહિતામાં કરેલું છે. તેમાં તેણે ઘણોખરો આધાર યાદવોના ગુરૂ મહાત્મા ગર્ગાચાર્યનો લીધેલો જણાય છે.

વરાહમિહિરે એક બીજી અગત્યની શોધ કરીને ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસનો કાળ નિર્ણય કરવામાં મોટી મદદ કરી છે. તે એ કે;–વિક્રમ રાજાની પહેલાં ભારતવર્ષમાં કયા પ્રતાપી રાજાનો શક ચાલતો હતો, અને તેને કેટલો કાળ થયો. એ વાત તેણે જ્યોતિષશાસ્ત્રના આધારથી સિદ્ધ કરી આપી છે. તે એવી રીતે કે;–મહારાજા યુધિષ્ઠિર જ્યારે હસ્તિનાપુરની ગાદીએ બેસીને રાજ્ય કરતા હતા. ત્યારે મુનિ નામે સપ્ત તારામાંનો એક તારો મઘા નક્ષત્રમાં દેખાતો હતો. તે તારો એક નક્ષત્રમાં સો સો વર્ષ સુધી રહે છે. તે ઉપરથી વિક્રમાદિત્યના સમયમાં જે વખતે વરાહમિહિરે તે તારાનું અવલોકન કર્યું, ત્યારે તે વખતે તેજ તારો, મઘા નક્ષત્ર પછીના બાકી રહેલા ૧૭ નક્ષત્રમાં દેખાયા પછી ફરીને પુષ્પ તથા અશ્લેષા એ બેઉ નક્ષત્રોની વચ્ચે દેખાવો જોઇએ. તે પ્રમાણે વરાહમિહિર સ્વામીએ નલિકાયંત્ર ( વાસની ભૂંગળી ) વગેરેના સાધનવડે તે જગ્યા જોઇને ગણિત કરી યુધિષ્ઠિર રાજાનો શક શોધી કાઢ્યો છે. તેની સત્યતા વિષે કાંઇપણ સંશય નથી.

વરાહમિહિરના જ્યોતિષ સંબંધી સિદ્ધાંતો યુરોપના જ્યોતિષિઓના સિદ્ધાંતો સાથે ઘણાખરા મળતા છે. જેવા કે;–ધુમકેતુની ઉત્પત્તિ, તેની સામ્યતા, પૃથ્વી અને સૂર્યની ઉત્પત્તિ ઇત્યાદિ કેટલીક બાબતો પાશ્ચાત્ય ખગોળ શાસ્ત્રીઓ ન્યુકોમ અને પ્રોક્ટર વગેરેના મત પ્રમાણે મળતી આવે છે. આ વિદ્વાન પુરૂષ મહારાજા વિક્રમની સભામાં હતો. એ રીતે જોતાં તેને થઇ ગયા ને આજે આશરે ૨૦૦૦ વર્ષ થયાં છે.



# પ્રકરણ ૧૫ મું.

## રાજનીતિજ્ઞ-વીર પ્રધાનો.

### ચાણાકય.



ભરતખંડના પ્રખ્યાત **નીતિવેત્તા-વૃદ્ધચાણાકય** અથવા **ચાણાકયનીતિ** નામે પ્રસિદ્ધ ગ્રંથના કર્ત્તા, મહાત્મા **ચાણાકયમુનિ** ગાંધાર દેશ ( કંદહાર ) ની રાજધાની **તક્ષસીલા** નગરના રહેવાસી હતા. તેઓ જ્ઞાતે બ્રાહ્મણ હતા. એવું કહેવાય છે કે;-તેઓ જન્મ્યા ત્યારે દાંત ઉગેલા હતા. એ વાત તેમના પિતાએ ગુરૂની આગળ કરી. ગુરૂએ કહ્યું કે એ છોકરો રાજા થશે. ચાણાકયના પિતાએ વિચાર્યું કે, રાજ્યને અંતે નરક મળે છે. માટે મારો પુત્ર નરકે જાય તે ઠીક નહિ. એમ ધારીને પુત્રના દાંત દાતરડાવતી ઘસી નાખ્યા. અને પછી એ વાત ગુરૂને કરી; ત્યારે ગુરૂએ કહ્યું કે, હવે એ છોકરો પ્રધાન થશે. પછી તેનું નામ **ચાણાકય** પાડયું.

ચાણાકય મહાબુદ્ધિવાન, ક્રોધી, અને ધીર પુરૂષ હતા. તેમણે ત્રણ વેદનો અભ્યાસ કર્યો હતો. આ સિવાય-તેઓ રાજનીતિમાં પણ ઘણા કુશળ હતા. તેમની નાની વયમાં પિતા ગુજરી જવાથી માતાના આશ્રયે ઉછર્યા હતા. યોગ્યવયના થયા પછી વૃદ્ધ માતાની તેમણે ઘણી સારી સેવા કરી હતી. મગધ દેશના નંદ રાજાઓ સાથે પ્રથમ તેમને ઘણો સારો સ્નેહ હતો. પરંતુ પાછળથી તેમના વચ્ચે વૈર થયું હતું. એ વિષે એક ગ્રંથમાં લખેલું છે કે;-" યોગાનંદ રાજાનો મંત્રી શકટાલ હતો. તે કોઇ કારણથી રાજાનો વધ કરવાનો ઉપાય શોધતો હતો. તેવામાં એક દિવસે તેણે રસ્તે જતા આ ચાણાકયને જમીન ખોદતાં દીઠા. [illegible] જમીન ખોદવાનું કારણ પૂછતાં ચાણાકયે કહ્યું કે;-આ [illegible] [illegible] કહાડું છું. કારણ કે તે મારા પગમાં વાગ્યો છે. એ [illegible] શકટાલના મનમાં આવ્યું કે, આ બ્રાહ્મણ [illegible]

ક્રુરનિશ્ચયવાળો જણાય છે. માટે તે યોગાનંદનો વધ કરવાના કામમાં ઉપયોગી થઈ પડશે. પછી તેનું નામ, ઠામ પૂછીને કહ્યું કે;—

હે બ્રહ્મ તેજ ! નંદરાજાને ઘેર ત્રયોદશીનું શ્રાદ્ધ છે. માટે તેમાં પધારવા હું આપને નિમંત્રણ કરૂં છું. ત્યાંથી તમને દક્ષિણામાં એક લાખ સુવર્ણમુદ્રા અને પ્રથમ આસન મળશે. માટે મારી સાથે ચાલો. એમ કહી પ્રધાન તેમને પોતાને ઘેર તેડી ગયો. શ્રાદ્ધને દિવસે ચાણાક્ય, રાજાને ઘેર જઈ મુખ્ય આસનપર બેઠો. પરંતુ એ આસન રાજાએ સુબંધુ નામના બ્રાહ્મણને માટે પ્રથમથી નિર્માણ કરેલું હતું. તેથી ચાણાકયને એ આસનેથી તેની મરજી વિરૂદ્ધ ઉઠવું પડયું. આથી તેઓ ઘણા ક્રોધાયમાન થયા, અને પ્રતિજ્ઞા કરી કે, હું જ્યારે નંદરાજાનું નિકંદન કરીશ, ત્યારે મારા માથાની ચોટલી બાંધીશ. આ સાંભળી નંદરાજા ક્રોધાયમાન થયો. તેથી ચાણાકય ત્યાંથી નાશી ગયા.

આ વખતે ચંદ્રગુપ્તને પણ નંદરાજાની સાથે વેર થયેલું હતું. ચંદ્રગુપ્તનો પિતા નંદરાજાનો સેનાપતિ હતો. તે ઘણો બુદ્ધિશાળી અને શૂરવીર હોવાથી નંદરાજાએ તેની અદેખાઇ કરી, તેને તથા ચંદ્રગુપ્ત સુદ્ધાં તેના સો પુત્રોને એક ભોયરામાં પુરી ગુંગળાવીને મારી નાખ્યા હતા. તેમાં માત્ર એકલો ચંદ્રગુપ્તજ બચ્યો હતો. તે છૂટો થઇને નંદરાજાનું વેર લેવા દેશવિદેશમાં ફરતો હતો. તેવામાં તેને ચાણાકયનો મેળાપ થયો. ચંદ્રગુપ્ત તેના પિતાની માફક ઘણો બુદ્ધિશાળી, હિંમતવાન અને શૂરવીર હતો. તેને ચાણાકય જેવો ચતુર અને રાજનીતિજ્ઞ સલાહકાર મળ્યો. દેવતા અને દારૂનો સંયોગ થયો. તેથી આગ સળગી ઉઠી. તેની જ્વાળા મગધરાજ્યમાં પહોંચી, અને નંદરાજ્યને દગ્ધ કરી તેનો નાશ કર્યો.

ચંદ્રગુપ્તે મગધ રાજ્યની ગાદી ઉપર બેસીને પોતાના મુખ્ય પ્રધાનની જગો ચાણાક્યને આપી એ રીતે સોનું અને સુગંધી સાથે મળવાથી મગધ રાજ્ય દિપવામાં કાંઈ પણ ખામી રહી નહિ. ચતુર રાજા અને તેના આ ચતુર પ્રધાને મળીને ઘણી રૂડી રીતે રાજ્ય ચલાવવા માંડ્યું. પરંતુ નંદરાજાઓનો ચતુર અને સ્વામીભક્ત પ્રધાન રાક્ષસ નામે હતો. તે પોતાના સ્વામીના શત્રુને એવી રીતે નિષ્કંટકપણે રાજ્ય કરતો જોઈ શકયો નહિ. તેથી તે બીજા રાજાઓને પોતાની મદદમાં લેઇને ચંદ્રગુપ્તની સામો થયો, પરંતુ ચાણાકય જેવા ચતુર પ્રધાનના બુદ્ધિકોશલ્ય આગળ તે ટકી શકયો નહિ. ચાણાક્યે પ્રથમથીજ પોતાના વિશ્વાસુ દૂતોને રાક્ષસ પ્રધાનની પાસે ચાકરી રહેવાને મોકલ્યા હતા. તેથી રાક્ષસ પ્રધાન તેઓના દ્વારા જે જે કામ કરતો હતો, તે સર્વ ચાણાક્ય જાણી શકતો હતો. પરંતુ રાક્ષસ

તેમાંનું કશું પણ જાણી શકતો નહોતો. કે તેના સેવકો ચાણાક્યના માણસો છે, અને તેઓ તેની ખરાબી કરવામાં તત્પર છે. કયો માણસ પોતાના પક્ષનો છે, અને કિયો વિરૂદ્ધ પક્ષનો છે, તે જાણવા માટે ચાણાક્યે કેટલાક ભાષાકુશળ દૂતો કામે લગાડયા હતા. તેઓ જૂદા જૂદા વેશ ધારણ કરીને જૂદી જૂદી જગાએ ફરીને લોકોના આચાર વિચાર અને વ્યવહાર જાણતા હતા. એ રીતે ચાણાક્યે ઘણીક યુક્તિ પ્રયુક્તિઓ રચીને રાક્ષસ પ્રધાનને તેના કામમાં ફાવવા દીધો નહિ. અને છેવટે ચંદ્રગુપ્તને શરણે આવવાની તેને ફરજ પાડી હતી. પરંતુ ધન્ય છે ! ચાણાક્યની નિર્લોભવૃત્તિને ! તથા તેની કદરદાનીને ! કે તેણે રાક્ષસ પ્રધાનના ઉત્તમ ગુણોની પરીક્ષા કરીને પોતાનું પ્રધાનપદ ચંદ્રગુપ્ત પાસે તેનેજ અપાવ્યું હતું. ચાણાક્ય જાણતો હતો કે, નંદમંત્રી રાક્ષસ સ્વાર્થશુન્ય ભક્તિને લીધે પોતાનું કર્ત્તવ્ય કર્મ કરે છે. અને કેવી રીતે પોતાના પ્રભુનું કલ્યાણ થાય, તેનોજ એકાગ્ર ચિત્તથી વિચાર કરે છે. એના એવા ગુણોથી મુગ્ધ થઇને ચાણાક્યે પોતાના પ્રતિપક્ષી ઉપર આવો ઉપકાર કર્યો હતો.

ચાણાક્ય જેવો બુદ્ધિશાળી હતો, તેવોજ રાજનીતિમાં કુશળ હતો. તેણે એક લાખ શ્લોકનો નીતિગ્રંથ લખેલો છે, તેને "ચાણાક્ય નીતિ" કહે છે. ચાણાક્યને થઈ ગયા વિષે પાશ્ચાત્ય પંડિતો કહે છે કે તેનો જન્મ ઇ. સ. પૂર્વે ૩૦૦ કે ૪૦૦ વર્ષની અંદર થયો છે. તેમના એ મત પ્રમાણે તેને થઇ ગયાને આજે ૨૨૦૦ વર્ષ થયાં. પરંતુ તેમનું એ કહેવું શ્રીમદ્ભાગવત અને વિષ્ણુપુરાણાદિ ગ્રંથોના વિરૂદ્ધ છે. તેમને થઈ ગયાને આર્યગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે ૩૨૦૦ વર્ષ થયાં છે. શ્રીમદ્ભાગવતના સ્કંધ ૧૨ માં તેમજ પાણિનીય વ્યાકરણના સમય વિષે નિર્ણય કરતાં સિદ્ધાંત કૌમુદીની સરલા નામે વ્યાખ્યાનના પૂર્વાર્દ્ધની પ્રસ્તાવનામાં કલકત્તાની સંસ્કૃત પાઠશાળાના વ્યાકરણ શાસ્ત્રના અધ્યાપક તારાનાથ તર્કવાચસ્પતિ એ બાર વર્ષ પહેલા જે વ્યાખ્યા લખેલી છે, તેના તથા જૈન લોકોના ગ્રંથના આધારે જોતાં, ચાણાક્યે નંદરાજાને મરાવીને યુધિષ્ઠિર શક ૧૬૫૩ ના પ્રમાથિ નામના સંવત્સરમાં ચંદ્રગુપ્તનો રાજ્યાભિષેક કરાવ્યો હતો. એ રીતે જોતાં તેને થઇ ગયા ને આજે ૩૩૦૦ વર્ષ થયાં, એવું સિદ્ધ થાય છે.

---

# ટોડરમલ.



આ પ્રસિદ્ધ પુરૂષ **અકબર બાદશાહ**નો પ્રધાન લાહોરનો વતની હતો. તે જ્ઞાતે ખતરી-બ્રહ્મક્ષત્રી હતો. કોઈ વિદ્વાનો તેને કાયસ્થ કે બ્રાહ્મણ જ્ઞાતિનો જણાવે છે. આપરથી તે કઈ જ્ઞાતિનો હતો, તે નિશ્ચય થઇ શકતો નથી. ગમેતેમ હો, પણ તે ઉચ્ચ જ્ઞાતિમાં જન્મ્યો હતો, એવું તેના લક્ષણો ઉપરથી સિદ્ધ થાય છે. તેના માતાપિતા તેને બાળપણમાં નિર્ધન મૂકી મરણ પામ્યાં હતાં. તેથી સગાંઓને આશ્રયે ઉછરી મોટો થયો હતો. તે તિવ્ર બુદ્ધિનો, ચતુર, ધાર્મિક, નીતિવાન, હિંમતવાન, સાહસિક અને શૂરવીર હતો. ઉમ્મર લાયક થયે તેને કારકુનની જગો મળી હતી. તે પોતાના બુદ્ધિબળ વડે **શેરશાહ સૂર**ની સત્તા નીચે ઉંચે દરજ્જે ચઢ્યો હતો. એ સુલતાને ગક્કર લોકોના પાહાડી મુલકમાં મોટો મજબૂત પથ્થરનો કિલ્લો ચણાવ્યો હતો, તેનો ઉપરી **ટોડરમલ** હતો. તે કામમાં તેની ખબરદારી, ચતુરાઈ અને કુશળતા, વગેરે લાયકી જોઇ, તેને શેરશાહે શાબાશી આપી હતી. શેરશાહ સૂર બંગાલાનો હાકેમ હતો. **અકબર**ના પિતા **હુમાયુ**નો પરાજય કરીને હિંદમાંથી હાંકી કહાડનાર એજ હતો. બીજા પઠાણ બાદશાહો કરતાં, શેરશાહ વધારે સારો હતો; તેણે હિંદુ પ્રજા ઉપર ધર્મની બાબતમાં કાંઇ પણ જૂલમ કરેલો જણાતો નથી. તેણે મુસાફર ખાનાં, રસ્તા, અને વાવ, કૂવા વગેરે નવાંણો બંધાવ્યાં હતાં; એટલુંજ નહિ પણ રસ્તાની બંને બાજુએ ઝાડો રોપાવ્યાં હતાં. આવા ચતુર બાદશાહના હાથ નીચે **ટોડરમલ**નું મન બહુ કેળવાયું હતું. તેણે કરી તેની બુદ્ધિ બહુ ખીલી હતી. તે ગણિત, જમીન માપણી અને હિસાબી કામ વગેરેમાં બહુ કુશળ થયો હતો. તેથી કરીને તે આગળ જતાં **અકબર બાદશાહ**ને બહુ ઉપયોગી થઈ પડગો હતો. તેણે અકબર બાદશાહની એવી તો ઉત્તમ પ્રકારે સેવા બજાવી કે, તેને લઇ તેની કીર્ત્તિ અમર થઈ છે.

ટોડરમલને અકબર બાદશાહે "**વકીલ-સુલતાન**" અને "**મુશ્રિફ-ઇ-દીવાન**" નો ઇલકાબ આપ્યો હતો. **સર એચ, ઇલિયટ**ના ગ્રંથ ઉપરથી કહેવામાં આવ્યું છે કે, રાજા ટોડરમલ જ્ઞાતે ખતરી હતો; પણ **એલ્ફીન્સ્ટન** કૃત ઇતિહાસમાં જણાવ્યું છે કે, તે પંજાબનો **કાયસ્થ** હતો. તેમ કેટલાક ખેકાએ તેને બ્રાહ્મણ જણાવેલો છે. ઇ. સ. ૧૫૫૩ માં તેને ગુજરાતમાં સરકારી નોકરી મળી હતી. ત્યાં તેને લશ્કરી નાયકનું અને વસુલાત ખાતાનું એ બે કામ સોંપવામ. આવ્યાં હતાં. પછી તેની બદલી બંગાલામાં થઈ હતી. ત્યાં પણ સારૂં કામ કરી બતાવવાથી તેને દિલ્હી

બોલાવી વજીરશાહ મનસૂરનો મુખ્ય પેશકાર નીમ્યો હતો. વસુલાત ખાતામાં સુધારો કરવાનું કામ તેણે અહીં આરંભ્યું હતું. મુંબઈ ગુજરાતી પેપરના સને ૧૯૧૮ ના અંક ૨૦ માં જણાવ્યું છે કે,–“ મોગલશાહનશાહી દરમ્યાન જમીનની મહેસુલ પદ્ધતિ પળાતી હતી અને તે નામાંકિત બ્રાહ્મણ પ્રધાન ટોડરમલે સુધારેલા ધોરણે તેને મૂકી હતી. તેણે પ્રથમ જમીનની મોજણી કીધી, હરેક કટકાને નંબર આપ્યા. અને પછી હરેક કટકામાંથી રાજ્યને લેવાનો કર તરીકેનો હિસ્સો ઠરાવ્યો. એ હિસ્સો નીપજની જાત રૂપે ન લેતાં, રાજ્યના ચલણી નાણાંમાં લેવાનું ઠરાવ્યું હતું. તેણે જમીનનો ભોગવટો ધરાવનારી પ્રજાની માલિકીના સઘળા હક્કો કાયમ રાખ્યા હતા અને માત્ર બાદશાહ મહેસુલનો માલિક છે, જમીનનો માલિક નથી..” ઈત્યાદિ તેણે નિયમો ઠરાવ્યા હતા.

રાજા ટોડરમલ ઘણો બુદ્ધિવાન, બહાદુર, ધાર્મિક અને નિમકહલાલ પ્રધાન હતો. જાતે વિદ્વાન છતાં ઘણી લડાઈઓમાં તેણે બહાદુરી બતાવીને જય મેળવ્યો હતો. પ્રખ્યાત ગ્રંથકાર અને સરદાર અબુલ ફજલ લખે છે કે;–‘ પ્રમાણિકપણામાં, સિધે રસ્તે ચાલવામાં, મરદાઈમાં, કામની માહેતગારીમાં, અને રાજકારભાર કરવાની શક્તિમાં એના સરખો બીજો નર હિંદુસ્થાનમાં એ વેળાએ નહોતો. ”

અકબરને વસુલાત ખાતાનો સુધારો કરવામાં, સૂચનાઓ અને સલાહ આપવામાં, તેમજ વ્યવસ્થા કરવામાં રાજા ટોડરમલ હતો. આખા રાજ્યમાં તેના નામથી એ જમાબંધી ઓળખાતી હતી, અને જ્યાં તે હજી ચાલે છે, તે અદ્યાપિ પણ ટોડરમલની જમાબંદી કહેવાય છે. આજ પણ લોકો કહે છે કે, “ એતો ભાઈ ! ટોડરમલના બાંધેલા નિયમ છે ”. બંગાળાના દરેક ખેડુતના ઘરમાં આજે પણ ટોડરમલનું નામ જાણીતું છે.

આ મહાપુરૂષે લશ્કરી પરાક્રમ પણ ઘણાં કર્યાં હતાં. અબુલ ફજલ તેની ધાર્મિકતા વિષે લખે છે કે;–“ તેને પૈસાની લાલચ જરાએ નહોતી, તે અપવાસ કરવામાં, વ્રત પાળવામાં અને હિંદુ ધર્મના બીજા વ્યવહારોમાં બહુ ચુસ્ત હતો.” તેણે ગંગા કિનારે એક પગથીયા વાળો ઘાટ પણ બંધાવ્યો હતો. ” અકબર બાદશાહ તેના ધર્મ ચુસ્તપણા માટે બહુ વખાણ કરતો હતો. અકબરની ધર્મ સુધારાની ટોળીમાં તે સામેલ નહોતો, તોપણ અકબરનો અનુગ્રહ અને ભરોંસો તેના ઉપર સંપૂર્ણ હતો.

ટોડરમલને ધારૂમલ નામે એક પુત્ર હતો. તે સિંધના હાકેમ જાની બેગ સાથેની લડાઈમાં માર્યો ગયો હતો. અકબરના સર્વે ચતુર પ્રધાનો તથા પુરૂષોમાંના આ સમર્થ પુરૂષે ઈ. સ. ૧૫૮૯ ના નવેંબર માસની તા. ૨૦ મીએ સ્વર્ગવાસ કર્યો. એ રીતે એ પોતાના આત્મબળવડે અકબર બાદશાહ જેવાના પ્રધાનપદને પામી અમર કીર્ત્તિ રાખી ગયેલ છે. ધન્ય છે તેમને!!!

# પ્રકરણ ૨૬ મું.

## હાજર જવાબી વીર પ્રધાન.

### બીરબલ.



આ મહાપ્રતાપી પ્રસિદ્ધ **રાજનીતિજ્ઞ વીર પુરૂષ અકબર બાદશાહના** પ્રધાન મંડળમાં એક ચતુર અને માનીતો મંત્રી હતો. તેનો જન્મ ક્યાં અને કયારે થયો તથા તેના માબાપનાં નામ શું ? એ વિષેનો લેખ ક્યાંએ મળતો નથી. તે જ્ઞાતે નાગર બ્રાહ્મણ હતો, એવું એક ફારસી ગ્રંથમાં અને ગુજરાત શાળાપત્રમાં જણાવેલું છે. પરંતુ પ્રૉફેસર **એમ. એચ. વિલ્સન** સાહેબે અને અકબર ચરિત્રના કર્ત્તાએ તેને બ્રહ્મભાટ કહ્યો છે. પણ કેટલીક રીતે જોતાં એ બ્રાહ્મણ હતો, એવો નિશ્ચય થાય છે. તેનું નામ **શિવદાસ** હતું. તે કુળવાન પણ ગરીબ ઘરનો હતો. તે રૂપાળો, ચતુર, બુદ્ધિવાન, અને ધાર્મિક હતો. તે સાથે તે એવો તો હાજરજવાબી અને ખબરદાર હતો કે, સર્વનાં મન હરણ કરવાની એનામાં અપુર્વ શક્તિ હતી. તેમ એ કવિતા પણ સારી કરી જાણતો. એટલુંજ નહિ પરંતુ તેના સાથે તેનામાં વાક્ય ચાતુર્ય અને શૂરવીરતા હતી.

બીરબલે વેદ અને હિંદુ ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. સિવાય–તે સમયમાં મુત્સદ્દીને જે કેળવણી અગત્યની હોવી જોઇએ, તેટલી તેણે લીધી હતી. એ વખતમાં કોઇ પણ માણસ રાજદરબારમાં પેસવાની હિંમત કરે, તે પહેલાં તેણે હિંદી, ફારસી, અને સંસ્કૃત ભાષા સારી પેઠે જાણવાની જરૂર પડતી હતી. તેમજ થોડું ઘણું કવન પણ કરી જાણવા જેટલી માહિતી મેળવવી પડતી હતી. શિવદાસ–બીરબલ એ સઘળો અભ્યાસ કરીને નોકરીની આશાએ **અકબર** બાદશાહની હજુરમાં દિલ્લી ગયો હતો.–અકબર બાદશાહ કવિઓ અને વિદ્વાનોનો પોષિંદો છે. તેણે દિલ્લીમાં જઇને પ્રથમ એક ધર્મશાળામાં રાત્રે મુકામ કર્યો હતો. જ્યારે તે સવારમાં ઉઠયો, ત્યારે દિલ્લીવાનોના ફક્કડ પોષાક જોઇને છક થઇ ગયો હતો. તેના મનમાં આવ્યું કે, જો હું મારા આ ગામડીયા પોષાકમાં દરબારમાં જઇશ, તો મને સિપાઇઓ ધક્કા મારી કાઢી મુકશે. તેથી તેણે ધોબીને એક રૂપિઓ આપીને ત્રણ દિવસને માટે કડકડતાં

કપડાં ભાડે લેવાનો બંદોબસ્ત કર્યો. એ વેળાએ તેની પાસે ખર્ચીમાં માત્ર પાંચ રૂપિયા જ હતા. બીરબલે ખાઇપીને ધોબીનાં ભાડે લીધેલાં કપડાં પહેરી લીધાં પછી તે બાદશાહની કચેરીમાં જવા નીકળ્યો. ચાલતાં ચાલતાં થાકી ગયો, સાંજ પડી, પણ બાદશાહની કચેરીનો પતો લાગ્યો નહિ. તેથી પાછો ફરી ઉતારે આવ્યો.

બીરબલે બીજે દિવસે ઘણી મહેનતે બાદશાહની કચેરીનો પતો મેળવ્યો. પછી દરવાનને મળીને કેટલીક બાતમી મેળવી, પાછો મુકામપર આવ્યો. હમેશના નિયમ પ્રમાણે બાદશાહની કચેરીમાં રાત્રે વિદ્વાનોની સભા મળવાની હતી, તેથી પાછલે પહોરે તે પાછો દરબારમાં જવા નીકળ્યો. ચાલતાં ચાલતાં તે રાજમહેલ આગળ આવી પહોંચ્યો. ત્યાં તેને એક અણુધાર્યું વિઘ્ન નડયું. દરવાને પોતાની દસ્તુરી, પાન સોપારી કે ચેરી મેરી કહો, તેની તેણે સો સોના મોહોરો માગી, પણ એટલીએ લાવે ક્યાંથી? અહીં તો શું પણ ઘેર જાય, તોપણ સો રૂપિયાએ મળે તેમ નહોતું. તો સો મોહોરો ક્યાંથી લાવી આપે? બીરબલે બહુ બહુ યુક્તિઓ કરી, કાલાવાલા કર્યા અને બહુએ આડા અવળા પાસા નાખ્યા, પણ તેથી એ દરવાન જરા પણ ડગ્યો નહિ. છેવટ બીરબલે કહ્યું કે.—મને અંદર જવા નહિ દે તો ખેર, પણ આ કાગળ ઉપરનો દુહો છે, તે બાદશાહને પહોંચાડી આવ. આ સાંભળી દરવાન તો છેક રાતો પીળો થઇ ગયો. તે કાગળ હાથમાંથી ઝૂંટી લઈ ચાર કકડા કરી, પાસેના હોજમાં ફેંકી દીધા અને એક ધક્કો મારી દૂર કાઢી મૂક્યો. બીરબલે બહુએ પોકાર કર્યો, પણ તુતીનો સાદ કોણ સાંભળે? અંતે તે નિરાશ થઈ ત્યાંથી ઉતારે આવ્યો.

બીરબલની સઘળી આશાઓ દરવાનના આવા જુલમથી પડી ભાંગી; જ્યાં બાદશાહની સન્મુખ જઇ શકાતું નથી, ત્યાં પછી પોતાની વિદ્વતા અને કવિત્વ શક્તિ શા કામની? દિલ્હીમાં સો વર્ષ કાઢે તોપણ દરવાન પોતાની દસ્તુરી લીધા વગર અંદર દાખલ કરે એમ નહોતું, ત્યારે શું ભિક્ષા માગતાંજ ઘેર જવું? શું રાજદરબારમાં જવાનો લોભજ છોડી દેવો? શું બીજાઓની પેઠે પ્રથમ કોઇ હલકા મુત્સદ્દીનો આશ્રય પકડવો? અને પછી નશીબ ઉપર હાથ દઈ બેસવું? એમ કર્યાથી તો પોતાની ઇચ્છેલી ઉમેદ શી રીતે પાર પડે? વખતે જીંદગી પૂરી થાય તોપણ બાદશાહની હજુરમાં જવુંજ ન બની શકે? સામાન્ય બુદ્ધિવાળાની નોકરી ઉઠાવવી એના જેવું ભૂંડું શું? એમાં શો માલ? શું હું બીરબલ એથી સંતોષ પામી બેસી રહું? આવી આવી અનેક કલ્પનાઓ તેને સ્ફુરવા લાગી, પણ

કાંઈ સુઝ પડી નહિ. તેથી ઉદાસીમાં ગરકાવ થઈ ગયો, તોપણ એ ધૈર્ય-વાન હતો, તેથી જીવને કઠણ રાખી થોડીવાર સુતો, મનમાં અનેક તરંગો ઉઠવા લાગ્યા તેમાં એક એવો સરસ મુદ્દો સુઝ્યો કે તેથી તેને રૂએ રૂએ હર્ષ વ્યાપી ગયો અને તેમાં હું ફતેહ પામીશ એવો નિશ્ચય કરી નિરાંતે નિંદ્રા લીધી.

રાજ્યમાં જ્યાં સુધી ઇનિસાફનાં દ્વાર ખુલ્લાં હોય છે, ત્યાં સુધી તો કોઇને પણ કાંઈ પોકાર ઉઠાવવાનું અસરકારક કારણ મળતું નથી. પણ જ્યારે અદાલતને દરવાજે પણ રૂસ્વતખોર દરવાનનો હાથ અડકે છે, ત્યારે ઘણીજ ખરાબીઓ થાય છે. એમ ન થાય તે માટે આ ભરતખંડમાં જે મોટા મોટા રાજાઓ થઈ ગયા છે તે આવી બાબતો વિષે ઘણીજ કાળજી રાખતા હતા. લોકોપર પડતા જુલમ જાણવા અને રંકમાં રંકની ફરિયાદ પણ પોતાને કાને આવે તે માટે અનેક યુક્તિઓ કરતા હતા. કોઇ વેશ બદલી નગરચર્ચા જોવાને નીકળતા, કોઈ ખાનગી બાતમીદારો રાખતા, કોઇ મહેલનીચે પ્રજાને ફરિયાદ કરવા સારૂ ઘંટજ ટીંગાડતા અને કોઇ ઇનસાફની કોર્ટનાં દ્વાર અહોનિશ વગર દરવાને ખુલ્લાજ રાખતા હતા.

અકબર બાદશાહે એવો નિયમ રાખ્યો હતો કે;—નિત્ય સવારમાં ઉઠી નાહી ધોઇ નિર્મળ વસ્ત્ર પહેરીને બે કલાક રાજ મહેલને ઝરૂખે બેસતા; ત્યાં કોઇ પોકાર કરતું આવે તેની ફરિયાદ સાંભળતા. એ ઝરૂખા નીચે રાજ-માર્ગ હતો, ગાડી ઘોડાને એ માર્ગે જવાની મના હતી. માત્ર એ માર્ગે મનુષ્યોનેજ જવાની છૂટ હતી. વચમાં નેકીદારો સોનાની છડીઓ લઇ ઉભા રહેતા હતા. તે સર્વેને પોકારી કહેતા હતા કે;—"**અકબરશાહ ધર્મા-સનપર બિરાજમાન હુવે હૈ? જિસ્કો કુચ્છ ફરિયાદ હોવે ઉ-સ્કો વહાં બુલાતે હૈ. શાહ વ શાહુકાર, વજીર વા દિવાન, ન-વાબ વા સુબા, અમીર વા ઉમરાવ, કિસીકાહી જુલ્મ હોવે, તો નિડર હોકે આએ ઔર કહો. અદલકે કાટેમેં સભી સમાન હૈ.**" આ રાજમાર્ગને છેડે ચોકીઓ હતી. ત્યાં વાજીંત્રોમાં એવાજ અ-ર્થના બોલ ગવાતા. તે સાંભળી આખા શહેરમાં ચોકીએ ચોકીએ એવી ગર્જના થઇ રહેતી. તેથી સર્વ પ્રજાને ખબર પડતી કે અકબરશાહ ઇન-સાફની ગાદીએ બિરાજમાન થયા છે. એ પરથી જે લોકોને ફરિયાદ કરવી હોય તે મહેલના ઝરૂખા નીચે જઇને અગાઉથી બેસતા અને **ફરિયાદ! ફરિયાદ! ફરિયાદ!** એમ પોકાર કરતા કે તરત બાદશાહ તેમને પો-તાની પાસે બોલાવતો. કોઇ પણ એ માર્ગે આવનારને અટકાવી શકતું ન-

હિ; કેમકે ઝરૂખાપરથી બાદશાહની અધ અધ ગાઉ સુધી દષ્ટિ પડતી, એ-વો એ માર્ગ સીધો હતો. બાદશાહની પણ એવી સખ્તાઇ હતી કે એ માર્ગે આવનારને કોઇ અટકાવી શકવાને હિંમત કરી શકતું નહિ. એ વખતે સર્વ કોઇને મોટા મોટા અધિકારીઓ ઉપર પણ ફરિયાદ કરવાની છુટ હતી; એટલુંજ નહિ પણ પોતાથી પણ જાણે અજાણે કાંઈ અન્યાય થઇ ગયો હોય, તો તે વિષે પણ ફરિયાદ કરવાની છુટ હતી.

અકબર બાદશાહ ઇનસાફ કરવામાં પોતાના સગા પુત્રની પણ પક્ષ કરતો નહિ. સઘળી હકીકત પોતેજ સાંભળતો, પોતેજ તપાસ કરતો અને પોતેજ એક ઘડીમાં ઇનસાફ આપતો. એ વખતે કોઇ પણ મહેતા, મુત્સદ્દીને પાસે રાખતો નહિ તેમ ફરિયાદીને ધીરજ અને નમ્રતાથી પુત્રની માફક પ્રેમ બતાવી પૂછતો, કોઇને ગભરાવાનું કારણ આપતો નહિ, કોઇપણ કામદાર ઉપર ફરિયાદ આવી કે તેને તરતજ ત્યાં પકડી મંગાવતો અને ગુન્હેગાર જણાય કે, તેને ત્યાંજ ઘટતી સજાએ પહોંચાડતો. આ ખરેખર અકબરબાદશાહનો એપેલેટકોર્ટ હતી એમ કહીએ તોપણ ચાલે. માત્ર એટલો ફેરફાર કે ત્યાં અપીલ કરવામાં કોડીનો ખર્ચ પણ થતો નહિ. જૂલમગાર નીચલા અધિકારીઓની મારફતે ફિરીયાદ લાવવી પડતી નહિ, ઇનસાફ તાત્કાળિક અને અસરકારક મળતો એવા ઇનસાફથી સઘળા અમલદારો પાંસરાદોર થઇ ગયા હતા. કોઈ પ્રજાપર જૂલમ ગુજારી શકતું નહિ.

અકબર બાદશાહ આ રિવાજ મુજબ એક દિવસે પોતાના રાજમહેલના ઝરૂખામાં બેઠો હતો, વાજીંત્રોના મધુર સ્વર રાહદારીના કાનને અમૃતપાન કરાવતા હતા. તેથી રાહદારીઓ જાણે સ્વર્ગ સુખ અનુભવતા હતા. એવામાં સર્વાંગ ભસ્મ લગાવી, એક લંગોટી વાળી, ખાંધે એક ફુટેલું તુંબડું અને એકસોથી વધારે થીગડાં વાળી ગોદડી લટકાવી, હાથમાં ત્રિશળ, કપાળમાં સિંદૂરનું તિલક અને આંખો ફાટેલી ભયંકર એવા જોગી વેશે બીરબલ ફરિયાદીને ઓટલે ચડી "**फिरयाद है! फिरयाद है! फिरयाद है! फिरयाद है!**" એવા શબ્દો લલકારી ઉભો રહ્યો. એ સાંભળી બાદશાહે તરત તેને ઉપર બોલાવ્યો. બાદશાહે તેને જોઇ જાણ્યું કે આ વિલક્ષણ પુરૂષ છે. ફકીર કે વેરાગીનું આવું બોલવું હોય નહિ. તેથી બાદશાહે પુછ્યું કે;—તમે કોણ છો? અને તમારાપર શો જૂલમ ગુજર્યો છે? કે આવી રીતે ફકીરી લેવી પડી. જવાબમાં તેણે દુહો કહ્યો કે;—

**પાયા હીરા લાખકા આયા બેચન કાજ;**
**છિના લિયા છક્કડ લગા, ઔર દગાહિબાજ.**

આ સાંભળતાંજ બાદશાહ ગુસ્સે થયો કે, કોની તાગાદ છે કે મારા રાજમાં આવો જૂલમ કરી શકે? એ ઝવેરીનું નામ દે, હમણાં હું એને સજાએ પહોંચાડું છું. એ પછી તેણે કેટલાક દુહા કહી એના અર્થની એવી ખુબી વાપરી કે તે સાંભળી બાદશાહ અજાયબ થઈ ગયો. તેમાંજ દરવાને ધક્કો મારી હીરારૂપી જે દુહો તે ફાડી ફેંકી દીધાની વાત અંતે ફુટી આવી. દરવાનનો ઘડો લાડવો કર્યો. અને અનીતિનાં મૂળ ઉખેડી નાંખ્યાં.

બીરબલની અલૌકિક વિદ્વતા અને ચતુરાઈ તથા હાજર જવાબી જોઇ બાદશાહ છક થઇ ગયો. તેનું કવિત્વ–ચાતુર્ય જોઇ અતિ પ્રસન્ન થઇને તેને અમૂલ્ય શીરપાવ આપ્યો અને નિત્ય પોતાની પાસે કચેરીમાં આવવાની પરવાનગી આપી. ઇત્યાદિ ઈત્યાદિ પ્રકારથી બીરબલના ગ્રહ ચડી આવ્યા. મુલ્લાં ફૈજી, અબુલ ફજલ, તાનસેન અને જગન્નાથ પંડિત વગેરે વિદ્વાનોની સભામાં એ એક તેજસ્વી તારાની પેઠે ચળકવા લાગ્યો. તેની વિનોદવાણી, હાજર જવાબી અને બુદ્ધિ ચાતુર્ય જોઇને સૌ છક થઇ જતાં સર્વ કવિઓથી એ ચડીઆતો હતો, તેથી તેને પોતાની હજુરમાં રાખી બાદશાહ બહુ માન આપતો અને તેને કવિરાયનો ઇલ્કાબ આપ્યો હતો. બીરબલ કવિતા રચવામાં અને મહાપુરૂષોનાં ચરિત્ર વર્ણવવામાં જેમ એક્કો હતો, તેમ મહાબુદ્ધિવાન્ હોઇને રાજકાજમાં ચતુર અને યુદ્ધમાં પણ શૂરો હતો. તેના ગુણ અને તેની સેવાથી ખુશી થઈ અકબરે તેને રાજા વીરબલ—બીરબલ એવો માનવંતો ખિતાબ આપ્યો. વીરબલ કહેતાં વીરબળ, વીર એટલે મોટો યોદ્ધો જેનામાં મોટા યોદ્ધા જેટલું બળ છે એવો રાજા; ત્યારથી એ રાજા બીરબલ નામે પ્રસિદ્ધ થયો. આજની પેઠે લૂખો ઇલ્કાબ નહિ આપતાં, બાદશાહે તેને એ ખિતાબની સાથે નગરકોટની જાગીર પણ આપી હતી. આગળ જતાં એ બાદશાહનો પરમમિત્ર થઇને પ્રધાનપદપર આવ્યો હતો.

બીરબલ અકબર વિષેની વાર્તાઓમાં અતિપ્રખ્યાત છે. તેની હાજર જવાબીની, ચતુરાઇની, બુદ્ધિબળની અને હુશિઆરીની અનેક વાર્તાઓ લોકોમાં કહેવાય છે. અકબર બાદશાહને આવા જ્ઞાની પુરૂષનો સંગ થવાથી તેનું મન અતિ વિસ્તાર પામ્યું હતું. તેના મનપર અસર કરનારા હિંદુઓમાં બીરબલ મુખ્ય હતો અને મુસલાનોમાં ફૈજી હતો. અકબર બાદશાહ પોતાના પરમ મિત્ર બીરબલના સમજાવ્યાથી સૂર્યોપાસક થયો હતો અને જલાલી નવરોજને દિવસે સૂર્યની પૂજા કરતો હતો તથા એ દિવસે બાદશાહ પાટ ઓચ્છવ કરતો હતો, એટલું જ નહિ પણ એના સંગથી બાદ-

શાહમાં ન્યાય, નીતિ, સત્ય ધર્મ પર પ્રીતિ આદિ સદ્‌ગુણોનો વધારો થઇ એક મહાન્ ચક્રવર્તિ બાદશાહ ગણાયો હતો. બીરબલના પ્રયત્નથીજ બાદશાહે અનેક ધર્મનું સંશોધન કરી, હિંદુઓનો ધર્મ સત્ય છે, એવું કબૂલ કર્યું હતું, તેથી બાદશાહ હિંદુ ધર્મ અને ગાય વગેરેને માન આપતો હતો. તથા હિંદુ, મુસલમાનને સરખા ગણી સરખા અધિકાર આપતો હતો; ઇત્યાદિથી પ્રજા સુખી થઇ હતી. એ સર્વમાં મુખ્ય બીરબલનો જ પ્રતાપ હતો, એમ કહીએ તો કશું ખોટું નથી.

બીરબલે રાજકાર્ય આદિમાં ઘણાં કાર્ય કર્યા છે. સેનાપતિ થઇ અનેક લડાઇઓમાં અગ્રેસર પણે ભાગ લીધો છે, અને બહાદુરી બતાવી છે. એ ઇતિહાસ વાંચનારાઓના જાણવા બહાર નથી; ઇત્યાદિ. છેવટ એ શૂરો પ્રધાન અફઘાનિસ્તાનમા **જૈનખાં** સાથે રોશનિયા લોકોને જીતવા સેનાપતિ થઇ ગયો હતો. તેમાં તેઓને જીતીને આવતાં, વચ્ચમાં એક લડાઇ અફઘાનો સાથે પર્વતોની સાંકડી ખીણમાં થઇ તેમાં એ ઈ. સ. ૧૫૮૫ માં મરણ પામ્યો. એ રીતે આ મહાપુરૂષને થઈ ગયા ને આજે ૩૩૩ વર્ષ થયાં છે.

બીરબલના એવા અકસ્માત મૃત્યુથી અકબર જેવા મહાન્ બાદશાહના મન ઉપર શોકનો કારો જખમ થયો હતો. તેના મરણની દીલગીરી અકબરના હૃદયમાં બહુ લાંબા વખત સુધી રહી હતી. બીરબલ એવી રીતે પોતાની ગરીબી સ્થિતિમાંથી પોતાના આત્મબળ વડે વધતાં વધતાં એક મહાન્ બાદશાહનો માનવંતો મિત્ર અને પ્રધાનમંડળમાં મુખ્ય પ્રધાન થયો હતો. એ શું તેના આત્મબળની ઓછી મહત્તા છે !

ભરતખંડમાં ઠેર ઠેર—**લવા** અને **બાદશાહ**ની અથવા—**અકબર** અને **બીરબલ**ની વાર્તાઓ દૃષ્ટાંત દ્વારાએ ચર્ચાય છે, જે સાંભળી સર્વ ખુશ થઈ જાય છે. આ મહાપુરૂષની વાતચિત ડહાપણ ભરેલી, વાણી મધુરી અને રસિક હતી. તેની ચતુરાઇ અને ડહાપણનાં વચનો ભારતવર્ષના લોકો અદ્યાપિ યાદ કરે છે. એ રીતે એ પોતાના આત્મબળ વડે ભારતવર્ષમાં અમર કીર્ત્તિ રાખી ગયેલ છે. ધન્ય છે તેમને ! ! !

# પ્રકરણ ૧૭ મું.

## સંગીત વેત્તા.

## તાનસેન.



ભરતખંડના પ્રસિદ્ધ નર—રત્ન સંગીત શાસ્ત્રી **તાનસેન**ના પિતાનું નામ **શિવજી** અને દાદાનું નામ **મહેશજી** હતું. તેઓ જ્ઞાતે ભારદ્વાજ ગોત્રી આદ્ય ગૌડ બ્રાહ્મણ હતા. તેઓ પંજાબમાં **જવાળામુખીદેવી**ની પાડોસમાં રહેતા હતા. શિવજી મહારાજને **બીકુજી** અને **તાનુજી** એ બે પુત્રો હતા. **તાનુજી**—( પાછળથી— તાનસેન )નો જન્મ ઈ. સ. ૧૫૪૨ માં થયો હતો. આ બંને ભાઈ ન્હાના અને અભણ હતા. બંને ભાઇ દશ દશ બાર બાર વર્ષના થયા, ત્યારે તેના પિતા શિવજી મહારાજ તેમને લેઇને દિલ્લીમાં આવ્યા. ત્યાં તેઓ થોડા વખતમાં મરણ પામ્યા.

તાનુ મહારાજ અને બિકુ મહારાજ પિતાના દેવલોક પામ્યા પછી યાત્રાર્થે પ્રયાગ આવ્યા. બિકુ મહારાજ શ્રીમદ્ ભાગવતની કથા બહુ છટાથી વાંચતા હતા. તેથી લોકોમાં તેની પ્રખ્યાતિ ઘણી થઈ હતી. તેમની પ્રખ્યાતિ સાંભળી **અકબર** બાદશાહના મામા **રાજા રામસિંગ**, જેઓ તે વખતે પ્રયાગ પાસે **રીમા**માં રહેતા હતા, તેમણે તેમને ત્યાં તેડાવી રાખ્યા. બિકુજી મહારાજ નિત્ય નિયમ પ્રમાણે શ્રીમદ્ ભાગવતની કથા તેમની પાસે કરતા. રાજા રામસિંગે તેમને દૂધ પીવા એક ગાય આપી હતી, તે ગાય નિત્ય ગોવાળ ચારવાનો લઈ જતો, પરંતુ એક દિવસે તે ગાય લઈ ગયો નહિ. તેથી તાનુ મહારાજને તેમની ભાભીના કહેવાથી તે ગાય વનમાં ચારવાને જવું પડયું. ભાભી પાસે ખાવાનું માગ્યું, પણ તેમણે જણાવ્યું કે તમારો ભાઇ નિત્ય આઠ કલાક કથા વાંચવામાં ગળું તાણે છે, તેમને તો અત્યારમાં ખાવાનું મળતું નથી, તો તમને કયાંથી મળે ? ભાભીનાં આવાં વચનથી તેઓ ગુસ્સે થઈ ગાય ચારવાને જંગલમાં ગયા. કંદમૂળ ખાઇ આખો દિવસ કાઢ્યો; સાંજ પડતાં ગાયને ઘેર હાંકી મૂકી, પોતે ગુસ્સાને

લીધે ઘેર નહિ જતાં, જંગલમાંજ એક ઝાડ ઉપર ચડી આખી રાત્રિ ગાળી. ગાય ઘેર આવી, રાત્રિ પડી પણ તાનુ મહારાજ ઘેર આવ્યા નહિ, તેથી બિંકુજી મહારાજને ઘણી ચિંતા થઈ. ઘણાં માણસોને શોધવા મોકલ્યાં. તેઓ ચાર પાંચ દિવસ શોધ કરતાં થાકીને ઘેર આવ્યા, પણ પતો લાગ્યો નહિ. તેથી સૌએ ધાર્યું કે તેમને કોઇ ફાડી ખાનારા પ્રાણીએ મારી નાખ્યા હશે. બીકુજી મહારાજ પોતાના નાના ભાઇ તાનુજીનો પતો નહિ લાગવાથી બહુ શોકમાં રહેવા લાગ્યા.

તાનુ મહારાજ જે જંગલમાં ઝાડ ઉપર હતા, ત્યાંથી તેઓ નાશીને બાર ગાઉ પર એક પહાડની ગુફામાં સંતાઇ રહ્યા હતા. આઠ દિવસ ભૂખ્યા તરસ્યા શ્રીભગવાનનું સ્મરણ કરતા ત્યાં રહ્યા. નવમે દિવસે વિચાર થયો કે, આવી રીતે ભૂખ્યા તરસ્યા મારે ક્યાં સુધી રહેવું ? મારી આટલી ઉમર થઇ, પણ મને હજુ સુધી કાંઇપણ ભણતાં આવડયું નહિ. હવે હું દુનિયામાં શું મોઢું બતાવું ? ભાઈ અને ભાભીને શું જવાબ આપું ? ઘેર તો હવે જવું જ નહિ; વગેરે વિચાર કરી બળી મરવાનો નિશ્ચય કર્યો. લાકડાં એકઠાં કરી ચિતા સળગાવી, તેમાં પડવાને તૈયાર થયો. તેટલામાં એવું બન્યું કહેવાય છે કે;–" બ્રહ્માની આજ્ઞાથી તેમની પુત્રી સરસ્વતીજીએ સાક્ષાત્ દર્શન આપ્યાં, અને તેમને બળી મરતાં અટકાવી તેમની ઇચ્છા મુજબ ગાયન વિદ્યાનો ઉપદેશ કર્યો. પછી સરસ્વતીજી અંતર્ધ્યાન થઇ ગયાં.

તાનુ મહારાજ પોતાને પ્રાપ્ત થયેલી ગાયન વિદ્યા અજમાવવાને વનમાંજ એક રાગ આલપવા માંડયો. કહે છે કે;—તેમના રુંવાડામાંથી સુરો નીકળવા લાગ્યા, તે સાંભળીને જંગલનાં પશુ પક્ષીઓ પણ ત્યાં આવી આધિન થઇ બેઠાં. આ ઉપરથી પોતાને સરસ્વતીજીની કૃપાથી ગાયન વિદ્યા પ્રાપ્ત થયેલી જાણી આનંદ પામ્યા. ત્યાંથી દશમે દિવસે ઘેર આવ્યા. તેમને જોઇ બીકુજી મહારાજ અને તેમની પત્ની બહુ આનંદ પામ્યાં. બીકુજી મહારાજના પૂછવાથી સર્વ હકીકત કહી, પણ પોતાને સરસ્વતીજીની કૃપાથી ગાયન વિદ્યા પ્રાપ્ત થયાની વાત કહી નહિ. એક વખતે બિંકુજી મહારાજ નિત્ય નિયમ પ્રમાણે રાજા રામસિંગ પાસે કથા વાંચવાને ગયા, ત્યારે તે સાથે તાનુજી મહારાજ પણ ગયા હતા. જ્યારે અર્ધિ રાત્રે કથા સમાપ્ત થઇ; ત્યારે રાજા રામસિંગે તાનુ મહારાજને કહ્યું કે;—તમને કાંઇ આવડે છે ? તાનુ મહારાજે તેમના આગ્રહથી સોરઠરાગણી શરૂ કરી; કહે છે કે, જ્યાં પૂર્ણ દર્શાવટ થઇ કે રાગણી આબેહુબ સામે આવીને ઉભી રહી.

તે રાજા રામસિંગ વગેરેએ પ્રત્યક્ષ જોઇ હતી, ત્યારથી સૌએ જાણ્યું કે આ કોઇ દેવતાઈ મહાપુરૂષ છે.

તાનુ મહારાજે શ્રી ગોસાંઈ સ્વામી **હરિદાસ** ભૂણો કુળસ્થ પાસેથી પ્રથમ કાવ્ય વિદ્યા સંપાદન કરી હતી. તે પછી ગ્વાલિયર શેહેરમાં **શેખ મહમદ ગૌસ** જે સંગીત વિદ્યામાં કુશળ હતો, તેને મળ્યા અને ત્યાં સંગીત વિદ્યાની ચર્ચા કરી હતી. ધીરે ધીરે તેઓ સંગીત વિદ્યામાં બહુ પ્રવિણતા મેળવતા ગયા, તેમને **શેરખાં** બાદશાહના પુત્ર **દોલતખાં** સાથે ઘણી પ્રીતિ થઇ હતી. તેથી તેમણે તેની ઘણી કવિતા કરેલી છે. દોલતખાંના મરણ પછી તે ઉજ્જયનિમાં અકબરના મામા રાજા રામસિંગ વાઘેલાને ત્યાં રહેતા હતા. તેની ગાયન કળાની પ્રસિદ્ધિ આખા ભરતખંડમાં થઇ હતી. તેનું ગાયન સાંભળીને કઠણ મનના મનુષ્યનું મન પણ રંજન થઈ જતું, અને તેના પર સર્વ ફિદા થઈ જતા હતા. તેનાં વખાણ સાંભળી **અકબર** બાદશાહે તેમને દિલ્લી બોલાવ્યા. બાદશાહને તેમણે પોતાની ગાયન કળાથી અતિ પ્રસન્ન કર્યો. તેથી તેમણે તેમને પોતાના મોટા અને માનીતા દરબારીઓમાં ગણના કરી, તેમને પોતાની પાસે રાખ્યા. ત્યારથી એ બાદશાહ પાસે દિલ્લીમાંજ રહેવા લાગ્યા હતા.

તાનુ મહારાજ ઘણો વખત સુધી યવન બાદશાહની પાસે રહેવાથી તેમની ઢમ છબ બધી મુસલમાની થઇ ગઇ હતી; એટલુંજ નહિ પણ ત્યાર પછી કોણ જાણે શાએ કારણથી તેમણે પોતાનો સનાતન **હિંદુ** ધર્મ તજીને મુસલમાની ધર્મ ગ્રહણ કર્યો હતો. ત્યારથી તેઓ તાનુ મહારાજ મટીને " **તાનસેન** " નામે પ્રસિદ્ધ થયા. તેમણે મુસલમાન ધર્મ ગ્રહણ કર્યા પછી તેઓ એક ખાનદાન મુસલમાન કન્યા સાથે પરણ્યા હતા. તેનાથી તેમને **બિલાસ**ખાં અને **શાહાબ**ખાં નામે બે પુત્રો થયા હતા.

તાનસેન એવો તો રાગ રાગણીનો ગાવાવાળો હતો કે, તે જે રાગ ગાતો તેનું રૂપ તાદ્રશ્ય ખડું કરતો. એક વખતે મોટી સભા હતી, ત્યારે તેના મનમાં એવું આવ્યું કે, આજે મારી ગાયન વિદ્યાની પરીક્ષા આપવી. એ માટે એવું કહે છે કે, તે પ્રથમ દીપક રાગ ઉપાડી જેવો ગાવા લાગ્યો કે, તરતજ દીવા પોતાની મેળે સળગી ઉઠયા અને મેહેલમાં રોશની થઈ રહી હતી. સંપૂર્ણ રાગરાગણી ગાઈ સંભળાવ્યા પછી મલારને ગાઈ વરસાદ વરસાવ્યો હતો. આ ચમત્કાર જોઇને બાદશાહ તેનાપર અતિ પ્રસન્ન થયો હતો. તેમની અતિપ્રશંસા " **આઇન અકબરી** " નામે ગ્રંથમાં ફૈઝીએ લખેલી છે. તેમાં લખે છે કે;—" એવો ગાવાવાળો કોઇ

પણ એ વખતે થયો નથી વગેરે." તાનસેન અને સુરદાસને બહુ મિત્રાચારી હતી. સુરદાસે તાનસેન વિષે કહ્યું છે કે;—

દોહા.

વિધના યહ જીય જાનિકે, શેશન દીન્હે કાન;
ધરા મેરૂ સબડોલતે, તાનસેનકી તાન.

અહો ! આ તેની તારીફ ઓછી નથી. તાનસેનની તાન આજે પ્રસિદ્ધ છે. એ કાવ્ય કરવામાં પણ ઘણોજ પ્રવિણ હતો. તેણે રાગમાળા વગેરે ઉત્તમ કાવ્ય ગ્રંથ રચેલા છે. હાલ હિંદના તમામ ગવૈયાઓ તાનસેનને પોતાના ગુરૂ તરીકે માન આપે છે, તે યોગ્યજ છે. તેણે પોતાના મિત્ર સુરદાસજીની તારીફમાં કહ્યું છે કે;—

દોહા.

કિધોં સૂરકો સર લગ્યો, કિધોં સૂરકી પીર;
કિધોં સૂરકો પદ લગ્યો, તન મન ધુનત શરીર. ૧

તાનસેનની ગવૈયા લોકોમાં એટલી માન્યતા છે કે, તમામ ગવૈયાઓ તેનું નામ સાંભળતાંજ એના નામને સલામ કરે છે. આપણા આ સંગીત શાસ્ત્રી તાનસેનના એ પુત્રોના વંશમાં કોઇ હયાત છે કે નહિ તે જાણવામાં નથી. પણ તેમના મોટા ભાઇ બિકુજી મહારાજ કે જેઓ રીમામાં રાજા રામસિંગજી પાસે રહેતા હતા, તેમને એક પુત્ર હતો, તેનું નામ ચંદ્રભાણ હતું. તેમના વંશમાં હાલ પિતામ્બર મિસરજી કરીને છે. તેઓ ગાયન વિદ્યાના મોટા ઉસ્તાદ છે. તે કઠણમાં કઠણ રાગ રાગણીઓ એવી તો છટાથી ગાય છે કે, તે સાંભળી ગાયનના ઉસ્તાદો પણ સાનંદાશ્ચર્ય પામે છે. તેઓ ૨૨ પ્રકારના તંતુ વાદ્ય પર એક સરખી સુઘડતાથી ગતિ કરે છે. અને તેમાંના ત્રણ વાદ્યો દિલપસંદ, આલરબીન અને સુરશોધ તો પોતાના બાપનાજ કહેવડાવે છે. તેઓ ઈ. સ. ૧૮૯૨ માં મુંબઇમાં આવ્યા હતા, ત્યારે તેમણે કેટલાક મેળાવડામાં પોતાની ગાયન વિદ્યાની ખૂબીથી લોકોને અતિરંજન કર્યા હતા. જગત્ પ્રસિદ્ધ તાનસેન પોતાની ગાયન વિદ્યાથી એટલો પ્રસિદ્ધ થઇ ગયો છે કે, તેને લીધે તેનું નામ અદ્યાપિ સતેજ છે. તેમને થઇ ગયાને આજે ૩૧૬ વર્ષ થયાં છે. ધન્ય છે એવા નરરત્નને ! ! !

# પ્રકરણ ૧૮ મું.

## ભવિષ્ય વક્તા.

### ઉદ્ધડજોષિ.

પ્રસિદ્ધ ભવિષ્યવક્તા ઉદ્ધડ જોષિ ગુજરાતના પ્રખ્યાત મહારાજા સિદ્ધરાજ જયસિંહના સમયમાં એટલે સંવત ૧૨૦૦ માં હતા. તેઓ મારવાડ દેશમાં રહેતા હતા. તેનું બીજું નામ **સહદેવ જોષિ** હતું. તેઓ જાતે બ્રાહ્મણ હતા. ઘરના ઘણા જ ગરીબ સ્થિતિના હતા, જેથી જંગલમાં પર્ણકુટી બાંધી રહેતા અને બકરાં ચારવાનો ઉદ્યોગ કરતા હતા; અને તેમાંથી જે આવે તેનાવડે ગુજરાન ચલાવતા હતા. ઘણું ભણેલા નહોતા. પણ બુદ્ધિશાળી અને શોધક પુરૂષ હતા. જંગલ જેવા નિર્જન સ્થાનમાં રહેતા હતા, તેથી તેમને કુદરતી વસ્તુઓ નિહાળીને જોવાનું ઘણું મળતું હતું. ઘણા અભ્યાસને લીધે આકાશમાં થતા ફેરફાર, ગ્રહોની ગતિ, ઋતુઓનું બદલાવું, અને હવાની વધઘટ ઇત્યાદિ ઉપરથી વર્ષ કેવું થશે, તે શોધી કહાડતા અને સર્વને અગાઉથી જાહેર કરતા, તે પ્રમાણે બરાબર થતું હતું. તે ધનવાન, ડોળી કે રૂપાળો નહોતો. તેનું શરીર બેડોળ હતું, એને જોવાથી કોઇપણ એમ ન ધારે કે એ મહા શોધક અને પ્રતાપી પુરૂષ હશે. જોવાથી તો એ બોથડ-ગામડીયા જેવો અને કર્મભ્રષ્ટ લાગતો. તેથીજ સાધારણ લોકો તેને ઉદ્ધડ-હુજડ જોષિ કહી બોલાવતા હતા.

ઉદ્ધડ જોષિ—સહદેવ કર્મભ્રષ્ટ નહોતા. પોતાનો ધંધો ભરવાડના જેવો બકરાં ચારવાનો હતો, પણ સંધ્યાનો વખત થતાં, પોતે જ્યાં હોય ત્યાંજ માનસિક અર્ધ્ય આપી દેતો અને માનસિક ગાયત્રી કરતો હતો. એવી રીતે કરવાથી મનુષ્યોને તેનું ધર્મ-કર્મ જોવામાં ન આવતું, તેથી કર્મભ્રષ્ટ કહેતા હતા; જ્યાં કાળાંમૃગ સુખ ચેનથી રહેતાં હતાં, તેવા પવિત્ર દેશમાં તે રહેતો હતો, પ્રાણાયામ અને સંધ્યા બરાબર વખતે કરતો હતો. તે સિવાય કાંઇ કર્મ કરતો નહિ. એ કર્મના પ્રતાપથી તેને જ્યોતિષ શાસ્ત્રનું ઉત્તમ જ્ઞાન

પ્રામ થયું હતું એમ કહેવાય છે. એ વખતે બીજા બ્રાહ્મણો પણ તેનું જોઇને બરાબર સંધ્યા અને પ્રાણાયામ કરવા લાગ્યા હતા અને બીજાં કર્મ છોડી દેવા લાગ્યા હતા. એવી રીતે બીજાને તેમના કર્મ બળની અસર થઇ હતી.

જોષિ જો કે મારવાડમાં રહેતા હતા, પરંતુ તેઓ જ્યોતિષ શાસ્ત્રમાં પારંગત હોવાથી તેની કીર્તિનાં કીરણો છેક ગુજરાત સુધી પહોંચ્યાં હતાં. ગુજરાતના એ વખતના મહાન સિદ્ધરાજ જયસિંહને કાને પણ તેમની કીર્તિની વાત ગઇ હતી. તેથી સિદ્ધરાજે જ્યારે સિદ્ધપુરમાં રૂદ્રમાળનું મહાદેવાલય બંધાવવાનો વિચાર કર્યો, ત્યારે તેનું ખાત મુહુર્ત્ત જોવા સારૂ છેક મારવાડમાંથી તેમને માનસહિત બોલાવ્યા હતા. એવું કહેવાય છે કે, ઉદ્ધડ જોષિએ સિદ્ધપુરમાં આવીને એ મહાદેવાલયના પાયાની જગ્યાએ મુહૂર્ત્ત વખતેજ ખીલી ઠોકીને રાજાને કહ્યું કે, આ ખીલી બરોબર શેષનાગની ફેણુ ઉપર આવી છે, માટે રૂદ્રમાળો અવિચળ રહેશે. બીજા જોષિઓએ કહ્યું કે, એ બરોબર નથી, એમ કહી ઉદ્ધડ જોષિના આજ્ઞા વિના એ ખીલી કાઢી નાખી, તો તેની અણી લોહીવાળી નીકળી. તે જોઇને સર્વે અફસોસ કરવા લાગ્યા, પણ પછી શું ઉપાય ? રાજાએ ફરી ઉદ્ધડ–સહદેવ જોષિને કહ્યું કે, હવે બરોબર મુહૂર્ત્ત પ્રમાણે શેષની ફેણપર ખીલી મારો કે જેથી રૂદ્રમાળ અવિચળ રહે. સહદેવે કહ્યું કે, હવે તેમ બનશે નહિ. હવે આ ખીલી મારૂં છું, તે પૂંછડાપર આવશે અને રૂદ્રમાળો અમુક વખતે નાશ પામશે. એમ કહી ખીલી મારી અને રૂદ્રમાળો ચણ્યો હતો. અંતે એ જોષિના ભવિષ્ય વચન પ્રમાણેજ રૂદ્રમાળા જેવું જગત્ વિખ્યાત્ ભવ્ય દેવાલય પ્રતિષ્ઠિત થયા પછી થોડા વર્ષમાં ધર્માંધ અને ક્રુર યવન બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીના કોપથી તેની અલૌકિક સુંદર છબી ભ્રષ્ટ થઇ હતી અર્થાત્ નાશ પામી હતી. આજે રૂદ્રમાળાની અલ્પ નિશાનીઓ સિદ્ધપુરમાં દૃષ્ટિએ પડે છે.

ઉદ્ધડ—સહદેવજોષિને પુત્ર નહોતો, પણ ભડલી નામે એક પુત્રી હતી. તેના ઉપર તેમની ઘણીજ પ્રીતિ હતી. તેથી જોષિએ તેને પોતાની વિદ્યા ભણાવી હતી. આ બાઇએ જ્યોતિષ સંબંધી વર્ષના વર્તારાની સાખીઓ રચેલી છે. તે **“ભડલી વાકય”**[1] નામે ભરતખંડમાં પ્રસિદ્ધ છે.

---

(૧) કેટલાક કહે છે કે, જોષિએ પોતાની પુત્રીનું નામ અમર રાખવા માટે પોતે વર્ષના વર્તારાની સાખીઓ રચીને તેનું નામ “ભડલી વાક્ય” આપેલું છે.

આ જોષિ કવિતા પણ કરી જાણતો હતો. તેનાં ભવિષ્ય વચનો પ્રમાણે આજે બરોબર મળતું આવે છે.

આ ભવિષ્યવેત્તાએ લોકોપયોગી ભવિષ્યવચનો ઘણાં કહ્યાં છે. તેમજ જ્યોતિષ સબંધી તેમણે ઘણા નિયમો બતાવ્યા છે, જેનો અદ્યાપિ જ્યોતિષીઓ ઉપયોગ કરે છે. ઇત્યાદિ મહાન શોધો વડે એ સુદષ્ટાંત રૂપ અમર કીર્તિ રાખી ગયેલા છે.

"**ભડલી વાક્ય**"—આખા ભરતખંડમાં પ્રસિદ્ધ છે. એ ભવિષ્ય વચનો પ્રમાણે બરોબર થતું જોવામાં આવે છે. તેથી લોકો તેમની ભવિષ્ય વાણી પ્રેમથી સાંભળવાને ચાહે છે. તેમની કેટલીક સાખીઓ લોકોને જાણવાને ઉપયોગી થઇ પડે, એવા હેતુથી માત્ર નમુના તરીકે થોડીક સાખીઓ આ નીચે દાખલ કરેલી છે;—

### સાખી. ૧

રેવે પાણી ખળભળે, મૃગશિર વાય સવાય;
જેટલું આવે પુનર્વસુ, એટલું અન્ન વેચાય.

**અર્થ:**—જે વર્ષમાં ચૈત્ર શુદ ૧ રેવતી નક્ષત્રે ચંદ્ર હોય, તે વર્ષમાં વરસાદ ઘણો વર્ષે. વૈશાખ શુદ ૧ ભરણી નક્ષત્રે ચંદ્ર હોય, તો ઘાસ પુષ્કળ થાય. જેઠ શુદ ૧ મૃગશિર નક્ષત્રે ચંદ્ર હોય તો સારો પવન ચાલે. અને અશાડ શુદ ૧ પુનર્વસુ નક્ષત્રે જેટલી ઘડી ચંદ્ર રહે, તેટલા શેર અનાજ રૂપિયા એકનું વેચાય.

### સાખી. ૨

શની આદિતાં મંગળાં, જો પોઢે જદુરાય;
ચાક ચઢાવે મેદની, પૃથ્વી પ્રલય થાય.

**અર્થ:**—અશાડ શુદ ૧૧ ને દિવસે શનિ, રવિ, કે મંગળવાર હોય તો તે વર્ષમાં આખી પૃથ્વીમાં ગભરાટ ઉપજે અથવાતો પૃથ્વી ઉપર પ્રલય થાય.

### સાખી. ૩

અસાડી ધર બીજડી, નોમે નિરખી જોય;
રવી તાતો બુધ સીતળો, મંગળ વૃષ્ટિ ન હોય.
સોમે શુક્રે સુરગુરૂ, જળ બંબારણ હોય;
કર્મ સંજોગે શનિ મળે, તો જીવે જવલ્લે કોય.

**અર્થ:**—અષાડ સુદ ૨ કે ૯ મે રવિવાર હોય તો તાપ બહુ પડે, બુધવાર હોય તો ટાઢ બહુ પડે, અને મંગલવાર હોય તો મુદ્દલ વરસાદ ન થાય. પણ જો સોમ, શુક્ર, કે ગુરૂવાર હોય તો વરસાદ ઘણો થાય. અને શનિવાર હોય તો પૃથ્વી ઉપર કોઇકજ જીવતું રહે.

### સાખી ૪.

કૃતિકા કરશે કરવરૂ, રોહિણી કરે સગાળ;
કર્મયોગે મૃગશર મળે, નિશ્ચય પડે દુકાળ.

**અર્થ**—શ્રાવણ વદ ૮ ની મધ્યરાત્રે કૃતિકા નક્ષત્ર હોય, તો તે વર્ષમાં અનાજ વગેરેની મોંઘવારી થાય. અને રોહિણી નક્ષત્ર હોય, તો સુગાળ થાય પણ જો મૃગશિર હોય તો નક્કી દુકાળ પડે.

### સાખી ૫.

શ્રાવણ શુકલા સપ્તમી, સ્વાતી ઉગે સૂર;
પર્વત કોરી ઘર કરો, પાદર વહેશે પૂર.

**અર્થ**—શ્રાવણ શુદ ૭ મે સૂર્ય ઉગતી વેળાએ સ્વાતી નક્ષત્રે ચંદ્ર હોય, તો ભડલી કહે છે કે ડુંગર કોરીને ત્યાં જઈ વાસ કરો. કેમકે એટલો બધો વરસાદ થશે કે ગામના પાદર સુધી રેલનાં પાણી આવશે.

### સાખી ૬.

શ્રાવણ પહેલાં પાંચ દિન, મેહ ન માંડે આળ;
પિયુ પધારો માળવે, અમે જઇશું મોસાળ.

**અર્થ**—શ્રાવણ મહિના પહેલાં પાંચ દિવસમાં લગારે વરસાદ ન થાય, તો પછી એ વર્ષમાં મુદ્દલ વરસાદ થવાની આશા રાખવી નહિ. માટે ભડલી પોતાના સ્વામીને કહે છે કે, તમે માળવે જાઓ; કેમકે માળવામાં કદી દુકાળ પડતો નથી.

### સાખી ૭.

પૂરવ તાણે કાચબી, જો આથમતે સૂર;
ભડલી વાક્ય એમ ભણે, દૂધે જમાડું કુર.

**અર્થ**—ચોમાસામાં કોઇ દિવસે સૂર્ય આથમતી વખતે પૂર્વ દિશામાં મેઘધનુષ દેખાય, તો તે વર્ષમાં ડાંગર પાકે એટલો વરસાદ થાય.

### સાખી ૮.

જેઠ ગયો અષાડ ગયો, શ્રાવણીયા તું જા;
ભાદરવો ભલે રેલશે, છઠે અનુરાધા.

**અર્થ**—જેઠ, અષાડ, અને શ્રાવણ માસમાં મુદ્દલ વરસાદ થયો ન હોય, પણ જો ભાદરવા શુદ ૬ ઠે અનુરાધા નક્ષત્રે ચંદ્ર હોય, તો ભાદરવામાં ઘણો વરસાદ થાય.

### સાખી ૯.

દિવા વિતી પંચમી, જો હોય વરૂને વાર;
ધન કણ રાખી સંઘરો, કહુંછું સૌ નરનાર.

માળવડે મરકી થશે, દક્ષિણમાં ઉત્પાત;
પૂર્વે વિગ્રહ જાગશે, ખળભળશે ગૂજરાત.

**અર્થ**—દિવાળી પછીની એટલે કાર્તિક શુદ ૫ મે રવિ, મંગળ, કે શનિવાર હોય, તો ભડલી કહે છેકે, દ્રવ્ય અને દાણાનો સંગ્રહ કરી રાખો. કારણ કે માળવામાં મરકી આવશે, દક્ષિણમાં ઉત્પાત થશે, પૂર્વ દેશમાં લડાઇઓ જાગશે અને ગુજરાતમાં નાસાનાસ થશે.

**સાખી ૧૦.**

સ્વાતી દીવા જો બળે, વિશાખા ખેલે ગાય;
રાણી જાયો રણ ચડે, કે પૃથ્વી પ્રલય થાય.

**અર્થ**—દિવાળીને દિવસે સ્વાતિ નક્ષત્રે ચંદ્ર હોય, કે અન્નકુટને દિવસે વિશાખા નક્ષત્રે ચંદ્ર હોય, તો રાજાઓમાં લડાઇઓ થાય, કે દુકાળ અથવા મરકી આવવાથી ઘણાં માણસો મરી જાય.

**સાખી ૧૧.**

કાર્તિક શુદી એકાદશી, વાદળે વિજળ હોય;
અષાડે ભડલી કહે, વરખા સારો હોય.
કાર્તિક શુદી પૂર્ણિમા, જો કૃતિકા કદી હોય;
તેમાં વાદળ વિજળી, જોગજોગ શું જોય.
કાર્તિક પુનેમ કૃતિકા, અદકી હોયે જેમ;
પળો વધે જે વર્ષમાં, ભારે વરખા તેમ.

આ પ્રમાણે ભડલીની ઘણી સાખીઓ છે. તેમના વર્તારા પ્રમાણે થતું હોવાથીજ ભડલી વાકય ઉપર લોકોને ઘણો વિશ્વાસ છે. પરંતુ કાળે કરીને પૃથ્વી ઉપર કે ગ્રહો ઉપરના કોઈ કુદરતી ફેરફારોને લીધે વરસાદ પડવાની અસલની કાળ ગણત્રીમાં પણ ફેર પડી ગયો છે. તેથી હાલ આવા વર્તારામાં કોઈ વખતે ફેર પડી જાય છે. ઉદ્દડ જોષિને થઈ ગયાને આજે ૭૭૪ વર્ષ થઈ ગયાં છે. તે છતાં એક ભવિષ્યવેત્તા તરીકે પૃથ્વીમાં અમર નામના રાખી ગયા છે. ધન્ય છે તેમને!!!

---

# પ્રકરણ. ૧૯ મું.

## મહાન કવિઓ.

### કવિ કાલિદાસપંડિત.



જગત્ પ્રસિદ્ધ મહાકવિ કાલિદાસ જેઓ **શાકુન્તલ** અને **રઘુવંશ** વગેરે પ્રસિદ્ધ ગ્રંથોના કર્ત્તા છે, તેઓ ઉજ્જયિનીના પરદુ:ખભંજન અને **સંવત શકના** પ્રવર્ત્તક મહારાજા **વિક્રમાદિત્યના** દરબારના " **નવરત્ન** " ૧ " પંડિતોમાના એક હતા. તે પંચગૌડ માંહેલી એક જાતિનો બ્રાહ્મણ હતો. તેનો જન્મ ક્યારે થયો, તે જાણવામાં નથી; પરંતુ તે કાશ્મિર પ્રાંતનો રહેવાસી હતો, અને વિક્રમાદિત્યની પાસે રહેતો હતો.

કાલિદાસ નામે પંડિતો ઘણા થઈ ગયાનું જણાયછે. ધારા નગરીના પ્રખ્યાત રાજા **ભોજના** દરબારમાં પણ કાલિદાસ નામે પંડિત હતો, અને તે પણ સંસ્કૃત ભાષાનો જ્ઞાતા અને મહાકવિ હતો. તે શિલાનગરી-વરંગુળ શેહેરનો રહિશ અને જ્ઞાતે આંધ્ર-તેલંગી બ્રાહ્મણ હતો. તેણે **રામાયણચંપૂ, ભોજચંપૂ નળોદય, ભોજપ્રબંધ, શૃંગારરસાષ્ટક, પુષ્પબાણવિલાસ,** અને **શ્યામલાદંડક,** નામે ગ્રંથો રચેલા છે. તે વિષયાસક્ત તથા **શક્તિઉપાસક** હતો.

આપણે હવે **શકુન્તલા** નાટકના કર્ત્તા કવિ કાલિદાસની વાત કરીશું. આ કવિ ઘણો ખરો વખત ઉજ્જયિનીમાંજ રહેતો હતો. તે **ભોજ** રાજાના વખતમાં નહિં, પણ તેની પહેલાં થઇ ગયો હતો. એ વિષે એક પ્રમાણ છે આ મહાકવિ **બાણભટ્ટે** રચેલા **શ્રીહર્ષ** ચરિત્ર નામે પુસ્તકમાં લખ્યું છે કે;—

**निर्गतासु नवा कस्य कालिदासस्य सूक्तिषु ॥**
**प्रीति र्मधुरसार्द्रासु मंजरीष्विव जायते ॥१॥**

---

(૧) ધન્વંતરી, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વેતાલભટ્ટ, ઘટકર્પર, કાલિદાસ, વરાહમિહિર, અને વરરૂચિ, એ વિક્રમ રાજાની સભામધ્યે " નવરત્ન " હતા.

**અર્થ;**—તુલશીના ઝાડની તરૂણ મંજરી જોઈને વૈષ્ણવોને જેવો આનંદ થાય છે, તેવો આનંદ કાલિદાસના મુખથી નીકળેલાં વચનો સાંભળીને થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, બાણભટ્ટનાં પહેલા કાલિદાસ પંડિત હતો. બાણભટ્ટ શાલિવાહન શકે ૫૭૨ માં થયો, અને ભોજરાજા શાલિવાહન શક ૫૫૦ માં થયો હતો. એ રીતે જોતાં ભોજરાજાની પહેલાં ઘણાં વર્ષ ઉપર આ કવિ કાલિદાસ થયો હતો, એવું સિદ્ધ થાયછે.

મહાકવિ કાલિદાસે શાકુન્તલનાટક, રઘુવંશકાવ્ય, કુમારસંભવનાટક, ઋતુસંહાર, મેઘદૂતકાવ્ય, વિક્રમોર્વશીય નાટક, માલવિકાગ્નિમિત્ર નાટક, શૃંગારતિલક, શ્રુતબોધ, પ્રશ્નોત્તરમાળા, અસજ્જનવર્જન, મહાપદ્માષ્ટક, ગંગાષ્ટક, રાક્ષસકાવ્ય, કર્પુરમંજરી, હાસ્યાર્ણવ નાટક; વગેરે ગ્રંથો રચેલા છે.

કાલિદાસે રચેલા **રઘુવંશ** નામે મહાકાવ્યમાં રઘુના કુળનું મૂળથી ઉત્તરોત્તર વર્ણન કરેલું છે. તેના ૧૯ સર્ગ છે. એ ગ્રંથની ભાષા ઘણી મધુર અને પ્રૌઢ છે. તેમાં રાજાઓનું અને સ્વયંવરનું ઉત્તમ વર્ણન કરેલું છે. કથાનો આધાર રામાયણ ઉપરથી લીધેલોછે. તથાપિ એ ગ્રંથ રચવામાં કવિએ પોતાની પ્રૌઢ બુદ્ધિ બતાવી છે. તેની સાથે નમ્રતા પણ ઘણીજ જોવામાં આવે છે. એ ગ્રંથના આરંભમાં જગતના માતાપિતા પાર્વતી અને પરમેશ્વર (શંકર)ને નમસ્કાર કરીને કવિએ પોતાને વિષે ઘણી નમ્ર વાણીથી વર્ણન કરેલું છે. તેથી આપણા મન ઉપર સારી અસર થાય છે.

આ મહાકવિના **કુમારસંભવ** નામે બીજા મહાકાવ્યમાં મહાદેવના પુત્ર **કાર્તિક સ્વામી**ની ઉત્પત્તિ વર્ણવી છે. એ ગ્રંથના ૧૭ સર્ગ છે. તેના ઉપર **મલ્લિનાથ** પંડિતે ટીકા લખી છે. સંસ્કૃતમાં પાંચ મહાકાવ્ય [1] જેને કહે છે, તે મધ્યે કાલિદાસનાં આ બે મહાકાવ્ય (રઘુવંશ અને કુમાર સંભવ.)ની ગણના છે. **મેઘદૂત** નામે કાવ્ય નાનું છે, તોપણ તેનામાં મહાકાવ્યના ગુણ છે. તેથી કેટલાક વિદ્વાનો તેને પાંચ મહાકાવ્યમાં નહિ, પણ મહાકાવ્યમાં ગણે છે. એ કાવ્યમાં કાલિદાસે કરૂણારસ ઉત્તમ પ્રકારે બતાવ્યો છે. એ કાવ્યની રચના કેવળ પોતાનીજ બુદ્ધિ અને કલ્પનાથી ક-

---

(૧) પાંચ મહાકાવ્યનાં નામ;—૧ રઘુવંશ, ૨ કુમારસંભવ, ૩ કિરાતાર્જુનીય, ૪ શીશુપાલવધ અથવા માઘ, અને ૫ નૈષધ. આ પાંચ મહાકાવ્ય ઉપર મલ્લિનાથ પંડિતે ટીકા લખી છે. સંસ્કૃત પંડિતોના મૂળ ગ્રંથો કરતાં ટીકા મોટી હોય છે. તેમાં વિષય પણ વધારે આવે છે, અને ટીકાકારનું માન મૂળ ગ્રંથકાર કરતાં વધારે હોય છે.

રેલી છે. તેમાં કવિની કલ્પના ભરપૂર માલુમ પડે છે. એ કાવ્યમાં યક્ષ કરીને કુબેરના એક ચાકરે મેઘદ્વારા પોતાની પ્રિયપત્નીને મોકલેલો સંદેશો, ઈત્યાદિ વર્ણન બહુ કરૂણા ઉપજાવે તેવું છે. આ પુસ્તકનું અંગ્રેજી ભાષાની કવિતામાં **પ્રોફેસર હોરેસ વિલ્સને** ભાષાંતર કરેલું છે.

કવિ કાલિદાસના ઉપર દર્શાવેલ ગ્રંથો કરતાં જે ગ્રંથથી વિદેશી પંડિતો ઘણો મોહ પામ્યા છે, અને એ મહાકવિની કીર્ત્તિ વિશ્વમાં ગાજી રહી છે, તે ગ્રંથ તો **શાકુન્તલ નાટક** છે. એ નાટકની ખૂબી ભારતવર્ષના લોકો કરતાં વિદેશી લોકો વધારે સમજતા હોય એમ જણાય છે. એ નાટકના ગ્રંથ ઉપરથી **સર વિલિયમ જોન્સે** કાલિદાસને હિંદુસ્થાનનો "**શેકસ્પિયર**" એવો મહાખિતાબ આપ્યો છે. આ નાટક ગ્રંથનું અંગ્રેજી, જર્મન, ફ્રેન્ચ, અને ઈટાલિયન આદિ ઘણી ભાષાઓમાં ભાષાન્તર થયેલું છે. એ ઉપરથી તે ગ્રંથની જનપ્રિયતા અને મોટાઈનું માપ થઈ શકે છે.

કાલિદાસ પંડિતના રચેલા બધા ગ્રંથો સ્તુતિપાત્ર છે. તેણે બાળ ભાષામાં રચેલું "**હયગ્રીવવધ નાટક**" પણ પ્રસિદ્ધ છે. તે સિવાય કોઈ પણ ઉત્તમ પુસ્તકનો કર્ત્તા માલુમ પડતો નથી, ત્યારે તેનો કર્ત્તા કાલિદાસ કહેવાય છે. કાલિદાસના **વિક્રમોર્વશીય** નામે નાટકનું અંગ્રેજી ભાષાન્તર પણ **પ્રોફેસર વિલ્સન** સાહેબે કર્યું છે. તેમજ **રઘુવંશ** અને **કુમારસંભવ** એ બે મહાકાવ્યો ઉપર જર્મન દેશના **આડલફસ ફ્રેડરિકસ્ટેન્ઝલર** સાહેબે લેટીન ભાષામાં ટીકા કરી છે. તે એ દેશના વિદ્વાનો ઘણી હોંસથી વાંચે છે. કવિ કાલિદાસના **શાકુન્તલ** નાટકનું ગુજરાતી ભાષામાં ભાષાન્તર **રા. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિકે** કરીને વાચકવૃન્દ ઉપર ઉપકાર કર્યો છે.

કાલિદાસ પંડિત વિષે લોકોમાં કહેવાય છે કે;—"ઉપમા કોઈને આપની, તો કાલિદાસેજ આપવી"—ઉપમા તો કાલિદાસનીજ વખણાય છે. આ કવિ એટલો નામાંકિત થયેલો છે કે, યુરોપના મોટા મોટા વિદ્વાનો એની કવિતા અને બુદ્ધિચાતુર્ય જોઈ આશ્ચર્ય પામે છે. કાલિદાસ પંડિતને વિષે કેટલાક કહે છે કે, તે **શક્તિનો** ઉપાસક હતો, પણ તે વાત સત્ય નથી; કેમકે મરણ સમયે તેણે સન્યાસ લીધો હતો. એ ઉપરથી તે સ્માર્ત્ત ઉપાસક હતો, એવું સિદ્ધ થાય છે. આ મહા પંડિતની સમાધિ ઉજ્જયિની નગરીની ઉત્તરે ક્ષિપ્રા નદીના કિનારા પર દત્તના અખાડામાં હાલ ગોસાંઈ વગેરે લોકોને રહેવાની જગ્યા છે, ત્યાં છે.

આ મહા કવિ વિષે વિદ્વાનો કહે છે કે;—ભારતવર્ષમાં **વાલ્મિકિ** અને **વ્યાસ** પછી જેટલા સંસ્કૃત કવિઓ થઈ ગયા, તેઓમાં કાલિદાસના

જેવી કીર્ત્તિ અદ્યાપિ સુધી કોઇએ મેળવી નથી. વાહ! ધન્ય છે! આવા મહા કવિની વિદ્વતાને! આ મહા કવિને વિક્રમ રાજાની વખતમાં થયેલો ગણવામાં આવ્યો છે. એ રીતે જોતાં તો તેને થઈ ગયા ને લગભગ ૨૦૦૦ બે હજાર ઉપર વર્ષ થઈ ગયાં છે; તો પણ એ પ્રખ્યાત્ મહા કવિની અમર કીર્ત્તિ અદ્યાપિ સુધી પૃથ્વીમાં પ્રકાશી રહી છે. ધન્ય છે આવા મહા પંડિતને!!!

# માઘ કવિ.



આ સંસ્કૃત મહાકવિ ધારા નગરીના પ્રખ્યાત મહારાજા ભોજના સમયમાં એટલે ઇ. સ. ના અગીઆરમા સૈકામાં થયો. તે મારવાડમાં આવેલા શ્રીમાલપુર નામે નગરમાં રહેતો હતો. ન્નાતે શ્રીમાળી બ્રાહ્મણ હતો. માઘકવિ જેવો કવિત્વ શક્તિમાં ચઢીયાતો હતો, તેવોજ તે વિદ્વાન, મોટો દ્રવ્યવાન, ઉદાર, ટેકી, દયાળુ, જ્ઞાની અને હિંમતવાન હતો. એ મોટો સમૃદ્ધિવાન હતો. પોતે મોટો ઉદાર અને દ્રવ્યવાન હોવાથી વિદ્વાન લોકોને ઘણું દ્રવ્ય આપતો હતો; તેમજ ગરીબોને દાન આપવામાં પોતાની સમૃદ્ધિનો સુ-ઉપયોગ કરતો હતો. તેથી દેશ વિદેશમાં તેની કીર્ત્તિ ઘણી પ્રસરી રહી હતી. તેની દાન, કીર્ત્તિ અને વિદ્વતા જોઇને ઘણા રાજાઓ આશ્ચર્ય પામતા; એટલુંજ નહિ પણ તેની મુલાકાત લેવા માટે સન્માનપૂર્વક આમંત્રણ કરતા હતા. મોટી મોટી સભાઓમાં તેને ઘણું માન મળતું હતું. માઘકવિની સ્રી પણ વિદ્વાન અને ઉદાર દીલ વાળી હતી. વળી તે ઘણી ડાહી અને પતિવ્રતા હતી એ રીતે માઘકવિ સર્વ વાતે સુખી હતો.

માઘ કવિની ભોજ રાજાના દરબારના મહા કવિઓમાં ગણના થતી હતી; પરંતુ તે બીજા કવિઓ અને પંડિતોની પેઠે કદી પણ ભોજરાજાની પાસે યાચવા માટે ગયો નહોતો. ભોજરાજાએ તેની દાન, કીર્ત્તિ અને વિદ્વતા જોઇને ઘણીવાર આમંત્રણો મોકલ્યાં હતાં; ત્યારે તે એક વખતે શિયાળામાં તેને મળવા માટે ગયો હતો. ત્યાં માત્ર એકજ દિવસ તે રહ્યો હતો. જતી વખતે ભોજરાજા તેને વળાવવા માટે પોતાના બગીચા સુધી ગયો હતો. તે વખતે માઘ કવિએ તેને પોતાને ઘેર પધારવાની વિનંતિ કરી હતી. તેથી કેટલાક દિવસ વિત્યા બાદ ભોજરાજા પોતાની સ્વારી સાથે શ્રીમાલપુર નગરમાં માઘકવિને ઘેર ગયો હતો. ભોજરાજા કવિ માઘની હવેલીમાં ઉતર્યો હતો. હવેલીમાં જવાનો રસ્તો જાડા કાચના તક-

તાથીજ મહેલો હતો. ત્યાં અનેક પ્રકારના પદાર્થો અને ઉપચાર સામગ્રી આદિ જોઇને ભોજરાજા ઘણું આશ્ચર્ય પામ્યો હતો. બપોરે ભોજન વખતે પુષ્કળ પ્રકારનાં શાક, મીઠાઈ, વિવિધ પ્રકારના પદાર્થો અને સર્વ ઋતુમાંનાં ફળાદિ સામગ્રી પીરસ્યાં હતાં. તે દિવસે ઘણી ટાઢ હતી, પણ ત્યાં જે જે ગરમ ચીજો મૂકેલી હતી, તેથી રાજાને પંખાનો પવન લેવો પડયો હતો. તેજ દિવસે રાત્રે બંને વચ્ચે કાવ્ય, નાટક, અલંકાર, ન્યાય, અને નીતિ સંબંધી ઘણો વખત સુધી ચર્ચા ચાલી હતી. ભોજરાજા તેમની વિદ્વતા અને કવિત્વ શક્તિ જોઈ આશ્ચર્ય પામ્યો હતો. પછી કવિનાં વખાણ કરીને પુષ્કળ દ્રવ્ય આપ્યું હતું. રાજા થોડા દિવસ કવિને ત્યાં રહીને વિદ્યાવિનોદ કરી, પોતાની રાજધાનીમાં પાછો આવ્યો હતો. આ ઉપરથી જણાય છે કે, માઘ કવિની મહત્તા ઘણી શ્રેષ્ઠ હતી.

દૈવગતિ ઘણી ગહન છે. હમેશાં કોઇના દિવસ સરખા જતા નથી. મનુષ્યની ચડતી પડતી વારાફરતી થયા કરે છે. અસ્તોદયના ચક્રમાં ભાગ્યેજ કોઇ સપડાયા વગર રહે છે. એજ કુદરતી નિયમ પ્રમાણે આ દાનવીર કવિના સુખનો સૂર્ય તેની વૃદ્ધાવસ્થામાં અસ્ત થયો હતો. એક દૈવજ્ઞ પંડિતે કવિની જન્મોતરી કરી આપી હતી. તેમાં ભવિષ્ય વર્ત્તેલું હતું કે;—" તને ઘણું દ્રવ્ય ઉપરાઉપર મળશે, પણ વૃદ્ધાવસ્થામાં તું નિર્ધન થઇશ. અને પગે સોજા ચડશે. "—આ ભવિષ્ય કથન પ્રમાણેજ તેને વૃદ્ધાવસ્થામાં દારિદ્ર્ય આવ્યું હતું અને પગે સોજા ચડયા હતા. આવી રીતે માઘ કવિની પડતી દશામાં પણ ગરીબ લોકો તો પ્રથમની માફક તેની પાસે યાચના કરવા સારૂ આવતા હતા. તેમને તે કહેતો કેઃ—

दारिद्र्यानल संतापः शांतः संतोषवा[illegible]णा ॥
[illegible]गजन्मातुकेनायमुपशाम्यतु ॥

અર્થ—દારિદ્ર રૂપી અગ્નિનો સંતાપ હું મારા સંતોષ રૂપી પાણીએ થંડો પાડું છું. પણ ગરીબોના આશા ભંગરૂપી તાપને હું શી રીતે શાન્ત કરૂં ? એ રીતે પોતે ગરીબોને નિરાશ જતા જોઇને ઘણો શોક કરતો હતો. એક દિસસે તેણે પોતાની સાધ્વી સ્રીને કહ્યું કે;—

देशंस्त्वमपि [illegible]चांतेमानम्लानं म[illegible]स्याः ॥
[illegible]नावसानेव्रजतिद्वीपांतरम भानुः ॥

અર્થ—જે ઉદાર છે, તે આપત્કાળ વખતે પોતાનો દેશ છોડે છે. અને સૂર્ય પણ દિવસની આખરે બીજા દ્વીપમાં જાય છે. ઇત્યાદિ વિચારે કરીને માઘ કવિ પોતાની સ્રી સહિત ભોજ રાજાની પાસે ધારા નગરીમાં ગયો હતો. ત્યાં જઇને પોતાનું રચેલું " માઘકાવ્ય " ભોજ રાજાને બતા-

વવા સારૂ પોતાની સ્ત્રીની સાથે મોકલાવ્યું. રાજાએ તે પુસ્તકને વચમાંથી ઉઘાડીને જોયું; ત્યારે તેની દૃષ્ટિએ પ્રથમ આ નીચેનો શ્લોક પડયો;—

**कुमुदवनमपश्रि श्रीमदंभोजखंडं ।**
**त्यजतिमुदमुलूकः प्रीतिमांश्चक्रवाकः ॥**
**उदयमहिमरश्मिर्यातिशीतांशुरस्तं ।**
**हतविधि ललितानांहीविचित्रोविपाकः ॥**

આ શ્લોકનો ભાવાર્થ ભોજ રાજાએ મનમા સમજીને કહ્યું કે;— “આહા! આ સર્વ કાવ્યની તો શી વાત કહું ? પરંતુ આ એકજ શ્લોકનું મૂલ્ય આખી પૃથ્વીના મૂલ્ય કરતાં પણ વધારે છે.” આ કહીને રાજાએ માઘ કવિની સ્ત્રીને એક લાખ રૂપયા ઈનામના આપીને ઘણો સત્કાર કર્યો હતો. એવું કહેવાય છે કે, માઘ કવિની સ્ત્રી પોતાને મળેલી એ બક્ષીસમાથી કેટલુંક દ્રવ્ય રસ્તાના ભિખારીઓમા વહેંચતી વહેંચતી ઉતારા પર ગઈ હતી. એ ઉપરથી તેની સ્ત્રીની ઉદારતાની પણ આપણને ખાત્રી મળે છે. ઉતારા પર ગયા પછી પણ તેમણે સર્વ દ્રવ્ય દાનમાં આપી દીધું હતું. તેઓ દુઃખીઓનાં દુ;ખ જોઇને દુઃખી થતાં હતાં તેથીજ તેમણે પોતાની પડતી દશામાં પણ રાજાના તરફથી મળેલું દ્રવ્ય આવી રીતે દાનમાં આપી દીધું હતું. વાહ ! ધન્ય છે ' તેમની ઉદારતાને ! તથા તેમના દયાળુ સ્વભાવને !

“**પ્રબંધ ચિંતામણી**” નામે પુસ્તકમાં લખ્યું છે કે, માઘ કવિએ જ્યારે **માઘકાવ્ય** રચીને ભોજ રાજાને ભેટ મોકલ્યું, ત્યારે રાજાએ પોતાના પંડિતોને તેની પરીક્ષા કરવા માટે આપ્યું હતું. પંડિતોએ તે પુસ્તકને બરોબર તપાસીને પોતાનો અભિપ્રાય જાહેર કરતાં કહ્યું હતું કે;—

**उपमा कालिदासस्य भारवे रर्थ गौरवं ॥**
**दंडिनः पदलालित्यं माघे संति त्रयो गुणाः ॥**

**અર્થ**—ઉપમાં **કાલીદાસની**, અર્થ ગૌરવ **ભારવીનું**, અને શબ્દ સૌંદર્ય **દંડી** કવિનું. એમ દરેક જણ એકેક ગુણમાંજ માત્ર ઉત્તમ છે. પરંતુ આ **માઘ** કવિ તો ઉપમા, અર્થગૌરવ, અને શબ્દસૌંદર્ય, એ ત્રણે ગુણમાં ઉત્તમ છે. આ મહાકવિ પોતાની મોટી ઉદારતા અને **માઘકાવ્ય** જેવા ઉત્તમ ગ્રંથથી દેશ વિદેશમાં અમર કીર્ત્તિ રાખી ગયો છે. એ મહા કવિ ઈ. સ. ૧૦૭૫ માં હતો. એ રીતે જોતાં તેમને થઇ ગયાને આજે આશરે ૯૦૦ વર્ષ થયાં છે. તો પણ તેમની કીર્ત્તિ અદ્યાપિ સુધી સત્તેજ છે. ધન્ય છે! એવા મહા કવિ રત્નને ! ! !

# ભવભૂતિ.



આ પ્રસિદ્ધ મહાકવિ નિજામના રાજ્યમાં બેદર કરીને ગામ છે, ત્યાંનો રહીશ હતો. તે જાતે કાશ્યપ ગોત્રી બ્રાહ્મણનો પુત્ર હતો. તે સ્વભાવે ચંચળ, અને બહુ બુદ્ધિશાળી હતો. તેણે બાળવયથીજ વેદ તથા કાવ્યાદિ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. એવું કહેવાય છે કે;-તેને સરસ્વતી પ્રસન્ન હતી. તેથી તેની ગતિ દરેક વિષયમાં ઉંડો પ્રવેશ કરતી હતી. કંઠે સરસ્વતી વસેલી હોવાથી તેને લોકો શ્રીકંઠ પણ કહેતા હતા. તેની વાણી ઘણી મધુર, અને મોહક હતી. સૃષ્ટિના સૌન્દર્યનું અને સુકુમારપણાનું સંયુક્ત વર્ણન કરવાની સ્વાભાવિક શક્તિ તેનામાં જેવી હતી, તેવી ભાગ્યેજ બીજા કોઇ કવિમાં હશે. ઉજ્જયિની અને તેની આસપાસનાં અરણ્ય, પર્વત, નદીઓ અને ઝરાઓનું આબેહુબ વર્ણન તેણે સ્થળે સ્થળે કરેલું જણાય છે. આ ઉપરથી એવું અનુમાન થાય છે કે, તે ગોંડવણ નામે રમણિક અરણ્યમાં કોઈ વખતે રહ્યો હશે.

ભવભૂતિને પોતાની આ મહાવિદ્યાનો પ્રકાશ જન્મભૂમિમાં પાડવાને યોગ્ય લાગ્યું નહિ. ત્યાં તેની કીર્ત્તિ વધે તેમ નહોતું. તેથીજ જન્મભૂમિ છોડીને ભારતવર્ષમાં પર્યટન કરવા સારૂ નીકળ્યા હતો. આ મુસાફરીમાં ઘણાક રાજાઓએ તેના ગુણ અને વિદ્યાની પરીક્ષા કરીને યોગ્ય આશ્રય આપ્યો હતો. ફરતો ફરતો તે કનોજ દેશના યશોવર્મા નામે રાજાની પાસે ગયો હતો. એ રાજા ભવભૂતિનું અપૂર્વ બુદ્ધિકૌશલ્ય જોઇને મુગ્ધ થયો હતો. તેથી તેને કેટલીક મુદત સુધી પોતાની પાસે રાખ્યો હતો. ભવભૂતિ કનોજમાં હતો, તેવામાં તેના સાંભળવામાં આવ્યું કે ધારાનગરીનો ભોજરાજા ઘણો વિદ્વાન અને વિદ્યોત્તેજક છે. દરબારમાં ઘણા કાબેલ પંડિતો તેના આશ્રય નીચે જઇને વસેલા છે. તેમની સાથે ભોજરાજા નિરંતર વિદ્યાવિનોદ કરે છે. ઇત્યાદિ વાતો તેના જાણવામાં આવ્યાથી તે કનોજથી નીકળીને સત્વર ધારાનગરીમાં આવ્યો. અને ભોજરાજાને મળ્યો. ગુણજ્ઞ રાજા ભોજે તેની વિદ્વતાની બરાબર પરીક્ષા કરી. ભવભૂતિની બુદ્ધિ, મધુર વાણી, અને વિદ્વતા જોઇ ભોજરાજા એટલો તો ખુશી થયો કે, તેને પોતાના દરબારના કાલિદાસ જેવા શ્રેષ્ઠ કવિની પંક્તિમાં દાખલ કર્યો. ભવભૂતિ ભોજરાજાના દરબારના પંડિતોની સભામાં જ્યારે બિરાજતો ત્યારે, તે પોતાતા કાવ્યવિનોદમાં સર્વ સભાજનોનાં મન આકર્ષી લેતો હતો, એવો કાવ્યમાં સમર્થ હતો.

**ભવભૂતિએ ઉત્તરરામચરિત્ર, માલતીમાધવ, અને વીરચરિત્ર, એ** ત્રણ નાટક-ગ્રંથો રચેલા છે. તે ઘણાજ ઉત્તમ ગણાય છે.

**ઉત્તરરામચરિત્ર** નાટક-સપ્ત અંકી છે. તેમાં અયોધ્યાના રાજા રામચંદ્ર ગાદીએ બેઠા પછી જે જે હકીકત બની તેનું એમાં વર્ણન છે. આ નાટકનો ખેલ કવિએ **મહાકાલેશ્વર** મહાદેવના ઉત્સવમાં ભજવી બતાવ્યો હતો. આ નાટક વિદ્વાનોને માન્ય અને રસિક જનોને ઘણો પ્રિય છે. નાટકના તમામ ઉત્તમ ગુણો કવિએ તેમાં આણ્યા છે; તેમાં કરૂણારસ અતિશય મૂકયો છે. **માલતીમાધવ** ગ્રંથમાં શૃંગારરસ અધિક છે. **મહાવીરચરિત્ર** પણ સપ્ત અંકી છે. તેમાં રામકથા સંક્ષેપથી વર્ણવી છે. અને વીરરસ વધારે દાખલ કર્યો છે. એ રીતે આ મહાકવિના સર્વ ગ્રંથો ગાંભીર્ય, વિચાર, પદલાલિત્ય, અને ભાષાની પ્રૌઢતાથી પૂર્ણ છે.

ભવભૂતિ અને કાલિદાસ આ બંને કવિ પંડિતો ભોજ રાજાની સભામાં નાટ્યાલંકારવિષય ઉપર વખતોવખત ઉત્તમ ભાષણો કરતા હતા. એક વખતે રાજાની આજ્ઞાથી આ બંને કવિઓએ એક શ્લોકમાં શૃંગાર રસનું પૂરેપૂરૂં વર્ણન કર્યું હતું. તેમાં ઉત્કૃષ્ટપણાની સ્પર્ધા ચાલી હતી. તે ઉપરથી એવું કહેવામાં આવે છે કે, એ વખતે દેવીના મંદિરમાં જઇને એ શ્લોક માતાની સન્મુખ જઇને તોળ્યા. તેમાં કાળીદાસનો શ્લોક વધારે વજનનો થવાથી દેવી એ પોતાના કર કમળમાંનું અમૃત ભવભૂતિના શ્લોકવાળા ત્રાજવામાં રેડીને ભારે કર્યું હતું. ગમે તેમ હો, પણ આ મહાકવિને મુખે ખરેખર સરસ્વતી વસેલી હતી. તેનાજ પ્રતાપથી તે પોતાની અદ્દભૂત વાણીના રસવડે સર્વને ખુશ કરીને નચાવતો હતો. ભવભૂતિની સ્તુતિ વિષે આ નીચેનું વાક્ય પ્રસિદ્ધ છે;—

**कारुण्यं भवभूतिरवतनुते**—મતલબ કે, કરૂણારસ તો ભવભૂતિનોજ. તેના જેવો કરૂણારસ વર્ણવી શકવાને બીજો કોઇ કવિ શક્તિમાન નથી. આ તેને કાંઈ ઓછું માન નથી. આ સર્વ વાતો ઉપરથી જણાય છે કે, ઇસ્વીસનના દશમાં સૈકામાં ભવભૂતિ કવિ ભારતવર્ષના ખરેખર ભૂષણ રૂપ હતો. તેથીજ તેની ઉજ્વળ કીર્ત્તિ અદ્યાપિ સુધી સઘળે પ્રકાશિત છે. ધન્ય છે તેમને ! ! !

# ચંદ બારોટ.



આ ભારત ભૂષણ પ્રસિદ્ધ મહાકવિ ચંદબારોટ, જેણે પૃથુરાજ-રાસા નામે વિખ્યાત ગ્રંથ બનાવ્યો, તે સંવત ૧૨૨૦ થી તે સંવત ૧૨૪૯ સુધી દિલ્લીના મહારાજા પૃથુરાજ ચૌહાણના દરબારનો રાજકવિ અને મંત્રિ હતો. તેની જન્મભૂમિ સંભલ—અજમેરમાં હતી. અને રણથંભોરવાળા મહારાજા વિશલદેવ ચૌહાણના પ્રાચીન કવિઓની ઓલાદમાં જન્મ્યો હતો. તે જાતનો ચારણ હતો એવું લાગે છે. પરંતુ પૃથુરાજ અને ભીમદેવની લડાઇ વખતે તેને ભીમે ભાટ કહ્યો હતો. તેથી કોઈ તેને ભાટ પણ કહે છે. તે ઘણો હિંમતવાન, શૂરવીર, ડાહ્યો, અને ઉત્તમ વક્તા હતો. તેમજ નીતિશાસ્ત્રમાં તથા ભાટ ચારણના કામકાજમાં ઘણો ચતુર હતો. તે દેવી ઉપાસક હતો. અને વીરરસનું વર્ણન કરવામાં સર્વોત્કૃષ્ટ હતો. તેમજ મંત્રીપદનું કાર્ય કરવામાં પણ ઘણો કુશળ હતો.

ચંદબારોટને પ્રભાવતી નામે એક સારા રૂપગુણવાળી સ્ત્રી હતી. પ્રભાવતી કુલીન અને ઉત્તમ પિતાની પુત્રી હતી. તે ચંદકવિને સ્વેચ્છાથી વરી હતી. તે અતિપ્રેમી અને નાજુક હતી. તે છતાં શૂરવીર હતી. કવિ તેનાથી સંપૂર્ણ સંતુષ્ટ હતો.

ચંદ કવિ સંવત ૧૨૨૦માં મહારાજા પૃથુરાજ ચૌહાણની પાસે પ્રથમ ગયો હતો. ત્યાં તે પોતાની અપૂર્વ બુદ્ધિ અને અતિચાલાકીથી મંત્રી અને કવીશ્વર એ બે પદોને પામ્યો હતો. એ બંને કામ તેણે એટલી બધી હોંશીયારીથી બજાવ્યાં હતાં કે, મહારાજા પૃથુરાજનું પ્રીતિપાત્ર થઇને તેણે મોટી કીર્ત્તિ મેળવી હતી. તેની કવિતા રસથી ભરપૂર છે. તે દરેક લડાઇમાં સામેલ થઈને શૂરવીર રજપૂતોને મહાભારત વગેરે વીરરસનાં કાવ્યો સંભળાવી ઉશ્કેરતો હતો. જે સાંભળીને કાયર પુરૂષને પણ શૂર ચડતું હતું. તે જેવો કવિત્વ શક્તિમાં શ્રેષ્ઠ હતો, તેવોજ શૂરવીર પણ હતો. ઘણીક લડાઈઓમાં તેણે સામેલ થઈને પોતાની બહાદુરી બતાવી હતી. જ્યારે પૃથુરાજે પોતાના પિતાનું વેર વાળવા સારૂ ગુજરાતના રાજા ભીમદેવ સાથે ભારે લડાઇ કરી હતી, ત્યારે ચંદબારોટે પૃથુરાજના લશ્કરના સેનાપતિ તરીકે લડાઇમાં ભાગ લેઇને પોતાનું અપૂર્વ પરાક્રમ બતાવ્યું હતું. પ્રથમ તે પૃથુરાજના એક દૂત તરીકે ભીમદેવના દરબારમાં ગયો હતો ત્યારે

પોતાની સાથે—જાળ, નીસરણી, કોદાળી, દીવો; અંકુશ, અને ત્રિશળ લેઇને ગયો હતો. તે જોઇને ભીમદેવે એ વસ્તુઓ લાવ્યાનું કારણ પૂછતાં, તેણે ભર સભામાં હિંમતથી નિડરપણે ઉત્તર આપ્યો હતો કે;—

"જો તમે ચોહાણ રાજાના ડરથી નાશીને પાણીમાં પેસી જશો, તો આ જાળવડે તમને પકડીશું. આકાશમાં જશો, તો આ નીસરણીથી, પાતાળમાં જશો, તો કોદાળીથી, અને અંધારામાં જશો તો આ દીવાથી તમને શોધી કાઢીશું. વળી આ અંકુશવડે તમને વશ કરીશું, અને આ ત્રિશળવડે તમને પૂરા કરીશું. જે જે દેશમાં સૂર્યોદય થાય છે, તે તે દેશમાં તમે જશો તો પૃથુરાજ તમારી પછવાડે પડશે." ચંદકવિનાં એવાં કઠિણ વચનો સાંભળીને ભીમદેવે સક્રોધથી તેનો તિરસ્કાર કરીને પોતાના બાહુબળ વિષે આત્મસ્તુતિ કરી. તેના ઉત્તરમાં ચંદકવિએ કહ્યું કે;— "ઉંદર કદાપિ બિલાડી ઉપર જય મેળવે, ગીધપક્ષી કદાપિ પવિત્ર હંસના માથા ઉપર થનથનાટ કરે, હરિણ કદાપિ લડાઇમાં સિંહની બરોબરી કરી શકે, સાપ સાથે લડતાં કદાપિ દેડકું જય પામે, એ સર્વ વાત કદાપિ દૈવી ઇચ્છાથી બને, પણ એવુંજ સર્વદા નિપજે છે એમ ધારવું નહિ. પર્વતપર છવાઇ ગયેલા અરણ્યને બાળીને ભસ્મ કરનાર અગ્નિ સાથે દીવાનો મુકાબલો થઇ શકે નહિ. એ સાંભળીને ભીમદેવે કહ્યું કે;—" ભાટના છોકરા શબ્દોવડે લડે, દૈત્ય ગાળોવડે લડે, અને ભાઇઓ વારસાનો ભાગ વહેંચી લેતાં મુક્કિઓથી લડે, પણ સોમેશ્વરવાળો આ કછીઓ તો મરણ સાથે લડવાનો છે. જા તારા સામ્ભર રાજાને કહે કે, તારા બીવરાવ્યાથી બીકણ હોય તે જ ડરી જાય." આ ઉત્તર સાંભળતાંજ ચંદબારોટ જરા ગભરાઇને ઉભો થયો. રોષથી તેની બંને આંખો લાલચોળ થઇ ગઇ. પછી તે ઝટપટ પૃથુરાજ પાસે આવ્યો, અને સર્વ વાત વર્ણવીને કહી સંભળાવી. તેની સાથે તેણે પોતાની હમેશની ચાલાકી પ્રમાણે ઘણાક વીરવચનો કહીને પૃથુરાજને ભીમદેવની સામે લડવાને ઉસ્કેર્યો હતો. ત્યારપછી પૃથુરાજ અને ભીમદેવનાં લશ્કર વચ્ચે મહાદારૂણ યુદ્ધ થયું હતું, જેમાં ચંદકવિએ બહુ બહાદુરી બતાવી હતી. અને અંતે તેમાં પૃથુરાજનો જય થયો હતો.

પૃથુરાજે જ્યારે ભીમદેવને હરાવીને નસાડયો અને ગુજરાત સર કર્યું, ત્યારે ચંદ બારોટે પૃથુરાજ અને સુભટોનાં વખાણ કરતાં કહ્યું હતું કે;—" આ જીવતર સ્વપ્નવત્ છે. જે નજરે દેખીએ છીએ તેનો નાશ થવાનો છે. માટે જે સામંતો પોતાના ધણીના સ્વામિ ભક્ત છે, તેમને ધન્ય છે. ઇત્યાદિ."

સંવત ૧૨૪૯ માં પૃથુરાજ અને શાહાબુદ્દિન ઘોરીના વચ્ચે

જ્યારે પાણિપતના મેદાનમાં યુદ્ધ થયું, તે વેળાએ પણ ચંદ બારોટે પૃથુરાજને ઘણી કીમતી મદદ કરી હતી. એવું કહેવાય છે કે;—ચંદ બારોટ અજમેરથી યુદ્ધ પોશાક સજી લડાઇમાં સામેલ થવા દિલ્હી પૃથુરાજ પાસે આવતો હતો, તેવામાં નજીક યવન બાદશાહની છાવણી જોઇને ત્યાં શું શું બને છે, તેની બાતમી મેળવવા ગુપ્તવેશે ત્યાં ગયો; પરંતુ દૈવયોગે પકડાઇ ગયો. યવન બાદશાહે તેના હાથ પગમાં ભારે વજનની લોખંડની બેડીઓ પહેરાવી હતી; અને તેના ઉપર ચોકી માટે સીપાઇઓનો પહેરો રાખ્યો હતો. તે છતાં ચંદકવિ પોતાના મહાબુદ્ધિબળવડે શત્રુના બંધનમાંથી મુક્ત થઇને છાનોમાનો નાશી આવ્યો હતો. તેથી યવન રાજાની છાવણીમાં મોટો ગભરાટ થઇ રહ્યો હતો. ચંદ કવિ શત્રુના હાથથી છૂટો થઇને નાશી ગયો; પરંતુ તે પોતાના સ્વામી પૃથુરાજને જઈ મળે, તે પહેલાં તો પૃથુરાજ હારીને યવનરાજને હાથે બંધીવાન થયો હતો.

**પૃથુરાજરાસામાં** લખ્યું છે કે, પૃથુરાજને બંધીવાન કરી ગિઝની લઇ જવામાં આવ્યો હતો. અને તેના બળચાતુર્યથી ડરીને તેના ગળામાં ૧૦૦ મણ વજનના લોઢાની તોક પહેરાવી હતી. ચંદકવિને એ વાતની ખબર પડતાં, પોતે ગિઝની ગયો હતો; અને શાહબુદ્દિનને પોતાના વાક્ચાતુર્યથી પ્રસન્ન કરી, પૃથુરાજને મળવાની આજ્ઞા મેળવી હતી. જ્યારે પૃથુરાજે જાણ્યું કે, ચંદકવિ તેને મળવાને માટે આવે છે ત્યારે તેના ગળામાંની ૧૦૦ મણ લોઢાની તોક હલકી થઇ ગઇ. અને તે એટલો તો પ્રફુલ્લિત થયો કે, એકદમ ઉભો થઇ ગયો. તે જોઇને શાહબુદ્દિન ચમક્યો, અને બીજી ૫૦ મણની તોક તેના ગળામાં નંખાવી. ચંદકવિ પાછો સુલતાનને જઈ મળ્યો, અને કહ્યું કે;—" મઉલામાલક ? શોકમય વાર્તા છે કે, હું મારા સ્વામીનું દુઃખ ઓછું કરવા માટે આવ્યો હતો, પરંતુ હમણાં તો મેં તેમાં વધારો કીધો છે ! તે અંધ[1] થયા પછી તમોને ભય શો છે ? હે સુલતાન ! જોઇએ તો તેને દેહાંત દંડ દો, પણ પીડા શા માટે પમાડો છો ? તે ઘણો ચતુર છે. તેથી જો તમો એને છૂટ આપશો, તો આપને પોતાનું ચાતુર્ય બતાવી પ્રસન્ન કરશે. એ આંધળો છતાં પણ શબ્દવેધી બાણ મારી શકે છે, અને સો સો મણના સાત તવા એકજ બાણે વિંધી શકે છે. એ રમત જોવાની ઇચ્છા હોય, તો તે એકવાર જુઓ અને પછી છૂટો કરો."

---

(૧) પૃથુરાજને બંધીવાન કર્યા પછી યવનરાજે તેની બંને આંખો ફોડી નંખાવી હતી.

આ પ્રમાણે ચંદ કવિના કહેવાથી શાહબુદ્દિનને તે રમત જોવાની ઇચ્છા થઈ. તેથી ચંદના કહેવા પ્રમાણે પૃથુરાજને ઉત્તમ પૈષ્ટિક ખોરાક આપી. આઠ દિવસમાં તૈયાર કર્યો. પછી એક દિવસે રાજસભામાં તેને લાવ્યા, અને શબ્દવેધી રમતનો અખાડો મચાવ્યો. પૃથુરાજના હાથમાં અનેક કમાનો આપી, પણ તેની પ્રત્યંચા ચઢાવતાંજ સઘળી તડાતડ તૂટી ગઈ. કોઇ પણ કમાન તેનું જોર ઝીલી શકી નહિ. તે જોઇને ચંદકવિએ કહ્યુ કે, જ્યાં સુધી તેની પોતાની કમાન તેના હાથમાં હોય નહિ, ત્યાં સુધી એ તમાસો કરી શકશે નહિ. એ સાંભળીને સુલતાને તેની કમાન મંગાવી આપી, તે પૃથુરાજે ચઢાવી. પછી શાહબુદ્દિને ચંદકવિને કહ્યું કે, તું આજ્ઞા કરે કે, જ્યાં કાંકરી વાગે, ત્યાં બાણ મારવું અને વિંધવું. કવિએ કહ્યુ કે, હું તેમના ઘરનો નોકર, અને એ મારા સ્વામી માટે તેમને આજ્ઞા કરવી અમારો ધર્મ નથી, તેથી આપ ખુદાવિંદ આજ્ઞા કરો. પછી સુલતાને તવાપર કાંકરો મારીને કહ્યું કે;—" શાબાસ પૃથુ ! " ચંદકવિ તે વેળાએ પોતાના પૂર્વસંકેત પ્રમાણે બોલ્યો કે;—

" ચાર બંશ, ચોવીશ ગજ, અંગુલ અષ્ટ પ્રમાણ;
એ તેપર સુલતાન હૈ, મત ચુકે ચવ્હાણ. "

તત્ક્ષણ પૃથુરાજે પેલા શબ્દપર લક્ષી બાણ માર્યું, તે શાહબુદ્દિનના લલાટ વચ્ચે જઇને વાગ્યું. તેવોજ તે ગતઃપ્રાણ થઇને આસનપરથી ઢળી પડ્યો. એજ સમયે ચંદે પૃથુરાજના ગળાપર અને પૃથુરાજે ચંદના ગળાપર તરવાર ફેરવી. એમ ત્રણે જણ એક ચોઘડીએ મરણ પામ્યા. અને એ ત્રણ જણને એકજ સ્થાનમાં સમાધિસ્થ કર્યા.

ચંદ બારોટે રચેલો **પૃથુરાજરાસા** નામે ગ્રંથ એક લાખ શ્લોકના પુરનો છે. તેમાં હિંદુઓની પુરાણી ભાષા છે. એ ગ્રંથ ભભકાદાર વર્ણનથી ભરેલો અને રમુજ પમાડે એવો છે. તેના ૬૯ ખંડ છે. તેમાં સંવત ૧૨૨૦ થી તે સંવત ૧૨૪૯ સુધી પૃથુરાજના જીવન ચરિત્રનું ઉત્તમ કવિતાઓની સાથે ઘણા પ્રકારના છંદોમાં વર્ણન કર્યું છે. વળી એ ગ્રંથમાં ક્ષત્રિયોની વંશાવળી, યુદ્ધવર્ણન અને દિલ્હી વગેરે રાજધાનીઓની શોભા, ક્ષત્રિયોના સ્વભાવ, ચાલચલણ, અને વ્યવહાર ઇત્યાદિ વિષે બહુ વિસ્તારપૂર્વક વર્ણન કરેલું છે. એ ગ્રંથ ઘણો ઉત્તમ અને રસિક છે. ઘણા ભાટ ચારણો રાસા લખનારા થઇ ગયા છે; પરંતુ તેઓમાં ચંદબારોટની કીર્ત્તિ શ્રેષ્ઠ ગણાય છે.

ચંદકવિ ચોહાણુ રાજાઓનો દસોદી ભાટ હતો. તેણે પીરમના ગોહીલના પરાક્રમના ગીત ગાયાં છે. તેને પોતાના રાજાની કીર્ત્તિ વધારવાની ઘણી હોંશ હતી. આખો રાસો ચંદ બારોટના નામથી ઓળખાય છે; પરંતુ તેમાં બીજાઓએ પાછળથી કાંઇ ઉમેરો કર્યો હોય એવું લાગે છે. તેમાં એટલું બધું અશુદ્ધ લખેલું છે કે, તે કોઇ કોઈ ઠેકાણે સમજી શકાતું નથી. જ્યાં ભાવાર્થ સમજાય છે, ત્યાં પણ ચંદકવિનું મૂળ લખેલું કેવું હશે તે પાછળથી થયેલા ફેરફારથી ઓળખી કાઢવું મુશ્કેલ પડે છે. ચંદ કવિના વંશમાં **સારંગધર** કવિ થયો. તેણે **હમીરરાસા** અને **હમીર કાવ્ય** નામે ગ્રંથ રચ્યા છે. એક વિદ્વાન લખે છે કે;—

" ચંદકવિની જીંદગીનું વૃત્તાંત એ ભરતખંડના ઇતિહાસમાં એક અપૂર્વ યશસ્વી પ્રસંગ છે. તેનો જગજાણીતો રાસો એ અલૌકિક અદ્ભૂત પુસ્તક છે. તે પોતાની પ્રિયપત્ની પ્રભાવતિને છોડી અજમેરથી દિલ્હી જવા નીકળ્યો અને ઘણું કષ્ટ વેઠયા છતાં તે વખતસર દિલ્હી પહોંચી શકયો નહિ. મુસલમાનના ભયથી તે અજાણ્યા માર્ગે ગયો; તેથી ઘણા દિવસ વીતી ગયા, અને જ્યારે તે દિલ્હી પહોંચ્યો, ત્યારે યુદ્ધ માટે પૃથુરાજે પ્રયાણ કીધું હતું. તે દેવી આશાપૂર્ણાના મંદિરમાં દર્શને ગયો, પણ દેવીની ઇચ્છાથી કમાડ વસાઈ ગયાં. અને તેમાંજ છ માસ સુધી બેસી પૃથુરાજ રાસો લખ્યો, એમ દંતવાયકા છે. "

ચંદકવિ ઇંગ્લાંડના **સર ફીલીપ સીડની** અને સર વૉલ્ટર રૈલે જેવો કાવ્ય વિષયમાં નિપૂણ હતો. તેમજ યુદ્ધ વિષયમાં પણ તે એવોજ દૂરદર્શી હતો. એનું કાવ્ય પૃથુરાજની કીર્ત્તિકળાનો અને શૂરવીરતાથી ભરેલો લેખ છે. જેમ સમસ્ત આર્યપ્રજાને રામાયણ અને મહાભારત આદરણીય છે, અને ગ્રીકોમાં હોમર, તેમજ રજપૂતોમાં કવિચંદનો રાસો છે. રાસામાં કાલ્પનિક કથાપ્રસંગ ઘણોજ થોડો છે; પરંતુ પ્રાકૃત વૃત્તાંત અધિક છે. તેનું સમસ્ત જીવનચરિત્ર મળવું દુર્લભ છે. જ્યારે કવિએ જાણ્યું કે, પૃથુરાજ કેદી થયો છે, ત્યારે ઉપર દર્શાવ્યા પ્રમાણે તે ગિઝની ગયો હતો અને ત્યાંજ મરણ પામ્યો હતો, એમ કહેવાય છે. ચંદકવિને થઈ ગયાને આશરે ૭૦૦ ઉપર વર્ષ થયાં છે, તોપણ તેણે વિદ્યા પરાક્રમ અને વીરતાથી જે કીર્ત્તિ અમર કરી છે, તે અદ્યાપિ સતેજ છે. " **છપ્પો તો ચંદ કવિનોજ અને ચોપાઈ તો તુલસીદાસની જ** " વખણાય છે. **કર્નલ ટોડે** તેના કાવ્યની બહુ પ્રશંસા કરી છે. તેના કાવ્યનો નમુનો આ નીચે લખ્યો છે;—

### દોહા.

સીકવાન પ્રથિરાજ કીતી, નિવાંસ ગજ ચારિ;
લગત ચોટ ચૌહાનકી, ઉડત તીસમન ગારી. ૧
ધર પરટયોં પલટી ધરા, પલટયો હાથ કમાન;
ચંદ્ર કહે પ્રથિરાજસોં, દિનપલટે ચોહાન. ૨
ચાર બંશ ચોવીશ ગજ, અંગુલ અષ્ટ પ્રમાણ;
એ તે પર સુલતાનહૈ, મત ચૂકે ચોહાણ. ૩
ફેરિ ન જનની જનમિહૈ, ફેરી ન ખેંચી કમાન;
સાતવાર તુમ ચૂકિયો, અબ ન ચૂકે ચૌહાન. ૪

### યશ વર્ણન.

મંડપ મહીકે અરિ ખંડે પ્રથિરાજ,
વીર તેગે ડર વૈરી વધુ ડાંગડાગ ડગે હૈ;
દેશ દેશ કે નરેશ સેવત સુરેશ,
જિમિકા પત ધનેશ સુનિ વીરરસ પગે હૈ.
તેરે શ્રુતિ મંડલ નિકુંડલ વિરાજતહૈ,
કહૈ કવિ ચંદહિ ભાંતિ જેવ જગે હૈ. ૧
સિંધુ કે વકીલ સંગ મેરૂ કે વકીલહિ લૈ,
માનહું કહત કછુ કાન અનિ લગે હૈં;
મહારાજ તેરી સબ કીરતિ બખાને,
કવિ ચંદ યહ કેવળ અકીરતિ બખાનેહૈ;
આંધરે ન દેખી દેખી હમકો બતાઇ દઇ,
બહિરિને સુની જૈસી હમ હું પિછાને હૈ. ૨

ઇત્યાદિ.

---



# કવિ-ગંગ.



આ પ્રખ્યાત મહાકવિ એકનૌર જીલ્લે ઈટાવામાં રહેતો હતો. જાતે બ્રહ્મભાટ હતો. બંદીજન-ભાટ લોકો જેમ રાજાઓ પાસે તેમની સ્વારી વખતે સ્તુતિ કરવાને રહેતા, તેમ અકબર બાદશાહ પાસે ગંગ કવિ સંવત ૧૫૯૫ માં હતો. અકબર બાદશાહના સમય સુધી હિંદુરાજાઓના સર્વે જૂના રિવાજો અમલમાં આવતા હતા. તે બાદશાહનો બંદીજન-ભાટ ગણાતો હતો. તે એવો તો સ્પષ્ટ વકતા હતો કે, વખતે ગમે તેવાને પણ પોતાની કાવ્યચતુરાઇમાં બેધડકપણે સત્ય વચનો કહેતો. તેમાં સામા માણસની અવકૃપા થશે એની લેશ પણ દરકાર રાખતો નહિ. તે હિમતવાન, ધાર્મિક અને વિદ્વાન હતો. એને સરસ્વતી બહુ પ્રસન્ન હતી. એની કાવ્યચતુરાઇ અને વિનોદ વાણીથી સકળ સભાજનો છક્ક થઈ જતા.

ગંગ કવિ અકબર બાદશાહની રાજ સભામાં પ્રસિદ્ધ કવિ હતો. તેમણે પોતાની કવિત્વ શકિતથી અકબર બાદશાહની પ્રીતિ મેળવી હતી. તેણે " **ભમર ભમત** " એ છપ્પો કર્યો હતો. તે એવો તો ચતુરાઈ ભરેલો હતો કે રાજા **બીરબલે** તેને એક લાખ રૂપિઆ ઇનામમાં આપ્યા હતા. એ પ્રકારે **અકબર, જહાંગીર, વીરબલ**-બીરબલ, **ખાનખાના, માનસિંહ** ઇત્યાદિ સભાજનો તેને ઘણું દાન અને માન આપતા હતા. એક વખતે બાદશાહ રાત્રે પોતાના રાજ મહેલમાં હતો, ત્યાં રાણી આવી ઉભી રહી. તેના મોવાળાની એક લટ તેના સ્તન ઉપર પડેલી હતી. તે લટ રંગે કાળી અને રાણી ગૌરવર્ણે હતી. તેથી તેનું રૂપ અતિખુબસુરત દિસતું હતું-એ જોઇ બાદશાહને ઘણો આનંદ થયો. તે આનંદના તરંગમાં તેના મુખથી " **શંભુ કે પૂજન નાગણ આઇ** " એમાં શિવલીંગને ઠેકાણે સ્તન, તેનું પૂજન કરવા નાગણ—મોવાળાની કાળીલટ આવી હોય ! એવા અક્ષર નીકળ્યા.

બાદશાહ બીજે દિવસે કચેરીમાં આવ્યો, ત્યારે તેણે રાત્રે મુખમાંથી નીકળેલું વાક્ય બોલી રાજા બીરબલ સામે જોયું. બીરબલે ગંગભાટ સામે જોયો હતો તેને ઉત્તર દેવાની સૂચના કરી; ત્યારે તેણે આ કવિત કહ્યું કેઃ—

શ્રીપત કે મન રંજન કારન, રાધિકને શૃંગાર બનાયો;
હેમર ભૂખન અંબર કાનન કંઠ વિખે મુકતાફલ છાયો;
શીશછુટી લટ આનપરી, અરૂવાંહી લગી કુચસોં લપટાયી;
કહેનર ગંગ સુનશા અકબર, શંભુકે પુજન નાગન આયી.

**અર્થ**–શ્રીકૃષ્ણભગવાનનું મન સંતુષ્ટ રાખવા માટે રાધાજીએ શૃંગાર કર્યો, તે એવી રીતે કે, કાન અને કંઠ આદિમાં સોના તથા મોતીના અલંકારો પહેર્યા. ઉત્તમ વસ્ત્ર પહેરતી વખતે મસ્તકપરના વાળની લટ છુટીને સ્તનને લપેટાઇ, તે જાણે નાગણ શિવ પૂજવાને કેમ આવી ન હોય ? એવું દિશતું હતું. એ પ્રમાણે રાધાજીના વર્ણનથી બાદશાહને ઉત્તર આપ્યો, પણ તે તેને વિપરીત લાગ્યું. તેથી ગંગ કવિને કિલ્લામાં કેદ કરવાનો હુકમ કર્યો.

આ ઉત્તર આપવામાં ગંગે બાદશાહને રીસ ચડે એવું કાંઇ કહ્યું નહોતું તોપણ તેના મરજી કફા થયેલી જોઇ ગંગ કવિ આશ્ચર્ય પામ્યો. આ વખતે બાદશાહે મને કેદખાનામાં નાખવાનો હુકમ કર્યો, એ તેણે અવિચાર કર્યો છે એમ જાણી એ વખતે તેણે બીજું કવિત કહ્યુ કે;—

જ્યાં ગંગ તરંગ પ્રવાહ ચલે, તહાં કૂપકો નીર પિયો ન પિયો;
જહાંકે હૃદે ભગવાન બસે, તહાં ઓરકો નામ લિયો ન લિયો;
કર્મસુજોગ સુપાત્ર મિલે, કુપાત્રકું દાન દિયો ન દિયો;
કહેનર ગંગ સુન શાહ અકબર ગમારસે સ્નેહ કિયો ન કિયો.

**ભાવાર્થ**—જ્યાં ગંગાજળનો પ્રવાહ ભરપૂર વહે છે, ત્યાં કુવાનું પાણી પીવું એ ન પીવા જેવું વ્યર્થ છે. જેના અંતઃકરણમાં ભગવાન પ્રગટ છે તેણે બીજાનું નામ લેવું એ ન લેવા જેવું વ્યર્થ છે. નશીબયોગે સુપાત્ર મળે તો કુપાત્રને દાન દેવું એ ન દીધા જેવું વ્યર્થ છે. હે અકબરશાહ સાંભળ કે એ મુજબ મુર્ખની સાથે સ્નેહ કર્યો એ ન કર્યા જેવો વ્યર્થ છે. એટલું બોલી બાદશાહ તથા સર્વ કચેરીની રજા લઇ જતી વખતે રામ રામ કરતાં બોલ્યો કે;—

કબી ન ગંડું રણ ચઢે, કબી ન બાજે ચંગ;
સકલ સભા કે રામ રામ, બિદા હોત કવિ ગંગ.

એ રીતે કવિ ગંગ બેધડક બોલી રામ રામ કરી ત્યાંથી બાદશાહના હુકમ મુજબ કિલ્લા ઉપર ગયો. આ ઉપરથી સમજાય છે કે, ગંગ કવિ મોટો સ્પષ્ટવક્તા હતો. તેના પુત્ર સમને માટે એક વખતે બાદશાહને પોતાની કવિત્વ શક્તિથી ખુશ કરી, પોતાના પિતા ગંગ કવિને કેદમાંથી મુક્ત કરાવ્યો હતો.

ગંગ કવિને કેદ કર્યાની ઉપર જણાવેલી કહાણી હાલ લોકોમાં ચાલે છે, પરંતુ એ વાતની સચ્ચાઇ વિષે અમને શક છે; કારણ કે અકબર જેવો ન્યાયી ગુણગ્રાહક બાદશાહ ગંગ કવિ જેવા વિદ્વાનને ઉપર જણાવેલી નજીવી કસુરને માટે તેને કેદ કરે, એ વાત કદી સંભવતી નથી. તેથી એમ જણાય છે કે, એ વાત પાછળથી કોઇએ જોડી કાઢેલી હશે. ગમે તેમ હો, પરંતુ ઉપરની કવિતાઓ ઉપરથી ગંગ કવિની કવિત્વ અને વક્તૃત્વ શક્તિની આપણને ખાત્રી થાય છે.

મહાકવિ ગંગની ઘણી ઉત્તમ કવિતાઓ હાલના ભાટ, ચારણો, વગેરે કવિ લોકો રાજ દરબારોમાં તથા બીજે યોગ્ય સ્થળે બોલે છે. તે સાંભળીને શ્રોતાજનોના મન ઉપર ઉંડી અસર થાય છે. તેનું નીચેનું કવિત ઘણા ભાટ, ચારણો અને કવિઓને મુખે આપણે સાંભળીએ છીએ.

કવિત.

તારાકે તેજમેં ચંદ્ર છુપે નહિ, સૂર્ય છુપે નહિ બાદલ છાયાં,
રાઢ પડે રજપૂત છુપે નહિ, દાતા છુપે નહિં ઘેર મંગન આયા;
ચંચળ નારી કે નેન છુપે નહિ, પ્રિત છુપે નહિ પીઠ દેખાયા,
કવિ ગંગ કહે સુન શાહ અકબર, કર્મ છુપે નહિ બિભૂત લગાયા.

ગંગ કવિએ ઘણાં સારાં કવિતો કરેલાં છે. તેની કવિતા ઘણીજ રસમય અને લોકપ્રિય છે જેને લીધે તેની કીર્ત્તિ અદ્યાપિ પર્યંતસતેજ છે. વાહ! ધન્ય છે ગંગને!! ગંગ તો ગંગ જ!!!

---



# પ્રકરણ ૨૦ મું.

## મહાન્ ભકતો.

### તુલસીદાસ.



આ પ્રસિદ્ધ મહાભક્ત–કવિ તુલસીદાસના પિતાનું નામ આત્મારામ પાંડે હતું. તેઓ જ્ઞાતે સરવરીયા બ્રાહ્મણ હતા. તેમનો જન્મ સંવત ૧૬૩૧ ( સને ૧૫૭૫ ) માં યમુના નદીને કાંઠે ચિત્રકોટથી આઠ ગાઉ ઉપર રાજાપુરી નામે ગામમાં થયો. હતો. તુલસીદાસને લોકો વાલ્મિકીનો અવતાર માને છે.

તુલસીદાસજીએ જનોઇ લીધા પછી ૧૯ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળીને વેદાદિક શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. તેથી તેઓ મહા બુદ્ધિવાન, જ્ઞાની, અને ધર્માત્મા થયા હતા. તેમના એવા ઉત્તમ ગુણો જોઇને પાસેના એક ગામના બ્રાહ્મણે પોતાની મમતાદેવી નામે પુત્રીને તેમની સાથે પરણાવી હતી. મમતાદેવી મહા પતિવ્રતા અને સાધ્વી સ્ત્રી હતી. તે પોતાના પતિ ઉપર અત્યંત પ્રેમ રાખતી હતી. તુલસીદાસ પણ સંસારની મોહ માયામાં લુબ્ધ થઇને સ્ત્રીને અત્યંત ચાહતા હતા. સ્ત્રીથી ઘડી પણ વિખુટા પડવા ઇચ્છતા નહોતા. પોતાની સ્ત્રી વિના પળ પણ ચેન પડતું નહોતું. તેઓ વિષયાસક્ત હતા, એમ કહીએ તોપણ ચાલે. એક પળ પણ તેને પોતાની સ્ત્રીનો સંગ છોડવો ગમતો નહોતો. તેમાં દૈવ ઇચ્છાથી એવું બન્યું કે, એક વખતે મમતાદેવીની માતા સખત માંદી પડવાથી તેને પીયેરથી તેમને તેડવા માણસ આવ્યું. તુલસીદાસે તો મોકલવાની ઘણી આનાકાની કરી, પરંતુ તેમની માતુશ્રીના કહેવાથી નહિ ચાલતાં જવાની રજા આપી. તુલસીદાસ નદીએ સ્નાન કરવા ગયા હતા, ત્યાંથી આવ્યા, ઘરમાં જતાં પોતાની સ્ત્રીને જોઇ નહિ તેથી તેજ વખતે માથે ઉઘાડા, અને ખભે ધોતીયાં ધોયેલા પડયાં હતાં, શરીર અને પગ ઉઘાડા હતા. તેવી સ્થિતિમાં જ પોતાને સાસરે પોતાની સ્ત્રીની પાછળ ચાલી નીકળ્યા. મમતાદેવી હજુ આવીને માતા, ભાઇ, ભોજાઇ અને પાડોસણોની સાથે વાતો કરતી હતી, તેવામાંજ પોતાના પતિને ઉઘાડે શરીરે વિચિત્ર વેષે છેટેથી આવતા

જોયા. જોતાં જ પોતાને ઘણું લાગી આવ્યું; ઉઠીને સામે બહાર ગઇ, અને બોલી કે;–પ્રાણનાથ! હજી હું તો ચાલી જ આવું છું, ત્યાંજ આપ આવે વેશે શરમ નહિ રાખતાં આવીને ઉભા રહો છો! તેથી લોકો આપણે વિષે શું ધારશે તેનો જરા પણ વિચાર તો કરો? તમો મને ઘડી પણ દૂર જોવા ઇચ્છતા નથી, તેવા વિષયાસક્ત બનવાથી તમો પોતાના શરીરનું ભાન પણ ભૂલી ગયા છો, એવું જોઇ લોકો આપણી મશ્કરી કરી ધિક્કારશે તેનો તમો એ જરા પણ વિચાર કર્યો નથી, એ મને બહુ લાગી આવે છે. જેવો આવો આંધળો પ્રેમ મારા પ્રત્યે રાખો છો, તેવો જ પ્રેમ જો આપ પ્રભુ પ્રત્યે રાખો, તો આપ આ ભવસાગર તરી જાઓ; ઇત્યાદિ શિક્ષણ વચનો સાંભળતાં જ તુલસીદાસને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેઓ પોતાના પિંડને ધિક્કારવા લાગ્યા. તુરત સ્ત્રી પાસેથી ચાલી નીકળી ઘેર ન જતાં વનમાં ચાલ્યા ગયા. "પ્રભુપ્રેમ ભવસાગર તારશે." આવો બોધ થયા પછી હવે કોણ તેમને પાછા ઘેર ફેરવી શકે? ભગવાન કોને કેવી રીતે ઉદ્ધાર કરે છે, તે કોણ જાણી શકે છે? સ્ત્રી વિના એક ઘડી પણ રહી ન શકનાર તુલસીદાસ આજ વૈરાગી થયા! "પ્રભુ ક્યાં છે?" એ વાક્ય બોલતા બોલતા ઇશ્વરની શોધમાં પ્રવૃત્ત થયા. ભગવાન એવા દયાળુ છે કે એકવાર સત્યપ્રેમથી વ્યાકુળ બની બોલાવે, તો તેના ઉપર દયા કર્યાં સિવાય રહેતા નથી.

તુલસીદાસે પોતાની સ્ત્રી મમતાદેવીના ઉપદેશથી વૈરાગ્ય પામીને સર્વ પ્રપંચ વ્યવહાર તાત્કાલિક ત્યાગી દીધો હતો. ભિક્ષા નહિ માગતાં કોઇ આપે તોજ ખાવું, એવું વ્રત લીધું હતું. તેઓ અનન્યક વૃત્તિથી નિરંતર "રામ" ની ભક્તિ કરતા હતા. તેમને એક પિશાચે મારૂતિ હનુમાન નો મેળાપ કરાવ્યો, અને હનુમાને રામદર્શન કરાવ્યાં. તેમના મઠમાં એક વખતે ચોર લોકો ચોરી કરવાને આવ્યા હતા. તેમને રામચંદ્રજીએ ધનુષ્ ધરી અટકાવી રાખ્યા હતા. તે ચોર લોકો તુલસીદાસજીના શિષ્ય થઇને રહ્યા હતા. એક શાહુકારની પ્રાર્થનાથી તેની પુત્રીનો પુત્ર કરી આપ્યો હતો; ઇત્યાદિ તેમના ચમત્કારની ઘણી વાતો "ભક્ત વિજય" નામે ગ્રંથમાં લખેલી છે.

તુલસીદાસ તીર્થાટન કરતા કરતા મથુરાં અને વૃંદાવનમાં ગયા હતા. ત્યાં ભક્તમાળા નામે ગ્રંથના કર્ત્તા નાભાજીનો તેમને મેળાપ થયો હતો. એ વખતે નાભાજીએ પોતાનું કરેલું એ સંતચરિત્ર તેમની આગળ વાંચી સંભળાવ્યું હતું. તુલસીદાસની પંગતમાં નિત્ય ભોજન વખતે

હજારો બ્રાહ્મણ જમતા હતા. તેથી એની અધિક ખ્યાતિ થઇ છે.

તુલસીદાસ પોતાના ગુરૂ જગન્નાથદાસ સાથે અનેક તીર્થ ક્ષેત્રોમાં ફર્યા હતા. ફરીને પાછા કાશીમાં આવ્યા. ત્યાં તેણે શાકે ૧૬૦૭ માં રામાયણ નામે ગ્રંથ કર્યો. એજ ગ્રંથ તુલસીકૃત રામાયણ નામે પ્રસિદ્ધ છે. રામાયણ નામે ગ્રંથ કર્યો એ વખતે તેની ઉમર ૩૧ વર્ષની હતી. એ ઉપરથી સિદ્ધ થાય છે કે એનો જન્મ શાકે ૧૫૭૮ માં થયેલો.

કાશીમાં તેમણે એક સીતારામનું મંદિર અને તેની પાસે એક પોતાનો મઠ બાંધેલો છે. તે હજું ત્યાં છે. તેઓ શાકે ૧૬૨૪ માં ૪૬ વર્ષની ઉમરે ગંગા કિનારે ઔરંગજેબની કારકીર્દિના વખતમાં સમાધિસ્ત થયા. કવિચરિત્રમાં જહાંગીર બાદશાહના વખતમાં પરલોકવાસ થયાનું લખેલું છે, તે ભૂલથી લખેલું છે.

તુલસીદાસ રામોપાસક મહાયોગી સિદ્ધ થઇ ગયા છે. તેણે રામ ગુણાવળી, ગીતાવળી, વિનયપ્રત્રિકા, એ સિવાય પદ, દોહરા, ચોપાઇ ઇત્યાદિ તેની કવિતા ઘણી પ્રસિદ્ધ છે. તેણે ૪૯ કાંડમાં રામાયણ બનાવી છે, તેની વિગત–(૧) ચોપાઇ રામાયણ ૭ કાંડ (૨) કવિતાવળી ૭ કાંડ (૩) ગીતાવળી ૭ કાંડ (૪) છંદાવળી ૭ કાંડ (૫) સવૈયા ૭ કાંડ–(૬) દોહાવળી ૭ કાંડ (૭) કુંડલિયા ૭ કાંડ. આ વિના શતસાઇ, રામસલાકા, સંકટમોચન, હનુમંતવાહક, કૃષ્ણગીતાવળી, જાનકીમંગળ, પાર્વતીમંગળ, રોળાછંદ. ઝુલણાછંદ વગેરે ઘણા ગ્રંથો બનાવ્યા છે. તેની ચોપાઇ ઘણીજ સરસ વખણાય છે. કહેવાય છે કે, “ ચોપાઇ તો તુળશીદાસની અને છપ્પા છંદ તો ચંદ્રકવિના. ” હજુ સુધી એના જેવી ચોપાઇ કોઇનાથી બનાવી શકાતી નથી; તેમજ તેની બનાવેલી વિનયપત્રિકાની સમાન અદ્‌ભુત ગ્રંથ આજ સુધી કોઇ કવિ મહાત્માએ રચેલો નથી. અર્વાચીનકાળમાં એની રચેલી રામાયણ અજ્ઞાન લોકોને ધર્મ, નીતિ, રીતિનું જ્ઞાન સંપાદન કરવાનું ઉત્તમ સાધન થઇ પડયું છે. એના હાથની લખેલી રામાયણ જે રાજાપુરમાં હતી, તે ખંડિત થઇ ગયેલી છે. પણ મલીહાવાદમાં આજ સુધી, ૭ કાંડ સંપૂર્ણ મોજુદ છે. કવિતા કરવામાં એ મહાકવિ પ્રસિદ્ધ થયેલા છે.

તુલસીદાસના બધા ગ્રંથો અને કવિતાઓ વૃજભાષામાં છે. તુલસીદાસ શતસાઇ વગેરેમાંના ઘણા દોહા અને ચોપાઇઓ ઘણા માણસો

મુખે રાખીને ઉપદેશને પ્રસંગે દૃષ્ટાંત તરીકે તેનો ઉપયોગ કરે છે; જેવા કેઃ—

( ૧ )

દયા ધર્મ કો મૂલ હૈ, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડીયે, જબ લગ ઘટમેં પ્રાન.

( ૨ )

તુલસી આ જુગ આયકે, કર લિજે દો કામ;
દેનેકો ટુકડા ભલા, લેનેકો હર નામ.

( ૩ )

ગ્યાન ગરિબી હરિ ભજન, કોમળ બચન અદોષ;
તુલસી કબ્હુ ન છોડીયે, ક્ષમા શીલ સંતોષ.

( ૪ )

તુલસી હાય ગરીબકી, કબિ ન ખાલી જાય;
મુઆ ઢોર કે ચામસે, લોહા ભસ્મ હો જાય.

( ૫ )

તુલસી આ સંસાર મેં, ભાત ભાત કે લોક;
સબ સે હીલમીલ ચાલીએ, નદી નાવ સંજોગ.

તુલસીદાસનાં આવાં ઘણાંક શિક્ષણીય વચનો છે. તે ઘણા લોકોને મુખે બોલતાં સાંભળીએ છીએ. ઇત્યાદિ રીતે તેઓ જગતમાં પોતાની કીર્ત્તિ અમર રાખી ગયા છે. તેમને થઈ ગયા ને આજે આશરે ૨૦૦ વર્ષ ઉપર થયાં છે, તોપણ તેમની કીર્ત્તિ અદ્યાપિ પર્યંત સતેજ છે. ધન્ય છે તેવા ભક્તને ! ! !

---



# સૂરદાસ.



આ પ્રસિદ્ધ મહાભક્તના પિતાનું નામ **બાવા રામદાસ** હતું. તેઓ જાતના બ્રાહ્મણ હતા. સૂરદાસનો જન્મ સંવત ૧૫૪૦ માં થયો હતો. સૂરદાસનું બીજું નામ **બિલ્વમંગળ** હતું. તેની જુવાનીના આરંભમાં તેના પિતાનું મૃત્યું થયું હતું. એ વેળાએ તે **ચિન્તામણી** નામે એક વેશ્યાને ઘણો ચાહતો હતો. પિતાના શ્રાદ્ધને આગલે દિવસે જ્યારે તે ચિન્તામણી પાસેથી વિદાયગીરી લઇને આવ્યો હતો, ત્યારે કહ્યું હતું કે, હું કાલે જરૂર પાછો આવીશ. બીજે દિવસે શ્રાદ્ધની સઘળી તૈયારી થઈ. ઘરમાં ઘણી ધામધૂમ થવા લાગી, ઘણા લોકો જમવા સારૂ આવેલા હતા; બિલ્વમંગળે કુળગોરની પાસે બેસીને શ્રાદ્ધ કરવાનો આરંભ કર્યો. ગોર શાસ્ત્રોક્ત ક્રિયા કરાવવા લાગ્યો, તેવામાં એકાએક બિલ્વમંગળ ચમકયો; ચિન્તામણીની પાસે જવાની પ્રતિજ્ઞા તેને યાદ આવી. તરત તેણે શ્રાદ્ધ છોડી ગોરને કહ્યું કે;—" મહારાજ ! તમે શ્રાદ્ધ સંપૂર્ણ કરો, હું હવે એક પળ પણ થોભી શકતો નથી. હું ચિન્તામણીની પાસે જાઉં છું. એ રીતે શ્રાદ્ધ તાકીદે ફેકેલી લેવાનો આગ્રહ કર્યો. અને શ્રાદ્ધ કાર્ય પૂરૂં થયું કે ચીંતામણિ પાસે જવા તૈયાર થયો. સગાં વહાલાંએ ઘણું સમજાવ્યો, પણ નહિ માનતાં એકદમ ચાલી નીકળ્યો.

બિલ્વમંગળનું ચિત્ત ચિન્તામણીમાં લાગી રહેલું હતું. આ વખતે અધરાત થઇ હતી, અંધકાર વ્યાપી રહ્યો હતો, આકાશ વાદળાંઓથી ઘેરાએલું હતું, વીજળીના ચમકારા થતા હતા, ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો, જોસથી પવન ફુંકતો હતો, તોફાની પવનથી મોટાં મોટાં વૃક્ષો જળમૂળથી ઉખડી પડતાં હતાં અને નદી પાણીના પુરથી ભયંકર ગર્જના કરતી હતી, આવી વખતે ચાલી નદી કિનારે આવ્યો, ચોંપાસ જોવા લાગ્યો તો નદી બે કાંઠામાં ભરપુર વહેતી હતી. ખારવાઓ પણ પોતાના પ્રાણ જવાના ભયથી હોડીઓ ચલાવવી મૂકીને ઘેર ચાલ્યા ગયા હતા. બિલ્વમંગળે એક ખારવાને હોડીથી પેલે પાર ઉતારવાને ઘણું સમજાવ્યો. પણ તેણે ચોખી ના પાડી. નદી પૂરવેગમાં જતી હતી, તે ઉતરી શકાય તેવી નહોતી; તોપણ કામાવેશથી આમતેમ કિનારે ઘેલાની પેઠે ફરવા લાગ્યો. સ્મરણ માત્ર ચીંતામણીનું લાગી રહ્યું હતું, એ સિવાય બીજા કશાનું કામાવેશમાં ભાન રહ્યું નહોતું; ક્યી ઘડીએ ચિંતામણીને જઇને મળું એવી આતુરતામાં એકદમ નદીમાં કુદી પડયો ! પાણીના વેગમાં તણાયો, ડુબવા લાગ્યો, તોપણ

ચિત્ત તો ચિંતામણીમાંજ ચોટેલું હતું. મરવાનો ભય કે બીજા કશાનું ભાન નહોતું; એવામાં એક મડદું તણાતું જતું હતું, તેને લાકડું સમજીને વળગી પડયો. તેને આધારે માંડમાંડ નદી પાર ઉતર્યો; ત્યાંથી ચિંતામણીને ઘેર ગયો, તો તેના ઘરનું બારણું બંધ હતું મહા તોફાનથી પશુ પક્ષીએ પણ બહાર નીકળવાની હિંમત કરી શકે એવું નહોતું. રાત અંધારીઘોર હતી, વીજળીના ચમકાર થતા હતા. એવામાં ભીંત ઉપર ચડવાને ઘણાંએ ફાંફાં માર્યાં, પણ કાંઇ લાગ મળ્યો નહિ, ઘણી મુશ્કેલીએ બાગમા ગયો, ત્યાં નાળિએરીના થડમાંની ભીંત ઉપર એક દોરડું લટકતું દેખાયું, તે પકડીને ભીંતપરથી માંડમાંડ ઘરની એક બારી ખુલ્લી હતી તેમાં પેઠો.

બિલ્વમંગળ ઘરમાં ગયો પણ જરા ખડખડાટ થવાથી ચિંતામણી જાગૃત થઈ ચોર સમજી થરથર કંપવા લાગી. તેવામાં બિલ્વમંગળ ટાઢથી હુંઠવાઇ ગયેલો હતો, તે એકદમ બેશુદ્ધ થઇ પડયો. ચિંતામણિએ ભયથી દીવો લાવી જોયું તો બિલ્વમંગળને દીઠો. આ જોઈ ઘણી આશ્ચય પામી, ઘણી મહેનતે શુદ્ધિમાં લાવી પૂછ્યું કે;-“ બિલ્વમંગળ ! શું તમે ગાંડા થયા છો ? આવી ભયંકર અંધારી રાત્રે, તોફાન વખતે, આવી ભયંકર ભરપુર ગર્જના કરતી નદી શી રીતે ઉતરી આવ્યા ? શું તમે કાલે ઘેર ગયા નહોતા ? આવી વખતે નદી ઉતરી અહીં આવી શકવુ તો સંભવિત નથી.” બિલ્વમંગળે યથાસ્થિત વાત કહી બતાવી. આ સાંભળી ચિંતામણી અતિ આશ્ચર્ય પામી; પણ એ વાત સંભવિત ન લાગવાથી મનમા વિચારવા લાગી કે, એ મને ઠગે છે. પછી તેની ખાત્રી કરવાને જે લાકડું પકડી નદી પાર આવ્યો હતો અને જે દોરડું ઝાલી ભીંતપરથી અંદર આવ્યો હતો, એ નજરે જોવાનો ઇરાદો બતાવ્યો. આ વખતે આકાશ ખુલ્લું હતું. ચંદ્રમાનો સ્વચ્છ પ્રકાશ પડતો હતો, તોફાન પણ શાંત થયું હતું. તેથી બિલ્વમંગળને તેડી નદી કિનારે ગઇ. બિલ્વમંગળે પોતે જે પકડીને નદીપાર ઉતર્યો હતો તે બતાવ્યું, તો એ લાકડું નહોતું પણ કોઇ મનુષ્યનું શબ હતું. તે જોતાંજ ચિંતામણિ તો થરથર કંપતી બોલી;-હાય હાય મા ! કેવો ભયંકર બનાવ ! શું આ શબને પકડીને આવ્યા ? ગજબ ! તમારૂં ચિત્ત ખસી ગયું લાગે છે ? પેલું દોરડું બતાવો. બિલ્વમંગળે નાળિએરીથી છેટે રહી કહ્યું કે, જુઓ એ પેલું દોરડું લટકે. ચિંતામણિએ પાસે જઇને જોયું તો એ દોરડું નહોતું, પણ મોટો અજગર હતો; આ જોતાંજ ભયથી બુમ પાડી બોલી, હાય ! હાય ! આ તો કાળરૂપ અજગર છે ! આ સર્વ વિચિત્ર બનાવ જોઇને ચિંતામણિ બોલી;-બિલ્વમંગળ ! તમે શું ગાંડા

થયા છો ? મુડદાને લાકડું સમજીને અને અજગરને દોરડું સમજીને આટલું કરી આવ્યા ! કેવી મૂર્ખાઇ ! બિલ્વમંગળે કહ્યું, એ બધું તમારા પ્રત્યે પ્રેમને લીધે થયું છે. ચિંતામણિએ કહ્યું:–"બિલ્વમંગળ ! આટલો પ્રેમ મારામાં રાખો છો, તેટલોજ જો તમે હરિચરણમાં રાખો તો તમને મુક્તિની પ્રાપ્તિ થાય. વૃથા વલખાં મારી દુઃખમાં કાં પડો છો ? ખરેખર તમે કોઇ મૂર્ખ દિશો છો, નહિ તો આવી રીતે ખોટા મોહમાં પડો નહિ અને આટલા દુઃખી થાઓ નહિ."

બિલ્વમંગળને ચિંતામણીનાં આ વચનો હૃદયમાં બાણ જેવાં લાગ્યાં. તેના અજ્ઞાનનો પડદો ઉઘડી ગયો, હૃદયમાં દિવ્ય જ્ઞાનનાં અંકુરો ફુટી નીકળ્યાં, તરત ચિંતામણીનું ઘર તજી દઇને ચાલતો થયો અને હરિ સ્મરણ કરતો ફરવા લાગ્યો. જેવો દૃઢ સ્નેહ ચિંતામણીમાં થયો હતો, તેવો જ દૃઢ સ્નેહ હવે હરિમાં રાખવા લાગ્યો. ચિંતામણી ગુણિકા તેને સત્ય રસ્તે વાળનાર ચિંતામણિરૂપ થઈ પડી. હરિના પ્રેમમાં ગરક થઇ રહ્યો. તેનું હૃદય હરિભક્તિમાં ઉછળી રહ્યું હતું, પણ હજુ રૂપની લાલસા અંતઃકરણમાંથી ગઇ નહોતી. તેથી એ વૈરાગ્યવાન પુરૂષ રૂપાળી સ્ત્રીને જોઇને મોહીત થઈ જતો. એક વખતે એક નગરમાં ફરતો હતો, ત્યાં એક દ્રવ્યવાન વેપારીની સ્ત્રીના રૂપમાં મોહીત થયો, તેનું ચિત્ત ચલિત થયું, વ્યાકુળ હૃદયે એ સ્ત્રીને ઘેર જઇને ઉભો રહ્યો. એ સ્ત્રીનો પતિ ધાર્મિક હતો, અતિથિનો સત્કાર કરતો, કદી પણ કોઈ અતિથિને આંગણેથી નિરાશ વાળતો નહિ. તેણે આ અતિથિને આગમન કારણ પુછ્યું.

બિલ્વમંગળે કહ્યું;—"આપની સ્ત્રીનું રૂપ જોઇને મારૂં ચિત્ત ચંચળ થયું છે, તેને જોઇને મારી આંખનું સાર્થક કરવાને આવ્યો છું." આ સાંભળી વેપારી વિચારમાં પડ્યો, પણ અતિથિનો સત્કાર કરવાનો નિયમ સંભાળી બોલ્યો કે, ભલે તમે બેસો, હમણાં હું મારી સ્ત્રીને લાવું છું ! એમ કહી સ્ત્રી પાસે જઈ બોલ્યો;–" પ્રિયે ! આજે તમારી પરીક્ષાનો દિવસ આવ્યો છે. માટે હિંમત રાખી સ્વામીનો ધર્મ પાળવા તૈયાર થા. એક વૈરાગી બ્રાહ્મણે તમારૂં રૂપ જોવાની ભિક્ષા માગી છે અને તે મેં પૂર્ણ કરવાનું વચન આપ્યું છે." આ સાંભળી પતિવ્રતા સ્ત્રી કુંવાડાથી કપાએલી કેળની પેઠે એકદમ પતિના ચરણમાં પડી બોલી;–નાથ! આપના વિના હું આ પૃથ્વીમાં કોઇને ઓળખતી નથી, બીજા પુરૂષને કદી કુદૃષ્ટિએ જોયો નથી. માટે હું મારો પ્રાણ તજીશ, પણ આ બ્રાહ્મણને મુખદર્શન કરાવીશ નહિ. વેપારીએ કહ્યું:–હું અતિથિ સત્કારમાં કદી પાછી પાની દેતો નથી.

જો મારાપર તારો ખરો પ્રેમ હોય તો આજે મારો ધર્મ પાળ્યા વગર રહીશ નહિ. ઈત્યાદિ કહેવાથી સાધ્વી સ્ત્રી ખુલ્લે મુખે બ્રાહ્મણ સામે આવી ઉભી રહી. બિલ્વમંગળ બોલ્યો;-તારૂં રૂપ જોઇને હું અતિ મોહિત થયોછું. સાધ્વી સ્ત્રીએ કહ્યું કે, જોવાથી તને મોહ થયો હોય, તો તારાં નેત્રો તને અવળે રસ્તે વાળે છે અને તને વૃથા દુઃખમાં નાખે છે. તું જેટલા પ્રેમથી મને જુએ છે તે કરતાં એટલાજ પ્રેમથી પ્રભુને જો કે જેથી તારી મુક્તિ થાય.

આ સાધ્વીના બોધથી બિલ્વમંગળનું હૃદય પીગળી ગયું. તરતજ જ્ઞાન વ્યાપ્યું; પોતાને મોહપાસમાં ફસાઇ ગયાની ભૂલ સમજાઇ ગઈ. તેથી અતિ શોકસાગરમાં ગરકાવ થઇ બોલ્યો;-અરે! મને મારાં નેત્રજ રૂપના મોહમાં ફસાવી અવળે માર્ગે વાળે છે. ધિક્કાર છે મને! અને ધિક્કાર છે મારાં નેત્રને!! એજ નેત્ર ફોડી નાંખું કે પછી જોઇ શકુંજ નહિ અને વૃથાદુઃખ પામું નહિ. એટલુંજ નહિ પણ હરિને પામવામાં અડચણ કરતા થઇ પડે નહિ. એમ કહેતાંજ તરત પોતાનાં બંને નેત્રોમાં સોઇઓ ભોંકી દીધી અને એ સાધ્વી સ્ત્રીને માતા કહી ચાલતો થયો. એ રીતે બિલ્વ-મંગળ બંને આંખે આંધળો—સૂરદાસ થયો. ત્યારથી એ સૂરદાસજી નામે પ્રસિદ્ધ થયો.

સૂરદાસજી ગદગદ્ કંઠે માર્ગમાં હરિ-પ્રભુનું સ્મરણ કરતો ફરવા લાગ્યો. હે હરિ! દર્શન આપો? હા હરિ! દર્શન આપો? દયાળુ પ્રભુ! દર્શન આપો? દીનબંધુ કૃપા કરો! હે કૃપાનાથ! હે કૃપાનાથ! મને કેમ દર્શન આપતા નથી? એમ સજળનેત્રે બોલતો રાત્રિ દિવસ જંગલમાં ફરવા લાગ્યો. રસનાએ રટણમાત્ર હરિનુંજ લાગેલું હતું, એકાગ્ર ચિત્તે ધ્યાન હરિનું ધરી ફરતો હતો. તેવામાં એક ગૌચારનાર બાળકનો મેળાપ થયો. તે અંધ બ્રાહ્મણનો હાથ પકડી માર્ગ બતાવતો, ખાવાનું લાવી આપતો અને સૂરદાસ બોલાવે કે તરત હાજર થતો. બિલ્વમંગળ એક વખતે હરિના ધ્યાનમાં હતો, ત્યાં જુએ છે તો સામે ગોવાળ પુત્ર ઉભો છે. સૂરદાસ સમજી શકયો નહિ કે આ પુત્ર તે કોણ છે? ધ્યાન ભંગ થવાથી અફસોસ કરવા લાગ્યો કે, હાય! હાય! મારી શી વલે થશે? મેં સંસાર તજી દીધો, કુટુંબ પરિવાર અને સર્વસ્વ છોડી દીધું અને નેત્રો પણ ફોડી નાંખ્યાં; તોપણ વળી આ ગોવાળ પુત્રમાં પ્રેમ લાગ્યો. અરે! હું હવે હરિ કેમ મેળવી શકીશ? ગોવાળ પુત્રે કહ્યું તમે મારાપર પ્રેમ ઘણો રાખો છો તેથી તમારો શબ્દ સાંભળતાંજ આવી હાજર થાઉછું. સૂરદાસ હરિપ્રેમમાં ગરકાવ

હતો. પ્રેમાશ્રુ પાડી હરિદર્શન માટે આતુર થઇ જતો. ગોવાળ પુત્રે તેની એવી પ્રેમભક્તિ જોઇને કહ્યું કે;–ચાલો તમને વૃંદાવનમાં તેડી જાઉં ત્યાં તમે હરિનાં દર્શન કરશો. સૂરદાસે કહ્યું, અરે! ભાઈ હું અંધ હરિનાં દર્શન કેવી રીતે કરી શકીશ? ગોવાળ પુત્રે કહ્યું કે, જે તેનાપર પ્રેમ કરે છે તે તેના દર્શન કરી શકે છે. એમ કહી સૂરદાસને વૃંદાવનમાં તેડી ગયો.

સૂરદાસે ગોવાળ પુત્ર પાસે હરિનાં દર્શન કરવાની ઇચ્છા બતાવી. ગોવાળપુત્ર તેજ સાક્ષાત્ હરિ હતા; તેણે ભક્ત કારણેજ ગોવાળ પુત્રનું રૂપ લીધું હતું. તે રૂપ તરતજ દૂર કરી સાક્ષાત્ ત્રિભુવન મોહકરૂપ ધારણ કર્યું કે, સૂરદાસનાં નેત્ર હતાં તેવાં થઇ ગયાં. એટલુંજ નહિ પણ હૃદય ચક્ષુપણ ઉઘડી ગયાં. દિવ્યજ્ઞાન પ્રાપ્ત થયું. વૃંદાવનમાં કેટલોક કાળ હરિભજન, પૂજન કરતો રહ્યા અને કેટલેક વર્ષે મોક્ષને પામ્યો. હરિના સાક્ષાત્કાર થયાની વાત ભક્તમાળામાં લખેલી છે. તે ગમેતેમ હો, પણ એટલું તો ખરૂં કે તેને હરિપ્રતાપથી પરમજ્ઞાનની પ્રાપ્તી થઈ હતી અને ઉત્તમ ગતિને પામ્યો હતો.

સૂરદાસ—બિલ્વમંગળ મોટો કવિ હતો. તેમણે રચેલાં ૬૦૦૦૦ સાઠ હજાર પદોનો સંગ્રહ "સૂરસાગર" નામે પ્રસિદ્ધ છે. એ પદો ઘણાંજ રસિક છે. આજ પણ ગવૈયા લોકો ઘણા ઉમંગથી ગાય છે. તેઓ ઉત્તમ પ્રકારના સંગીત શાસ્ત્રી હતા. તેમણે સંગીત શાસ્ત્રનો અને કાવ્યનો અભ્યાસ પોતાની અંધસ્થિતિમાં કરેલો જણાય છે. તેઓ ઘણા શ્રદ્ધાળુ અને શ્રીકૃષ્ણના ઉપાસક હતા. તેમની ઘણીખરી કવિતા શ્રીકૃષ્ણભક્તિનીજ છે. આપણા લોકોમાં સાધારણ રીતે આંધળા માણસને માન સહિત બોલાવતાં સૂરદાસજીની પદવી અપાય છે. સૂરદાસજી ઘણા ગુણી અને નામાંકિત થયા તે કારણથી આંધળાને સૂરદાસજી કહેવાથી તે વધારે ખુશી થાય છે.

આ મહાભક્ત–કવિની ગણત્રી **વલ્લભ** સંપ્રદાયના આઠ મહાકવિઓમાં પહેલે દરજ્જે થાય છે. તેમની પદબંધ કવિતા ઘણીજ સરસ ગણાય છે. તેમનું પદ સાંભળીને ગમે તેવો માણસ પણ શરીર ધુણાવ્યા વગર રહેતો નથી. હિંદના સંગીત શાસ્ત્રીઓના શિરોમણી અને પ્રખ્યાત ગવૈયા **તાનસેન**ની સાથે સૂરદાસને પરમ મૈત્રી હતી. તાનસેન સરખા ગાયનના પ્રોફેસરે પણ સૂરદાસની તારીફમાં નીચેનો દોહો કહ્યો છે;—

**કિધાં સૂરકો સર લગ્યો, કિધાં સૂરકી પીર;**
**કિધાં સૂરકો પદ લગ્યો, તનમન ધુનત શરીર. ૧**

સૂરદાસની ઘણી ઉંચી કવિત્વશક્તિના પુરાવામાં એટલુંજ બસ છે.

માનવ હૃદય જે પ્રેમના બંધનમાં આખી ઉમર સુધી બંધાયેલું રહે છે, યોગી પુરૂષો જે પ્રેમના ધ્યાનમાં નિમગ્ન થઇને ગાઢા જંગલમાં કે પર્વતોની ગુફામાં સમાધિ કરે છે, ઉદાસી સન્યાસી જે પ્રેમમાં ઘેલા થઇ દિવસ ગાળે છે, તે પ્રેમનો આ બિલ્વમંગળ–સુરદાસ દાસ હતો. કાશીના ઉત્તર ભાગમાં એક કોશ ઉપર શિવપુરી નામે એક ગામ છે, ત્યાં તેમની સમાધિ છે. શ્રી કૃષ્ણની સ્તુતિપર તેમણે ૧, ૨૫૦૦૦ પદ કર્યા છે. એક કવિએ કહ્યું છે કેઃ—

સુર સુર તુલસી શશી, ઉડુગણ કેશવદાસ;<br>
અન્ય કવિ ખદ્યોત સમ, ઘર ઘર કરત પ્રકાશ.

આ દોહાનો અર્થ એવો છે કે;—“ સૂરદાસજીનો પ્રકાસ સૂરજ જેવો, તુલસીદાસનો ચંદ્ર જેવો, અને કેશવદાસનો તારા જેવો છે. તે સિવાયના એ વખતના બીજા કવિઓ તો આગીયા (પતંગીયા) કીડા જેવા છે કારણ કે, તેઓ એકેકા ઘર જેટલામાંજ અજવાળું પાડી શકે. ” અહો ! આ શું સુરદાસનું ઓછું મહત્વ દર્શાવે છે ? ધન્ય છે આ મહાપુરૂષને ! કે પોતાના આત્મબળવડે એકાગ્રહ ચિત્ત અને અખંડ ઉદ્યોગથી પરમપદને પામીને–એક ઉત્તમ દૃષ્ટાંતરૂપ અમર કીર્તિ રાખી ગયા છે.

# નામદેવ.



આ પ્રસિદ્ધ મહાભક્ત મહારાષ્ટ્ર દેશની સંતમંડળીમાં એક ઉત્તમ ભક્ત–કવિ થયો. તેનો જન્મ શાલિવાહન શકે ૧૨૦૦ માં પંઢરપૂરની પાસે ગોકુળપુર નામે ગામમાં થયો હતો. તેના પિતાનું નામ દામોદર અને માતાનું નામ ગુણાબાઇ હતું. તેઓ જાતે દરજી હતા. નામદેવનાં માબાપ વિઠ્ઠલનાથજીના પરમ ભાવિક ભક્ત હતાં. નામદેવના જન્મની વાત એવી ચમત્કારિક છે કે, તેમના બાપ દામોદરને ભીમા નદીમાં એક તરેહવાર છીપ વહેતી હતી, તેમાંથી એ બાળક જડયો હતો. તેને પાળી પોષીને તેમણે મોટો કર્યો હતો; અને તેનું નામ નામા પાડયું હતું.

નામદેવ બુદ્ધિમાન, દયાળુ, નમ્ર, ખંતીલો, ઉત્સાહી, દ્રઢ મનનો, ધાર્મિક અને ભક્તિમાન હતો. તે પોતાની આઠ વર્ષની ઉમરમાંજ ઇશ્વર ભક્તિ અને યોગાભ્યાસમાં નિમગ્ન થયો હતો ! તેઓ અન્નાહાર છોડીને કેવળ

દૂધ પીને દેહ ધારણ કરી રહેતા હતા. તેઓ ન્હાનપણમાંજ જ્ઞાની છે, એવું તુરત જાહેર થયું નહોતું. એવું કહેવાય છે કે;—તેમણે બાળપણમાં વિનંતિ કરવાથી **વિઠોબાની** મૂર્ત્તિએ તેમને હાથે ભોજન કર્યું હતું ! તેઓ ઉદ્ધવના અવતાર હતા, એવું કેટલાક લોકો માને છે. તેમને પ્રથમ ઇશ્વર ભક્તિનું જ્ઞાન થયા વિષે એવું કહેવાય છે કે, એક દિવસે તેઓ પોતાની માની આજ્ઞાથી કાંઈ કામ સારૂ બાવળના ઝાડની છાલ લેવા સારૂ ગયા હતા. તેમણે બાવળના ઝાડની પાસે જઇને હથિયાર વડે જેવો તેને ઘા કર્યો કે, તુરત તેમાંથી રસ નીકળ્યો. તે જોઇને તેમને લાગ્યું કે, બાવળને ઘા કરવાથી તેના અંગમાંથી લોહી નીકળ્યું. એ હિંસાદોષથી તેમના મનમાં ઘણો પરિતાપ થયો. ત્યારથી તેમણે ઇશ્વર તરફ ધ્યાન લગાડીને તેની ભક્તિ કરવા માંડી, અને તેમને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો.

**ભક્તલીલામૃત** અને **ભક્તવિજય** વગેરે ગ્રંથોમાં નામદેવના ચમત્કારની ઘણી વાતો લખેલી છે. તેમાંની કેટલીક આ પ્રમાણે છેઃ- એક વખતે નામદેવ પોતાની ૪૦૦ ભક્તમંડળી સાથે ઓચ્છવને સારૂ જતા હતા. ત્યારે તેમને **શાહાજી** મહારાજાએ ફોજ મોકલીને પકડી મંગાવ્યા હતા. પછી રાજાએ જ્યારે તેમને દુઃખ દેવા માંડયું, ત્યારે તેમણે રાજાની સમક્ષ એક મરી ગયેલી ગાયને સજીવન કરીને પોતાનો મહિમા બતાવ્યો હતો ! એક વખતે **નામદેવ** તથા **જ્ઞાનદેવ** બંને મહાત્માઓ મારવાડ દેશમાં ગયા હતા. ત્યાં ફરતાં ફરતાં એક દિવસે રસ્તામાં તૃષાતુર થયા. ત્યારે નામદેવે દેવની પ્રાર્થના કરીને કુવાનુ પાણી બહાર વહેતુ કર્યું હતું ! એ કુવો અદ્યાપિ સુધી મારવાડમાં એમજ વહે છે. ત્યાં વાર્ષિક યાત્રા ભરાય છે.

નામદેવ એક વાર શિવરાત્રિને દિવસે **જગન્નાથજી**માં ગયા હતા. ત્યાં મંદિરના બ્રાહ્મણોએ તેમને કહ્યું કે, અહીં ગડબડ થાય છે, માટે દેવની પછવાડેના ભાગમાં જઇને ભજન કરો. તે ઉપરથી નામદેવ સંત મંડળીની સાથે દેવળની પછવાડે જઇને ભજન કરવા લાગ્યા. એટલે એવો ચમત્કાર બન્યો કે, અકસ્માત આકાશમાંથી વિજળીના જેવી દેદીપ્યમાન લાખો ધ્વજાઓ ત્યાં આવીને ઉભી રહી ! વળી એ સમારંભમાં નામદેવે પોતાની તરફ મોં કરવા માટે જગન્નાથજીની પ્રાર્થના કરી, એટલે તે દેવળ મૂર્તિ સુદ્ધાં પશ્ચિમાભિમુખ થઇ ગયું ! તે અદ્યાપિ સુધી એમજ છે. એ રીતે તેમના ચમત્કારની અદ્ભુત વાતો ગ્રંથોમાં તથા દંતકથાઓમાં છે. જે સાંભળી અજાયબ લાગે છે અને તેમની મહત્તા દર્શાવે છે.

નામદેવ વિષે વળી એવું કહેવાય છે કે, નામદેવને શતકોટી અભંગ કરવા વિષે દ્રષ્ટાંત થયું. તે ઉપરથી તેમણે તથા તેમના કુટુંબનાં માણસોએ મળીને ૯૯ કોટી, અને ૯૬ લક્ષ, અભંગ કર્યા. અને ૪ લક્ષ રહ્યા, તે મહાત્મા તુકારામે પૂરા કર્યા હતા ! આ વિષે ગમે તેમ હો, પરંતુ નામદેવ અભંગ કવિતાના ઉત્તમ કવિ હતા. અને તેમણે "**નામાહ્મણે**" એવી છાપના લાખો અભંગ મરાઠી ભાષામાં કરેલા છે. હરિપાઠ નામનો ઈશ્વર ભક્તિ ઉપર એક મનોરંજક ગ્રંથ છે. તે નામદેવે કર્યાનું કહેવાય છે. આ મહાપુરૂષ પોતાની ૫૦ વર્ષની ઉમરે શાલિવાહન શકે સુમારે ૧૨૫૦ માં સમાધિસ્થ થયા હતા. ચાંગદેવ, નિવૃત્તિનાથ, અને જ્ઞાનદેવની પેઠે નામદેવ પણ દક્ષિણી લોકોમાં દેવ ભાવે પૂજાય છે અને મનાય છે. એ રીતે એ મહાત્મા પોતાની કીર્ત્તિ આર્યાવર્તમાં અક્ષય રાખી ગયા છે. ધન્ય છે તેવા મહાત્માને ! ! !

---

# નરસિંહ મહેતા.

---



આ પ્રસિદ્ધ ગુર્જર ભક્ત-કવિનો જન્મ ક્યારે થયો હતો, તે વિષે નક્કી ખબર નથી; પરંતુ એટલું તો ચોકસ છે કે, તેઓ વિક્રમ સંવત ૧૫૦૦ માં હયાત હતા. તેમના પિતાનું નામ વત્સરાજ મહેતા હતું, કોઈ દામોદર મહેતો પણ કહે છે. તેઓ કાઠીયાવાડ ઇલાકામાં આવેલા-જુનાગઢ શહેરના રહેવાસી હતા. જ્ઞાતે વડનગરા નાગર ગૃહસ્થ હતા. નરસિંહ મહેતાને જનોઇ દેઈ, પરણાવ્યા પછી તેમનાં માતાપિતા ગુજરી ગયાથી તે મોટાભાઇ વંશીધરની સંભાળ નીચે ઉછરી મોટા થયા હતા.

નરસિંહ મહેતાની સ્ત્રી માણેક સાધ્વી સ્ત્રી હતી; તેને પેટે સામળદાસ નામે પુત્ર અને કુંવરબાઈ નામે પુત્રી એ બે સંતાનો થયાં હતાં. નરસિંહ મહેતો સ્વભાવે શાન્ત, સત્યવાદી, ધાર્મિક, ભાવિકભક્ત, દયાળુ અને બુદ્ધિવાળો હતો. બાળપણામાંજ તેને સાધુ સંગત કરવી બહુ પ્રિય લાગતી હતી. વિદ્યાભ્યાસ કર્યો નહોતો. તેથી ઉદ્યોગ ન કરતાં નવરો બેસી રહેતો, એ માટે એની ભાભી ઝવેર મહેતી વખતો વખત કજીઆ કરતી હતી. આ માટે એની ભાભીએ એક વખતે સખત મહેણું માર્યું, તે તેને

હૃદયમાં બાણ જેવું વાગ્યું. તેથી શેહેર બહાર થોડે દૂર ગોપનાથ મહાદેવના દેવળમાં શિવ શિવ કરતો જઇને બેઠો. ખાવાપીવાનું તજી દીધું. સાત દિવસ લાંઘણ કરી નિરંતર શિવનું ધ્યાન કરતો બેસી રહ્યો; ત્યારે કહે છે કે શિવ પ્રસન્ન થઇને તેને વૃંદાવનમાં તેડી ગયા અને શ્રીકૃષ્ણની રાસલીલાનું દર્શન કરાવ્યું. અહીં શ્રીકૃષ્ણે તેને વર આપ્યો કે તું મારા ગુણ ચરિત્રની લીલા ગાતો રહેજે. ભક્તવિજયમાં લખેલું છે કે, નરસિંહ મહેતો સાત વર્ષનો હતો ત્યારે તે બહારથી રમી ઘેર પાણી પીવા આવતાં તેની ભાભીએ મહેણું માર્યું હતું. ગમે તેમ હો, પણ મહેણું મારેલું તે વાત સત્ય જણાય છે.

મહેણાના મારથી નાશીને ગોકુળ મથુરાં તરફ ગયો હતો, ત્યાં નરસિંહ મહેતાને વૈષ્ણવ સાધુએ વિદ્યાભ્યાસ કરાવ્યો અને ઉપદેશ આપી જ્ઞાનવાન કર્યો હતો. ત્યારથીજ તે ભજન, કીર્તન ગાવા અને કવિતા કરતાં શિખ્યો હતો. ત્યાં થોડો કાળ રહ્યો, એવામા તેનો એક સગો આવી સમજાવી જૂનાગઢ તેડી આવ્યો. ભાઇથી જૂદો પિતાના એક ઘરમાં રહ્યો. સ્ત્રી પણ પોતાનું જીવન વૃથા ન જાય માટે સાથે આવી રહી. સંસારી છતાં મન, વચન અને કર્મથી સાધુવૃત્તિએ વર્ત્તવા લાગ્યો. ઘરના વાડામાં તુળસી ક્યારા કર્યા હતા. ભજન ગાવાનો અને વિરાગી–સાધુઓને રહેવાનો અખાડો કર્યો હતો; ગળામાં તુળસીની માળા, કપાળમાં ગોપીચંદનનું ઉભું ટીલું અને ભુજે છાપા એ તેનો શણગાર હતો. શાલિગ્રામ અને બાળમુકુન્દનું પૂજન તથા ધ્યાન કરતો હતો. સાધુઓની મંડળી ભેગી કરી પખાજ અને ઝાંઝ સાથે ભજન ગાતો અને બીજે ગાવા જતો હતો. કોઇ સાધુઓને ભજન કરતાં સાંભળે તો ગમે તેવું અગત્યનું કામ હોય, તે પડતું મૂકીને તેમાં આનંદથી સામેલ થઇ જતો હતો.

એક વખતે તેના પિતાનું શ્રાદ્ધ હતું, અને બ્રાહ્મણોને જમવાનું કહ્યું હતું. પોતે બજારમાં સિધું લેવાને ગયા હતા. ત્યા સાધુની મંડળી ભજન ગાતી જોઇને પોતે ભજન કરવા બેસી ગયા. તેમાં પોતાને ત્યાં શ્રાદ્ધ છે વગેરે બાબત ભૂલી ગયા. તેથી શ્રીકૃષ્ણે નરસિંહ મેહેતાનું સ્વરૂપ લઇ તે કાર્ય પૂરૂં કર્યું હતું.

નરસિંહ મહેતો ભજનના ભાવથી ઘેર શું થશે તેની દરકાર રાખતો નહિ. કહે છે કે;—ભજન મંડળીમાં કેટલીક સ્ત્રીઓ હતી, તે પણ નાગરાણીઓ હતી સાધુઓ તો તેને ત્યાં પડયાજ રહેતા હતા. એના ભજન મંડપમાં ભીંતે દશાવતારનાં ચિત્રો ચીતરેલા હતાં, ત્યાં નિત્ય હારગુંથ

ગાતો અને તાળ વીણા લઈ નૃત્યથી ભજન કીર્ત્તન કરતો, પખાજ ઠોકતો, ઝઝ બજાવતો અને શંખ ફુંકતો હતો. તેથી મંડપ ગાજી રહેતો. શાલિગ્રામની એ પૂજા કરતો અને શ્રીકૃષ્ણનો મહિમા ગાતો હતો. તે ઉપરથી જણાય છે કે, તે વિષ્ણુસ્વામીના મતનો હશે; પણ તેણે પોતાની કવિતામાં શ્રીકૃષ્ણની બાળલીલાને વર્ણવી છે અને પોતે એક ગોપી હોય એવો સખી ભાવ દર્શાવેલો છે, તે ઉપરથી એ બીજા મતનો વૈષ્ણવ હોય એવું અનુમાન થાય છે.

નરસિંહ મહેતા વિષે મહીપતિ લખે છે કે;—"એ રાય રંકને સમાન દ્રષ્ટિએ જોતો, અજાચકવૃત્તિ રાખી કોઈ અન્ન વસ્ત્ર આપે તે લઇ તેમાંથી અતિથિને સંતોષી કુટુંબનું પોષણ કરતો. પોતે સંસારી હતો, પણ સંસાર વ્યવહારમાં બહુ મન રાખતો નહિ. તેની એકાગ્ર ભક્તિ જોઇને અને તેના કુટુંબની દયા આણી કેટલાક ધાર્મિક પુરૂષો વખતે વખતે તેના સંસાર કાર્યમાં સહાય કરતા; તેથી ઘર વ્યવહાર ચાલતો હતો. જ્યારે તેની પુત્રી કુંવરબાઇને ગર્ભાધાન—સીમંતનો અવસર આવ્યો, ત્યારે દુર્જનો એની દરિદ્રી સ્થિતિ જોઈ મશ્કરી કરવા લાગ્યા. વેહેવાઇ પક્ષનાએ મશ્કરીથી મોસાળું કરવામાં ઘણું માગ્યું હતું, પણ શ્રીકૃષ્ણે તેની લાજ રાખી હતી અને દુર્જનોને લજવાવ્યા હતા. તેમજ તેના પુત્ર સામળદાસના વિવાહમાં પણ શ્રીકૃષ્ણેજ લાજ રાખી હતી અને વિવાહ ધામધૂમથી કર્યો હતો. સામળદાસની સ્ત્રી સુરસેના નામે હતી, તે ઘણી ગુણવાન હતી.

કહે છે કે એક વખતે કોઇ યાત્રાળુને હુંડી લખાવવી હતી, તેથી તે લોકોને પૂછવા લાગ્યા કે ગામમાં કોણ શાહુકાર છે? કોઇએ મશ્કરીથી તેને નરસિંહ મહેતાનું નામ બતાવ્યું. યાત્રાળુ નરસિંહ પાસે આવ્યો, તેની સ્થિતિ જોઇ લજવાયો. નરસિંહે જાણ્યું કે કોઇએ મારી મશ્કરી કરી છે, પણ પછી તેણે દ્વારકામાં શામળશાહ ઉપર રૂ. ૭૦૦ ની હુંડી લખી આપી. યાત્રાળુ દ્વારકાં ગયો, કૃષ્ણ શામળશાહ નામ ધારણ કરી પેઢી માંડી બેઠા. અને યાત્રાળુની હુંડી સ્વીકારી નરસિંહની લાજ રાખી હતી. છેવટ એવી ચમત્કારની વાત લખી છે કે, જૂનાગઢમાં ચુડાસમા બીજો મંડળીક રાજા સંવત ૧૪૮૯ થી ૧૫૨૯ સુધી રાજ કરી ગયો છે. તે રાજાની પાસે સંવત ૧૫૧૨ માં કેટલાક સંન્યાસીઓ આવ્યા હતા. તેણે મંડળિકને સમજાવ્યું કે નરસિંહ મહેતો બ્રાહ્મણ થઇને કૃષ્ણ ભક્તિનો મહિમા ગાય છે. તેથી લોકોની સત્ય ધર્મ ઉપરથી આસ્થા ઉઠતી જાય છે. વળી તે સ્ત્રીઓ સાથે વિહાર કરે છે, ઇત્યાદિ વાત સમજાવી. આ ઉપરથી રાજાએ

દામોદરજીના મંદિરમાં એક સભા ભરી. સંન્યાસીઓ અને નરસિંહ મહેતા વચ્ચે વિવાદ ચાલ્યો. રાજાએ નરસિંહને કહ્યું કે, હું દામોદરજીની મૂર્તિને હાર પહેરાવુંછું, તે જો તારા કંઠમાં આવે તો તું સાચો. પછી નરસિંહ મહેતે શ્રીકૃષ્ણને કરગરીને ધ્યાનપૂર્વક પ્રાર્થના કરી કે, તેના કંઠમાં કૃષ્ણે હાર નાખી લાજ રાખી હતી. ઇત્યાદિ ઉપરથી સિદ્ધ થાય છે કે, નરસિંહ મહેતો એકમાર્ગી, સાધુ, શ્રીકૃષ્ણ ઉપર પૂર્ણ પ્રેમી અને આસ્થાવાળો હતો.

નરસિંહ મેહેતો શ્રીકૃષ્ણ ભક્તિમાં તલ્લિન રહી સંસાર વ્યવહારમાં કાળજી રાખતો નહિ. તેથી સગાંઓ સમજાવતા અને લોકો નિંદા કરતા હતા; તો પણ તેણે પોતાનો આગ્રહ મૂકયો નહોતો. તેથી તેની ભક્તપાત્રતા પ્રસિદ્ધિ પામી છે. તેણેજ ગુજરાતી લોકોમાં પ્રથમ કૃષ્ણ-ભક્તિ દાખલ કરી કહેવાય છે. તેની કવિતા ભક્તિભાવ ઉપર વિશેષ છે. તેમાં સંસારી નીતિનો પણ બોધ સમાયેલો છે. પ્રભાતના રાગોમાંજ તેણે ઘણું ખરૂં લખેલું છે. પ્રભાતના કાળને અનુકૂળ સુંદર અને આનંદ પમાડે તેવાં પ્રભાતિયાં કર્યાં છે. **પ્રભાતિયાં** તો નરસિંહ મહેતાનાંજ વખણાય છે. એ બીજા વર્ગના કવિઓની પંક્તિમાં ગણાય છે.

આપણા પ્રખ્યાત ગુર્જર કવીશ્વર **નર્મદાશંકર** કહે છે કે;— " કવિતાનો જીવ જે રસ, શૃંગારસ, હાસ્યરસ, શાન્તરસ, અને સંસારી નીતિબોધ, તેના ચમકારા થોડા અથવા ઘણા નરસિંહ મહેતાના કાવ્યમાં બહાર સ્પૃષ્ટ જણાઈ આવે છે. તેઓ પહેલા વર્ગના નહિ પણ બીજા વર્ગના કવિઓની પંક્તિમાં માન સાથે શોભે છે. ભરતીઓટને આધિન નહિ એવી રેતાળ તળની ન્હાની નદી શરદઋતુમાં સવારે, બપોરે, સાંજે અને રાત્રે ચાંદરડામાં પવનથી લહેરી કરતી હોય, તેવી નરસિંહ મેહેતાની કવિતા છે. અને એ જાતમાં કાંઈક મળતી કવિતા **મીરાંબાઇ** સિવાય બીજા કોઈની આપણી ભાષામાં આવતી નથી. "

નરસિંહ મેહેતાએ **રાસમંડળ** નામે ગુજરાતી ભાષામાં એક ઉત્તમ ગ્રંથ બનાવ્યો છે. તેમાં શ્રીકૃષ્ણની રાસક્રિડા વર્ણવેલી છે. **બાળલીલા**, અને **હારમાળા** ઇત્યાદિ પણ તેમણેજ રચેલ છે. આ મહાપુરૂષને થઈ ગયા ને લગભગ સાડાચારસો ( ૪૫૦ ) વર્ષ થયાં છે. તે છતાં એક ઉત્તમ ભક્ત-કવિ તરીકે તેમની કીર્ત્તિ અદ્યાપિ સુધી સતેજ રહી છે. **ધન્ય છે** તેમને ! !



# ભારતવર્ષનું ત્રિકાલીક દર્શન.

થીઓસોફીકલ સોસાઇટીના પ્રમુખ કરનલ હેનરી-એસ-ઑલકોટે અમેરિકા દેશથી હિંદુસ્તાનમાં આવી, મુંબઈ, અમૃતસર, લાહોર, મુલતાન, કાનપુર, કાશી અને અલ્હાબાદ વગેરે સ્થળોમાં મોટી જાહેર સભાઓ સમક્ષ જે અતિઉપયોગી વ્યાખ્યાન આપ્યું હતું, તેમાની સર્વ વાતો આ ચરિત્ર ચંદ્રિકા ગ્રંથમાંના મહાન્ પુરૂષોના ચરિત્રોમાં આવેલી બાબતોને ટેકો આપનારી છે, માટે તે વાચક વર્ગના જ્ઞાનાર્થે અત્રે પ્રસિદ્ધ કર્યું છે.

## ભૂતકાળની દશા.



જ્યારે આપણે, હાલના ઇતિહાસ કરતાઓએ જે વર્ણનો આપ્યાં છે તે ઉપર નજર પોહોચાડી જોઇએ છીએ, ત્યારે તે સમયમા વિવિધ મનુષ્ય જાતોનું એક સ્થાન છોડી બીજા સ્થાનમાં જઇને વસવું, રાજ્યોની ચઢતી અને પડતી, મહાન્ પુરૂષોની નીતિ, વ્યવહાર અને મર્યાદા, ધર્મ, વિદ્યા, હુન્નર, ફીલસુફી, એ સઘળું ધર્મના વિષયમાં સમાયલું માલમ પડે છે. જ્યારે આપણે જોઇએ છીએ કે એક ગ્રંથકર્ત્તાના લેખને બીજો સર્વથા અશુદ્ધ ઠરાવે છે, અને તેના પછી આવનાર ત્રીજો બીજાના ગ્રંથને અશુદ્ધ ઠરાવે છે, ત્યારે મારા ચિત્તમાં એવો સંદેહ ઉત્પન્ન થાય છે કે વર્ત્તમાન સમયના ગ્રંથકર્ત્તા જુઠું અને અશુદ્ધ વર્ણન કરવામાં ઇતિહાસની વિદ્યા માને છે. પણ હું તેમ કદી ધારતો નથી; પરંતુ મને પૂર્ણ નિશ્ચયથી એટલું તો માલુમ પડે છે કે હાલના સમયના ઇતિહાસ કર્ત્તાઓ મનુષ્ય જાતિની હવેથી થનારી પ્રજાને મૂર્ખ, અજ્ઞાની અને અયોગ્ય ઠરાવતા જશે. મારા મનમાં એવા ગ્રંથકારો અધિક મૂર્ખ, અજ્ઞાની, અને અવિશ્વસનીય જેવા છે. કારણ કે તેવાઓ એક મતનું ખંડન કરી

બીજાના ધર્મનો પક્ષ કરી વારંવાર બીજાના કે ત્રીજાનાધર્મનું ખંડન કરતા રહે છે.આવાનો ચાહે તેવો મત હો પણ તે પોતાના ધર્મની મહત્તા વધારવાનો સંભવ હોય છે; બીજા ધર્મની નિંદા કરવી અથવા મિથ્યા અપવાદ લગાડવામાં પુણ્ય સમજે છે.રાજકીય વિષયપર લખવાવાળાની સમજપર પણ એવોજ પત્થર પડેલો છે;પરંતુ એટલો નહીં કે પોતાના પક્ષને કાંઈ નુકસાન થાય; તોપણ અવશ્ય તેઓ બીજા વિષયને નુકસાન કરતા નથી,પણ ન્યાયસર સંમતિ આપતા રહે છે. એટલાજ કારણથી મિસર, યુનાન, રોમ, આસિરીયા,યૂરોપ, અમેરીકા દેશોના ઇતિહાસોને કેટલે દરજ્જે યથાર્થ—ખરા રૂપના માનવા, તે જ્યાં સુધી અશદ્ધ લેખોની વિચારપૂર્વક સત્ય શોધ નહીં નિકળી આવે; ત્યાં સુધી અસંભવીત છે.

ટુંક સમયને લઈ, હું તમોને ઇતિહાસ વેત્તાઓના નામના અથવા એઓના લેખોનું વર્ણન તમારી સમક્ષ કરી શકતો નથી. પણ તેવાઓની ભૂલ ઉપર આ મારી સંમતિ છે અને આ મારો એકલાનોજ મત છે એમ નથી, પણ દુનિયાના ઘણા સારા વિદ્વાન્ અને તત્વદર્શી વિદ્વાનોનો પણ એજ અભિપ્રાય છે. પરંતુ એટલું કહેવું અગત્યનું છે કે સો વર્ષ પેહેલાં યુરોપના ઇતિહાસ કર્તાઓ આર્ય મનુષ્ય જાતિના ઇતિહાસની એક બે વાતોથી પણ જાણીતા નહોતા. સર વિલીઅમ જોન્સ અને બીજા વિદ્વાન અંગ્રેજો અને ફ્રેન્ચમેન બરનોફ, તેઓએ સંસ્કૃતના મહાત્મ્ય વાટિકાના મધ્યરૂપી મનહર પુષ્પના સુવાસ અને તેની આત્મવિદ્યા અને ફીલસુફી ના સુખનાં ફળો, વિદ્યાની સ્વચ્છતા, અને તેની શબ્દરચનાઓ વગેરે બાબતો જ્યાં સુધી યૂરોપને દેખાડી, તેઓની આંખો ખુલ્લી કરી નહોતી, ત્યાં સુધી કોઇએ પણ સ્વપ્નમાં ધાર્યું નહોતું કે દુનિયામાં રોમ અને યુનાનના વિદ્યાના કાળની પેહેલાં કોઈ ઇતિહાસ છે. પ્રથમ પશ્ચિમના પ્રદેશોમાં, મિસર, ઈરાન, બાબીલન, ચીન અને હિંદના દેશોની શાસ્ત્રીય ચિકિત્સા, બુદ્ધિ અને ધર્મસંબંધી વિદ્યાઓના વિષયના બહુ કરીને થોડા જાણકારી હતા. તે એવી પ્રકારના હતા કે જેમ ધુમસ, દીવસનાં ખરાં અજવાળાંને અંધારાંમાં ફેરવી નાખે છે અને તેમાં ભુલા પડેલા વટેમાર્ગુને લંડનની ગલી કુંચાઓના ગૅસના દીવાઓ છતાં ખરો રસ્તો જડતો નથી, તેમ આ ઇતિહાસ કર્તાઓએ પોતાની મૂર્ખતા અને પક્ષપાતીના મતમાં ડુબી, ખરી શોધના અંધારામાં ગળકાં ખાધાં કર્યા છે, અને ખરો માર્ગ શોધી શક્યા નથી. તમો મોટામાં મોટા વિદ્યાલયોમાં અને પુસ્તકાલયોના કોશોમા જોશો તો તમોને એવાં પુસ્તકો માલમ પડશે કે જેના લેખકોએ મિથ્યા જુઠું માન્ય ઠરાવવાનો યત્ન કર્યો છે કે, દુનિયાની ઉત્પત્તિ કેવળ ૬૦૦૦ વર્ષનીજ છે.

એવા પણ ગ્રંથકારો તમોને મળી આવશે કે તેઓના તનને પણ લખતાં લજ્જા નહીં આવી કે યાહુદી અથવા પ્રાચીન ખ્રિસ્તિઓએ એશિઆના લોકોને પોતાનો ધર્મ, વિદ્યા, અને ભાષાઓ શીખવી છે. કોઇ એવા પણ ગ્રંથ મળશે કે જેઓએ સંસ્કૃત ભાષા હીબ્રુ ભાષા ઉપરથી નિકળેલી સિદ્ધ કરવાના યત્ન કર્યા છે. વળી તમો એવા ગ્રંથો પણ વાંચશો કે તેમાં એવાં પ્રમાણો દર્શાવવા યત્નો કર્યા છે કે બાઇબલની વાતોના ઇતિહાસનું આર્ય લોકોના શાસ્ત્રો સાથે મળતાપણું છે અને તેમ થવાનું કારણ બતાવે છે કે સેંતટામસ નામનો ઇસુમસીહનો એક ચેલો હિંદમાં આવ્યો હતો અને તેણેજ હિંદના લોકોને ધર્મની શિક્ષા આપી છે. હાલમાં થોડાકજ કાળથી સિદ્ધ થયું છે કે, આર્યાવર્ત્ત પાસેથી યુરોપવાળાઓએ કળાકૌશલ્ય શીખી લીધાં છે. આર્યોનાજ સંતાનોમાં તે હતાં અને તેઓના ધર્મની, વિવિધ વિદ્યાઓની ફિલસુફી આર્યોથી ઉતરતી આવી છે.

પ્રોફેસર મૅકસમુલર અને હાલના બીજા સંસ્કૃત વિદ્વાનો આ વિષયમાં પશ્ચિમવાળાઓના મતો બદલી રહ્યા છે, અને અમને પણ આશા છે કે આર્યોના કળાકૌશલ્યના વિષયોની યથાર્થ વાતો થોડાં વર્ષો જતાં સઘળી પ્રકાશ થઇ જશે અને આર્ય લોકોની બરોબર પ્રતિષ્ઠા થવા લાગશે. ઘણું કરીને જેમ ધમણ ફાટી જાય તેમ સત્યનો દીવો ઝળકી નિકળશે અને વર્ત્તમાનકાળના લોકોના દંભને એક સજ્જડ તમાચો પડશે.

આ સમયથી પણ વળી ખરી વાત એવી પ્રગટ થઈ શકશે કે બાઇબલનું પહેલું વાક્ય લખાયું તેની પુર્વે, અને યાહુદી લોકો જેઓ અસલી પ્રજાનો દાવો કરે છે તેની પુર્વે, વળી બાબીલોનનો પાયો નંખાયો અને મિસરમાં સમાધિના મીનારાનો સ્થંભ રોપાયો તેની પૂર્વે, તેમજ વળી બેરન બનસન અને બૉકના જણાવ્યા પ્રમાણે ૫૭૦૦ વર્ષો પૂર્વે જેને ખ્રિસ્તિ લોકો દુનિબાના આરંભનો કાળ ગણે છે તેની પૂર્વે, આર્યજાતિ કળાકૌશલ્યમાં સંપૂર્ણતા ભોગવતી હતી; એટલુંજ નહીં પણ પોતાની ભાષા અને વ્યાકરણને એવા સારાં સુધારેલાં હતાં કે જેની બરોબરી આજ સુધી કોઇ કરી શકતું નથી. આ મારાં વચનને કદી સત્ય અને પ્રમાણયુક્ત નહીં માને તેને હું એ સવાલ કરૂં છું કે, મિસરના વસવાંનો સમય કયો? મીનાના રાજ્યની રાજ્યવંશાવળી થવાનો સમય કયો? અને મિસરનું રાજ્ય સ્થાપનાર જે કહેવાય છે તેઓ દુનિયાના ક્યા વખતમાં થયા? જે જે ગ્રંથકારોએ આ વિદ્યાનો શોધ કરેલો છે, તેઓએ પણ મીનાથી લઇને પાછળ છેવટ ફેરોહ સુધી મેનેથોસનીના રાજ્યવંશ દેખાડવામાં પણ આ

ચકો ખાધો છે; એટલુંજ નહિ પણ એ વિષયમાં હાલના કાળમાં અત્યંત નિપૂણતા ધરાવે છે, તેઓ પણ હિંમતથી ૪૦૦૦ થી ૫૦૦૦ વર્ષોની પૂર્વનો તેનો વૃતાંત આપી શકતા નથી. આથી અગાડી પશ્ચિમ ભોમના વિદ્વાનોની બુદ્ધિ કંઇ કહ્યું કરતી નથી. શા માટે કે આ દેશ (હિંદ) એટલો તો વૃદ્ધિ પામેલો હતો કે **રીનના** નામના ગ્રંથકારના પ્રસિદ્ધ લેખોમાં જે દર્શાવેલું છે તેમાંથી આટલું કહ્યા વગર રહેવાતું નથી કે, "આ દેશ અનાદી કાળથી અજાએબ રીતે કળાકૌશલ્યથી ભરપૂર હતો. તેનાં લખાણો વારંવાર વાંચતાં આપણું મગજ પણ ગુમ થઇ જાય છે. વળી **બ્રુગસ્ચ** નામનો લખનાર કહે છે કે **મિસર**માં પથ્થરનો, ધાતુનો અને લોખંડનો સમય હતો નહીં. આપણે નિષ્કપટપણે કબૂલ કરવું જોઇયે કે, **મિસર** આ કેહેવાતા કાળો ઉપર તિરસ્કારની દૃષ્ટીએ જુવે છે." જ્યારે આ પ્રમાણે છે તો ખુલ્લી રીતે આથી કોઇને પણ **મિસર**ના કળાકૌશલ્યના કેહેવાતા પ્રાચીન ઇતિહાસ માટે અનુમાન કરવાનું પણ સામર્થ્ય રહ્યું નથી. **બ્રુગસ્ચ**ના કેહેવા પ્રમાણે એવો દાખલો મળે છે કે ૮૦૦૦ વર્ષો ગયા ત્યાં સુધી **મિસર** દેશ સંસારી, રાજ્યકીય અને ધર્મની વ્યવસ્થાએ પામેલો હતો; ત્યારે એમ કેમ કહેવામાં આવતું નથી કે **ભારતવર્ષ** **મિસર**થી પણ પ્રાચીન હતો? વાસ્તવિક રીતે જોતાં **ભારતવર્ષ** મિસરથી અધિક પ્રાચીન છે. આ મારૂં કેહેવું પ્રથમ અસત્ય જણાશે, પરંતુ એનું કેવળ એ કારણ છે કે ૮૦૦૦ વર્ષોની પૂર્વેનો આ **પુણ્યભૂમિનો** કંઇપણ ઇતિહાસ પ્રસિદ્ધીમાં આવેલો નથી. આમ કેહેવાનું તાત્પર્ય એ કે, પશ્ચિમ દેશવાળાઓથી અજાણ હતો. અસલથી **બ્રાહ્મણો** કાળની ગણત્રી રાખતા આવ્યા છે અને આજસુધી કોઇ એવા વિશ્વસનીય પ્રમાણોથી સિદ્ધ નથી થઇ શક્યું કે તેઓની કાળાંતરની ગણના અતિશયોક્તિવાળી છે. વર્ત્તમાન સમયની પૂર્વે યુરોપવાલાઓ **ભારતવર્ષ**ના વિષયથી બરોબર જ્ઞાત નહોતા. અનુમાનથી એવો નિશ્ચય માલમ પડેછે કે ૮૦૦૦ વર્ષ **પછી હિંદ** દેશમાંથી કેટલાકોએ સ્વદેશ ત્યાગ કરી એ ભૂમિ કે જે હાલ **મિસર**દેશ કહેવાય છે ત્યાં જઇને વસ્યા. **બ્રુગસ્ચએન** મિસરનો ઇતિહાસવેત્તા અને વધારે વિશ્વસનીય પ્રાચીન જ્ઞાની છે તે લખે છે કે, "પ્રાચીન મિસર દેશના લોકો વગેરેની ઉત્પત્તિનું સ્થાન આર્યદેશજ–**ભારતવર્ષ**જ છે. આનું કારણ એ છે કે, જે વંશની એ શાખા છે તેની સાથે **ઇન્ડોજરમૅનીક** વંશાવાળાઓનું ઘણું જ મળતાપણું છે. એશિયાના મહાદ્વીપથી **સ્વેઝકેનાલ**નો જે પ્રજાનો રાજ્યમાર્ગ છે, ત્યાંથી પાર ઉતરી નાઇલ નદીના કીનારાઓપર આવી વસી. આ યાત્રા એવા

વખતમાં થઇ કે જેનો પત્તો દુનિયાના કોઇપણ ઇતિહાસમાંથી મળવો કઠણ છે." મિસરપ્રજા પોતેજ કહે છે કે તે પવિત્રપંથ એક છૂપા અને પવિત્ર દેશમાંથી આવ્યો હતો, જે હમણાં સિદ્ધ થયું છે કે તે હિંદી માહાસાગરના કીનારાની જગાપર હતો. તે જગ્યાને તેઓ પંત કહે છે. અને જેમાં તેઓ પોતાના દેવતાનું પ્રાચીનસ્થાન બતાવે છે. વળી તેને માટે કહે છે કે જ્યારે તેને માનવાવાળા મિસરમાં ગયા, ત્યારે તે દેવતા પણ એમનાડોર અને હેથોડ જેઓ મિસરના કાફલાના નેતા હતા, તેની સાથે એ દેશમાં ચાલી આવ્યા. આ વગેરે સ્થાનોને પ્રાચીન મિસરો પવિત્ર ભૂમિ ( પાનટર ) કહેતા હતા. તે હવે સિદ્ધ થયું છે કે, પેલી સીના પર્વતની પવિત્ર કેહેવાતી ભૂમિ જુદીજ છે. દરીઅલબાંહરી સ્થાનમાં રાણી હાસતોપની સમાધિના અને દેવળની ભીંતોના લેખોપરથી માલમ પડે છે કે, તે પવિત્ર ભૂમિ પંત, ભારતભૂમીજ છે. ઘણાંક વર્ષો સુધી મિસરના લોકો પોતાની પ્રાચીન ભૂમિ સાથે વેપાર કરતા રહ્યા હતા. તેઓના લેખોમાં બહુધા એવા રાજાઓ, ફુલો, ફળો, સુગંધીઓ અને મુલ્યવાન લાકડાંઓનાં નામો લખેલાં છે કે જે કેવળ હિંદ દેશ સિવાય કોઇ ઠેકાણે મળતા નહોતાં, આથી સિદ્ધ થાય છે કે મિસર દેશથી અધિક પ્રાચીન ભારતવર્ષ છે. હિંદથીજ સર્વગુણ અને વિદ્યા મિસરમાં ગઇ છે. સિંહલદ્વીપનું નામ જે આયા છે તે પ્રાચીનકાળમાં હિંદનો એક ટુકડો હતો.

હવે આથી સ્પષ્ટ જણાય છે કે હજારો વર્ષો પહેલાં યુરોપમાં કળા કૌશલ્યનું, કે પુસ્તક લખી જાણવાનું, કે વિદ્યાલયો સ્થાપવાનું ભાન થયું તેની પૂર્વે આર્યના પ્રજાપતિઓ વિદ્વાન, ગુણી, બુદ્ધિવાન, સકળગુણ સંપન્ન અને કળાકૌશલ્યમાં ભરપૂર હતા. ( તે વખતે વર્ત્તમાનકાળની માફક સમાન જાતિના પ્રબંધમાં બંધાયલા નહોતા, પણ પોતે ગુણજ્ઞ, વિદ્વાન, સુંદર આચાર વ્યવહારથી સભામાં સર્વથી ઉચ્ચ પદ પ્રાપ્ત કરી શકતા હતા અને નિચ કર્મોથી પતિત અને ભ્રષ્ટ થઇ જતા. )

આર્ય જાતિમાં તે વખતમાં કેવળ જ્ઞાની, તત્ત્વદર્શી કે વિદ્વાન એકલાજ નહોતા, પણ મોટા વૈયાકરણી, ચિકિત્સક, વૈદ્ય, સંગીતવિદ્યાના ગુરૂ, કવિયો, જ્યોતિષિઓ, રાજ્યપ્રબંધ કર્ત્તા, શરવીર, શિલ્પજ્ઞ અને વ્યાપારી, કારીગરો વગેરે હતા. શ્રીવાત્સાયન ઋષિકૃત ચતુષષ્ટી કળા નિર્ણય ગ્રંથમાં પચાસ પ્રકારના ઉદ્યમ અને વ્યવહારનાં વર્ણન લખ્યાં છે જે વૈદિક સમયમાં લોકો ચલાવતા હતા. વૈદિક સમયમાં જીંદગીની જરૂરીયાતનાં સાધનોજ હતાં, એટલુંજ નહીં પણ સુધરેલી પ્રજાની મોજ શોખ

અને આનંદનાં સાધનો પણ સર્વ સાધારણ હતાં. **ખ્રિસ્તિ** ધર્મના ગ્રંથકારોએ આ વાત કબૂલ રાખી છે કે, **હિંદના** વિષયમાં નિષ્પક્ષપાત થવામાં કાંઈજ સંદેહ રહી શકતો નથી. વર્તમાન કે પ્રાચીન એ સમયમાંથી કોઇ પણ સમયની કોઇપણ પ્રજાઓ **ભારતવર્ષ**માં વસ્તા **આર્યોના** જેવા સાત્વિક્બુદ્ધિ જય કરી શક્યા નથી. એના વાસ્તવિકપણા માટે જુદા જુદા ગ્રંથકારોનાં વચનો જો લખવામાં આવે તો એક મોટું પુસ્તક થવા જાય, પરંતુ સ્થળ સંકોચને લીધે તે આપી શકતા નથી; છતાં તેમાંથી એક સુજનનું વાક્ય અત્રે ટાંકી બતાવું છું. તે **સીરામપોરનો પાદરી વાર્ડ** સાહેબ છે, જેને હિંદદેશના ઇતિહાસનાં સાહિત્યો અને શાસ્ત્રો વગેરેના વિષયોપર એક ગ્રંથ લખ્યો છે. તે લખે છે કે, 'સંસ્કૃતના વ્યાકરણની ગણત્રી નથી. તેમજ તે લખવાવાળાની બુદ્ધિની તિક્ષ્ણતા અને અત્યંત નિપુણતા પ્રગટ કરે છે. ખરેખર **હિંદુઓ** વ્યાકરણમાં **રોમન** અને **યુનાની** વગેરે પ્રાચીન અને વર્તમાન સમયની પ્રજા કરતાં અધિક ચઢીઆતા છે. **હિંદનો** કોશ પ્રશંસનીય છે. **આર્યોએ** પ્રાચીન સમયમાં પોતાની ભાષાને ઘણી સારી રીતે સુધારી આભૂષિત કરી છે. **આર્યઋષીઓએ** અસ્ત્ર અને શસ્ત્ર વિદ્યાની પણ વિધિવત્ વૃદ્ધિ કરી છે. હિંદુ રાજાઓ પોતાની સેનાને રણભૂમિપર લઈ જતા હતા. યોદ્ધાઓ સારી શિક્ષા મેળવતા હતા. ઘણા રાજાઓ અને વીર પુરૂષો યુદ્ધમાં પ્રખ્યાતિ પામી ગયા છે." આ ઉપરાંત **પાદરી વાર્ડ** લખે છે કે "મારા ગ્રંથ વાંચનારાઓને માલુમ પડશે કે, હિંદુઓના તત્વજ્ઞાની ઋષી, **મુનિઓ** નિઃસંદેહ ઘણી મોટી ગૂઢ **આધ્યાત્મિક** વિદ્યા જાણતા હતા. સર્વે જણાઓ તેઓની પુજા, સેવા અને સત્કાર કરતા. તેઓની દરેકની સાથે ૧૦૦૦ થી ૨૦૦૦ ચેલાઓ રહેતા હતા." આ પાદરી પોતાના ગ્રંથના ચોથા ભાગની સમાપ્તિમાં **આર્યદેશના** વડીલોની ઉત્તમ પ્રશંસા કરી લખે છે કે "કોઈ સમજવાળો પુરૂષ આ વાતનો તો કદી ઇનિકાર કરવાનો નથી કે પ્રાચીન હિંદુઓની વિદ્યા અને ગુણ અતિ પ્રશંસનીય છે. તેઓએ વિવિધ વિષયોપર જે જે લખાણો પ્રગટ કરેલાં છે, તે ઉપરથી માલુમ પડે છે કે તેઓને સર્વ વિદ્યાઓનો ઘણો સારો અભ્યાસ હતો. જે ઢબથી તે લખાયા છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રાચીનકાલની **આર્ય** મનુષ્યજાતિ કોઇ પણ બાબતમાં ઉતરતી નહોતી. ધ્યાનપૂર્વક તેઓની ફિલસુફીઓ અને શાસ્ત્રોનો શોધ અને તેનો અભ્યાસ કરીએ છીએ ત્યારે નિઃસંદેહ ખાતરી થાય છે કે તેઓની પ્રજ્ઞા અતિ તિવ્ર અને ગૂઢ હતી."

વર્તમાનકાલની વિદ્યા ( અંગ્રેજી ભણતર ) મેળવી જેઓ ફુલાય છે ને સવાલો કરે છે કે "પ્રાચીનના આર્યલોકોમાં આવા સુંદર તાર, રેલવે અને વરાળ યંત્રો વગેરે એવું કંઈ હતું કે ?" મારો તેને માટે એ ઉત્તર છે કે, તે સમયમાં વરાળના ગુણો જાણનારા હતા. છાપવાના યંત્રો ચીનદેશમાં પ્રસ્તુત હતા. આર્યોમાં નિઃસંદેહ તારો હતા, જે દ્વારાએ ઘણે દુરના સમાચારનો વેહેવાર ચલાવતા હતા અને હજુ પણ તેઓના સંતાનોમાં તેવી રીતે પ્રસ્તુત છે, પરંતુ વિશેષ અજાયબી એ છે કે જેના માટે થાંભલા કે લાંબા તારો કે બેટરીઓની કંઈ પણ જરૂર રહેતી નહોતી. ત્યારે સર્વ તમો પૂછશો કે એ શું છે ? તો તેના જવાબમાં તેવા અરધા કાચા જ્ઞાનવાલાઓ અને જેઓ પવિત્રવાતોનેએ ઠઠા મશ્કરી માફક ઉડાવે છે અને અર્ધદગ્ધ અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવી પોતાના પૂર્વેજોને ભલુંબુરૂં કહેવાને પણ લજવાતાં નથી, તેઓને મોઢા ઉપર કહીશ કે આપણા પ્રાચીન યોગીઓ, અને હજુ પણ તેવા સતપુરૂષો આત્મજ્ઞાન જાણનારા છે અને દુરથી એક બીજા સાથે સંદેશાનો વેહેવાર ચલાવે છે. આપ સર્વે લોકો મારા આ બોલવા ઉપર વિશ્વાસ રાખશો નહીં, પરંતુ તેની સત્યતા અને યથાર્થ સિદ્ધિને માટે તલમાત્ર પણ મને સંકોચ નથી. જે જે લોકોએ યોગવિદ્યાનો શોધ કર્યો છે અને જેઓ યોગ સાધે છે, તેઓ તમોને ખાતારી પૂર્વક સિદ્ધ કરી આપશે કે આ વાત સાચી છે.

જો સ્વર્ગવાસી બ્રહ્મચારી–બાવાના વચન ઉપર આપણે વિશ્વાસ રાખીએ તો હું કહેવાને શક્તિવાન છું કે આર્યલોક એ વિદ્યા જાણતા હતા કે જેને માટે પશ્ચિમના મોટા વિદ્વાનો પરિશ્રમ કરી રહ્યા છે, છતાં તેઓને કંઈ પણ નિપૂણતા મળી નથી. આર્યો આકાશમાં ઉડતા; એટલુંજ નહીં પણ યુદ્ધો વગેરે કરતા હતા. પક્ષીની માફક પવનમાં ઉડતા હતા; ત્યારે અવશ્ય સંભવ છે કે પવનની લેહેરો અને વાયુના ચલણની વિદ્યાથી તેઓ નિપૂણ હતા. મહાભારતની માયાસભાના પ્રકરણમાં તેને માટે વર્ણવ્યું છે કે, સૂક્ષ્મદર્શકયંત્ર (Micros-cope ) દુરદર્શકયંત્ર ( Telescope ) ઘટીકે અને ઘડીઆળોનાં યંત્રો ( Clocks & Watches ) યાંત્રિક ગાતાં પક્ષીઓ (Mechanical singing–birds) વગેરે પ્રસ્તુત હતાં. "અસ્ત્રવીદ્યા" આર્યોમાં જાણનારા લોકો હતા. જેઓ ઝેહેરી હવા ઉત્પન્ન કરી શત્રુઓની સેનાઓને ઘેરી લઈ પવનમાં ભયંકર શબ્દોના નાદો ઉત્પન્ન કરી શત્રુઓને વિસ્મય કરી નાખતા હતા; ભયંકરરૂપ ધારણ કરી શત્રુઓને

ભયભીત પમાડતા હતા. એવી વિદ્યાનું નામ માત્ર પણ આપણા હાલના આર્યલોકો જાણતા નથી.

વર્તમાનકાળના શબ્દવિદ્યાના શોધક પુરૂષો સંસ્કૃતને યુરોપની વર્ત્તમાનકાળની ભાષાઓ સાથે મેળવીને નિર્ણય કરતા જાય છે કે, અવશ્ય યુરોપમાં કળાકૌશલ્યતા આર્યોથીજ પ્રાપ્ત થયાં છે. વળી એથી પણ વધારે પૂરાવાનાં સાધનો આપણી પાસે છે કે, બાબીલોનીયા, મિસર, યુનાન, રોમ વગેરેની ફિલસુફીઓ અને ધર્મના ગ્રંથોપર વિચાર કરી જોતા માલુમ પડે છે કે આર્યોના મતો પશ્ચિમ તરફ બે નદીઓના વેહેતા પ્રવાહની માફક આવ્યા છે. વળી પૈથાગોરાસ-સોક્રેટીસ-હોમર-ઝેના-હિસીઓડ-સિસરો-પ્લેટો-એરિસટોટલ-સિવોલા-હોમર-વરો-વરજીલ વગેરે કવિઓ અને ગ્રંથકારોના મતોને જો વેદવ્યાસ-જૈમીની-નારદ-પાણિની-ગૌતમ-પાતનજલિ-કણાદ-કપિલ-મરિચી વગેરે શાસ્ત્રકારોના મતો સાથે મેળવશો તો તેમાં ગૂઢજ્ઞાનની સમજ મેળવતાં સર્વેને અત્યંત આશ્ચર્ય લાગશે. ભારતવર્ષના પ્રાચીન આચાર્યોના મત ધીરે ધીરે પશ્ચિમવાળાઓમાં ફેલાઈ ગયા. જેમ મનુષ્યજાતિની પેઢી, ધર્મ, ઉપદેશક, રાજ્યકર્તાઓ, યોદ્ધાઓ અને શિલ્પકારો યથા આવશ્યક ઉત્પન થતા જાય છે ને મનુષ્ય જાતિના વિચાર ભિન્ન ભિન્ત સન્યોગોમાં અને દેશોમાં સમાન થઇ શકે છે, પરંતુ આર્ય આચાર્યોના અને યુનાની રોમન ફિલસુફોના વિચારો એક બીજા સાથે એટલા તો મળતા છે કે, આરસીમાં પડેલી પ્રતિમા અને મૂળસ્વરૂપ એ બેમાં જેમ કંઇ ભેદ નથી હોતો તેમ તેમાં પણ નથી. એમ જો છે તો પૂર્વના આચાર્યો અને તેમના ગ્રંથો પશ્ચિમમાં ગયા વગર આમ થયું એમ માનવું એ સાધારણ સમજ વિરૂદ્ધ છે. આ ઉપરથી અમે જે ઉપર કહ્યું તેને પુષ્ટીકરણ મળે છે કે, મિસરના લોકો ભારતવર્ષથીજ આવી નાઇલ નદીના કીનારે વસ્યા. સઘળા પ્રાચીન ફિલસુફોએ યાહુદીના મોઝીસથી તે પ્લેટો સુધી, મિસરમાં આવી; બુદ્ધિ અને વિદ્યા પ્રાપ્ત કરી.

આ વિષય પરિપૂર્ણ લખવા ચાહીએ તો ગ્રંથના ગ્રંથ થઇ શકે, પરંતુ ટુંકમાં નિરૂપણ કરી દીધું છે કે ભૂતકાળમાં ભારતવર્ષનો કેવો ઉજ્વળ જય જયકાર હતો. હવે આપણું ચિત્ત બીજી બાજુપર ફેરવી ધ્યાનપૂર્વક જોઇએ કે આજકાલ ભારતવર્ષની શું દશા થઇ રહી છે.

# વર્ત્તમાન કાળની દશા.



જેઓ આ પુણ્યભૂમિ આર્યાવર્ત્તની આ ગયલી દશાને ચ્હાય છે અને જેથી પોતાના હૃદયને દુઃખીત કર્યું છે, તેઓને તો હવે તેની ગઇ દશાપર વિચાર કરવામાં વધારે કાળ ગાળવો ફોકટ છે; કારણ કે તેની નજરે તે મહાન પુરૂષોની કીર્ત્તિઓ દેખાશે અને વર્ત્તમાનકાળના હિંદના લોકોની દશા સાથે મેળવશે ત્યારે ગમે તેવો હિમ્મતવાન વા પથ્થર જેવા હૃદયનો હશે તેના હૃદયમાં પણ આ કચરઘાણવાળા દેખાવ માટે નિશ્વાસ અને તિવ્ર શોક ઉત્પન્ન થયા વગર રહેશે નહીં. અરે ! ક્યાં ગયા તારા પેલા તત્ત્વજ્ઞાની ઋષિઓ, પેલા શૂરવીરો અને સુભટો કે જેઓ વિદ્યા અને બુદ્ધિના દેવ કેહેવાઈ ગયા છે. અરે ! તેજ આનંદ, તેજ સ્વતંત્રતા, તેજ પ્રતિષ્ઠાના વિચારથી આર્યભૂમિમાં સ્વરાજ્ય કરવાને યોગ્ય હતા અને ખુદ દેવતાઓની બરોબરી કરી શકતા તે ક્યાં ગયા ? તિક્ષ્ણ બુદ્ધિવાળા શિલ્પકાર કે જેઓની કારીગરીના નમુના આજસુધી હૈયાતિમાં દેખીએ છીએ અને જેની હરિફાઇ બીજે કંઈ પણ જણાતી નથી, તેઓ કયાં ગયા ? અરે ! બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણો જેઓની પાસે આખા એશિઆ ખંડનાં જ્ઞાનના કોશો હતા તે કયાં ચાલ્યા ગયા ! અફસોસ !! તેઓ સર્વે કાળની વિકાળ ઘંટીના ચક્રમાં દળાઇ ગયા અને સ્વપ્ન જેવું થઈ ગયું. જુના મસાલામાં થોડીક ખોટી ધાતુની મેલવણી કરી હમણા એક નવી મનુષ્યજાતિ બની રહી છે. પ્રાચીન હિંદુ તો એક સ્મરણ માત્રજ રહ્યા છે, પરંતુ વર્તમાન હિંદુઓ તો અમારા નેત્રો આગળ યથાર્થ રૂપમાં દેખાય છે. પૃથ્વી તેની તેજ છે, પરંતુ તેમાં ઉત્તમ ઉત્પાદક શક્તિ રહી નહીં. વર્ત્તમાન કાળમાં વસતા લોકો તેઓનાજ સંતાન છે પરંતુ હાય ! લોકો કેવા ભૂખમરા અને ભ્રષ્ટ થઇ ગયા છે ? એક વખત હિંદમાંજ અસંખ્ય જંગલો હતા. તેથી તેમાં મેઘમંડળ આકર્ષિત થઇ જળ વરસાવી પૃથ્વીની ઉપજમાં આબાદાની થતી હતી. તે જંગલો સઘળાં નિર્મૂળ થઈ ગયાં છે અને હવે ગરમીથી દેશ સુકાઇ ચાલ્યો અને બળુંબળું થઈ રહ્યો છે. વારંવાર દુષ્કાળની જાળોમાં ફસી પડતો રહ્યો છે, મનુષ્યની ગણના દિનપ્રતિદીન વધતી ચાલી છે, પરંતુ ખોરાકની વસ્તુઓ ઓછી થતી જાય

છે. " અન્નવિના સર્વપ્રજા દુખિયારી. " હજારોને પોતાના પેટ પુરતી રોટલી મળવી કઠણુ છે, સારા અને બુરા સમય થવામાં માત્ર એજ ભેદ રહ્યો છે કે, ચાર કરોડ મનુષ્યમાં એકને ઓછો તો બીજાને વધારે ક્ષુધાનો ક્લેશ સહન કરવો પડે છે. ગરીબ બિચારા જેઓ એક લંગોટી પેહેરી નિરાશ અને વ્યાકુળ ચિત્તવાળા પોતાનો કાળ ગમન કરે છે, તેઓને પોતાની દશા સુધારવાની કંઇપણ આશા રહી નથી. તેઓ દરિદ્રતા ભોગવી સદૈવ આશાના તુરંગમાં ગળકાં ખાયા કરે છે. ને ઇચ્છે છે કે ક્યારે મૃત્યુ આવી અમને એ મહા દુઃખમાંથી છુટા કરે. પ્રાચીન સમયની ઐક્યતાને બદલે ચોગરદમ ફુટ ફેલાઇ રહી છે. એક સુબાથી બીજો સુબો, એક જાતિથી બીજી જાતિ, એક પંથથી બીજો પંથ, ભાઇથી ભાઇ, જ્યાં દેખો ત્યાં કલિયુગ પ્રસરી રહ્યો છે. એક વખત એવો સમય હતો કે આર્યાવર્ત્તનું નામ લેતાં મનુષ્યનાં હૃદયો ઉમંગથી ઉભરી આવતાં હતાં અને સર્વનાં મુખ હર્ષથી ભરપુર થતાં હતાં. હમણાં તો સ્વાર્થતત્પરતાના દૈત્યોએ એ દિવ્યગુણોને વિસારી મૂકયા છે. ઉપજીવિકાની ચિંતાએ ભારત વાસીઓને કાયર, દેશદ્રોહી, વિશ્વાસઘાતી અને મિથ્યાવાદી બનાવી દીધા છે. હાલમાં એ મહાન્ જાતિ પોતાનાં સંતાનોના નિચકર્મોને લીધે નષ્ટ થઈ ગઇ અને તેનું આગળનું તેજ અને વૈભવ જોઈ હમણાં તેની જે પ્રતિષ્ઠા કરે છે તેના દીલમાં પણ મહા દુઃખ ઉત્પન્ન થાય છે. ભારતનાં મોટાં મોટાં નગરો જે એક સમયે મનુષ્ય જાતિના મોટા સુખનાં સ્થાનો અને નાના પ્રકારની વિદ્યાઓ અને ધર્મના પવિત્ર ભંડાર હતા, તે હમણાં માટીમાં મળી ગયા સમાન થઇ ગયાં છે; એટલુંજ નહીં પણ તેના ખંડીયરોમાં ગંદા માંસ ભક્ષક પશુ પક્ષીઓ વસી તેમની નિશાની પણ રહી નથી. હમણાં કદી પ્રાચીન વસ્તુઓની શોધ કરવાવાળા પૃથ્વી ખોદતાં કોઈ એવા નિશાનો મેળવે છે કે, જેનાથી પ્રાચીન આર્યોના શાસ્ત્રોના લેખો સત્ય અને પ્રમાણીક સિદ્ધ થાય છે; પરંતુ તેઓમાં ઘણું કરીને એવા લોકો હોય છે કે તેઓ પોતાના મતને ખરો ઠરાવવાની મતલબથી તેમાં પોતાની બુદ્ધિપુર્વકના ઉલટા સુલટા અર્થો ગોઠવી વર્ણન કરે છે. જેથી હિંદનાં કલાકૌશલ્ય કેવળ જાણે વર્ષોનાં પુરાણાં હોયની એમ ઠરે છે.

મારૂં રાજકીય બાબતમાં આ સમયમાં કહેવાનું તાત્પર્ય નથી, તેમ જ રાજકીય બાબત સાથે મારે કાંઇપણ સંબંધ નથી. કેવળ ભારતવર્ષની ફિલસુફી, સાહિત્ય, ધર્મ, વિદ્યા આદિ શિખવાને અર્થે આવ્યો છું. અને તેના ઉપર દષ્ટિ કરતાં વર્તમાન દશા દેખી દુઃખ ઉત્પન્ન થાય છે. હું જોઉં છું કે બ્રાહ્મણો સરકાર અને સોદાગરની નોકરીઓ કરે છે; એટ-

શુંજ નહીં પણ તુચ્છ સેવાચાકરીમાં મશગુલ દેખાય છે. કોઇ કોઇ જગ્યાએ વિદ્વાન બ્રાહ્મણો મળે છે, પરંતુ તેઓને સહાયતા નથી કે જેના બરોંસાથી તેઓ વિદ્યાસંપાદન કરવામાં તત્પર રહે. તેઓએ પોતપોતાના મુળ પુરૂષોની રીતિ વ્યવહાર અને આચરણનો ત્યાગ કરી દીધાં,જેથી તેનું મહત્ત્વ અને વૈભવ જતું રહ્યું. કોઇ કોઇ બ્રાહ્મણો દેવાલયોમાં રહીને પોપટની માફક શ્લોકો બોલ્યા કરે છે અને દાન દક્ષિણા સાધારણ લોકો આપે તે લેછે. આટલુંજ નહીં પણ યુરોપિયનોની સામે પોતાનો હાથ ફેરવી ભીખ માગતા રહે છે. મંદિરોમાં હવે પ્રાચીન ગુપ્ત મંત્રોપચાર રહ્યા નથી અને વેદની રીતિ તો ઘણાજ થોડા જાણતા હશે. પાતનજલિ, શંકર અને કણાદના વંશ વાળા મનુષ્યો ઘણા એવા છે કે, જે મનુષ્યોમાં આત્મા હોવાનો પણ સંદેહ લાવે છે અને જે યોગવિદ્યાથી પ્રકાશ પામે એવી શક્તિ છે તેના ઉપર વિશ્વાસ રાખતા નથી. સુધારક નાસ્તિકતાથી દેશના જુવાનીઆઓના મતો ભ્રષ્ટ થતા જાય છે. યુરોપની શિક્ષાથી આર્યલોકોનાં બાળકો નાસ્તિક થતાં જાય છે. મનુષ્યજાતિમાં જે આનંદ અને બુદ્ધિનો વધારો કરે છે તે આસ્તિકતા નાશ પામતી જાય છે. તેઓને આવતા જીવનની અને આ વર્ત્તમાન જીંદગીની અંદર કંઇ સુખદાયક પરીણામ થાય એવી આશા પણ નથી અને આશાવગર દુઃખની અંદર સહનશીલતા, આનંદ કયાંથી આવે ? સર રીચર્ડ ટેમ્પલ મુંબાઇના માજી ગવરનર સાહેબે એક વખત કહ્યું હતું કે " વર્ત્તમાનની કેળવણી હિંદુઓના ધર્મની જડ હલાવી દે છે. " થોડા દિવસો ઉપર ઓકસફર્ડની પાઠશાળામાં એવાં વચનો કહ્યાં હતાં કે ધર્મની જડ શિથિલ કરવાનાં મુખ્ય કારણ ત્રણ નવા પંથોનો પ્રચાર થવાથી છે. " એક તો બ્રહ્મસમાજ, બીજી પ્રાર્થના સમાજ, ત્રીજી થીઓસોફીકલ સોસાઇટી. " તેની મોટી ભૂલ છે કે થીઓસોફીકલ સોસાઇટીને એક પંથ બનાવ્યો. તેણે આર્યસમાજનું નામ માત્ર પણ લીધું નહીં.હજુ સુધી રાવબહાદુર ગોપાલરાવ હરિદેશમૂખ તેઓની કોંસીલના સભાસદ છે અને દયાનંદસરસ્વતીએ લગભગ પચાસ ચાલીસ સમાજો સ્થાપન કરી છે અને જેના પંથવાળા એટલા છે કે ઉપલા ત્રણેને એકઠા મેળવતાં પણ થાય નહીં.

સર રીચર્ડ અતિ ગંભીરતાથી ઇંગ્લંડના લોકોને કહે છે કે " હવે અધિક પાદરીઓને હિંદુસ્તાનમાં મોકલવાની ઘણી આવશ્યક્તા છેઃ કારણ કે નવા દેશી જુવાનો ખ્રિસ્તિ ધર્મ અંગીકાર કરવાને તૈયાર છે. " મારી સમજ પ્રમાણે આવી આશા બાંધવી ઘણી ભૂલભરી છે. હું ઘણી સારી

રીતે જોઉં છું કે, જે લોકો સુધારા સમાજોની બહાર છે, તેઓ તો પોતાના પ્રાચીન ધર્મનો ત્યાગ કરી તેને બદલે બીજો અંગીકાર કરતા નથીજ. ખરૂં જોતાં તેઓ યુરોપ અને અમેરીકાના જુવાનોની પ્રમાણે બરોબર ભણેલા થતા જાય છે, અને તે સઘળાના મતો બદલાવાનું એક કારણ છે. જેના માટે એકજ ઈલાજ થવો ઘટીત છે. કુદરતની વિદ્યાના અપૂર્ણ અભ્યાસના કારણે તેઓને નાસ્તિક બનાવી પોતાના પ્રાચીન ધર્મોથી બહીર્મૂખ કીધા છે. હવે તે વિદ્યાદ્વારા પાછી ધર્મની જડ બંધાવી જોઈએ. ઈશ્વિરી સૃષ્ટિને સારી રીતે નહીં સમજવાથી ઘણાઓએ નાસ્તિકતાનું અવલંબન કરી લીધું છે. આ પ્રમાણે ભ્રાંતિનું યથાર્થરૂપ ન જાણવાથી જીજ્ઞાસુ પુરૂષ આત્મા ઓળખી શકતો નથી. વિદ્યાનું પર્યવસાન એકજ છે, જેમાં પ્રદક્ષિણા કરવાથી સત્યનો શોધ લાગે છે. હું ધારૂં છું કે આ થીઓસોફી, યોગવિદ્યાવાળા બ્રહ્મજ્ઞાનનો એક મજબુત સ્થંભ છે, જેના ઉપર મોટી ઇમારત ઉઠાવવાને ચાહીએ છીએ. બીજા ધર્મવાળાઓ ભારતના જુવાનોની પાસે આવી પોતે ઉપદેશ કરે છે કે, અમુક ગ્રંથ અથવા અમુક ગુરૂ વા ઉપદેશકપર વિશ્વાસ કરવો, વા અમુક આચાર વ્યવહાર સાંધવાથી મનુષ્યને મોક્ષ મળે છે; પરંતુ હમો તો કોઇના ધર્મમાં હાથ નાંખતાંજ નથી કે પોતાનો જુદો મત નિરૂપણ કરતા નથી, અમે તો કેવળ ઈશ્વરીમાયાનેજ મુખ્ય આગમ સમજીએ છીએ; પરંતુ તે વિદ્યા માટે અમારૂં તાત્પર્ય એ છે કે વર્ત્તમાનકાળના બહુ પ્રમાણિક લોકોની વિદ્યાથી અધિક વિસ્તીર્ણ, લાભદાયક અને દિવ્ય છે. અમે nature સૃષ્ટિના પરોક્ષ, અપરોક્ષ, જાણીતા અને અજાણ્યા પ્રગટ અને ગુપ્ત પદાર્થોપર વિચાર કરીએ છીએ. ટુંકમાં શાસ્ત્ર કેવું હોય, તેનો નિર્ણય અમારા આર્ય વિચારથી વર્તમાનકાળના વિદ્વાનોથી જુદો છે. અમે ખાત્રીથી કહીએ છીએ કે પ્રાચીન આર્યોજ પૂર્ણ શાસ્ત્રી હતા, વર્તમાન ભારતના સંતાનોની હજુ આંખો ખુલી નથી. તેઓ કેવળ અંધાપાને વશ પશુ સમાન છે. તેઓને પાળવાવાળી માતા વર્તમાન સમયની વિદ્યા કાંણી છે. કેહેવત છે કે, " આંધળાના ગામમાં કાંણો રાજા " તેવી વાત અતરે દેખવામાં આવે છે. અમારા પશ્ચિમના શિક્ષક બીજાઓના ધર્મને નષ્ટ કરવાને જાણે છે, પરંતુ તેઓને એટલી બુદ્ધિ નથી કે મનુષ્ય વાસ્તવ શું છે. તેઓ નવા હિંદી જુવાનોને પોતાના ધર્મપરની આસ્તાથી હઠાવી શકે છે, પરંતુ સંદેહના દીલમાં ફસાવી દેછે. એ સિવાય બીજો કઇ પણ તેઓનો ઉપકાર કરી શકતા નથી. તેઓ આપણા શરીરની બનાવટ અને

યંત્રોના ભેદ બતાવી જાણે છે, પણ આંતર્ જગતનો કંઈ પણ વિશેષ ભેદ તેઓ દેખાડી શકતા નથી. આત્મવિદ્યા તેઓની સમજમાં કવિઓની કલ્પના સમાન છે; જ્યારે આવી દશા છે તો અમો કહી શકીએ કે નવી શિક્ષા ભારતવાસીઓને માટે લાભદાયક અને ઉપયોગી શું? અને તેનાથી તેનું શું ભલું થવાનું છે? નવા જુવાનોની સાથે મેલાપ કરો અને તેનો જવાબ આપો. સર રીચર્ડનું કેહેવું ખરૂં છે કે તેઓના વિચાર પોતાના પ્રાચીન ધર્મથી ફરી ગયા છે. પરંતુ એ દોષ સુધારવાનું કામ તેને નહીં બતાવ્યું; જેથી ખ્રિસ્તિ ધર્મ સંપાદન કરવાનું કરી શક્યું નથી. શું ખ્રિસ્તિ ધર્મનો પાયો લીબરલ લેખકોએ હલાવી નથી નાંખ્યો? એની નેમ પોતાના ધર્મવાળાઓને ચઢાવવાની છે. તે કહે છે કે હીંદુ ધર્મ હિંદુઓના સ્વભાવથી પણ વિરૂદ્ધ છે.આત્મરોગને દૂર કરવાને વાસ્તે જે ચોતરફ ફેલાવો પામી રહ્યો છે તે કોઇ બહારથી લાવેલો ધર્મ લાભદાયક ઔષધી નહીં થાય. આવી નાસ્તિકતા કેવળ વેદ વિહિત ધર્મનો પુનઃ પ્રચાર કરવાથીજ દૂર થશે અને તેનો જીર્ણોદ્ધાર થવો અવશ્ય છે.

આમ કેહેવાનું મારૂં એ પ્રયોજન નથી કે વગર સમજે વેદને મોઢે કરે કે કેવળ પોથીની પુજા કરે અને વગર સમજે તેના દિવ્યસિદ્ધાંત્તનો અનુરોધ થાય, પણ વિધિવત્ અધ્યયન કરી સંવાદમાં દાખલા, દલીલો આપ્યા જાય કે વેદ સર્વ ધર્મોનું મુળ છે, સર્વ વિદ્યાઓનું આદીકારણ છે. હાલ એવા કોણ છે કે વેદનું મહત્ત્વ, પ્રતાપ અને ગુહ્યભેદો પ્રગટ કરે? આ કામ એવા મહાત્માઓનું છે કે જેઓ વર્તમાન કાળની વિદ્યાઓ અને સંસ્કૃતમાં યથાયોગ્ય પ્રવીણ છે અને જેઓ વેદના ગુપ્ત અર્થો અને રૂપોના જ્ઞાતા છે. વેદના અર્થો ગૂઢ છે અને સાધારણ વાંચનારની સમજમાં આવતા નથી, એમ વૈદિક રહસ્ય જાણવાવાળા મહાત્માઓ કહે છે, એના તાત્પર્યને નહીં સમજી અને વેદનો માત્ર કેવળ શબ્દનો વિચાર કરવામાં ઘણા બુદ્ધિમાન પુરૂષો ગોથાં ખાઇ ગયા છે. કમ્પેરેટીવ ફીલોલોજી અર્થાત્ તે સાદશ્ય શબ્દવિદ્યા વૈદિક ખરો અર્થ કરવાને સમર્થ નથી. અમારી સભાનો એક અતિ યોગ્ય ઉત્તમ પુરૂષ રા. રા. શંકર પાંડુરંગ પંડિત, મુંબાઇમાં વેદનો છુટો છુટો તરજુમો કરી રહ્યા છે અને વળી કેટલાએક મહત્માજનો એવી શોધ લગાડી રહ્યા છે કે વેદજ સર્વ વિદ્યાનું ઉત્પત્તિસ્થાન છે. માટે વર્તમાનના ભારતવર્ષને વેદનું તાત્પર્ય સમજવાની પ્રથમ આવશ્યક્તા છે. જેથી આ સમયના લોકોને પૂર્ણ વિશ્વાસ થઈ જાય

કે પ્રાચીન સમયમાં ગૂઢ વિદ્યાઓ તો સૂક્ષ્મ રીતિએ સમજી લેવાતી હતી. જેનો પુરાવો એજ છે કે આ લાખો વર્ષો થઇ ગયાં, તોપણ વેદ જેવું શાસ્ત્ર થયું નથી. માટે હાલ બીજી કંઇ વિદ્યા શિખવાની કાંઇ પણ જરૂર રહી નથી. ભારતનાં કળાકૌશલ્ય વેદ ઉપરજ આધાર રાખે છે અને તે પર્વત ઉપર એક મોટો મ્હેલ બાંધ્યો હોય તે પ્રમાણે શોભે છે. વર્તમાનમાં જે ભારતનાં કળાકૌશલ્ય પશ્ચિમના ધર્મપર અને બીજા દેશીઓના મત અને વિચાર ઉપર મળી જઇ બગડયાં છે, તે કેવળ કાગળના ઘરની સમાન છે. જે પરીક્ષારૂપી હવાના ઝપાટાથી દેખદેખતામાં એ ભાગ થઈ ઉડી જાય છે. અમોને એવી તો આશા નથી કે વર્તમાનસમયનો દશામાં પેહેલા સમયનાં રીતિ વ્યવહાર અને આચાર થઇ જાય; પરંતુ સ્વદેશ વૃદ્ધિ પણ આપણી ચાલતી આવેલી રીતિ અનુસાર થવી યોગ્ય છે. ભારતવર્ષનો મિત્ર તેજ છે, કે જે એનો ઉત્કર્ષ કરવા માટે પોતાની પરંપરા રીતિએ ચાલતા આચારોનું વિધિવત્ અનુસરણ કરે. ભારતવાસીઓમાં બીજા દેશવાળાઓના મત અને વ્યવહાર ફેલાય એવું ઇચ્છનાર તેનો કટ્ટો વેરી છે. નવી શિક્ષાવાળા જનોમાં એ પ્રકારના લોક જણાય છે, તે જોઈ મને ઘણોજ શોક ઉત્પન્ન થાય છે કે આર્યોમાં એવા સહસ્રો છે કે જે યુરોપવાલાના ચાલતા વેહેવારની નકલ કરે છે. જેઓ પરદેશવાળાઓને શોભા આપે છે, અને તેઓના અવગુણો શિખે છે તે કંઇ પણ અર્થના નથી. તેઓમાં મદિરાપાનની પ્રકૃત્તિ ઘણીજ અનર્થરૂપ છે. હું સઘળે ઠેકાણે એવું જોઉંછું કે, જ્યાં ત્યાં લોકો યુરોપીઅનોને ઇનામ કે બીજી આશાઓ માટે ધુટણે નમે છે. તે મૂર્ખ સમજતા નથી કે તેઓ અંગ્રેજ જેવાજ સ્વતંત્ર, વીર અને પ્રતિષ્ઠિત છે; છતાં તેઓની સ્વતંત્રતાને હરણ કરનાર, અને તેઓને ધુળમાં રોળનારને નમન કરવામાં નીચું સમજતા નથી ! પણ ઓર પ્રતિષ્ઠા માને છે! તેઓ પોતાના પદ અને પ્રતિષ્ઠાનો વિચાર નથી કરતા કે અંગ્રેજ લોક એવા નિર્બુદ્ધિવાન નથી કે મિથ્યા પ્રશંસા અને આદર સતકારથી લલચાઇ પોતાનો આવા પ્રતિષ્ઠા ઘાતક ઉપર ધિક્કાર છૂપાવી રાખે. અંગ્રેજ પ્રજા હિંમતવાન શત્રુની પ્રતિષ્ઠા કરે છે અને ખુશામતખોર કપટીને ધિઃક્કારે છે. ભારતવર્ષની ઉન્નતિ ક્યારે પ્રાપ્ત થશે કે જ્યારે તેમાં વસનારા પોતાની પ્રતિષ્ઠાનો યથાવત્ વિચાર કરવા લાગશે અને સત્ય બોલવાની પ્રકૃત્તિ ચાલુ કરશે. એક સમય એવો હતો કે આર્યજન કોઇને વચન આપતા તે પવિત્રતાથી માન્ય રાખતા હતા, પછી તે પોતાનો બંધુ હો વા પરદેશી હો પણ તેને પ્રાણથી પણ વધારે નિભાવતા હતા, ઘણા વૃદ્ધ અંગ્રેજો મને કહેતા હતા કે ૩૦ વર્ષો ઉપર ભારતવાસી

એવા સાચા હતા કે તમો એક લાખ રૂપિઆ કોઇ પણ શાહુકારની પાસે વગર ગણ્યે મૂકી આવો અને તેના માટે પહોંચ પણ લીધી ના હોય, તોપણ એક પૈસાનો ફરક પડતો નહીં. તે હમણાં થઈ શકશે? મારા દેશી મિત્રો જેઓ ન્યાય પ્રકરણમાં કામકાજ કરે છે, તેઓએ મને અશ્રુપાતથી કહ્યું છે કે મિથ્યા ભાષણ અને જુઠા સોગન ખાવાનો આજકાલ એટલો પ્રચાર ફેલાઈ રહ્યો છે કે ન્યાયાધીશ કોઇ દૃઢ પ્રમાણ નહીં હોય ત્યાં સુધી સાક્ષિઓના એક વચન ઉપર વિશ્વાસ રાખી શકતા નથી.

ન્યાયની વ્યવસ્થા તો સુધરતી ગઈ, પરંતુ લોકો અધિક મિથ્યાવાદી થઈ ગયા. શું આપ ધારો છો કે આવી જુઠાઇના વેપારથી દેશોન્નતિનો મેહેલ ઉઠાવી શકાય છે? **આર્યાવર્ત્ત**ના ઘણા સાચા મિત્રોએ દેશની દશા મારી આગળ પ્રકટ કરી દીધી છે અને નિરાશ થઇ કહ્યું છે કે હજુ પણ જો આવી દશા આગળ ચાલુ રહી તો સર્વ સત્યાનાશ વળી જશે. કેટલાક તો મને એટલે સુધી કહે છે કે **પંજાબ**—વગેરે ઉત્તર હિંદુસ્તાનમાં છે પણ વીરમણિ નથી; પરંતુ મારો એવો વિચાર નથી. તમોને સર્વને ઘણું કરીને યાદ હશે કે જ્યારે જ્યારે **ભારતવાસિ**ઓની સમક્ષ મેં વ્યાખ્યાનો આપ્યાં છે ત્યારે મેં ઉન્નતિનો સંભવ હોવાની આશા પ્રગટ કરી છે. હું પોતે તેમ ઠગાવા માંગતો નથી; કારણ કે મારે આ **પૂણ્યભૂમિ**ના લોકો સાથે વસવું છે અને એજ **પૂણ્યભૂમિ**માં મરવું છે. હું મારો મત કેવળ એક વાત જોઇને સ્થાપિત કરતો નથી. પણ સર્વ દેશની નાનાથી મોટા સુધીની સ્થિતિ જોઇને કહું છું. દેશની વર્તમાન દશા પ્રાચીનકાળની દશાથી સર્વદા વિરૂદ્ધ છે. **જુનું હિંદ**—છેક વર્તમાનની અઢારમી સદીના **ભારતવર્ષ**માં (૧) પેહેલાં તો દેશનો ચલણ વ્યવહાર સર્વ પોતપોતાની રીતીની અનુસરીને હતો.—(૨) ખેડુતો કરતાં જમીન અધિક હતી.—(૩) જમીન ફલદ્રુપ હતી. હાલનું કલંકિત નવું **હિંદ—માનચેસ્ટર, બરમીંગહામ** અને **શેફીલ્ડ**નું આશ્રિત થઈ રહ્યું છે. એક શિકારગાહ અને પાદરીઓ માટે આરામનું સારૂં સ્થળ થઇ રહ્યું છે. જેઓ મન માનતો શિકાર ખેલે છે. લોકો અંગ્રેજોની નકલ કરવામાં ડૂબતા ચાલ્યા છે. વસ્તિ દિનપ્રતિદિન વધતી જાય છે. જમીન પણ દિનપરદિન ઉજ્જડ બનતી ચાલી છે. આવી ગુંચવાયલી દશા જોઇને તેનાથી જે માઠું પરિણામ આવશે તે કહેવાને કંઈ પેગંબરની જરૂર નથી. ડાકટર **હન્ટર**ના લખાણ પ્રમાણે ફ્રાન્સની ફલદ્રુપ ધરતીમાં દર ચોરસ માઇલની જમીનમાં ૧૮૦ માણસો વસે છે; તે ધનવાળો કેહેવાય છે. સુંદર **આયરલંડ**માં ૧૫૯ માણસો દર ચોરસ માઇલે વસે છે; તે ઉપરાંત **અમેરીકા**માં લાખો સ્વદેશ ત્યાગ કરીને જઈ વસ્યા, ત્યારે તેઓનું ઠેકાણું લાગ્યું. **ઈંગ્લંડ**માં દર ચોરસ માઇલે ૨૦૦ માણસો વસે છે. તેઓ કારખાનાઓમાં કામ

ફરી બહારથી અન્ન લાવી પોતાનું ઉદર પોષણ કરે છે, પરંતુ બિચારા ભારતવાસીઓ જેઓ એક ચોરસ માઇલમાં ૩૪૩ માણસો વસે છે, તેઓની શું દશા હશે ? ઉત્તર તરફ એવી એવી જગ્યાઓ છે કે જ્યાં દર ચોરસ માઇલે ૬૮૦ માણસોની વસ્તી છે. આ પ્રમાણે ગણત્રીથી એક એકર જમીન એક મનુષ્યના ભાગમાં ઘટે છે. દુષ્કાલના કમીશનરો રીપોર્ટ કરે છેકે, બંગાળામાં બે કરોડ ચાલીસ લાખ આદમી કેવળ એક કરોડ પચાસ લાખ એકર જમીનની પેદાશ ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે. અર્થાત્ એક પ્રાણી અડધા એકરની ઉત્પત્તિ ઉપર જીવે છે. ડાકટર હુન્ટર લખે છે કે, ભારતવર્ષની જમીન ઘણા વખત સુધી આટલા અસંખ્ય પ્રાણીઓનાં પેટ ભરી શકતી નથી, તેનું ફલ શું ? કંઇજ નહી પણ કરોડોનું ભૂખમરાથી નિપજતું અકાળ મૃત્યુ છે.

આવાં પરીણામ આ ભવ્ય દેખાતી નગરીઓ, ગૃહો અને યુનિવર્સિટી વગેરેના મોટા મોટા ચાદોની નિચે સ્વસ્થ રીતે પરીપકવ થાય છે. આ રીતે ચક્ર ન્યાયે એક દોષ બીજા સાથે સમન્વિત થાય છે. પાછલા સમયનો અભ્યાસ કરી હવે પછી જે થશે તે કેહેવાને અમે શક્તિમાન્ થઈશું.

## ભવિષ્યકાળની દશા.



એવો કોણ શક્તિવાળો છે કે જે આગળથી ભવિષ્યમાં થવાની વાત બતાવી આપે અને આ સમયમાં જે આંખો આગળ છૂપી રહ્યું છે તેનોપ્રકાશ કરે ! પ્રાચીનકાળમાં યોગીઓમાં ભવિષ્ય જાણવાની શક્તિ હતી. તેઓમાં યોગવિદ્યાનું બળ એવું હતું કે ભૂત, ભવિષ્ય, અને વર્તમાન સમાન રીતે જાણતા હતા. જેમ મધ્યમાં ઉભા રહી ચોતરફની દિશાઓપર નજર પોહોચાડી શકાય છે, તે પ્રમાણે યોગી લોકોને સર્વ કાળની દશા સમજ પડતી હતી. પરંતુ એવા મહાત્મા આ માયિક સંસારમાં ઘણાજ થોડા છે અને જેઓ છે તે તો મનુષ્યની વસ્તિથી અલગ ગુફા અને પર્વતમાં ગુપ્ત રહે છે. માટે આતો કેવળ વર્તમાન દશાને અનુસરીને ભવિષ્યના ફળ ઉપજાવી કાઢ્યાં છે.

જેમ કમપેરેટીવ ફીલોલોજી અર્થાત્ શબ્દવિદ્યાથી જેમાં ભાષાઓને એક બીજાથી મેળવી તેનો પત્તો અને તેનું મૂળ કારણ તથા આગળ થવાનાં કારણો માલુમ પડી જાય છે, તેમજ ઇતિહાસોને એક બીજાથી મળવી અમો ભવિષ્યની દશા બતાવી શકીએ છીએ. આવાં દૂરબીનમાંથી અમો હિંદને જોઇએ છીએ તો માલુમ પડે છે કે, તે એક વખત

અત્યંત નિષ્કૃષ્ટ દશાને પોહોચ્યા બાદ ફરી ઉંચે ચઢવા લાગશે. "અસ્ત અને ઉદયનું" ચક્ર અવશ્ય એક પછી એક થયા કરે છે. ઘડીયાળનું લંગર ચઢશે તો તે ઉતર્યા વગર રહેવાનું નથી. તેમજ મનુષ્યની દશા સદૈવ ચઢતી ઉતરતી રહે છે. દૈવની ગતિના નિયમ પ્રમાણે એક પ્રજા મોટી બળવાન્ હોય તે પરમ નિર્બળ અને દરિદ્રી થઈ જાય છે અને બીજી દરિદ્ર અને બળહીન હોય તે ધનાઢ્ય અને બળવાન થઇ જાય છે. કોઇ કોઇ જગ્યાએ એવું જોવામાં આવે કે એક બે પ્રજા અત્યંત દૂરદશાએ પોહોંચી પાછી એવી ઉન્નતિ પામે છે કે, જેમ રાખમાંથી અગ્નિ બળવા લાગ્યો હોય! હવે ત્યારે હિંદને કઈ સ્થિતિમાં ગણવું જોઇએ.? બીજા લોકોનો શું મત છે તે મને માલુમ નથી, પરંતુ મારો એ વિષે જે નિશ્ચય છે તે નિવેદન કરૂંછું. મને દ્રઢ વિશ્વાસ છે કે **ભારતવર્ષ** જો અંતરમાં નિર્બળ અને નિર્જીવ હોત તો તે વિરૂદ્ધ કારણોના વેપારથી આજ સુધીમાં જમીનદોસ્ત થઈ ગયો હોત. જો તેનામાં કાંઈ સ્વાભાવિક બળ નહોત, તો તે આજ સુધીમાં પોતાના અવગુણે કરી નાશ પામ્યો હોત. તે આજે હજારો આપત્તિયો ધૈર્યતાથી ખમી કાયમ રહ્યો છે, અને હવે ફરી પોતાનું પૂર્વબળ પ્રાપ્ત કરી લેશેજ. **ભારત**ના સંતાનોને હવે સુંદર શિક્ષા લેવાનો અવસર મળ્યો છે. સેંકડો **ભારત** નિવાસીઓ દુનિયાની મોટી બુદ્ધિમાન્ મનુષ્ય જાતિથી રાજ્ય પ્રબંધમાં શિક્ષા સંપાદન કરી રહ્યા છે. મારો **અમેરિકા** દેશ પણ એ શિક્ષામાં સામેલ છે. યુરોપીઅન કેળવણીએ એવો પ્રજામત ઉભો કર્યો છે કે, જે પ્રજાને કેળવવાનો ફાંકો રાખે છે. પ્રાચીન આર્યો ઘણા બુદ્ધિમાન અને **તત્ત્વજ્ઞાની** હતા તો હવે તેનાં સંતાનો નિપુણ રાજ્ય પ્રબંધ કરતા થશે. હવે બે મોટાં કામ તેઓના માટે તૈયાર છે. કંઈએક આવાજ કારણથી તેઓએ સુંદર અવસર પામી ઘણી વિદ્યાનો લાભ કર્યો. અને કંઇ એવાજ હેતુથી રાજ્યપ્રબંધમાં સમજવાનો થોડો પ્રયત્ન થવા લાગ્યો છે.

હવે હિંદનાં નવાં કળાકૌશલ્યનો પ્રારંભ છે જેમાં મોટી બે ઉન્નતિ થતી માલુમ પડે છે. ઉપયોગી અને લાભદાયક વિદ્યાઓ દ્વારા દેશનો ક્લેશ મટી જશે. કદી વર્તમાન ચિન્હ ચાલુ રહેશે અને આ દેશવાળાનું ભલું ઇચ્છવાવાળાઓની પ્રાર્થના છે, તો અમોને આશા છે કે જે ગાંઠ લોકોને એક બીજાથી જુદા કરી રહી છે તે ટળી જશે એમાં સંદેહ નથી. ઘણા બુદ્ધિમાન પુરૂષો આ વાત ખરી માને છે; કેમકે **બંગાલથી કચ્છસુધી** અને **બંગાલથી ત્રાવનકોર** સુધી સર્વ એક માતાનાં સંતાન છે; જ્યારે **ભારત**ના ત્રીસ કરોડ નીવાસિઓને આવો દ્રઢ વિશ્વાસ થઈ જશે, ત્યારે

યથાર્થ દેશમાં નવો જન્મ પ્રગટ થશે, વર્તમાનની સઘળી વિદ્યાઓ અને શિલ્પકળાઓ અને કારીગરીઓ દેશમાં પ્રચલિત થઇ જશે. પાઠશાળાઓ અત્યંત વિદ્યાભિલાષી વિદ્યાર્થિઓથી ઉભરાઇ જશે. આર્યોની પ્રાચીન વિદ્યાઓ કાલાંતરની લાગેલી ધુળમાટીથી શુદ્ધ થઇ ફરી પ્રચલિત થશે; જ્યારે નવા ભણેલા જુવાનો જે નાસ્તિકતામાં ડુબેલા છે અને સર્વ ધર્મ સંબંધી વિષયોને સંદેહની દ્રષ્ટીથી જુવે છે અને પોતાની દેશરીતિથી વિરૂદ્ધ આચરણ સ્વીકારી રહ્યા છે, તે વેદની યથાવત્ પ્રતિષ્ઠા કરવા લાગશે. સંસ્કૃતના અધ્યાપકો પ્રાચીન કાલની સમાન યથોચિત આદર અને સતકાર પામશે, અને ઉપજીવીકાની ચિંતાથી નિશ્ચિત રહેશે. જ્યારે દૂર દૂરના દેશો રેલવેથી એક બીજા સાથે જોડાઇ જશે, જ્યારે દેશદેશની કૃષી કર્મોની યથાવત્ ઉન્નતિ થતી જશે અને દેશમાં ધાતુની ઉત્પત્તિ અને વૃદ્ધી થશે, જ્યારે પ્રત્યેક જીલ્લામાં તેની યોગ્યતા પ્રમાણે વસ્તિ વધતી જશે અને મિથ્યા ભ્રમની બેડીઓ તુટી જશે અને જે સત્ય જોવાને આંખો મિંચાયલી છે, તેના પડદા ખુલ્લા થશે, ત્યારે પૂર્ણ રીતે **ભારતનો નવો જન્મ થશે** અને સાક્ષાત્ **સતયુગ** વર્ત્તવા માંડશે, ત્યારેજ **આર્યાવર્ત**માં એવા બુદ્ધિમાન અને ગુણી માહાત્માઓ પ્રગટ થશે કે જેની સર્વ દુનિયા પ્રતિષ્ઠા કરશે. **હે ઇશ્વર! એવા ઉત્કૃષ્ટ દીવસ ક્યારે આવશે?** જે પ્રથમ ઉચ્ચ પદની પ્રાપ્તિ હતી, તે **ભારત**માં દેશીઓને ક્યારે પ્રાપ્ત થશે? **હે ઇશ્વર!** તું એકલોજ તે દીવસ આવવાનો જાણીતો છે. આગળ બનવાની વાત કોણ બતાવી શકે વારૂ? આ પ્રમાણે બનવાને સો કે બસો વરસ ઉપરાંત થાઓ. તેથી અધિક થવાનો સંભવ નથી. સંસારની ઘટીકાનું લંગર ઘણુંજ ધીમે ચાલે છે. નસીબના ચાંદાની તખતીમાં કલાક, મીનિટ, કે ઘણા યુગો અને સંવતો તથા પેઢીઓનાં ચિન્હ છે. અમારે તો હમણાં વર્ત્તમાન સમયથી કામ છે. હાલના કર્મોથી આગળ ફળ નિકળશે.

કારણ આપણું સામર્થ્ય છે અને ફળને આપણે આધિન છઇએ. **હે સજ્જનો!** જેઓએ મારા વચનાનું શ્રવણ કર્યું છે, તેઓએ યાદ રાખવું કે જેવાં તમારાં કર્મો હશે તેવાં તમને ફળની પ્રાપ્તિ થશે. કર્મોનો ભોગ જરૂર આપવો પડશે. જે કંઇ ભલાઇ અને બુરાઇનાં કર્મો તમો કરશો અથવા કરવાની ઇચ્છા રાખશો તે સઘળાં ખાતે લખાયાં જશે. **ભારતવર્ષ**ની દરેક માતાનો ધર્મ છે કે જ્યારે બાળકને જરા સમજ આવવા લાગે, ત્યારે પ્રાચીન સમયની મોટાઇની વાતો તેને સંભળાવે. દરેક પુત્રનો ધર્મ છે કે પોતાના વંશજોની પ્રશંસા અને કર્ત્તવ્યતાને સદૈવ પોતાના જીગરમાં રોકી રાખે. સર્વ **આર્ય સંતાનો**ને ઘટીત છે કે યોગ્ય કામજ બનતાં સુધી કરી પોતાના પુર્વજોના વંશને લાયક થાય.

---

# લોકપ્રિય ગ્રંથો !!!

ગૃહસ્થો ? શું તમે તમારી સ્ત્રી, પુત્ર, પુત્રીને પવિત્ર અને પ્રેમી
કરી-ગૃહસંસાર સુધારી સ્વર્ગતુલ્ય સુખરૂપ કરવા
ચાહો છો ? તો લ્યો વાંચો ?

## ગૃહ સંસારનું રત્ન.

### મનની દવાને-આત્માની પુષ્ટી.

# सती मंडळ.

( સ્ત્રી પુરૂષના ધર્મ સાથે. )

## ભાગ ૧ લો.

ઘણા સુધારા વધારા સાથે.

( આવૃત્તિ ૮ મી. )

આ લોકપ્રિય પ્રસિદ્ધ ગ્રંથ-દુનિયાના દરેક ધર્મનાં સ્ત્રી, પુત્ર, પુત્રીઓને-સર્વ પ્રકારનું શિક્ષણ લેવાને ઉપયોગી થઇ પડે, એવો ધર્મ, નીતિથી ભરપૂર કર્યો છે. આવો ગ્રંથ આજ સુધી એક પણ બહાર પડયો નથી.

આ ઉપયોગી ગ્રંથ લોકોને ઘણોજ પ્રિય થઇ પડયો છે. તેથી ઘણી જ માગણી ચાલુ છે, છતાં હાલ તેની એક પણ નકલ સિલીકમાં નથી.

તેથી ટુંક વખતમાં આ તેની **આઠમી આવૃત્તિ** છપાવી બહાર પાડવામાં આવશે.

આ ગ્રંથ મુંબઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કરેલ છે. તેમજ વિદ્વાન-સાક્ષર મંડળે ઉત્તમ સો પુસ્તકોમાં તેની ગણના કરી છે; વગેરેથી તેની ઉત્તમતાની ખાત્રી થશે.

**આ લોકપ્રિય ગ્રંથમાં**—પ્રાચીન અર્વાચીન જગત્ પ્રસિદ્ધ પવિત્ર સતીઓનાં શિક્ષણ યોગ્ય અદ્ભૂત રસિક ચરિત્રો ને ગૃહ સંસારોપયોગી વિષયો છે. જે વાંચનારી તથા શ્રવણ કરનારી સ્ત્રીઓને તલ્લિન કરી-તેણીઓમાંથી પૂર્વનું ગયેલું સતીત્વ પુનઃપ્રાપ્ત કરી દે તેવો સદ્બોધ સમાયેલો છે.

જીવન ચરિત્રો એ જીવન સુધારવાનું સાધન છે; કેમકે ઉત્તમ દૃષ્ટાંત એ મનુષ્યને ઉત્તમ થવાને જાગૃત કરે છે; આવા હેતુથી **આમાં જગત્ પ્રસિદ્ધ પવિત્ર**—સતી સીતાજી, લક્ષ્મીજી, પાર્વતીજી, સાવિત્રીજી (બ્ર. સ્ત્રી.) સરસ્વતી-શારદા, સંજ્ઞા-રનાદેવી, સ્વાહા, ઈંદ્રાણી, અહલ્યાજી, અનસૂયાજી, અરૂન્ધતી, મૈત્રેયી, સાવિત્રી, (સ. સ્ત્રી.) રેણુકા, રેવતી, રૂક્મિણીજી, સત્યભામા, કૌશલ્યા, કુન્તાજી, દ્રૌપદી, દમયંતી, મંદોદરી, સુલોચના, તારા, મદોદરી, સત્યરૂપા, દેવહૂતિ મદાલસા, લોપામુદ્રા, સુકન્યા, નર્મદા, સુભદ્રા, ગાંધારી, ગાર્ગી, તુલસી-વૃંદા, તારામતી-શૈબ્યા, પદ્મણી, શકુન્તલા, દેવયાની, મીરાંબાઇ, ભોગવતી, માલતી પદ્મા, ઈલા, લીલાવતી, અસુમતી, સત્યવતી, શલા, સુલીબાપંડિતા, કમળાદેવી, શ્રાન્તિકા, ગૌરી, વિજયા, જયા, સુમતિ, ચંદ્રપ્રભા, જશમા. ધનલક્ષ્મી, વસુમતી, શરતસુંદરી, વિમળા, સંયુક્તા, . , ળાવતી, દુર્ગા, મરીચી, વીરબાળા, ચંદા, મરીયમ, આમેના, પોરશિયા, યોગિની, દેવસ્મિતા; વગેરે-૭૭ પવિત્ર સતીઓનાં અદ્ભૂત સક ચરિત્રો છે-સિવાય—

**સ્ત્રી પુરૂષના ધર્મ**;—સ્ત્રીનો પતિ પ્રત્યે ધર્મ, પતિનો સ્ત્રીપ્રત્યે ધર્મ, પવિત્રતાપ્રતાપ, પતિવ્રતાનાં લક્ષણ-પતિપરદેશ જાય ત્યારે કેમ વર્તવું, રજો દર્શન વખતે કેમ વર્ત્તવું, રજોદર્શના સ્ત્રીની માવજત, ગર્ભવતીએ કેમ વર્ત્તવું, ગર્ભવતીની માવજત, સ્ત્રીઓને હાલ અપાતી કેળવણી ને તેમાં ખામી, કેળવાયેલી સ્ત્રીથી ફાયદા, સ્ત્રીએ મુખ્ય શું શું શીખવું જોઇએ, **બાળકોને ઉછેરવાની રીત**, (તેમાં જુદા જુદા ઉપયોગી ૨૨ વિષયો છે.) **બાળકોને કેળવવાની રીત**,-(એમાં જુદા જુદા ૧૩ વિષયો છે.) બાળ નિત્યરોગ, આયુષ્ય વધારવાનો ઉપાય, બાળકો રૂપાળાં-બુદ્ધિવાન-અંગોનાં સુશોભિત શી રીતે થાય. મા ઉપર છોકરાંનાં ભવિષ્યનો આધાર મોટે

માની અંદર કેવા ગુણો જોઇએ. માબાપનો છોકરાં પ્રત્યે ધર્મ, છોકરાંનો માબાપ પ્રત્યે ધર્મ, કુટુંબ પ્રત્યે ધર્મ, પુત્રીને સાસરે જતાં શીખામણ, સ્ત્રીએ સાસુ–સસરા–દેર, જેઠ વગેરે સગાં સ્નેહી સાથે કેમ વર્ત્તવું, ઘર ઉપયોગી વૈદક–રોગ–ચિકિત્સા–દવા વગેરે–માંદાની માવજત, સ્ત્રી પરીક્ષા, પતિ વશ કેમ થાય, પત્નીવશ કેમ થાય, શિયળવ્રત, પરોણા ચાકરી, ચાકર કેવા રાખવા, ચાકર સાથે કેમ વર્ત્તવું, મનુષ્યનું મુખ્ય કર્ત્તવ્ય, ઘર વ્યવસ્થા ( એમાં જુદા જુદા ૧૫ વિષયો છે. ) પ્રાચીન સ્વયંવર પદ્ધતિ, પ્રાચીન વિવાહ પદ્ધતિ, પતિ તરીકે કેવા પુરૂષને પસંદ કરવો, પત્ની તરીકે કેવી કન્યા પસંદ કરવી, કન્યાની દૈવી પરીક્ષા, પરણતી વખતે વરકન્યાની પ્રતિજ્ઞાઓ, પ્રાચીન અર્વાચીન સ્ત્રીઓમાં તફાવત અને તેનાં કારણો, સદાચરણે ચાલવા વિષે બોધ–( સતી ગીતા ) અને જુદા જુદા રાગમાં ગાવાની ગરબીઓ વગેરે–૯૪ ઉપરાંત ઘરસંસાર ઉપયોગી ઉત્તમ વિષયો છે. તે સ્ત્રી, પુત્ર, પુત્રીઓને સદ્‌ગુણીને પ્રેમાળ કરવાનું ઉત્તમ સાધન છે.

આ ગ્રંથ આશરે પૃષ્ટ ૫૦૦ સુશોભિત સોનેરી અક્ષરના પાકા પુંઠાનો છે. ને ગૃહસ્થોને પોતાની સ્ત્રી, પુત્ર, પુત્રીઓને પવિત્રને પ્રેમી કરવાની ઇચ્છા હોય, તેમણે તરત ગ્રાહક થઈ મંગાવી લઈ સંગ્રહ કરવા ચૂકવું નહિ—કિમત રૂ. ૨–૮–૦.

# સતીમંડળ.

## ( સ્ત્રી–પુરૂષનાં કર્ત્તવ્ય સાથે. )

## ભાગ ૨ જો.

### ઘણા સુધારા વધારા સાથે.

( આવૃત્તિ ૪ થી. )

આ લોકપ્રિય પ્રસિદ્ધ ગ્રંથ–દુનિયાના દરેક ધર્મનાં સ્ત્રી, પુત્ર, પુત્રીઓને શિક્ષણ લેવા ઉપયોગી થઈ પડે, એવો ધર્મ નીતિથી ભરપૂર

કર્યો છે. આ ગ્રંથ પતિવ્રતા થવાની તથા ગૃહ સંસાર પવિત્રને પ્રેમી કરવા ચાહનારી બ્હેનોને -પારસમણિરૂપ છે. આવો ઉત્તમ ગ્રંથ આજ સુધી એ કે બહાર પડયો નથી.

આ ગ્રંથમાં પ્રાચીન અર્વાચીન જગત્ પ્રસિદ્ધ પવિત્ર સતી-સ્ત્રીઓનાં શિક્ષણ લાયક અદ્દ્ભુત રસિક ચરિત્રો અને ગૃહસંસાર ઉપયોગી ઉત્તમ વિષયો દાખલ કર્યા છે. તેમાં વાંચનારને તલ્લીન કરી દઇ, તેમનામાં પવિત્ર ગુણો દાખલ કરી દે તેવો સદ્દબોધ સમાયેલો છે. જીવન ચરિત્રો એ જીવન સુધારવાનું સાધન છે, કેમકે ઉત્તમ દૃષ્ટાંત એ મનુષ્યને ઉત્તમ થવાને જાગૃત કરે છે.

**આવા હેતુથી આમાં-જગત્ પ્રસિદ્ધ પવિત્ર-સતી** સુમિત્રા, સુનીતિ, સત્યવતી, સરમા, સરસ્વતી-ભારતી, સત્યભામા, અદિતી, અંજની, ભવાની, ઉષા-ઓખા, ચિત્રલેખાં,-વિધાતા, માયાદેવી, મનસા, મૂર્ત્તિ, શક્તિ, શ્રદ્ધા, મહાશ્વેતા, ગંગા, ગોપા-યશોધરા ઉર્વશી, ચૂડાલા, કાદમ્બરી, કાલિંદી, ઇંદ્રાણી, શ્રુતાવતી, વેદવતી શાંડિલી, ઉભયકુમારી, ભાનુમતી, યોગિની, યમુના, રોહિણી, રોહિલા, બેહુલા, વિદુલા, રાણકદેવી, વીરમતી, પદ્મણી, મૈનાવતી, શશીકળા, શીવા, શશીવતા, ઋષિદર્શના, તિલોત્તમા, કાન્તિ, વનદેવી, અન્ના, દેવીકામિની, ચંદ્રપ્રભા, મૃગનયની, સર્યુ, શ્રીદેવી, મીનળદેવી, કળા, કમળા, ચંદ્રમુખી, નાગદેવી, સંજુલ-રાજેમતી, યશોદા, ઉર્મિલા, સારિકા, લીલાવતી, કૃષ્ણાકુમારી, ભાનુમતી, ગુણસુંદરી, રૂપસુંદરી, સતીસોન, લેડી હામિલ્ટન, વિટોરીયા કોલાના, સુંદરબા, રાજબાળા, ઇચ્છનકુમારી, ત્રિમૂર્ત્તિ, શીવા, મેના, રાજેશ્વરી, લાલબા, અહલ્યાબાઈ, લક્ષ્મીબાઇ, તારા; વગેરે ૭૭ સતીઓનાં શિક્ષણ લાયક અદ્દ્ભૂત રસિક ચરિત્રો છે. સિવાય,

**સ્ત્રી પુરૂષનાં કર્ત્તવ્ય;**—સ્ત્રીની ઉત્તમતા, સ્ત્રીઓની આચાર નીતિ, સ્ત્રી પુરૂષના અધિકાર, દંપતિ ધર્મ, પવિત્ર ગૃહ સંસાર, ખરૂં સંસાર સુખ શાથી મળે, પતિએ કેવું આચરણ રાખવું, પત્નીએ કેવું આચરણ રાખવું, સ્ત્રીની સૌન્દર્યતાનો ઉપયોગ, પતિ પત્નીમાં કેવો પ્રેમ જોઇએ, સ્ત્રીની પવિત્રતા, સ્ત્રી પુરૂષની અપવિત્રતા, પતિ પત્નીના ગુણોની થતી અસર, સાચા પતિનાં લક્ષણ, સાચી પત્નીનાં લક્ષણ, પુત્ર પુત્રીની ઉત્તમતાનાં લક્ષણ, સ્ત્રી ઉપયોગી નીતિમાળા, સ્ત્રીની માંદગી વખતે પતિનું કર્ત્તવ્ય, સંસાર ઉપયોગી ડહાપણ શી રીતે મેળવાય, સ્ત્રીએ કેવો સ્વભાવ રાખવો, સ્ત્રીએ કેવી રીતભાત રાખવી, સ્ત્રીએ કેવો સહવાસ રાખવો, મા અને છોકરાં, માની શીખામણ, સુજ્ઞ પતિનાં પત્ની પ્રત્યે વચન, સંસારમાં સાચો સ્નેહી

કોણ, સાસુ વહુના કજીયા શી રીતે મટે, ખૂબસુરતી વધારવાનો ઉપાય—બુદ્ધિ વધારવાનો ઉપાય, આનંદ મેળવવાનો ઉપાય, સ્ત્રી ઉપયોગી ચાતુર્ય જ્ઞાન, સ્ત્રી ઉપયોગી હુન્નકળા, સ્ત્રી ઉપયોગી રસોઈ કળા, ઘર ઉપયોગી રસાયણ, ઘર ઉપયોગી પદાર્થ પરીક્ષા, ઘર ઉપયોગી પદાર્થ જ્ઞાન, સ્ત્રી ઉપયોગી વૈદક-રોગ-ચિકિત્સાને-દવા વગેરે, સંતાન સુંદર બનાવવાનો ઉપાય, શરીર રક્ષણ શી રીતે કરવું, કુટુંબ વ્યવસ્થા, ગૃહ કાર્યની વ્યવસ્થા, ઉત્તમ વર કન્યા શોધવાની રીત, બાળકોને ધર્મ નીતિનું શિક્ષણ આપવાની રીત પરમાત્માને પામવાનો ઉપાય, પવિત્ર બોધ, અને (**સતી ગીતા.**) સ્ત્રી બોધ જુદા જુદા રાગમાં ગાવાની ગરબીઓ; વગેરે-**૧૦૫** ગૃહ સંસારોપયોગી અતિ ઉત્તમ **વિષયો** છે. પૃષ્ટ આશરે ૫૦૦ સુશોભિત સોનેરી પાકું પુંઠું કીંમત રૂ. ૨-૧૨-૦

---

# વીર મહિલા.

**આ લોકપ્રિય ગ્રંથ—દુનિયાના દરેક ધર્મના સ્ત્રી, પુત્ર, પુત્રીઓને શિક્ષણ લેવા ઉપયોગી થઇ પડે એવો કર્યો છે. આવો ઉપયોગી ગ્રંથ-આજ સુધી એક પણ બહાર પડયો નથી. વિશેષ ખાત્રી વાંચવાથી થશે.**

**ધીર-વીર** માતાઓના સદ્‌ગુણોની છાપ બાળકોના કોમળ હૃદયમાં એવી તો સજ્જડ પડે છે કે તે જીંદગી પર્યંત જતી નથી. તેમનાથી બાળકો સારૂં શિક્ષણ પામી દુનિયામાં **માનવ રત્નો** પેદા થાય છે. તેથી જ આવી સ્ત્રીઓ **રત્ન ગર્ભા** કહેવાય છે. ધીર-વીર રત્નગર્ભા સ્ત્રીઓ જ દેશોદય થવામાં સાધનરૂપ છે. એવીજ વીર સ્ત્રીઓએ પોતાના પ્રબળ નિર્મળ તેજ પ્રતાપથી બહુવાર બળ, બુદ્ધિ અને મતિકૃતિમાં પુરૂષો સાથે સ્પર્ધા કરેલી છે.

હત્ ભાગ્ય ! ભારત વર્ષની આર્ય મહિલાઓનું-આજે એ મહાત્મ્ય અને ગૌરવ ઓછું થઇ ગયું છે. હાલ તેવી ધીર-વીર મહિલાઓ ઉત્પન્ન થતી નથી. એવી સ્ત્રીઓ થવાનો મુખ્ય આધાર સોબત-પ્રત્યક્ષ દૃષ્ટાંત અને ઉપદેશ ઉપર છે. પરંતુ હાલ તેવી સોબત કે તેવો ઉપદેશ મળે એવાં પુસ્તકો નથી. તેથી આ પુસ્તક બહાર પાડવાનો વિચાર કર્યો છે.

**આમાં**—પ્રાચીન અર્વાચીન જગત્ પ્રસિદ્ધ-**૭૧ વીરમહિલાઓનાં** શિક્ષણ યોગ્ય અદ્‌ભૂત રસિક ચરિત્રો દાખલ કર્યા છે. જે વાંચનારી અને

શ્રવણ કરનારી સ્ત્રીઓને તલ્લીન કરી, તેણીઓમાંથી પૂર્વનું ગયેલું ધીર-વીર પણું પુનઃ પ્રાપ્ત કરી દે તેવો સદ્બોધ સમાયેલો છે. કેમકે **ઉત્તમ દૃષ્ટાંત એ મનુષ્યને ઉત્તમ થવાને જાગૃત કરે છે.**

**આ ભારત ભૂષણ**—વીર મહિલાઓએ કેવાં કેવાં વીરત્વ વગેરેનાં મહાન્ કાર્યો કર્યાં છે, તેમનો ચિત્તવેધક ચિતાર તેમનાં ચરિત્રોમાં કર્યો છે. તે વાંચનારને આશ્ચર્ય પમાડી સ્વદેશાભિમાન સાથે વીરતા ઉત્પન્ન કરાવે છે. એટલું જ નહિ પરંતુ સંકટ સમયે ધૈર્યતા, હિંમત, ઉત્પન્ન કરાવી, શિયળનો, પતિનો, ધનમાલનો અને સ્વદેશનો બચાવ કરવાની યુક્તિ પ્રયુક્તિ, સૂઝાડે છે. તથા સમય સૂચકતા, વિવેક, મર્યાદા વગેરેનો માર્ગ બતાવે છે. તેની સાથે તેમના મહાન્ ગુણોની છાપ બાળકોના કોમળ હૃદય ઉપર પડી, તેઓ મહાન્ ગુણોવાળા પેદા થાય છે. પૃષ્ઠ ૪૦૦ પાકું પુઠું અગાઉથી ગ્રાહક થનારને રૂા. ૧-૮-૦ પાછળથી રૂા. ૨)

---

# સ્ત્રીનું કર્ત્તવ્ય.

**આ ઉપયોગી ઉત્તમ પુસ્તક-દરેક ધર્મની સ્ત્રીઓને ગૃહ-સંસાર સુધારવાને પારસમણિરૂપ છે.** આમાં આવેલા ઉપયોગી વિષયોથી તેની ઉત્તમતાની ખાત્રી થશે. વિશેષ ખાત્રી પુસ્તક વાંચવાથી થશે.

**આમાં**—પતિ પત્નીનો સંબંધ, ઉત્તમ પત્નીનાં લક્ષણ, પતિ પ્રત્યે કર્ત્તવ્ય, બાળકોને બોધ, કુટુંબ પ્રત્યે કર્ત્તવ્ય, ગૃહ કાર્ય, રજો દર્શન વખતે રાખવાની સંભાળ, ગર્ભવંતીએ કેમ વર્ત્તવું, ગર્ભવંતીની સંભાળ, સુવાવડ કરવાની રીત, સુવાવડીની માવજત, માંદાની માવજત, આરોગ્યતાના નિયમ, ઘર ઉપયોગી વૈદું, અતિથિ-પરોણાનો સત્કાર, સાસુ, સસરા વગેરે સગાં સ્નેહી પ્રત્યે કર્ત્તવ્ય, પાડોસી પ્રત્યે કર્ત્તવ્ય, દેશ પ્રત્યે કર્ત્તવ્ય, વ્યવહારનીતિ, આચાર નીતિ, કુટુંબ વ્યવસ્થા, ઘર વ્યવસ્થા, કર્ત્તવ્ય-અકર્ત્તવ્ય, બાળ રક્ષણ, બાળ શિક્ષણ, શરીરની સંભાળ, રસોઈ વ્યવસ્થા, ભોજન વ્યવસ્થા, ઘરની સ્વચ્છતાઈ, લેવડ દેવડ કરવાની રીત, જીવિકા સાધન, ઘર ધંધો, સ્ત્રીની પવિત્રતા શી રીતે સચવાય, હિસાબ રાખવાની રીત, અન્ય સ્ત્રીઓ પ્રત્યે ભગિની ભાવ, ઘર ઉપયોગી પાકશાસ્ત્ર, ઘર ઉપયોગી પદાર્થ જ્ઞાન, સ્ત્રીઉપયોગી ચાતુર્ય જ્ઞાન, ઘર ઉપયોગી હુન્નરકળા, પતિને રંજન કરવાની કળા; વગેરે ઘણા **ઉત્તમ વિષયો છે.** તે સ્ત્રીઓ, પુત્રીઓ અને બેનોને શિક્ષણ લેવા ઉપયોગી થઇ પડે એમ કર્યું છે. પૃષ્ટ ૩૦૦ સુંદર પાકું પુઠું અગાઉથી ગ્રાહક થનારને રૂા. ૧-૪-૦ પાછળથી રૂા. ૧-૧૨-૦

---

# જ્ઞાન·ાપક.

આ ઉપયોગી ઉત્તમ પુસ્તક-દુનિયાના દરેક દેશના મનુષ્યોને પવિત્ર જ્ઞાનનું શિક્ષણ લેવા ઉપયોગી થઇ પડે એવું બનાવ્યું છે. આવું પુસ્તક આજ સુધી એક પણ બહાર પડેલું નથી. વિશેષ ખાત્રી વાંચવાથી થશે.

આ પુસ્તકમાં—સ્ત્રી પુરૂષોને આ લોક પરલોક સુધારવાને ઉપયોગી થઇ પડે એવા વિષયો દાખલ કર્યા છે. તે આ પ્રમાણે—અખંડ સુખની પ્રાપ્તિ, બ્રહ્મદર્શન, જીવ, શિવ, ખરૂં જ્ઞાન, દુર્ગતિ, મનુષ્યના હૃદયની પરીક્ષા, સદાકાળ જીવતો કોણ, અચળ કીર્ત્તિ શી રીતે પ્રાપ્ત થાય, સજ્જનનો મહિમા, માનસિક ઉન્નતિ, કાળા માથાનું માનવી, વિજયનાં સાધનો, ઉન્નતિનો માર્ગ, સંપૂર્ણ જ્ઞાન, આત્માનંદ, માયા, વૈરાગ્ય, મૃગજળ,વાસના નિવૃત્તિ, મન, લીંગદેહ, સ્થુળ દેહ, સૂક્ષ્મદેહ, માયાનું બંધન, જડ, ચૈતન્ય, અદ્વૈત, દ્વૈત, મૂર્ત્તિપુજન, પુનર્જન્મ, સત્સંગ, મરણ સાધન, સ્વયં પ્રકાશ, પ્રતિષ્ઠા વધારવાનો ઉપાય, કનક અને કામિની, સંસારસાગર તરવાનું અને ડુબવાનું સાધન, તૃષ્ણામાં ફાંફાં મારવાનું કારણ, આદર કરવા યોગ્ય, તિરસ્કાર કરવા યોગ્ય, ઘોર નર્ક, પ્રૌઢ બંધન, દીર્ઘરોગ, અજ્ઞાન રૂપ શું? બંધનમુક્ત, નર્કનું દ્વાર, સ્વર્ગનું દ્વાર, પરમધર્મ, જીવતે મુઓ, ખરોમિત્ર, શત્રુ, પંડિત, જ્ઞાની, તપસ્વિ, યોગી, શ્રેષ્ઠપુરૂષ, પાપી, પુણ્યવાન, મહાપુરૂષ, ખરો દ્રવ્યવાન, ખરો વિવેકી, વિવિધ તાપ, વૃદ્ધાવસ્થા, આનંદના પ્રકાર, પુરૂષાર્થ, પ્રાણ, પંચવિષય, પંચમાતા, પંચજ્ઞાનેન્દ્રિય, મનુષ્યનાં કર્ત્તવ્ય-અકર્ત્તવ્ય, પાતક નાશ કરનારાં તીર્થો, તીર્થયાત્રા કરવાનો ગુપ્ત હેતુ, આત્મોન્નતિ કોણ કરી શકે? પાત્રાપાત્રનો વિચાર, દુઃખથી નિવૃત્ત થવાનો ઉપાય, મનુષ્ય જન્મનું સાર્થક, મૃત્યુનો ભય કોને નથી? સદ્‌ગતિ શાથી થાય, મનુષ્યને આખરનું કર્ત્તવ્ય, શોકમુક્ત, દુઃખ મુક્ત, અને બંધનમુક્ત શી રીતે થવાય, કલ્યાણને માટે શાનો વિચાર કરવો, મૃત્યુ વખતે શું કરવું, ઉપાધિ મુક્ત શી રીતે થઇ શકાય, આયુષ્ય વૃદ્ધિ શાથી ગણાય છે, બ્રહ્મ પદમાં એકતા ક્યારે થાય, આત્માને ઓળખવા શાની જરૂર છે, મુક્તિ પદ કોણ પામી શકે; વગેરે ઉપયોગી શિક્ષણથી ભરપૂર ઘણા ઉત્તમ વિષયો છે. પૃષ્ઠ ૪૦૦ સુંદર પાકું પુંઠું—અગાઉથી ગ્રાહક થનારને રૂા. ૧-૮-૦ પાછળથી રૂા. ૨)

# પશુ ચિકિત્સા.



આ ઉત્તમ ગ્રંથ—સર્વને ઘણો ઉપયોગી થઇ પડે એવો કર્યો છે. હાલ ઘર આગળ પાળવામાં આવતાં પશુઓ સંબંધી પુસ્તકોની ઘણીજ ખોટ છે. માટે આ ગ્રંથ ઘણી મહેનતે તૈયાર કર્યો છે. આવો ઉપયોગી ગ્રંથ આજ સુધી એક પણ બહાર પડયો નથી.

આમાં—ગાય, બળદ, ભેંસ, ઘોડાં, બકરાં, ઉંટ અને હાથી વગેરે પશુઓની ઉત્તમ, કનિષ્ઠતાની પરીક્ષા,—આયુષ્ય પરીક્ષા, ચાલવાની ગતિ, કીંમત, વશ કરવાની રીત, ઉછેરવા અને કેળવવાની રીત, પશુઓના રોગ—ચિકિત્સા દવા વગેરે, પશુઓને ઉપયોગી વિષયો દાખલ કર્યા છે. આ પુસ્તક દરેક ગૃહસ્થે ઘરમાં રાખવા યોગ્ય છે. પૃષ્ટ ૩૦૦ સુંદર પાકું પુંઠું—અગાઉથી ગ્રાહક થનારને રૂા. ૧—૮—૦ પાછળથી રૂા. ૨

---

# કન્યા વિક્રય निषेध दर्शक.

( બીજી—આવૃત્તિ. )

આ પુસ્તક—કન્યા વિક્રયના કુચાલને દૂર કરવાનું ઉત્તમ સાધન છે. આ પુસ્તકની ૭૦૦૦ સાત હજાર નકલો ખપી જતાં જુજ નકલો રહી છે. કીંમત રૂા. ૦—૪—૦ પોષ્ટેજ માફ.

---

શ્રીમાળપુરાણ—આ પ્રાચીન ધર્મ ગ્રંથ-મૂળ શ્લોક સાથે ગુજરાતી ભાષાંતર આપી—શ્રીમાળી બ્રા. શ્રીમાળી દશા તથા વીશા શ્રીમાળી વાણીયા, ઓસવાડ અને પોરવાડ વાણીયા, શ્રીમાળી સોની વગેરેને ઉપયોગી ધર્મ ગ્રંથો છે. પૃષ્ટ ૭૦૦ પાકું પુંઠું. કીંમત રૂા, ૨—૦—૦,

મુ. અમદાવાદ. } કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.
"સતીમંડળ" વગેરે ગ્રંથના કર્તા—

---